




સંસારનાં મધુકુંજે મધુ પ્રેમ મ્હોરે,
રાત્રિદિને વનખીલી ફુલમ્હેક ફોરે;
આકાશ તારક ગ્રહો નવરંગ ભાસે,
પૂજ્ય પ્રભુ, તુજ કલા મધુરી શી હાસે !

પંખીજમાં કુસુમનાં રસગીત ગાય,
નેત્ર તારકા—જગતલોકની વાત વાંચે;
સૌ આ નવી સુરકથા ગૂંથતાં શ્વાસે,
પૂજ્ય પ્રભુ, તુજ કલા નવલી નિહાળે !

જોઉં લીલા—નયન સક્ષમ રસાળ કીધાં,
સુણું લીલા—શ્રવણ નમ્ર ચકોર દીધાં;
ઝીલું લીલા—હૃદય કોમળતા વિલાસે,
પૂજ્ય પ્રભુ, તુજ કલા મુજમાં પ્રકાશે !




તમે ચાર મિત્રો ભેગા મળીને વાતો કરતા હો છો ત્યારે તમે ટોલટપ્પાં મારતાં સહેજ સહેજમાં જે વિવિધ જ્ઞાન મેળવી શકો છો, અગત્યની બાબતો જાણી કે શીખી શકો છો, રમુજથી તમારા મનને બહેલાવી શકો છો અને જે ઉત્સાહ તથા પ્રેરણાથી તમારાં અંતર ઉભરાઈ ઉઠે છે તેવું તમે કદિ એકલા બેઠા બેઠાં મહિનાઓ સુધી પુસ્તકોનાં થોથાં વાંચ્યા કરો તોપણ પામી નથી શકતા. આ તો તમારા અનુભવની વાત હશે. એનું કારણ શું ?

✻

વાતચિત એ સુક્ષ્મ જ્ઞાન મેળવવાનો ઉત્તમ રસ્તો છે. એટલા જ માટે પ્રાચીન કાળમાં વિદ્યા પુસ્તકો ગોખીને નહિ પણ ગુરુ પાસે બેસીને શિષ્ય મેળવતો. ધર્મજ્ઞાન મેળવવાને સત્સંગ કરવાનું કહ્યું છે તેનું પણ એ જ કારણ.

✻

તમને એવું સંજીવ જ્ઞાન મળે એટલા માટે તમારી સાથે વાતચિત કરવાની ગોઠવણ કરવાની બહુ જરૂર લાગી છે. દર મહિને આપણે આ 'મિજલસ'માં બેસીને ખુલ્લાં દિલથી મનગમતી વાતો કરીશું. તેમાં તમારામાંથી દરેક જણને કંઇ કંઇ કહેવાનું હોય તે જાહેર કરવાની તક મળશે. મારી તો ઘણી મરજી છે કે મારે પોતાને તે વખતે બહુ જ થોડું કહેવાનું હોય. 'મિજલસ'માં તમે વધારે ભાગ લેતા થાઓ તો તમે 'કુમાર'ને સફળ કરવામાં વધારે ઉપયોગી થઇ શકો.

✻

તમે મોટા થઇને શું શું કરવાની ઉમેદો રાખો છો, તે માટે હમણાં શા પ્રયાસ કરો છો, તમને તેમાં શી અડચણો નડે છે તે મને લખી જણાવશો તો હું તમને મારાથી બનતી દરેક મદદ કરીશ. તમને સાચી સલાહ મેળવી આપીશ. તમને કંઇ મુશ્કેલીઓ કે શંકાઓ હોય, કંઇ નવું જોવા જાણવાની ઉત્કંઠા હોય, તો શરમાયા વિના તમે મન ખોલીને છુટથી તમારી હકીકતો મને લખી મોકલો. આપણી 'મિજલસ'માં તમારી શંકાઓનું સમાધાન થશે, સવાલોના જવાબ મળશે, મુશ્કેલીઓના ઉપાયો સુચવવામાં આવશે. અહીંથી તમને પ્રેરણા અને ચેતન, કલા અને સંસ્કાર, જ્ઞાન અને રમુજ મળતાં રહેશે. તમારા ખરા મિત્રમાં મન પરોવજો.

✻

આ માસિક બહાર પાડવાનું પહેલું મને નથી સુઝ્યું. તમારી વડીલ જ એ કેટલાક ભાઈઓએ પોતાના

### પ્રસાદ

अहमस्मि सहमान उत्तरो नाम भूम्याम् ।
अभीषाडस्मि विश्वाषाडाशामाशां विषासहिः ॥

—अथर्ववेद

'હું મારી માતૃભૂમિમાં વધુ ઉંચો છું. હું શત્રુઓના અનેકાનેક હુમલાઓ સહન કરી શકું છું. ગમે તે સ્થિતિમાં મારું બળ અટલ હશે. હું ચોક્કસ વિજય મેળવનારો છું."

માતૃભૂમિનો સાચો ભક્ત, આ મંત્રનો ઋષિ કેવો ભારે આત્મવિશ્વાસ ધરાવે છે તે ઉગની પ્રગ લક્ષમાં લે. વેદના વારામાં આવા હજારો દેશભક્તો પરતંત્રતાનો વિચાર સરખો સહન કરી ન શકતા. એ પ્રાણવાન પુરુષોએ જ ત્યારે આર્યાવર્તને સ્વતંત્ર રાખ્યો અને તેની સર્વ પ્રકારે ઉન્નતિ સાધી.

'કુમાર'ના તરુણ વાચક ! ઉપલા મંત્રવાળા ઋષિની જેમ તું ખરો રાષ્ટ્રપ્રેમી અને ભૂમિભક્ત થા. એવી પ્રભુને પ્રાર્થના છે.

રામચંદ્ર બળવંત આઠવલે

વિનોદની ખાતર હાથે લખીને 'કુમાર' દર મહિને તૈયાર કરવાનું ઘણા વખત પહેલાં શરૂ કર્યું હતું. તે મારા જોવામાં આવ્યું, અને મને લાગ્યું કે તે જ માસિક તમારા સૌનું થઇ શકે. એ બે ભાઇઓનું વૃત્તાંત આ અંકમાં બીજે ઠેકાણે આપ્યું છે, તે વાંચશો એટલે તમારી ખાતરી થશે કે તમારી વયમાં તમે ધારો તો ઘણું ઉપયોગી કામ કરવાને લાયક છો.

❧

મિત્રો—હવે હું તમને મિત્રો જ કહીશ—તમને ખબર તો છે ને, કે સવારથી સાંજ સુધીનો રોજનો વખત આપણી જીંદગીનો ભાગ છે. રોજનો એટલો વખત કેવી રીતે જાય છે તેનો વિચાર કરશો તો તમને લાગશે કે 'કાલ' અને કાલની વાતો તો ગઈ; હવે તો 'આજ' સામી ઉભી છે. પણ તે 'આજ' કેમ બની તેનો વિચાર તમને થયો છે?

❧

કાલે રાત્રે તમે માફકસર જમ્યા હતાં, કાલ રાત્રે તમને સારી ઉંઘ આવી હતી, તેથી આજે સવારે તમે તન્દુરસ્ત ખુશ ચહેરે જાગ્યા. પણ કાલે રાત્રે તમે વધુ ઉપર ખુબ હાથ માર્યો, ખાધેલું પચ્યું નહિ, રાત આખી શાંત ઉંઘ ન મળી—આજે સવારે તમે ઉઠી ન શક્યા. શરીર ભારે લાગ્યું; માથું દુખવા માંડ્યું. શાથી? કાલે તમે એક જણને મળવા આવવાનું કહેલું. આજે સવારમાં તે ભાઇ તમારી પાસે તમે કહેલી ચીજો લઇને આવ્યા. પણ તમે કાલની ગોઠવણ આજે પાર પાડી શકો એમ નથી. શાથી? કાલે તમે નિશાળના પાઠ ન વાંચ્યા; રજા ગુમાવી. આજે નિશાળમાં તમે આવડયું નહિ, ગુરુજીએ ઠપકો આપ્યો, બીજા છોકરાઓએ ઉપહાસ કર્યો. શા માટે?—કાલની ભૂલ આજ નડી. કાલ અને આજનો સંબંધ સમજ્યા?

❧

કાલમાંથી આજ બની. કાલની બધી ભુલો આજે વેઠવી પડી. પણ તમે નિરાશ થઈ કાં બેઠા? હજુ તમારે માટે એક મોટી તક બાકી છે. 'આજ' સહન કરી લો; પણ હજી 'આવતી કાલ' અખંડ તમારી છે. 'આજ'ની તે સુંદર પુત્રી છે. આજે તમે હેરાન થયા હો, નિરાશ થયા હો, દુઃખી થયા હો, પરંતુ આવતી કાલનું સુંદર હસતું મોં જોવાની આશા ગઇ નથી. પણ ગઇ કાલની પેઠે જો આજે પણ ભુલો જ કરી બેસશો તો એ આશા સફળ થવાની નથી. સુંદર 'આવતી કાલ'નું દર્શન કરવા સારૂ 'આજ' તમારે બહુ વિચારપૂર્વક, નિશ્ચયથી અને સંયમથી ગાળવી પડશે. આજે તમે જમવામાં લ્હેર માણુરો તો, આવતી કાલનું સુંદર મોં જોઇ રહ્યા. આજે તમે આળસમાં રહ્યા તો આવતી કાલનો આનંદ ગયો સમજજો. આજે જ તમે બધી સારી રીતે ખાવ, સારૂં વિચારો, સારાં કામોને તમારા હૃદયના મિત્રો બનાવો, ને જુઓ કે આવતી કાલ હસતે મુખડે રમઝુમ કરતી તમારી સાથે રમવાને આવે છે કે નહિ. એવી આવતી કાલ રોજ જોવાનો યત્ન કરશો તો તમારી જીંદગી વધુ તેજસ્વી, યશસ્વી અને આરોગ્યભરી થશે. તમારા સૌનું દીર્ઘાયુ હો. આવતી કાલનો વિજય આજે ગાઓ.





# કરસનદાસ મુળજી

### સાદા કરસનદાસ

ગુજરાતમાં મોટું નામ પામેલા 'મોટા મહીપતરામ' કરસનદાસનું ચરિત્ર લખતાં એમને ભલા, રૂડા, બહાદુર, વીર વગેરે વિશેષણોથી વારંવાર અભિનંદન દે છે. કરસનદાસની કદર કરનાર એ ખરે જ લાયક નર હતા. છતાં આજે કેટલા જાણે છે કે એ સમયમૂર્તિ વીરનર હતા ? મોટાની મોટાઇ સમજવાને હૃદય પણ મોટા હોય. જગતના ઇતિહાસ તરફ જોઇશું તો જણાશે કે સાંકડા મનના લોકો પોતાના મહાપુરુષોને ભુલ્યા છે. એમ ન હોત તો ઇશુ ખ્રિસ્તને વધસ્તંભ પર ચડવા વારો ન આવત, સ્વામી વિવેકાનંદને અમેરિકામાં ઉપદેશ કરવા જવું ન પડત, મહાત્મા ગાંધીજીને જેલ બેસવાનું ન બનત. સદ્‌ભાગ્યે હવે માણસને વિશેષગુણથી ઓળખવાનો વખત ગયો છે. કરસનદાસનું નામ એનાં કામોથી ઉજવતું છે; એટલે ગરવી ગુજરાતના એ 'વીરના વીર' ને (કવિ નર્મદ 'વીર નર્મદ' કહેવાય છે. એના સમકાલીન કરસનદાસ એના પણ કર્મવીર હતા.) કર્મવીર કરસનદાસ કહેવાને બદલે 'સાદા કરસનદાસ.' કહીશું તો વધુ માનભર ને સુઘડ દેખાશે.

### જીવનરેખા

ઇસવી સન ૧૮૩૨ના જુલાઇ મહિનાની ૨૫મી તારીખે મુંબઇ શહેરમાં કરસનદાસનો જન્મ થયો. એના પિતા કાઠીઆવાડના કપોળ વાણીઆ હતા અને વેપાર વાસ્તે મુંબઇ ગએલા. કરસનદાસ હજુ સાવ બાળક હતા તેવામાં એમની માતા મરી ગઈ. બાપે પુનર્વિવાહ કર્યો અને સાવકી માતાને મુકી બાળકને મોસાળ જવું પડ્યું. પણ મોસાળમાં માતાનાં માબાપ ગુજરી ગએલાં; એટલે બાળક કરસનદાસને માની કાકી ઉછેર્યો. ગામઠી નિશાળોમાં ભણી રહ્યા પછી મુંબઇ એલ્ફિન્સ્ટન પાઠશાળામાં એ અંગ્રેજી અભ્યાસ કર આવ્યા. કુટુંબના કારણે ભરણપોષણની ચિંતા માથે પર અભ્યાસ અધુરો મુકી શેઠ ગોકળદાસ તેજપાળ શાળામાં તે મુખ્ય ગુરુ તરીકે નીમાયા. ત્યાં કેળવણ ખાતાના ચતુર ડ્પ્યુટી ટી. સી. હોપ સાહેબ એમનું સા કામ જોઇ પ્રસન્ન થયા અને એમને એંશી રૂપીઆના દ માયાથી ડીસાની અંગ્રેજી નિશાળના મુખ્ય ગુરુ તરી મુક્યા. ત્યાં એ ભારે રોગમાં પટકાઇ પડ્યા. દવા કર માટે એ નોકરી છોડી મુંબઇ આવ્યા. સને ૧૮૬૩ન માર્ચ માસમાં યુરોપ જવા ઉપડ્યા; પણ ફેફસના રોગ લીધે ૭ માસમાં પાછા આવ્યા. દેશાટન કર્યું તેથ તે નાતબહાર મુકાયા. વળી પાછા ફરીથી વિલાયત સફરે જવા એમને સંજોગો મળ્યા. તકનો લાભ ચુ એવા કરસનદાસ કાચા ન હતા. એ ગયા અને વેપારી કામે ગયા હતા તે પુરું કરી થોડા વખતમ પાછા વળ્યા. રાજકોટની ગાદીએ આ વેળા બાળરાજ બેઠો હતો. વગને લીધે સરકારે એમને આસિસ્ટન્ટ-સુપરિન્ટેન્ડન્ટ નીમી રાજ્યનો કારભાર સોંપ્યો. એમણે રાજ્યતંત્રમાં સુધારા કર્યા. લીમડી રાજ્યમાં પણ બાળરાજ હતો; તેથી સરકારે કરસનદાસની બદલી ત્યાં કરી રાજકોટની રૈયત આ સમાચારથી દુઃખી થઇ. પ્રજા માનપત્ર લઇ સને ૧૮૭૦માં એ લીમડી ગયા અહ પણ સુધારાઓ કરી તે અત્યંત લોકપ્રિય બન્યા. પરં થોડા મહિનામાં એ માંદા પડ્યા અને ૧૮૭૧ન ઑગસ્ટમાં સ્વર્ગવાસી થયા.

## સુધારાનો યુગ

એ વખતે સમાજની ઘોર મધરાત ચાલતી હતી. નાતનાં રૂઢ બંધનો મજબુત ખેંચાતાં અને સમાજનું જીવન ખાબોચીઆ જેવું બંધાએલું રહેતું. કાદવીઆ કીડાઓ જેમ સૌ એક જ ચીલામાં જન્મી, જીવી મરી જતાં. દેશાટન થઇ ન શકે. વિધવાવિવાહનું નામ ન દેવાય. સમાજના કુધારાઓ સામે એક હરફ ન કઢાય. ઉગતી પ્રજામાંના કેટલાક આ હાલત સાંખી શકયા નહિ. ઘરકાંનું ઘરેડીઉં જીવન એમના તાજા પ્રાણને અનુકૂળ ન પડયું. ઉગતા જીવનમાં ભુલ કરવાની છુટ હોય છે તેમ એમાં ખરૂં ખોટું પારખવાની શક્તિ રહી છે. અમુક જુવાનીઆઓએ ભેગા મળી સભાઓ બાંધવાની પ્રવૃત્તિ શરૂ કરી. 'બુદ્ધિવર્ધક હિન્દુ સભા' સ્થપાઇ. દેશહિતના બધા વિષયો ઉપર નિબંધો વંચ.વા લાગ્યા. આવાં લખાણોથી વિચારોની અદલાબદલી થવા લાગી; સાથેલાગી બાહ્યચારાની વૃત્તિ પ્રબળ થઈ. કરસનદાસ આ પ્રવૃત્તિના પ્રાણ બન્યા. એ સભાની એક બેઠકમાં એમણે દેશાટનનો નિબંધ વાંચ્યો; એમાં નીચેનો હિન્દી દુહો ટાંકેલો:

> सबी भूमि गोपाल की, या मैं अटक कहा ?
> ज्याके मन में खटक है, वही अटक रहा.

કરસનદાસ પાઠશાળામાં વિદ્યાર્થી હતા ત્યારે એમણે વિધવાની દશા ઉપર કનામી નિબંધ લખેલો. આ નિબંધનાં કાગળીઆં એમની માની કાકીએ જોયાં. સમાજના ધારાધોરણ સામે મોરચો માંડનાર છોકરા



ઉપર એને ક્રોધ ઉપજ્યો. એ બાઇએ ઘર છોડી જવાનો સખત હુકમ આપણા જુવાન બંડખોરને સંભળાવી દીધો. જગતમાં કરસનદાસ એકલા થઇ રહ્યા. ભણતર એમને મુકવું પડ્યું. છતાં 'હૃદયનું સત્ય' ન છોડયું. જીવનને ખાતર ભણતરનો ભોગ દીધો. સુધારો એટલે સાચું સાહસ.

## 'સત્યપ્રકાશ'

કરસનદાસને સભામેળાપ કે નિબંધવાચનથી સંતોષ ન વળ્યો. દેશકલ્યાણનું કોઇ બળવાન સાધન એ શોધમાં એ હતા. એ વખતે પારસીઓ એક વર્તમાનપત્ર ચલાવતા એ જોઇ કરસનદાસને જણાયું કે વિચારોના આપલે આ સાધન દ્વારા થઇ શકે. તે જાણતા હતા કે લોકોમાં વિચારોના ફેલાવા પછી ખરૂં કામ થશે. પરંતુ પ્રજામાં વાચનનો શોખ પણ કેળવવાનો હતો. એ મુશ્કેલીઓ વચ્ચે એમણે 'સત્યપ્રકાશ' નામનું પત્ર કાઢવું શરૂ કર્યું. જો એક બે છાપાં તે વેળા નીકળતાં તેની નીતિ સારી ન હતી. બાંડીને કે ખરૂંખોટું લખીને પૈસા કમાવા પર તેમનું ધ્યાન હતું. કરસનદાસનો હેતુ જુદો હતો. એ વિષે લખતાં મહીપતરામભાઈ કહે છે કે "'સત્યપ્રકાશ' પત્ર પૈસા રળવાને કરસનદાસ ચલાવતા નહિ. કુધારાનો નાશ કરવાને, અજ્ઞાન, વહેમ અને મુર્ખાઇને દેશમાંથી નસાડવાને અને સ્વદેશીઓના આ લોક તથા પરલોકના સુખમાં વધારો કરવાને કેવળ પરમાર્થે એ પત્ર ચલાવતા.' ખોટા વહેમ અને જુઠાણા વિરૂદ્ધના લેખો

છોક છપાવા ને વંચાવા લાગ્યા અને સમાજમાં મુજારો છુટ્યો. જુવાન કરસનદાસની હિમ્મત અજબ હતી. દુનીઆડાહ્યાં કહે છે,

यद्यपि शुद्धं लोकविरुद्धम्
नाचरणीयं नाकरणीयम्

(જોકે સાચું હોય તોપણ સમાજની વિરુદ્ધ હોય તો તે ન આચરવું—ન કરવું.) પણ આ વીરનરનો જીવનમંત્ર જુદો જ હતો. 'સુધારાની ફોજના સેનાપતિ'ની ખરી લડાઇ હવે મંડાણી.

**છપ્પનભોગ**

છપ્પનભોગ કરવાના વૈષ્ણવ મહારાજોના હક ને પૈસા મોદકલુબ્ધ શૈવમાર્ગી બ્રાહ્મણોએ પડાવા લીધા. મુંબઇના ભુલેશ્વર મંદિરમાં જાહેર ફાળામાંથી તેઓ છપ્પન ભોજન જમ્યા. મહારાજોએ શૈવધર્મના પ્રચારની બીકે ઠીક દલીલ કરી કે શિવને ધરાવેલો પ્રસાદ શિવનિર્માલ્ય કહેવાય, માટે એ જમવાના કામમાં ન આવે. પોતાના સેવકોને તેમણે આજ્ઞા કીધી કે જ્યાં સુધી બ્રાહ્મણો શુદ્ધ ન થાય ત્યાં સુધી કોઇએ તેમને દાન દક્ષિણા ન દેવી ને જમાડવા પણ નહિ. આમ છપ્પનભોગ રૂપી ખારનો તણખો ઉડ્યો, વેરની ઝાળ નીકળી ને કુસંપનો ભડકો થયો. વાત વધી અને ચોપાનીએ ચડી. 'સત્યપ્રકાશે' ટકાર કર્યો અને મહારાજોનાં શિરજોરી, એકહથ્થુ સત્તા અને ભ્રષ્ટાચારો ઉપર કડક લેખ લખ્યા. મહારાજોએ સત્યનો પ્રકાશ જોયો અને છંછેડાયા. મહીપતરામભાઇ લખે છે કે 'વાણીઓ, વળી વૈષ્ણવ, ને સેવક થઇને આમ ગજબ કરે તે મહારાજોથી ખમાયું નહિ. સામ, દામ, અને ભયથી તેને ચુપ રાખવાને મહેનત કરી, પણ કરસનદાસ કશાથી ડર્યો નહિ.'

આના જવાબમાં મહારાજોએ 'ચાબુક' પત્રના તંત્રીને લાંચ આપી ફોડ્યો અને સુધારાવાળાની ખોટી નિંદા કરાવી. મહારાજોએ સેવકો પાસે 'ગુલામી ખત' કરાવી લીધાથી આ મનોરંજક ટંટો વધ્યો. 'સત્યપ્રકાશ'માં તંત્રીએ ધર્માચાર્યોની બરાબર ખબર લીધી. આથી બન્ને પક્ષો હાથોહાથ આવી ગયા એમને નાતબહાર મુકવાની ધમકી અપાઇ, પણ એ સાહસ ઉઠાવી એમને ખરેખર નાતબહાર મુકવાની હિમ્મત કોઇમાં ન હતી.

**જદુનાથજી મહારાજ**

જોવા જેવી લડાઇ તો જદુનાથજી મહારાજ અને કરસનદાસ વચ્ચે જાગી. વિધવાવિવાહના શાસ્ત્રાર્થમાં બન્ને વચ્ચે યુદ્ધ મચ્યું. બન્ને તરફથી લેખરૂપી બાણ છુટ્યાં. 'પ્રાચીન હિન્દુ ધર્મ'ના મથાળાવાળો લેખ એટલો તો આકરો હતો કે મહારાજશ્રીને ગેરઆબરૂ થયાનો દાવો માંડવો પડ્યો. મહારાજની વિરુદ્ધ કોઇ ભાટીઓ સાક્ષ ન પુરાવે એવી છુપી સંતલસ ભાટીઆ નાતના નઃ આગેવાનોએ કરી. આ ઠરાવ ગેરકાયદે હતો. કરસનદાસને આની ખબર પડતાં ઠરાવ કરનારાઓ ઉપર કેસ કર્યો. પોલીસ અમલદારની અને બીજા ભાટીઆઓની સાહેદીથી તહોમત સાબીત થયું. ગુન્હેગારો ભારે દંડ ભરી છુટ્યા. જદુનાથજીનું ચિત્ર મહીપતરામભાઇએ નીચેના શબ્દોમાં આપ્યું છેઃ 'શરીરે લઠ, રંગે કાળા, મધ્યમ કદના, ગાલે શેળીતા ઘોબીઆ, સુંદર પાઘ અને વાગા ધારણ કરેલા, અજ્ઞાનસાગરમાં ડુબેલાને મન સાક્ષાત ગોકુળના કાનનું સ્વરૂપ એવા જદુનાથજી હિમ્મતથી ઉભા.'

**લાઇબલ કેસ**

જદુનાથજી મહારાજના ધર્મને નામને ચાલતા ભ્રષ્ટાચારી જીવન પર 'સત્યપ્રકાશે' એવા તો સપાટા લગાવ્યા કે લોકો ખળભળી ઉઠયા લાઇબલ એટલે બદનક્ષી—ગેરઆબરૂ. કોઇની આબરૂમાં ખાંચ આવે એવું લખાણ લાઇબલ ગણાય. પણ કાયદાની કલમ મુજબ તો 'સાર્વજનિક લાભને માટે જે વાત જાહેર કરવાની જરૂર હોય અને ફરજ હોય, જેથી લોકોની નીતિમાં બિગાડ થતો હોય, જેથી લોકનું અહિત થતું હોય, જે દુરાચારની લોકસુધારાને માટે જાહેર ચર્ચા કરવાની ગરજ હોય-અને જે બિગાડ અટકાવવાને લોકના તિરસ્કાર સિવાય બીજો રસ્તો નથી, તે વિષયનું એ મતલબ પાર પાડે તેવું વગરદ્વેષનું જાહેર લખાણ કાયદા પ્રમાણે લાઇબલ ન ગણાય.' કરસનદાસના વકીલોએ સાબીત કરી દીધું કે જોકે વાદી જદુનાથજીની આબરૂને ધક્કો પહોંચાડનારૂં પ્રતિવાદીનું લખાણ હશે, તોપણ તે સાચું ને દ્વેષવગરનું છે, ને એ પ્રસિદ્ધ કરવાનો એમને અધિકાર

સાચો નિયમ ન હોઇ શકે. ઉત્તમ શિક્ષક ઉત્તમ પુરુષ પણ હોય જ. આ સૌ ફેરફારોમાં જે મોટા પ્રસંગો બન્યા તે કરસનદાસનો સાહસિક જુસ્સો, સત્યપ્રેમ, મોટું મન અને દયાભાવ બતાવે છે. લાઇબલ કેસ વખતે કરસનદાસની ઉમર માત્ર અઠ્ઠાવીસ વરસની હતી. વૈષ્ણવ લોક અને એમની નાત ખુબ કોપી હતી તેથી એમણે અદાલતમાંથી કરસનદાસને સહીસલામત ઘેર ન જવા દેવા કેટલાક જડસાઓ (ગુંડાઓ) મુક્યા. આ ખબર એમને સવેળા પડવાથી મૅજિસ્ટ્રેટનો આશ્રય માગ્યો. ઇશ્વરકૃપાએ આ કટોકટીના યુદ્ધમાં એમનો જીવ બચી જવા પામ્યો. વિલાયતની મુસાફરી કરી આવ્યા પછી નાત બહાર રહ્યા અને દુઃખ ખમ્યા. દીવાન તરીકે એક ઘરડા માણસને ફટકાની સજામાંથી છુટો કર્યો હતો. બજાર વચ્ચે ઘોડાગાડી ઉભી રાખી એક ગરીબ ડોશીની ફરીઆદ સાંભળી હતી. પોતે ન્યાયાધીશ હતા ત્યારે કચેરીમાં બેઅદબી કર્યાથી કોઇનો દસ રૂપીઆ દંડ કર્યો. તે માણસ ગરીબ હતો તેથી દંડ તેને પાછો આપવા માંડ્યો. પણ પેલો માણસ કહે, 'ના સાહેબ, રૂપીઆ હું કદાપિ પાછા લેનાર નથી. આપ જેવા મોટા પુરુષે દસ રૂપીઆનું વચન નાખ્યું ને હું તે રૂપીઆ પાછા રાખું? ના ના, સાહેબ, આમ કદાપિ થનાર નથી. જો આ દસ રૂપીઆ ન રાખો તો આપને મારા સમ છે.' કરસનદાસ આ આદમીનું ભોળપણુ જોઇ ખુબ હસ્યા! તે ઘણી વાર હવેલીએ દર્શને જતા. એક વખત તો પ્રસાદના થાળામાં પૈસા પણુ આપેલા. એ કહેતા કે મહારાજો સાથે મારે વેર નથી; હું તો તેમનો શુભેચ્છક છું.

### ઉદ્યોગી પળો

જંજાળવાળી જીંદગીમાં થોડો સમય નવરાશનો મળતો તેને કરસનદાસ અમસ્તો ન ગુમાવતા. એમણે ઘણાં પુસ્તકો રચી બહાર પાડ્યાં છે. 'નીતિવચન'માં ઉત્તમ ઉપદેશ આપ્યો છે. 'કુટુંબમિત્ર'માં વાતચીત કે મશ્કરીના રૂપમાં લખાણુ કરી બોધ દીધો છે. 'વિદ્યાનવિલાસ' પત્રને જન્મ આપી એમાં લેખો લખ્યા. 'પાખંડ ધર્મખંડન' નાટક અને 'સંસારસુખ' નામે બીજું પુસ્તક પ્રગટ કર્યાં. 'લાઇબલ-કેસ', 'મહારાજોના ઇતિહાસ' ને 'નિબંધમાળા' બહાર પાડ્યાં. કરસનદાસની ભાષા સાદી ને અસરકારક છે. એમાં વિદ્વત્તાનો ઢોંગ નથી. મહીપતરામ લખે છે કે 'એમનાં પુસ્તક રસિક, નિરપરાધી, સુબોધકારી અને મનોરંજક છે.' એ પુસ્તકોને જીવતાં અને ફરતાં રાખવાથી કરસનદાસનું નામ અમર થશે. હમણાં જ 'સ્ત્રીબોધ'વાળા કેશવપ્રસાદ દેશાઇએ 'નીતિવચન'ની નવી આવૃત્તિ છપાવી છે.

### જીવનસિદ્ધિ

જુવાનીમાં જે વિષયના નિબંધો લખ્યા હતા તે એમણે ભવિષ્યમાં સિદ્ધ કરી બતાવ્યા. સમાજનાં બંધનો તોડી, મુશ્કેલીઓ વેઠીને પણ એમણે બે વખત દેશાટન કર્યું. 'વિધવાનાં દુઃખ'ના નિબંધનું ઇનામ જીંદગીમાં મળી ગયું. પ્રથમ વિધવા લગ્ન દીવાળી નામની બાઇને કરાવ્યું. પરંતુ વિધવાને પરણનાર ઉડાઉ ને ક્રૂર નીવડ્યો; આથી સુધારાવાળા વગોવાયા પણ કરસનદાસ નિરાશ ન થયા. ધનકોર નામની વાણીઆ બાઇને પુનર્લગ્ન કરાવ્યું. એ જોડું સુખી થયું ને કરસનદાસને આશીષ મળી.

હવે હરસનું દરદ વધ્યું, લોહી પડવા માંડ્યું ને નબળાઇ આવી ગઇ. દવાઓથી સારૂં ન થયું. કરસનદાસે પોતાના બે મિત્રોને એક કાગળ લખી મોકલ્યો. એમાં નીચેનાં કરુણ વચન કહ્યાં છે:

'પરમેશ્વરની ખુશી મને તેની હજુરમાં બોલાવી લેવાની હશે તો મને નક્કી છે કે તમે મારા કુટુંબને સંભાળશો......મારા શરીરની નબળાઇ ઉપર નજર કરી આમ લખવું પડે છે.' દાક્તર પાંડુરંગને પાસે બોલાવી છેવટ કહ્યું કે 'મેં મારૂં વસીઅતનામું (વીલ) કર્યું છે, અને મારી મિલકત સંબંધી ઠરાવ કર્યા છે. હવે હું એટલું ઇચ્છું છું કે મારા મિત્રોને મારી છેલ્લી સલામ કહેજો. હું ધારૂં છું કે મેં મારા ઓછા જ્ઞાનવાળા દેશી ભાઇઓ પ્રતિ મારી ફરજ બજાવી છે. એમ કરવામાં મેં કોઇને મારા દુશ્મન કર્યા હોય તો તેમ કરવાનો મારો હેતુ નહોતો; સારૂં અને પરોપકારી કામ કરતાં તેમ થયું. એ માટે હું પરમેશ્વર પાસે જ્ઞાન અને દયા માગું છું. મારા મિત્ર અને શત્રુ બેઉને માટે હું પ્રભુને પ્રાર્થના કરૂં છું કે એ તેમના ઉપર કૃપા કરે.'

કરસનદાસ જેવા પવિત્ર આત્માની કદર મુંબાઇ વિશ્વવિદ્યાલયમાં સો રૂપીઆનું ઇનામ કાઢવાથી થઇ ન કહેવાય. એમની યાદગીરી રાખવાને તો મહીપતરામ અંતમાં જણાવે છે તેમ 'જે જે સુધારા ભક્ત કરસનદાસ મુળજીએ ચાહ્યા છે તે સઘળાની પાછળ મંડયા રહીશું તો જ એનો હેતુ પાર પડશે.'

વાંચનાર મિત્ર! કરસનદાસ માટે તને રજ પણ સદ્‌ભાવ હોય, ગરવી ગુજરાતના એને એક બળવાન માનવ ગણતો હો તો તારે એના જેવા થવાનો યત્ન કરવો ઘટે. ગુજરાતના જુવાનોમાં જે પ્રાણ જોઇએ તે તારે પ્રગટાવવો પડશે. મોટા દીવાએ જેમ નાનાં દીવડાં પોતાની જ્યોત સળગાવે છે, તેમ કરસનદાસના જીવનદીપમાંથી આપણી જીંદગીની વાટ જગાવીએ અને દેશના ઉદ્ધારમાં થોડા ભાગીદાર થઇએ તો એમની કદર કરી કહેવાય.

# જરા ચેતજો

## મોંમાં ટાંકણી નાખવાની ટેવ

ઘણા માણસોને એવી ટેવ હોય છે કે ટાંકણી ભરાવેલા કાગળ આડાઅવળા થઇ ગયા હોય તો તેમાંથી ટાંકણી કાઢીને દાંત વચ્ચે ભરાવે છે, અને પછી કાગળ સરખા ગોઠવી લઈ પાછી ટાંકણી કાગળમાં ભરાવી દે છે. રમતમાં ને રમતમાં ટાંકણી મોંમાં નાખીને કે દાંત વચ્ચે પકડીને વાતોના ગપાટા મારવાની ટેવ પણ ઘણાને હોય છે. વળી, કેટલાક લોકોને આપણે દાંત વચ્ચે ટાંકણી રાખીને ઉંડા વિચારમાં ડુબેલા જોઇએ છીએ.

મારા એક મિત્ર રેલ્વે ઑફિસમાં કારકુન હતા. એ બહુ જ વાતોડીઆ. એક દહાડો ભાઇસાહેબ ખાસ્સી એકાદ ઇંચની ટાંકણી મોંમાં રાખીને બીજા કોઈ કારકુન સાથે વાતોના ગપાટા મારવા લાગ્યા. એટલામાં અચાનક, કોણ જાણે કેમ, ટાંકણી ગળે ઉતરી ગઈ! હવે શું થાય? ભાઇસાહેબ તો ગભરાયા. તરત જ ઑફિસના સાહેબની રજા લઈ દોડ્યા ડાક્તર પાસે. ડાક્તરે કહ્યું, 'તમે બહુ ગંભીર ભુલ કરી છે. જો એ ટાંકણી સીધેસીધી પેટમાંથી નીકળી જાય તો તમે નશીબદાર; નહિતર આડીઅવળી થતાં જો એની અણી કયાંક આંતરડામાં ભરાઇ ગઇ, અને પાછળ ખોરાકનો મારો લાગશે તો આંતરડું ચીરાશે; અને તમે ભારે જોખમમાં આવી પડશો.' પેલા ભાઇ તો ગાભાંચીયાં થઇ ગયા. તેણે કહ્યું: 'પણ એ કેમે કરીને પેટમાંથી કાઢી શકાય?' ડાક્તરે કહ્યું, 'એવો કશો ઉપાય નથી. માત્ર એક હિકમત છે. તમે કેળાં કે ખજુર ઠાંસી ઠાંસીને ખાઓ; પછી ઉપર સારુ, વગેરે સખત સોચો વળે એવી ચીજ ખાઓ; અને પછી એરંડીઆનો જુલાબ લો. કદાચ પેલા ચીકણા, ઠાંસીને ખાધેલા ખોરાકની વચ્ચે ટાંકણી આવી જાય અને જુલાબના દબાણથી તે ખોરાક સાથે બહાર નીકળી જાય. પેલા ભાઇએ ડાક્તરના કહ્યા પ્રમાણે કર્યું. તપાસ કરતાં ત્રીજે દહાડે પેટમાંથી ટાંકણી નીકળી ત્યારે એમના જીવમાં જીવ આવ્યો.

રમતરમતમાં પણ મોંમાં કે દાંત વચ્ચે ટાંકણી રાખવી એ કેટલું ભયંકર છે એ આ ઉપરથી સમજાશે. વળી, ટાંકણી મોંમાં ભરાવવાની ટેવ તો ઘણા માણસોમાં સામાન્ય હોય છે. કેટલીક વાર એવું પણ બને કે જે ટાંકણી કોઇ બીજા માણસે દાંતમાં ભરાવી હોય તે જ કોઇ કાગળ સાથે લગાડાઇને આપણી પાસે આવે; અને આપણે પાછી એ જ ટાંકણી મોંમાં નાખીએ. આમાં, જો કદાચ પેલા અગાઉના માણસના દાંત ખરાબ હોય, અથવા તેને કોઇ ચેપી રોગ હોય તો તેના જંતુ તે ટાંકણીને વળગે, અને આપણે મોંમાં નાખીએ એટલે આપણે પણ એ રોગના ભોગ થઇ પડીએ. માટે આવી ટેવથી ચેતવાની બહુ જરૂર છે.

'કાળીનો એક્કો'





# શીઆળો

નવીન આયુ નવચેતનવંતાં,
પાક નવા ધરતીએ દીધા;
નવીન આશ, નવલા ઉરમાંદે
પંથ નવલ સુજનોએ લીધા:
જીવનની શુભ ગાઇ સુચવતો
શીઆળો આવ્યો સુસવતો.

સુકો વાયુ વાય ફરર ફર,
ખરખર તરુવર પાન ખરે;
ધ્રુજે દુર્બળ દીન થરર થર,
ધનપતિ મદભર મોજ કરે:
બેદીનાં અંગો સુકવતો
શીઆળો આવ્યો સુસવતો.



શીઆળો આવ્યો સુસવતો;
વર્ષાની વાદળીઓમાં થઇ
શરદતણે નિર્મળ જળ ન્હાતો,
શારદ-લક્ષ્મીની વીણામાં
ગીત અભિનંદનનાં ગાતો,
અન્નકૂટનાં પર્વ ઉજવતો,
શીઆળો આવ્યો સુસવતો.

શીળો વાયુ વાવા લાગ્યો,
મધુર ગુલાબી ઠંડી ચમકી,
ઢોલ લગનસરાનો વાગ્યો,
ઝાંઝરની ઘુઘરીઓ ઘમકી;
સ્નેહીનાં ગૌરવ ગુંજવતો,
શીઆળો આવ્યો સુસવતો.

કકડતી ઠંડીમાં મીઠી
ઉદ્યોગીને અંગમજુરી,
તાજે તન પકવાન ગીણાં ને
સઘળાંઓને હુંફ મધુરી:
હુંફ વગરનાંને હુંફવતો
શીઆળો આવ્યો સુસવતો.

# શીઆળો

ખેડુતે શેરડીઓ વાઢી
શીમડીઓને રસમય કીધી,
કપાસ તણાં પૈ સાથે ગાતાં
ખેતોને રઢીઆળી કીધી;
મીઠા મીઠા પાક પકવતો
શીઆળો આવ્યો સુસવતો.



ગોરીના ઝીણા સુર ઝીલી
ઘંટી મધુરા ઘોર કરે,
મહી વલોવતી રવામાં ઝુલી
હાથણીઓનાં માન કરે:
ઘરઘર મંગલગાન ગજવતો
શીઆળો આવ્યો સુસવતો.

દક્ષિણમાં બહુ દૂરે જાતો
સુરજનો રથ પાછો વાળી,
દાનતણો મહિમા મુખ ગાતી
સંક્રાંતિ ઉત્તરમાં ચાલી;
પાછળ પગલાં ધમ મચવતો
શીઆળો આવ્યો સુસવતો.

અમૃત જેવો ઉગતો સુરજ,
અમૃત જેવાં કપરાં શીંગ:
અમૃત જેવાં ઘીનાં ભોજન,
અમૃત જેવાં દશ્યાં દર્શન:
અંગારે પણ અમૃત સ્રવતો
શીઆળો આવ્યો સુસવતો.

વહેલાં ઉઠી કામ કરે સૌ,
બાળક તડકે રમતાં રંગે;
ઘરને આંગણ ઓઢી બેસે
ઝુડી સગડીને સંકોરે:
ગોરે ગાલ અડપલાં કરતો,
શીઆળો આવ્યો સુસવતો.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ



# ઘોડાનું બંધન



પહેલાં ઘોડો આજની જેમ માણસનો ગુલામ ન હતો. જેમ છોકરાંઓ કારણ હોય કે ન હોય તોપણ આખું આંગણું ગજવી મુકે છે તેમ ઘોડો આખા બીડમાં મનભાવતી હડીઆપટ્ટી કરતો. તેના મોંમા કોઇનું ચોકડું ન હતું, તેની પીઠ ઉપર કોઇ સવાર ન હતું કે તેની છાતીએ ગાડીનું ધુંસરું ન હતું.

આ તેજદાર અને પાણીવાળું પ્રાણી જે દિવસ સ્વતંત્ર હતું તે દિવસ સ્વતંત્રતા ઓર બહારમાં ખીલતી.

એક બીડ પુષ્કળ મીઠા ઘાસથી ભરપુર હતું. ઘોડો મનને ગમે તેમ એમાં વિચરતો. આ છેડે ઘાસની એક પુળી ખાય ને હડી મેલે. સામે છેડેથી વળી એક પુળી ખાય ને પાછો હડી મેલે. આમ એનો વખત જતો.

એક વખત ઘોડો બીડમાં આમતેમ દોડી રહ્યો હતો, ત્યાં છેટે એને કંઇ કાળું કાળું દેખાયું. ઘોડો કાન ઉભા કરીને એની તરફ જોવા લાગ્યો. તેને લાગ્યું કે આ વળી નવો ડુંગર અચાનક ક્યાંથી ? ધારીને જુએ છે તો કાળા ડુંગર જેવું એ કંઇક ચાલે છે અને હળવે હળવે તેના બીડ તરફ વધી રહ્યું છે. હવે ઘોડો ગભરાયો. હતું તેટલું જોર કરીને તે બીડને સામે છેડે દોડી ગયો. ત્યાં ઘાસની ઓથે લપાઇને કાળ જેવા પેલા હાથીને જોઇ રહ્યો.

પેલો કાળો ડુંગર જેવો હાથી હતો. સુંદર ઘાસથી ભરેલું બીડ જોઇને તેનાં હરખનો પાર રહ્યો નહિ. તેણે આગળ જવાનો વિચાર માંડી વાળીને બીડમાં જ ધામો નાખ્યો. ઘોડો મુશ્કેલીમાં આવી પડ્યો. ચોવીસે કલાક ભયને લીધે તેની છાતીમાંથી થડકાર ખસતો ન હતો. અને વિશાળ પેટવાળો હાથી છપ્પનીઆ કાળની પેઠે વીઘાંનાં વીઘાં ચરી જઇને બીડને હથેળી જેવું કર્યે જતો હતો એ તેનાથી દીઠું જતું ન હતું.

આ રોજનું દુઃખ કેમ ખમાય ? હાથીનું કાસળ કોઇપણ ઉપાયે કાઢવું તો જોઇએ જ. ઘોડાએ વિચાર્યું, આપણા એકલાથી તો આની જોડે નહિ લડાય. કોઇની મદદ મેળવવી જોઇએ. ઘાસ ન ખાઈ શકે એવું કોઇ શોધવું જોઇએ. સિંહ પાસે જાઉં, પ એની સામે જવાને પગ કેમ ઉપડે ? મદદ માગવ જાઉં ને મને જ ફાડી ખાય તો ?

હં, માણસ જ ઠીક. ઘાસ એ ખાઇ શકનાર નથી એટલે મારું બીડ સહીસલામત જ છે. અને માર જાત પણ તેટલી જ સહીસલામત છે; કારણ, મને મારવા કરવા આવશે ત્યારે દોડીને એના હાથમાંથી છટક શું મુશ્કેલ છે ?

પોતાના જાનમાલ સુરક્ષિત રહે અને છતાં દુશ્મન મરે એ માટે માણસની જ મદદ માગવી એમ તેણે મનની સાથે ઠરાવ્યું. માણસ એ ઘણું ચતુર પ્રાણી છે એમ તે જાણતો હતો. બળ ન હોવા છતાં બુદ્ધિ વડે માણસ હાથી જેવા બળવાન પ્રાણીને મારશે એમ જાણનાર ઘોડાએ એટલું ન જાણ્યું કે એ જ બુદ્ધિ વડે માણસ ધારે તો તેને પણ મારી શકે. ગરજવાન એટલી અક્કલ ક્યાંથી દોડાવી શકે ? ઘોડો માણસને શરણ ગયો.

# ઘોડાનું બંધન



ત્રીજે દિવસે માણુસે જીન કસ્યું, લગામ ચડાવી અને ઘોડા ઉપર સવાર થયો. ' ડચ ડચ, ડચ ડચ. કેમ ? ઘોડો કેમ નથી ચાલતો ? ' ' કડાબ ફટ ! ' ચાબુકનો અવાજ થયો, પણુ વ્યર્થ. પુતળાની માફક ઘોડો ઉભો જ રહ્યો. માણુસે વિચાર કર્યો, 'આને મારવાથી પોતાનું જ નુકસાન છે. ઘોડો મરી જશે તો ઘોડા કરતાં મારૂં જ નુકસાન વધારે થશે. ' દૂરંદેશી વાપરીને માણુસે મિઢમેજ ઉતારી નાખ્યા, લગામ કાઢી નાખી અને ઘોડાના ગળામાં એક દોરડું બાંધીને સવાર થયો.

ઘોડાએ પણુ વિચાર કર્યો, ' થયું એ ઘણું થયું. હવે તો આપણે ચાલી શકીએ. ' ઘોડો બધા રસ્તા જાણુતો જ હતો, ક્યારે ક્યાં જવાનું હોય છે એ પણુ એના ધ્યાનમાં હતું, એટલે માણુસ અને ઘોડો સુખેથી રહેવા લાગ્યા. પણુ નહિ. મરીને સજીવન થયેલી સ્વતંત્રતા આટલાથી કેમ સંતોષ માને ? ગ્રોડાને દોરડું પણુ અસહ્ય થઇ પડ્યું. જુનું દોરડું કાઢીને નવું દોરડું બાંધવા માણુસ આવ્યો ત્યારે ઘોડાએ ફરી પોતાનું રૂપ પ્રકાશ્યું. માણુસે બિચારે લાચારીથી દોરડું પણુ કાઢી નાખ્યું. હવે તો ઘોડાની ઇચ્છા થાય ત્યારે જ તે માણુસને લઇ જાય, અને મનમાં ન આવે ત્યારે ગોડખી નાં પાડે. આવી અનિશ્ચિત સેવાથી માણુસ કંટાળ્યો. ધીમે ધીમે તેણુ પોતાની પ્રવૃત્તિ ઓછી કરી. તે સ્વાવલંબી બન્યો અને ઘોડાને પણુ પોતાનું ખાદ મળી ગયું. જે સ્થિતિ પહેલાં હતી તે સ્થિતિ ઉપર બન્ને આવ્યા; પણુ બન્નેના અનુભવમાં કેટલો ઉમેરો થયો હતો !*

કાકા કાલેલકર



# જેસળ—તોળલનું ભજન



પાપ તારૂં પરકાશ જાડેજા ધરમ તારો સંભાળ રે,
તારી બેડલીને બુડવા નહિ દઉં, જાડેજા રેઃ
એમ તોળલ કહે છે જી.

વાળી ગોંદરેથી ગાય, તોળી રાણી, વાળી ગોંદરેથી ગાય રે,
બેની ભાણેજાં મારીઆં, તોળલદે રેઃ
એમ જેસળ કહે છે જી.

પાદર લુંટી પાણીઆર, તોળી રાણી, પાદર લુંટી પાણીઆર રે,
વનના તે મોરલા મારીઆ, તોળલદે રેઃ
એમ જેસળ કહે છે જી.

ફોડી સરોવરપાળ, તોળી રાણી, ફોડી સરોવરપાળ રે,
વનકેરા મૃગલા મારીઆ, તોળલદે રેઃ
એમ જેસળ કહે છે જી.

લુંટી કુંવારી જાન, તોળી રાણી, લુંટી કુંવારી જાન રે,
સતવીશું મોઢબંધા મારીઆ, તોળલદે રેઃ
એમ જેસળ કહે છે જી.

હરણ હર્યાં લખચાર, તોળી રાણી, હરણ હર્યાં લખચાર રે,
એવાં કરમ તો મેં કર્યાં, તોળલદે રેઃ
એમ જેસળ કહે છે જી.

જેટલા માથાના વાળ, તોળી રાણી, જેટલા માથાના વાળ રે,
એટલાં કરમ તો મેં કર્યાં, તોળલદે રેઃ
એમ જેસળ કહે છે જી.

બોલીઆ જેસળ વીર, તોળી રાણી, બોલીઆ જેસળ વીર રે,
મારા સાધુને તમે તારજો, તોળલદે રેઃ
એમ જેસળ કહે છે જી.

જેસળ અને તોળલ કાઠીઆવાડમાં માર્ગી પંથનાં મોટાં ભક્તજન થઇ ગયાં છે. તોળલદે સલડી ગામના કાઠી સાસટીઆજીની રાણી હતી. જેસળ કચ્છમાં આવેલા અંજાર ગામનો ફટાયો જાડેજો હતો. જુવાનીના મદમાં જેસળ રાજ્યમાં કેં કેં તોફાન કરતો. આથી ભાઇભાંડુએ તેની અવગણના કરવાને લીધે એણે રાજ સામે બહારવટું ખેડ્યું, અને તે બાઇના રાજ્યની રૈયતને લુંટવા લાગ્યો. ધીમે ધીમે તેની આ લુંટની આદત એટલી તો બુરી અને જંગલી બની ગઈ કે તે જુદી જુદી જાતનાં ઘોર પાપ કરવા લાગ્યો. તેના જુલમનો પાર ન રહ્યો.

એકવાર જેસળે સાંભળ્યું કે તોળલ નામની કોઇ સુંદર કાઠી રાણી પાસે એક અતિ રૂપાળી ઘોડી છે. એને એ ઘોડી ચોરવાનું મન થયું. સાસટીઆજી માર્ગી પંથના મોટા ભક્ત હતા. એમને ઘેર ફળીઆમાં રાત્રે સૌ ભક્તો ભજન ગાઇ રહ્યા હતા તે વેળા જેસળ છાનોમાનો પહોંચ્યો અને દોરડા સુદ્ધાં ઘોડીનો ખીલો ઉખેડવા લાગ્યો. ચાલાક પ્રાણી હણહણવા માંડ્યું. મોડી રાતે પાળેલી ઘોડીનો ભયભરેલો અવાજ આવવાથી સૌ અજાયબ થયાં. ભજનો અટક્યાં. તોળલ ઘોડીની ખબર કાઢવા ગઈ. જેસળ પકડાઈ જવાની બીકે ખીલા પાછળ ઘાસના ઢગલામાં સંતાઇ ગયો. ખીલો નીકળી ગયેલો જોઇ તોળલે તેને ભોંયમાં મજબુત ઠોક્યો. ભોગજોગે જેસળનો હાથ નીચે આવી ગયો અને તેની હથેળી સોંસરો એ ખીલો ઠોકાયો. પણ છતા થઇને પકડાઇ જવાની બીકે બહાદુર બહારવટીઆએ આ દુઃખ ખમી લીધું. તેણે ખીલો પાછો ખેંચવાની બહુ મહેનત કરી, પણ તોળલે ઠોકેલો ખીલો એટલો મજબુત હતો કે જેસળ તે ઉખેડી શક્યો નહિ. આવા અતુલ બળ અને સૌંદર્યવાળી સ્ત્રી જોઇને જેસળને તેના ઉપર મોહ ઉપજ્યો. એટલામાં ભજનો પુરાં થયાં અને પ્રસાદ વહેંચાવા લાગ્યો. જ્યારે જ્યારે ભજનો બેસતાં ત્યારે જરૂર ખાખી મંડળીને પ્રસાદ પુરો થઈ રહેતો; બાકી કંઇ વધતો નહિ. આજે એક જણને થાય તેટલો પ્રસાદ વધ્યો. સૌને આશ્ચર્ય થયું. બધાંને પ્રસાદ મળી ગયો છે કે કેમ એવી પુછપરછ થઇ. પ્રસાદ લીધા વિનાનું કોઇ ન હતું. એટલામાં ઘોડી પાછી ભડકી. અને હીસવા માંડી. કોઇક પણ હોવું જોઇએ એમ ધારી સૌ ઘોડી પાસે ગયાં. જઇને જુએ છે તો 'જગનો ચોરટો' જેસળ! ગમે તેમ પણ જેસળ* પોતાનો અતિથિ થયો એટલે ભગત સાસટીઆજીએ એને છુટો કર્યો અને માયાળુપણે એને નિર્ભય કરી એનો આદરસત્કાર કર્યો. છેવટ 'જે કાંઇ તમારે જોઇએ તે માગી લો.' એમ ઉદાર કાઠી રાજા બોલ્યો. જેસળે લાગ આવ્યો જાણી તોળલ માગી. અતિથિને દેવ માનનારા સાસટીઆજીએ રાણીને આજ્ઞા દીધી કે તમે હવે જેસળની જોડે જાઓ. સતી તોળલદે તરત સ્વામીના શબ્દો માથે ચડાવી ચાલી નીકળી.'

ઘોર રાતે કચ્છ જવા માટે તેઓ કાઠીઆવાડના કોઈ બંદરેથી હોડીમાં બેઠાં. જેસળનાં કાળાં પાપને લીધે દરીઓ તોફાની બન્યો અને હોડલી બુડવા માંડી. નિર્દોષ પ્રાણીઓનો જીવ લઇને જેણે પોતાનો જીવ ખુબ વહાલો કર્યો છે એવો જેસળ હોડલીને બુડતી જોઇને બહુ બીવા લાગ્યો. આ પડ્યો... આ ડુબ્યો... એમ મનમાં થવા લાગ્યું. સતી તોળલ તો ધર્માત્મા હતી. મરણની પળે એ ગંભીર બની. એ વખતે એણે આશ્વાસન આપી

'પાપ તારું પરકાશ જાડેજા, ધરમ તારો સંભાળ રે,
તારી બેડલીને બુડવા નહિ દઉં, જાડેજા રે......'

એવાં જે વચનો જેસળને કહ્યાં અને એનો જેસળે ખુલ્લે દિલે જે ઉત્તર વાળ્યો તે ભજનના રૂપમાં ઉપર આપ્યો છે. તોળલ જેસળને બધાં પાપ માની જવા અને તેનો ખરો પસ્તાવો કરવાનું કહે છે.* અને આ ગંભીર સમયે જેસળ પણ પોતાનાં બધાં કુકર્મ ખુલ્લાં કરી કબુલે છે.

* અંગ્રેજ લોકોમાં પણ એવો રિવાજ છે કે મરતો માણસ મોતને બિછાને પડ્યો પડ્યો આખી જીંદગીમાં કરેલાં પાપ પાદરી આગળ કબુલ કરી દે છે. તેઓ માને છે કે એમ કર્યે જ એમનો આત્મા પાપમુક્ત થાય છે. ઘણું દુઃખની ઘડીએ માણસ પોતાનાં પાપ સંભારે છે ને અંતરથી પસ્તાવો કરે છે. એ ન્યાયે જેસળને પાપ વિનાનો કરવા તોળલ પણ આ રસ્તો બતાવે છે.

એ સૌ પાપ રાક્ષસી કામો છે. સામાન્ય રીતે તો બહારવટીઆ બહુ વિવેકી અને સુજન હોય છે. તેમને રાજ્ય સામે બહારવટું હોય તો માત્ર રાજ્યનાં કામકાજે જતાં માણસોને જ તેઓ સતાવે છે. બીજાં નિર્દોષ પ્રાણીને તેઓ નાહક દુઃખ દેતા નથી. દુઃખી અને ગરીબ માણસોને તો તેઓ ઉલટી બને તેટલી મદદ કરે છે. એવા બહારવટીઆ કદી જાન લુંટતા નથી; સ્ત્રીઓને હેરાન કરતા નથી. પણ જેસળ કંઇ આવી ખાનદાન કોટિનો બહારવટીઓ નહોતો. એ તો મોટો ચોર અને લુંટારો હતો. મુડની બેડલીમાં એ ગંભીર મરણની પળે એને એનાં બધાં પાપ સાંભરી આવ્યાં. એ સંભારી સંભારી એને ત્રાસ છુટવા લાગ્યો, અને ત્રાસેત્રાસે દેવે તે એક પછી એક બધા કબુલ કરતો ગયો.

પાપની યાદી પુરી થઇ અને અંતરમાં પસ્તાવાને પાર ન રહ્યો. ત્યારે દરીઓ શાન્ત થતો હતો; આંધી ઉડવા માંડ્યું, હોડી થર થવા લાગી અને જેસળને જીવમાં જીવ આવ્યો. એને મન તોળલદે તો જીવનદાન દેનારી દેવી દેખાઇ. બેઠો હતો ત્યાંથી ઉઠી 'એ માડી!' કરતો તોળલદે આગળ એ ઢળી પડ્યો. સતી ઉપર એને જે ખોટો મોહ હતો તે ઉતર્યો. પોતાના પાપનો ઘડો ખાલી કર્યો એટલે જાણે મન ઉપરથી સો મણનો બોજો ઉપડી ગયો હોય તેમ જેસળ પ્રભુની આ દુનીઆમાં પોતાને તદ્દન છુટો માનવા લાગ્યો. સતીને ગુરુ તરીકે સ્થાપીને આતિથ્ય-વીર ભક્ત સાસટીઆજીને દીન વદને પાછાં સોંપ્યાં. તે દિવસથી 'જગનો ચોરટો' જેસળ જીવ્યો ત્યાં લગી સાધુ પુરુષ બની રહ્યો.

---

# દિગ્વિજયનું મુળ

રાજા ફિલિપ પાસે કોઇ ઘોડા વેચનારો એક પાણીદાર ઘોડો લઇ આવ્યો.

'ઘોડો પાણીદાર લાગે છે.' રાજાએ કહ્યું. 'તેની કિંમત શું થાય છે?'

'તેર ટૅલન્ટ, નામવર.' ઘોડાવાળાએ કહ્યું. તેર ટૅલન્ટ એટલે ૩૨૫૦૦ રૂપીઆ.

'તેને મેદાનમાં લઇ જઇ આપણે ફેરવી જોઇએ.' રાજાએ હુકમ કર્યો.

પણ ઘોડાએ કોઇને સવાર થવા દીધો નહિ. તે ફુંફાડા નાખવા લાગ્યો, પગ વડે જમીન ખોદવા લાગ્યો, ઝાડ થવા લાગ્યો; બધા ઘોડાવાળાઓની સામે તે હુંકારા કરવા લાગ્યો.

'એને લઇ જાઓ;' રાજાએ હુકમ કર્યો. 'બહુ જ જંગલી છે.'

'કેવો સરસ ઘોડો આ લોકો ગુમાવી બેસે છે!' રાજાના નાના કુમાર ઍલેક્ઝાન્ડરે કહ્યું. 'અને તે પણ આ જ ખામીને લઇને? કેવી દિલગીરીની વાત!'

રાજાએ કહ્યું, 'તારા વડીલો કરતાં જાણે તું વધારે ડાહ્યો હો તેમ એમનો વાંક કાઢે છે? જાણે કે તું વળી ઘોડાને વધુ સારી રીતે કાબુમાં રાખી શકે!'

'અને હું રાખું પણ.' ઍલેક્ઝાંડરે કહ્યું.

'જો તું તેના પર સવારી ન કરી શકે તો તેનો શો દંડ ખમીશ?' રાજાએ પુછ્યું.

'આ ઘોડાની કીંમત ભરી આપીશ.' કુમારે કહ્યું.

પાસે ઉભેલાઓ હસ્યા. પણ રાજા ફિલિપ કબુલ થયો અને ઍલેક્ઝાંડર ઘોડા તરફ દોડ્યો. પહેલવહેલાં તો તેણે લગામ પકડી અને ઘોડાનું મોં સૂર્ય તરફ ફેરવ્યું. કારણકે તેણે જોઇ લીધું હતું કે ઘોડો માત્ર પોતાના પડછાયાથી ભડકતો હતો. માયાળુ શબ્દો બોલીને તેણે ઘોડાની સુંવાળી પીઠ થાબડી. ધીમે ધીમે પાણીદાર પ્રાણી શાંત થયું. જુવાન કુદકો મારી ઉપર ચઢી બેઠો.

'દૂર......દૂર......ઓ જાય......'

વિજળીના ચમકારાની જેમ યુવાન અદૃશ્ય થઇ ગયો. એ રાજા અને પ્રજા અસ્વસ્થ લાગણીથી જોઇ રહ્યાં. પણ જ્યારે તેઓએ ઘોડાને, પોતાની પીઠ ઉપર શાંતિથી, દૃઢતાથી અને અભિમાનથી બેઠેલા શેરને લઇને પાછો આવતો જોયો ત્યારે રાજા સિવાય બધાએ તેને હર્ષથી વધાવી લીધો. પુત્રની હિમ્મતથી બાપની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં અને તેને કોટિ કરી કહ્યું: 'બેટા, જા અને કોઇ બીજું મોટું રાજ્ય શોધી લે; કારણકે તું એટલો મહાન છે કે મેસીડોનીઆનું આ રાજ્ય તારે માટે ખૂબ જ નાનું છે.'

આ યુવાન પાછળથી દિગ્વિજયી મહાન સિકંદરના નામથી ઓળખાયો.

મભુદાસ ઠક્કર



ઍલેકઝાન્ડરના મ્હોરાવાળા તેના વખતના એક સિક્કા ઉપરથી

# મોટેરો



બા, આ તારી છોડી તો એવી મુરખી છે! કાંઇ ડીધાની વાત ન સાન બાધામંડળ!

અરે, આ શેરીના દીવા અને આકાશના તારા વચ્ચે શો ફેર છે, એ એ નથી જાણતી!

જ્યારે અમે પાંચીકા મુઠ્ઠી ખોટેખોટે 'ખાવું ખાવું' રમીએ છીએ ત્યારે એ તો એમ જ માને છે કે એ સાચેસાચ ખવાય જ: અને એમ ધારીને પાંચીકા મોંમાં મુકવા જાય છે.



જ્યારે હું તેની આગળ ચોપડી ઉઘાડીને કક્કો શીખવાનું કહું છું ત્યારે એ ચોપડીનાં પાનાં ફાડી નાખે છે. અને અમથીઅમથી ખુશી થઈને ધુમાધુમ કરી મુકે છે. આ એનું ભણવાનું!

જ્યારે હું ગુસ્સે થઈને તેના તરફ માથું ધુણાવું છું અને 'તોફાની!' કહીને તેને ખીજું છું, ત્યારે એ તો એને રમુજ ગણીને હસી કાઢે છે!



બધાયે જાણે છે કે બાપા બહારગામ ગયા છે. પણ હું રમતરમતમાં કહું કે 'એ બાપા આવ્યા!' તો એ, બાપા ક્યાંક આટલામાં જ હશે એમ માનીને, ફાંફળી ફાંફળી આમતેમ જોવા મંડી પડે છે.

આપણા ધોબીનાં ગધેડાં ભેગાં કરીને હું નિશાળ માંડું અને એને ચેતવી દઉં છું કે 'જો, હું મહેતાજી થયો છું, હોં.' ત્યારે એ તો કંઇ સમજ્યા કર્યા વિના ફાલી ફાલી ખુશી થઈ ચીસો પાડ્યા કરે છે અને કહે છે, 'એ મોટાભાઈ!'

તારી છોડીને વળી ચાંદો પકડવાનું તો મન થાય છે! અરે, એ એટલી તો બાધી છે કે ગણેશ 'ગનેછ' કહે છે!

બા, તારી છોડી તો બહુ મુરખી છે. કાંઇ ડીધાની વાત નહિ!*



* રવીન્દ્રનાથ ઠાકુરના અંગ્રેજી ઉપરથી

# બુઢ્ઢો દાદખાં

૧

નળ નહોતા થયા તે પહેલાં ગામના રસ્તા બહુ ધુળીઆ અને ગંદા લાગતા.

વીસ વર્ષ પર અમીનાબાદમાં બુઢ્ઢો દાદખાં પોતાની પાણીની પખાલ દરેક રસ્તા પર ફેરવીને લોકોને ઠંડક કરી આપતો. લોકો રોજ સવારમાં જોતા કે બધા રસ્તા તેમના જાગ્યા પહેલાં પાણીથી છંટકાઈ ગયા હોય.

સાંજે પાછો દાદખાં તેની પખાલ લઈને નીકળતો; તે વખતે પોળનાં છોકરાં પખાલમાંથી નીકળતા પાણીની છાંટ લેવા તેની પાછળ હર્ષભર્યાં દોડતાં.

દાદખાં ચાળીસ વર્ષથી પાણી છાંટતો, એટલે આખું ગામ તેને ઓળખતું. તેનો બળદ પણ તેટલો જ ઘરડો લાગતો. દાદખાંનો તેના પર બહુ પ્રેમ હતો એ રોજ તેનાં શીંગડાં પર ફુલના તોરા લગાવી તેને શણગારતો.

બીસ્તી દાદખાં ગામને છેડે એક નાના જુના ઝુંપડામાં તેની બુઢ્ઢી ઓરત સાથે રહેતો. ઘરમાં એ બે માણસ સિવાય એક પાળેલી બિલાડી પણ હતી.

ઘરની સામે બળદ બાંધવાનું એક છાપરૂં હતું. ખરૂં જોતાં દાદખાંના ઘર કરતાં તો તે વધારે સારૂં હતું. દાદખાંને તેના બળદ પર અતિશય પ્રેમ હતો. અને તેને એટલી જ ચિંતા રહેતી કે કોઈ દિવસ આ બળદને કોઈ બીજું હાંકશે ત્યારે તેના શા હાલ થશે !

ઘડપણમાં તેના શરીરના સાંધા કોઈ વાર દુખતા. એક દિવસ સાંજે દાદખાંના પગના સાંધા એકાએક સખત દુખવા લાગ્યા અને પથારીએ પડ્યો. તેની બુઢ્ઢી ઓરત બીચારી ગભરાવા લાગી. પણ સુભાગ્યે રાત્રે વરસાદ પડ્યો એટલે પાણી છાંટવા જવાની ચિંતા રહી નહિ, અને તેણે શાંતિથી દર્દની સારવાર થવા દીધી.

પણ બીજે દહાડે એવો પવન છુટ્યો કે ગામમાં બધે ધુળ ધુળ થઇ રહી. લોકો મુંઝાઇને અંદર અંદર પુછવા લાગ્યા કે આજ આમ કેમ ? દાદખાં ક્યાં ગયો ? કોઇએ કહ્યું કે તે સંધીવાથી પીડાતો બીછાને પડ્યો છે.

૨

'બીબી આજ મને દરદ નથી. આજ તો હું છંટીશ.' દાદખાંએ કહ્યું.

'ના; ગમે તેમ થઈ જાય પણ આજે તમારે બહાર નીકળવાનું નથી.' બીબીએ કહ્યું, 'હું જમાલીઆને બોલાવીશ. તમે તો આરામ જ લો.'

'જમાલીઓ, બેવકુફ છોકરો ! પાણી નકામું ઢોળાઇ જવા દે અને બળદને પરોણા મારે !' દાદખાં વિચારવા લાગ્યો. તેને એ વિચારથી બહુ દુઃખ થયું. તેણે વિચાર કર્યો કે તેની બીબીએ જમાલીઆની જે ગોઠવણ કરી રાખી છે તે નિષ્ફળ કરવી. વિચારમાં ને વિચારમાં તે સુઇ ગયો.

મધરાત વીતી ગઇ એટલે બીબીને ખબર ન પડે તેમ દાદખાં ઉઠ્યો. આખા દિવસના ઉજાગરાથી બીબી તો બીચારી લોથ થઇને ઘસઘસાટ ઉંઘતી હતી.

દાદખાં બહાર નીકળ્યો અને બળદને બહાર લાવી પખાલ નાખી. બસ, મીયાં તો ચાલી નીકળ્યા ! બીજે દિવસ સવારમાં લોકો ઉઠીને જુએ છે તો રસ્તા બધા છંટકાઇ ગયા હતા, પાણી રેલી રહ્યું હતું અને ધુળ બેસી ગઈ હતી.

'અરે; પખાલ બહાર નીકળી લાગે છે ! જરૂર દાદખાં સારો થઈ ગયો હશે.'

પણ દહાડો ચડ્યો એટલે દાદખાંની ખ્યાતિ એક બીજી રીતે વધી ગઇ, કારણકે એક નવી વાત તેની બીબીએ પાડોશણને કહી હતી તે લોકોમાં ફેલાઇ હતી, તેથી લોકોને વધુ અજાયબી લાગી. દાદખાંને રાત્રે ઉંઘમાં ને ઉંઘમાં ઉઠીને કામ કરવાની ટેવ હતી. જુવાનીના વખતમાં દાદખાં રાત્રે ઉંઘમાં ને ઉંઘમાં ઉઠીને કામ કરતો અને આખા ગામના બધા રસ્તા તે રોજ ઉંઘમાં જ છાંટી નાખતો.



# નમેલી ડોશી

: મનહર :

કેડેથી નમેલી ડોશી
દેખીને જુવાન નર,
કહે, 'શું શોધો છો ?
કશી ચીજ અછતી રહી ?'
કહે ડોશી, 'બાળપણું
ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની
તારા જેવી ગતિ રહી;

છવાઈ જરાની છાયા,
કાયાના વીંખાયા બંધ,
ગાયા ન ગોવિંદરાયા,
માયામાં મતિ રહી;
ઝુકી ઝુકી ડોકી
વાંકી રાખી, દલપતરામ,
જોતી હું ફરું છું, જે
જુવાની ક્યાં જતી રહી ?'



કવિ દલપતરામ




મોગલ સમ્રાટ ઔરંગઝેબને હુલથાપ આપી દક્ષિણનો વાઘ શિવાજી આગ્રામાંથી નાઠો. માળવા અને ખાનદેશ તરફથી દક્ષિણમાં ટુંકે રસ્તે થઇને જવાય, પણ શિવાજી મહારાજે મથુરા, અલ્લાહાબાદ, કાશી ને જગન્નાથપુરીને લાંબે રસ્તે પ્રયાણ કર્યું.

એક ગામમાં ત્યાંના ફોજદાર અલીકુલીએ શિવાજીને શક ઉપરથી રોક્યા ને કેદમાં પુર્યા. બરાબર મધરાતે શિવાજી ફોજદાર પાસે પહોંચી ગયા અને હિમ્મતથી કહ્યું કે 'હું શિવાજી છું.' ફોજદાર તો આ હિમ્મતથી દંગ થઈ ગયો. શિવાજીએ તેના હાથમા એક લાખ રૂપીઆનો એક હીરો મુકી દીધો. ફોજદારે શિવાજીને તરત જવા દીધા.

*

ભેટો હતો! મુઠી ઉઘાડીને જોયું તો તેને નવ હીરા, નવ સોનામહોર ને નવ દામ મળ્યા હતા.'

૮

ગોદાવરીના કિનારા પર એક ગામડામાં કેટલાક સંન્યાસીઓની સાથે શિવાજી પણ ઉતર્યા હતા. જે ઘેર તેઓ ઉતર્યા હતા તે ગરીબીમાં ડુબી ગયેલું દેખાતું હતું. ઘરનાં વૃદ્ધ ડોશી રાત્રે સંન્યાસીઓની પાસે આવ્યાં ને આંખમાં આંસુ લાવીને બોલ્યાં, 'જોગીરાજ! આપ તો મહાત્મા લોક છો. અમારી ગામડીના જેવા શાવરાની પહેરામણીએ તોપણ તમારી પુરી સેવા કરી ન કહેવાય. પણ શિવાજીના લુંટારા માણસોએ ગામમાં હમણાં ધાડ પાડી છે, એટલે તમારી 'કોર' પણ મહેમાનગીરી અમે કરી શકયાં નથી!' આ ઉપરાંત વૃદ્ધ ડોશીમાએ શિવાજીના સૈનિકોને [illegible] પણ સંભળાવી દીધાં! શિવાજી આ બધું સાંભળતા હતા. તેમણે તે ગામનું નામ તથા ડોશીનાં નામ લખી લીધાં અને ઘેર પહોંચ્યા પછી તે ડોશીને પોતાને ત્યાં બોલાવી બધી નુકસાની ભરી આપી.

પણ થોડે ગયા પછી તેમાંથી એક મુસાફરે કહ્યું, 'બાઇ! તમે મને છોડીને આગળ વધો. હવે હું વધારે વખત જીવી શકવાનો નથી.' આખા જંગલની ગંભીર શાંતિમાં આ ત્રણ મુસાફરો સિવાય બીજું કોઈ હતું નહિ.

બુદ્ધદેવની જન્મભૂમિનાં દર્શન કરવા ને ઠેરઠેર સચવાઇ રહેલી બુદ્ધદેવની નિશાનીઓ જોવા આ ભક્તો, ઠેઠ ચીનથી હજારો માઇલની મુસાફરી કરી આવતા હતા; અને આમ છેક વિજયની છેલ્લી ઘડીએ તેમાંથી એક મિત્ર છેલ્લા શ્વાસ લેતો હતો !

'બાઇ! આ ઠંડી ભારે છેઃ તમે મારી ચિંતા કર્યા વગર આગળ ને આગળ વધો. તમે રહેશો તો કોઇક દિવસ આપણી જન્મભૂમિ ચીન આપણા ધર્મપિતા બુદ્ધદેવના સાચા શબ્દો પામશે.' આટલું બોલતાંની સાથે તેના પ્રાણ ચાલ્યા ગયા.

એકાન્ત જંગલમાં માત્ર બે પરદેશીઓ રહ્યા. તેઓ એકબીજાનાં મોં સામુ ટગરટગર જુએ છે ને પાસે જ તેમના મિત્રનું અચેતન શરીર, ઠંડીમાં વધારે ઠંડું લાગતું પડ્યું છે.

જ્યાં કોઇ રૂદન કરે તેમ ન હતું તેવા પહાડી સ્થાનમા, ને મૃત શરીરના હૃદયની સામે હૃદય લગાવીને, એક માણસ છાતીફાટ રોઈ રહ્યો છે! આખા જંગલમાં તેના રૂદન સિવાય બીજો સ્વર નથી; તેનાં ડુસકાં સિવાય બીજી અશાંતિ નથી; તેના મિત્ર સિવાય કોઇ જીવતું પ્રાણી નથી !

હૃદય ફાટે તેવો વિલાપ કર્યા પછી તે શાંત થયો. પોતાનાં જુનાં વસ્ત્રો ને ગ્રંથોની બે ચાર પોટલી ખભે નાખી, ઉંચે આકાશ સામે એક શ્રદ્ધાભરી દૃષ્ટિ ફેંકી, વારંવાર મૃત શરીરને જોતો, રોતો ને પાછો વળતો પોતાના મિત્રની સાથે તે ચાલતો થયો. પર્વતોમાં પહેલાંના જેવી જ શાન્તિ પથરાઇ ગઈ.

તે પ્રખ્યાત ચીનાઇ મુસાફર ફાહિયાન હતો.

*

શ્રાવસ્તી નગરીથી બરાબર બારસો કદમ દૂર જીતવન વિહારનાં સુંદર વૃક્ષો ને સુગંધી પુષ્પક્યારાઓ આવી રહ્યાં છે. ત્યાં બુદ્ધદેવની શુદ્ધ ચંદનની મૂર્તિ અત્યંત સૌમ્ય વાતાવરણ ફેલાવતી આરૂઢ થયેલી છે. એ મૂર્તિની સામે બે પરદેશી મુસાફરો ભીની આંખે ઉભા છે.

વિહારમાંથી સાધુ લોકો આવીને કંઇ પુછે તે પહેલાં તેમની આંખોમાંથી આંસુનો પ્રવાહ ચાલી રહ્યો. બન્ને જણા વારંવાર બુદ્ધદેવની મૂર્તિ જુએ છે ને દરેક વખતે નવાં નવાં આંસુથી તેમના ગાલ ભીંજાય છે. સાધુ લોકોને અત્યંત આશ્ચર્ય થયું ને તેમણે પુછ્યું, 'આપ ક્યાંથી આવો છો?'

'અમે બન્ને ચીનથી આવીએ છીએ. અમારી સાથે ઘેરથી ઘણા આદમી નીકળ્યા હતા. રસ્તાથી કંટાળી કેટલાક પાછા વળ્યા; કેટલાક પર્વતોમાં નામનિશાન ન મળે તેમ મરી ગયા. આજે એ અસંખ્ય મિત્રોમાંથી માત્ર અમે બે બુદ્ધદેવનાં દર્શન પામ્યા!'

વિહારના અનેક સાધુઓ શ્રદ્ધાની જીવન્ત મૂર્તિઓ જેવા આ બે ચીનાઈ મુસાફરો તરફ અત્યંત માન ને ભક્તિભાવે જોઇ રહ્યા.

આ બે મુસાફરો તે ફાહિયાન ને તેનો મિત્ર ટાઓચીંગ.

*

ચીનથી હજારો કોસ દૂર હિન્દુસ્તાનની દક્ષિણમાં સિંહલદ્વીપ અથવા લંકાનો બેટ છે. જે વૃક્ષ નીચે બુદ્ધદેવને જ્ઞાન થયું તે બોધિવૃક્ષની એક ડાળ અહીં લાવીને વાવવામાં આવી છે. ફાહિયાન બુદ્ધદેવનાં બધાં પવિત્ર સ્થળોની યાત્રા કરવાની ઇચ્છાથી મુસાફરી કરતો હતો. ફરતો ફરતો તે અહીં પણ આવી પહોંચ્યો. ત્યાં એક કરૂણ બનાવ બન્યો.

એક દિવસ ફાહિયાન બુદ્ધદેવની મૂર્તિ પાસે બેઠો હતો. દિવસો થયાં તે મૂર્તિના જેવું જ તેનું હૃદય કોમળ બન્યું હતું. ચીનથી નીકળ્યાને આજ બાર ચૌદ વર્ષ થવા આવ્યાં હતાં. તે દરમ્યાન એની જન્મભૂમિ વિષે એણે કાંઇ પણ સાંભળ્યું ન હતું. ફાહિયાનના મનમાં ચીનની જમીન, ચીનના પથર, ચીનના લોકો અને પ્યારા ચીનદેશની વાતો ઘુમી રહી હતી.

એક વખત ફરીને માતૃભૂમિનાં દર્શન કરવા માટે તે તલસી રહ્યો હતો. એટલામાં ત્યાં કોઈ એક સોદાગર યાત્રાળુએ આવી ચીનમાં બનેલા પંખાની ભેટ બુદ્ધદેવની મૂર્તિ પાસે ધરી. પોતાના પ્યારા દેશની આટલી પણ

નિશાની આટલા વર્ષે અને આટલે દૂર જોવા મળી એ વિચારથી ફાહિયાનનું હૃદય પાણીપાણી થઇ ગયું. તે પંખાને જોઇને, નાનું બાળક અનેક વર્ષથી વિખુટી પડેલી માતાને જોઈને જેમ રડી ઉઠે તેમ ફાહિયાન રડી ઉઠયો.

* * *

રાજગૃહી નગરીમાં બિમ્બિસાર રાજ્ય કરતો હતો. એકવાર એવું બન્યું કે નગરીમાં આગ લાગી.

રાજાને લાગ્યું કે એક માણસ બેદરકાર રહે તેને લીધે આખી નગરીને સોસવું પડે તે ઠીક નહિ. આગ બુઝાયા પછી તેણે આજ્ઞા કરી કે હવેથી જેનાઘરમાં આગ લાગે તેણે જંગલમાં રહેવા જવું.

આ આજ્ઞા પ્રસિદ્ધ કર્યા બાદ થોડા દિવસે તેના પોતાના જ મહેલમાં આગ શરૂ થઈ.

અમલદારોએ કહ્યું કે, 'રાજાનું કામ કાયદા બાંધવાનું છે, પણ કાયદા બાંધનારથી કાયદો વધારે મોટો હોઇ શકે નહિ.'

લોકોએ કહ્યું કે, 'આપે આજ્ઞા પ્રસિદ્ધ કરી છે ખરી; પણ આપ તો રાજા છો, માટે ઇચ્છામાં આવે તેમ આજ્ઞા ફેરવી શકો છો.'

પણ રાજા બિમ્બિસાર પોતાનો મહેલ છોડીને જંગલમાં રહેવા જવા ચાલી નીકળ્યો અને સૌને કહ્યું, 'હવે પછી આવું નબળું મન રાખશો નહિ. કાયદા બાંધનાર માટે તો કાયદો સૌથી વધારે બંધનકર્તા છે.'

'ધૂમકેતુ'

---

# હાથ જોડી ના બેસો

:કાફી:

હાથ જોડી ના બેસો, રે ભાઇ, હાથ જોડી ના બેસો!

કરવું હરિને હાથ ખરૂં, પણ સાથ શું શ્રમ નહિ લેશો?
હાથ જોડીને બેસી જ રૂહેતાં, ખાશો જગતની ઠેશો. રે ભાઈ૦

મેઘ વરસશે મૂશળધારે, તે શું જોઇ જ રૂહેશો?
તન રગડી જો ન ખેતર ખેડો, તો પછી પાક દે એ શો? રે ભાઈ૦

કરશે ને હરશે તે ચરશે, બાંધ્યો ભુખે મરે શો;
હરિ હરિ કરતાં આ હીન દશા કરી, એમાં શો અંદેશો? રે ભાઈ૦

સુતેલા પણ સિંહતણે મુખ આવી શિકાર પડે શો?
ફાળ ભરી તે ઠાર કરે તો જ ઠારી શકે ભુખ કલેશો. રે ભાઈ૦

આ નથી, તે નથી, એમ કદી પણ કાયર થઈ નવ કહેશો;
સાધનથી પણ સાધ્ય છે મોટું: પાધરે યત્ન પ્રવેશો. રે ભાઈ૦

મળે ચઢી-બડી રેલ હડવશો, નહિ તો પડી સડી વ્હેશો;
વીર! ઊઠો પ્રભુ સાહ્ય થશે, આ સાધનો દિવ્ય સંદેશો. રે ભાઈ૦



# રસાયણવિદ્યાના ચમત્કાર



દુનીઆની અત્યારની પ્રગતિ સૌથી વધારે વિજ્ઞાનને આભારી છે. વિજ્ઞાનને લીધે જ અગત્યનજેની શોધો થઈ છે. તેણે જગતની સ્થિતિમાં, વેપારમાં, જ્ઞાનમાં અને જીવનમાં મહત્ત્વના ફેરફાર કરી નાખ્યા છે. એને અનુસરવું કે નહિ તે જુદો સવાલ છે, પણ એ વિષેની યોગ્ય માહિતી આપણે મેળવીએ તેમાં કંઇ ખોટું નથી.

રસાયણવિદ્યા એ વિજ્ઞાનની એક શાખા છે. અહીં આપણે તેના વિકાસ તથા તેનાથી થતા લાભ વિષે થોડું જાણીએ.

રસાયણશાસ્ત્રીઓએ દુનીઆમાં આજ સુધી કદી નહોતા એવા તો હજારો પદાર્થો ઉત્પન્ન કર્યા છે. પણ તે સિવાય કુદરતની વસ્તુઓ સાથે સરસાઇ કરીને પણ કેટલીક વસ્તુઓ બનાવી છે. એવી વસ્તુઓને આપણે નકલી કે બનાવટી કહીએ છીએ. પણ તે એટલી સંપૂર્ણ હોય છે કે તેના ગુણધર્મમાં અને મુળ કુદરતી વસ્તુના ગુણધર્મમાં ઘણીવાર જરા પણ તફાવત માલુમ પડતો નથી. આ બનાવટી ચીજો શામાંથી અને કેવી રીતે ઉત્પન્ન થઈ એ હવે જોઇએ.

ગયા સૈકાના પાછલા અરધા ભાગથી તે અત્યાર સુધીમાં જેટલી નવી શોધો થઇ છે તે બધીનું મુળ તપાસીએ તો કોલસો છે.

કોલસાને ભઠ્ઠીમાં તપાવવાથી જે વાયુ નીકળે છે તેને 'કોલગૅસ' કહે છે. વીજળી આવી તે પહેલાં દુનીઆનાં મોટાં શહેરોમાં આ કોલગૅસના દીવા બળતા. હજી પણ એની વપરાશ ઓછી નથી.

આ કોલગૅસ સિવાય કોલસામાંથી એક બીજો કાળા રંગનો પ્રવાહી પદાર્થ નીકળે છે. તેને 'કોલટાર' (ડામર) કહે છે. કોલટાર આંખને કે નાકને જરા પણ ન ગમે એવી વસ્તુ છે. છતાં એમાંથી અગણિત માણસોએ વર્ષો સુધી મહેનત કરીને જે જે અવનવી વસ્તુઓ ઉત્પન્ન કરી છે તેનું વર્ણન વાંચતાં હૈયું ઘડીભર થંભી જાય છે.

કુદરતી રંગોને કોરે બેસાડે એવા બનાવટી રંગો એ કોલટારમાંથી પેદા કરવામાં આવે છે. લડાઈના વિનાશક દારૂગોળાના પદાર્થો આમાંથી જ બને છે. રોગના જંતુઓનો નાશ કરનારી દવાઓ, ગાંધીની દુકાનના જેવાં ઓસડીઆં કે દાક્તરના દવાખાનાની દવાઓ પણ આમાંથી જ બનાવાય છે. ફોટોગ્રાફીના હુનરમાં કામ લાગતી દવાઓ કોલટારમાંથી બને છે. અને તમને નવાઇ લાગશે કે મગજને તર કરી નાખે એવાં અત્તરો પણ આ ગંધાતા કોલટારમાંથી જ બનાવવામાં આવે છે.

પહેલાં આપણે દવાઓને માટે જંગલની વનસ્પતિ ઉપર આધાર રાખવો પડતો. ક્વિનાઇન અને મોર્ફાઇન જેવી ચીજો જે પહેલાં ઝાડના રસમાંથી પેદા થતી તે હવે કોલટારને શુદ્ધ કરી તેનાં દ્રવ્યોમાંથી બનાવાય છે. ઇ. સ. ૧૮૩૨માં લીબીગ નામના જર્મન રસાયણશાસ્ત્રીએ આલ્કોહૉલ (દારૂ)ની ઉપર ધોવાના સોડાની અસર પાડીને 'ક્લૉરોફૉર્મ' શોધી કાઢયું. વાઢકાપ વખતે માણસને ઘાની અસર ન જણાવા દેવા સારૂ બેશુદ્ધ કરવા માટે ક્લૉરોફૉર્મ વપરાય છે. એની ઉપયોગિતા આ જમાનામાં કંઇ જેવીતેવી નથી. વળી ગડગુમડાં ઉપર વપરાતી 'આયોડોફૉર્મ' નામની દવા પણ એમાંથી જ બને છે. ઘા ઉપર રૂઝ આણવામાં આયોડોફૉર્મ જેવી અસરકારક બીજી કશી ચીજ નથી.

વાઢકાપમાં ક્લૉરોફૉર્મ જેવી બીજી ઉપયોગી વસ્તુ 'એકનેલાઇન' છે. એ દવાનું એક જરા

જેટલું અણુ પણ જો લોહીની નસમાં દાખલ કરવામાં આવે તો ત્યાંની લોહીવાહિનીઓ એટલી તો સંકોચાઇ જાય છે કે એટલા ભાગમાં લોહીની આવજા તદ્દન બંધ પડે છે અને લોહીના એક પણ ટીપાનો ભોગ આપ્યા સિવાય શરીરના સડેલા ભાગો દૂર કરી નવા દાખલ કરી શકાય છે. પહેલવહેલી તે દવા ઇ. સ. ૧૯૦૧માં શોધવામાં આવી; પણ હવે તે કોલટારમાંથી બનાવવામાં આવે છે. પહેલાં તો વીસ હજાર બળદને મારીને તેના શરીરમાંના અમુક ભાગોના માંસપિંડોમાંથી એક હજાર રતલ માંસ ભેગું કરવામાં આવ્યું, અને એટલામાંથી એક રતલ એડ્રેનેલાઇન તૈયાર થઇ શકયું. પણ અત્યારે તો એક પણ જીવની હાનિ કર્યા સિવાય એક સાધારણ કારખાનામાં તે બનાવી શકાય છે અને બજારમાં બહુ સસ્તે ભાવે વેચાય છે. આ પ્રતાપ વિજ્ઞાનનો.

મનુષ્યને સ્વભાવથી જ ઉત્સવો પ્રિય છે. માણસના સુખને માટે કુદરતમાં હજારો સુગંધી વસ્તુઓ હતી અને છે. અને હજારો વર્ષોથી સુંદર સુગંધી ફુલોમાંથી અત્તર બનાવવાનો કીમીઓ માણસ જાણે છે. પણ છેલ્લાં પચાસ વર્ષોથી તો રસાયણશાસ્ત્રીની પ્રયોગશાળાઓ અને કારખાનાં પણ ભભકતાં અતરોની સુવાસથી મહેકવા લાગ્યાં છે. ગુલાબ, ખસ, પાંદડી અને હીનાના જેવી જ બનાવટનાં અત્તરો કોલટારમાંથી તૈયાર થાય છે.

દ્રાક્ષાસવ, ગુલાબ કે નારંગીનાં શરબતો પણ બનાવટી ઉત્પન્ન થવા લાગ્યાં છે. અલબત્ત, આ બનાવટો હજી ઘણીખરી બનાવટી જ છે, અને આ બાબતમાં કુદરત સાથેની હરીફાઇમાં માણસ હજી ફાવ્યો નથી.

પણ આ બધાયે કરતાં વધારે રસદાયક કથા તો કપુરની છે. જાપાન, ફોર્મોસા અને પૂર્વ તરફનાં જાપાની સંસ્થાનોમાં હજી કુદરતમાંથી જ કપુર બનાવાય છે. એ ઝાડનાં પાંદડાંને પાણી સાથે ઉકાળીને તૈયાર કરવામાં આવે છે. દવા તરીકે અને જંતુવિનાશક સાધન તરીકે કપુરના ઉપયોગથી ભાગ્યે જ કોઇ અજાણ્યું હશે; પણ સેલ્યુલૉઇડ નામના રમકડાં બનાવવાના પદાર્થમાં અને દારૂગોળાનાં સાધનોમાં પણ એનો ઉપયોગ થાય છે.

કપુરની નીકાસમાંથી જાપાન ખુબ કમાયું. એ જાપાની સંસ્થાનોમાં જ મુખ્યત્વે પેદા થતું હોવાથી સૌ દેશોને કપુર માટે જાપાન ઉપર જ આધાર રાખવો પડતો. રસાયણશાસ્ત્રીઓની દૃષ્ટિ એના ઉપર આવીને ઠરી. ઘણી શોધખોળને અંતે ઇ. સ. ૧૯૦૩ માં 'નેફ્થેલિન'માંથી બનાવટી કપુર શોધી કાઢવામાં આવ્યું. 'નેફ્થેલિન' એટલે શું, સમજ્યા? આપણા બજારમાં વેચાતી પેલી ડામરની સફેદ ગોળીઓ. ને એનું જન્મસ્થાન પણ કોલટાર જ છે!

બે વરસમાં તો આ નકલી કપુરની બનાવટમાં સુધારાવધારા કરીને તેને એટલો તો સરસ અને સસ્તો બનાવ્યો કે યૂરોપના બજારમાં સાચા કપુરની હરીફાઇમાં તે ફતેહમંદ નીવડ્યો.

શેરડીમાંથી સાકર બનાવવાનો હિન્દુસ્તાનનો જુનો ઉદ્યોગ આજે પરદેશી સાકરોએ મારી હઠાવ્યો છે. 'બીટ' નામના કંદ અને બીજી ગાજર જેવી વસ્તુઓમાંથી થોડે ખરચે અને થોડી મહેનતે સાકર બનાવવી શરૂ થઇ છે એ તો સૌ જાણે છે. પણ 'સેકરીન' નામની એક નવી ચીજ હમણાં શોધી કાઢવામા આવી છે. તે સાકરના જેવી જ પાસાદાર હોય છે, અને સાકર કરતાં તેનું ગળપણ ચારસોથી પાંચસોગણું વધારે હોય છે. મધુપ્રમેહના દરદીઓને માટે જ્યારે સાકર વાપરવાની બંધી કરવામાં આવે છે ત્યારે દરદીને સેકરીન ખાવા દેવામાં આવે છે. આ સેકરીનને જન્મ આપનાર પણ પેલો કાળોમેશ કોલટાર જ!

હવે આપણે બનાવટી રેશમનો ઇતિહાસ તપાસીએ. ઇ. સ. ૧૮૮૯ માં પારીસના એક પ્રદર્શનમાં પહેલવહેલું બનાવટી રેશમ મુકવામાં આવ્યું, અને ખાતરી કરી આપવામાં આવી કે એ ચીજ રેશમના કીડાઓથી કે કોઇ જીવતા પ્રાણીની બનાવટથી નહિ પણ ઝાડના રેસાઓના છુંદામાંથી બનાવવામાં આવી હતી. આ બનાવવાની રીતમાં પાછળથી ઘણા સુધારાવધારા કરીને છેવટ બે અંગ્રેજો આગળ આવ્યા. તેમણે બનાવેલા નમુના સૌથી સારા હતા. દુનીઆ

આજે છુટે હાથે તેનો ઉપયોગ કરી રહી છે. પ્રથમ લાકડાનો છુંદો કરીને તેનો મેંદો બનાવવામાં આવે છે. તેની સાથે કૉસ્ટિક સોડા અને ત્યાર પછી કાર્બન બાઈ સલ્ફાઇડ નામના પદાર્થોનું મિશ્રણ કરવામાં આવે છે. તેમાંથી નીકળતો જાડો ઘટ પ્રવાહી બારીક છિદ્રોવાળી એક ચાળણીમાંથી દબાવીને બહાર પાડવામાં આવે છે. આ ઝીણા તાંતણાઓ તે આપણું બનાવટી રેશમ. તેને વણીને રેશમી લુગડાં બનાવવામાં આવે છે. આનાં કપડાં મુળ રેશમ કરતાં ઓપમાં વધારે દસ્સાદાર હોય છે, જ્યારે તેની કીંમત ખરા રેશમ કરતાં અરધી જ પડે છે; અને જીવડાંની હિંસા થતી અટકે તે જુદું. છતાં મુળ રેશમ જેટલી કુમાશ આ બનાવટી રેશમમાં હજી આવી નથી શકી. ઇ. સ. ૧૯૧૮ ની સાલમાં આવું ૭૦૦ ટન બનાવટી રેશમ ઉત્પન્ન કરવામાં આવ્યું હતું. લાકડામાંથી રેશમ બનાવનારી રસાયણશાસ્ત્રની શક્તિને આ જાણીને ધન્યવાદ આપ્યા વગર ચાલતું નથી.

જે ઝાડના છુંદામાંથી આ રેશમ બનાવાય છે તેના જ છુંદાને, અથવા તો કપાસને નાઇટ્રિક ઍસિડ સાથે મેળવ્યા પછી તેમાં આલ્કોહૉલ (દારૂ) અને કપુરની મેળવણી કરીને 'સેલ્યુલૉઇડ' નામની એક વસ્તુ ઉત્પન્ન કરવામાં આવે છે. આ વસ્તુ નરમ હોય છે ત્યારે તેના જેવા આકાર કરવા હોય તેવા થઈ શકે છે. તે ઠરી જાય છે ત્યારે શીંગડા જેવી બની જાય છે. વળી તેને વિવિધ રંગોથી રંગી પણ શકાય છે; અને તેમાં જુદી જુદી જાતની મેળવણી કરીને હાડકાં, હાથીદાંત, આરસ, સંગેમરમર કે ગેંડાના ચામડા જેવાં સ્વરૂપ પણ તેને આપી શકાય છે. એ પદાર્થ વજનમાં બહુ હલકો, ચીકણો અને જલદી તુટી ન જાય તેવો હોવાથી તેમાંથી રોજના ઉપયોગની હજારો જાતની પરચુરણ વસ્તુઓ બને છે: દાંતીઆ, ચપ્પુના હાથા, રમકડાં, સીનેમાની ફિલમો વગેરે. આ ચીજમાં આટલા બધા ફાયદા છે, પરંતુ એક મોટું જોખમ પણ તેમાં રહેલું છે. તે જલદીથી સળગી ઉઠે એવો પદાર્થ છે. ઘણી વાર દુકાનમાં ગોઠવેલી સેલ્યુલૉઇડની ચીજો પર દુકાનની કાચની દીવાલમાંથી સૂર્યનાં કિરણો પડતાં તે સળગી ઉઠીને દુકાનને આગ લગાડી મુકે છે. આવા અકસ્માત સંખ્યાબંધ બન્યા છે. તેથી તેની બનાવટમાં હમણાં સુધારો કરવામાં આવ્યો છે. સેલ્યુલૉઇડમાં 'ડેક્સ્ટ્રીન' નામની સાકરનું મિશ્રણ કરીને 'સાઇક્લૉડ' નામનો પદાર્થ શોધી કાઢવામાં આવ્યો છે. તેમાં સેલ્યુલૉઇડના જેવા બધા ગુણો હોવા ઉપરાંત વિશેષ ગુણ એ છે કે તે સળગી ઉઠતો નથી.

આ સિવાય ઝાડના છુંદામાંથી બનાવટી ચામડું પણ ઉત્પન્ન કરવામાં આવ્યું છે, અને તેનો ઉપયોગ પણ સેલ્યુલૉઇડ જેટલો જ બહોળો થાય છે.

ગળીના ઉદ્યોગમાં પણ રસાયણશાસ્ત્રની અસર પહોંચ્યા વિના રહી નથી. ગળીની ઉત્પત્તિ મુળ હિન્દુસ્તાનમાં જ થયેલી. હજી પણ હિન્દુસ્તાનમાં ગળીનું વાવેતર થાય છે. પણ હવે તો કોલટારમાંથી બનાવટી ગળી પેદા કરવાની તદબીર રસાયણશાસ્ત્રે શોધી આપી છે; અને તેથી જેમ જાપાનના કુદરતી કપુર ઉપર કોલટારના બનાવટી કપુરે વિજય મેળવ્યો તેમ જ કુદરતી ગળી ઉપર બનાવટી ગળીએ પણ દુનીઆના બજારમાં વિજય મેળવ્યો છે.

વિજ્ઞાનની વિચિત્ર અને અજબ શક્તિની આ થોડી વાનગીઓ છે. આપણે માત્ર એશઆરામ અને પૈસા પેદા કરવાના જડ સાધન તરીકે નહિ, પણ માનસિક કેળવણીના ચેતનભર્યા શાસ્ત્ર તરીકે, કુદરતની નજીક આવવાના સાધન તરીકે અને એ રીતે સર્વશક્તિમાન પરમ કૃપાળુ પરમેશ્વરને ઓળખવાના પ્રયાસ રૂપે પણ વિજ્ઞાનનો અભ્યાસ કરવો જોઇએ.

લાભશંકર અંબાશંકર ભટ્ટ





# અનંત અને ઉપેન્દ્ર

કુમારના પહેલા તંત્રીઓ

ભાવનગરમાં એક વૃદ્ધ પુરુષ છે. તેમને સૌ 'મોટાભાઇ' કહીને ઓળખે છે. આપણે પણ તેમને મોટાભાઇ જ કહીશું. જે જે માણસો મોટાભાઇની સોબતમાં રહ્યા છે તે બધાને એ ઘણા સુંદર સ્વભાવના સજ્જન લાગ્યા છે. અનંત અને ઉપેન્દ્રના તે દાદા થાય. અનંત તેમના પુત્રનો પુત્ર, અને ઉપેન્દ્ર તેમની પુત્રીનો પુત્ર.

અનંત અને ઉપેન્દ્ર નાના બાળક હતા ત્યારથી મોટાભાઈને બહુ વહાલા લાગતા. મોટાભાઈ પૂજા કરે ત્યારે અનંત અને ઉપેન્દ્ર તેમનું આસન તૈયાર કરી દે. મોટાભાઇ જમવા બેસે ત્યારે ધૂપ કરી સુગંધી ફેલાવે. મોટાભાઇ બપોરે કે રાત્રે આરામ લેતા હોય ત્યારે એ બન્ને બાળકો મોટાભાઇ સાથે કંઇ કંઇ વાતો કરીને વિનોદ કરાવે. મોટાભાઇને જે કંઈ સારૂં લાગે તે બધું જ તેઓ કરતા.




મોટાભાઇ પાસે ઘણી જાતના માણસો આવતા. તેમાં કોઇ વિદ્વાન હોય, કોઇ ગવૈયા હોય, કોઈ કવિ હોય, કોઇ ચિત્રકાર હોય. મોટાભાઇ એ બધા સાથે બહુ પ્રેમથી વર્તતા, અને તેમની વાતો તથા કળામાં બહુ રસ લેતા. અનંત અને ઉપેન્દ્ર એવે વખતે મોટાભાઇની પાસે હોય જ. એ બધા માણસોની વાતો અને કળામાંથી આ બે જણા જ્ઞાન અને અનુભવ ઝીલતા. ચિત્રકાર તો તેમનો માનીતો દોસ્ત હતો. તે આવે ત્યારે તેના ગજવામાંથી તેની ચિત્રપોથી ખેંચી લઇ આ બટુકો અને તેમનાં બીજાં નાનાં ભાઇબ્હેન જોવા મંડી પડતાં. ચિત્રકાર તેમને ખુશ કરવા તેમના ચહેરા ચીતરતો.

અનંત અને ઉપેન્દ્રને કોઇ કદી વઢતું નહિ. અને તેઓ પણ એવા શાણા અને સુશીલ કે કદી કાંઇ વાંકમાં આવે જ નહિ. અનંતના બાપા અમેરિકા જઇ આવ્યા છે. ઉપેન્દ્રના બાપા હિમાલયની તળેટીમાં એક ગામમાં દાક્તર છે. પણ બન્ને જણાને તેમના દાદા પાસે જ રહેવાનું બહુ ગમે છે.

મોટાભાઇ અને તેમના કેટલાક વિદ્વાન મિત્રોએ મળી એક સુંદર નિશાળ કરી છે. ત્યાં કોઇ મારે નહિ; કોઈ પરીક્ષા લે નહિ. એક વિદ્વાન દેશભક્ત તે નિશાળના મુખ્ય આચાર્ય છે. બીજા પણ સુંદર લાગણીવાળા શિક્ષકો તેમાં છે. તે નિશાળમાં અનંત અને ઉપેન્દ્ર ભણે છે. તેમણે સરકારી કે દરબારી નિશાળ જોઈ પણ નથી. તેમની નિશાળ ઉંચી ટેકરીઓ ઉપર છે. ત્યાંથી દૂર દરીઓ દેખાય છે. એક બાજુ મોટી ટેકરી પર આરસનું સુંદર મંદિર છે. અનંત અને ઉપેન્દ્રનું ઘર તે ટેકરીની તળેટીમાં છે.

તેમની નિશાળ એવી છે કે ઘેર લેસન કરવાનું તો હોય જ નહિ. છતાં અનંત અને ઉપેન્દ્ર વાંચવાના ઓછા શોખીન નથી. તેમણે રામાયણ મહાભારતથી માંડીને

અત્યારનાં ઘણાં સુંદર પુસ્તકો વાંચી નાખ્યાં છે. ચિત્રો અને ચિત્રકારોની તેઓ બહુ કદર કરી શકે છે. અનંત તો સારૂં ચીતરે પણ છે. ઉપેન્દ્ર કોઈ જબરો પંડિત થશે એમ લાગે છે.

આ બન્ને જણાએ એક દિવસ 'કુમાર' હાથે લખીને કાઢવું શરૂ કર્યું. તેમના નાના ભાઇઓ અને મિત્રોએ પણ તેમાં લખ્યું ને ચીતરામણ ભર્યાં. પછી તો થોડા અંક નીકળ્યા એટલામાં દીવાળી આવી, એટલે દીવાળીનો એક ભારે અંક કાઢવવાનો વિચાર તેઓએ કર્યો. તેમના મોટી ઉમરના મિત્રોને પણ તેમણે તેમાં લેખો લખવા અને ચિત્રો મોકલવા કહ્યું. દીવાળીનો અંક તો જોવાલાયક બની ગયો. અનંત અને ઉપેન્દ્રની ઉમર અત્યારે ૧૪ ને ૧૪॥ વર્ષની છે; તેના પ્રમાણમાં તેમણે સાહિત્ય અને કળાનો એવો સરસ સંગ્રહ કર્યો કે તે જોઇને સૌ આનંદ અને નવાઈ પામે.

એ અંક જોયા પછી એક જણાને વિચાર થયો કે તેમની ઉમરનાં બધાં છોકરાંઓ માટે એક છાપેલું માસિક હોય તો સારૂં. અને તે વિચાર પરથી એ જ નામનું આ માસિક બન્યું છે.

અનંત અને ઉપેન્દ્ર તેમનું વહાલું માસિક બધાંનું બનેલું જોઈ બહુ જ આનંદ પામશે. તેઓ મોટી ઉમરે પહોંચશે ત્યારે તેમનાં શક્તિ અને જ્ઞાન હાલના કરતાં ઘણાં વધી ગયાં હશે. ત્યાં સુધી આ માસિક ચાલુ રહે અને તેઓ તેની જવાબદારી ઉપાડી લઈ અમને વિશ્રાન્તિ આપે એવું ઇચ્છીએ છીએ.

---

# ચંદ્રમાં કોણ રહે છે?

અંગ્રેજ છોકરાંઓ કહે છે કે ચંદ્રની ઉપર કાંતનારી ડોશી રહે છે. હિન્દુ છોકરાંઓ કહે છે કે એમાં હરણ રહે છે.

એમાંથી ખરૂં શું હશે તેનો એક ચીની છોકરો વિચાર કરવા લાગ્યો. સાંજે ફરવા જતાં તેને રસ્તામાં એક અંગ્રેજ છોકરો મળ્યો. ચીનાએ એને પુછ્યુંઃ 'ભાઇ, તેં કેમ જાણ્યું કે ચંદ્રમાં કાંતનારી ડોશી રહે છે?'

અંગ્રેજ છોકરો બોલ્યો, 'અરે, એમાં તે શું પુછે છે? એ તો જાણીતી વાત છે. તને એટલી યે ખબર ન હોય તો તો તું તદ્દન મૂર્ખ છે! જો, સાંભળ. જ્યારે અમે રેંટીઆ કાઢી નાખ્યા અને મીલના સંચા વસાવ્યા ત્યારે એક ડોશી, કેની, બીકની મારી ચંદ્ર ઉપર કુદી પડી. બધાં છોકરાં એ વાત જાણે છે.'

ચીનાએ વિનયપૂર્વક કહ્યું, 'ઠીક, તારા ઉત્તર માટે ઉપકાર માનું છું.'

પછી ચીનાને એક હિન્દુ છોકરો મળ્યો. તેને પણ ચીનાભાઇએ પુછ્યુંઃ 'ચંદ્રની પર હરણ છે એમ તું શાથી કહે છે?'

હિન્દુ છોકરાએ થોડીવાર વિચાર કરી કહ્યું, 'મને લાગે છે કે અમારા ઋષિમુનિઓએ હરણનું ચામડું પવિત્ર ગણ્યું ત્યારે હરણનો શિકાર ખુબ થવા લાગ્યો હશે. તેથી ત્રાસીને કોઇ બાપડું હરણ ત્યાં ભરાઇ બેઠું હશે.'

ચીની છોકરાએ પાછું વિનયપૂર્વક કહ્યું, 'ઠીક ભાઇ, તારા જવાબ માટે આભારી છું.'

ચીની છોકરાઓને ડાહી ડાહી શીખામણની વાતોનો સાર કાઢતાં બહુ આવડે છે. એણે ધાર્યું કે અંગ્રેજ અને હિન્દુ બન્નેને પોતાના ગુણદોષનું પરિણામ જ ચંદ્ર ઉપર પણ દેખાય છે.

'બાલબન્ધુ'

('મધપુડા'માંથી)



# માધુકરી

**અસહકારનું બીજ**

એ મથાળા વાળા દીનબંધુ ઍન્ડ્રુઝના લેખમાંનો એક પ્રસંગ નીચે આપ્યો છે.

મહાત્માજી એક વાર મને નાતાલમાં પોતાના પ્રથમ વીતકની વાત કરતા હતા. એ બનાવે તેમના આખા જીવનમાં પરિવર્તન કરી દીધું હતું. તેઓ એક કોચમાં બેસી ડરબનથી કોઈ ગામ જઇ રહ્યા હતા. તે વખતે તેઓ ઈંગ્લન્ડ અને મુંબઈથી 'તાજા આવેલા નૌજવાન બૅરિસ્ટર હતા. રંગની સુગ કેવી હોય છે તેનો કડવો અનુભવ પણ હજુ તેમને થયો ન હતો. લંડનમાં તેમની જોડે સૌ સમાનભાવે વર્તન રાખતાં; અને કાયદાની પરીક્ષા વેળા તેમણે અંગ્રેજ સહાધ્યાયીઓ જોડે સૌના સમાન એક વિદ્યાર્થી તરીકે પરીક્ષા આપી હતી. તેથી ડરબનમાં તેઓ ઉતર્યાં ત્યારે તેમણે સ્વાભાવિક રીતે એવી જ અપેક્ષા રાખી કે અહીં પણ તેમની સાથે સૌ સમાનતાથી જ વર્તશે. કેઇ કામસર તેમને અંદરના પ્રદેશોમાં કોચમાં બેસીને જવાની જરૂર પડી અને તેમણે તેની ટીકીટ ખરીદી. કોચ હાંકનારની નજીકની જગ્યા પર તેઓ બેઠા. ત્યાંની જ ટીકીટ તેમણે લીધેલી. કોચ ઉપડવાને થોડી વાર પહેલાં એક ગોરાએ આવીને તેમને રૂઆબભેર મોટો ઘાંટો કાઢી ત્યાંથી ઉઠી જવાને કહ્યું. ગાંધીજીએ સભ્યતાથી જવાબ આપ્યો, 'હું દિલગીર છું કે તમને આ જગ્યા નથી આપી શકતો. મેં આ જગ્યાનાં દામ આપીને ખાસ લઇ રાખી છે.' પણ પેલા માણસે કહ્યું કે તમારે ઉતરવું જ પડશે. ગાંધીજીએ જવાબ આપ્યો કે ગાડીમાં બીજી પુષ્કળ જગ્યા છે. પણ મારી જગ્યા હું નહિ છોડી શકું.

પછી જોયા જેવી જામી. ગોરાએ ઘાતકીપણાની અને જંગલીપણાની પરાકાષ્ટા કરી. છેવટ ગાડી હાંકનારનાથી પણ વચ્ચે પડ્યા વિના રહેવાયું નહિ. પેલા ગોરાએ ગાંધીજીને પોતાની લાકડીથી એટલા માર્યા કે તેઓ લગભગ બેભાન થઇ ગયા. તેમણે ગાડીને સજ્જડ ઝાલી રાખેલી. પેલા ગોરાએ તેમનાં આંગળા તુટી જાય એવા તેના પર પ્રહાર કર્યા. મહાત્માજી મને કહેતા હતા કે મને તે વખતે અનુભવ થયો કે એ એક જીવસટોસટની લડત હતી. તેઓ બિલકુલ સામે થયા નહિ—તેમણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. મરી જાઉં પણ છોડું નહિ એમ કરીને ગાડીના કઠેરાને તે વળગી રહ્યા. પેલો ગોરો મોટો દૈત્ય જેવો જોરાવર હતો. ગાંધીજી તેના મુકાબલામાં સાવ નાનકડા હતા.

આ ઘટનાનો અન્ત કેવો થયો? આત્માનો શરીર પર વિજય થયો. આત્મબળ આગળ પશુબળની હાર થઇ. હું આગળ કહી ગયો કે આખરે હાંકનાર વચ્ચે પડ્યો. પણ એટલેથી અટક્યું નહિ. ગાડીમાં જે બીજા ગોરાઓ બેઠા હતા તેઓ પણ વચ્ચે પડ્યા. તેમનાથી આ રાક્ષસી કૃત્ય સહ્યું ગયું નહિ. તેમણે પણ ગાંધીજીનો પક્ષ લીધો. પેલો મારનાર આખરે અટક્યો અને બડબડાટ કરતો બીજી જગ્યાએ જઇને બેઠો. મને જો બરોબર યાદ હોય તો મહાત્માજીએ એમ પણ કહેલું કે મુસાફરી પુરી થતાં સુધીમાં એ માણસ આખો બદલાઇ જ ગયો, અને ગાડી છોડીને પોતાને રસ્તે પડ્યો ત્યારે તે ગાંધીજી સાથે હાથ મીલાવતો ગયો.

એક દિવસ મહાત્મા ગાંધી હસતાં હસતાં મારી

પાસે આ કિસ્સો વર્ણવી રહ્યા હતા. તેઓ હસતા હતા, પણ હું મારો તિરસ્કાર મનમાં સમાવી શકતો ન હતો. પછી વાતને અન્તે તેમણે કહ્યું, 'આ પહેલાં મારો દક્ષિણ આફ્રિકામાં રહેવાનો જરા પણ વિચાર ન હતો. હું તો તે વખતે નૌજવાન બૅરિસ્ટર હતો અને એક કેસ ચલાવવા સારૂ આફ્રિકા ગયેલો. કેસ પુરો થયા પછી દેશ પાછો આવતા રહેવાનો મારો વિચાર હતો, પણ આ બનાવ પછી મને એમ થઈ આવ્યું કે આ ભયનું સ્થાન છોડીને જવું એ તો કાયરતા કહેવાય. તેથી મેં તે જ ઘડીએ દક્ષિણ આફ્રિકામાં જ રહેવાનો અને ત્યા જ કામ કરવાનો નિશ્ચય કરી નાખ્યો.'

તે વેળાએ જે ગંભીર નિશ્ચય તેમણે કર્યો તેને જ પ્રતાપે એ નૌજવાન બૅરિસ્ટર હિન્દુસ્તાનમાં આવતાં વેંત હિન્દીઓની ગુલામીનું મુળ શોધી તેનો ઇલાજ યોજી શક્યા. આમ ત્રીસ વર્ષ પહેલાં ડરબનના એક કોચપર અસહકારનો આખો કાર્યક્રમ તેનાં બધાં મુખ્ય અંગો સહિત ઘડાયો. શરીરબળથી નહિ પણ આત્માના બળથી—નૈતિક બળથી દુશ્મનની સામે થવાનો ઇલાજ અને અહિંસા એ બન્ને સિદ્ધાન્તોનું બી આફ્રિકામાં વવાયું હતું. અને ગાંધીજીનો દૃઢ વિશ્વાસ જ છે કે આફ્રિકાની પેઠે અહીં હિન્દુસ્તાનમાં પણ અન્તે પ્રેમનો જ વિજય થવાનો. —'નવજીવન'

### વિજયનો માર્ગ

ફુલ અહોરાત્ર પુછે છે, 'ઓ મધુર ફળ! તું ક્યાં છે? મારાથી કેટલે દૂર છે?

ફુલના ગર્ભમાંથી અવાજ સંભળાય છે, 'ઓ ફુલ! હું અહીં જ, તારા જ હૃદયમાં બેઠું છું.'

'તું ક્યારે બહાર નીકળશે?'

'જ્યારે તારી ઝંખનાના તાપમાં સળગીને તારી પાંખડીએ પાંખડી નીચે ખરી પડશે, તારા મુખની મનોહરતા ચાલી જશે, તારા સ્મિતની ઉજ્જવળતા ઝાંખી પડશે ત્યારે તારૂં અંતર ભેદીને હું બહાર આવીશ. મારો જન્મ એ જ તારૂં મૃત્યુ થશે.'

*

વટોળીઆની સહેલગાહમાં આમતેમ ઉડતું—ઝોલાં ખાતું બીજ ઝંખી ઉઠે છે, 'ઓ વૃક્ષ! તું ક્યાં છે? મારાથી કેટલે દૂર છે?'

બીજના હૃદયમાંથી અવાજ આવે છે કે 'હું અહીં જ છું; તારા હૈયામાં જાગૃત છું.'

'તું ક્યારે બહાર આવીશ?'

'વાવાઝોડાના હીંચકાં પરની રમતગમતો વિસારીને તું જ્યારે ધુળમાં દટાઇશ, હૃદયની ચંચળતા છોડીને જ્યારે તું સ્થિર બની બેસીશ, ત્યારે, ઓ બીજ, તારૂં નાનું સુંવાળું હૃદય ચીરીને હું બહાર નીકળીશ. તારા રાખ ઉપર હું નૃત્ય કરીશ. મારા બોજા નીચે હું તને કચરી નાખીશ. મારો જન્મ એ જ તારૂં મૃત્યુ થશે.'

*

દેશેદેશની પ્રજાએ અને પ્રજાપ્રજાના દરેક માનવીએ એક જ સવાલ પુછ્યો છે કે 'ઓ વિજય! તું ક્યાં છે? કેટલે દૂર છે?'

અને એનો ઉત્તર એના હૃદયમાંથી જ મળ્યો છે કે 'હું અહીં જ છું. તારૂં હૃદય ચીરીને એક દિવસ બહાર નીકળીશ. તું સહી નહિ શકે એવી વસમી વેદના તારા શરીરને રૂંવે રૂંવે સળગી ઉઠશે; તારી આંખો બધે અંધારાં જ દેખશે; તારા કાન બીજું કંઈ જ નહિ સાંભળી શકે; તે વખતે હું આવી પહોંચીશ—તારાં કરોડો સંતાનોની છાતી પર પગ મુકીને હું આવી પહોંચીશ. એટલી તૈયારી કરી રાખજે.'

સૌરાષ્ટ્ર તા. ૨૫-૮-૨૩

### બાવીસ માઈલ તરવાની હરીફાઈ

ગયા ઑક્ટોબરની છઠ્ઠી તારીખે 'કલકત્તાની ઇન્ડીઅન લાઇફ સેવિંગ સોસાયટી' તરફથી તરવાની એક હરીફાઇ ગોઠવવામાં આવી હતી. ચંદ્રનગરથી આહીરી તોલા સુધીનો બાવીસ માઇલનો ગાળો તરી પાર ઉતરવાનો હતો. આ હરીફાઈમાં બધા મળીને વીસ પ્રતિસ્પર્ધીઓ ઉતર્યા હતાઃ જેમાં એક કાશીનો, ત્રણ મદ્રાસ તરફના અને બાકીના સોળ કલકત્તાના હતા. તેમાં મિ. પી. ડી. ઇ. ફ્રેડરિક સ્ટ્રેથ નામનો કેમરેન હાઇલૅન્ડર પલટનનો એક ગોરો પણ હતો.

શરતમાં ઉતરનારાઓમાંનો સૌથી નાનામાં નાનો ૧૬ વર્ષનો અને મોટામાં મોટો ૩૩ વર્ષનો હતો.

બધા તરનારા ચંદ્રનગરથી ૧-૧૦ કલાકે ઉપડયા. તેમાં 'ઇન્ડીઅન લાઇફ સેવિંગ સોસાયટી'નો અશુતોષ દત્ત નામનો સભ્ય સૌથી પહેલો આવ્યો. તેણે ચાર કલાક ને ૫૮ મિનિટમાં એ ૨૨ માઇલનો ગાળો કાપ્યો. અશુતોષની ઉમર ૧૭ વર્ષની છે. આ સુદ્ધાં બીજી વાર તે ચૅમ્પીઅનશિપ જીત્યો.

કલકત્તા સેન્ટ્રલ સ્વિમિંગ ક્લબના વીરેન્દ્રનાથ પાલ બીજે નંબરે આવ્યા. તે દત્ત કરતાં છ મિનિટ મોડા પહોંચ્યા. ત્રીજે નંબરે બનારસના કે. સી. ચક્રવર્તિ અને કલકત્તા કૉલેજ સ્કવેરના એમ. એલ. દત્ત આવ્યા. તે નવ મિનિટ મોડા પહોંચ્યા.

### આટ્લાંટિક મહાસાગરમાં ૧૦૨ દિવસ

મૉંશ્યો ઍલેઇન ગરબૉલ્ટ નામનો એક ફ્રેન્ચ યુવાન એકલપંડે ૧૦૨ દિવસની મુસાફરીમાં આટલાંટિક મહાસાગર પાર કરી હમણાં જ ન્યૂયૉર્ક પહોંચ્યો છે. જુનની છઠ્ઠી તારીખે તે 'ફાયરક્રેસ્ટ' નામની ૩૩ ફુટ લાંબી એક નાની હોડીમાં જિબ્રાલ્ટરથી એકલો નીકળેલો. જિબ્રાલ્ટરથી ન્યૂયૉર્ક ૩,૨૦૯ માઇલ થાય. દરીઆઇ મુસાફરીનો શોખ અને નવા નવા મુલકો જોવાની જિજ્ઞાસાને ખાતર જ તેણે આ સફર ખેડેલી.

તે કહે છે કે રસ્તામાં તેને ત્રણ મોટાં તોફાન નડયાં હતાં, અને તેને લીધે તેની નાની હોડીને તથા તેના સામાનને ઘણું નુકસાન પહોંચ્યું હતું. તેણે પીવાનું પાણી સાથે લીધેલું તેના બે તૃતીઆંશ ભાગ જેટલું તોફાનને લીધે નકામું થઇ પડેલું, અને થોડા વખત સુધી તો તેને રોજના માત્ર એક પ્યાલા પાણી પર ચલાવવું પડેલું.

એક તોફાન વીત્યા પછી વરસાદ શરૂ થયો. તેને લીધે તેનાં બધાં કપડાં ભીંજાઇ ગયાં અને થોડા દહાડા સુધી તો તેને તદ્દન નગ્નાવસ્થામાં રહેવું પડયું. આને લીધે તાવ અને સળેખમ લાગુ પડયાં. ગળું જબરું સુઝી ગયું. પરિણામે ૪૮ કલાક સુધી તે તદ્દન બેભાનાવસ્થામાં પડી રહ્યો. તે કહે છે કે 'આ દરમ્યાન પ્રભુએ જ મારી અને મારી હોડીની રક્ષા કરી.' ઘણીવાર તો તેને ત્રણ ત્રણ ચાર ચાર દિવસ સુધી આંખની મીટ સરખી માંડયા વિના જાગતા જ બેશી રહેવું પડતું.

મુસાફરી દરમ્યાન ૬૦ રતલ માંસ, ઠારેલા દુધના ૩૬ ડબા, ૬૦ રતલ સાકર, ૬૦ રતલ ચ્હા, ૭૫ રતલ બિસ્કિટ અને જથ્થાબંધ બટેટાં—એટલો ખોરાક તેણે લીધેલો. ૬૫ ગેલન પીવાનું પાણી સાથે લઇને તે નીકળેલો તેમાંથી લગભગ ૪૦ ગેલન જેટલું તો તોફાનને લીધે નકામું થઈ પડેલું.

મૉંશ્યો ઍલેઇનની ઉમર ૨૮ વર્ષની છે. તે ટેનિસનો અચ્છો ખેલાડી છે. હવાઇ વિમાનમાં ઉડનાર તરીકે બહુ બાહોશ ગણાય છે. ગઇ લડાઇમાં તેણે સાત જર્મન વિમાનોને ભોંયભેગાં કરેલાં.

—'ક્રૉનિકલ' તા. ૯-૧૦-૨૩

### ઉગતી પ્રજાને

ઉમરેઠ વિદ્યાર્થી મંડળની બીજી બેઠકના પ્રમુખસ્થાનેથી રા. મટુભાઈ કાંટાવાળાએ આપેલા ભાષણમાંનો નીચેનો સુંદર પ્રોત્સાહક ભાગ ઉગતી પ્રજાને અગત્યનો હોવાથી અહીં આપ્યો છે.

યાદ રાખવું કે મોટાં કાર્ય હમેશ અને સૌકોઇથી બજાવી શકાય નહિ. તેને વખતે નાસીપાસ થવાની જરૂર નથી. એ ખરું છે કે પરોપકાર અને પરગજુપણું મનુષ્યમાત્રનું કર્તવ્ય છે; પરંતુ કેટલીક બાબતો દેખીતી રીતે પરોપકાર જેવી ન જણાય, છતાં એમાં બીજાનું ભલું કરવાની શક્તિ રહેલી છે. ......આપણી અપૂર્ણતાથી આપણે નિરાશ થવાની જરૂર નથી. પરોપકારનાં ઓછાં ખેડેલાં ખેતરો અણદીઠાં રહેલાં છે. સામાન્યમાં સામાન્ય માણસ પણ પરોપકારની ખેતીમાં મંડેલો રહે છે. ........પરોપકારનાં બી ઇશ્વરે સર્વત્ર વેરેલાં છેઃ આપણે આપણી મહેનતથી તેનાં અંકુર ફુટે એમ કરવું જોઇએ જીવનમાં આપણે માટે વેતરું સરજાએલું હોય,—મોટા કુટુંબનું ભરણપોષણ કરવામાં આપણો વખત જતો હોય, ને બીજું કંઇ કાર્ય આપણાથી થતું ન હોય, તોપણ એવી સ્થિતિમાં આપણે પરોપકાર કરીએ છીએ. દુર રહે રહે પણ જો આપણે આપણાં કર્તવ્યોનું પાલન કરીએ તો તેથી દેશસેવા જરૂર થાય. સારામાં સારો પાક ઉતારનાર ખેડુત, સત્યથી લડનાર વકીલ, ગરીબોને મદદરૂપ થનાર દાક્તર, એઓ શું દુનીઆની

ઓછી સેવા બજાવે છે? ખેડુતો અને મજુરો ન હોત તો દુનીઆની શી સ્થિતિ થાત? ખેડુતો અને મજુરોમાં કેટલા બધા છાના પરદુઃખભંજન લોકસેવકો જન્મ્યા હશે અને મર્યા હશે? ભંગી જેવી સેવાપરાયણ જાત ન હોત તો હિન્દુ ધર્મનું શું થયું હોત?

......લોકસેવાના દેખીતા માર્ગો ઉપર આપણાથી પ્રયાણ ન થાય તો તેથી નિરાશ થવાનું કારણ નથી. દરેક વિદ્યાર્થી જીવનમાં પડ્યા પછી પણ જો પોતાના કર્તવ્યનું બરાબર પાલન કરે તો તે મોટામાં મોટી લોકસેવા બજાવશે. આ વાત અત્યારે કહેવાનું કારણ એ છે કે જુવાનીમા આપણે હમેશાં આશા રાખીએ છીએ કે આપણે દાદાભાઇ કે ગોખલે, દયાનંદ સરસ્વતી કે ગાંધીજીને પગલે ચાલી દેશસેવાનો મહાયજ્ઞ કરીશું. પરંતુ કડવા જીવનમાં પડ્યા પછી ઘણી વખત કશું થતું નથી, તેથી નિરાશા છવાઇ જાય છે, અને જીવનમાંનો રસ સુકાઇ જાય છે. આથી ગંભીર પરિણામ આવે છે. પરંતુ હમેશાં યાદ રાખવું કે દરેક માણસ ઇશ્વરે સોંપેલા કાર્યમાં મચ્યો રહે તો તે દુનીઆને ઉપકારક સેવા બજાવે છે. દાદાભાઈ કે ગાંધીજીના જેવા થવાની ઇચ્છા બહુ સારી છે; એ એક પ્રકારનું પ્રેરક બળ છે. તેથી આપણું જીવન સારા આદર્શો તરફ વળે છે. ......પરંતુ એ ઇચ્છા એના એ સ્વરૂપમાં ફળીભૂત ન થાય તો તેથી જીવનને ખારૂં ન થવા દેવું. નિરાશાથી કર્તવ્ય ચુકાય છે; કર્તવ્ય ચુકવાથી જીવન નિષ્ફળ જાય છે. માટે જીવનમા પડ્યા પછી એક જ વાત ધ્યાનમાં રાખવી કે કામ એ જ પૂજા છેઃ એજ દેશસેવાનો, સ્વાર્થત્યાગનો અને પરોપકારનો મહાન મંત્ર છેઃ મહાન યજ્ઞ છે.

સારા વિચાર એ ઉચ્ચ જીવનની શરૂઆત છે. સારા વિચાર કરવા ને ફેલાવવા એ કામ દરેકથી થઇ શકે. ગમે તેટલું વિકટ જીવન આપણે ગાળતા હોઇએ–ગમે તેટલી ઓછી ફુરસદ આપણને મળતી હોય–વાંચવાનો વખત પણ ન મળતો હોય, છતાં પણ વિચારને માટે થોડી પળો મળ્યા વિના ન રહે. તેવી પળો આ કામમાં વાપરવી જોઇએ. ગોરસલીનું ફુલ સુકાતું જાય તેમ તેમ તેની મીઠી સુવાસ વધતી જાય છે. કેવડો દૂર પડી ચગદાતો હોય તો તેનો પમરાટ વધારે ફેલાય છે; તેવી રીતે જેમ મનુષ્ય ઉપર કામનું ભારણ વધારે તેમ તેનું વ્યક્તિત્વ વધારે પ્રકાશે છે ને વિકસે છે. રા. બ. રમણભાઇનાં પુસ્તકો કેવી રીતે ને ક્યાં લખાય છે? કોર્ટમાં કેસ ચાલતો હોય, સામા પક્ષનો વકીલ સાક્ષીઓને તપાસતો હોય, તેની વચ્ચે અગર બીજી કોઇ ફુરસદ ધંધાની અંદર મળે તેનો ઉપયોગ કરી રમણભાઇ લખવાની તક મેળવે છે. ગુજરાતના બે મહાન કવિઓનો વિચાર કરો. નોકરીની અગવડો વેઠી નાનાલાલે કવિતા રચી; અને ધંધાની જંજાળ વચ્ચે ખબરદારનું કવિત્વ ઝળકી ઊઠ્યું. હરગોવિંદદાસે નોકરીને અંગે ભટકતાં ભટકતાં પોતાની ઘણી ચોપડીઓ લખી છે. રાતે કે મધરાતે એમણે ઘણું લખ્યું છે. ગાંધીજી દોડતી ટ્રેનમાં મધરાતે 'નવજીવન' અને 'યંગ ઇંડીઆ' માટે લખાણો લખતા હતા. આપણા ભાઇ કેશવલાલ શેઠની કવિતા પણ 'જીવનકલહ' વચ્ચે લખાઇ છે. છેવટે, હું મારા અનુભવ ઉપરથી કહું છું કે ધંધાની વચ્ચે આમતેમથી મિનિટો મેળવી જે લેખ માંડમાંડ પુરો કર્યો હોય છે, તેના કરતાં લાંબી રજાઓ અને ફુરસદનો લાભ લઇ એકસામટો લખેલો લેખ મને હમેશાં ઉતરતો લાગ્યો છે. સુખડ ઘસાય તો જ મહેકાટ પસરાવે; તેમ ઇશ્વરની એવી મરજી જણાય છે કે કષ્ટસાધ્ય હોય તે જ કળા, તે જ સાહિત્ય, તે જ નીતિ.

પરીક્ષાઓ અને પાઠ્ય પુસ્તકો કરતાં જીવન અને ચારિત્ર વધારે મોંઘા મુલનાં છે. મહાન પુરુષોના સુવિચારોની સમીપમાં આપણે થોડી ક્ષણો માટે પણ જગતની અસમાનતા અને કટુતા વિસરી વધારે પવિત્ર વાતાવરણમાં વિહાર કરીએ છીએ; અને એવા પવિત્ર સંસર્ગને વખતે જ આપણે આપણા મનોરથો ને આદર્શો ઘડી શકીએ છીએ. યુવાન મિત્રો, એવા મનોરથો ને સુંદર સ્વપ્નોની કિંમત ઓછી નથી. ભલે તમને વ્યવહારકુશળ લોકો ખ્યાલી કહે કે......અધીરા અને તુરંગી Impatient idealist કહે. પરંતુ જેમણે જીવનની સુંદર પળો એવાં ખ્યાલી સમણાં પાછળ ગુમાવી છે તેઓ જ દુનીઆના ઉદ્ધાર માટે

ફાળો આપી ગયા છે. મારૂં કહેવું એવું નથી કે અભ્યાસક્રમની અવગણના કરી સમાધિ ચડાવવા બેસી જવું. મારૂં કહેવું તો એ છે કે અભ્યાસક્રમમાં જ કાંઈ આખી દુનીઆ સમાઈ જતી નથી. થોડો વખત ફાજલ પાડી તમારે બહારનાં વાચન પાછળ, મનન પાછળ અને સ્વપ્નાં પાછળ કાઢવો. એમ કરી જોશો તો વિકટમાં વિકટ સમયમાં તમને નવું બળ, નવી સ્ફુર્તિ મળેલી તમે જોશો. —મટુભાઈ કાંટાવાળા

### પરિશ્રમ અને ત્યાગના બે દાખલાઓ

ગાંધીજી વારંવાર કહેતા કે આપણે અંગ્રેજી રાજ્યને રાવણ રાજ્ય કહીએ છીએ, પણ રાવણે પોતાની સત્તા જમાવવાને માટે કેટલું તપ કર્યું હતું તે આપણે ભુલી જઇએ છીએ. હમણાં જર્મનીનું લોહી ચુસનાર ફ્રાન્સની પરદેશનીતિના પિતા મોં. પ્વાંકેરે વિષે વાંચેલી વાત ગાંધીજીનું વચન યાદ કરાવે છે. કહે છે કે મોં. પ્વાંકેરે એક ક્ષણ પણ નકામી જવા દેતા નથી. એક વાર લાંબી મુસાફરી મોટરથી કરવાની હતી, રસ્તો ઘણો ખાડાળો હોવાથી અને મોટરની કમાન ઢીલી હોવાને લીધે મોટર બહુ હાલતી હતી, એટલે પાંચ કલાકની મોટરની મુસાફરી દરમીઆન તેઓ કશું લખી શક્યા નહિ. ઘેર આવીને બોલ્યા, 'આટલો બધો વખત કદી નકામો ગયો નથી,' અને તરત જ મોટરની કમાન સુધરાવવાને માટે સુધારનારને ત્યાં મોકલી આપી. આપણા નેતાઓ ક્ષણેક્ષણનો આવી રીતે હિસાબ આપી શકે ખરા ? નેતાઓની વાત બાજુએ મુકીએ, સામાન્ય કાર્યકર્તા પણ આવો પરિશ્રમ કરવાવાળા હોય તો કેટલું કાર્ય થાય ?

ત્યાગનો નમુનો જે સરકારની સાથે આપણે લડી રહ્યા છીએ તે સરકારના વડા પ્રધાનનો જ છે. ગઇ લડાઇ દરમીઆન મિ. બાલ્ડવિને પોતાની આખી મિલકતનો આંકડો કાઢી તેના ૨૫ ટકા લડાઇના ખર્ચ ખાતે આપી દીધા. આપણે ત્યાં જયારે શ્રી. દેશબન્ધુ અને પંડિત મોતીલાલજી તથા શ્રી. જમનાલાલજી જેવા છે ત્યારે દેશનાં જ નાણાંમાંથી હજારો રૂપીઆનો પગાર લેનાર અનેક દેશીઓ પણ પડ્યા છે; જેઓ પોતાના મનને સમજાવી રહ્યા છે કે અમે પણ દેશની સેવા કરીએ છીએ ! —નવજીવન તા. ૪-૧૧-૨૩.

### આ દશા ?

અરેબીઅન નાઇટ્સની વાર્તાઓ વાંચનારા ઇરાનની જાહોજલાલીથી અજાણ્યા નહિ હોય. એમાં જે વર્ણન છે તે કંઇ કાલ્પનિક નથી. એક વખત ઇરાન દુનીઆનું મહારાજ્ય ગણાતું. સિન્ધના સીમાડાથી ભૂમધ્ય સમુદ્ર સુધી તેનો ઝુંડો ફરકતો. ધનદોલત, વેપારરોજગાર જાહોજલાલી અને મહત્તામાં તે એક્ક કોટિનું લેખાતું. હજીયે ત્યાંના ગુલાબ અને ગાલીચાનાં તો લોકોને સ્વપ્નાં આવે છે. જગતના મુખ્ય ધર્મોમાંના જરથોસ્તી ધર્મને જન્મ આપી તેનો પ્રચાર આ દેશે જ કરેલો. (અત્યારે ત્યાંના લોકો મુસલમાની ધર્મ પાળે છે.) પણ કુદરત અને માનવજાત બન્નેએ સાથેલાગા તેના પર કેર વર્તાવવા માંડ્યા, અને અત્યારે તે દુનીઆ આખીમાં દુઃખીમાં દુઃખી, કંગાલમાં કંગાલ અને સૌથી ઉજ્જડ દેશ ગણાય છે. વાવંટોળને લીધે ઉડતી રેતીથી તેનાં ફળદ્રુપ ખેતરો પુરાઇ જવા લાગ્યાં, જાહોજલાલીભર્યા બાગબગીચા અરણ્ય સમ થઇ ગયા, અને અત્યારે ઇરાનનો ચોથો ભાગ રણ જેવો ઉજ્જડ પડ્યો છે. કુદરતનાં આ કેરની માણસજાતે પણ જાણે હરીફાઇ કરવી ધારી હોય તેમ એમણે પણ એનાપર વીતાડવામાં કંઇ બાકી રાખ્યું નથી. પડોશનાં રાજ્યોએ કકડે કકડે એના મુલકો ખુંચવી લીધા; મોટાં મોટાં પરદેશી સૈન્યોએ આવી તેનાં શહેરો ને ગામડાં લુંટી આખા દેશને સપાટ કરી મેલ્યો, પરદેશીઓએ બની તેટલી દોલત ઉસરડીને પોતાના વતન ભેગી કરવા માંડી અને લુંટારાઓની ટોળીઓએ મરજી પડે તેમ લુંટ કરીને પ્રજામાં ત્રાસ વર્તાવી મેલ્યો. અને આ દશા, કહે છે કે, હજી પ્રવર્તે છે.

### મીઠું મરણ

મૌ શૌકતઅલી જેલમાં હતા તે દરમ્યાન બનેલા પ્રસંગોમાંનો એક પ્રસંગ નીચે ઉતારી લીધો છે.

એક માપ્લો ફરીને લીગી ફાંસીની સજા ખાઇને આવ્યો હતો તેનો કિસ્સો કહેતાં કહેતાં મૌલાના અપાર આવેશમાં આવી જાય છે, અને સામાની ઉપર પણ અજબ અસર પાડે છે. માપ્લો બિચારો

એક વાર નશામાં ચકચુર થઇ પોતાની ગર્ભવતી સ્ત્રીનું ખુન કરીને આવ્યો હતો. સજા પછી અપીલ વગેરે થયા પછી ફાંસીનો દિવસ નક્કી થઈ ચુક્યો હતો, અને આ ફાની દુનીઆ ઉપર રહેવા વિષે તેણે હાથ ધોઇ નાખ્યા હતા. મૌલાનાની પાસે જ તેની ખોલી હતી. તેને મૌલાનાની સાથે પ્રસંગ પડતાં મૌલાનાએ આખી વાત તેને પુછી. મૌલાના કહે છે કે સાચા પશ્ચાત્તાપથી તેણે બધી વાત મારી આગળ કરીને જણાવ્યું કે મને સજા થઇ છે તે વાજબી થઇ છે. હવે તો જેટલી ઘડી રહી છે તેટલી ઘડી કિરતારનું ભજન કરવામાં મજા છે. એક દિવસ રાત્રે પાસેથી નાચવાનો અને ગાવાનો અવાજ આવ્યો. પેલા ભાઇ કિરતારના ભજનમાં ગુલતાન થઇ નાચતા નાચતા ગાતા હતાઃ—



કર લે સિંગાર ચતુર અલબેલી,
સાજનકે ઘર જાના હોગાઃ
માટી બિછૌના, માટી ઓઢોના,
માટી કા સિરહાના* હોગા.

આ પ્રસંગ કહેતાં મૌલાનાની આંખોમાં પાણી આવી ગયાં. આ રાત પેલાની ફાંસીએ જવાની આગલી રાત હતી. ફાંસીનો હુકમ મળ્યો કે બહાદુરની માફક નીકળ્યો. જે માચડા ઉપર જઇને ફાંસી લેવી પડે છે તેના ઉપર દોડતો દોડતો હસતો ચડ્યો. માથા ઉપર ફાંસી ખાનારની ટોપી પહેરાવવામાં આવતાં જ પોકાર કર્યો, 'મહાત્મા ગાંધી કી જે.' આખી જેલમાંથી કેદીઓએ પડઘો આપ્યોઃ 'મહાત્મા ગાંધી કી જે'. બીજો પોકાર કર્યો, 'શૌકતઅલી બાપુ કી જે.'— મૌલાના રાજકોટમાં શૌકતઅલી બાપુ કહેવાતા. પછી 'રામ' 'રામ' 'રામ'—અને ચોથે 'રામે' તેનો પ્રાણ ચાલ્યો ગયો. બધા કેદીઓએ આવીને આ ઘટનાનું વર્ણન આપતાં મૌલાનાને કહ્યું, 'છેલ્લાં પંદર વીસ વર્ષમાં આવું મરણ જોયું નથી.' સુપરિન્ટેન્ડન્ટે પણ કહ્યું, 'આવું બહાદુર મરણ કદી નથી જોયું.' સુપરિન્ટેન્ડન્ટે આશ્ચર્યથી પુછ્યું, 'આવા ભંગીને પણ મહાત્મા ગાંધી સાથે શી લેવાદેવા છે?' મૌલાનાએ જવાબ આપ્યો, 'કારણ આવતો અવતાર આપે તો ઈશ્વર મને ઢેડભંગીનો અવતાર આપજે એમ કહેનાર દુનીઆમાં મહાત્મા ગાંધી એકલા છે.'

* *

એક દિવસમાં ત્રણ વાર આ કિસ્સો મૌલાનાએ કહી સંભળાવ્યો અને કહ્યું, 'મહાત્મા ગાંધીને પ્રથમ મારૂં શિર ઝુકે છે; તે પછી મારૂં શિર પેલા બહાદુર માવાને પણ ઝુકે છે. આવી રીતે હથેળીમાં માથું લઇને ફરતાં આવડવું જોઇએ. થોડા માણસો આવા નીકળે તો આપણો ઉદ્ધાર ચોક્કસ છે. માવાઓમાં પોતાના અપરાધ માટે શુદ્ધ ખરખરો હતો, ખુદાનો બરોબર ડર હતો અને મરતાં ખુદાની આંખ તેણે જોઇ હતી, એટલે જ તે ગાતો હતો અને નાચતો હતો; એટલે જ તેને મરણ મીઠી નિદ્રામાં પડવા જેવું લાગ્યું.

—નવજીવન, તા ૪-૧૧-૨૩

૧ •ઉશીકું

# મિ. એરૂંડેલ અને ઉગતી પ્રજા

મિ. એરૂંડેલ થીઓસોફી (આત્મવિદ્યા–પ્રચારણ) પંથના એક જાણીતા ઉપદેશક છે; અને વર્ષો થયાં તેમનું જીવન એ પંથની સેવામાં વીત્યું છે. તેમણે મોટે ભાગે શિક્ષણનું કાર્ય જ સંભાળ્યા કર્યું છે. બનારસ હિન્દુ કોલેજના પ્રિન્સિપાલ તરીકે અનેક વર્ષથી તેઓ વિદ્યાર્થીઓના પ્રેમપાત્ર બની રહેલા છે. એ ઉપરાંત ઉગતી પ્રજાના આદર્શો ઘડવાને તેમણે 'તરુણ નાગરજન' (ધ યંગ સિટિઝન) નામનું અંગ્રેજી માસિક ચાલુ કર્યું છે.

કુમારનો આ અંક છાપખાનામાં જવાની તૈયારીમાં હતો તેવામાં તેમનું આગમન અમદાવાદમાં થયું અને પ્રથમ જ તેમને નજરે જોવાની અને તેમનું વ્યાખ્યાન સાંભળવાની તક અમને મળી. સંજોગવશાત્ તેમના વ્યાખ્યાનનો વિષય પણ 'ઉગતી પ્રજામાં ભ્રાતૃભાવ' ઉપર હતો.



તેમનું વય આધેડ કહેવાય છતાં, તેમનું શરીર ટટાર અને સુઘડ લાગે છે; ચહેરા પર ચોકખાઈ અને વિશાળ કપાળ નિર્મળ આકાશપ્રદેશ જેવું. આંખો અને ભમ્મર ચળકતી કાળી. પોશાકમાં લાંબું પહેરણ અને સુરવાળ. પગ ખુલ્લા અને ગળામાં તેમના પંથનું લટકતું ચિહ્ન. આથી તે કોઇ ઉત્તર પ્રાન્તના હિન્દુ જેવા દીસતા.

તેમના વ્યાખ્યાનનો મુદ્દો એ હતો કે જગતમાં જે લડાઇઓ ચાલ્યા કરે છે તે અટકાવવી હોય અને મોટા જનસમુહનાં સુખ-સુખાકારી વધારવાં હોય તો દેશની ઉગતી પ્રજાઓમાં પહેલેથી ભ્રાતૃભાવ, સેવાવૃત્તિ અને દંભ વિનાનું જીવન આવવાં જોઇએ. યૂરોપ, અમેરિકા, ઑસ્ટ્રેલીઆ વગેરે ખંડોમાં ઉગતી પ્રજાનું ઉત્તમ ઘડતર કરવાને સબળ પ્રયત્નો શરૂ થઇ ચુક્યા છે. જર્મની આખા યૂરોપની સખત હાર ખાઈ

ગણનાપાત્ર થયું છે છતાં ત્યાં હજારોની સંખ્યામાં છોકરાછોકરીઓ (ચૌદથી વીસ વર્ષ સુધીનામાંથી) મંડળો બાંધી સાવ સાદા કુદરતી જીવનની ટેવ પાડી રહ્યાં છે, તેમજ તેમની નજર આગળ મોજ માણતા બીજા યુરોપી લોકોથી ન શરમાતાં સ્નેહભાવ અને સેવાવૃત્તિનો ધર્મ ફેલાવી રહ્યાં છે. લડાઇઓ કોઇ કાયદા કે રાજ્યસત્તાથી અટકવાની નથી. પ્રજાના અંતઃકરણમાંથી તેને માટેની વૃત્તિ—દ્વેષઝેર નીકળી જવાં જોઇએ. આ હેતુ પાર પાડવા બધા દેશોમાં કોઈ ને કોઇ જાતની સંસ્થાઓ જોરથી કામ કરી રહી છે.

જે લડાઇઓ થાય છે તે આપણા વડવાઓએ સંઘરી મુકેલ વેરભાવ, દ્વેષ અને ઇર્ષ્યાથી છે; અને તેનાં ભયંકર પરિણામોનો આરોપ તેમની જ ઉપર રહેવાનો, ઉગતી પ્રજા પર નહિ;—જો ઉગતી પ્રજા આ ભ્રાતૃભાવનો અને સેવાપરાયણતાનો મંત્ર જીવનમાં સ્વીકારે તો જ. છેવટે તેમણે જણાવ્યું કે સાંભળનારામાંથી ઘણા સ્વદેશીવ્રત પાળનારા હશે; પણ ખરું સ્વદેશી તો ત્યારે જ કે તમે તમારા કુટુંબની સેવા આદરો, પડોશીઓને સહાયરૂપ થાઓ, શહેરની સુખાકારી જાળવો અને તેમ કરતાં આખા દેશના કલ્યાણધર્મને લાયક બનો. સમાજના ખરાબ રીવાજો કાઢવામાં સામેલ રહો. તમારા રહેઠાણની જગ્યાઓ ચોકખી અને તંદુરસ્તી દેનારી કરો. આ રીતે તમારું મન અને અંતઃકરણ સ્વચ્છ ને તંદુરસ્ત થશે. વળી નાગરિક બનવાને કાંઈ ઉપરનું બંધન નથી. નગરજનના હક તો માતૃભૂમિએ જન્મની સાથે જ આપ્યા છે; એટલે ઉગતી પ્રજા જેમ સેવાભાવના વ્હેલી સ્વીકારે તેમ સારૂં. જુવાનો માત્ર વાતો ને ચર્ચાઓ કરે તે ન ચાલે. તેઓ કોઇપણ ચોક્કસ અને સાચું દેશકાર્ય કરી બતાવે. તે ઉપરાંત તેઓ જગતની સઘળી ઉગતી પ્રજાઓ ઉપર પ્રેમભાવ રાખે. પોતાના જ સુખ કે સ્વાર્થ કરતાં દેશના કલ્યાણને વધુ વ્હાલું ગણે. ઘણા દેશમાં 'કુમાર સપ્તાહ' પાળવામાં આવે છે. એક અઠવાડીઆ સુધી સંસારની સર્વ પ્રવૃત્તિઓ કુમારવર્ગ ચલાવે. એક દિવસ બધા નગરકુમારો ભેગા મળી પોતાનામાંથી સરસ નાયક શોધી પસંદ કરે. તેની આગેવાની નીચે સઘળા જણ આખું શહેર ફરે. બીજે દિવસે અખાડાઓમાં કસરતના ખેલો કરી દેખાડે, ને નાનાં નાટકો ભજવે. ત્રીજે દિવસે દેશના હુન્નરઉદ્યોગ અને વ્યવહારનો સઘળો ભાર એ ત્રણ કલાક કુમારો ચલાવે. ચોથે દહાડે ઘરકામમાં સૌ ભાગ લે; કુમારો પોતાનાં માબાપોની સેવાસંભાળમાં રહે તથા અનાથ બાળકોને જમવા બોલાવે. આ બાબતનો બધો કારભાર છોકરાછોકરીઓ કરે. પાંચમે દહાડે શરતો અને રમતોનો આનંદ વર્તે. છઠ્ઠે દહાડે સઘળા ડોકમાં કે હાથમાં 'લડાઇ ન જોઇએ' નાં પાટીઆં લઇને સ્વદેશગીતો ગાતા શહેરમાં ફરે. આથી કરીને ભવિષ્યમાં તેમને શું શું કરવાનું છે તેનું ભાન જન્મે અને અત્યારે પ્રજાના અધિકારમાં તેમને ભાગ મળે. નગરકુમારોને એમ જ લાગે કે અમે પ્રજાના અંશરૂપ છીએ. ઉગતી પ્રજાને કાર્ય કરવામાં ઉત્તેજન અને ઉત્સાહ મળે તે તો જૂદાં જ, પરંતુ વડીલો પણ એક અઠવાડીઉં કુમારોની પ્રવૃત્તિ જોયા કરે—એનો જ ખ્યાલ ઘડયા કરે.

મિ. એરૂંડેલના આ સુંદર સંદેશ માટે અમારે ખાસ ટીકા કરવાની છે નહિ.

સૌ જાણે છે કે મનુષ્યના જીવનની ત્રણ સ્થિતિમાં કૌમાર સર્વોપરી છે. બાળપણમાં બુદ્ધિ કાચી હોય છે અને ઘડપણમાં શક્તિઓ ઘસાતી ચાલે છે. ખીલતી વયમાં શરીર વિકાસ કરે, હૃદય લાગણીભર્યું ધબકે, પ્રાણ તનમનાટ કરી નાચી રહે અને નિર્દોષ આત્મા નવા જ્ઞાન માટે જગતમાં ભળવા માગે. કૌમાર કદાપિ સાંકડા મનનું કે કૂર ન હોય; આળસુ તો બને જ કેમ ?

આપણા ગુજરાતમાં સુભાગ્યે ઉગતી પ્રજાના કેટલાએક હિતેચ્છુઓ કામ કરી રહ્યા છે. ગુજરાતમાં પેટલાદ મિત્રમંડળ થયું. કાઠીઆવાડમાં દક્ષિણામૂર્તિભવન સ્થપાયું. ત્યારપછી આપણે ત્યાં ઉગતી પ્રજા માટે સુવ્યવસ્થિત એકધારી પ્રવૃત્તિ ચાલુ જ રહી છે એમ કોણ નથી જાણતું ? રણજીતરામ વાવાભાઇ, મોતીભાઇ

અમીન, નૃસિંહપ્રસાદ ભટ્ટ આદિ ઉગતાં વિદ્યાર્થી-મંડળોના સબળ પ્રેરકો અને સુજ્ઞ સંચાલકો હતા. તેમના પ્રયાસોમાંથી ચરોતર કેળવણીમંડળ અને કાઠીઆવાડમાં કેટલાંક વિદ્યાર્થીભવનો અને સેવાસમિતિઓ થયાં. બંધુમંડળવાળા રા. ભોગીન્દ્રરાવ ભુલાય તેમ નથી. એમણે પોતાના રસમય સાહિત્યમાં ભવિષ્યની યુવક પ્રજા ચેતનભર ચીતરી છે. આ પ્રવૃત્તિ ત્યારથી જુદીજુદી રીતે શરૂ થઇ છે. કાર્યક્ષેત્ર અને કાર્ય એવાં વિશાળ છે કે માત્ર કેટલાક નજરે તરી આવનારાઓનો જ નામનિર્દેશ થઈ શકે.

ધીમેધીમે કાર્યકર્તાઓ વધ્યા. રા. ઇન્દુલાલ યાજ્ઞિક નવી પ્રજાની એક જીવંત મૂર્તિ કહી શકાય. તેમણે અમદાવાદમાં પડાવ નાખી જે જે વિવિધ પ્રવૃત્તિઓ કેન્દ્રસ્થ કરી તેમાં ગુજરાત કેળવણી મંડળ મુખ્ય છે. છોટુભાઈ પુરાણી ભરૂચમાંથી ઉગતી પ્રજા માટે જીવન રેલી રહ્યા છે. તેમના નાના ભાઈ અંબાલાલ પુરાણી સેંકડો ઉછરતા નરોની હૃદયમૂર્તિ બની ગયા છે. ગુજરાત શરીરવિકાસ સાધી ન શકે તો બીજી સર્વ સિદ્ધિનો પાયો જ ન હોય, એ વાત તેમણે બરોબર ઝીલી લીધી છે. અમારૂં હૃદય તેમની પ્રવૃત્તિઓ પર પુરૂં મુગ્ધ છે. અને એ બધા વીરોની વચ્ચે ડૉ. ચંદુભાઇ દેસાઇની ગુજરાતના સર્વ નગરોના વિદ્યાર્થીમંડળમાં અજબ અસર છે. ઉગતી પ્રજાના તે એક સમર્થ મિત્ર છે. આચાર્ય કૃપાલાની, કાકાસાહેબ કાલેલકર, કવિ નાનાલાલ, સ્વામી આનંદ, ડૉ. સુમન્ત, મટુભાઇ કાંટાવાળા, ગિજુભાઇ બધેકા વગેરે ઉગતી પ્રજાના માર્ગવિધાયકો છે. એ સૌનો સવિશેષ પરિચય અમે હવે પછી આપતા જઇશું.

મહાત્માજીએ રાષ્ટ્રના તરુણવર્ગને જે ભારે આન્દોલન આપ્યું છે તે તો અનોખું જ છે. રાષ્ટ્રીય કેળવણી લેતો પ્રાણવાન વિદ્યાર્થીવર્ગ આનું દેખીતું સુફળ છે. મિ. એરૂંડેલે આ બીના વાંચી નજરે જોઈ જણાય છે. ઉપર લખેલી ગુજરાતની ઘણી વાતો મિ. એરૂંડેલ કદાચ જાણતા નહિ હોય.

ઉપરાંત, અમે એ પણ કબુલ કરીએ છીએ કે હાલના નવયુવકોએ વધુ જાગતા, સચેતન અને તૈયાર થવું ઘટે.



---

કનુ—જ્યૉર્જ ધિ ફિફ્થ સાથે મારે અરધું ઓળખાણ તો છે.

બાલુ—એમ ? તે કેવી રીતે ?

કનુ—હું એને ઓળખું છું; એ મને નથી ઓળખતા.

× × ×

'પણ તમે રાત્રે સુતી વખતે શા માટે ચશ્મા પહેરી રાખો છો ?'

'અરે મૂર્ખ ! એટલી પણ સમજણ નથી પડતી ? રાત્રે ચશ્મા ન પહેરી રાખું, તો પછી સ્વપ્નાં શા વડે દેખું ?'

× × ×

ઘેલાશા ધુનમાં ને ધુનમાં રસ્તામાં ચાલ્યા જતા હતા. એવામાં કોઈ સાથે અથડાયા અને તેના માથા સાથે તેમનું માથું કુટાયું. ઘેલાશા કપાળે હાથ ફેરવી પંપાળવા લાગ્યા.

પેલા માણસે પુછ્યું: 'કેમ કપાળે હાથ ફેરવો છો ?'

ઘેલાશાએ જવાબ આપ્યો, 'તમારા કપાળે મારા કપાળને કંઈક કહ્યું, તે હું અંદર ઉતારૂં છું.'

# પુછો તન્ત્રીને

એ નામનો એક વિભાગ 'કુમાર'માં ઉઘાડવામાં આવનાર છે. વાતચીતમાં, વાંચનમાં, વિચારોમાં અને બીજા ઘણા પ્રસંગે તમને જુદા જુદા પ્રકારની અનેક મુશ્કેલીઓ, શંકાઓ અને સવાલો ઉઠવાનાં જ; અને તે પણ જુદા જુદા વિષયો ઉપર. કોઇ કોઇ તો એવા વિચિત્ર હોય કે તમને એનું મોમાથું કશું ન સુઝે. તમે એવા સવાલો નીચેની રીતે તન્ત્રીને લખી પુછાવશો તો બનશે તેટલો પ્રયત્ન કરીને તેના જવાબ મેળવી લાવવાનો તન્ત્રી પ્રયત્ન કરશે.

'મિજલસ' માં પણ તમને સવાલોના જવાબ મળી શકશે. પણ ત્યાં પુછવાના અને અહીં પુછવાના સવાલો જુદા જાતના હોય. તમને કોઈ જાતની મુંઝવણ હોય, કોઇ ધંધા વિષે માહિતી મેળવવી હોય, કોઇ બાબતમાં સલાહ લેવી હોય, એવી એવી બાબતોના ઉત્તર તમને 'મિજલસ'માંથી મળે. વિજ્ઞાન, ખગોળ, ભૂગોળ, ઇતિહાસ, સાહિત્ય, કવિતા વગેરેના જ્ઞાનને લગતી માહિતી, તેના વાચન અને પ્રયોગોમાં ઉઠતી મુશ્કેલીઓ, સવાલો વગેરેના ઉત્તર તમને અહીંથી મળશે. તમે આ વિભાગો વારંવાર વાંચતા રહેશો એટલે એની મેળે તમને આ પદ્ધતિ સરળતાથી સમજાઈ જશે.

તમે સવાલ ન પુછ્યા હોય તોપણ તમે દર મહિને આ વિભાગ ધ્યાનપૂર્વક વાંચ્યા કરશો તોયે તમને એમાંથી ઘણું ઉપયોગી, રમુજી અને વિચિત્ર જ્ઞાન મળશે.

પુછનારે પોતાના સવાલો "તન્ત્રી 'કુમાર', ૪૪૮૦ રાયપુર, અમદાવાદ" એ સરનામે મોકલવા.

દરેક કાર્ડમાં એક જ સવાલ હોવો જોઇએ. કાર્ડને જમણી બાજુને ઉપરને ખુણે ગામનું નામ અને તારીખ, તથા ડાબી બાજુને નીચલે ખુણે પુછનારનું પુરૂં નામ અને સરનામું લખવાં જોઇએ. આવી રીતે:—

> અમદાવાદ, તા. ૧૫-૧-૨૪
>
> સવાલ
>
> ---------------------------------
>
> ---------------------------------
>
> ---------------------------------
>
> મોકલનાર
> પ્રભુદાસ વિશ્વનાથ જાની,
> સુતારવાડાની પોળ, ખાડીઆ

એકથી વધારે સવાલ પુછવાના હોય તો કાગળની જુદી જુદી કાપલીઓ ઉપર દરેક સવાલ ઉપર પ્રમાણે લખી કવરમાં બીડીને મોકલવી. દરેક સવાલ જુદી કાપલી પર લખેલો હોવો જ જોઇએ.

એકીસાથે ત્રણથી વધારે સવાલો નહિ પુછી શકાય.

સવાલ પુછવાની ઢબ ટુંકી રાખવી. દરેક સવાલ બની શકે તેટલી સ્પષ્ટ અને ટુંકી રીતે લખી મોકલવો.

દરેક સવાલ મળ્યા પછી તેને 'નવા સવાલ'ના મથાળા હેઠળ 'કુમાર'માં પ્રકટ કરવામાં આવશે.

'કુમાર'નો દરકોઇ વાચક તેનો જવાબ મોકલી શકે છે. જવાબ મોકલવાની પહેલી તક 'કુમાર'ના વાચકોને જ રહેશે. આમ એક મહિનો રાહ જોવા છતાં જેના ઉત્તર વાચકો તરફથી નહિ મળે તેના ઉત્તર આપવાનો તન્ત્રી પ્રયત્ન કરશે.

# ગુજરાતનો બાહોશ જર્નાલિસ્ટ

## અને એનું

# અતિ લાડીલું લોકપ્રિય માસિક

જેણે ગુજરાતના પત્ર-સાહિત્યમાં નવી દિશા ખોલી લોકોને મુગ્ધ કર્યા અને પોતાને પગલે ચાલતા કર્યા; જે સાહિત્ય અને કલાની રસલ્હાણ ગુજરાતને આપવાના પ્રયત્ન પાછળ

**સુફલિસ બની મર્યા**

**તે 'હાજીમહમ્મદ' અને તેની 'વીસમી સદી'ના**

કરુણ જીવનની દર્દભરી કહાણી; એના અંગત મિત્રો અને સાથે કામ કરનારાઓએ વર્ણવેલા કરુણ પ્રસંગો; એ બાહોશ માણસના જીવનની અનેકવિધ હકીકતો; એ મનમોહક માસિક કેમ તૈયાર થતું તેને લગતી અજાયબભરી માહીતીઓ ફોટોગ્રાફો, હસ્તાક્ષરો અને ચિત્રોથી ભરપુર



ઉપરાંત, ગુજરાતના અગ્રગણ્ય લેખકોએ અને ચિત્રકારોએ સાહિત્યના એ શહીદની કબ્ર પર વેરેલાં ફુલ જેવી આપેલી રસમય સાહિત્ય અને ચિત્ર સામગ્રી ઉપયોગી અને અણમોલું વાંચન પુરૂં પાડે છે.

| | |
|---|---|
| **લેખકો** | કેશવલાલ ધ્રુવ |
| કવિ ખબરદાર | વિષ્ણુપ્રસાદ ત્રિવેદી |
| કવિ નાનાલાલ | બટુભાઈ ઉમરવાડીયા |
| કનૈયાલાલ. મુનશી | બલવન્તરાય ઠાકોર |
| ચન્દ્રશંકર બુચ | રમણભાઇ નીલકંઠ |
| લલિત | ગજાનન પાઠક |
| હિંમતલાલ અંજારીઆ | 'નારદ' |
| નરસિંહરાવ ભોળાનાથ | કેશવ શેઠ |
| જુગતરામ દવે | હરિપ્રસાદ દેસાઇ |
| કૃષ્ણલાલ ઝવેરી | ધનસુખલાલ મ્હેતા |
| 'ધૂમકેતુ' | ડાહ્યાભાઇ પટેલ |
| 'વિનોદકાન્ત' | **ચિત્રકારો** |
| દેશળજી પરમાર | ધુરંધર, રાવળ, પંડિત |
| ચાંપશી ઉદ્દેશી | દત્તાત્રેય, પુરૂષોત્તમ |
| બાડીલાલ શાહ | રામરાવ, ગોરશંકર |

ઘરની લાયબ્રેરીના શણગાર રૂપ
કુટુંબનું ગમે તે માણસ વાંચી શકે તેવું
વિશુદ્ધ અને ઉપયોગી સાહિત્ય તથા
ચિત્રોથી ભરપુર
સવા પાંચસો પાનાનું દળદાર પુસ્તક

# હાજીમહમ્મદ-સ્મારક-ગ્રંથ

એટલે—૧૪ વાર્તાઓ
૧૫ કાવ્યો
૧૯ રસમય લેખોનું
વિનોદવાંચન

કિંમત
રૂપીઆ: ૭
પોસ્ટેજ જુદું

**કુમાર કાર્યાલય. ૪૪૮૦ રાયપુર અમદાવાદ: એન. એમ. ત્રિપાઠીની કું. કાલબાદેવી મુંબઇ**

આ માસિક, અમદાવાદ, સારંગપુર, નવજીવન મુદ્રણાલયમાં રવિશંકર મહાશંકર રાવળે છાપી કુમાર કાર્યાલય, ૪૪૮૦, રાયપુર અમદાવાદમાંથી પ્રગટ કર્યું.

# પુછો તન્ત્રીને

એ નામનો એક વિભાગ 'કુમાર'માં ઉઘાડવામાં આવનાર છે. વાતચીતમાં, વાંચનમાં, વિચારોમાં અને બીજા ઘણા પ્રસંગે તમને જુદા જુદા પ્રકારની અનેક મુશ્કેલીઓ, શંકાઓ અને સવાલો ઉઠવાનાં જ; અને તે પણ જુદા જુદા વિષયો ઉપર. કોઇ કોઇ તો એવા વિચિત્ર હોય કે તમને એનું મોંમાથું કશું ન સુઝે. તમે એવા સવાલો નીચેની રીતે તન્ત્રીને લખી પુછાવશો તો બનશે તેટલો પ્રયત્ન કરીને તેના જવાબ મેળવી લાવવાનો તન્ત્રી પ્રયત્ન કરશે.

'મિજલસ' માં પણ તમને સવાલોના જવાબ મળી શકશે. પણ ત્યાં પુછવાના અને અહીં પુછવાના સવાલો જુદી જાતના હોય. તમને કોઈ જાતની મુંઝવણ હોય, કોઇ ધંધા વિષે માહિતી મેળવવી હોય, કોઇ બાબતમાં સલાહ લેવી હોય, એવી એવી બાબતોના ઉત્તર તમને 'મિજલસ'માંથી મળે. વિજ્ઞાન, ખગોળ, ભૂગોળ, ઇતિહાસ, સાહિત્ય, કવિતા વગેરેના જ્ઞાનને લગતી માહિતી, તેના વાચન અને પ્રયોગોમાં ઉઠતી મુશ્કેલીઓ, સવાલો વગેરેના ઉત્તર તમને અહીંથી મળશે. તમે આ વિભાગો વારંવાર વાંચતા રહેશો એટલે એની મેળે તમને આ પદ્ધતિ સરળતાથી સમજાઈ જશે.

તમે સવાલ ન પુછ્યા હોય તોપણ તમે દર મહિને આ વિભાગ ધ્યાનપૂર્વક વાંચ્યા કરશો તોયે તમને એમાંથી ઘણું ઉપયોગી, રમુજી અને વિચિત્ર જ્ઞાન મળશે.

પુછનારે પોતાના સવાલો "તન્ત્રી 'કુમાર', ૪૪૮૦ રાયપુર, અમદાવાદ" એ સરનામે મોકલવા.

દરેક કાર્ડમાં એક જ સવાલ હોવો જોઇએ. કાર્ડને જમણી બાજુને ઉપરને ખુણે ગામનું નામ અને તારીખ, તથા ડાબી બાજુને નીચલે ખુણે પુછનારનું પુરૂં નામ અને સરનામું લખવાં જોઇએ. આવી રીતઃ—

> અમદાવાદ, તા. ૧૫-૧-૨૪
>
> સવાલ
>
> ---
>
> મોકલનાર
> પ્રભુદાસ વિશ્વનાથ જાની
> સુતારવાડાની પોળ, ખાડીઆ

એકથી વધારે સવાલ પુછવાના હોય તો કાગળની જુદી જુદી કાપલીઓ ઉપર દરેક સવાલ ઉપર પ્રમાણે લખી કવરમાં બીડીને મોકલવી. દરેક સવાલ જુદી કાપલી પર લખેલો હોવો જ જોઇએ.

એકીસાથે ત્રણથી વધારે સવાલો નહિ પુછી શકાય.

સવાલ પુછવાની ઢબ ટુંકી રાખવી. દરેક સવાલ બની શકે તેટલી સ્પષ્ટ અને ટુંકી રીતે લખી મોકલવો.

દરેક સવાલ મળ્યા પછી તેને 'નવા સવાલ'ના મથાળા હેઠળ 'કુમાર'માં પ્રકટ કરવામાં આવશે.

'કુમાર'નો હરકોઇ વાચક તેનો જવાબ મોકલી શકે છે. જવાબ મોકલવાની પહેલી તક 'કુમાર'ના ગ્રાહકોને જ રહેશે. આમ એક મહિનો રાહ જોવા છતાં જેના ઉત્તર વાચકો તરફથી નહિ મળે તેના ઉત્તર આપવાનો તન્ત્રી પ્રયત્ન કરશે.

# કુમાર

અંક ૨





# વાંચનારને

સુભાગી આત્મા

આ માસિકથી તમારો ને અમારો સંબંધ થાય છે. દુનીઆના વહેવાર જેવો એ સંબંધ સાધારણ નથી, પણ જગતની કલ્યાણકારી યોજનાઓમાં વધારો કરનારી એ એક નવીન પ્રવૃત્તિ છે.

જગતના દીપોત્સવમાં દેશદેશના માનવો આત્મકલાની જ્યોતિઓ આગળ ધરશે તે વખતે ગુજરાતના કુમારો શું અંધકારમાં શૂન્યમુખ થઇ ઉભા રહેશે ? એ વિચાર જ અસહ્ય છે. એ ભયંકર નિરાશા ભાંગવાનો આ એક પવિત્ર પ્રયાસ છે.

કલા, જ્ઞાન, ચારિત્ર, પ્રેરણા, સંસ્કાર અને પરસ્પર સદ્‌ભાવ ગુજરાતના કુમારોમાં પુરી તેમની આત્મજ્યોતિઓ સચેત રાખવાની અમારી અભિલાષામાં સ્વાર્થપરાયણતાનો ત્યાગ છે કે નહિ, ને તો ભવિષ્યનું અમારૂં કાર્ય બતાવશે.

ગુજરાતમાં બાલશિક્ષણની સામગ્રી છે—થતી આવે છે; પુખ્ત બુદ્ધિનાં માણસો માટે પણ જ્ઞાનસામગ્રી ભરી છે; પરંતુ ઉગતી પ્રજા—કુમારોને જીવનદૃષ્ટિ આપતી કશી જ સામગ્રી નથી. એ ઉણપ પુરવાનો આ પ્રયાસ છે.

આપણું પ્રાચીન ગૌરવ, ઋષિવરોનાં આત્મદર્શનો, આપણી સંસ્કૃતિનો પ્રભાવ, સંતોની પ્રાણ પોષતી પ્રસાદીઓ, કલાની રસભરી કૃતિઓ, કુદરતની ભવ્ય લીલા, વિશ્વની ચમત્કૃતિઓ, નવી દુનીઆની વૈજ્ઞાનિક અજાયબીઓ, હુન્નરઉદ્યોગના નુસખાઓ અને વિનોદની વાનીઓ—આ સૌ શોધી, સંઘરી, માગી આણીને પણ સુંદર, નિર્દોષ સ્વરૂપમાં આપવું એ અમારો સંકલ્પ છે. આટલો ભારે સંકલ્પ પુરો કરવા પુરતાં સાધન—શક્તિ વખતે નહિ હોય; પરંતુ જેમને સાધન કરતાં યોજના પ્રિય છે, યોજના કરતાં હેતુ ઇષ્ટ છે એવાં સંસ્કારી ચિત્ત આ પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિની નજરે જોશે એવી આશા છે.

'કુમાર' કુમારોને જ માટે છે એવો ભ્રમ કોઇ ન કરે; કુમારીઓને અમે ભુલ્યા નથી. 'કુમાર' એટલે જ ગુજરાતનું 'કૌમાર.'

છેવટે, અમારી એટલી પ્રાર્થના છે કે અમારી ભુલો પર ચર્ચા ભલે કરજો, પણ અમારા હેતુમાં શંકા કરશો નહિ; કારણ કે અમારી શ્રદ્ધા છે કે એ હેતુની પાછળ પરમ કૃપાળુ પરમાત્માની પ્રબળ પ્રેરણા છે.

ગુજરાતની ઉગતી **કુમાર** પ્રજાનું માસિક

પુસ્તક પહેલું — સંવત : ૧૯૮૦

અંક : ૨ — મહા

વરસના રૂ. ૩ — કુમાર કાર્યાલય : ૪૪૮૦-રાયપુર : અમદાવાદ — પરદેશમાં રૂ. સાત

૭ માસના રૂ. ત્રણ — છૂટક નકલના દસ આના

| | | |
|---|---|---|
| માધાવાવ | | મુખચિત્ર |
| પ્રાર્થના (કાવ્ય) | | ૪૧ |
| મિજલસ | | ૪૨ |
| પ્રસાદ | | ૪૪ |
| માધુકરી | કાકા કાલેલકર | ૪૫ |
| જરા ચેતજો | | ૪૬ |
| ઉષા (કાવ્ય) | ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ | ૪૮ |
| રવીન્દ્રનાથ ઠાકુર | | ૫૦ |
| ગરવી ગુજરાત (ફોટો) | | ૫૬ |
| મહત્વાકાંક્ષા (કાવ્ય) | | ૫૨ |
| માધાવાવ (કાવ્ય) | | ૫૮ |
| જંતુઓ વિષે કંઈક | પોપટભાઈ | ૬૧ |
| અથાણું | | ૬૨ |
| ઉંટ કહે—(કાવ્ય) | કવિ દલપતરામ | ૬૧ |
| વીજળીની રમતો | | ૬૧ |
| મધરાતની વ્હિસલ | | ૬૬ |
| નાવનો કપ્તાન (કાવ્ય) | નાનાલાલ દલપતરામ કવિ | ૬૮ |
| પુસ્તકો : નવાં અને જુનાં | | ૬૯ |
| ફકલાલની ડોશી | 'ઔદુંબ' | ૭ |
| માધુકરી | | ૭૨ |
| ગયે મહિને | | ૭ |
| આ મહિને | | ૭૪ |
| ચાલો ઓળખી કાઢો (ઇનામી હરીફાઈ) | | ૭૬ |
| સીસો મેવો | | ૮ |

¶ 'કુમાર' દર મહીનાની પુનમે બહાર પડશે.

¶ નવા ગ્રાહક થનારાઓ માટે પાછળને પાને સુચનાઓ આપી છે.

¶ જાહેરખબર આપવા ઇચ્છનારાઓએ ભાવ તથા વિગતોવાળી છાપેલી પત્રિકા મંગાવી લેવી.

## ગ્રાહકોને

આ૦ માસિકનું લવાજમ, પોસ્ટેજ સાથે, વરસ એકના રૂા. ૬ છે. આખા વરસનું એકસામટું લવાજમ ન ભરી શકનાર રૂા. ૩ ભરીને છ મહિનાના ગ્રાહક બની શકે. પરદેશના ગ્રાહકોએ રૂપીઆ સાત મોકલવા. છુટક અંકના દસ આના. લવાજમ અગાઉથી જ લેવામાં આવે છે.

રૂબરૂ ગ્રાહક થનાર સરળતાને ખાતર પ્રથમ એક રૂપીઓ આપી પ્રથમ અંક મેળવે અને પોતાનું નામ રજિસ્ટર કરાવે. બાકીનું લવાજમ તેમને બાકીના અંક વી. પી. થી મોકલીને વસુલ કરવામાં આવશે.

ગ્રાહક ગમે તે માસથી થઇ શકાય છે; પાછળથી ગ્રાહક થનારને આગલા અંકો પુરા પાડવાને અમે બંધાતા નથી.

લવાજમ વી. પી. કરતાં મનીઑર્ડરથી મોકલી વસુલ કરાવવું એ વધારે સુગમ અને ઓછું ખરચાળ છે.

પુરેપુરૂં નામ અને ચોક્કસ સરનામું નહિ મોકલ્યું હોય તો માસિક ગેરવલ્લે જવા બદલ અમે જવાબદાર નથી.

પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અચુક લખવો. તે સિવાય કોઈ પણ જાતની વ્યવસ્થા કરવાનું બની નહિ શકે.

માસિકમાં આવતી ઇનામી હરીફાઈમાં ભાગ લેવાનો હક માત્ર ગ્રાહકોનો જ રહેશે; છુટક નકલ ખરીદનારાઓને કે ભેટ તરીકે અંક મેળવનારાઓને, પણ નહિ.

## લેખકોને

ઉગતી પ્રજાને માટે જેની પાસે કંઇક પણ સંદેશો, પ્રેરણા, ઉપયોગી થવાની ઇચ્છા કે માર્ગદર્શક હકીકતો હોય તે આ માસિક માટે ખસુસ લખે.

જેઓને માટે આ માસિક ચલાવવામાં આવે છે તેઓ—કુમારો અને કુમારીઓમાંથી જેઓ ઉછરતા લેખકો હશે તેમને અમે યોગ્યતા પ્રમાણે જરૂર સ્થાન આપીશું; કારણકે અમારી ઈચ્છા છે કે આ માસિક વાંચનારાઓનાં હૃદયનું પ્રતિબિમ્બ બને.

લેખમાંની હકીકતો વિષે લેખક જ બધી રીતે જવાબદાર રહેશે.

ભાષાન્તર કરેલા લેખો માટે બની શકે તો તેના મુળ કર્તાની પરવાનગી મેળવવી. અને જે ભાષાના ગ્રન્થ કે લેખ ઉપરથી ભાષાન્તર કર્યું હોય તેની સ્પષ્ટ માહીતી અચુક આપવી.

કેટલાક લેખો સ્થળસંકોચ કે બીજા કારણોને લઇને કદાચ મોડા પણ છપાય. તેવે વખતે લેખકે ઉતાવળા થઇને તેનો તે લેખ બીજે ક્યાંય છપાવતાં પહેલાં અમને ખબર આપવા કૃપા કરવી.

લેખો ચોક્ખા અક્ષરે, કાગળની એક જ બાજુએ અને શાહીથી લખેલા હોવા જોઇએ.

નામ અને સરનામાની માહીતી તથા પોસ્ટેજ નહિ મોકલ્યું હોય તો ન સ્વીકારાયેલા લેખો પાછા મોકલવા અમે બંધાતા નથી.

જે અંકમાં લેખકનો લેખ છપાયો હશે તે અંકની એક નકલ લેખકને મળશે.



ચિત્રકાર : રવિશંકર રાવળ

માધાવાવ






# પ્રાર્થના

: ઇન્દ્રવજ્રા :



ક્યાક્યા દીવાઓ નવરંગ લાવું,
અજ્ઞાનનાં અશ્રુ ઉનાં ઝરે આ ?
શાંશાં સુગંધી ધુપદાન બાળું,
કે કલ્પનાની ધુણી છાવરૂં આ ?

શાંશાં ફુલો તે તુજને ચઢાવું,
કે આંખડીઓ અરપી દઉં આ ?
ક્યાક્યા પ્રસાદે તુજને રીઝાવું,
સત્કર્મ કે હૈ ચરણે ધરૂં આ ?

ક્યાક્યા સુમંત્રો પ્રિયના જપાવું,
જુનુંનવું અંતરમાં લવું આ ?
સંતોષ તે શો મનને મનાવું,
તારો મહિમા જરી યે કળું ના !




મિત્રો! તમારા માસિકનો પહેલો અંક તમે બધા બરાબર વાંચી ગયા હશો જ. હવે હું તમારી પાસેથી જ જાણવાને ઈંતેજાર છું કે તેમાં તમને કઇ બાબતો વધારે ગમી છે, કઇ અધુરી લાગી છે, કઇ નકામી જણાય છે અને કઈ કઇ બાબતો નવી માગો છો. આ વિષયમાં તમે રસ લઇને જેટલો વધારે ભાગ લેશો અને છુટથી તમારા વિચારો ચર્ચીને જણાવશો તેટલું માસિક વધારે ચડતું જશે અને તમને વધુ અનુકૂળ બનતું જશે. એની ઉન્નતિનો આધાર તમારા જ ઉપર છે.

*

પણ તમને જરા એક વાત કહી દઉં. પહેલા અંકમાં આવેલી સામગ્રી ઉપરથી જ માસિકની આખી કારકીર્દિનો તોલ બાંધી ન બેસશો. એવી ઘણીયે બાબતો છે કે જે અમે ઓછાં પાનાંને લીધે આપી નથી શક્યા. બધી ઇચ્છા કંઇ એકસામટી પુરી થઇ જાય? 'કુમાર' બહાર પડવા અગાઉની પત્રિકા જેમણે વાંચેલી તેમનામાંના ઘણાને લાગ્યું કે એમાં જણાવેલી બાબતો પ્રમાણે આ અંકમાં તંત્રીઓ પહોંચી નથી શક્યા. કેટલાકને વળી એમ લાગેલું કે બહુ મોટી આશાઓ આપેલી તેના પ્રમાણમાં અંક મોળો થયો. ખરી વાત છે. પણ હું આ વાત બીજી વધારે સાચી રીતે કબુલ કરૂં છું. તે એ કે અમારી ઇચ્છા અને અભિલાષા પ્રમાણે વસ્તુઓ આપવા જેટલાં પાનાં અમારી પાસે નથી. દરેક મહીનાની ઉપયોગી માહીતીઓ ને ખબરો, હુન્નરઉદ્યોગના ટુચકાઓ, અવનવી હિકમતો અને હાથકારીગીરીઓ, ભૂગોળ અને ખગોળની રસમય વાતો, સાહસિક કામો અને અજાયબીથી ભરેલી રસમય લાંબી વાર્તાઓ, જુદી જુદી રમતો અને કસરતો: આ બધું અમારે આપવું છે—પુષ્કળ ચિત્રો, ફોટોગ્રાફો અને માહીતી સાથે આપવું છે, વાંચનારા ધીરજ રાખી એક વરસ સુધી 'કુમાર'નું કામ જોયા કરે, જેમ જેમ ચીજો આવતી જાય તેમ તેમ તેના પર સૂચનાઓ કરે, નવી હકીકતો અમારા ધ્યાન પર લાવે એવી મારી વિનંતિ છે. આ અંકથી થોડી બાબતો બદલાઇને થોડી નવી ઉમેરાઇ છે. દર મહીને એમ નવીનતા લાવતા જવાનો અમારો ઇરાદો છે.

*

એક બીજી વાત. ઘણાઓને આ માસિકનું રૂપ અને વિષયોની હાથકાઈ ગમ્યાં છે; આપણને આવા માસિકની જરૂર હતી એમ પણ તેમણે કબુલ્યું છે. છતાં ઘણાખરાનો મોટો વાંધો માસિકના દળ માટે છે. 'આટલું જ પાતળું? ચાળીસ જ પાનાં?' આ વાત પણ અમને કબુલ છે. પરંતુ માસિકનું દળ વધારવાને જે ખર્ચ કરવો પડે તેને પહોંચી વળવાને અમે હાલ અશક્ત છીએ. હું ખાતરીથી જણાવી શકું છું કે જે રકમમાં આટલું દળ આપવામાં આવે છે તે લક્ષમાં લઇને ખર્ચની ગણતરી કરશો તો ચોકખું જણાશે કે વર્ષની આખરે હજાર ગ્રાહકો થતાં પણ માસિકને ખોટ જ ખમવી પડે.

*

પણ આ વાત કરીને હું નિરાશા ગાવા નથી માગતો. મારી તો તમારા પર દૃઢ શ્રદ્ધા છે. મને તો ખાતરી જ છે કે આવા એક માસિકની જરૂર હતી જ. તે જરૂર જો સાચી હોય, તેની પાછળ થતા અમારા પ્રયત્નો જો પ્રામાણિક અને ખંતીલા હોય, તો આ માસિક પગભર થવું જ જોઇએ. 'કુમાર' કમાણીની લેશમાત્ર આશા નથી' રાખતું; પરંતુ તે પોતાનું ખર્ચ ઉપાડી લેવા જેટલું પગભર તો અવશ્ય થવું જ જોઇએ. અને પછી જેમ જેમ 'કુમાર'ના ગ્રાહકો અને વાંચનારાઓ વધતા જઈ એની આવકમાં વધારો કરતા જશે તેમ તેમ 'કુમાર' પોતાનાં પાનાં વધારી મોટા કદનું બનતું

જશે. સૌ દહાડે દહાડે મોટા થતા જાય છે. કુમાર નહિ થાય?

એ હેતુ બર લાવવાને અમારી નજર તમારા ઉપર જ છે. મારે ફરીફરીને કહેવું ન જોઇયે કે આ માસિક તમારું પોતાનું જ છે. નવું શીખવા જાણવાને, વિવિધ દિશાઓમાં પાવરધા-પારંગત થઈ તમારો વિકાસ સાધવાને તમે જો ઉત્સુક હો, તમારામાં એ વિષે તનમનાટ હોય, અને તમારી એ ઉત્સુકતા—તમારા એ તનમનાટને પોષે એવું આ માસિક તમને જણાતું હોય, તમને તેની જરૂર સમજાઇ હોય તો તેને ટકાવી રાખી મોટું કરવાને બનતો દરેક પ્રયત્ન તમે ન કરો? આ માસિકમાં તમને કંઇ પણ નવીનતા લાગી હોય તો બીજાને તેનો લાભ આપવાનું તમને ન ગમે? તમારા ઘરના ઉત્સવોમાં, મેળાવડાઓમાં, શાળામાં કે મિત્રોને ઘેર આ માસિક લઇ જાઓ, તેનો ફેલાવો કરો, તેના વાંચનની લિજ્જત બીજાઓને આપો. એ રીતે તમે એનો ફેલાવો કરી નવા ગ્રાહકો કરી શકશો. અને માસિક એકવાર પોતાના પગ પર ઉભું રહેવા જેટલું મજબુત બની ગયું એટલે પછી જેમ જેમ તેના ગ્રાહકો વધતા જશે તેમ તેમ તેનું કદ, તેનાં પાનાં અને ચિત્રો વગેરે સામગ્રી પણ વધતાં જ જવાનાં. પણ એ બધું તમારા હાથમાં છે; કારણ કે માસિક તમારું છે.

પહેલા અંકના લેખો તો તમે વાંચીને તરત સમજી જઇ શક્યા હશો એ વિષે મને લેશ શંકા નથી. પણ મારે તેમાંનાં ચિત્રો વિષે થોડું કહેવું છે. એમાંનું દરેક ચિત્ર અમુક હેતુસર, અને તેને લગતા લેખ કે વાર્તાના ભાવ બરોબર બતાવવાને માટે જ દોરાયું હોય છે. લેખને મથાળે શણગાર માટે મુકેલાં ચિત્રોથી માંડીને, ખાલી જગ્યાઓ પુરવા સારૂ મુકેલાં નાનાં નાનાં ચિત્રો સુધી દરેકમાં કંઇ ને કંઇ હેતુ કે સંકેત હોય છે જ. એ દરેક ચિત્ર ઝીણી નજરે જોઈ તેને સમજવાનો યત્ન કરતા જશો તેમ તેમાંથી તમને વધારે ને વધારે રસ અને પ્રેરણા મળશે, અને ચિત્રકામની વિવિધતા તથા ઉપયોગિતા સમજી વિશેષ આનંદ પામશો. જે ચિત્રો ન સમજાય તેને વિષે તમે બેલાશક મને પુછાવો.

અત્યારે ગામેગામ સ્વયંસેવકોનાં મંડળો બંધાય છે. જુદી જુદી નાતોમાં પણ સ્વયંસેવકમંડળો હોય છે. સ્વયંસેવકો લગભગ બધા બારથી ચાળીસ વર્ષ સુધીની ઉમરના હોય છે. તમારામાંના ઘણા સ્વયંસેવકો હશે. હું પોતે ઘણાં મંડળોમાં સ્વયંસેવક હતો. સેવા કરવાની ઉલટ—તીવ્ર ઇચ્છા, એ સ્વયંસેવકનું મુખ્ય લક્ષણ. અને જ્યારે આપણે આપણા અંતરના ઉમંગથી સેવા કરવા તૈયાર થઇએ ત્યારે બદલાની આશા તો આપણે શાના જ રાખીએ?

પણ આટલેથી જ બસ ન થાય. સ્વયંસેવકે તો વધારે ગુણો કેળવવાની જરૂર છે. પત્થરના જેવી દ્રઢતા, અસીમ પુરુષાર્થ, ગમે તેવું ભારે કામ જોઇને પણ હિમ્મત ન હારવા જેટલી અડગતા, મુંગે મોઢે શાંતિથી કામ ખેંચ્યે જવા જેટલો ખંત, અને ક્યાંય પાછો પગ ન કરવા જેટલી નીડરતા. પણ આ બધાથી યે ભારે અગત્યના ગુણ તે તો વિનય અને નમ્રતા.

સ્વયંસેવકનો પોશાક પહેર્યો, પટ્ટો ચડાવ્યો એટલે તો સીપાઇ બન્યા. કોણ જાણે કેમ, ઘણા સ્વયંસેવકોમાં એ સીપાઇગીરીનો તોર ને તોછડાઇ આવી જ જાય છે. 'અમે ન હોત તો આ કામ કોણ પાર પાડત? અમે કેટલી ભારે સેવા બજાવી રહ્યાએ છીએ એનું બીજાઓને શું ભાન હોય?' આવા ભાવ સામાન્ય રીતે દરેક જણમાં આવી જાય છે. એ ભાવ ચેપી રોગ જેવા છે. એકવાર એવો વિચાર આવ્યો કે તે દ્રઢ થતો જાય છે. એનાથી બરોબર ચેતતા રહેવાની જરૂર છે. નરમાશ અને શાંતિ પુરેપુરાં ન હોય તે સ્વયંસેવક જ ન કહેવાય.

સેવા કરવાની ઇચ્છા રાખનારે પોતાની શરમ તો મુકવી જ જોઇએ. સ્વયંસેવક એટલે હલકામાં હલકું કામ પણ કરી શકે તેવો મજુર. સ્વયંસેવક એટલે મજુરો પર હુકમ ચલાવનાર મુકાદમ નહિ. મદદમાં મજુર ન હોય તો સોંપાયેલું કામ રહી જાતું હોય એવું ઘણે ઠેકાણે બને છે. થોડો પણ બોજો ઉંચકાય નહિ, પોતે ઉભા હોય અને કોઇનું કામ ખોટી થતું

ઇકડે કોણ કડે શિકતોસ ?' (અરે છોકરા ! તું કોઇક નવો લાગે છે. તું ક્યાંથી આવ્યો ? અહીં કોને ત્યાં ભણે છે ?) બિચારાને ગુરુજીએ જેટલા પ્રશ્ન નહિ પુછેલા તેના કરતાં બમણા પ્રશ્નોનો તેને અહીં જવાબ આપવો પડ્યો. પ્રશ્નોમાં તિરસ્કાર બીલકુલ નહિ; અને સહાનુભૂતિ પણ નહિ. તે તો છોકરાએ મેળવવી જોઇએ. છોકરાએ ટુંકામાં પણ નિખાલસ દિલથી બધા જવાબ આપ્યા, એટલે કાકુ અંદર ગઇ અને મુઠીભર ભાત, રોટલાનો એક નાનો કટકો અને એકએ કડછી ખાટી દાળ છોકરાને આપી. રોટલા ઉપર ઘીનાં એકએ ટીપાં તો હોય જ.

તમે કહેશો કે કેટલી કંજુસાઇ! હા, કંજુસાઇ તો ખરી; પણ આવા પાંચદસ છોકરાઓ રોજ માધુકરી માટે તો આવે જ, અને ઘરની કાકુ બધાને થોડુંથોડું આપે. આટલું લીધું અને ગયો છોકરો બીજાને ત્યાં. ત્યાં પણ ॐ भवति भिक्षां देहि ! ત્યાં પણ એવા જ સવાલ અને જવાબ. ત્યાંથી પણ એને એટલું જ મળ્યું. ખાટી દાળને બદલે અહીં શાક હતું. ત્રીજે ઘેર ગયો. ત્યાંની કાકુએ કહ્યું, 'હજી રસોઈ તૈયાર થઇ નથી. પણ જો જોઇતો હોય તો થોડો ગોળ આપું.' છોકરો પાંચ ઘર ફર્યો એટલે તેને બે ટંક પુરતું ખાવાનું મળી ગયું.

ઉતારે આવીને જે મળ્યું હતું એમાંથી કેટલાક રોટલાના કટકા, ગોળ અને શાક તેણે સાંજને માટે કેળના પાંદડા ઉપર જુદાં રાખી દીધાં. બાકીનું ખાઇ, થાળી ઉટકી, એ જ થાળીમાં સાંજનું ખાવાનું મુકી ઝોળી ખીટી પર ટાંગી દીધી; કેમકે એને બીલાડીની મહેમાનગીરી કરવી ન હતી. ફરી બપોરે ભણવા ગયો. ત્યાં નીશાળના કેટલાક છોકરાઓ સાથે દોસ્તી કરી. સાંજે બધા છોકરા સાથે સારીપેઠે રમ્યો. એની રમવાની હોશીઆરી જોઈ સહુ એના ઉપર ખુશ ખુશ થઈ ગયા.

મહારાષ્ટ્રમાં આવી માધુકરી માગી ખાવું અપમાન-ભરેલું ગણાતું નથી. ગરીબાઇ એ કાંઇ પાપ નથી; આળસ પાપ છે. છોકરો કોઇ એક ઘર ઉપર આધાર રાખતો નથી, કેમકે તેથી એને પરતંત્ર થવું પડે, ઘરના લોકોની ખુશામત કરવી પડે અને ઘણો વખત પણ ગુમાવવો પડે. જમવાનો, ભણવાનો, નીશાળે જવાનો વખત ત્યાં ન સચવાય. માટે જ એ પાંચદસ ઘર ફરે છે. જાતજાતનું ખાવાનું એને મળે છે, બધા લોકો સાથે એને ઓળખાણ થાય છે, અને સૌથી વિશેષ તો એ કે જેટલાને ત્યાંથી એ ખાવાનું લઇ આવે છે તેટલાની એના પર દેખરેખ રહે છે. આ બધા લોકોની માયા મેળવવી કે મળતી માધુકરી ગુમાવવી એ એના ચારિત્ર અને ઉદ્યોગ ઉપર છે. છોકરો માંદો પડે તો આ પાંચ-દસ ઘરમાંથી કોઈ ને કોઇ તેની સારવાર તો કરે જ. પણ માધુકરી માગતો છોકરો માંદો પડે જ શાનો ?

ત્રીજે દિવસે રજા હતી. છોકરો નવા કરેલા મિત્રોને ત્યાં ગયો. ત્યાં તેને જોઇતી જુની ચોપડીઓ મળી ગઇ. અમરકોષ અથવા ડિક્ષનરી જેવી ચોપડી તો એને મળે જ નહિ. પણ કાંઈ ફિકર નહિ. બપોરે કે રાત્રે કોઇપણ છોકરાને ત્યાં જઇ ડિક્ષનરીમાંથી એ શબ્દો ખોળી કાઢશે.

છોકરાનું ભણતર ઠીક ચાલ્યું. પણ એને વ્યાકરણ કંઈ ઠીક આવડે નહિ. હવે શું કરવું ? પેલો દેશપાન્ડેનો ગણપત હુશીઆર છે. એ રોજ અરધો કલાક આપશે તો બે મહીનામાં હું તૈયાર થઇ જઇશ. છોકરો ગયો ગણપતને ત્યાં, અને કહેવા લાગ્યો. 'ગણપત, હું તારે ત્યાં રોજ દેવપૂજાને માટે ફુલ અને તુલસી આણી આપીશ; મને તું વ્યાકરણ ભણાવીશ ?' ગણપતે કહ્યું, 'ખુશીથી.'

બે મહીનામાં છોકરો વ્યાકરણમાં હુશીઆર થયો. એક દિવસ ગણપતના દાદાએ છોકરાને પુછ્યું, 'તને દેવપૂજા આવડે છે ?' છોકરાએ કહ્યું, 'ના જી; હું તો ફક્ત સંધ્યા અને રામરક્ષા ભણ્યો છું.' ડોસાએ કહ્યું, 'ત્યારે અમારા ગણપતને પુરુષસૂક્ત ભણાવવા રામભટ શાસ્ત્રી આવે છે. એની પાસે તું પણ આવીને ભણજે' ડોસો મનમાં વિચારવા લાગ્યો, 'છોકરો હુશીઆર લાગે છે. બે મહીનામાં વ્યાકરણ શીખી ગયો. ગણપત સાથે વેદ ભણશે તો ગણપત પણ ખંતથી અભ્યાસ કરશે. સ્વાર્થ પણ થયો અને પરમાર્થ પણ થયો.'

ધીમે ધીમે છોકરાનું શરીર, એનું ભણતર, એનું ચારિત્ર અને કીર્તિ વધતાં ગયાં. સ્વાભાવિક રીતે એના દસબાર

વાલીની એના તરફ સહાનુભૂતિ પણ વધી. છોકરાનાં ચારિત્ર અને હુશીઆરી જોઇ ગણપતના દાદાએ એને કહ્યું, 'તું મંદિરમાં રહે છે એના કરતાં અમારે ત્યાં આવીને રહે. અમારે ત્યાં જ તું જમ અને રોજ સવારની પૂજા કર.' છોકરો કહે, 'તમારે ત્યાં રહેવા તો આવું, પણ તમારે ત્યાં જમવાનું બહુ મોડું થાય છે માટે હું તો માધુકરી માગીને જ ખાઇશ. તમારે ત્યાં હું દેવપૂજા કરીશ. તેને બદલે તમે મને પહેરવાનાં કપડાં અને લાયબ્રેરીના ચાર આના આપશો તો ઠીક થશે.'

ઘણાં વરસ આવી રીતે વીતી ગયાં. હવે તે છોકરો શહેરના એકબે છોકરાને ગણિત ભણાવે છે. તેમાંથી એને દસબાર રૂપીઆ મળે છે. છતાં એણે માધુકરી તો છોડી જ નહિ. માધુકરી તો અન્નપૂર્ણા દેવી છે. છસાત વરસ પછી તે છોકરો ગણપત સાથે......કૉલેજમાં ગયો. ત્યાંની રેસિડેન્સી (છાત્રાલય)માં સાત કલબ છે. ત્યાં પણ ગણપતની ઓળખાણને લીધે બધી કલબમાં એને 'વાર' મળ્યા. 'વાર' એટલે અઠવાડીઆમાં એક એક કલબમાં એક એક દિવસ મફત જમવાની છુટ. આ રીતે દરેક કલબમાં મહીનામાં તે ચાર દિવસ મફત જમે છે. તેથી તે કંઇ કોઇ ખાસ વ્યક્તિનો ઓશીઆળો નથી. વાદવિવાદની સભામાં તે આગળપડતો ભાગ લે છે, પ્રતિસ્પર્ધીઓનો તે સખત વિરોધ કરે છે અને પોતાના મત વિષે અભિમાન ધરાવે છે. છોકરાઓને ભણાવીને મેળવેલા પૈસાથી એણે પ્રથમ સત્રની ફી આપી. સત્રાંત પરીક્ષામાં એનો નંબર ત્રીજો આવવાથી એને છાત્રવૃત્તિ (સ્કૉલરશિપ) મળી. ધીમે ધીમે તે પ્રખ્યાત વિદ્વાન બની ગયો.

આજે એને સારો પગાર મળે છે. એને ત્યાં ત્રણ વિદ્યાર્થીઓ રહે છે અને દસ વિદ્યાર્થીઓને રોજ માધુકરી મળે છે.

મારા એક વિદ્યાગુરુ આ જ રીતે ભણેલા, અને ત્યાં જ તેઓ અમારી હાઇસ્કૂલના હેડમાસ્તર થયા હતા. જે તપેલીમાં તેઓ માધુકરીની ખાટી દાળ લેતા તેમાં રૂપીઆ ભરીભરીને તેમણે બ્રાહ્મણોને દાન આપ્યાં! ઘરમાં તે બહુ જ કંજુસાઇથી રહેતા એટલા માટે પાડોશીઓ તેમની નિંદા કરતા. પણ જ્યારે તેઓ ગુજરી ગયા ત્યારે તેમણે પોતાની જીંદગીની કમાણી પોણો લાખ રૂપીઆ શિક્ષણના કાર્યને માટે દેશને આપી દીધા! શ્રદ્ધાપૂર્વક હું તેમને પ્રણામ કરું છું.

('નવપુરા'માંથી) કાકા કાલેલકર

## જરા ચેતજો

રૂબીની નીશાળમાં એક છોકરો ઘણા ખરાબ અક્ષરો લખતો હતો તેથી તેના શિક્ષકે તેને તે બાબત ઠપકો આપ્યો હતો; પણ તેણે એ વખતે તો કંઈ જ ગણકાર્યું નહિ.

દસ વરસ પછી તે ક્રીમીઆની લડાઈ વખતે એક અમલદાર બનીને ત્યાં ગયો હતો. ત્યાં તેનો લખેલો એક હુકમ તેના ખરાબ અક્ષરને લીધે ઉકેલાઇ ન શકવાથી ઘણા બહાદુર સીપાઇઓના જાનની ખુવારી થઇ હતી.

*

શીહેરમાં એક માણસે સાટ રૂપીઆની નોટો એક માટલામાં મુકી હતી. થોડા દિવસ પછી અંદર હાથ ફેરવે તો કાંઈ ન મળે! ખરા પરસેવાથી મેળવેલી કમાણી આમ એકાએક અલોપ થઈ ગએલી જોઇને તેને બહુ દુઃખ થયું. કોઇ લઇ તો નહિ ગયું હોય? ઘેર આવનાર જનાર પર શંકા કરી, પાડોશીઓ પર શંકા કરી, પણ કંઈ વળે એમ નહોતું. થોડીવારે અંદરથી કચરો કાઢ્યો તો બધી નોટોની જ ઝીણી ઝીણી કરચો! ઉંદરોએ માટલામાં કંઇક ખાવાનું હશે એમ ધારીને ધાડ પાડેલી; પણ કાગળો જોઈ ગુસ્સે થવાથી નોટોનો નાશ કરીને રવાના થઇ ગયેલ!

# ઉષા

ઉષા આવે જો મલકાતી !

પતિવ્રતાના પુણ્ય સરીખી,
નવયૌવનની આશા જેવી;
સુના જગને જાગૃત કરતી
પ્રભાતની એ ઉજ્જ્વળ દેવી:
પ્રકાશને પુરે છલકાતી,
ઉષા આવે જો મલકાતી !

ભક્તજનોના ભાવ ભરેલા
ભૈરવના સૂર છાઇ રહ્યા;
મસ્જીદમાં મુલ્લાંની બાંગે
માલિકના ઉચ્ચાર થયા:
એ નિર્મળ રસ-સરમાં ન્હાતી,
ઉષા આવે જો મલકાતી !

કુહુ કુહુ કરતી કોયલ જાગી,
જાગ્યા ભમરાઓ ગણગણતા;
બાળ હસુરતી માતા જાગી,
વિપ્રો જાગ્યા મંત્રો ભણતા:
મંદિરમાં મંગલમય થાતી,
ઉષા આવે જો મલકાતી!

ઉજાળ્યું આકાશ અનુપમ,
        ઉજાળી આ દુનીઆ આખી;
ઉજાળ્યાં સર–સાગરનાં જળ,
        તેજસ્વી ચંચળ દગ નાખીઃ
તિમિરતણી ભીંતો ભેદાતી,
        ઉષા આવે જો મલકાતી!

સીમાડે સિંધુ દૂર ગાજે,
        ગાજે ગોરસ ઘેર ઘમમ્ ઘમ્;
રાજાની નોબત ગગડે ને
        દેવનગારાં થાય ધમમ્ ધમ્ઃ
એમાં રમઝમતી મદમાતી,
        ઉષા આવે જો મલકાતી!

વાદળીઓએ સ્વસ્તિક પુર્યા
        વ્યોમતણા શુભ્રોદરમાં;
ઘોર નિશા નાઠી ઘર મુકી,
        પેઠી પર્વત–કોતરમાંઃ
કેવી ભવ્ય ગભીર જણાતી,
        ઉષા આવે જો મલકાતી!

પંખીતણો કલ્લોલ જ ઝીલી
        સ્ફુર્તિદાયક પવન સરે;
તેતર મીઠું તિતિલિક્ તિલ્લી
        ખેતરને ખુણે ઉચરેઃ
ચકવી ચકવા પાસે ધાતી,
        ઉષા આવે જો મલકાતી!

આથમતો પ્રિય ચંદ્ર નીહાળી
        પોયણુ અંતરમાં તલસે;
ગું ગું કરતા ભૃંગે વાટ્યાં
        કમલવૃંદ મન મંદ હસેઃ
એના મકરંદે છંટાતી,
        ઉષા આવે જો મલકાતી!

પ્રીતમના પૂજનને કાજે
        અંગે ઉજ્જ્વળ સ્વાંગ ધર્યો;
ઝગઝગતા તારાનાં મોતી
        વીણી વીણી થાળ ભર્યોઃ
રવિ વધાવા તત્પર થાતી
        ઉષા આવે જો મલકાતી!

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ







[ મોટાં માણસો નાનાં હતાં ત્યારે ]

# રવીન્દ્રનાથ ઠાકુર

જગતને ગુજરાતના જીવનમાંથી મહાત્મા ગાંધીજી અને બંગાળાની કલ્પનામાંથી કવિ રવીન્દ્રનાથ ઠાકુર મળ્યા છે. વર્તમાન ભારતની આ મોટી વિભૂતિઓ છે. માનવજાત પ્રત્યેના પ્રેમને લીધે રવીન્દ્રનાથ વિશ્વકવિ કહેવાયા છે. ખરે, એ આ યુગના ઋષિ છે

રવિબાબુ મહાન પિતાના મહાન પુત્ર છે. એ ઠાકુર કુટુંબ સંસ્કારી અને શ્રીમંત છે. ભક્તિના કાવ્યોથી ભરેલી 'ગીતાંજલિ' માટે એમને 'નોબેલ પ્રાઇઝ' મળેલું છે. પ્રજા ઉપર હિન્દી સરકારનો ત્રાસ વર્ત્યો ત્યારે એમણે 'સર'નો ઇલકાબ છોડી દીધો. પોતાનું સઘળું દ્રવ્ય રવિબાબુએ પોતાની શાળા 'શાન્તિનિકેતન'-ને સમર્પ્યું છે. સૌ પ્રજાઓમાં એકભાવ આવે માટે એમણે હાલ વિશ્વભારતી નામનું વિશ્વવિદ્યાલય સ્થાપ્યું છે. 'વિશ્વભારતી' નામનું ત્રિમાસિક પત્ર પણ તેમના તરફથી પ્રગટ થાય છે. એમની કવિતાઓ અને લેખો એ પ્રથમ પોતાની માતૃભાષા બંગાળીમાં લખીને પછી જ અંગ્રેજીમાં ભાષાન્તર કરે છે. આથી પૂર્વની સંસ્કૃતિનો લાભ પશ્ચિમને મળે છે. એમની કવિતાઓમાં ઉચ્ચ કલ્પનાઓ અને નાટકોમા ગૂઢ ભાવો ભર્યાં છે.

દુનીઆ આખીની એમણે મુસાફરી કરી છે. એ કહે છે કે પશ્ચિમની કહેવાતી સ્વતંત્ર પ્રજાઓ દ્વેષ, ઝેર અને સ્થૂળ વૈભવની મારામારીથી એટલી ભરેલી છે કે એ લોકના જીવનમાં ક્યાંય ચેન નથી. એશીઆના તત્ત્વજ્ઞાન-માં તેમને માટે શાંતિનો સંદેશો છે. રવિબાબુ વિજ્ઞાનની કાપકુપીઆ અને યાંત્રિક પદ્ધતિને ધિક્કારે છે. સત્તા અને પૈસા કરતાં એ સત્ય અને સૌંદર્યના પુજારી છે.

કોઈ ગાંધર્વનો હોય તેવો મીઠો અને મોહક એમનો કંઠસ્વર છે. ખાનગી મિત્રમંડળ આગળ એ ઘણા આનંદથી પોતાનાં કાવ્યો ગાય છે તેમ જ પોતાનાં નાટકોના પાઠ પણ ભજવે છે. નાના હતા ત્યારે જેને શિષ્ય થવું ન ગમતું તે આજે મહાન ગુરુ બની ગયા છે. પોતાની મેળે એમણે આટલો વિકાસ કર્યો છે. શાન્તિ-નિકેતનના તો એ ગુરુદેવ છે. દેખાવે ગંભીર, પરંતુ હાસ્યરસના એ ભંડાર છે. હવે તો છેક વૃદ્ધ થયા છે છતાં એમનું હૃદય એટલું જ રસીયું, નિર્મળ અને સરળ છે. બાળકો આગળ એક વખત રવિબાબુએ કહેલું કે 'જોકે મારી સફેદ દાઢી અને વાળ તથા લાંબા ઝભ્ભાથી હું જબ્બર જણાતો હોઈશ, પણ મને લાગે છે કે હું તદ્દન બાળક છું અને સદાયે બાળક રહેવા માગું છું.'

રવિબાબુએ ઘણાં કાવ્યો, નવલકથાઓ, રસભરી ટુંકી વાર્તાઓ અને નાટકો લખ્યાં છે. જગત આખામાં એમનું સાહિત્ય બહુ માનથી વંચાય છે.

એમની વાણીમાં મધુર અમૃત ઝરે છે: એમના ચહેરા પર ગૂઢ ભાવ નીતરે છે; એમની આંખોમાંથી શીતળ શાંતિ ઝરે છે.

એમના બાળપણના કેટલાક જીવનપ્રસંગો 'કુમાર'-ના વાચકોને ઉપયોગી ધારી એમણે પોતે લખેલાં 'સંસ્મરણો'માંથી અમે આ નીચે ઉતારીએ છીએ.

## સંસ્મરણો

### બાળપણ

અમે નોકરોના સામ્રાજ્યમાં ઉછર્યાં હતા. ચાકરો-એ પોતાની સગવડતાની ખાતર અમારો સ્વેચ્છાથી વર્તવાનો હક છીનવી લીધો હતો. પણ અમારા વડીલો તરફથી અમને બહુ લાડ લડાવવામાં આવતા ન હોવાથી અમને. ચાકરોની સખ્તાઈ બહુ ભારે ન

લાગતી. અમારા ખોરાકમાં પણ સ્વાદ કે ચટાકા જેવું કાંઇ જ હતું નહિ. અમે તે વખતે જે કપડાં પહેરતા તે જો ગણાવું તો આજના છોકરાઓ તો તિરસ્કાર કરે. અમે દસ વરસના થયા ત્યાં સુધી મોજાં કે જોડા પહેરતા જ નહિ. શીઆળામાં બદન ઉપર વધારાની એક સુતરાઉ બંડીથી કામ પતી જતું. પણ કપડાં ઓછાં મળવાને લીધે અમને કદિ અસંતોષ ન થતો. માત્ર જ્યારે અમારો ઘરડો દરજી અમારા બદનને ગજવાં ચોડવાં ભુલી જતો ત્યારે જ અમે બબડતા. કારણકે જેને પોતાના ગજવામાં મુકવાનું કંઈ ન હોય એવો ગરીબ છોકરો આજ સુધી કદી થયો નથી. અને દયાળુ પરમેશ્વરની કૃપાથી ગરીબ કે તવંગર માબાપના છોકરાઓની ગજવામાં મુકવાની દોલતમાં કંઈ જ ફેર હોતો નથી. વળી, અમને દરેકને જોડાની એક સાદી જોડ આપવામાં આવતી ખરી, પણ અમારા જોડા અમારા પગમાં જ હોય એવું તો કોઇ દિવસ બને જ નહિ! પગથી જોડાને ઉંચે ઉછાળીને પાછા ઝીલવાની અમારી ટેવને લીધે જોડા આપવાનો હેતુ જરા પણ પાર પડતો નહિ, છતાં એથી જોડાને ઘસારો તો પહેરવા જેટલોજ લાગતો.



## પાણીનો હોજ

અમારા ચાકરોના ઘરની ઓરડીની બારી નીચે જ એક હોજ હતો. તેના ચારે બાજુના ઓવારાનાં પગથીઆં છેક પાણી સુધી જતાં હતાં. એ હોજની પશ્ચિમ બાજુએ એક વિશાળ ઘટાદાર વડનું ઝાડ હતું. તેની દક્ષિણ દિશાએ નાળીએરીની હાર આવી રહી હતી. અમારા ચાકરોમાં એક શ્યામ કરીને હતો. તે આ બારીની પાસે એક જગ્યાએ મને બેસાડીને મારી આસપાસ ચાકનું કુંડાળું દોરતો અને પછી ગંભીર મોં કરી આંગળી બતાવી એ કુંડાળું ઓળંગવાથી આવી પડનારાં અનિષ્ટ પરિણામોની મને બીક દેખાડતો. કુંડાળું ઓળંગવાથી કેવી જાતનું નુકસાન મને થશે એની મને કંઈ ખબર નહોતી, છતાં મારા મનમાં તે વિષે એટલી ઉંડી બીક પેસી જતી કે હું એમાંથી બહાર નીકળતો નહિ; કારણકે લક્ષ્મણજીએ સીતાજીને દોરી આપેલા કુંડાળા બહાર પગ મુકવાથી તેમને કેવી વિપત્તિઓ નડી હતી તે મેં વાંચી હતી.

એ કુંડાળામાં બેઠો બેઠો હું બારીના પડદામાંથી કોઇ પુસ્તકનાં ચિત્રો જોતો હોઉં તેમ બહારનો બધો દેખાવ જોયા કરતો. સવારથી અમારા પડોશીઓ એક પછી એક ત્યાં આગળ ન્હાવાને આવવા માંડતા. દરેક જણને આવવાનો ચોક્કસ સમય પણ મને બરોબર યાદ હતો. દરેકની લુગડાં પહેરવાની અને વાળ ઓળવાની ખાસીઅતથી પણ હું અજાણ્યો નહોતો. દરેક જણની ન્હાવાની ઢબ પણ મારા ધ્યાનમાં રહેતી. એક માણસ તો પોતાના કાનને આંગળીઓથી દબાવીને પછી રોજનાં ઠરેલાં પાણીમાં ડુબકાં મારીને ચાલવા માંડતો. બીજો એક માણસ વળી માથાબોળ ડુબકું ખાવાની હિમ્મત જ કરતો નહિ, પણ પોતાના માથા ઉપર ભીનો ટુવાલ જ ફેરવ્યા કરતો. ત્રીજો માણસ પોતાના હાથ ઝડપથી હલાવીને પાણીની સપાટી પરનો મેલ દૂર કરી નાખી પછી એકદમ

ડુબકું મારી લેતો. એક જણ તો વળી ઉપલે પગથીએથી જ ભુસકો મારી દેતો. બીજો એક માણસ મોઢેથી મંત્રોચ્ચાર કરતો કરતો ધીમે ધીમે પાણીમાં આગળ વધતો. વળી એક એવો ઉતાવળીઓ હતો કે ડુબકું ખાઇને તરત જ ઘર તરફ ચાલવા માંડતો; જ્યારે બીજો એક આવતો તે બધું કામ શાંતિથી ધીરે ધીરે કરતો. નાહ્યા પછી ઘસીને ડીલ લુછતો, ભીનાં કપડાં બદલીને કોરાં પહેરતો, પછી બહારના બાગમાં એક બે ચક્કર મારી ફુલ ભેગા કરીને ઉંચરે પોતાના શરીરમાંથી સંતોષ પ્રસારતો ધીમે ધીમે ઘર તરફ જતો. ત્યાર પછી ન્હાવાની જગ્યા સુનકાર થઇ શાંત પડી રહેતી.

### મારી નીશાળ

મારા ઘરના એક ઓટલાના ખુણામાં મેં એક નીશાળ માંડી હતી. ઓટલાના કઠેરાના લાકડાના ઉભા દાંડાઓ મારા નીશાળીઆઓ થતા, અને હું હાથમાં નેતર લઇ સામે ખુરશી પર બેસી તેમનો શિક્ષક થતો. કયા વિદ્યાર્થીઓ સારા અને કયા નઠારા હતા એ પણ મ નક્કી કર્યું હતું; એટલું જ નહિ પણ તોફાની અને શાંત, હુશીઆર અને ઠોઠ વગેરેને પણ હું ચોકસ રીતે ઓળખતો. તે કઠેરાનાં ખરાબ લાકડાંઓએ તો મારી નેતરનો એટલો બધો માર ખાધો હતો કે તેઓ જો જીવતાં હોત તો ભણવા કરતાં મરવાનું હજાર દરજ્જે પસંદ કરત.

### સાહિત્યમાં પ્રવેશ

અમારા ઘરના ચાકરોની ઓરડીઓમાં વપરાતી ચોપડીઓ દ્વારા મેં પહેલવહેલો સાહિત્યના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો. તેમાં ચાણક્યનાં સૂત્રોનું બંગાળી ભાષાંતર અને કૃતિવસાનું રામાયણ એ બે મુખ્ય પુસ્તકો હતાં.

### કવિતા કરવાની શરૂઆત

આ વખતે મારી ઉમર આઠ વર્ષ કરતાં વધારે નહિ હોય. મારી બહેનનો દીકરો જ્યોતિ તે વખતે મારા કરતાં ઘણો મોટી ઉમરનો હતો અને તેણે અંગ્રેજી સાહિત્યમાં પ્રવેશ કરવા માંડ્યો હતો. મારા જેવા બાળક પાસે કવિતા કરાવવાનું એના મનમાં કોણ જાણે શાથીયે આવ્યું હશે તે હું કહી શકતો નથી. એક દિવસ એણે મને પોતાની ઓરડીમાં બોલાવીને એક કવિતા કરવાનું કહ્યું, અને ચૌદ પદનું પ્રેઅર રાગનું બંધારણ મને સમજાવ્યું. મારી મરજી પ્રમાણે મેં કેટલાક શબ્દો ગોઠવ્યા અને તે બધાએ પ્રેઅર રાગમાં ગોઠવાઇ ગયા ત્યારે મને લાગ્યું કે કવિ થવું એ કાંઇ ભારે વાત નથી! આમ પહેલી ક્ષોભની લાગણી દૂર થઇ એટલે તો પછી હું અટકું જ શાનો? અમારી જમીનનો વહીવટ કરનાર એક કારભારી પાસેથી મેં એક ભુરી નોટબુક મેળવી. મારે પોતાને હાથે તેમાં પેનસીલથી ઉભી સીધી લીટીઓ દોરી લીધી અને તેમાં જ બાળપણના મોટા મોટા શીખાઉ અક્ષરે કવિતાઓ ચીતરવા માંડી. નાના હરણને જ્યારે નવાં શીંગડાં આવે છે ત્યારે તે આમતેમ કૂદે નાચે છે અને પોતાનાં શીંગડાં ઘસે છે. મેં પણ મારી કવિતા સાથે ચારે તરફ ધમાલ મચાવી મુકી. મારી કવિતા સાંભળનારા શ્રોતાજનોની શોધ કરવામાં મારા કરતાં મારા મોટા ભાઇ જ્યોતીન્દ્ર વધારે ઉત્સાહભર્યો ભાગ લેતા. એક દિવસ અમારા ઘરને તળીએ આવેલી કચેરીમાં બેઠેલા અમારા કારભારીઓ પર કવિતા લઇને એક વિજયી હુમલો કરી અમે પાછા ફરતા હતા, તેવામાં 'નૅશનલ પેપર'ના અધિપતિ નવગોપાલ મિત્ર અમારા ઘરમાં દાખલ થયા. મારા ભાઇએ પાધરા જ તેમને પંજામાં લીધા, 'જુઓ, નવગોપાલ બાબુ! રવિએ કવિતા બનાવી છે તે તમે નહિ સાંભળો?' એમ કહી રહ્યા એટલામાં તો કવિતાનું વાંચન શરૂ પણ થઇ ગયું. હજી સુધી મારી કવિતા ચોકડાબંધ થઇ ન હતી. કવિ પોતાની બધી કૃતિ પોતાના ગજવામાં જ લઇ જઇ શકતો. લેખક, પ્રકાશક, છાપનાર જે જુઓ તે હું એકલો જ! અને મારી જાહેરખબર ફેલાવનાર મારા ભાઇ મારી જોડે મદદમાં હતા. મેં કમળ ઉપર કવિતા બનાવી હતી તે ત્યાં ને ત્યાં નવગોપાલ બાબુને સંભળાવી દીધી! અને તેનો છેવટનો ભાગ તો મારામાં જેટલું જોર હતું તેટલા જોરથી ઉંચે સ્વરે ગાઇ બતાવ્યો. એમણે કવિતા સાંભળીને કહ્યું, 'સારી છે.' પણ હસતાં હસતાં પુછ્યું, 'દ્વિરેફ એટલે શું?' આ શબ્દ મેં ક્યાંથી ઝડપી લીધો હતો તે મને યાદ નથી, પણ આખા કાવ્યમાં મારી આશા મેં એ એક જ

શબ્દ ઉપર બાંધી હતી. તે શબ્દને લીધે કારભારીઓ પર તો ધારેલી અસર થઇ હતી, પણ નવગોપાલ બાબુ તેમાં સપડાયા નહિ એ ઘણું આશ્ચર્યકારક હતું. ઉલટું તે તો હસવા લાગ્યા! તે પરથી મારી ખાતરી થઇ કે નવગોપાલ બાબુ પોતે સમજુ અને કદરદાન માણસ નથી! ત્યાર પછી કોઇ પણ વાર મેં એમને કવિતા ગાઇ સંભળાવી ન હતી.

### અરધી ટીકીટ

મારા પિતા સાથે હું હિમાલય જવા નીકળેલો ત્યારે રસ્તે ગાડીમાં બનેલો એક બનાવ મારા સ્મરણમાં હજી તાજો છે. ગાડી કોઇ મોટે સ્ટેશને ઉભી હતી. ત્યાંનો એક ટીકીટ તપાસનાર આવ્યો. તેણે મારી ટીકીટ તપાસી મારા તરફ કુતૂહલથી જોયા કર્યું. તે જતો રહ્યો અને થોડી વાર પછી એક બીજા ટીકીટ તપાસનારને લઇને આવ્યો. તે બન્ને જણા માંહોમાંહે કંઇ વાત કરી પાછા જતા રહ્યા. છેવટે સ્ટેશનમાસ્તર પોતે આવ્યો. તેણે મારી અરધી ટીકીટ જોઇને કહ્યું, 'આ છોકરાને બાર વરસ પુરાં થયાં નથી?' મારા પિતાએ કહ્યું, 'ના'. તે વખતે હું અગીઆર વર્ષનો હતો, પણ મારી ઉમર કરતાં મોટો દેખાતો હતો. સ્ટેશનમાસ્તરે કહ્યું, 'તમારે એનું આખું ભાડું ભરવું પડશે.' મારા પિતાની આંખો ક્રોધથી ચમકી ઉઠી અને તેમણે કોટમાંથી એક નોટ કાઢીને સ્ટેશનમાસ્તરને આપી. જ્યારે તેણે બાકી વધેલું પરચુરણ લાવીને મારા પિતાને પાછું આપ્યું ત્યારે મારા પિતાએ તે લઇને સ્ટેશનના પ્લૅટફૉર્મ પર ફેંકી દીધું અને ત્યાંના પથરાઓ પર ખન ખન અવાજ થઇ ઉઠ્યો. સ્ટેશનમાસ્તર પોતે દર્શાવેલી શંકા કેટલી હલકી હતી તે જોઇ શરમિંદો થઇ નીચું ઘાલી ચાલતો થયો.

### મારાં કાવ્યોની કદર

એક વખતે માઘ ઉત્સવમાં મેં કેટલાંક ગીત તૈયાર કર્યાં હતાં. મારા પિતા એ સમયે ચિન્સુરામાં પધારેલા હતા. તેમણે મને અને મારા ભાઈ જ્યોતીન્દ્રને બોલાવ્યા, અને જ્યોતિદાદાને હાર્મોનીઅમ પર બેસાડી મારી પાસે મારાં ભજનો એક પછી એક ગવડાવ્યાં. બધાં ભજનો પુરાં થયાં ત્યારે તેમણે કહ્યું, 'દેશના રાજાને જો આપણી ભાષાનું જ્ઞાન હોત અને તેના સાહિત્યની કદર બુઝી શકે તેમ હોત તો જરૂર તે કવિને ઉત્તેજન આપત; પણ દુર્ભાગ્યે તેમ નથી. માટે હું ધારું છું કે મારે જ કવિની કદર કરવી જોઇએ.' એમ કહી તેમણે પાંચસો રૂપીઆનો ચેક મારા હાથમાં મુક્યો.

### નવી વહુ

જ્યારે નવી વહુ—મારી ભાભી પોતાનો સોનાનો હાર પહેરીને ઘરમાં આવી ત્યારે તો અંતઃપુરની ગહનતા વધારે ગાઢ થઇ ગઇ. એક તો તે બહારથી આવેલી, અને વળી અજાણી છતાં આપણામાંની એક થઇ તેથી હું ઘણો જ આકર્ષાયો અને તેની સાથે ઓળખાણ કરવાને ઘણો તલપાપડ થઇ ગયો. પરંતુ મહાન યુક્તિપ્રયુક્તિ કરીને જ્યાં હું તેની સમીપ જવાને ફતેહમંદ થતો એટલામાં તો મારી નાની બહેન અમને કાઢી મુકતી અને કહેતી કે 'તમે છોકરાઓ તે વળી અહીં અંતઃપુરમાં શા માટે આવતા હશો? જાઓ બહાર!'

### વાંચન

હું જ્યારે નાનો હતો ત્યારે બંગાળી સાહિત્ય બહુ જુજ જેવું હતું, અને હું ધારું છું કે તે વખતે વાંચવા જેવી અને નહિ વાંચવા જેવી બધી ચોપડીઓ મેં વાંચી નાખી હશે. તે વખતે એવું બાલસાહિત્ય નહોતું કે જે બાળકોને માટે જ ખાસ ઉપયોગી હોય. છતાં હું ખાતરીથી કહું છું કે એવા વાંચનથી મને કંઇ પણ નુકસાન થયું નહોતું.

જ્યારે દીનબંધુ મિત્રનાં હાસ્યરસનાં કાવ્યો બહાર પડ્યાં ત્યારે હું તે સમજી શકવા જેવડી ઉમરનો નહોતો; પણ મને એ પુસ્તક વાંચવાનું બહુ મન હતું. મારી એક સગી તે પુસ્તક વાંચતી હતી, પણ ઘણું ઘણું કહ્યા છતાં તે પુસ્તક મને મળ્યું નહિ. તે પુસ્તક એ હમેશાં તાળાકુંચીમાં રાખતી. એ પુસ્તકની દુર્લભતાથી તો હું વધારે ને વધારે આતુર બન્યો, અને એવો નિશ્ચય કર્યો કે ગમે તેમ કરીને એ ચોપડી તો વાંચવી જ.

એક દિવસ તે સોગઠાંબાજી રમતી હતી, અને કુંચી તેણે સાડીને જે છેડે લટકાવેલી હતી તે છેડો પાછળ નાખી દીધેલો હતો. મને બાજી રમવાનો શોખ નહોતો, અને રમતમાં ધ્યાન પણ રહેતું નહિ; પણ તે દિવસે તો મેં એવું ધ્યાન આપ્યું કે મારો હેતુ શો હતો તે તેને માલુમ પડે જ નહિ. છેવટે તેને રમતમાં મશગુલ થયેલી જોઇને મેં લાગ સાધી કુંચીઓ છોડવા માંડી. હું કંઈ બહુ હાથચાલાકી વાળો નહોતો, અને તેમાં વળી ઉશ્કેરાએલો અને ઉતાવળો થઇ ગએલો, એટલે ચોરી પકડાઈ ગઈ! તે સાડી પહેરનારીએ હસતાં હસતાં કુંચી પોતાના ખોળામાં મુકી અને રમત આગળ ચલાવી.

પણ પછી તો મેં એક યુક્તિ શોધી કાઢી. તેને પાન ખાવાની ટેવ હતી. મેં પાનની બીડીઓ કરીને તેની પાસે મુકી. તેણે પાન ખાધું, અને થોડી વાર પછી ચાવેલું પાન થુકવા જવાની જરૂર પડી એટલે કુંચીઓ ખોળામાંથી સરી પડી, તે પાછી બરડા પર ફેંકાઇ. આ વખતે કુંચીઓ ચોરાઈ ગઇ, ચોર છટકી ગયો અને ચોપડી પણ વંચાઇ ગઇ! જ્યારે તેને ખબર પડી ત્યારે બીજી વાર મળ્યા પછી મને ઠપકો દેવાનો તેણે પ્રયત્ન કર્યો, પણ તેમાં તે નિષ્ફળ ગઇ, કારણકે અમે બન્ને એવાં હસ્યાં કે કાંઈ ઠપકો દીધાની વાત નહિ.




તે વખતે ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર 'વિવિધાર્થસંગ્રહ' નામનું સચિત્ર માસિક કાઢતા. મારા ત્રીજા ભાઇ પાસે કબાટમાં તે માસિકના આખા વર્ષના અંકો બાંધેલા હતા. આ બાંધેલાં પુસ્તકો મેં મેળવીને વાંચ્યાં. તે બધાં ફરી ફરીને વાંચવાનો આનંદ હજી પણ મારા મનમાં ઉભરાઈ આવે છે. ઘણાએ રજાના દિવસો પથારી પર પડ્યા પડ્યા છાતી પર એ પુસ્તક લઇને નૉર્વેની વ્હેલની અને કાજીની ન્યાય આપવાની ખુબીની વાતો તથા કૃષ્ણાકુમારીની કથા વાંચવામાં મેં ગાળેલા તે હજી યાદ આવે છે.

મારી બાલ્યાવસ્થામાં બીજું પણ એક માસિક હતું તેનું નામ 'અબોધ બંધુ' હતું. મારા મોટા ભાઇના ઓરડામાં આ માસિકનો એક સંગ્રહ હતો. તે બધાં લઇને ઉમરા પર બેસીને હું વાંચી ગયો. પશ્ચિમે આવેલી અગાસી તરફ મોં રાખીને એ માસિકમાં જ વિહારીલાલ ચક્રવર્તીની કવિતા મેં પહેલ વહેલી વાંચી. તે વખતે મેં જે કવિતાઓ વાંચેલી તે સર્વમાં એની કવિતાની મારા મન પર ઘણી અસર થઇ. વળી, વિદ્યાપતિની કવિતાઓની મિથિલ ભાષા મને બહુ આકર્ષક લાગતી, કારણકે તે સમજવી મુશ્કેલ હતી. ટીપ સિવાય તે કવિતાના અર્થ બેસાડવાને હું પ્રયત્ન કરતો અને ન આવડે તે શબ્દો સંબંધ સાથે હું મારી નોટમાં નોંધી લેતો, તેમજ મારા ગજા પ્રમાણે વ્યાકરણની ખુબી પણ હું નોંધી લેતો.

### ઘરના સંજોગો

મારી બાલ્યાવસ્થામાં એક મોટો લાભ મને એ હતો કે મારી આસપાસ ઘરમાં બધે સાહિત્ય અને કળામય વાતાવરણ પ્રસરેલું હતું. મારા મોટાભાઇ (કાકાના દીકરા) ગણેન્દ્રને સાહિત્યને માટે ઘણો જ ઉત્સાહ હતો. એમણે તારકનાથ પંડિત પાસે એક નાટક લખાવીને એ અમારા ઘરમાં ભજવવાનો પ્રયત્ન કર્યો હતો.

એ વખતે મને એક મિત્ર મળ્યા કે જેની મદદ મારી સાહિત્યની પ્રગતિમાં મને ઘણી જ અમૂલ્ય થઇ પડી. તે બીજા કોઇ નહિ, પણ મારા ચોથા ભાઇના જોડીઆ-મિત્ર બાબુ અક્ષયચંદ્ર ચૌધરી હતા. તે અંગ્રેજી સાહિત્ય લઇને એમ. એ. માં પસાર થયા હતા. મારા ચોથા ભાઇનાં પત્ની પણ સાહિત્યનાં અત્યંત પ્રેમી હતાં. તે કેવળ વખત ગાળવા ખાતર વાંચતાં નહિ, પણ જે વાંચતાં તેથી તેમનું મન પૂર્ણ રસભર-રહેતું. તેમનાં સાહિત્યનાં સાહસોમાં હું હમેશાં તેમનો ભાગીદાર થતો.

### ભારતી

મારા મોટાભાઇના તંત્રીપણા નીચે આ વખતે 'ભારતી' નામનું માસિક કાઢવાનો વિચાર જ્યોતિદાદાએ કર્યો. હું તે વખતે સોળ વર્ષનો જ હતો, પણ તંત્રીમંડળમાં સામેલ થઇ ગયો. થોડા જ વખત પહેલાં મારી જુવાનીના તોર અને મિથ્યાભિમાનમાં તણાઇને 'મેઘનાદ વધ' કાવ્ય ઉપર મેં એક ટીકા લખી હતી. કાચી કેરીમાં જેમ ખટાશ વધારે હોય છે તેમ ઉગતા ટીકાકારમાં ગાળો દેવાની ટેવ પણ વધારે જણાય છે. એ અમર કાવ્ય ઉપર મારા નખના ઉઝરડા પાડીને મેં પણ અમર થવાનો પ્રયત્ન કર્યો હતો. એ મૂર્ખાઇભરેલી ટીકા એ 'ભારતી'માં મારો પહેલો લેખ હતો !



રવીન્દ્રનાથ: સોળ વર્ષના

વળી તેના પહેલા વર્ષના અંકોમાં 'કવિ કાહિની' કરીને એક કાવ્ય મેં લખ્યું હતું. પુસ્તકના રૂપમાં 'કવિ કાહિની' એ મારૂં પહેલું પુસ્તક હતું. મારા બીજા ભાઇની જોડે જ્યારે હું અમદાવાદ ગયો હતો ત્યારે મારા એક ઉત્સાહી મિત્રે મારૂં એ પુસ્તક પ્રસિદ્ધ કરી મને એક નકલ મોકલી આશ્ચર્ય પમાડ્યો હતો ! જે ઉમરે મેં 'ભારતી'માં લેખો લખવા માંડ્યા તે ઉમર પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે ભાગ્યે જ યોગ્ય ગણી શકાય. બહુ નાની ઉમરે બહાર પડવાની ટેવ એ મોટી ઉમરે પસ્તાવાનો સહેલો માર્ગ છે ! પોતાનાં લખાણોને છપાયેલા પુસ્તકના રૂપમાં જોવાની તીવ્ર ઇચ્છા પહેલી ઉમરમાં જ સંતોષાઇ થાકી જાય છે.

### ભાનુસિંહની કવિતા

મિથિલ ભાષામાં લખાયેલી જુની વૈષ્ણવ કવિતાઓ મને બહુ ગમતી હોવાથી એ ઢબનાં થોડાં કાવ્યો લખવાનો મેં પ્રયત્ન કર્યો. અક્ષયબાબુ પાસેથી મેં સાંભળ્યું હતું કે અંગ્રેજ બાલકવિ ચેટરટન જુના કવિઓનું અનુકરણ કરી કાવ્યો લખતો અને લોકો એ કાવ્યોને ખરેખરાં જુનાં માનીને છેતરાયા પણ હતા. મને પણ મારાં પોતાનાં અનુકરણ કરેલાં કાવ્યો આવી કોઇ રીતે બહાર પાડવાનો વિચાર આવ્યો.

મારા એક મિત્રને મેં એકવાર કહ્યું કે 'ભાનુસિંહ નામના એક જુના વૈષ્ણવ કવિનાં કેટલાંક કાવ્યો આદિ બ્રહ્મસમાજના પુસ્તકાલયમાંથી શોધ કરતાં મળી આવ્યાં છે, અને તેમાંનાં કેટલાંક મેં ઉતારી લીધાં છે.' એમ કહી મેં મારી અનુકરણમાં બનાવેલી થોડી કવિતાઓ વાંચી સંભળાવી. એ સાંભળીને એમના મન પર બહુ ઉંડી અસર થઇ અને જુસ્સામાં આવીને કહ્યું, 'મને તે મૂળ પુસ્તક આપો: હું અક્ષય બાબુને કહીને તે છપાવું.' પણ પછી મેં મારી નોંધપોથી

બતાવીને એમની ખાતરી કરી દીધી કે એ કાવ્યોનો કર્તા તો હું જ હતો! 'ભાનુસિંહ' માં ભાનુ એટલે રવિ.

પણ વધુ અજાયબીભરી તો એક બીજી વાત છે. ભાનુસિંહનાં એ કાવ્યો જ્યારે 'ભારતી'માં બહાર પડતાં હતાં ત્યારે ડૉ. નિશીકાંત ચટરજી જર્મનીમાં હતા. તેમણે બંગાળી ગીતકાવ્યોની અંગ્રેજી ટુંકાં કાવ્યો સાથે સરખામણી કરીને એક પુસ્તક વિદ્વાનો આગળ રજુ કર્યું હતું. તે પુસ્તકમાં ભાનુસિંહની કવિતાને એવું સ્થાન દાખલા દલીલો સાથે આપવામાં આવ્યું હતું કે હાલના કોઈ કવિથી તેને પહોંચી શકાય નહિ! એ પુસ્તકમાં રજુ કરેલી નવી વિચારપદ્ધતિ માટે તેમને ડૉક્ટરની પદવી મળી!

### અમદાવાદ

જ્યારે 'ભારતી'નું બીજું વર્ષ શરૂ થયું ત્યારે મારા બીજા ભાઈએ મને ઈંગ્લંડ લઈ જવાનું નક્કી કર્યું, અને મારા પિતાએ જ્યારે એ વાતને પોતાની સંમતિ આપી ત્યારે તો મને ઘણો જ આનંદ થયો.

પહેલાં તો હું મારા ભાઈ જોડે અમદાવાદ ગયો, કારણકે ત્યાં મારા ભાઈ જડજ નીમાયા હતા. મારાં ભાભી છોકરાં સાથે વિલાયત ગયાં હતાં એટલે અમારૂં ઘર તદ્દન સુનું જ હતું.

અમદાવાદમાં જડજોને રહેવાનો બંગલો શાહીબાગમાં છે. તે અસલ બાદશાહોને રહેવાનું સ્થળ હતું. તે બંગલાની વિશાળ અગાસીની ભીંતની તળેટીમાં સાબરમતી નદીનું નાનકડું ઝરણ રેતીના કિનારાની એક જ બાજુએ વહેતું હતું. મારા ભાઈ તો રોજ કચેરીમાં જતા, એટલે ઘરમાં હું એકલો રહેતો. ત્યાં બપોરની શાંતિ કબુતરનાં કુજનથી ભંગ થતી હતી. તે વિશાળ ઘરના ખાલી ઓરડાઓમાં કોઈ વિલક્ષણ પ્રકારનું કુતૂહલ મારા મનમાં રમ્યા કરતું. એક મોટા ઓરડામાં એક ગોખલો હતો, તેમાં મારા મોટાભાઈ એમનાં પુસ્તકો મુકતા. તેમાં અંગ્રેજ કવિ ટેનિસનનાં કાવ્યોની મોટા અક્ષરે છાપેલી સચિત્ર આવૃત્તિ હતી. વિશાળ શાહીબાગના જેવું તે પુસ્તક પણ મુંગું હતું, અને હું પણ વગરવાંચ્યે તેનાં ચિત્રો જોયા કરવામાં વખત ગાળતો. અલબત્ત, મને તેમાં કંઈ સમજણ પડતી નહોતી એમ નહોતું, પણ તે વાંચન કબુતરનું કુજન હોય એવું જણાતું.

તે બંગલાના મેડા ઉપર મારી એકાંત ઓરડી હતી, અને ત્યાં મારી સોબતીઓ માત્ર મધમાખો જ હતી. રાતના સતત અંધકારમાં પણ હું ત્યાં જ સુઈ રહેતો. કોઈકોઈવાર તેમનાં એકાદ બે બચ્ચાં મારા બિછાનામાં આવી પડતાં. જ્યારે હું પડખું ફરતો ત્યારે મને એનો જે ચટકો લાગતો તે કંઈ મધુર નહોતો! વળી, વિશાળ ચાંદનીમાં અગાશીમાં ફેરા મારવા એ પણ મારા મનનો એક વિચિત્ર શોખ હતો. એ પ્રમાણે ફેરા ફરતાં ફરતાં સાબરમતી તરફ જોઈને મારાં કાવ્યો માટેના રાગ મેં પસંદ કર્યા હતા. 'વલિ એ ગોલાપવાલા'નું કાવ્ય મેં ત્યાં જ બનાવ્યું હતું, અને તે મારાં છપાયેલાં પુસ્તકોમાં હજી પણ છે.

### વાલ્મીકિ-પ્રતિભા

હું ઈંગ્લંડ ગયો તે પહેલાં અમારા ઘરમાં સાહિત્યના લેખકોની અને વિદ્વાન લોકોની સભા થતી હતી. તેમાં ગાવાનું અને ખાવાનું બન્ને આપવામાં આવતાં! હું જ્યારે પાછો ફર્યો ત્યારે એ સભાની છેલ્લી બેઠક થઇ હતી. એ સમયે ભજવવાને માટે મેં વાલ્મીકિ-પ્રતિભા નામનું નાટક લખ્યું હતું. મેં વાલ્મીકિનો પાઠ લીધો હતો અને મારી ભત્રીજી 'પ્રતિભા'એ સરસ્વતીનો પાઠ લીધો હતો. નાટકના નામમાં પણ તે નામો જળવાયાં છે.

અમારા ઘરમાં ભજવાતાં સંગીતનાટકોમાં હું મુખ્ય ભાગ ભજવતો. મને નાનપણથી જ પાઠ લેવાનો બહુ શોખ હતો, અને એ કામ માટે મારામાં સ્વાભાવિક નિપુણતા છે એવી મારી દઢ માન્યતા હતી. અને મારો એ વિશ્વાસ છેક પાયા વગરનો ન હતો એમ પણ મેં એ વખતે બતાવી આપ્યું હતું. જ્યોતીન્દ્ર ભાઈના બનાવેલા એક હાસ્યરસ નાટકમાં અલકબાબુનો પાઠ મેં ભજવ્યો હતો. પણ એ બધા મારા પ્રથમ પ્રયત્નો જ ગણાય. તે સમયે હું જુવાન હતો, અને મારો કંઠ પણ થાકતો નહિ.

### કારવાર

મુંબઈ ઈલાકાના કાનડા જીલ્લાનું મુખ્ય શહેર કારવાર છે. ત્યાં આગળ એલચી અને ચંદનનાં ઝાડ ઉગે છે. મારા બીજા ભાઈ ત્યાં જડજ નીમાવાથી હું ત્યાં ગયો.

ત્યાંનો એક પ્રસંગ બહુ સાંભરે છે. એક દિવસ સાંજે પુનમને દિવસે અમે સૌ નાની હોડીમાં બેસીને પ્રવાહની સામે ગયા હતા. પછી એક જુની ટેકરી પર આવેલા શીવાજીના કિલ્લા આગળ અમે ઉતર્યાં અને એક સાફ આંગણાવાળા ખેડુતના ઘરની બહાર ચંદ્રનાં કિરણો પડી રહ્યાં હતાં ત્યાં અમે અમારી સાથે આણેલી ખાવાની વસ્તુઓ કાઢી ઉજાણી કરી. પાછા વળતાં અમે હોડીને નદીના પુરમાં તણાવા જ દીધી. તે નિઃસ્તબ્ધ વન, પહાડ અને નિર્જન નદીના શાંત વ્હેણ પર જ્યોત્સ્ના ધ્યાન ધરતી હતી. નદીના મુખ સુધી પહોંચતાં અમને ઘણો વખત લાગવાથી સમુદ્રમાં થઈને આવવાને બદલે અમે નદીના રેતાળ કીનારા પર ઉતરી પડ્યા અને પગે ચાલતા ઘેર ગયા.

કારવારથી પાછા ફર્યા પછી મારૂં લગ્ન થયું. તે વખતે મારી ઉમર બાવીસ વર્ષની હતી.

### સ્વપ્નમાંથી લેખો

મારા બીજા ભાઈનાં પત્નીને બાળકોને માટે એક સચિત્ર માસિક કાઢવાની ભારે ઉત્કંઠા હતી. તેમની એવી પણ ઉત્કંઠા હતી કે કુટુંબનાં છોકરાં તેમાં લેખો લખશે. છતાં માત્ર તેમના લેખોથી જ પહોંચી શકાશે નહિ એમ તેમને લાગવાથી તેમણે પોતે જ તેનું તંત્રીપદ સ્વીકારી મને તેમાં લેખો આપી મદદ કરવા કહ્યું. 'બાળક'ના એકબે અંકો બહાર પડ્યા હશે એટલામાં જ રાજનારાયણ બાબુને હું દેવઘરમાં મળવા ગયેલો. તેમને ત્યાંથી પાછા ફરતી વખતે ગાડીમાં ભીડ ઘણી હતી અને માથા ઉપર ઉઘાડો દીવો બળી રહ્યો હતો, એટલે મને ઉંઘ બીલકુલ આવી નહિ. 'બાળક'ને માટે એકાદ વાર્તા ઘડી કાઢવા મેં ઘણા પ્રયત્નો કર્યા, પણ કંઈ પત્તો લાગ્યો નહિ. છેવટે નિદ્રાએ આવીને મને ઘેર્યો અને તે ઉંઘમાં મને એક સ્વપ્ન આવ્યું. તેમાં એવું દેખાયું કે એક નાની છોકરી તેના પિતા જોડે મંદિરે દર્શન કરવા જતી હતી. ત્યાં મંદિરનાં પગથીઆં ઉપર યજ્ઞમાં ચડાવેલા પશુના લોહીની નીશાનીઓ પડેલી હતી. તે બાળકીએ પોતાના પિતાને અતિ કરુણ સ્વરે પુછ્યું, 'બાપા, આ શું? આ બધું લોહી શાનું?' તેનો પિતા અંતરમાં કરુણ હોવા છતાં બહારથી કઠણાશનો ડોળ કરી તેને શાંત કરવા પ્રયત્ન કરતો હતો. જ્યારે હું જાગ્યો ત્યારે મને લાગ્યું કે મેં શોધવા ધારેલી વાર્તા મને મળી ગઈ છે. આવી રીતે સ્વપ્નમાં મળેલી બીજી પણ કેટલીક વાતો અને બીજા લેખો પણ છે. આ સ્વપ્નને આધારે ત્રિપુરાના રાજા ગોવિંદ માણિક્યનો ઇતિહાસ વાર્તા રૂપે 'રાજર્ષિ' નામના લેખ દ્વારા 'બાળક'માં દર મહીને પ્રકટ કરવામાં આવ્યો.

### માતાનું મૃત્યુ

જ્યારે મારી માતા ગુજરી ગઈ ત્યારે હું છેક બાળક હતો. જે રાતે મારી માતા દેવલોક પામી તે વખતે અમે બધાં તો અમારા ઓરડામાં ઘસઘસાટ ઉંઘતાં હતાં. કોણ જાણે રાતના કેટલાએ વાગે અમારી દાસી દોડતી અને રડતી કકળતી અમારા ઓરડામાં આવી 'ઓ મારાં છોકરાંઓ! તમારૂં સર્વસ્વ લુંટાઈ ગયું' એમ બોલી. મારી ભાભીએ તેને ધમકાવી કાઢી અને મધરાતે એ દુઃખદાયક સમાચાર નહિ જણાવવા કહ્યું. તેના રૂદનથી હું અરધો જાગૃત થયો હતો અને મારૂં હૃદય ઉંડું ઉતરી ગયું હતું; પણ શું બન્યું તે હું બરાબર જાણી શક્યો નહોતો.

સવારે જ્યારે અમારા ઘરના દરવાજામાં થઈને માનું શબ બહાર લઈ જવામાં આવ્યું અને અમે તેની પાછળ સ્મશાનમાં ગયા ત્યારે મારા હૃદયમાં શોકાગ્નિ પ્રજ્વલિત થયો અને મને લાગી આવ્યું કે ફરીને આ દરવાજામાંથી આવીને મા કુટુંબમાં પોતાનું સ્થાન લેશે નહિ. આખા ઘરમાં જે સૌથી નાની વહુ હતી તેણે બધાં નાનાં—મા વગરનાં બાળકોની સંભાળ પોતાને માથે લીધી. તે અમારૂં ખાવાપીવાનું સંભાળતી, પહેરવાઓઢવાની દરકાર રાખતી અને આખો દિવસ અમને પાસે ને પાસે રાખતી કે જેથી અમે સોરાઈએ નહિ.

('રવીન્દ્રનાથ ઠાકુરનાં સંસ્મરણો' માંથી-ટુંકાવીને સાભાર.)



# માધાવાવ



(ઢાળઃ 'સામા ઓરડીઆમાં નાગજી પોઢ્યા' એ ગીતનો)

બારબાર વરસે માધાવાવ ગળાવી,
તોયે ન નીસર્યા નીર, મારા વ્હાલા.

તેડાવો જોશીને, જોશ જોવડાવો,
જોશીડા જોવડાવો, મારા વ્હાલા.

જાણતલ જોશીએ એમ જ કીધું,
દીકરો ને વહુ પધરાવો, મારા વ્હાલા.

ઘોડા ખેલવતા હો વજમલ દીકરા,
દાદાજી બોલાવે, મારા વ્હાલા.

શું રે કહો છો મારા સમરથ દાદા?
શું રે પડ્યાં છે કામ? મારા વ્હાલા.

જાણતલ જોશીએ એમ જ કીધું,
દીકરો ને વહુ પધરાવો, મારા વ્હાલા.

અમને શું પુછો મારા સમરથ દાદા?
પારકીજણીને પુછી આવો, મારા વ્હાલા.

બેટરો ધવડાવતાં હો વહુજી જાડેજી,
સાસુજી બોલાવે, મારા વ્હાલા.

શું રે કહો છો મારાં સમરથ સાસુ?
શું રે પડ્યાં છે કામ? મારા વ્હાલા.

જાણતલ જોશીએ એમ જ કીધું,
માધાવાવ માગે છે જોડ, મારા વ્હાલા.

ભાઈ વાળંદીઆ, વીરા વાળંદીઆ,
સંદેશો લઈ જાજે, મારા વ્હાલા.

મારી માતાને એટલું રે કહેજે,
ચુંદડી ને મોડીઓ લઈ આવે, મારા વ્હાલા.

વાજતેગાજતે માધાવાવ આવ્યાં,
લે રે માધાવાવ જોડ, મારા વ્હાલા.



પહેલું પગથીઉં જેમ જેમ ઉતર્યાં,
પાતાળ ઝબક્યાં નીર, મારા વ્હાલા.

બીજું પગથીઉં જેમ જેમ ઉતર્યાં,
નજરે દેખાણાં નીર, મારા વ્હાલા.

ત્રીજું પગથીઉં જેમ જેમ ઉતર્યાં,
કાંડાં સમાણાં નીર, મારા વ્હાલા.

ચોથું પગથીઉં જેમ જેમ ઉતર્યાં,
ગોઠણ સમાણાં નીર, મારા વ્હાલા.

પાંચમું પગથીઉં જેમ જેમ ઉતર્યાં,
કેડ સમાણાં નીર, મારા વ્હાલા.

છઠ્ઠું પગથીઉં જેમ જેમ ઉતર્યાં,
છાતી સમાણાં નીર, મારા વ્હાલા.

સાતમે પગથીએ જઈ પગ દીધો,
પરવશ પડીઆ પ્રાણ, મારા વ્હાલા.

માધાવાવ વઢવાણની વાવનું નામ છે. આપણે માત્ર માણસને જ નહિ, પણ પાળેલાં પશુપંખી, નદીઓ, વાવકુવાઓ વગેરેને પણ વિશેષ નામથી ઓળખીએ છીએ. નામ પાડવું તે સ્નેહની નીશાની છે.

વઢવાણ કાઠીઆવાડના સુકા પ્રદેશમાં આવેલું છે. ત્યાંના ભોગાવામાં પણ લાંબા વખત સુધી પાણી રહેતું નથી. તેથી ગામમાં વાવકુવાની ખુબ જરૂર રહે. એ સમયમાં લોકોને સુખસગવડનાં સાધનો અધુરાં હતાં. જેમ જેમ જરૂર પડે તેમ તેમ તેઓ નવાં સાધનો બનાવતા જતા.

એક વરસ પાણીની ઘણી તાણ પડી. નદી-નવાણો સુકાવા માંડ્યાં. લોકોને ખાવા અન્ન મળે, પીવાને પાણી ન જડે. ગામબધામાં પાણીની બુમ પડી. આથી ગામપંચે મોટી વાવ ખોદાવવી શરૂ કરી. ગામના સૌ જુવાનોએ ભેગા થઈ પાણીનું દુઃખ ટાળવા કમ્મર કસી. વાવ ખુબ ઉંડી ખોદાઈ, પણ જળ નામ ન મળે. એક, બે, ત્રણ, ચાર એમ કરતાં દસ વરસ વીત્યાં, પણ પાણી ન આવ્યું તે ન જ આવ્યું. ઘણાંકને નવાઈ લાગી, કેટલાંકને શંકા ગઈ. પાતાળ જેટલી ઉંડી વાવ ખોદવા છતાં પાણીનો છાંટો ન નીકળ્યો તેનું કારણ કોઈના કળવામાં ન આવ્યું.

દસદસ વરસની મહેનત ફોગટ ગઈ; છતાં નિરાશ થાય એવાં નબળાં એ લોક ન હતાં. સૌના સુખ-દુઃખમાં દરેક જણ પ્રાણ પાથરે તેવું હતું. બે વરસ વધુ તેઓએ શ્રમ જારી રાખ્યો. પણ અફસોસ, પાણીનું ટીપું ન દેખાયું. દૈવનો કોપ થયો સમજી સૌ જ્યોતિષના જાણકાર જોશી પાસે કારણ પુછવા ગયાં. જોશ જોઇને તેણે કહ્યું કે ધરતીમાતા એક જોડનો ભોગ માગે છે. વાયુને વેગે આ વાત ગામમાં ફેલાઈ ગઈ.

તે વેળા વઢવાણમાં એક રજપુત કુટુંબ રહેતું. કુટુંબ મોટું હતું: દાદા, દાદી, માબાપ, દીકરોવહુ અને તેનો નાનો બાળ. આ વાત સાંભળતાંવેંત વૃદ્ધ દાદાનાં રૂંવેરૂંવાં ઉભાં થયાં. 'ગામલોકના સુખ સારૂ શું કરૂં?' એવો વિચાર એના મનમાં ઘોળાવા લાગ્યો. છેવટ માર્ગ મળ્યો. ઘોડો ખેલવવા ગયેલા પૌત્ર વજભલને બોલાવવા માણસ મોકલ્યું. વજભલ આવ્યો.

વજમલ—દાદાજી, પગે લાગું છું.

દાદા—જીવતો રહે, દીકરા! તને ખબર છે ને, કે બારબાર વરસથી વાવમાં પાણી આવતું નથી.

વજમલ—હા, દાદાજી. વાવ ગાળવામાં હું પણ હતો ને.

દાદા—જોશીમહારાજે વચન ભાખ્યું છે કે દીકરો વહુ જીવ દે તો જળ આવે. દીકરા, આપણો રજપૂતનો ધર્મ......

વજમલ—દાદાજી, આપની આજ્ઞા. હું તૈયાર છું.

ઘરમાં સાસુ પણ વહુને એ જ વાત કરી રહ્યાં હતા.

સાસુ—ભાભીજી વહુ, જોશી કહે છે કે વાવને તો વહુદીકરાનો ભોગ જોઈશે. બેટા, તમે ઉચ્ચ કુળનાં છો. મારી જીભ કહેતાં ઉપડતી નથી; પણ...ગામના ભલા ખાતર ... ...

વહુ—સાસુજી, અચકાઓ છો શાને? અમે ભોગ દઈશું આપની આશિષ.

ગામની બજારમાં સૌ લોક શાંત અને ગંભીર છે. ઢોલ, ત્રાંસાં અને શરણાઇના સૂર આકાશ ભરી દે છે. ઘણો જ પવિત્ર પ્રસંગ હોય તેમ માણસો હારબંધ સરઘસ આવવાની આતુર નજરે વાટ જુએ છે. જુવાન વીર વજમલ અને ભાભીજી વહુ. પીઓરના ઘરનાં ચૂંદડી-મોડીઓ પહેરેલી વહુ ખરે જ દેવી જેવી દીસતી હતી. વરના ઉપરણાની તથા વહુની ચૂંદડીની છેડાછેડી બાંધેલી. આ દેખાવ પથ્થરનાં હૃદયને પણ પીગળાવે તેવો હતો. અરધા કરુણ અને અરધા વીર રસથી ભભકતે ચહેરે બન્ને જણ ધીમે પગલે ચાલતાં હતાં. પાછળ વૃદ્ધ દાદા, દાદી, માતાપિતા અને બીજી અનેક સ્ત્રીઓ. સ્ત્રીઓ મંગળ ગીત ગાતી હતી. સૌ માણસો ધંધોરોજગાર બંધ કરીને આ આપભોગી વરવહુઓ ઉપર આશિષો વરસાવવા રોકે મળ્યાં હતાં: જોનારાં ફૂલથી તેમને વધાવતાં જતાં.



ફોટો] આભાવાવ [ગવળ

સૌ માધાવાવે આવી પહોંચ્યાં. બધાનાં હૃદય ધબકી રહ્યાં હતાં—શૌર્યથી, કરુણાથી, દેશહિતની લાગણીથી, સાભિમાન સંતોષથી, આપભોગની ભાવનાથી. ભોગ ચડવા સારુ વરવહુ વાવનું પહેલું પગથીઉં ઉતરે છે, એવે તળીએ પાણી ઝબકવા માંડ્યું. હર્ષ અને શોકને લીધે સઘળાં મુંગાં હતાં; બધે ગંભીર શાંતિ હતી; બારબાર વરસની મહેનત આજ ફળદાયી થતી હતી. પણ કેવા ભોગે? બીજું પગથીઉં ઉતર્યાં. જળ ચોકખું દેખાયું. ત્રીજે પગથીએ તો કાંડાં ડુબ્યાં. ચોથે ગોઠણ. પાંચમે પગથીએ જાણે પાણી તેમને તેડી લેતું હોય તેમ કેડ સુધી પહોંચ્યું. છઠ્ઠે છાતી લગી, અને સાતમે...'પરવશ પડીઆ પ્રાણ, મારા વ્હાલા.'

પછી તો સાંજ નમતી હતી; વાવને કાંઠે જળ ઉભરાતું હતું; આશ્ચર્ય, હર્ષ અને શોકમાં માણસો વીખરાતાં હતાં.

---

દરેક માણસ જ્યારે ગોવર્ધન ઉચકવામાં મદદ કરે, ત્યારે જ પ્રભુ શ્રીકૃષ્ણ પોતાની આંગળી ઉઠાવે. શક્તિ પરમાત્માની, પણ પ્રયત્ન તમારો.

—કાકા કાલેલકર

છે? તમને ખબર છે કે તે બધું આપણે જંતુઓ પાસેથી જ લઇએ છીએ?

ઠીક. પણ આ બધી વાતમાં જંતુઓ આપણને નુકસાન કેવી રીતે કરે છે એ વાત તો રહી ગઇ. હવે હું તમને તે વિષે કહું. પહેલું તો એ કે દરેક ઝાડ અને છોડને થડમુળથી માંડીને ફળ સુધી જુદી જુદી જાતના જંતુઓ ખાઇ જાય છે. બીજું, આપણા ઘરમાં બરાબર સાવચેતી ન રાખીએ તો અનાજ અને કઠોળને ખાઇ જનારાં ધનેડાં પણ જંતુઓ છે. વળી સાકર, ગોળ, મધ વગેરે મીઠી મીઠી વસ્તુઓને થોડા વખતમાં સાફ કરી નાખનારાં કીડી, મંકોડા વગેરે પણ જંતુઓના જ વર્ગના છે. પુસ્તકો અને કપડાંને કાણાં પાડી બગાડી નાખનારાં સફેદ માછલી જેવાં જીવડાં પણ જંતુઓ છે. ગમે તેવાં નાનામોટાં લાકડાંને કોલી નાખી બોખાં જેવા બનાવનાર નાની દેખાતી ઉધઇ પણ જંતુના જ વર્ગની છે. પક્ષીનાં અને વાળવાળાં પ્રાણી (જેવાં કે કુતરાં બીલાડાંથી માંડીને માણસ સુધી) દરેકના શરીર અને માથામાં નાની દેખાતી પણ રાક્ષસ જેવી જે જુઓ પડે છે તે એક જાતના જંતુઓ છે. અને ચંતિરડી, જુઆ, ડાંસ, મચ્છર તથા વકરી ગયેલા કાળા માખા વગેરે લોહી ... જનારા પણ જંતુના જ વર્ગમાં આવે છે. પ્લેગ, કૉલેરા, મરડો, ક્ષય, ટાઢીઓ તાવ અને ઝેરી તાવ જેવાં ભયંકર દરદો પણ આપણા ઘરમાં આપણી સાથે જ વસતા જંતુ માખી અને મચ્છરથી થાય છે. અને માકડને તો તમે સૌ સારી રીતે જાણો છો; કારણકે તમારામાંથી ઘણાંનું લોહી તેણે ચુસેલું હશે.

હવે જંતુને કેવી રીતે ઓળખવા તે વિષે થોડું કહું. કોઇ પણ જંતુને બારીકીથી જોશો તો તેનું શરીર ત્રણ કટકાથી સંધાયેલું જોવામાં આવશે. (૧) માથાનો ભાગ; (૨) શરીરનો વચલો–માથા અને પેટની વચ્ચેનો–ભાગ;(૩) પેટનો ભાગ. વળી માથાના આગળના ભાગમાં બે ઝીણા લાંબા તંતુઓ હોય છે. તે તંતુઓની મદદથી જંતુઓ પોતાને ફરવાનો રસ્તો નિર્ભય છે કે નહિ તે નક્કી કરે છે. ત્યાર પછી આંખો આવે છે. જંતુઓને બે મોટી અથવા ઘણી નાની આંખો હોય છે. માથા પછીના ભાગમાં ૭ પગ અને બે અથવા ચાર પાંખો હોય છે. દરેક જંતુને ૭ પગ અને મોટે ભાગે ચાર પાંખો તો હોય જ છે. તે તેને ઓળખવાની ખાસ નીશાની છે.

દરેક જંતુને જન્મથી માંડીને મરણ સુધીમાં ત્રણથી ચાર શરીર ધારણ કરવાં પડે છે. એક ઇંડા જેવું, બીજું ઇયળ અથવા નાનાં બચ્ચાં જેવું, ત્રીજું ખાલી કોશાં જેવું, અને પછી છેલ્લી અવસ્થામાં મોટી ઉંમરના જંતુ જોવામાં આવે છે. દાખલા તરીકે પતંગીઉં પહેલાં ઇંડાં મુકે છે. પછી તેમાંથી ઇયળ થાય છે. આ ઇયળ ચારથી ૭ વખત પોતાનું રૂપ બદલાવે છે. પછી કંઇ પણ ખાધા વિના સમાધિ કરતું હોય તેમ ખાલી કોશાં જેવું પડ્યું રહે છે; અને છેવટે તેમાંથી મોટું પતંગીઉં નીકળે છે. ટીડડાં પણ પહેલાં ઇંડાં મુકે છે, પછી તેમાંથી નાનું બચ્ચું થાય છે, અને ચારપાંચ વખત ઉપરનું ખોળીઉં બદલાવ્યા પછી મોટું ટીડડું થાય છે.

જંતુઓમાં જોવાની, સાંભળવાની અને વાસ લેવાની શક્તિઓ વધારે પ્રમાણમાં ખીલેલી હોય છે. ઘરમાં ગોળ કે સાકરનો ગાંગડો છુટો મુકો તો દુરથી કીડી મંકોડા થોડા વખતમાં હાજર થઇ જાય છે.

જંતુઓમાં જેમ ઘણી જાતો છે તેમ દરેક જાતના જંતુઓને જુદી જુદી જાતના રંગ પણ હોય છે. કેટલાંક પતંગીઆં, ટીડડાં અને ભમરાના રંગ તો આપણને અજાયબ કરી મુકે તેવા હોય છે. જંતુઓના રંગ મોટે ભાગે જે સ્થાનમાં તેમને રહેવાનું હોય છે તેને મળતા આવે તેવા હોય છે. દાખલા તરીકે ઝાડ ઉપર રહેનારનો રંગ ઘણે ભાગે લીલો હોય છે. ઘાસમાં રહેનારનો રંગ ઘાસ જેવો હોય છે. માટીમાં રહેનારનો રંગ માટીને મળતો હોય છે.

જંતુઓનો વિસ્તાર બહુ જલદી વધે છે. કેટલાક જંતુઓ એક વર્ષમાં એકના દસગણા થાય છે, જ્યારે કેટલાએક જંતુના વિસ્તારનો બરાબર અભ્યાસ કર્યો હોય તો આપણને હેરત પમાડે એવો ૧૦૦૦૦૦૦૦૦ જેવી મોટી સંખ્યામાં થાય છે એવી ગણતરી કરવામાં આવી છે.

ત્યારે તો એક જ જંતુમાંથી એક વર્ષમાં આવડો મોટો વિસ્તાર થતો હોય તો એ ગણતરીએ આ સૃષ્ટિમાં જેટલા જંતુઓ છે તે બધાનો વિસ્તાર તો જગત ઉપર મનુષ્યને ઉપયોગી કાંઇ પણ ચીજ રહેવા ન દે ! બરાબર, એ વાત ખરી છે; પરંતુ આપણે જાણીએ છીએ તે પ્રમાણે જેટલાં જન્મે તેટલાં જીવતાં રહેતાં નથી. આપણે આગળ કહી ગયા તે પ્રમાણે કેટલાકને બીજા જંતુઓ ખાઇ જાય છે, કેટલાએકને પક્ષીઓ અને બીજાં પ્રાણીઓ ખાય છે, કેટલાંક ટાઢ, તડકા અને વરસાદની અસરથી મરી જાય છે, જ્યારે કેટલાએક અનેક જાતના રોગથી પણ મરી જાય છે; અને એ રીતે કુદરતમાં જંતુઓના વિસ્તારનું સમતોલપણું સચવાઇ રહે છે.

ચોપટભાઈ

---




એક ગામડામાં એક ડોસો મહેતાજીનું કામ કરતો હતો, અને ગામના છોકરા તેની પાસે ભણવા આવતા. એક દિવસ ચતુરીઆને 'ક'ની બારાખડી શીખવતાં મહેતાજી ક્ક્કો બોલવા ગયા ત્યાં ચતુરીઆની પાટી ઉપર મહેતાજીનું થુંક પડ્યું. ચતુરીઓ કહે, 'સાહેબ, જરા સાચવીને બોલો; તમારૂં થુંક મારી પાટી પર પડે છે.' મહેતાજી બોલ્યા, 'અલ્યા, તને ખબર નથી, કે મહેતાજીનું થુંક તો ગંગાજળ કહેવાય?' ચતુરીઓ ચુપ થઇ ગયો. તે સાંજે ઘેર ગયો અને પોતાના દાદા પાસે રમવા ગયો. એટલામાં તેના દાદાએ તેને પોતાનો પડી ગયેલો દાંત આપ્યો અને કહ્યું, 'આ ગંગાજળમાં નાખી આવ.' ચતુરીઆએ દાંતનો ભુકો કરી તેની પડીકી વાળી. બીજે દિવસે જેવા મહેતાજી ક્ક્કો શીખવવા લાગ્યા કે તરત ચતુરીઆએ પેલી પડીકી મહેતાજીના મોંમાં નાખી દીધી. મહેતાજીએ કહ્યું, 'અલ્યા તેં શું કર્યું?' ચતુરીઓ કહે, 'સાહેબ, એ તો મેં ગંગાજળમાં મારા દાદાનો દાંત નાખ્યો!'

❧

છોકરાં રત્નસાર ચીતારાનાં ચિત્રો જોતાં હતાં. એટલામાં રમણ બોલ્યો, 'આ રત્નસાર બહુ મોટો ચિત્રકાર હતો. તે એક જ ઝટકે હસતા ચહેરાને રડતો બનાવી શકતો.

દમન—ઓહો, એમાં તે શું? એવું તો મારા માસ્તરને પણ આવડે છે!

❧

છોકરો—(પોતાના બાપને) કાળી મુરઘી અને ધોળી મુરઘી એ બેમાં વધારે હુશીઆર કોણ?

બાપ—મને કંઈ ખબર પડતી નથી.

છોકરો—એ તો બહુ સહેલું છે. કાળી મુરઘી ધોળાં ઇંડાં મુકી શકે છે; પણ ધોળી મુરઘી કાળાં ઇંડાં મુકી નથી શકતી. માટે કાળી મુરઘી હુશીઆર.

❧

ન્યાયાધીશ એક કેસમાં સાક્ષી તરીકે આવેલ ગામડાના એક કણબીને તપાસતા હતા.

ન્યાયાધીશ—શેઠે આ માણસ પાસે પૈસા માગ્યા ત્યારે આ માણસે શો જવાબ આપ્યો?

કણબી—સા'બ, એ ગાળા ચાવતો'તો.

ન્યાયાધીશ—ગાળા એટલે શું?

કણબી—સા'બ, એ ગળચવાં ગળતો'તો.

ન્યાયાધીશ—પણ ગળચવાં એટલે શું?

કણબી—સા'બ, એ ચીંથરાં ફાડતો'તો.

ન્યાયાધીશ—પણ શુદ્ધ ગુજરાતીમાં કહોને.

કણબી—સા'બ, એ ઢેકાં ભાંગતો'તો.

ન્યાયાધીશ—પણ હું સમજું એવી ભાષામાં બોલોને.

કણબી—સા'બ, એ લોચા વાળતો'તો.

ન્યાયાધીશ—શું બીજો કોઈ ચોખ્ખો શબ્દ નથી આવડતો?

કણબી—સા'બ, એ થોથરાતો'તો.

॥ મનહર છંદ ॥

ઊંટ કહે, 'આ સમામાં વાંકાં અંગવાળાં ભૂંડાં;
ભૂતળમાં પશુઓ ને પક્ષીઓ અપાર છે!

બગલાની ડોક વાંકી,
પોપટની ચાંચ વાંકી
કુતરાની પુછડાનો
વાંકો વિસ્તાર છે.

વારણની સુંઢ વાંકી,
વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર
વાંકાં શિંગડાંનો ભાર છે.'

સાંભળી શિયાળ બોલ્યો,
-દાખે દલપતરામ-
'અન્યનું તો એક વાંકું,
આપનાં અઢાર છે.'

કવિ
દલપતરામ

ચિત્રકાર



# મધરાતની વ્હિસલ



શીઆળાની સાંજના છ વાગ્યા. મીલમાં ઘરર ઘરર થતું બંધ થયું. મોટાં મોટાં ચક્રો ધીમાં પડી ગયાં અને થોડી વારે બધું શાંત થઇ ગયું. ગુજરાત મીલનાં અઢી હજાર માણસો નવરાં થઈ ઘેર જવા લાગ્યાં.

પણ રૂ પીંજવાના એક સંચા આગળ આશરે ચૌદ વર્ષનો ફિક્કા ચહેરાનો છોકરો થાકીને લોથ થઇ ગયેલો ઉભો હતો. સવારના સાત વાગ્યાથી તે કામે ચડ્યો હતો. ફક્ત બપોરે એક કલાક નાસ્તા માટે છુટ્યો હતો. રૂની ઝણુ ઉડતી હોય, ઘેરી હવા ભરીભરી લાગતી હોય તેમાં દસ કલાક કામ કરવું એટલે શું ?

તે મોટા ઓરડામાં ચોગરદમ સંચાઓ હતા. એક ખુણામાં કપાસની ગાંસડીઓ સાફ કરવા માટે મુકેલી હતી. એ કપાસ કચરો ભળેલો, કાલાની કીટીવાળો અને વાસ મારતો લાગતો હતો. પણ છગન એટલો નરમ થઇ ગયો હતો કે તે તરફ માંડમાંડ પહોંચ્યો અને જરા વીસામો લેવા ડીલ નાખ્યું. મીલના દરવાજા સાત વાગ્યા સુધી ઉઘાડા રહે છે. તે પહેલાં તો પોતે ઘેર પહોંચવા જેટલો હુશીઆર થઇ જશે એમ માનીને તેણે આંખો મીંચી.

તે જાગ્યો ત્યારે તો અંધારૂં ઘોર થઈ ગયું હતું. થોડી વાર સુધી તો પોતે ક્યાં છે તે એ સમજ્યો નહિ અને ધ્રુજતો બેસી રહ્યો. એટલામાં મીલની કાચની બારીઓમાંથી ચંદ્રનો પ્રકાશ સંચાઓ ઉપર પડ્યો તે જોઈ તેને બધો ખ્યાલ તાજો થયો. 'ઓહો ! હું તો બહુ સુઇ રહ્યો ! બહાર દરવાજા તો ક્યારના બંધ થઇ ગયા હશે !' તે બબડ્યો.

થરથરતો થરથરતો તે જેમતેમ કરી ભઠ્ઠી તરફ પહોંચ્યો. ત્યાં બીજા દિવસને માટે ભઠ્ઠી તૈયાર અને ચાલુ હતી; પણ ત્યાં કોઈ ચોકીદાર નહોતો, તેમ ભઠ્ઠીપર રાતપાળી રહેનારો માણસ પણ નહોતો. છગનને એ જોઈ નવાઇ લાગી. ભઠ્ઠીવાળો ક્યાં ગયો હશે તેની વિમાસણ કરતો તે બાજુમાં ગુણીઆની ગાંસડીઓ પર પડ્યો અને ભઠ્ઠીની હુંફથી ફરી પાછો ઉંઘી ગયો. પણ થોડીવારે કંઇક વાતચીતના અવાજથી તે જાગી ગયો.

ચાર માણસો કંઇ વાત કરતા હતા. તેમાંથી



એને તો તેણે ઓળખ્યા. એક ચોકીદાર હતો અને એક ભઠ્ઠીવાળો હતો. બીજા બે અજાણ્યા લાગ્યા. અજાણ્યામાંથી એક બોલ્યો, 'તારે તો ફક્ત એંજીન ખોટકાવવું. તે સમું થતાં તો અઠવાડીઆં થશે. એટલા વખતમાં તો એજંટને અમારી માગણીની સાનસમજણ બરોબર આવી જશે. એ એક જ મીલ એજંટ મજુર યુનીઅનની માગણી સામે થાય છે; અને તેને અમે કોઇપણ રીતે નમાવીશું—સીધી રીતે કે આડી રીતે.'

છગનને બીચારાને એજંટ અને મજુરોના ઝગડા બાબત ખરાખોટાની કશી માહીતી નહોતી. પણ આ વાત પરથી એટલું તો એ સમજ્યો કે કંઇક છાનો દગો થાય છે અને આ માણસો એંજીન ભાંગવાની વાત કરે છે. તેમ બની જાય તો અઢી હજાર માણસો—બૈરાંઓ અને છોકરાં બેકાર (ધંધા વિનાનાં) થઇ જાય; અને એ બેકારી એટલે તે બધાંનો ભુખમરો! એ વિચારે તેને કમકમાં આવ્યાં.

તે સુતો હતો ત્યાંથી તરત જ તેણે જરા હાથ લંબાવીને બાજુમાં લટકતી એક દોરી પકડીને ખેંચી. બીજી પળે તો મધરાતની ગંભીર શાંતિ વચ્ચે ભયંકર ચેતવણીની વ્હિસલ ગાજી રહી.

... ... ... ... ...

ગુજરાત મીલ બચી ગઇ.

છગન અત્યારે મીલના બધા મજુરોના પ્રેમ અને આદરને પાત્ર થઇ ગયો છે અને ખુદ્દ મીલ એજંટનો તો તે જમણો હાથ ગણાય છે.

---

# નાવનો કપ્તાન

નાવનો કપ્તાન, થઇશ હું નાવનો કપ્તાન,
કહું છું તે કરી નિદાન, થઇશ હું નાવનો કપ્તાન—નાવનો૦

આગ્રહ, દ્રઢતા, ખંત ખડાં ત્યાં ધાર્યાં પડે નીશાન,
જોજો! કહું છું, થઇશ ખરે હું કોઇક દિન કપ્તાનઃ
થઇશ હું નાવનો કપ્તાન.

આ નીકની નદીઓમાં મારા શઢ જો! ઉડે સમાન,
એવા ઉછળતા સાગરનાં જીતીશ હું તોફાનઃ
થઇશ હું નાવનો કપ્તાન.

આનન્દી, ઉત્સાહી થઇશ હું નાવિકનો પ્રિય પ્રાણ,
ભરતી હો કે ઓટ ભલે હો, સીધું મારૂં સુકાનઃ
થઇશ હું નાવનો કપ્તાન.

ભલો થઇશ, બહાદુર થઇશ હું, પ્રભુમારગનો જાણ,
દુનીઆના દરીઆઓ ઉપર ઘુમશે મારૂં વહાણઃ
થઇશ હું નાવનો કપ્તાન.

Emilie Poulsson(?) [illegible]




**સૌરાષ્ટ્રની રસધાર: સંગ્રાહક, સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર. કીંમત ૧-૮-૦**

ગુજરાત અને કાઠીઆવાડ એ એક માતાનાં બે બાળક છે. ગુણ અને સ્વભાવના ભેદથી લોહીના સંબંધો જુદા ન પડે. વરસો થયાં ગુજરાત કાઠીઆવાડને ભુલી ગયું છે. અભણ કાઠીઆવાડે ગુજરાત સાથેનો સંબંધ વધુ ગાઢ કર્યો છે; છતાં અમે જોઈએ છીએ કે ગુજરાતનું મોં તો મુંબઈ, કલકત્તા અને વીલાયત ભણી જ વધુ વળ્યું છે. સુધારામાં સૌરાષ્ટ્ર ગમે તેટલું પાછળ હોય, અજ્ઞાનથી ગમે તેટલું ભરેલું હોય, છતાં ગુણગ્રાહક ગુજરાત જોઈ શકશે કે સૌરાષ્ટ્રમાંથી શું શું મળી શકે. આ 'રસધાર' એમાંની એક છે.

સાદા ગૃહજીવનમાં સાચાં પ્રેમ અને શૌર્ય સૌરાષ્ટ્રનાં છે. સહૃદય ભોળપણ અને ખરી પરોણાગત સૌરાષ્ટ્રની છે. દુહાઓ તો એની અસાધારણ સમૃદ્ધિ છે. રસધારની કથાઓ જે વાંચશે તે આટલું જરૂર જોશે.

મધ્યયુગ પ્રેમ-શૌર્યનો હતો. તે વેળા સાચા પ્રેમને માટે ભોગ દેનારા ભક્તોમાં શૌર્ય હતું અને સાચા શૌર્ય ઉપર વારી જવા જેટલો છલોછલ પ્રેમ હતો. દુઃખીઆંનાં દુઃખ ફેડવા અને નિરપરાધીઓના બચાવ ખાતર પ્રાણ હોમનારાઓ પણ હતા. તે વેળા ચોર, લુંટારા અને બહારવટીઆઓ પણ ઉદાર સજ્જન હતા. યુદ્ધના પણ નીતિનિયમો હતા.

જીવનમાંથી સાહિત્ય ઉછળે ત્યારે પ્રજામાં ખરા પ્રાણ પ્રગટે. આપણે સાહિત્યમાંથી જીવન જગાડવા મથીએ છીએ. તે વખતનું સાહિત્ય પુસ્તકોના પીંજરામાં પુરાયેલું ન હતું; પણ મધ્યયુગના બ્રાહ્મણો જેવા ચારણોની જીભે વસેલું. તેઓને અંગેઅંગ રાતદિવસ 'સરસ્વતી અને સત્ ચડતાં.' સતીઓની અમર કીર્તિ સાચવનાર ને પ્રસારનાર તથા દેશદેશમાં સ્વદેશનાં જયગીતો ગાનાર એ ચારણદેવો હતા. વંશપરંપરા રાષ્ટ્રપ્રેમની જીવાદોરી સળંગ ટકાવી રાખનાર એ બારોટો હતા. ધન રળનાર નહિ પણ રાસા રચનાર એ ગઢવીઓ હતા. 'શુરા બાવીસ હજાર'ને શુરાતન ચડાવનાર તેઓ જ હતા. એમની સ્ત્રીઓ એટલી જ શુરી સતીઓ હતી. તેમનામાં રૂપ અને શુર ભારોભાર રહેતાં. આ કથાસંગ્રહ એ ચારણદેવોને ચરણે ધર્યો છે તે યોગ્ય જ છે.

એ રજપુત જુવાનો ને કાઠી આપાઓ, એ વીર ગરાસણીઓ ને સિંહણ જેવી કાઠીઆણીઓ, એ ડાયરાઓ ને ડુંગરમાંના નેસડાઓ—આ સૌને માટે સૌરાષ્ટ્ર આજે પણ સગર્વ ઉભો રહી શકે છે.

હાલની ખોટી અને નમાલી બાયલા યુગમાં શુદ્ધ હૃદય અને ખરો વીરરસ લાવવામાં રસધાર સફળ નીવડી છે. સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરે આ વાર્તાઓને સજીવન કરનાર ભાઈનું નામ પ્રકાશમાં મુક્યું હોત તો રસધારનું વ્યક્તિત્વ વિશેષ ઝળકત.

ખરાબ છપાઈને લીધે કથાઓ વાંચતાં રસભંગ થાય છે. પુસ્તકના પ્રમાણમાં કીંમત સહેજ વધુ છે. અમને શ્રદ્ધા છે કે હવેની રસધારનાં બિંદુઓ વધુ સુંદર હશે.

એ રસધારમાંની એક નાનકડી વાર્તા 'કુમાર'ના વાંચનારાઓના રસાસ્વાદ માટે આ નીચે ઉતારી લઈએ છીએ.

# રાણુજી ગોહિલ

હજી યે એ ઉંચા કિલ્લાની દીવાલને ઘસીને નદી ચાલી જાય છે. કિલ્લામાં નકશી, ગોખ કંડારેલા ને રાણીઓને નદીની ક્રીડા નીરખવા માટે જુક્તિદાર ઓરડા બંધાવેલા. હજી યે એકવાર એ રવેશમાં ઉભા રહીને નદીના પટ ઉપર સમી સાંજની પનીઆરીઓને નીરખીએ, ગરાશીઆનાં ઘોડાં ખાળીએ, જુવાનોની કુસ્તી જોઇએ, ચારણોના છંદો ને કુમારિકાઓનાં ટોળાંના રાસડા સાંભળીએ, ત્યારે સમય છસો વરસ પાછો હઠી જાય ને એ વિલાસી રાજા રાણુજીના હાસ્યકલ્લોલ કાને અથડાય.

એ ગામ રાણપુર; એ નદી શુકભાદર; અને રાણુજી ગોહિલે બંધાવેલો એ કિલ્લો. એ તે કિલ્લો કે ક્રીડામહેલ ?

એ રાજા વિલાસી હતો. એને ચોરાશી રાણીઓ હતી. દિવસરાત એ રણવાસમા જ રહેતો. લોકો એને 'કનૈયો' કહેતાં. એ રાજાને એવો નિયમ કે કદી મુસલમાનનું મોં ન જોવું. એક દિવસ જુનાગઢના દાતારની જાત્રા કરીને એક મેમણ ડોશી અને એનો દીકરો પાછાં અમદાવાદ જતાં હતાં. રસ્તામાં માદીકરો રાણપુર રાત રહ્યાં.

સવાર પડ્યું. રાજા પૂજા કરતા હતા તે વખતે એ ડોશીના બેટાની બાંગ સંભળાઇ. બ્રાહ્મણોએ રાજાજીને સમજાવ્યું કે આ યવનના અવાજથી પૂજા ભ્રષ્ટ બની ! રાજાને કુમતિ સુજી. એ બાળકનો એણે શિરચ્છેદ કરાવ્યો !

છોકરા વિનાની ટળવળતી માતાએ અમદાવાદ જઇને ચોધાર આંસુએ મહમદશાહ બેગડા પાસે વાત કહી. મહમદશાહે પોતાની ફોજ રાણપુરનો નાશ કરવા મોકલી દીધી. રાણપુર સમાચાર પહોંચ્યા કે સેના ચાલી આવે છે. પરંતુ રાજાને કોણ કહેવા જાય ? રાજા તો રણવાસમાં અહોરાત ગુલતાન કરે છે; બહારની દુનીઆ પર નજર પણ કરતો નથી. સહુને બીક લાગે છે કે કહેવા જનાર જીવતો પાછો નહિ નીકળે.

પછી તો એક ચારણે હિમ્મત કરી. અંદર જવાનો રસ્તો તો બંધ હતો, એટલે નદીની અંદર બરાબર ગોખની સામે ઉભા રહીને ચારણે અવાજ માર્યો કે,

> રાણા રમતું મેલ્ય, કનારે ચડીઆં કટક;
> ક્ષત્રી, ચોપટનો ખેલ, ગોહિલ તુંને લાગ્યો ગળ્યો.

[હે રાણા ! હવે તો રમત છોડ. શત્રુનું સૈન્ય તારા સીમાડા સુધી આવી પહોંચ્યું. (અગર કનારા ગામ સુધી આવી પહોંચ્યું.) હે ક્ષત્રી ! ચોપાટની રમત શું તને એટલી બધી મીઠી લાગી ગઇ, કે હજી નથી ચેતતો ?]

ચારણના શબ્દો કાને પડતાં તો ચોપાટના પાસા ફગાવીને રાણો ઉભો થયો. રાણીઓને ભલામણ દીધી કે 'જુઓ, જ્યાંસુધી મારા વાવટાને તમે યુદ્ધભૂમિ પર ઉડતો જુઓ ત્યાંસુધી જાણજો કે હું જીવતો છું; પણ જ્યારે વાવટો ન દેખાય ત્યારે સમજજો કે મારો દેહ પડી ગયો.' રાણીઓએ ઉત્તર દીધો, 'રાજા, જોજો હો, એ વાવટો પડ્યા પછી ચોરાશીમાંથી એકેય જીવતી નહિ રહે.'

રાણુજી સૈન્ય લઇને રણે ચડ્યો. રાણપુરથી ત્રણચાર ગાઉ આઘે મહમદની ફોજ સાથે એની તલવારો અફળાઈ. અહીં ગઢને ગોખે બેઠીબેઠી ચોરાશી રાણીઓ નજર માંડીને જોયા કરે છે. ધજા ગગનમાં ઉડતી દેખાય છે. એ ધજાના આધારે રાણીઓ જીવે છે.

વિજય કરીને રાણુજી પાછો વળ્યો. જયશાળી સૈન્ય પર ઝુંડો ફરકતો જાય છે. રસ્તામાં એક વાવ આવી. ઝુંડો ઉપાડનાર ઝુંડો નીચે મુકીને વાવની અંદર પાણી પીવા ઉતર્યો. રાણુજીનું ધ્યાન નહોતું રહ્યું. એ તો ભુલી ગયો હતો કે એ વાવટા ઉપર ચોરાશી જીવાત્માઓ ટાંપીને બેઠા હશે !

કિલ્લાના ગોખમાં બેસીને ઝુંડાના ઉપર નજર માંડી રહેલી એ ચોરાશી ક્ષત્રીઆણીઓએ જાણ્યું કે 'પતાકા પડી અને રાજા મરાયો. હવે હમણાં મુસલમાનો આવી પહોંચશે.' તમામ રાણીઓએ કિલ્લાના કુવામાં પડીને પ્રાણ છોડ્યા.

વિજયી રાજા દોડતે ઘોડે રાજમહેલમાં આવ્યા. જુએ તો રાણીઓના શબથી કુવો પુરાએલો ! એનો સંસાર એક પળમાં વેરાન સમો બની ગયો.

હવે જીવીને શું કરવું ? એમ વિચારીને એ પાછો મુસલમાન ફોજ અમદાવાદ તરફ જતી હતી તેમાં પહોંચ્યો ને યુદ્ધ કરતાં કરતાં મરાયો.

મુસલમાન ફોજે રાણપુર આવી કિલ્લો હાથ કર્યો. રાણી તો એક પણ જીવતી નહોતી. કુંવર મોખડાજીને લઇને એક દાસી રાણુજીના ભાઇને ઘેર ઉમરાળે નાસી ગયેલી.

હજીયે જાણે એ રાજમહેલનાં અંદેરોમાં ચોરાશી મુખોના કલકલ હાસ્યધ્વનિ ગાજે છે; સામસામી તાળી દેતા એ સુંદર સુકોમળ હાથની બિલોરી બંગડીઓ જાણે રણઝણી રહી છે; ચોપાટના પાસા ફેંકાતા સંભળાય છે; અને ઉંચે ગુંજી રહ્યો છે એ નિર્ભય ચારણનો ઘેરો અવાજ કે,

'રાણા રમતું મેલ્ય, કનારે ચડીઆં કટક'

અને એ કુવો ? ગોરાશી સુંદર મેત શું રાત્રિએ ત્યાં દીબકાં નહિ ભરતાં હોય ?

આજ એ કિલ્લાની નદી તરફની આખી દીવાલ મોજુદ છે. અંદરના ભાગમાંથી ધોળી લોકો છીપરાં કરવા માટે સુંદર લાંબા પત્થરો ઉપાડી જાય છે. પૂર્વ દિશા પર દીવાલ વિનાનો એક જ દરવાજો ઉભો છે. એ દરવાજાનાં કમાડ પર છસો ચોમાસાં વરસી ગયાં, પણ હજી લાકડું સડ્યું નથી. બાકી બધું છિન્નભિન્ન છે.



# કઠલાલની ડોશી

સ્વામીનારાયણ સંપ્રદાયમાં કઠલાલની ડોશીની વાત જાણીતી છે. સહજાનંદ સ્વામીએ એ ડોશીની શ્રદ્ધા તથા તેના ગામવાસીઓ ઉપરના પ્રેમની બહુ પ્રશંસા કરી હતી; છતાં અજાયબજેવું એ છે કે એ ડોશીનું કાર્ય એ સંપ્રદાયમાં જેટલું જાણીતું છે તેટલું જ એનું નામ અજાણ્યું રહ્યું છે ને એનું ગામ પ્રસિદ્ધ થયું છે.

જ્યારે સ્વામીનારાયણ કઠલાલ ગયા ત્યારે આ બાઇ એક જ આખા ગામમાંથી સત્સંગી હતી. એ ગામમાંથી સહજાનંદ સ્વામી નીકળી બહારગામ જવા તૈયાર થયા ત્યારે આ ડોશીને પોતાના ગામના લોકો યાદ આવ્યા. એને સહજાનંદ સ્વામી પાસે પોતાના ગામ માટે કંઇ માગી લેવાનું મન થયું. શું માગું ? ગામના લોકો ખુબ પૈસાદાર થાય એવું ?

થોડીવાર વિચાર કરી ડોશી એક ઘડો ભરીને પાણી લઇ આવી, અને સહજાનંદ સ્વામીને એમાં તેમનાં ચરણ બોળવા વિનંતિ કરી. સહજાનંદ સ્વામીએ એવી માગણીનું કારણ પુછ્યું. ડોશીએ કહ્યું, 'મહારાજ, એ આપનું ચરણોદક હું ગામના કુવામાં રેડી આવીશ. આપના પગથી પવિત્ર થયેલું જળ પીવાથી લોકોની બુદ્ધિ શુદ્ધ થશે અને એમને સત્સંગમાં રુચિ થશે.'

સહજાનંદ સ્વામી ડોશીની શ્રદ્ધા તથા શુદ્ધ દેશભક્તિથી પ્રસન્ન થયા અને એની માગણી સ્વીકારી. એ કુવો આજે પણ તીર્થ તરીકે પુજાય છે. કઠલાલ આજે દેશભક્તિ દાખવવામાં આગળપડતો ભાગ લે છે, એ શું એ ડોશીની વાસનાનું ફળ હશે ?

('મધપુડા'માંથી) 'આનંદ'





# માધુકરી

**ચૌદ વર્ષનો વિદ્વાન**

મદ્રાસ ઇલાકાના મદનપાલ તાલુકામાં કૃષ્ણમૂર્તિ નામે એક કુમાર છે. એનું જીવન ઘણું હેરત પમાડે તેવું છે. હાલ એની ઉમર ચૌદ વર્ષની છે.

કૃષ્ણમૂર્તિ નાનો હતો ત્યારે એની માતા ચાર બાળકો મુકી મરી ગઈ. તેનો પિતા એક વરસના બાળકને વાંસે બાંધી તથા બીજાને આંગળીએ દોરીને, કૃષ્ણમૂર્તિને અને તેના મોટાભાઇને વિદ્યા અપાવવાના હેતુથી કાશી જવા નીકળ્યો. થોડોક રસ્તો પગે ચાલીને કાપ્યા પછી તેઓ ગાડીમાં બેસીને ગયા. સંસ્કૃત પાઠશાળાના શાસ્ત્રીઓ મોટા બે છોકરાઓને ભણાવવાની હા કહેતા; પણ નાનાં બાળકો અને તેમના પિતાને માટે કંઇ પણ કરવાનું માથે ન લેતા. આથી તેઓ મહાદુઃખે ભીખ માગતા હરિદ્વાર સુધી આવ્યા. જ્યાં પુછે ત્યાં ઉપલો જવાબ મળે. આ મુસાફરો હજી આગળ ચાલ્યા. ઉત્તરના પર્વતોમાં પંથ કરતા આખરે તેઓ હ્રષિકેશ પહોંચ્યા. હ્રષિકેશ સાધુઓને જ વસવાનું સ્થાન છે. ત્યાં ૧૦૦ વરસનો એક વૃદ્ધ યોગી આ સાત વરસના બાળક કૃષ્ણમૂર્તિને જોઇને અજાયબ થયો. યોગીએ તેને શાસ્ત્રાભ્યાસ કરાવવાનું માથે લીધું. પરંતુ એક વિઘ્ન નડ્યું. યોગી કે કૃષ્ણમૂર્તિ એકબીજાની ભાષાથી અજાણ હતા. જેમતેમ એ સંસ્કૃત શીખવા લાગ્યો. ત્રણ વરસમાં તો તેણે વ્યાકરણ અને તર્કશાસ્ત્રનું સારૂં જ્ઞાન મેળવ્યું. અહીં તે ૧૯૧૬થી ૧૯૨૦ સુધી રહ્યો. ત્યારે તેની ઉમર સાડાદસ વર્ષની હતી. તેના ગુરૂજીએ તેને યાત્રા કરવાની અને પંડિત પુરુષોનો સમાગમ કરવાની આજ્ઞા દીધી. અઢી વરસ તેણે પર્યટન કર્યાં કીધું. પછી તે મદનપાલ આવ્યો. ત્યાં તે વેદાંત અને સનાતન ધર્મ ઉપર તેલુગુ અને સંસ્કૃતમાં વ્યાખ્યાન કરે છે. ઉપનિષદો, સૂત્રો અને ગીતાનું તેનું જ્ઞાન અપૂર્વ છે. તેનાં વ્યાખ્યાન સાંભળનારાઓમાંના એક ભાઇ લખે છે:

'જે કોઇ કૃષ્ણમૂર્તિનું વ્યાખ્યાન સાંભળે તે તેના સરળ વિચારોથી, શુદ્ધ અને સુંદર તેલુગુથી, મંત્રો અને શ્લોકોના સ્પષ્ટ ઉચ્ચારથી, ઉંડી વિદ્વત્તા અને હાજરજવાબીથી છક થયા વગર ન રહે. તેનો સ્વભાવ પણ હસમુખો છે; તેની સાદાઇ રસભરી છે; એનો આત્મસંયમ અજબ છે. એનાં વ્યાખ્યાનો આગળથી તૈયાર કર્યાં વિનાનાં તાત્કાલિક હોય છે.' —ધ યંગ સિટિઝન, મે ૧૯૨૩.



### શાંતિનિકેતન અને શ્રીનિકેતન

કલકત્તાથી થોડે દુર બોલપુરમાં કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની શાંતિનિકેતન નામે એક શાળા છે. સામાન્ય

નીશાળો કરતાં એ તદ્દન નવી જ ઢબની છે. ત્યાં શિક્ષક અને શિષ્ય બંને કુટુંબી જેવા બની છુટથી રહે છે. ત્યાં ભણવાનું બહાર ખુલ્લા મેદાનમાં કે ઝાડના છાંયા હેઠળ કે વેલીઓના મંડપ નીચે હોય છે. વિદ્યાર્થીઓ સ્વતંત્રપણે પોતાનો અભ્યાસ કરે, રમેખેલે ને વાંચેલખે, ને એ રીતે યોગ્ય મર્યાદામાં રહી પોતાનો વિકાસ કરે એવી ત્યાંની યોજના છે.

આ શાળાનો એક વિભાગ શ્રીનિકેતન નામનો છે. હિન્દુસ્તાન ખેતી ઉપર નભતો દેશ હોઇને આ ખાતું બહુ ઉપયોગી છે. ખેતીની ખીલવણી અને ગામડાંઓની સમૃદ્ધિ કેમ થાય એ શ્રીનિકેતનનું લક્ષ્ય છે. આ ખાતાના સઘળા કામદારો ગામડાંઓના લોક સાથે ખુબ હળીમળી રહે છે. તેઓ તેમને ખેતીની સહેલી અને અવનવી રીતો બતાવે છે એટલું જ નહિ, પણ અંદરઅંદરના કજીયા ઘરમેળે સમજી લેતાં શીખવે છે. આથી પૈસા ખરચી કોર્ટે ચડવાની અને વેરઝેર વધારવાની વાત અટકે છે. નવા રસ્તાઓ બાંધવામાં તેઓ મદદ કરે છે; દવા માટે ઔષધશાળાઓ બનાવે છે; આરોગ્ય, સ્વચ્છતા વગેરે જાતસુખાકારીનાં સઘળાં કામોમાં સહાયભૂત થાય છે; ગામડાંની સ્ત્રીઓ અને કન્યાઓ સાદું શીવણકામ શીખી શકે તથા થોડી કમાઇ કરી શકે તેવા ઘરધંધા તેમને આવડે તેની પુરી કાળજી લે છે; વનસ્પતિઉછેર અને ઢોરઉછેરનાં કામો હાથ ધરે છે; અને તે સૌનો લાભ ખેડુતોને આપે છે. વળી વણાટકામ, કોતરકામ, રમકડાંની બનાવટ અને એવા બીજા નાબુદ થતા હાથઉદ્યોગોનો તેઓ ઉદ્ધાર કરે છે; રાત્રિશાળાઓ ચલાવે છે; મચ્છરો થઇ હવા ન બગડે માટે રસ્તા અને ગામની આસપાસનાં ખાબોચીઆં સાફ કરે છે, અને તળાવો, કુવા વગેરે નવાણોમાંથી કાદવ કાઢી તેમને ઉપયોગમાં આવે એવાં બનાવે છે. આ સઘળું કામ ત્યાંની સુંદર 'કુમારસેના' કરે છે.

શાંતિનિકેતન આ શાખાને નવી સંસ્કૃતિ અર્પી અનેક રીતે પોષે છે. ગામની સ્ત્રીઓ તથા બાળકોને તેમજ કન્યાઓને અને કુમારોને એકઠાં કરી તેમની પાસે ભુલાએલાં લોકગીત તેમજ શરીરમહેનતનાં સ્તુતિકાવ્યો ગવડાવે છે, ભાટચારણો પાસે પુરાણની અને મધ્યયુગની વીરરસવાળી કથાવાર્તાઓ કહેવડાવે છે અને પ્રજામાં નવાં પ્રાણ પુરતાં નાટકો ભજવાવે છે.

શ્રી૦ રવીન્દ્રનાથ ઠાકુરના વિશ્વભારતી વિશ્વવિદ્યાલયે પહેલું પદવીદાન આ શ્રીનિકેતનના અધિષ્ઠાતા મિ. એલ્મહર્સ્ટને કરેલું છે.

### વૉશિંગ્ટન વૃક્ષ

અમેરિકાની એક ઉત્તમ સંપત્તિ સરખું 'વૉશિંગ્ટન વૃક્ષ' કાળના ઘસારામાં નાશ પામ્યું છે. ઇંગ્લંડના રાજા ત્રીજા જ્યૉર્જ જોડે અમેરિકાએ સ્વતંત્રતા મેળવવા યુદ્ધ માંડ્યું ત્યારે અમેરિકન લશ્કરનો મુખ્ય સેનાપતિ વૉશિંગ્ટન થયો. તેણે તે પદવી આ વૃક્ષ હેઠળ લીધેલી. એ ઝાડ હાલ હતું ન હતું થઇ ગયું છે.

અમેરિકાના ઇતિહાસનો એ અદ્ભુત પ્રસંગ બન્યે આજ ૧૪૮ વરસ વીતી ગયાં. તે વેળા વૉશિંગ્ટન વૃક્ષ ઉચું, વિશાળ અને જુનું હતું, તોપણ આજલગી એ સનાતન ઇતિહાસના સાક્ષી રૂપે ઉભું હતું.

આ વૃક્ષની રાષ્ટ્રીય કીર્તિનો વધુ આધાર તો અમેરિકાના એક ઐતિહાસિક પત્ર ઉપર છે. આ પત્ર જ્યારે વૉશિંગ્ટનને મુખ્ય સેનાપતિની સત્તા મળી ત્યારે તે પોતાની પત્નીને એ ઝાડની છાયા હેઠળ બેસી લખેલો.

### કવિવર રવીન્દ્રનાથની છબી

આ અંકમાં રવીન્દ્રનાથ ઠાકુરનો જે સુંદર મોં ફોટોગ્રાફ આપેલો છે તે માટે અમે વડોદરાના અમા મિત્ર શ્રી૦ શંકરરાવ દેહાડેના આભારી છીએ. એ છ વિષે થોડી હકીકત જાણવા જેવી છે.

રવિબાબુ હમણાં વડોદરામાં શાંતિનિકેતનના ફંડ માં આવેલા, તે વખતે ભાઈ શંકરરાવે તેમની છબી લેવાન પરવાનગી માગી. સાંજના પાંચ વાગે તેમને રવિબાબું ઉતારે આવવાનું કહેવામાં આવ્યું. સાંજે રા. શંકરરાવ ત્ય ગયા તે વખતે અનેક માણસો કવિશ્રીને મળવાની રા જોતાં બેઠાં હતાં. આકાશમાં પણ વાદળાં હતાં અ શીઆળાની સાંજ જલદી આથમવા માંડી હતી. આવ સ્થિતિમાં ફોટોગ્રાફ લેવો એ સાહસ જ ગણાય. કવિશ્રીએ પોતે પણ ફોટો સારો આવવા માટે અંદેશો બતાવ્યો.

પણ એક અડચણ તો હજી બાકી હતી. ફોટો લેવા માટે ભાઇ શંકરરાવ જ્યાં કૅમેરો ખોલે, ત્યાં અંદરનો છબી મેળવવાનો કુધીઓ સાચ કુટેલો માલુમ પડ્યો! આ પળે કોઈ પણ માણસ ફોટો લેવાની વાત મુકી જ દે. પણ ભાઇ શંકરરાવે સમયસૂચકતા વાપરી રવિબાબુના સેક્રેટરી પાસેથી લખવાના એકબે નોટપેપરો મેળવી, તેને પાણીમાં પલાળી, કુધીઆ કાચની જગ્યાએ રાખીને છબી મેળવી લીધી અને ફોટો પાડ્યો. કવિવરને તો છબી માટે પુરી શંકા હતી; પણ બીજે દહાડે જ્યારે ભાઇ શંકરરાવે છબી કઢાવીને પોતાના જ હાથની બનાવેલી દવાઓ વડે પોતાના જ બનાવેલા કાગળ પર છાપીને રવિબાબુને અર્પણ કરી ત્યારે એ તો બહુ જ પ્રસન્ન થઈ ગયા, અને નીચેનું પ્રશંસા-

પત્ર લખી આપ્યું. એ જ સુંદર છબી, અમે આ અંકમાં 'રવીન્દ્રનાથ ઠાકુર'ના લેખની સામે આપી છે.

THE GUEST HOUSE.
BARODA.

I am pleased at the photographs of mine taken by Mr Ochare and am interested to know that chemicals and other materials needed for photography are prepared by himself

Rabindranath Tagore

Dec. 9.
1923

ભાઈ શંકરરાવ, વડોદરા કલાભવનના ફોટોગ્રાફીક વર્ગના અધ્યાપક છે, અને વડોદરા કલાભવનમાં રહી તેમણે એ ખાતામાં ઘણા નવા પ્રયોગો કરી ઉપયોગી રસાયણો બનાવ્યાં છે જેની નોંધ અમે બીજે કોઇ પ્રસંગે લઈશું. આવા ઉપયોગી ખાતાનું શિક્ષણ ઘણાં વર્ષોથી આખા મુંબઇ ઈલાકામાં માત્ર વડોદરા ખાતે જ અપાય છે તે માટે વડોદરા રાજ્યને ધન્યવાદ ઘટે છે. વિવિધ ધંધા શોધનારાઓનું ધ્યાન અમે તે ખાતા તરફ દોરીએ છીએ.

# ગયે મહિને

## ઈંગ્લંડના નવા વડા પ્રધાન

ઇંગ્લંડના મજુર પક્ષનો આગેવાન જેઇમ્સ રામ્સે મૅકડોનલ્ડ આ વખતની ચુંટણીમાં ઇંગ્લંડના વડા પ્રધાન તરીકે ચુંટાયો છે. મજુર લોકોનો નેતા વડા પ્રધાન તરીકે ચુંટાયો એ ઇંગ્લંડના રાજદ્વારી ઈતિહાસમાં પહેલો જ પ્રસંગ છે. રામ્સે મૅકડોનલ્ડનો જન્મ ઇ. સ. ૧૮૬૬માં થયો હતો. તેનાં માબાપ મજુરી કરીને ગુજરાન ચલાવતાં. બાળપણમાં તેના પિતાએ તેને ગામડી નીશાળે મુક્યો.

થોડા વખત પછી તે બ્રિસ્ટલ ગયો. જુવાનીમાં જન્મતી સઘળી મહેચ્છાઓ તેને જાગી. અભ્યાસ માટે બ્રિસ્ટલથી તે લંડન ગયો વિજ્ઞાન તેનો મુખ્ય વિષય હતો.

સને ૧૮૮૮માં પાર્લામેન્ટના સભાસદ મિ. ટી. લૉફના ખાનગી કારભારી તરીકે તેની નીમણુંક થઈ. અહીંથી તેણે લેખ લખવા શરૂ કર્યા. એક વખત નિષ્ફળ થયા પછી સને ૧૯૦૬માં તે લિસિસ્ટર પરગણા તરફથી પાર્લામેન્ટનો સભાસદ ચુંટાયો.

૧૯૧૪માં યૂરોપમાં ભયંકર યુદ્ધ શરૂ થયું તે વખતે રામ્સે મૅકડોનલ્ડ તેની તદ્દન વિરૂદ્ધ હતો. તેણે જણાવી દીધું કે ઇંગ્લંડને યુદ્ધમાં ઉતરવાની કશી જરૂર નથી; માટે તટસ્થ રહેવું. બીજા દેશોના સમાજસુધારકો જોડે સહકાર વધે એ હેતુથી મિ. આર્થર હેન્ડર્સન સાથે તે પૅરિસ ગયો. ૧૯૧૪ની લડાઇની તરફેણમાં તે ન હોવાથી ઈ. સ. ૧૯૧૮માં લિસિસ્ટરના લોકોએ પાર્લામેન્ટમાં તેને ન ચુંટ્યો.

પણ પછી પાર્લામેન્ટમાં ધીરેધીરે મજુર પક્ષ પ્રબળ થતો ચાલ્યો. ૧૯૨૨માં મજુર પક્ષના સભાસદ તરીકે એ પાર્લામેન્ટમાં બેઠા તે સાથે જ એ પક્ષનો અધ્યક્ષ પણ થયો.



રામ્સે મૅકડોનલ્ડ

હિન્દુસ્તાનમાં બનતા દરેક રાજદ્વારી બનાવથી તે વાકેફ છે. ૧૯૧૨થી ૧૯૧૪ સુધી 'રૉયલ કમિશન' બેઠું ત્યારે તે એમાં સભ્ય તરીકે હતો. તેણે હિન્દુસ્તાન સંબંધી બે પુસ્તક લખ્યાંછેઃ 'હિન્દુસ્તાનની જાગ્રતિ' અને 'હિન્દુસ્તાનનું રાજતંત્ર.'

૧૯૧૧માં તેની પત્ની માર્ગરેટ ઇથલ મૃત્યુ પામી ત્યારે તેણે તેનાં સંસ્મરણો લખ્યાં.

થોડા સમય ઉપર ઇંગ્લંડમાં તેને કોઇએ પુછ્યું કે તમે જીંદગીની સફળતા શામાં માનો છો? તેણે જવાબ દીધો કે "જો મને અઠવાડીએ પંદર શિલિંગનાં પગારથી કારકુનની જગા મળે તોપણ હું તેમાં જીંદગીની સફળતા માનું!"

## લોકનાયક લેનિન

રશીઆ એ દુનીઆ આખીમાં મોટામાં મોટો દેશ છે, પણ તેની વસ્તી દેશના પ્રમાણમાં આખા જગતમાં ઓછામાં

ઓછી છે, અને ત્યાંના વતનીઓ અત્યંત ગરીબ છે. આજથી પાંચ વર્ષ પહેલાં એ દેશમાં ત્યાંના રાજા ઝારની જુલમી સત્તા નીચે પ્રજા કચડાતી, અને દેશભર ભુખમરો અને અજ્ઞાન તથા કંગાલીઅત અને ખુનામરકી વ્યાપી વળેલાં. પરિણામે ધીમે ધીમે ત્યાં બોલ્શેવિઝમ ફેલાયું, લોકો સમજતા અને જાગૃત થયા અને દેશે ઝપાટાબંધ પ્રગતિ કરવા માંડી.

આ અરસામાં રશીઆમાં એક મહાન પુરુષ ઉત્પન્ન થયો. તેણે ત્યાંની પારસ્થિતિને પોષી દેશને સજીવન કરી દીધો એમ કહીએ તો ચાલે. દુનીઆના ત્રણ સૌથી મહાન પુરુષોમાં તેની ગણના થઇ. રશીઆનો એ તારણહાર ગણાયો. એનું નામ નિકોલા લેનિન.



નીકોલા લેનિન

ઇ. સ. ૧૮૭૦ના એપ્રિલની ૧૦ મી તારીખે એ જન્મ્યો હતો. તેના કેળવાયેલા કુટુંબમાં સાહિત્ય, કલા, સંગીત અને વિજ્ઞાન ભરચક હતાં, તોપણ ઝારના રાક્ષસી જુલમ હેઠળ કચડાતી પ્રજાના પોકાર તેણે સાંભળ્યા. એના જીવનમાં રાષ્ટ્રપ્રેમનો તણખો ઝર્યો.

લેનિનનો વડીલ ભાઈ એલેકઝાન્ડર ખુનામરકીમાં માનતો. ઝાર સામેના એક કાવતરામાં એ પકડાવાથી ફાંસીએ ગયો. તે વેળા પોતાની માતાને ધીરજ આપતાં એ બોલ્યો, 'શોક શાને કરે છે ? તારે લેનિન જેવો પ્રતિભાવાન પુત્ર છે.' આ પ્રસંગ પછી લેનિનનાં પ્રાણમાં દેશદાઝનો હુતાશ સળગ્યો.

વડીલ ભાઇની અરાજકતાને બદલે લેનિને મજુરવર્ગને કેળવવા માંડયો અને કાર્લમાકર્સના લોકસત્તાના સિદ્ધાન્તોને અમલમાં મુકયા. ઝારે એને સાઈબીરીઆમાં દેશપાર કર્યો. એ વેરાન જગ્યામાં તેણે કીંમતી પુસ્તકો લખ્યાં. દેશમાં જવાની મનાઈ થયાથી તે પશ્ચિમ યુરોપમાં જઇ રહ્યો. અહીંથી તેણે 'ઇસ્ક્રા' (તણખો) નામનું પત્ર કાઢયું. એની પત્ની એના ખાનગી સેક્રેટરીનું કામ કરતી.

પોલીસે એનો પીછો ન છોડયો. લેનિન યુરોપ ભટકીને જીનીવા નાઠો. ત્યાં 'ફૉરવર્ડ' નામનું પત્ર કાઢયું. ૧૯૧૪-નું મહાભારત યુદ્ધ જાગ્યું ત્યારે લેનિન ઑસ્ટ્રીઆના કામદારવર્ગને ઉશ્કેરી રહ્યો હતો. પછી તો રશીઆમાં રાજપલટો થયો અને ઝારકુળનું નિકંદન નીકળ્યું. આ વેળા તે રશીઆ પહોંચ્યો અને સોવીએટ રિપબ્લિક સ્થાપ્યું. આથી રશીઆના ગરીબ લોકોને સુખે કામ અને રોટલો મળ્યાં.

બોલ્શેવિઝમનું બીજું નામ કૉમ્યુનિઝમ છે. એ સોશીઆલિઝમના નામથી પણ ઓળખાય છે. આ પંથનો હેતુ પૈસાદારોનો તોર અને ગરીબોનાં દુઃખો ટાળવાનો તથા ભાઇચારાનો સંબંધ વધારવાનો છે. એમનાં પંથચિહ્નો લાલ રંગ અને હથોડો છે. એમનો મુખ્ય સિદ્ધાન્ત એ છે કે પ્રજાના એકેએક જણને રોટલો ન મળે ત્યાં સુધી રોટલી ખાવી એ પાપ છે. શ્રીમંત અને રંક વચ્ચેનું અંતર તેઓ ઓછું કરવા તત્પર છે. ખાનગી માલમિલ્કતનો મોહ મુકાવી પ્રજાને સર્વસામાન્ય સંપત્તિના લાભ તરફ દોરવી એ એમનું કાર્યક્ષેત્ર છે. સોવીએટ જેવી ઉત્તમ સરકારને અને સોશીઆલિઝમને ખોટી રીતે ભાંડવામાં પશ્ચિમનાં રાજ્યોએ પોતાનું બનતું કર્યું છે.

લેનિન તપ અને તાલીમની અગત્ય સમજતો હતો. પ્રજાનો એ 'કૉમરેડ' એટલે 'સખા' કહેવાતો. તે પોતાના સંઘ પાસે કડક નિયમો પળાવતો. કાળીભેરા રોટી અને હલકી ચા કે ઓસામણ એક ટંક લેતો. રોજના ૧૮ થી ૨૦ કલાક કામ કરતો અને કઠોર બીછાના ઉપર સુતો. લોકો કહેતા કે ઝારનાં દર્શન ન થાય, પણ બંધુ લેનિન તેડે હાથમાં હાથ મીલાવી રામરામ કરી શકાય. ઇગ્લંડના મોટા રાજદ્વારી પુરુષ મિ. ચર્ચિલની મોટર ગાડીનું જે ખરચ થાય છે તેના દસમા ભાગમાંથી લેનિનનું બાર માસનું ભરણપોષણ ચાલતું ! લોકોને વિશ્વાસ હતો કે પોતે ભુખ્યા હશે ત્યાંસુધી ભાઇ લેનિન પણ ભુખ્યો જ હશે.

એનાં આત્મસંયમ અને શાંતિ વાણીની સરલતા અને નિર્મળતા અપૂર્વ હતાં. જગતનાં થોડાંક એને

'લોહીતરસ્યો' લેનિન કહ્યો તેથી તો એ પરદુઃખભંજન અને ચિરંજીવી વીરની કીર્તિ વધુ ઉજળી થઇ છે.

લાંબા વખતની ભારે માંદગી પછી ગયા માસમાં આ મહાન નર મરણ પામ્યો છે.

### [illegible]ના. ગાયકવાડનું ભાષણ

આપણા દેશમાં ઘણીખરી શાળા પાઠશાળાઓ સરકારી અથવા સરકારે સ્વીકારેલી રીતે અભ્યાસ કરાવનારી છે; પરન્તુ પ્રજાએ ઉભી કરેલી અને સરકાર પાસે કબુલાવેલી એવી મહાન વિદ્યાપીઠ બનારસની હિન્દુ યુનિવર્સિટી છે. પંડિત મદન મોહન માલવીયજી એના આત્મા છે અને આપણા ગુજરાતના વિદ્વાન સાક્ષર, 'વસંત' નામના ચિંતુ માસિકના ગુપ્ત તંત્રી અને ભાવનગરમાં થોડા સમયમાં ભરાનારી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ, અધ્યાપક આનંદશંકર બાપુભાઇ ધ્રુવ એના કુલનાયક છે. કાશીમાં એ વિદ્યાપીઠનો ગયા પોષ મહીનામાં પદવીદાન સમારંભ હતો. પદવીદાન વડોદરાના મહારાજા ગાયકવાડને હાથે થયું, એ પ્રસંગે એમણે 'હિન્દી સંસ્કૃતિ—તેની મહત્તા અને નબળાઇ' એ વિષે એક સુંદર ભાષણ આપ્યું હતું. એનો સાર એ હતો કે આ વિદ્યાપીઠ આપણા દેશના પૂર્વકાળના કેળવણીના આદર્શો પાછા સજીવન કરવાની મુરાદ રાખે છે, અને તેથી એ પાઠશાળામાં વિદ્યાર્થીઓને રાખીને શિક્ષણ આપશે એવો એણે નિયમ કર્યો છે. ઇ. સ. પૂર્વે ૭૧૦ વર્ષ પર આપણા દેશમાં તક્ષશિલાની વિદ્યાપીઠ સુપ્રસિદ્ધ હતી. ત્યાં રાજકુમારો, બ્રાહ્મણો અને દરેક વર્ણના વિદ્યાર્થીઓ આખા આર્યાવર્તના દૂરદૂરના ભાગોમાંથી આવતા, અને ત્યાં રહીને વિદ્યાની તમામ શાખાઓનું જ્ઞાન ગુરુઓની પાસે મેળવતા. મગધ દેશની રાજ્યધાનીનો એક નિરાધાર બાળક તક્ષશિલામાં વૈદક અને શસ્ત્રવિદ્યા શીખ્યો હતો. એનું નામ જીવક હતું. અને ત્યાં રહીને એ એવો વિદ્વાન થયો કે પાછળથી મગધના બિંબિસાર રાજાનો એ રાજવૈદ્ય થયો.

ત્યારપછી ૪૮૦ વર્ષ પછી એટલે આજથી ૨૩૦૦ વર્ષ ઉપર, હાલના પટણાની પાસે પાટલીપુત્રમાં, મહાન અશોક રાજાના વખતમાં એક વિદ્યાપીઠ હતી. એમાં પણ વિદ્યાર્થીઓને રહેવા ખાવાની અને ભણવાની ગોઠવણ હતી.

ઇ. સ. ૭૦૦ માં, એટલે આજથી ૧૨૦૦ વર્ષ પર પણ નલંદાના વિદ્યાપીઠમાં, ચીનાઇ યાત્રાળુ હ્યુએનસંગ આવેલો. એણે ત્યાં રહીને બુદ્ધ ધર્મ અને બ્રાહ્મણ ધર્મનું જ્ઞાન મેળવેલું. પ્રાચીન કાળની આપણી એ વિદ્યાપીઠોમાં દરેક વર્ણ અને જાતના વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવતા. હિન્દુ ધર્મ સર્વકોઇને ભણવા દેવામાં આવતો અને એમાં નાતજાતનો ભેદ ગણવામાં આવતો નહિ.

પણ આઠમી સદી પછી, એટલે પૌરાણિક યુગ પછી એમાં ફેરફાર થયો. બ્રાહ્મણ સિવાયની જાતોને માટે વિદ્યાપીઠો બંધ થઇ અને એથી આપણી સંસ્કૃતિ બગડી તથા રાષ્ટ્રીયતાને નુકસાન થયું.

કાશીમાં તથા બંગાળામાં આવેલા નવદ્વિપમાં એ વખતે વિદ્યાપીઠો હતી, પણ ત્યાં બ્રાહ્મણ સિવાય કોઇને દાખલ કરવામાં આવતા નહિ. બહુ મોટી સંખ્યાને દૂર રાખી થોડી સંખ્યાના બ્રાહ્મણોને માટે વિદ્યાનો અધિકાર રાખવાથી આપણી પડતી થઇ. બનારસની આ વિદ્યાપીઠ પણ સર્વ કોઇને માટે ખુલ્લી રાખજો. તક્ષશિલા અને નલન્દાની માફક એનાં દ્વાર સહુકોઇને માટે ખુલ્લાં રાખજો. વિદ્યા રૂપી જળ પીવાનો સર્વકોઇને સરખો અધિકાર હોવો જોઇએ. આપણાં પવિત્ર શાસ્ત્રોનું જ્ઞાન સર્વ તરફ પ્રસરવા દો. એથી જ આખી હિન્દુ જાતિની એકતા થશે.

આપણો ભૂતકાળ સંપૂર્ણ હતો, અને પાછો એવો જ સમય નહિ લાવીએ ત્યાં સુધી ચઢતીની આશા નથી એવું કહેનારા ભુલ કરે છે. જે પ્રાચીન સુધારાએ આપણને બહારના લોકોની ચડાઇઓ સામે બચાવ કરતાં ન શીખવ્યું અને આપણે પરાધીન થઇ ગયા તે સુધારામાં સંપૂર્ણતા તો ન જ કહેવાય. હવે તો હિન્દે મહિમાવાન ભૂતકાળનું ધ્યાન છોડી વર્તમાનકાળની મુશીબતો સામે થવાના સુદૃઢ પ્રયત્નો કરવા જોઇએ. આ વિદ્યાપીઠ માટે હું એવી મહત્વાકાંક્ષા રાખું છું કે એ ભૂત અને ભવિષ્ય બન્ને કાળને માટે પ્રેરણા આપે.

બુદ્ધધર્મ અહીંથી ચીન અને જાપાન ગયો. એણે ત્યાંની પ્રજાઓને લાયક બનાવી, અને આપણે એનું તમામ જ્ઞાન ખોઇ બેઠા. મુંબઇ, વડોદરા અને ગુજરાત તથા દક્ષિણમાં હવે બુદ્ધધર્મને માટે રસ વધતો જાય છે એ શુભ ચિહ્ન છે. મને આશા છે કે બનારસ વિદ્યાપીઠ જૈન અને બુદ્ધધર્મનું શિક્ષણ આપવાની પણ હિન્દુધર્મની સાથેસાથે ગોઠવણ કરશે.

ભવિષ્યના પુરોહિતો અને ધર્માચાર્યોને પણ વ્હેમ, જડતા અને ગોખણપટ્ટીમાંથી છોડવી વિશાળ જ્ઞાન તથા આધુનિક વિજ્ઞાનના અભ્યાસ અને તુલનાત્મક ધર્મનું શિક્ષણ આપવાની ભલામણ કર્યા પછી મહારાજાએ કહ્યું કે ચારિત્ર, જ્ઞાન માટે પ્રીતિ અને વ્યવહારકુશળતા એ પણ હાલના ભણતરના પરિણામે વિદ્યાર્થીઓને પ્રાપ્ત થવાં જોઇએ. હિન્દુઓ નરમ બહુવાર કહેવાયા; હવે તો મરદ બનો! ચંદ્રગુપ્ત, અશોક અને વિક્રમાદિત્યના વખતમાં

જેવા વીર પુરુષો હતા તેવા થાઓ. તમે હવે તાબેદારી બહુ ઉઠાવી; ભવિષ્યમાં તમારે આગેવાની કરવાની છે એને લાયક થજો; મન, વચન અને કર્મપર સંયમ મેળવજો. સ્વતંત્રતા આવશે, હક મળશે ત્યારે તેને અનુસાર ફરજો પણ બજાવવી પડશે. માટે ચારિત્ર ખીલવજો.

સ્ત્રીઓને માટે વિદ્યાપીઠમાં સરખા હક અપવાનું કહ્યા પછી મહારાજાએ દેશાટનના લાભ સમજાવ્યા અને કાશીનો મહિમા વર્ણવતાં કહ્યું કે અહીંથી થોડે દૂર સારનાથના મૃગવનમાં બુદ્ધ ભગવાને કર્મ અને સદાચારનો ઉપદેશ આપ્યો હતો. એના પથ્થરોમાં હજી એ ધર્મોપદેશ ભર્યો છે. પછી શંકરાચાર્ય થયા. એમણે પણ 'બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા'નો સિદ્ધાંત અહીંથી સમજાવવો શરૂ કર્યો હતો. ચીન, જાપાન, બ્રહ્મદેશ, તીબેટ, લંકા અને હિન્દના તમામ ભાગના લોકો હજી આ સ્થળે યાત્રા કરી પાવન થવા આવે છે. કાશીએ હિન્દુધર્મ સજીવન રાખ્યો અને પોતે પણ ઘણી ચડતીપડતી જોઈ. છતાં હજી જીવે છે, કાશીનાં વૃક્ષોને જીભ છે, ત્યાંના પત્થરોમાં ઉપદેશ છે અને એ વ્હેતી ગંગામાં જ્ઞાન ભર્યું છે. ત્યાં સનાતન જ્ઞાનવાપિ છે. એ અમરનગરી જગતને સત્યયુગ આપો!

:દ:

## કાકાસાહેબ કાલેલકર

ગયે મહિને જે અનેક બનાવો બન્યા તેમાં વિશેષ આનંદ આપે એવી બાબત તો કાકાસાહેબ (દત્તાત્રેય બાલકૃષ્ણ) કાલેલકરના છૂટવાની છે. રાજદ્વારી દૃષ્ટિએ સરકારે તેમના તરફ ગમે તેવી નજર રાખી હોય; પરંતુ અમે તો એમના આદર્શ અધ્યાપકજીવન અને વાત્સલ્યપૂર્ણ હૃદયને અમારો સ્નેહાર્ધ્ય અર્પીએ છીએ. મહારાષ્ટ્રમાંથી આવેલા કાકાસાહેબ ગુજરાતની ઉગતી પ્રજાના એક સમર્થ પ્રેરક અને વિધાતા બની રહ્યા છે એ વિધિનો અદ્ભુત યોગ છે. એમના અનેકવિધ અનુભવો, વિશાળ વાંચન અને ચિંતન તથા બહુશ્રુતતા સાથે પવિત્ર જીવનથી તેમનામાં, સમાજને, સાહિત્યને, કલાને—જીવનની દરેક પ્રવૃત્તિને નીરખવાની જે વિરલ શક્તિ આવી છે તે બહુ જ થોડા વિદ્વાનોમાં જણાશે. જેટલી એ નિરીક્ષણશક્તિ ઉચ્ચ કોટિની છે તેટલી જ એમનામાં વાક્પ્રભુતા છે. એમના લેખોમાં સરળતાની સાથે પ્રાણ અને માધુર્યની સાથે ચેતન ભરેલું છે. તેમનો મનોભંડાર ખુલ્લો થશે એ વિચારનું આપણે સૌ અભિનંદન કરીએ.



કાકાસાહેબ કાલેલકર

આ અંકને પરમે પાને મુકેલું કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનું ચિત્ર 'યંગ સિટિઝન' નામના અંગ્રેજી માસિકમાંથી લેવામાં આવ્યું છે.

ગઈ વસંતપંચમીએ ગુજરાત કલાપ્રવર્તક મંડળ તરફથી પહેલી જ વાર ગુજરાત કલાપ્રદર્શન ભરવામાં આવ્યું; તેની સચિત્ર નોંધ અમે આવતા અંકમાં વિસ્તારથી લઈશું.

---

# આ મહિને

**માહ સુદ પુનમ:** તા. ૨૦-૨-૨૪-મ્હેસુરના ટીપુ સુલતાને પોતાનું અરધું રાજ્ય અને ત્રણ કરોડ રૂપીઆ અંગ્રેજોને આપવાનો કરાર કર્યો અને તેની જામીનગીરીમાં તેણે પોતાના બે પુત્રો આપ્યા. ઇ. સ. ૧૭૯૨.

**માહ વદ ૧:** તા. ૨૧-૨-૨૪-પંજાબમાં આવેલા ગુજરાત આગળ શીખોને અંગ્રેજો જોડે લડાઈ થઇ. તેમાં પ્રખ્યાત કોહીનૂર હીરો અંગ્રેજોને હાથ ગયો અને તે ઇગ્લંડ મોકલી દેવામાં આવ્યો. ઇ. સ. ૧૮૪૯

મોગલ સમ્રાટ ઔરંગઝેબનું મરણ. ઇ. સ. ૧૭૦૭

**માહ વદ ૨:** તા. ૨૨-૨-૨૪-અમેરિકાને સ્વતંત્ર કરનાર જ્યૉર્જ વૉશિંગ્ટનનો જન્મ. ઇ. સ. ૧૭૩૨

**માહ વદ ૩:** તા. ૨૩-૨-૨૪-ફ્રાંસનો રાજા લુઈ ફિલિપ ગાદી છોડી નાઠો. ઈ. સ. ૧૮૪૮

**માહ વદ ૫:** તા. ૨૫-૨-૨૪-યુરોપ અને અમેરિકાના લોકોને હિન્દુ ધર્મ અને તત્ત્વજ્ઞાનની મહત્તા તથા ખુબી સમજાવનાર સ્વર્ગસ્થ સ્વામી વિવેકાનંદના ગુરુ રામકૃષ્ણ પરમહંસની જયંતિ. રામકૃષ્ણ પરમહંસ સૌ ધર્મને સારા માનતા. વૈષ્ણવ, મુસલમાન, ખ્રિસ્તી, શાક્ત બધા ધર્મો તેમણે જાતે પાળી જોયા, અને એ રીતે દરેક માર્ગે પ્રભુને અનુભવ્યા. એ કંઇ ભણ્યા નહોતા, પણ ધર્મને જીવનમાં ઉતારી મહાન બન્યા હતા. એમને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો હતો; અને જે કોઇ એમના સંબંધમાં આવતું તે એમનો પ્રભુ સાથેનો યોગ જોઇ દિગ્મૂઢ બની જતું.

કવિ નર્મદાશંકરનું મરણ: ઇ. સ. ૧૮૮૬. દલપતરામ અને નર્મદાશંકર એ ગુજરાતના નવા યુગના પહેલા કવિઓ હતા. નર્મદાશંકર સ્વદેશભક્ત, સંસારસુધારક અને ગુજરાતી સાહિત્યના ઉત્તમ લેખક હતા. એમની કવિતામાં અજબ જુસ્સો છે. નર્મગદ્યમાં એમની લખેલી 'સુરતની મુખ્તેસર હકીકત' વાંચીને હજી પણ આપણી આંખમાં આંસુ આવે.

**મહા વદ ૬:** તા. ૨૬-૨-૨૪--ઇ. સ. ૧૮૫૭ના બળવાની શરૂઆત.

**મહા વદ ૧૦:** તા. ૨૯-૨૨૪—શીવાજી મહારાજના ગુરુ રામદાસ સ્વામીની પુણ્યતિથિ.

**મહા વદ ૧૪:** તા. ૪-૩ ૨૪—સર. ચીનુભાઇનો સ્વર્ગવાસ, સંવત ૧૯૭૨. અમદાવાદના મીલઉદ્યોગના પિતા સ્વર્ગવાસી રણછોડલાલ છોટાલાલ થઈ ગયા. એમનું પુતળું અમદાવાદના માધવબાગમાં મુકેલું છે. સર ચીનુભાઈ તે એમના પૌત્ર થાય. એમણે ધનનો બહુ સદુપયોગ કર્યો. વિજ્ઞાન પાઠશાળા, લાયબ્રેરી, બાગ, દવાખાનું વગેરે એમણે લોકોના ઉપયોગ માટે બનાવ્યા. એ વિદ્યાવિલાસી, સરળ અને નિરાભિમાની હતા. ધનવાન લોકોએ યોગ્ય માર્ગે દાન કરવાની બાબતમાં સર ચીનુભાઇને પગલે ચાલવું ઘટે છે. અમદાવાદમાં એમના જેવા પૈસાદાર ઘણા શેઠીઆઓ છે, પણ એમના જેવું દાનેશ્વરી કોઈ નથી.

અહમદશાહે અમદાવાદ વસાવ્યું, ઇ. સ. ૧૪૧૨. આજથી ૫૧૨ વર્ષ ઉપર સુલતાન અહમદશાહે અમદાવાદ શહેર વસાવ્યું. શહેરની રચના એણે આર્ય શિલ્પશાસ્ત્રના નિયમાનુસાર કરી હતી. ધીમે ધીમે અમદાવાદ એવું આબાદ થયું હતું કે એની વસતી આઠ લાખ માણસની થઈ હતી. મહમદ બેગડાનાં વખત સુધીમાં શહેરમાં સુંદર કારીગીરીનાં ઘણાં મકાનો બંધાયાં; જેમાંનાં મુખ્ય મુખ્ય હજી હયાત છે. અમદાવાદની શિલ્પકળા બહુ સંસ્કારી ને સુરૂચિવાળી છે લાલ દરવાજા પાસે પત્થરની જાળીઓ અનુપમ છે. તેમાંની એક જાળીનું ચિત્ર આ અંકમાં આપેલું છે. અહીંનું કોતરકામ સંગીતમય કાવ્ય જેવું છે, એની પદ્ધતિમાં મુસલમાનીપણું કંઈ જ નથી. અમદાવાદનો ઇતિહાસ પણ અસરકારક છે. પણ સુરતને જેવો નર્મદાશંકર મળ્યો એવો અમદાવાદને એની હકીકત લખનાર કોઇ નર્મદાશંકર મળ્યો નથી, એટલી દિલગીરીની વાત છે.

**ફાગણ સુદ ૪:** તા. ૯-૩-૨૪—શ્રી. નવલરામનો જન્મ દિવસ, ઇ. સ. ૧૮૩૬. નર્મદાશંકરના મિત્ર અને અમદાવાદ ટ્રેનિંગ કૉલેજના આચાર્ય નવલરામ એક ઉત્તમ લેખક અને વિવેચક થઇ ગયા. વાંચવું, વિચારવું અને લખવું એ જ એમની મુખ્ય પ્રવૃત્તિ હતી.

**ફાગણ સુદ ૭:** તા. ૧૨-૩-૨૪—રશીઆમાં રાજ્યક્રાંતિ, ઈ. સ. ૧૯૧૭.

**ફાગણ સુદ ૯:** તા. ૧૫-૩-૨૪—હથીઆરબંધીનો કાયદો, ઇ. સ. ૧૮૭૮.

**ફાગણ સુદ ૧૨:** તા. ૧૮-૩-૨૪—મહાત્મા ગાંધીજીને છ વર્ષની તથા શ્રી. શંકરલાલ બેંકરને દોઢ વર્ષની કેદ: ઇ. સ ૧૯૨૨. મહાત્માજીએ પ્રજામાં જે સ્વમાન, સ્વાશ્રય અને સ્વદેશભક્તિ પ્રેર્યાં છે તે અજબ છે. આવા બનાવોમાં પ્રભુનો જ હાથ હોય છે. દરેક દેશના ઇતિહાસ આમ જ રચાય છે; તેના સુત્રધાર પરમેશ્વર હોય છે. મહાત્માજીના જેલનિવાસના એ બહારથી દેખાતા દુઃખમાં અંદરખાનેથી પરમેશ્વરનો છુપો આશીર્વાદ રહેલો છે. :નિઃ





# ગયે મહિને

## સદા મુક્ત બાપુ

મુંબઇની સરકારે ૧૯૨૨ના માર્ચ માસની ૧૮મી તારીખે રાજ્યદ્રોહી લેખો લખવા માટે ગાંધીજીને છ વરસની કેદ આપેલી; તેમને ગઈ તા. ૫મી ફેબ્રુઆરીની સવારે (એમના જેલનિવાસ પછી ૬૯૮મે દિવસે) બીનશરતે છોડી મુક્યા છે. જનક વિદેહીની પેઠે ગાંધીજી તો સદાના છુટા જ છે. સારી સૃષ્ટિ ઉપર પ્રેમ વરસાવનાર એ વિશ્વપ્રેમીને પત્થરની દીવાલો કે લોખંડી સળીઆ બંધનમાં રાખી ન શકે. એમણે કહેલું કે 'મારો દૃઢ નિશ્ચય છે કે હું બહાર રહીને જેટલી સેવા કરી રહ્યો હતો તેટલી જ—તેથી વધારે નહિ તો તેટલી જ—સેવા આજે જેલમાં બેઠો બેઠો કરી રહ્યો છું.'

બાપુનો પહેલો સંદેશો હિન્દીજનોનું ઐક્ય, રેંટીઓ અને ખાદી, અસ્પૃશ્યતા-નિવારણ અને અહિંસાનો છે.

લગ્ન અને કૌમાર વિષે દીનબંધુ ઍન્ડ્રુઝ સાથે વાતચીત કરતાં ગૃહસ્થ બાપુએ બ્રહ્મચર્યનો મહિમા નીચેના એક જ વાક્યમાં ગાયો છે: 'અમારૂં સુખ તો જ્યારથી બ્રહ્મચર્યજીવન શરૂ થયું ત્યારથી વધવા માંડ્યું; અને આજે એ પરાકાષ્ઠાએ પહોંચ્યું છે.'

બાપુના જેલદિન ગણીએ અને ગાંધીમાસ પાળીએ તેના કરતાં બાપુનું જીવન જીવીએ એ વધુ શ્રેષ્ઠ હોઇ શકે. બાપુને સાચા ઓળખ્યા ત્યારે જ ગણાય કે જ્યારે આમાંનું કંઇક પણ આપણે વર્તનમાં આચરીએ.

સર્વ સ્થળે સર્વ સમયે બાપુનું હાસ્ય આવું જ પ્રેમ અને આનંદ વરેલું હોય છે. બહુ જીવો એ સદા મુક્ત બાપુ.

આ માસિક, અમદાવાદ, સારંગપુર, નવજીવન મુદ્રણાલયમાં તંત્રી રવિશંકર મહાશંક
અમદાવાદમાંથી પ્રગટ કર્યું.

# કુમાર

અંક ૩

## ઉગતી પ્રજાનું માસિક

ફાગણ ૧૯૮૦

વર્ષ ૧ અંક ૩

તંત્રી
રવિશંકર રાવળ







# વાંચનારને



સુભાગી આત્મા

આ માસિકથી તમારો ને અમારો સંબંધ થાય છે. દુનીઆના વહેવાર જેવો એ સંબંધ સાધારણ નથી, પણ જગતની કલ્યાણકારી યોજનાઓમાં વધારો કરનારી એ એક નવીન પ્રવૃત્તિ છે.

જગતના દીપોત્સવમાં દેશદેશના માનવીઓ આત્મકલાની જ્યોતિઓ આગળ ધરશે તે વખતે ગુજરાતના કુમારો શું અંધકારમાં શૂન્યમુખ થઈ ઉભા રહેશે ? એ વિચાર જ અસહ્ય છે. એ ભયંકર નિરાશા ભાંગવાનો આ એક પવિત્ર પ્રયાસ છે.

કલા, જ્ઞાન, ચારિત્ર, પ્રેરણા, સંસ્કાર અને પરસ્પર સદ્ભાવ ગુજરાતના કુમારોમાં પુરી તેમની આત્મજ્યોતિઓ સચેત રાખવાની અમારી અભિલાષામાં સ્વાર્થપરાયણતાનો ત્યાગ છે કે નહિ, તે તો ભવિષ્યનું અમારૂં કાર્ય બતાવશે.

ગુજરાતમાં બાલશિક્ષણની સામગ્રી છે—થતી આવે છે; પુખ્ત બુદ્ધિનાં માણસો માટે પણ જ્ઞાનસામગ્રી ભરી છે; પરંતુ ઉગતી પ્રજા—કુમારોને જીવનદૃષ્ટિ આપતી કશી જ સામગ્રી નથી એ ઉણપ પુરવાનો આ પ્રયાસ છે.

આપણું પ્રાચીન ગૌરવ, ઋષિવરોનાં આત્મદર્શનો, આપણી સંસ્કૃતિનો પ્રભાવ, સંતોની પ્રાણ પોષતી પ્રસાદીઓ, કલાની રસભરી કૃતિઓ, કુદરતની ભવ્ય લીલા, વિશ્વની ચમત્કૃતિઓ, નવી દુનીઆની વૈજ્ઞાનિક અજાયબીઓ, હુન્નરઉદ્યોગના નુસખાઓ અને વિનોદની વાનીઓ—આ સૌ શોધી, સંઘરી, માગી આણીને પણ સુંદર. નિર્દોષ સ્વરૂપમાં આપવું એ અમારો સંકલ્પ છે. આટલો ભારે સંકલ્પ પુરો કરવા પુરતાં સાધન—શક્તિ વખતે નહિ હોય; પરંતુ જેમને સાધન કરતાં યોજના પ્રિય છે, યોજના કરતાં હેતુ ઇષ્ટ છે એવાં સંસ્કારી ચિત્ત આ પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિની નજરે જોશે એવી આશા છે.

'કુમાર' કુમારોને જ માટે છે એવો ભ્રમ કોઇ ન કરે; કુમારીઓને અમે ભુલ્યા નથી. 'કુમાર' એટલે જ ગુજરાતનું 'કૌમાર.'

છેવટે, અમારી એટલી પ્રાર્થના છે કે અમારી ભુલો પર ચર્ચા ભલે કરજો, પણ અમારા હેતુમાં શંકા કરશો નહિ; કારણ કે અમારી શ્રદ્ધા છે કે એ હેતુની પાછળ પરમ કૃપાળુ પરમાત્માની પ્રબળ પ્રેરણા છે.

ગુજરાતની ઉગતી  પ્રજાનું માસિક

પુસ્તક પહેલું — સંવત ૧૯૮૦

અંક : ૩ — ફાગણ

વરસના રૂ ૭
૭ માસના રૂ. ત્રણ

કુમાર કાર્યાલય : ૪૮૮૦–રાયપુર : અમદાવાદ

પરદેશના રૂ. સાત
છુટક નકલના દસ આના


| | | |
|---|---|---|
| અજન્તાનું ચિત્રાલેખન | | મુખચિત્ર |
| પ્રાર્થના (કાવ્ય) | | ૮૧ |
| મિજલસ | | ૮૨ |
| પ્રસાદ | રામચન્દ્ર બળવંત આઠવલે | ૮૩ |
| દહીસીંગનું દહેરૂં (ફોટો) | | ૮૪ |
| અજન્તાની ગુફા (ચિત્ર) | | ૮૫ |
| કલાતીર્થ અજન્તા | નારાયણ ર. મલકાની | ૮૫ |
| પ્રાણદાયી હવા | | ૮૯ |
| વસંત (કાવ્ય) | ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ | ૯૦ |
| પંડિત વિષ્ણુ દિગંબર | | ૯૨ |
| કાચબા કાચબીનું ભજન (કાવ્ય) | | ૯૭ |
| બહારવટીઓ રામવાળો | પ્રાણજીવન આચાર્ય | ૯૯ |
| કદરદાન ! (કાવ્ય) | કવિ દલપતરામ | ૧૦૨ |
| ઇતિહાસદર્શન | 'ધૂમકેતુ' | ૧૦૩ |
| ભાવના (કાવ્ય) | સીતારામ જે. શર્મા | ૧૦૬ |
| પાંચ મીનીટની કસરત | | ૧૦૭ |
| અથાણું | | ૧૧૧ |
| આકાશદર્શન | હરિહર ભટ્ટ | ૧૧૨ |
| જરા ચેતજો | | ૧૧૪ |
| માધુકરી | | ૧૧૫ |
| ગયે મહીને | | ૧૧૭ |
| આ મહીને | | ૧૧૯ |


## આવતે મહીને 'કુમાર'માં

### કિરીટ

નામની અદ્‌ભુતરસની એક લાંબી વાર્તા શરૂ થશે. એના લેખક શ્રી. ધનગોપાલે તે પ્રકટ કરવાની ખાસ અનુમતિ આપી છે. તેમની કલમ તમને હિમાલયનાં જંગલોમાં ફેરવી ત્યાંનાં વિવિધ પ્રકારનાં પ્રાણીઓના કિસ્સાથી અદ્‌ભુતતા અનુભવાવશે; અને તેની સાથે આપણા ચિત્રકાર પંડિતની આબાદ પ્રાણીચિત્રણા જોઈ તમે ગર્વિત થશો.

બહારગામના એજન્ટો

વર્ધમાન ઍન્ડ સન્સ: ૧, પાયધુની, મુંબાઈ નં. ૩.

કરાંચી બુકસ્ટૉલ, નેપીઅર રોડ, કરાંચી.

## ગ્રાહકોને

આ માસિકનું લવાજમ, પોસ્ટેજ સાથે, વરસ એકના રૂા. ૬ છે. આખા વરસનું એકસામટું લવાજમ ન ભરી શકનાર રૂા. ૩ ભરીને છ મહિનાના ગ્રાહક બની શકે. પરદેશના ગ્રાહકોએ રૂપીઆ સાત મોકલવા. છુટક અંકના દસ આના. લવાજમ અગાઉથી જ લેવામાં આવે છે.

રૂબરૂ ગ્રાહક થનાર સરળતાને ખાતર પ્રથમ એક રૂપીઓ આપી પ્રથમ અંક મેળવે અને પોતાનું નામ રજિસ્ટર કરાવે. બાકીનું લવાજમ તેમને બાકીના અંક વી. પી. થી મોકલીને વસુલ કરવામાં આવશે.

ગ્રાહક ગમે તે માસથી થઇ શકાય છે; પાછળથી ગ્રાહક થનારને આગલા અંકો પુરા પાડવાને અમે બંધાતા નથી.

લવાજમ વી. પી. કરતાં મનીઑર્ડરથી મોકલી વસુલ કરાવવું એ વધારે સુગમ અને ઓછું ખરચાળ છે.

પુરેપુરૂં નામ અને ચોક્કસ સરનામું નહિ મોકલ્યું હોય તો માસિક ગેરવલ્લે જવા બદલ અમે જવાબદાર નથી.

પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અચુક લખવો. તે સિવાય કોઈ પણ જાતની વ્યવસ્થા કરવાનું બની નહિ શકે.

માસિકમાં આવતી ઇનામી હરીફાઈમાં ભાગ લેવાનો હક માત્ર ગ્રાહકોનો જ રહેશે; છુટક નકલ ખરીદનારાઓને કે ભેટ તરીકે અંક મેળવનારાઓને પણ નહિ.

## લેખકોને

ઉગતી પ્રજાને માટે જેની પાસે કંઇક પણ સંદેશો, પ્રેરણા, ઉપયોગી થવાની ઇચ્છા કે માર્ગદર્શક હકીકતો હોય તે આ માસિક માટે ખસુસ લખે.

જેઓને માટે આ માસિક ચલાવવામાં આવે છે તેઓ—કુમારો અને કુમારીઓમાંથી જેઓ ઉછરતા લેખકો હશે તેમને અમે યોગ્યતા પ્રમાણે જરૂર સ્થાન આપીશું; કારણકે અમારી ઈચ્છા છે કે આ માસિક વાંચનારાઓનાં હ્રદયનું પ્રતિબિમ્બ બને.

લેખમાંની હકીકતો વિષે લેખક જ બધી રીતે જવાબદાર રહેશે.

ભાષાન્તર કરેલા લેખો માટે બની શકે તો તેના મુળ કર્તાની પરવાનગી મેળવવી. અને જે ભાષાના ગ્રન્થ કે લેખ ઉપરથી ભાષાન્તર કર્યું હોય તેની સ્પષ્ટ માહીતી અચુક આપવી.

કેટલાક લેખો સ્થળસંકોચ કે બીજા કારણોને લઇને કદાચ મોડા પણ છપાય. તેવે વખતે લેખકે ઉતાવળા થઇને તેનો તે લેખ બીજે ક્યાંય છપાવતાં પહેલાં અમને ખબર આપવા કૃપા કરવી.

લેખો ચોકખા અક્ષરે, કાગળની એક જ બાજુએ અને શાહીથી લખેલા હોવા જોઇએ.

નામ અને સરનામાની માહીતી તથા પોસ્ટેજ નહિ મોકલ્યું હોય તો ન સ્વીકારાએલા લેખો પાછા મોકલવા અમે બંધાતા નથી.

જે અંકમાં લેખકનો લેખ છપાયો હશે તે અંકની એક નકલ લેખકને મળશે.









## પ્રાર્થના

: વૈતાલીય :
: [illegible] :

રમતે જ્યમ વત્સ સાંજરે
સહસા માતની યાદ ધારતું;
પ્રિય ! તેમ મધુર દર્શને
મમ શ્વાસે તુજ નામ જાગતું.

શિશિરે જ્યમ દીર્ઘ રાત્રિએ
ખમતી કંપ ગુલાબપાંદડી;
પ્રિય ! અંતર એમ હારીને
પ્રૂજતે પાંપણ કાઢું રાતડી.

પણ પાનખરે વસંતના
છુપલા સૂર વને કુજી રહે;
પ્રિય ! તેમ જ તારી પ્રાર્થના
પ્રગટે આતુર આજ જીવને.






'કુમાર' ઉગતી પ્રજા માટે નીકળે છે, એટલે તેમાંનાં લેખો તથા ચિત્રો વગેરે તેના જ વિકાસની ખાતર મુકાવાં જોઈએ; પરંતુ તેનો અર્થ એવો નથી કે ઉગતી પ્રજા જે કંઇ લખે કે ચીતરે તે બધું તેમાં આવવું જ જોઇએ. આવી ગેરસમજ ઘણા વાચકોની થઇ હોય એમ લાગે છે, કારણકે કુમારનો પહેલો અંક બહાર પડ્યો ત્યારથી કંઇ પાર વિનાના લેખો, કાવ્યો ને ચિત્રો મારા ટેબલ પર આવી પડ્યાં છે, અને ને દરેક કૃતિનો કર્તા પોતાની નીજ 'કુમાર'માં છપાયેલી જોવા આતુર છે.

✻

આ ઉગતા લેખકો અને કલાકારોને અમે તદન નાલાયક ગણતા નથી. પરંતુ 'કુમાર'નું દરેક પાનું વાંચનારને રસદાયક અને ઉપયોગી વાચનવાળું જ બને તેટલા ખાતર અમારે સાવચેતી રાખવી જોઇએ કે તેમાં કાચા લેખો ન આવી જાય. જે લેખકોએ લેખો મોકલ્યા છે તે સહુએ શાન્તિથી 'કુમાર'ના અંકો વાંચી જવા જોઈએ. તે ઉપરથી તેમને 'કુમાર'ના લેખોનું ધોરણ સમજાશે અને ભવિષ્યમાં તેમની કૃતિઓ તે જ ધોરણે વ્યવસ્થિત અને સુરચિત કરવાની દૃષ્ટિ મળશે. ઉગતા લેખકો સિવાય કેટલાક બીજા જાણીતા લેખકોના લેખો પણ મને મળ્યા છે ખરા; અને તેમને પણ મારે આ ઉપલી જ વાત કહેવાની રહે છે. તે સિવાય 'લેખકોને' એ મથાળા તળે આવતા નિયમોમાંના પહેલા જ નિયમ તરફ એ લોકોનું હું ધ્યાન ખેંચું છું: 'ઉગતી પ્રજાને માટે જેની પાસે કંઇ પણ સંદેશો, પ્રેરણા, ઉપયોગી થવાની ઇચ્છા, કે માર્ગદર્શક હકીકતો હોય તે આ માસિક માટે અનુસે લખે.'

✻

'કુમાર'ના લેખો માટે ઝડઝમકવાળા શબ્દો, આડંબરી વાક્યરચના, કે મોટા ગ્રંથકારોના મિથ્યા ટાંચણોની જરૂર નથી. પણ ખરેખર અનુભવની નજરે તપાસેલ, ચોકસ ઘડાએલા વિચારોવાળા, ઉકળાટ વિના લખાએલા, સ્પષ્ટ, સરળ ભાષામાં સાર દર્શાવતા ટુંકા પણ ટ.ચ.ટ લેખો જોઇએ. પછી તે શહેર કે ગામડાની વાર્તા હોય, ઈતિહાસ કે પુરાણનો પ્રસંગ યા સંવાદ હોય, પોતા અથવા કોઈ ઉપર વીતેલી બીના હોય, કોઇ સંસ્થા કે સંસારના ખોટા બંધારણ સામે ફરીઆદ હોય, પોતાના ધંધાની કોઇ તરકીબ હોય કે અક્કલથી ઉપજાવી કાઢેલો ટુચકો હોય; એ બધું 'કુમાર'માં આવી શકે. અમે તેવી અઘરી કે ખાનગી વાત પણ સભ્ય અને મર્યાદાવાળી ભાષામાં લખી કે કહી શકાય એવું મારું માનવું છે. એટલે અમે તો જીવનના ઉપયોગી પાઠો આપી શકે તેવી કોઇ પણ બાબતનો તિરસ્કાર કરવા ઇચ્છતા નથી. આટલી બાબતોનું રહસ્ય ધ્યાનમાં રાખી લેખકો લેખ લખી ન શકે ત્યાં સુધી તેમણે સારા ગ્રંથોનો અભ્યાસ ચાલુ રાખવો, જગતના બનાવો બરોબર જોયા કરવા અને મનની સ્થિરતા રાખી તોલ કરતાં શીખવું. પ્રસંગોપાત પોતાના અનુભવોની નોંધ પણ ટપકાવતા રહેવું. આવી નોંધો ભવિષ્યમાં અપૂર્વ સાહિત્ય બની જવાના દાખલા છે.

✻

આ બધી શરતો પાળતા રહીએ તો તો કુમારને સાથે કંઈ જ સહકાર ન થઇ શકે એમ તમે ન સમજ્યા હોશો. 'કુમાર'ના તંત્રી કંઈ સર્વદર્શી કે સર્વજ્ઞાની નથી; તેમ તેની શક્તિ અને સાધનો પણ એટલાં બધાં નથી કે તમને જોઇતું બધી જ જાતનું જ્ઞાન ને અનુભવ તે પુરાં પાડે. એટલે બીજી ઘણી રીતે તમે તંત્રીને સહાય કરી શકો તેમ છો. તમે તમારા ગામની તવારીખ (ટુંકો ઇતિહાસ) એકઠી કરો, અનુભવી અને વૃદ્ધ માણસોની પાસે બેસી જુના વખતનાં જીવનની હકીકતો નોંધી લો; તેમાં પણ અનેક કિસ્સાઓ હશે. તેમનાં સુખદુઃખો, રાજકર્તાના કેસ્સાઓ, પરાક્રમી પુરુષો, બહારવટીઆઓ ને ધાડપાડુઓની વાતો,—અરે, સામાન્ય લાગતાં સ્ત્રી બાળકોની નવાઈભરી વાતો, કહેવતો વગેરે સાહિત્ય તમે એકઠું કરી મને મોકલી શકો.

✻

એ તો જુનો વારસો સંભાળી લેવાની વાત થઈ. એ ઉપરાંત હાલ તમારા ગામ કે શહેરની સંપત્તિ રૂપ જે વિદ્વાનો, કલાકારો કે કારીગરો હોય તેમનાં ચરિત્રો, હકીકતો કે કૃતિઓ તમે 'કુમાર' મારફતે જાહેર કરી

શરૂ થાય છે ત્યાં મથાળે દર વખતે જે એકનું એક ચિત્ર મુકાયા કરે છે તેના ભાવ, જો અંદરની વિગતો ધ્યાનથી જોઈએ તો સ્પષ્ટ સમજાય તેવાં છે. સરસ્વતી દેવીની મૂર્તિ આગળ જ્ઞાન અને કલાકૌશલનાં સૂચક સાધનો પડેલાં છે. કુમારોનો વિકાસ દર્શાવતાં થોડાં પ્રફુલ્લ અને સુંદર કમળો અને જ્ઞાનનું સૂચન કરતા હંસો પણ તેમાં છે. અને આ બધાં વડે વિકસિત થઈને જેનો આત્મા વધુ સુંદર અને સંસ્કારી થયો છે એવા દિવ્ય કુમારના ગળામાં ફુલની વિજયમાળ આરોપી રહેલા બે હંસો તો સ્પષ્ટ છે. બીજા અંકના મથાળાના મુખચિત્રની હકીકત તો તેની વાર્તા પરથી સમજાય તેવી છે. શાંત, ગંભીર અંતઃકરણે પોતાના ગામને ખાતર જાતનું બલિદાન દેવા નીકળેલાં એ વરવહુને ઝીલી લેવાને તત્પર થયેલાં જળદેવીની મૂર્તિ પહોળા હાથ કરીને વાવમાંથી ઉભરાતાં પાણીનાં મોજાં સાથે ઉછળતી આવે છે એ તો તમે જોયું હશે.

⁂

'ઇતિહાસદર્શન'ના મથાળાના ચિત્રમાં ઈતિહાસનું મોટું ટીપણું ઉખેળી બેઠેલો કુમાર, પુસ્તકો વગેરે દ્વારા ઇતિહાસનું જ્ઞાન મેળવી આશ્ચર્યમુગ્ધ બની રહ્યો છે, અને તેની નજર આગળ વૃદ્ધ તથા કાળજુના ગંભીર ઇતિહાસ દેવતાની ઝાંખી મૂર્તિ તરી રહી છે. જુદે જુદે ઘેરથી ભિક્ષા માગી લાવી ગુજરાન ચલાવતા છોકરાની વાત કાકાસાહેબના 'માધુકરી'ના લેખમાં વાંચ્યા પછી તો, મને લાગે છે કે, એક હાથમાં ઝોળી અને બીજા હાથમાં પુસ્તકોનો થોકડો લઇ જતા છોકરાવાળા 'માધુકરી' વિભાગના મથાળાના ચિત્ર ઉપરથી, જુદાં જુદાં પુસ્તકોમાંથી જ્ઞાનસામગ્રી મેળવવાનો ભાવ સમજી શકશો. અને આ આપણી મિજલસને મથાળે આપણે 'સહુ' વાતો કરતા બેઠા છીએ એ તો સમજી શકાય તેવું છે. આટલા ખુલાસા પછી રસાયણવિદ્યાના ચમત્કાર કે વીજળીની રમતો, આકાશદર્શન, પુસ્તકપરિચય, લીલો મેવો અને પ્રાર્થનાના વિષયો સાથે આવતાં શણગારચિત્રો સમજવાં સહેલાં થઈ પડશે.

⁂

કોઇએ કહ્યું છે કે પોતાનું આત્મબળ ખીલવવા ઇચ્છનારે હમેશાં ઓછામાં ઓછાં ત્રણ કામ તો એવાં કરવાં જોઈએ કે જેને માટે તેને બહુ જ કંટાળો આવતો હોય. ઓહો! કંટાળો આવે એવાં કામ તો રોજ તમે સહુ કરો છો! જુઓને, તમને નીશાળે જવું ગમતું ન હોય છતાં જાઓ છો; રોજ મિષ્ટાન્ન ખાવાની મરજી હોય છે છતાં સાદો ખોરાક જ ખાઓ છો; મને પોતાને પણ બહાર ફરવા જવાનું બહુ મન છે, છતાં કમ બાંધીને આ માસિકના લેખો લખવાં બેસવું પડ્યું છે. ટુંકામાં ઉપલી બાબતો વિષે વિચાર કરી જોજો. તમને ગમતાં અને અણગમતાં કામોમાં ફરજનાં કામો કંટાળાભરેલાં લાગે ત્યારે જ આત્મબળ ખીલવવાનો પ્રયોગ કરજો.

⁂

ઘણીવાર આપણે માથે અણગમતાં કામો કરવાનાં આવી પડે છે; અને તે કરવાં જ પડે છે. જો કે આપણને તે કરવાનું ગમતું નથી. ધારો કે દીવાનખાનામાંથી બાવાંજાળાં કાઢી નાંખવાનાં છે; બાજમ ઝાટકી નાખવાની છે; ઘરની ખાળ સાફ કરવાની છે; ઘરમાં કોઇ માંદું છે તેનો ઝાડો કે ઉલટી વાસણમાંથી નાખી આવવાં છે. રોજના અનુભવમાં આવા કેટલાયે પ્રસંગો બને છે, અને તે વખતે આપણે મનમાં હા ના કરી ઘણો નકામો વખત ગાળી નાખીએ છીએ; જો કે છેવટે તે કરવાં તો પડે જ છે. આવાં અણગમો ઉપજાવનારાં કામો વિષે મેં એક શોધ કરી છે, તે તમને અહીં વિનામૂલ્યે જણાવી દઉં છું કે, 'અણગમતાં કામોમાં અણગમો ઉત્પન્ન કરનાર તો તે વિષેનો વિચાર જ છે.'

⁂

તમારે માથે આવી પડેલું કામ કરવાનું તો તમારે પોતાને હોય જ છે; પણ તે આવું છે ને તેવું છે કરીને તમે તેના પર વિચાર ચલાવો છો ને વાર લગાડો છો; અને એમાં જેમ જેમ વધારે વખત લાગતો જાય છે. તેમ તેમ કામ વધારે ને વધારે ખરાબ દેખાતું જાય છે. એવાં કામો માટે સહેલો રસ્તો એ છે કે તે સામું આવે કે તરત પહેલું તેને જ ઉપાડી લેવું અને કશો લાંબોચોડો વિચાર કર્યા વિના પાર ઉતારી નાખવું. આપણે દવાની કડવી ગોળી કેટલી ઝડપથી અંદર ઉતારી જઇએ છીએ! સામું આવી પડેલું અણગમતું કામ પણ, એ ખરાબ છે કે નહિ તે બાબત કશો વિચાર કર્યા સિવાય ઝડપથી પુરું કરો. અને તરત તમને નવાઇ લાગશે કે એમાં ન ગમે એવું કશું નહોતું.

⁂

આ અંકમાંના 'હેલાપીર અજન્તા' વાળા લેખમાં આપેલાં ચિત્રો ધ્યાનપૂર્વક જોવાની, અને બને તો થોડાં નકલ કરવાની હું ચિત્રકળાના અભ્યાસીઓને ભલામણ કરું છું. બરોબર સમજીને એ ચિત્રોની નકલ કરનારને એમાંથી ઘણું શીખવાનું મળશે.



Photo: Johnston & Hoffmann

**હઠીસીંગનું દહેરું: અમદાવાદ**

શેઠ હઠીસીંગે આ દહેરું આશરે ઇ. સ. ૧૮૪૦માં બંધાવ્યું છે અને એમાં શ્રી ધર્મનાથ તીર્થંકરની મૂર્તિની પ્રતિષ્ઠા કરી છે. ૧૧મા સૈકામાં આબુ ઉપર જે પ્રકારનાં દહેરાં બંધાતાં તેને અનુસરીને એ બંધાવ્યું છે. હિંદુ જૈન ઢબનાં મંદિરોની બાંધણી અને રચના જુના વખતમાં અતિ સુંદર અને ધન્યવાદને પાત્ર હતી. છતાં પાછળથી મુસલમાનોના કાળમાં એ સ્થાપત્ય અને શિલ્પમાં જે સુધારાવધારા થયા તેને લીધે તેમાં ઘણું સૌન્દર્ય અને સફાઈ આવ્યાં છે. પરંતુ જૈન ધર્મે આગ્રહપૂર્વક પોતાની રૂઢિને વળગી રહીને દેવળો બાંધવાનું ચાલુ રાખ્યું તેને લીધે હિંદુ ઢબનું છેલ્લામાં છેલ્લું સ્વરૂપ કેવું હતું તે જોવાનું જેમ *હઠીસીંગના દહેરામાં મળે છે તેમાં અગાઉની બારીકાઈ દેખાય છે, પણ અગાઉની સફાઈ નથી. સ્થાપત્યના ગ્રન્થોમાં* રં **આમ**

# કલાતીર્થ અજન્તા



પણા રસિક માણસો પોતાનાં ઘરોને છબીઓ વગેરેથી શણગારે છે; કેટલાંક વધારે પૈસાદાર હોય છે તે અંદરનાં થાંભલા, ઝરૂખા, ગોખ વગેરે પર કોતરણી કરાવે છે, અને ઘરની અંદરની તથા બહારની ભીંતો પર ચિત્રો ચીતરાવે છે. આ કોતરણી અને ચીતરામણની કળા અત્યારે તો ઘણી ત્યાં બહુ જ અધમ દશાએ પહોંચી છે. પરંતુ જુના વખતમાં આપણા દેશમાં એ કળાઓ સંપૂર્ણ રીતે ખીલેલી હતી. રાજાના મહેલોથી માંડીને ગરીબોનાં ઝુંપડાં અને સાધુઓને રહેવાની જંગલમાંની ગુફાઓ સુદ્ધાં બધે શિલ્પ અને ચિત્રકામ કરવામાં આવતાં. અત્યારે તો એ જુના વખતના મહેલો કે મકાનો કંઇ રહ્યાં નથી, પણ જંગલમાંની કેટલીક ગુફાઓ હજુ કુદરતના રક્ષણને લીધે જળવાઇ રહી છે. એ ગુફાઓમાંનાં કોતરકામ અને ચિત્રો એટલાં તો અદ્ભુત અને સુંદર છે કે જે જુએ છે તે દંગ થઇ જાય છે. અજન્તાની ગુફાઓ આવી ગુફાઓમાંની એક છે.

જુના કાળમાં વનમાં વસતા તપસ્વીઓ અને સાધુઓ ટાઢ, તડકા અને વરસાદથી પોતાનું રક્ષણ કરવા કુદરતી રીતે બનેલી ગુફાઓમાં આશ્રમ લેતા. ધીમેધીમે, તેમને ઇશ્વરભજન અને ધર્મચિંતન કરવા સારૂ આવી એકાંત ગુફાઓ બહુ ફાવવા માંડી, એટલે તેઓ પહાડોની કડણમાં મોટી ગુફાઓ કોતરવા લાગ્યા, અંદર મઠો બાંધવા લાગ્યા અને વખત જતાં તેમાં સુંદર કોતરકામ તથા ચિત્રકામ પણ થવા માંડ્યું.

અજન્તાની ગુફાઓ બૌદ્ધ સાધુઓના વખતમાં કોતરએલી છે. ઇ. સ. પૂર્વે ૨૦૦થી ઇ. સ. ૭૦૦ સુધીના વચ્ચેના ૯૦૦ વર્ષના ગાળામાં અજન્તા વસેલું હતું. એ વખતે ગુફાઓમાં સાધુઓના મઠો, વિહારો અને ચૈત્યો ઉપરાંત બૌદ્ધોની મોટી વિદ્યાપીઠ પણ હતી.

પહાડોની એક રમણીય અને એકાંત ખીણમાં આશરે અઢીસો ફુટ ઉંચા એક ખડક પર અજન્તાની ૨૯ ગુફાઓ ૬૦૦ વાર જેટલી પહોળાઇમાં ચંદ્રાકારે પથરાએલી છે. એ સુંદર ગુફાઓના મોં આગળ જ નીચે એક નાનું ઝરણું હજીયે ચોમાસામાં વહી રહે છે. આસપાસના ટેકરા ટેકરીઓ પર ખીલી ઉઠેલાં ફુલોની મહેકથી તથા વનસ્પતિથી પ્રફુલ્લ બની રહેલા એ શાન્ત વાતાવરણમાં, પક્ષીઓના કિલકિલાટ અને ખળખળ વહેતા પાણીના મન્દ ધ્વનિ વચ્ચે, એ ઝરણાને કાંઠે વિદ્યાર્થીઓ અધ્યયન કરતા અને બૌદ્ધ સાધુઓ પ્રાર્થના કરતા ફરતા.

ગુફાની અંદર વિહારોમાં સભામંડપો તથા સુવાનાં ભોંયરાંઓ, અને ચૈત્યોમાં સ્તૂપ પરસાળ, પૂજાના ઓરડાઓ તથા બીજા અનેક ખંડો છે. આ સહુની અંદર ભીંતો, છતો અને થાંભલાઓ ઉપર બધે સુંદર કોતરણી અને ચિત્રો કરેલાં છે. તેમાંયે ચિત્રકામ તો અદ્ભુત છે. વિદ્વાન બૌદ્ધ ભિખ્ખુઓ પોતાના વિદ્યાર્થીઓને અહીં શીખવતા અને ધર્મચિંતન કરતા. પિતાપુત્રના ભાવથી સહુ અહીં વસતા અને સઘળે પ્રેમ, ભક્તિ ને સૌન્દર્યનું વાતાવરણ છાઇ રહેતું.

પણ વખત વહેતો ગયો, ધીમેધીમે બૌદ્ધ ધર્મની પડતી થતી ગઇ અને ઇ. સ. ૭૦૦ પછી તો આ આ ગુફાઓ પણ ઉજ્જડ થઇ ગઇ. સમાએ આગળના ભાગમાં વનસ્પતિ ઉગીને અને ખડકોના પત્થરો આવી પડીને એ ગુફાઓનાં મોં બંધ થઇ ગયાં, અને આમ

લગભગ ૧૧૦૦ વરસ સુધી કુદરતે અંદરનાં ચિત્રો તથા કોતરકામનું માતાની પેઠે રક્ષણ કર્યું. સોએક વર્ષ પહેલાં શીકારે નીકળેલા એક અંગ્રેજની નજરે આ ગુફાની એક કમાન ઓચિંતી પડી. તપાસ કરતાં ગુફાઓ મળી આવી અને ધીમેધીમે તેની ખ્યાતિ ફેલાતી ગઈ. એ વખતે હિન્દુસ્તાનમાં કંપની સરકારનું રાજ્ય જામતું જતું હતું. જે જે અંગ્રેજની નજરે આ ગુફાઓ ચડી તે સહુ એ જોઈને આશ્ચર્ય મુગ્ધ થઈ ગયા, અને તેમણે તેની સાફસુફી, રક્ષણ તથા બને તેટલો જીર્ણોદ્ધાર કરવા સરકારમાં લખાણ કર્યાં.



મેજર ગિલ નામના અંગ્રેજે પહેલવહેલાં એ ચિત્રોની થોડી નકલો ઉતારી ઇંગ્લંડ મોકલી. ત્યાં એક પ્રદર્શનમાં એ મુકાએલી, તે પ્રદર્શનને આગ લાગવાથી તે સાથે બળી ગઈ. ત્યાર પછી મુંબઈ સ્કુલ ઑફ આર્ટસના પ્રિન્સિપાલ ગ્રિફિથે પોતાના વિદ્યાર્થીઓની મદદથી મોટે ખર્ચે તે ચિત્રોની ફરીથી નકલ ઉતારી અને તેને છપાવ્યાં. પરંતુ ગ્રિફિથનાં દોરેલાં મુળ ચિત્રો પણ સાઉથ કેન્સિંગ્ટન મ્યુઝીઅમમાં મુકેલાં તે ત્યાં આગ લાગવાથી ફરીથી બળી ગયાં. માત્ર થોડાં છુટાંછવાયાં બીજે હતાં તે બચી જવા પામ્યાં. ત્યાર પછી ફરી એકવાર ઇન્ડીઆ સોસાયટીએ લેડી હેરિંગહામને એ ચિત્રોની નકલ કરવાનું સોંપ્યું; અને તેણે બંગાળાના નંદલાલ બોઝ અને સૈયદ અહમદ વગેરે હિન્દી ચિત્રકારોની મદદથી ફરીથી નકલો તૈયાર કરી તે ઇન્ડીઆ સોસાયટીએ છપાવી બહાર પાડી.

સો વર્ષ પહેલાં ગુફાઓ પહેલી નજરે પડી ત્યારે પણ એ પંદરસો વર્ષનાં જુનાં ચિત્રોના રંગો પર પહેલાંના જેવી તાજી ચમક હતી. પણ ગુફાઓ શોધાયા પછી તરતમાં તેની સંભાળ લેવાનું ન બની શકવાથી એ અરસામાં ઘણા અજાણ લોકોએ ચિત્રો તોડી નાખ્યાં. ચામાચીડીઆં, ભમરા અને બીજાં જંતુઓએ કેટલુંક નુકસાન કર્યું; રખડતા સાધુબાવાઓ બેદરકારીથી અંદર સુવા માંડી રાંધીખાઈ ચાલ્યા જતા તેના ધુમાડાથી ઘણાં ચિત્રો ખરાબ થઈ ગયાં: કોઈ રખડેલ મુસાફરો કે આસપાસનાં ગામડાંનાં છોકરાઓએ ભીંતો પર લીટા કે ઉઝરડા પાડીને ખરાબ કર્યાં: તો કોઈ પરદેશીઓએ પોતાના વિલાયતના મિત્રો વગેરેને ભેટ આપવા માટે કેટલાંક ચિત્રોનાં માથાં કાપી લીધાં! આમ ઘણુંખરાં ચિત્રો નાશ પામ્યાં, અને અત્યારે સરકારની પુરતી ખબરદારી અને રક્ષણ હોવા છતાં પણ એ ધીમેધીમે ઉખડી નાબુદ થતાં જાય છે.

દિલગીરીની વાત છે કે આપણા દેશમાં લગભગ ઘણાખરા લોકોને અજન્તા શું છે એની પણ ખબર નથી. આવો અપૂર્વ અને સુંદર કલાસંગ્રહ બીજા કોઈ દેશમાં હોત તો અત્યંત કાળજીથી તેનું રક્ષણ કરવામાં આવત અને લોકો પરમ પૂજ્ય ભાવે એ કલાતીર્થની યાત્રા કરી તેના દર્શનથી કંઇ કંઇ પ્રેરણા પામત.

અજન્તાની ગુફાઓ નિઝામના રાજ્યમાં આવેલી છે. ખાનદેશ અને દક્ષિણના સપાટ પ્રદેશને છુટા પાડતા વિંધ્યાચળ પર્વતના એક ઘાટના નાકા ઉપર અજન્તા નામનું નાનું ગામ છે. આ ગામથી ચાર માઇલ દૂર

અજન્તાની ગુફાઓ આવેલી છે. જી. આઈ. પી. રેલ્વેના જળગાંવ સ્ટેશનથી મોટર કે ગાડીમાં બેસીને અજન્તા જવાય છે.

અજન્તાની ગુફાઓ તેનાં સ્થાપત્ય, શિલ્પ અને ચિત્ર એ ત્રણ કળાઓ માટે પ્રખ્યાત છે. તેમાંયે ત્યાંની ચિત્રકળા તો અતીવ સુન્દર છે, અને જગત આખાની ચિત્રકળાના ઇતિહાસમાં તેનું સ્થાન અસાધારણ છે. તેમાં બુદ્ધ ભગવાનના જીવનનાં અને તેમના પૂર્વ જન્મની કથાઓનાં ચિત્રો ઉપરાંત, રાજમહેલો, દરબારો, સવારી અને શીકારના દેખાવો, સામાન્ય લોકજીવનના પ્રસંગો, કમળની કુંજો અને ઉપવનો, વનશ્રી, પશુ અને પક્ષીઓ—બધું આવેશભર પ્રેરણાથી ચીતરેલું છે. ભીંતો અને છતો, પરસાળો અને થાંભલાઓ બધાં આવાં ચિત્રોથી સભર ભર્યા છે. તે એટલાં સુંદર અને સજીવ છે કે સર્વ આપણી આંખ-સામે રમતાં દેખાય છે. એ ચિત્રોનું લાવણ્ય એટલું મનોરમ છે, એના રંગોની જમાવટ એટલી સુમેળ છે અને તેમાંના ભાવો એટલા ઉંડા અને સચોટ છે કે જોનારનાં હૃદયને તે ભક્તિમુગ્ધ કરી દે છે. હાલમાં બંગાળામાં ચિત્રકારોનો જે નવો સંપ્રદાય નીકળ્યો છે તે અજન્તાનાં ચિત્રોમાંથી જ પ્રેરણા મેળવે છે. ચિત્રકળાના અભ્યાસીઓને માટે અજન્તા એ પ્રેરણાનો ભંડાર છે. ખરે જ અજન્તા એ કલાનું તીર્થ છે.

અધ્યાપક નારાયણ મલકાનીએ નીચેના લેખમાં અજન્તાના ચિત્રકારો અને ચિત્રશૈલિ વિષે ઘણું સુંદર વિવેચન કર્યું છે. અજન્તાની આટલી પિછાન પછી વાંચનારને તે જરૂર રસદાયક થઇ પડશે.

## અજન્તાનાં ચિત્રો

અજન્તાનાં ભીંતચિત્રો દુનીઆભરમાં જાણીતાં છે. એવું મનાય છે કે પૉમ્પી નગરને બાદ કરતાં જગત આખામાં મોટામાં મોટો પ્રાચીન ચિત્રસમુદાય અજન્તાની ગુફાઓમાં છે. મુળ ત્યાંની કુલ ૨૯ ગુફાઓમાંની ૧૬ પ્રથમ સચિત્ર કરવામાં આવી હતી; પરંતુ હાલ તો તેમાંની માત્ર ત્રણ જ જુના કાળની જાહોજલાલીના અવશેષ જાળવી રહી છે. છઠ્ઠા અને સાતમા સૈકાની કેટલીક ગુફાઓ સૌથી મોટી છે, અને તેમાંનું ચિત્રકામ પણ સર્વશ્રેષ્ઠ છે. એ ઓગણત્રીસ ગુફાઓમાંની પહેલી, બીજી, સોળમી અને સત્તરમી ગુફાઓ આશરે ૧૦૦ ફુટ લાંબી, ૮૦ ફુટ પહોળી અને ૧૫ ફુટ ઉંચી છે. આટલી વિશાળ એ હોવા છતાં તેની ભીંતો, છત, સ્થંભો, પ્રદક્ષિણા-માર્ગો, પ્રવેશદ્વારો અને બારીના ખડો—બધાં ચીતરામણથી ભરી દેવામાં આવ્યાં છે. ભીંતો ઉપરનાં કેટલાક ચિત્રો તો પંદર પંદર ફુટ લાંબા અને તેટલાં જ પહોળાં છે. અજન્તાનું ચિત્રકામ ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં શરૂ થઇને ઇ. સ. ના સાતમા સૈકામાં પુરૂં થયું હતું. આપણે જોઇને સ્તબ્ધ થઇ જઇએ એટલું ભારે ચિત્રકામ ત્યાં થયું છે. તેના વિસ્તારનો અને તે પર લેવાયેલી અથાગ મહેનતનો ખ્યાલ આપણને ઠંડા કરી મુકે છે. એવું અદ્ભુત કામ માત્ર દૃઢ સંકલ્પ, અંતરની લગની અને જ્વલંત જીવનભાવનાનું જ પરિણામ હોઇ શકે. ત્યાંના કાર્ય કરનારે પોતાના કાર્યને જ ઉપાસના માની લીધી છે; અને એના એ ધર્મકાર્ય પરની તેની શ્રદ્ધાની પ્રબળ ભાવના તેમાં સ્પષ્ટ દેખાય છે. જો એને પરિશ્રમ કહેતા હો તો એ પ્રેમપરિશ્રમ છે—પ્રીતિથી છલોછલ ભરેલો પરિશ્રમ છે; જો એને કાર્ય કહેતા હો, તો એ કાર્યમાં આરાધના છે.

અજન્તાનાં ચિત્રો સુંદર કૃતિઓ છે; તે ઉપરાંત તેમાં સંસ્કારી કળા છે. તેનું કલ્પનાવિધાન ભવ્ય છે, તો તેની ચિત્રણા તેથી યે અદ્ભુત છે. એ ચિત્રોના કરનારાઓમાં કલ્પના ઉપરાંત સંસ્કાર અને રસવૃત્તિ પણ છે એવું દેખાઇ આવે છે. તેઓએ સંસાર જેવો નીરખ્યો તેવો જ આવેશભર ચીતરી બતાવ્યો. તેઓ કોઇ વૈરાગી કે તપસ્વીઓ નહોતા; સંસારમાં વસતા છતાં સંસારી જીવ નહોતા. વિવિધ રસથી ભરેલું કોઇ નાટક જોઇ રહ્યા હોય અને તેને ચીતરી રહ્યા હોય એવું તેમનાં ચિત્રો પરથી લાગે છે.

એમના સમયમાં સંસાર વિધવિધ ઉર્મિઓથી ઉભરાતા નાટક જેવો હતો. દેશભર લાગણીઓનું એક મોટું મોજું ફરી વળ્યું હતું. બુદ્ધ ભગવાનના

અલૌકિક ઉપદેશથી સારી આલમ ચેતી ઉઠી હતી. આવે સમયે જીવનની ઉન્નતમાં ઉન્નત ભાવનાઓ પ્રજાના પામરમાં પામર મનુષ્યને ગળે ઉતરી જાય એવી રીતે સમજાવવાની ફરજ એ ચિત્રકારોને માથે આવી પડી. તેમણે તે ઝીલી લીધી અને આભાર ઉતારી. અજન્તાનાં ચિત્રો એ તો તેમના એ પ્રયત્નોનો અવશેષ માત્ર છે. એ ચિત્રોમાં ચિત્રકારની બુદ્ધ ભગવાન પ્રત્યેની ભક્તિ છે; ઉચ્ચ ને નીચ, ગરીબ ને તવંગર સહુને માટેના ભગવાન બુદ્ધના ઉપદેશોનો ભાવ તેમાં આલેખેલો છે.

જ્વલંત શ્રદ્ધાથી ભરેલા એ ચિત્રકારોમાં આવેશભરી સહૃદયતા હતી. તેઓ પ્રેરણાથી ભરેલા હોવાથી તેમની કળામાં ઉર્મિઓનું તત્ત્વ હતું. કોઈ ધનવાનોને ખુશી કરી તેમની મહેરબાની મેળવવા તેઓ છબીઓ નહોતા કાઢતા; કામીઓની વાસના જગાડવા કે જુવાનોને ગળાવવા સારૂ તેઓ બીબીઓ નહોતા ચીતરતા. તેઓ રાજદરબારો ચીતરતા, પણ તે રાજ્યનો વૈભવ બતાવવા નહિ; શીકારના દેખાવો ચીતરતા, પણ તે હિંસાને ઉત્તેજન આપવા નહિ; પણ એ ખાલી ભભકો અને ક્રૂરતા ઉઘાડાં પાડવા. પ્રેમ અને દયાનો સંદેશ સમસ્ત જગતને પહોંચાડવા તેઓએ તે આલેખ્યાં છે. જગતને તેમણે બંધુભાવે એક કુટુંબ જેવું માન્યું; અને એ કારણે જ તેમની કળામાં મહત્તા આવી.

આવી ભાવનાઓથી ભરેલા અજન્તાના ચિત્રકારો ભવ્ય કલ્પના રચતા અને ઉદાત્ત મનોભાવે ને ચીતરતા.



તેમનાં ચિત્રોમાં સૌન્દર્ય હતું. સાધારણ જીવનના પ્રસંગોમાં તેઓ એ સૌન્દર્ય જોઇ શક્યા છે અને ચિત્રોમાં ઉતાર્યું છે. તેમણે વિલાસ અને ક્રૂર ભાવો નહિ પણ સૌમ્ય અને શાન્ત ભાવો આલેખ્યા છે; પ્રબળ અને પ્રતાપી નહિ પણ સુરૂપ અને સુંદર સ્વરૂપો ચીતર્યાં છે. તીક્ષ્ણ આંખ, વધારેલા હાથ કે વધારેપડતાં માથાં તેમણે નથી ચીતર્યાં; પણ મૃદુ આંખ, સુકોમળ હાથ, યૌવનથી ખીલતા ચહેરા અને સુલલિત દેહલતા તેમને ભલાં લાગ્યાં છે. સંસારમાં વિહરતાં આ વસ્તુઓ તેમની નજરે ચડતી અને તેમની કળામાં સહજ ઉતરી આવતી. કુદરતની મર્યાદા તેઓ જાણી શક્યા હતા, એટલે તેના નમુનાઓમાં ખુટતી વસ્તુઓની પુરવણી કરીને તથા યોગ્ય ફેરફારો કરીને તેનું કાર્ય પુરૂં કરી લેતા. જુદી જુદી વસ્તુઓ એ કલાકારને મન વિચાર બતાવવાનાં સાધનો માત્ર છે; તેથી તે વસ્તુઓને જેવી દેખાય છે તેવી ન ચીતરતાં પોતાના મન પર તેની જેવી છાપ પડે છે તેવી જ તેને આલેખે છે. બહાર સાદે સ્વરૂપે દેખાતા આકારો તેના કલામય મગજમાં એક ખાસ પ્રકારનું આદર્શ સ્વરૂપ ધારણ કરે છે. ખરો કલાકાર વસ્તુઓને જો ફોટોગ્રાફની પેઠે જેવી જુએ છે તેવી ચીતરતો નથી, પણ કવિની પેઠે ઉર્મિભરિત નેત્રોથી તેને નીરખે છે અને જીવનના આવેશથી તેને ચીતરે છે. અજન્તાનાં ચિત્રો સુંદર લાગે છે તેનું કારણ એ છે કે તેના ચિત્રકારોમાં ઉર્મિઓ હતી—કળાની નજર

હતી. એક સાધારણ શહદારી પણ તેમને નજીવો લાગ્યો નથી. તેઓ બારીકીથી તેનું અવલોકન કરતા, અભ્યાસ કરતા અને પરીક્ષા કરતા; અને પછી તેમાંથી કુરૂપ અને વિકૃત હોય તેટલું તજી દઇને શિષ્ટ લાગે તે જ સ્વીકારતા; વિરૂપતા બાદ કરીને સુંદર તત્ત્વ ઉપાડી લેતા. હોઠ ઉપર સ્મિત મુકતા, આંખમાં ચમક આપતા, અંગમરોડમાં લાવણ્ય અને દરેક ભાવમાં સજીવતા આણતા. આ ઉપરથી એમ નથી માનવાનું કે એમના સમયમાં સંસાર દેવભૂમિ સમો અને માનવીઓ સુંદર કિન્નરિતાઓ જેવા હતા; પણ ચિત્રકારોના મનોરાજ્યમાં તો એમ જરૂર હતું જ. તેઓ એ દેવભૂમિમાં પોતાના મનથી વિહરતા અને તેને નીરખતા; અને તેથી જ પોતાની કલ્પના અને ઉર્મિના બળ વડે તેમણે તે આલેખી બતાવ્યું છે.

અત્યારનો કોઇ પણ કલાકાર જો પોતાની કળાને ઉત્કૃષ્ટ કરવા માગતો હોય તો તેણે અજન્તાની કળામાંથી પ્રેરણા મેળવવી જોઇએ. આર્યાવર્તની એ સર્વશ્રેષ્ઠ, ભવ્ય અને સુંદર કળા છે. આર્ય સંસ્કૃતિના ગૂઢ ભાવ સમજવાની, આર્યોના આદર્શો અને રસવૃત્તિ જાણવાની કોઇને આકાંક્ષા હોય તો તેણે અજન્તાની કળા સમજવા યત્ન કરવો. જે જશે અને જોશે તે જાણશે કે અજન્તાની કળા તેના ચિત્રકારોની શ્રદ્ધા, ઉચ્ચભાવ અને ઉલ્લાસને લીધે જ ઉત્કૃષ્ટ છે. કલાકારમાં અનુકંપા અને સાચી ઉપાસના ન હોય તો કળા ઉચ્ચ કોટિની ન જ થઇ શકે. ગુરુઓ બુદ્ધિ દ્વારા જે જ્ઞાન આપી શકે છે તેટલું જ જ્ઞાન કલાકારો ઉર્મિ દ્વારા આપી શકે છે; અને તેટલે અંશે તેનું કાર્ય જરૂર ઉચ્ચ છે.

નારાયણ ર. મલકાની

---

# પ્રાણદાયી હવા

એક ગામડાના લોકો બહુ જ ભોળા અને ભલા હતા. મોટેરાંનાં વચનને માન આપતા અને તેઓ કહે તેમ કરતા.

તે ગામમાં જુના જમાનાનો એક ડોસો રહેતો હતો. તે હમેશાં કહેતો કે હેમંત ઋતુની હવા બહુ જ નરવી હોય છે. તે જેટલી શરીરમાં જાય તેટલો માણસ વધારે તન્દુરસ્ત અને બળવાન બને. હેમન્તની હવા એટલે શુદ્ધ પ્રાણ.

કાળે કરીને ડોસો દેવલોક પામ્યો એટલે લોકો તેને વધારે સંભારવા લાગ્યા. તેના શ્રાદ્ધને દિવસે સહુ ગામલોક ભેગા થતા અને તેનાં વચનો યાદ લાવતા.

એક વખત એક જણે કહ્યું, 'ભાઇઓ, ડોસા કહેતા તે પ્રમાણે ચાલીશું તો જ સુખી થઇશું. આપણે એમ કરીએ, કે હેમંતઋતુ પુરી થતાં પહેલાં ઘરનાં બારીબારણાં બંધ કરી પ્રાણદાયી હવા સંઘરી રાખીએ. બીજી હેમંત આવશે ત્યાં સુધી તે ખોલીશું. ઘરમાં તો બહાર જવાનું બનતાં સુધી ઓછું રાખીએ, અને તે પણ એક નાનકડું બાકોરૂં રાખીને તેમાંથી જ. પ્રભાત થશે જરા ઉઘાડવું કે તરત બંધ !'

આ સલાહ સહુને ગળે ઉતરી અને બધા તેમજ કરવા લાગ્યા. પરિણામ શું આવ્યું તે કહેવાની જરૂર નથી.

રૂઢિ ઉપાસક, પુરાણપ્રિય ચુસ્ત સનાતની હિન્દુ સમાજ તે પરિણામ હમેશાં અનુભવે જ છે.





# પંડિત વિષ્ણુ દિગંબર

મહારાષ્ટ્રમાં કુરૂંદવાડ કરીને એક સંસ્થાન છે. આજથી આશરે પચાસેક વર્ષ પહેલાં કોઈ શુભ પ્રસંગે ત્યાં મોટો દરબાર ભરવાની તૈયારી થઈ રહી હતી. સહુ અમલદારો, સંભાવિત ગૃહસ્થો વગેરેને તેમાં આમંત્રણ હતું; પણ ત્યાંનો રાજગાયક આમંત્રણ વિનાનો રહ્યો હતો. રાજ્યને જણાયું હશે કે આખરે ગવૈયા તે ગવૈયા જ. એને વળી આમંત્રણ શાં? પોતાને આમંત્રણ નથી એમ જાણી રાજગાયકને દુઃખ થયું. પણ શું કરે? સંસ્થાનનો નોકર, એટલે પડે તેટલું ખમી લે પરંતુ ગુરુનું આ અપમાન તેનો તેજસ્વી તરુણ શિષ્ય સાખી ન શક્યો. ઉચ્ચ કલા પ્રત્યે રાજ્યે બતાવેલી આ અપમાનભરી બેદરકારી તેને અસહ્ય લાગી ને રાતોપીળો થઈ ગયો અને રોષના આવેશમાં ચાણાક્યની પેઠે તેણે પ્રતિજ્ઞા કરી કે 'આ જન્મમાં જ સંગીતકલાનો દરજ્જો ઊંચો કરવો અને ગવૈયાઓનું માન વધારવું. આજથી એ મારા જીવનનું ધ્યેય રહેશે'. આ તરુણ તે પંડિત વિષ્ણુ દિગંબર પલુસ્કર.

એક કાળે આપણી આ ભરતભૂમિમાં સંગીત જીવન સાથે ગુંથાઈ ગયું હતું. બ્રાહ્મમુહૂર્ત (રાતના પાછલા પહોર)માં સુતેલા સંસારીઓ ઋષિઓના સામગાન કે મંગળ સ્તોત્રોના સાત્વિક સ્વરાલાપોથી અદ્ભુત વાતાવરણનું ભાન કરી જાગી ઉઠતા. નગરોની શેરીઓમાં ગાયકો નારદીય વીણા લઈ લોકોની વચ્ચે સ્વરોની રેલ કરી દેતા. દેવમન્દિરોમાં સરણાઈ અને દુંદુભિનાદ આઠે પહોર થયા કરતો સ્ત્રીઓ દરેક કામ કરતાં પુણ્યનામી પુરુષોનાં ગીતગુંજન કર્યા કરતી. બાળકોનું વિદ્યાધ્યયન પણ છંદ અને ગાનમાં જ થતું. સંગીતપ્રવીણ ગાયકો મનુષ્યથી ઉચ્ચ કોટિના ગન્ધર્વો જેવા લેખાતા.

પણ ધીમે ધીમે આ દશા બદલાઈને વિલાસી યુગોમાં સંગીત બહુ અધમ દશાએ પહોંચ્યું. જે સંગીત આત્માના વિકાસ માટે, કાર્યની સ્ફુરણા માટે કે હૃદયના ઉચ્ચ ભાવો જાગૃત કરવા સરજાયું હતું. તેનો ઉપયોગ પૈસા કમાવામાં, વિલાસી શ્રીમંતોની વાસનાઓ તૃપ્ત કરવામાં ને હલકી મનોવૃત્તિઓને આવેશભર ખાલી કરવામાં થવા લાગ્યો. બીજી રીતે કહીએ તો સમાજનું પતન થવા સાથે લોકોની સંગીત વિષેની ખરી અને ઉચ્ચ ભાવના પણ પતિત થઈ. પરિણામ એ આવ્યું કે ખાનદાન અને સભ્ય કુટુંબોમાંથી સંગીતને રજા મળી, ગાઈ બજાવી જાણનાર લફંગો લેખાવા માંડ્યો અને સમાજમાંથી સંગીત અદૃશ્ય થવા લાગ્યું.

છતાં બંગાળા, ઉત્તર હિન્દુસ્તાન, મહારાષ્ટ્ર અને આગળ દક્ષિણમાં સંગીત તદ્દન નાબુદ નહોતું થઈ ગયું. માત્ર આપણા ગુજરાતમાં તેનો સમુળગો અભાવ થઈ ગયો હતો એટલે લોકો પણ નિસ્તેજ અને નીરસ, તથા માત્ર પૈસા કમાવાની લોલુપતાવાળા બની ગયેલા. જીવનનો આનંદ કે ઉર્મિનો ઉછાળો તો તમને ક્યાંય જોવા પણ ન મળે. ચમકતી આંખોવાળા, નાચતા ખેલતા ને કિલકિલાટ કરતા કુમારો ને યુવાનોને બદલે ઠંડા, ગંભીર ઘુવડ જેવા બની ગએલા, અકાળે વૃદ્ધ થઈ ગએલા યુવાનો જ દેખાય. ચાર બંગાળીઓ એકઠા મળે તો આનંદથી મૃદંગ કે

બંસીથી અંતર ભીંજાવે; ઉત્તર હિન્દમાં તો ઘેર ઘેર ઢોલક ને ઘેર ઘેર તાન; મહારાષ્ટ્રમાં પણ દરરોજ રાત્રે ભજનમંડળી અને જલસા જામે જ. આમાં સંસારની ગડમથલ, થાક અને ચિંતા ક્યાંયે વિસરાઈને અદૃશ્ય થઈ જાય.

આનંદની વાત છે કે રાષ્ટ્રીય નવયુગનાં આંદોલનોની સાથે ગુજરાતમાં સંગીતનું તત્ત્વ પણ દાખલ થયું છે અને તેનો પ્રચાર વધતો જાય છે. એ પ્રચારની શરૂઆત રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓથી થઈ છે. સરકારી શાળાઓમાં સંગીતને લેશમાત્ર પણ સ્થાન ન હોવાને લીધે પ્રજાને આટલાં વર્ષો સુધી જ્ઞાન અને આનંદનો નિઃસીમ ભોગ આપવો પડ્યો છે.

ગુજરાતમાં સંગીતની જે પ્રવૃત્તિ હમણાં થતી જાય છે તેની શરૂઆત આજથી પચીસેક વર્ષ પર બીજા પ્રાંતોમાં કરનાર, સંગીતનો આનંદ ગુમાવી બેઠેલી પ્રજામાં તેનો સંચાર કરનાર, જ્યાં હતું ત્યાં તેને વિશુદ્ધ કરી જીર્ણોદ્ધાર કરનાર મહાન સંગીત પ્રચારક પંડિત વિષ્ણુ દિગંબર છે. અત્યારે ગુજરાતમાં સંગીતપ્રચારના જે પ્રયત્નો થાય છે તેમાં ઘણોખરો ભાગ એમનો અને એમના શિષ્યોનો છે. પંડિત વિષ્ણુ દિગંબરની જીવનભાવના કેમ બંધાઈ એ પ્રસંગ શરૂઆતમાં વર્ણવ્યો છે. હવે એમને વિષે થોડી વધારે માહીતી :

પંડિત વિષ્ણુ દિગંબર પલુસ્કર ગરીબ કુટુંબમાં જન્મ્યા હતા. દારિદ્ર્યને કારણે બાળપણમાં એમને કુરુંદવાડના યુવરાજના આશ્રિત તરીકે રહી વિદ્યાભ્યાસ કરવો પડ્યો. અંગ્રેજી પાંચમા ધોરણમાં પોતે અભ્યાસ કરતા હતા તે વેળા દીવાળીના ફટાકડા ફોડતાં આંખમાં દારૂ ઉડવાથી ભણવાને માટે આંખો નકામી થઈ. તેમના પિતા 'વિષ્ણુનું હવે શું થશે ' એ ફિકરમાં પડ્યા, પણ મિત્રોએ તેને સંગીત શીખવવાની સૂચના કરી. નાનપણથી જ વિષ્ણુનો કંઠ મીઠો હતો. તેના પિતા કીર્તન કરતા ત્યારે વિષ્ણુ હમેશાં પાછળ ઉભો રહી સૂર પુરાવતો. બાળપણનો આ અભ્યાસ આગળ ચલાવવાનો નિશ્ચય કરી મીરજ સંસ્થાનના બાળકૃષ્ણ બુવા ઇચલકરંજીકરની પાસે તેમને સંગીત શીખવા માટે મુકવામાં આવ્યા. આ ગુરુની પાસે લગભગ દસ વર્ષ સુધી વિષ્ણુએ સંગીતશાસ્ત્રનો બરોબર અભ્યાસ કર્યો. અભ્યાસ કરવાની તેની પદ્ધતિ જબરદસ્ત હતી. સવારથી સાંજ સુધીમાં ફક્ત ખાવા કરવાના બે કલાક બાદ કરતાં બાકીનાં વખતમાં તે સતત મહેનત કરતા. આવો વ્યાસંગી વિદ્યાર્થી દસ વર્ષમાં સંગીતકલા પર પ્રભુતા મેળવે એમાં શી નવાઈ ?

અભ્યાસ પુરો થયો, અને સંજોગવશાત્ પંડિતજીને મીરજ સંસ્થાનમાં પંદર રૂપીઆની ગવૈયાની નોકરી ધરવામાં આવી. પણ સંગીતશાસ્ત્રનો ઉદ્ધાર કરવાની અને સમાજમાં તેનો દરજ્જો ઉંચો ચડાવવાની પ્રતિજ્ઞા લઈ બેઠેલા પંડિતજી નોકરી કેમ સ્વીકારે ? તેમણે તરત તેની ના પાડી. આ અરસામાં તેમનું લગ્ન પણ થએલું હતું. પણ તે સ્ત્રીનું દર્શન કરે તે પહેલાં જ કોઈએ આવીને તેમની જીવનપ્રતિજ્ઞાની યાદ આપી કહ્યું કે 'જો સંકલ્પ પુરો કરવો હોય તો સંસારમાં પડશો નહિ. બ્રહ્મચર્યથી જ તમારી શક્તિ અને સંકલ્પ જળવાઈ રહેશે'. તેણીને આટલી ટકોર બસ હતી. પંડિતજીને આથી આત્મભાન થઈ ગયું અને ઘરમાં કોઈને પણ કહ્યા વિના બહોળી દુનીઆમાં પલાયન કર્યું.

પચીસ વર્ષની ઉમરે પંડિતજી પોતાના બે શિષ્યોને સાથે લઈ બહાર નીકળ્યા. આ ત્રણ મુસાફરો પાસે એક લોટો અને ત્રણ કામળી સિવાય કશો સરંજામ નહોતો. પ્રથમ તો તેઓ પુના, સતારા વગેરે ઠેકાણે ફર્યા. ત્યાં તેમના સંગીતની કદર કરવા જેટલી રસિકતા હતી, પણ તેમને પોષવા જેટલું ધન નહોતું. ત્યાંથી નીકળી આ નાનકડી ટોળી વડોદરા આવી. ત્યાંના કદરદાન પંડિતજીના સંગીતથી ખુશ થઈ ગયા અને તે વખતનાં રાણીસાહેબ જમનાબાઈએ તેમને કીંમતી ભેટ આપી. ત્યાંથી ફરતા ફરતા તેઓ કાઠીઆવાડમાં આવ્યા. ત્યાં એક 'ક્વૉરંટાઇન'માં તેમને રોક્યા. નિયમ પ્રમાણે તેમને ત્યાં દસેક દિવસ ખોટી થવું પડત, પણ પંડિતજીને એક યુક્તિ સુઝી, અને તે અમલમાં મુકાઈ. શાંત રાત્રિમાં મુક્તકંઠે તેમણે ગાયન શરૂ કર્યું. આથી ત્યાંના અમલદારો તો

એટલા મુગ્ધ થઇ ગયા કે તેમને છુટા કરી મુસાફરીની બધી સગવડ કરી આપી. ત્યાંથી ફરતા ફરતા તેઓ ગીરનારની યાત્રાએ ગયા. ત્યાં એકવાર જંગલમાં તેમને એક બાવાજીનો મેળાપ થયો. વરસાદ ધોધમાર વરસતો હતો, એટલે બાવાજીએ પોતાની મઢીમાં રહેવા પંડિતજીને આગ્રહ કર્યો. રાત્રે તે બન્ને વચ્ચે સંગીતના વિષયમાં ખુબ વાતચિત થઇ. આ બાવાજી પણ એટલા પ્રભાવશાળી ગાયક હતા કે તેમના ગાયનથી રાફડામાંથી નાગ બહાર આવી ડોલવા લાગેલો પંડિતજીએ પ્રત્યક્ષ જોયો. આ બાવાજીએ પંડિતજીને પંજાબ તરફ જઇ સંગીતનું એક વિદ્યાલય સ્થાપવાની સલાહ આપી.

ત્યાંથી પંડિતજી ઉત્તર તરફ જવા નીકળ્યા. રજપુતાનામા મુસાફરી કરતાં અલવરના મહારાજાએ મોટા પગારે પોતાને ત્યાં રાજગવૈયા તરીકે રહેવાનો તેમને આગ્રહ કર્યો. પણ પોતાનો સંકલ્પ પાર ઉતારવાના દૃઢ આગ્રહવાળા પંડિતજી તે કેમ સ્વીકારે ? ઉત્તરમાં મુસાફરી કરતાં તેઓ છેક કાશ્મીર પહોંચ્યા. ત્યાંના મહારાજા તેમની નિપુણતા અને સત્ય સંકલ્પથી પ્રસન્ન થયા, અને દરેક જાતની સગવડ આપી તેમની પાસે સંગીત વિદ્યાલય ખોલાવ્યું. ત્યાં પંડિતજીએ લગભગ દોઢેક વર્ષ કામ કર્યું. પણ પોતાની કાર્યસિદ્ધિ માટે તેમને હજી વધારે સ્વાતંત્ર્યની જરૂર લાગી, એટલે કાશ્મીર છોડી તેઓ લાહોર આવ્યા.

થોડા જ વખતમાં લાહોરના લોકો એ જુવાન અને સ્વરૂપવાન ગવૈયાનાં ગીતો અને ભજનોના જલસા પર આફરીન થવા લાગ્યા. લોકોને આશ્ચર્ય તો એ લાગતું કે તે સુંદર ગૌર વર્ણના અને આકર્ષક સ્વરૂપના હોવા છતાં ફક્કી લાલા નહિ પણ સંગીતના પરમ ભક્ત અને બ્રહ્મચારી હતા, અને તેના કંઠમાંથી પવિત્ર ગીતો સિવાય બીજું કશું સંભળાતું જ નહિ. તેના આલાપો અને તાનથી અનુભવી ગવૈયાઓ પણ મુગ્ધ બની જતા. પંજાબ જેવા દેશમાં કે જ્યાં સંગીત આબરૂહીણ જેવું ગણાતું ત્યાં આનદાન ઘરોમાં પણ તેમને આમંત્રણો થવા લાગ્યાં. કારણકે પંડિતજીના કંઠમાંથી મીરાં ને કબીર, અને સુરદાસ ને તુલસીનો ભક્તિરસ ટપકતો; તેમના આચરણમાં સંકલ્પનું બલ હતું, તેમના ચહેરા પર બ્રહ્મચર્યનું ઓજસ દીપતું. ગંધર્વ સમા આ વિભૂને માટે સદ્ સંસ્કારી સમાજમાં માન અને વિશ્વાસ ઉત્પન્ન થયાં; એમની પ્રતિભાની લોકોને જાણ થઇ અને ખાનદાન કુટુંબોમાં એમનો શિષ્યવર્ગ ઊભો થવા લાગ્યો. તે સહુને તેમણે પવિત્ર સંગીતની દીક્ષા આપી.

દુનીઆને કોઇ પણ રીતે ઉપયોગી કેમ થવાય એટલું જ તમે વિચારજો; અને દુનીઆ તમને જરૂર રોટલો આપી રહેશે.

બધા માણસો સર્વોત્તમ ન બની શકે; પણ દરેક માણસ પોતાથી બની શકે તેટલો ઉત્તમ તો જરૂર બની શકે.

સંપૂર્ણરીતે બજાવેલાં નાનાં નાના કામોનો સરવાળો, એનું નામ જીવન.

પંડિતજીની ખ્યાતિ વધારનારો પંજાબમાં બનેલો એક પ્રસંગ નોંધવા જેવો છે. પંજાબમાં જલંધર પાસે એક સંન્યાસીની સમાધિ છે. તેણે તે જગ્યા પાછળ એક જાગીર મુકેલી છે, અને તેની આવકમાંથી તેની ઇચ્છાનુસાર દર વરસે ત્યાં ગવૈયાઓનો એક મેળો ભરાય છે તે મેળા વખતે ત્યાં સૌથી ઉત્તમ સંગીત કરનાર ગવૈયાને તે સમાધિ પરનો હાર અને થોડી બક્ષિસ મળે છે. આને ગવૈયાઓનું 'નોબેલ પ્રાઇઝ' કહીએ તોપણ ખોટું નથી; કારણકે બહુ શક્તિમાન ગવૈયાઓ જ તે ખેલકમાં આગળ આવી શકે છે. ઘણાં વર્ષો સુધી મુસલમાન ગવૈયાઓ એ હાર લેતા આવ્યા હતા. પંડિતજીએ એ હાર લેવાનો નિશ્ચય કર્યો અને મેળામાં ગયા. ત્યાં આવેલા અનુભવી ઉસ્તાદો અને નામાંકિત ગવૈયાઓ પંડિતજીની નાની ઉમર અને સ્વરૂપવાન શરીર જોઇ મશ્કરી કરવા લાગ્યા કે 'નાટકમાં મોકલવા જેવો છે'. પણ પંડિતજીનો વારો આવ્યો, અને તેમના સંગીતની અદ્ભુતતા

જોઈ બોલનારાઓ ભોંઠા પડયા. કહેવાની જરૂર નથી કે એ જલસાનો હાર પંડિતજીને જ અર્પાયો.

છતાં પંજાબમાં સંગીતનો પ્રચાર કરવામાં પંડિતજીને ઓછી મુસ્કેલી નહોતી નડી. લોકોમાં સંગીતની રુચિ કેળવવા તથા પવિત્ર સંગીતની અગત્ય અને પોતાની પ્રતિભાની લોકોમાં જાણ કરવા માટે શરૂઆતના થોડા દિવસ તો તેમણે લાહોરમાં શીખોના એક ગુરુદ્વારામાં ગવૈયાની નોકરી પણ કરી. અને ઘણી મહેનતને અંતે જ્યારે તેમની ખાતરી થઇ કે અહીં સંગીત વિદ્યાલય સ્થાપવાથી તેનું કામ ફતેહમંદ નીવડશે, ત્યારે તેમણે ઇ. સ. ૧૯૦૧ના મે માસમાં કાશ્મીરના મહારાજાને હસ્તે લાહોરમાં સ્વતંત્ર વિદ્યાલય સ્થાપ્યું. એને પગભર કરતાં પંડિતજીને બહુ મુશ્કેલી વેઠવી પડી. નહિ પૈસાનું બળ, નહિ હાથમાં કંઇ સત્તા, દેશ પારકો, સહાયકો થોડા અને લોકોમાં સંગીતની રુચિ ઓછી; આવી સ્થિતિમાં એક એક ડગલું ભરતાં તેમના આત્મવિશ્વાસ, ઇશ્વરમાં દૃઢ શ્રદ્ધા, ખંત અને અડગતાની સારીપેઠે કસોટી થઇ. પણ અંતે સત્ય સંકલ્પનો દાતા ભગવાન સહાય હોવાથી તેમણે વિદ્યાલયને સ્થિર કરી દીધું, અને પાંચ વર્ષના સતત પરિશ્રમને અંતે આખા પંજાબમાં તેઓ સંગીતના મહાન પ્રચારક તરીકે મશહૂર થયા.

પંજાબમાં સંગીતની સારીપેઠે પ્રતિષ્ઠા જમાવી પંડિતજીએ બીજા દેશોમાં મુસાફરી શરૂ કરી, અને ઉત્તર તથા મધ્ય હિન્દુસ્તાનમાં થઇ છેવટે મહારાષ્ટ્રમાં આવ્યા. મહારાષ્ટ્ર સંગીતરસિક હોવાથી ત્યાં તેનો પ્રચાર કરવામાં બહુ મુશ્કેલી ન નડી. ઇ. સ. ૧૯૦૮માં તેમણે મુંબાઇમાં ગાંધર્વ મહાવિદ્યાલય ખોલી પોતાનું કામ પદ્ધતિસર શરૂ કર્યું. અહીં પણ શરૂઆતમાં પૈસાને અભાવે છએક વર્ષ તેમને ભાડાના મકાનમાં રહેવું પડયું અને બીજી અનેક મુશ્કેલી વેઠવી પડી. પરંતુ છેવટે તે બધી પાર કરી ઘણા મિત્રોની સહાયથી તેમણે ઇ. સ. ૧૯૧૫માં સંગીત વિદ્યાલયની માલીકીનું નવું મકાન બંધાવ્યું અને તેમાં વર્ગો ચલાવવા શરૂ કર્યા. તે વિદ્યાલય હજી ચાલે છે.

સંગીત વિદ્યાલયની તેમની વ્યવસ્થા અને તાલીમ પણ વખાણવા જેવી છે. ફી ભરીને વિદ્યાલયમાં શીખનાર વિદ્યાર્થીવર્ગ બહુ ઓછો હોવાને લીધે ગરીબ સ્થિતિના શિષ્યો માટે તેમણે એક છાત્રાલયની ગોઠવણ કરી છે. તેમાં વિદ્યાર્થી નવ વર્ષની બંધણી કરીને દાખલ થાય છે. તેમને છાત્રાલયનું બધું કામ સંભાળવું પડે છે. જેને રસોઇ આવડે તે રસોઇ કરે, હિસાબ સમજે તે હિસાબ તપાસે, કોઇ ખરીદી કરે, કોઇ કોઠાર સંભાળે, ને જેને કંઇ ન આવડે તે પાણી ભરે કે ઝાડુ કાઢે. પંડિતજી તે સહુની ખોરાકી અને કપડાંલત્તાનો ખર્ચ ઉપાડે અને સંગીત શીખવી તેમને પાવરધા કરે. સૌ *શિષ્યોશ્વર પંડિતજીની જાતિ દેખરેખ* રહે છે, અને તેમને તે પુત્રવત્ પાળે છે. આવી રીતે પંડિતજીની પાસેથી શિક્ષણ મેળવી અનેક વિદ્યાર્થીઓ સંગીતકુશળ થઇ બહાર પડયા છે અને તેઓ પોતાના ગુરુની પ્રતિજ્ઞાની પૂર્તિ કરવા સંગીતપ્રચારનું કામ યથાશક્તિ બજાવી રહ્યા છે.

અંગ્રેજીમાં સંગીતને લખાણમાં ઉતારવાની એક પદ્ધતિ છે. તેને 'નોટેશન પદ્ધતિ' કહે છે. આ પદ્ધતિથી સંગીતના શોખીનો ઘેર બેઠાં પુસ્તકોની મદદથી શાસ્ત્રીય રીતે સંગીત શીખી શકે છે. હિન્દુસ્તાનના સંગીતમાં આવી કશી પદ્ધતિ નહોતી. પંડિત વિષ્ણુ દિગંબરે મહા મહેનતે આવી એક નોટેશન પદ્ધતિ તૈયાર કરી છે. તેથી સંગીત શીખવા ઇચ્છનારાઓને બહુ સરળતા થઇ છે. આ પહેલાં વડોદરાના મૌલાબક્ષે પણ એક નોટેશન પદ્ધતિ તૈયાર કરેલી.

પંડિતજીના જીવનમાં ઘણીવાર આકરી કસોટીના પ્રસંગો બન્યા છે, પણ તે દરેકમાંથી પાર ઉતરીને તેમણે સફળતા મેળવી છે; કારણકે તેમણે દરેક નિષ્ફળતામાંથી શિક્ષણ લીધું છે અને તેનો ઉપયોગ કર્યો છે. એક વાર મુસાફરીમાં એક ગામમાં તેમણે જલસો જાહેર કર્યો. કેટલાક લોકે તેમને કહ્યું કે ગામ બહુ ગરીબ છે માટે ફી ઓછી રાખવી. પંડિતજીએ માત્ર ચાર જ આના ફી રાખી. રાતના નવ વાગ્યાનો જલસાનો વખત હતો. વખત થઇ જવા આવ્યો. માત્ર એક જ જણ ચાર આના ખરચીને આવેલો; તે સિવાય કોઇ પ્રેક્ષક મળે નહિ. શિષ્યોએ

પંડિતજીને કહ્યું, 'મહારાજ આજે એક જ પ્રેક્ષક છે માટે જલસો બંધ રાખો.' પણ મહારાજ તો કહે, 'આપણે એ એક જ પ્રેક્ષકને શ્રોતાવર્ગ માની આપણી જાહેરાત પ્રમાણે નિયમિત જલસો શરૂ કરવો જ જોઈએ. સમજ્યે કે અભ્યાસ માટે બેઠા હતા.' થયું. બરાબર નવ વાગે પ્રોગ્રામ પ્રમાણે જલસાનાં ગીતો શરૂ થયાં અને બરાબર નિયમસર ત્રણ કલાક સુધી પંડિતજી અને શિષ્યોએ એ એક જ પ્રેક્ષક આગળ જલસો સાંગોપાંગ પુરો કર્યો. આવાં દૃઢ આગ્રહ અને ખંતથી તેમણે બધી મુસ્કેલીઓ પર વિજય મેળવ્યો છે.

પંડિતજી પોતે બ્રહ્મચર્ય પાળે છે અને પોતાના શિષ્યો પાસે કઠોર વ્રત તરીકે તે પળાવે છે. પોતે ગરીબાઈમાં ઉછરેલા હોવાથી આટલા મોટા દરજ્જા ઉપર હોવા છતા તેમની સાદાઈ અપૂર્વ છે. એક વખત સવારે સંડાસમાં ભંગીએ ડબો જરા આઘો મુકેલો, તેથી કોઈ સંડાસમાં જાય નહિ. સહુ સંડાસ આગળ ઉભા ઉભા જોયા કરે અને ચર્ચા કર્યા કરે. અભ્યાસનો સમય થઈ જવા છતા કોઈ શિષ્યને ન આવેલો જોઈ પંડિતજીએ તપાસ કરાવી તો માલુમ પડયું કે સૌ સંડાસ આગળ ઉભા રહ્યા છે! આથી તેમણે જાતે આવી ડબો બરાબર જગ્યાએ મુકી દીધો અને શિષ્યોને સેવા અને નમ્રતાનો પાઠ શીખવ્યો. પ્રમાણિકપણું અને આત્મનિશ્ચય એ પંડિતજીના મોટા ગુણો છે.

પણ આ બધા કરતાંયે એમના ભક્તિપૂર્ણ હૃદયની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. રામ ઉપરની તેમની શ્રદ્ધા અપૂર્વ છે. ભક્તિરસમાં તલ્લીન થઈ રામજીના નામનું ભજન કરતા પંડિતજીને સાંભળી નાસ્તિકમાં નાસ્તિક માણસ પણ ગળગળો થઈ જાય. તેમના દ્વાર ઉપર 'રઘુપતિ રાઘવ રાજારામ, પતિતપાવન સીતારામ' એ ધૂનનો જપ દિવસરાત ચાલુ રહે જ છે; પછી તે મુસાફરીમાં હોય કે ઘેર. પોતાના દરેક શિષ્યને તે વારાફરતી પોતાના દ્વાર ઉપર અમુક કલાકનો આ રામનામનો પહેરો સોંપે છે.

એકવાર મુસાફરીમાં કોઠાર સંભાળનાર શિષ્યે આવીને ખબર આપી કે આવતી કાલ માટે કંઈ પણ અનાજ સિલિકમાં નથી. આવી મુશ્કેલ સ્થિતિ તો પંડિતજીને અનેકવાર આવેલી; પણ તેમની રામ ઉપરની શ્રદ્ધા અખંડ હતી. તેમણે હસીને કહ્યું, 'હજી રાત તો પડવા દો.' અને સાચે જ, સાંજ પડતાં પાસેના ગામ તરફથી જલસાનું કહેણ આવ્યું અને તેમને ૧૨૦૦ રૂપીઆ મળ્યા. પંડિતજીએ રાત્રે બાર વાગે તે જ કોઠારીને બોલાવી કહ્યું, 'લો આ રામજીની ભેટ.'

એમના રામજન્મોત્સવમાં સહૃદયને પીગળાવી નાખે તેવાં ભજનો ગવાય છે. પંડિતજીની વાણીમાં ભક્તિનો રસ ઉછળી રહે છે. તુલસી રામાયણનાં એમનાં પ્રવચનો અને કીર્તનો સાંભળવા લોકો મુગ્ધ બની ટોળે વળે છે. લાખો સ્ત્રીપુરુષોએ એમની અમૃતવાણી સાંભળી ભક્તિરસ પીધો છે.

રોજ રાત્રે રામાયણનાં ઓછામાં ઓછાં બે પાનાં વાંચીને સુવાનો એમનો નિયમ છે. વાતચીત કે કામના પ્રસંગ સિવાય દિવસના બાકીના નવરાશના વખતમાં એમને મુખે રામ નામ ચાલતું જ હોય. રાત્રે તેમના ઓરડા આગળથી નીકળો, અને તે જાગતા હોય તો ધીમા સ્વરે રામસ્મરણ ચાલતું સંભળાય. એકાંતમાં તંબુર લઈ ભક્તિમાં તરબોળ થયેલા કોઈ તેમને જુએ તો માલુમ પડે કે મુખેથી રામનું સ્મરણ અને નેત્રોમાંથી ખળખળ અશ્રુધારા વહેતાં હોય.

એમનું સંગીત વિદ્યાલય લોકોના આશ્રયથી જ ચાલે છે. મુસાફરીમાં જલસાઓ કરી પંડિતજી જે કંઈ મેળવે છે તે સઘળું તે વિદ્યાલયને સમર્પી દે છે. આવી સ્વાશ્રયી સંસ્થામાં પ્રતિભાવાન ગુરુના હાથ નીચે તાલીમ લઈ બહાર પડેલા ચારિત્ર્યસંપન્ન અને કલાનિપુણ વિદ્યાર્થીઓના પ્રયત્નોની અસર સમાજ પર સ્પષ્ટ રીતે થતી ગઈ છે અને પચીસ વરસના અરસામાં દેશની સંગીતની સ્થિતિ તદ્દન ફેરવાઈ જઈ તેમાં નવજીવન પ્રસરી રહ્યું છે.

ક્યાં પચીસ વર્ષ પહેલાંની કુરૂંદવાડ સંસ્થાનમા બનેલી બીના, અને ક્યાં અત્યારની સંગીતની પ્રતિષ્ઠા!



# કાચબા કાચબીનું ભજન



કાચબો અને કાચબી, એ તો હતાં હરિનાં દાસ;
દરશન કરણ બારણે આવ્યાં, રાખીને વિશવાસઃ
આવતાં નજરે સાળ્યાં; ઝાલીને માથાં બાંધ્યાં.
કળાકળ મા તું કાચબી કુડી; રામૈયાની રીત છે રૂડી.

કાચબો કહે છે કાચબીને, તું રાખને ધારણધીર;
આપણને ઉગારશે વા'લો, જુગતેથી જદુવીરઃ
ચિંતા મેલી ચરણે આવો; મરવા તને નહિ દે માવો.

વારે વારે તને વારતી, મારૂં કંથ ન માન્યું કે'ણ;
કાળ આવ્યો કોણ રાખશે, તમે નીચાં શું ઢાળો નેણ?
પ્રભુ તારો ના'વીઓ પ્રાણી; માથે આવી મોતનિશાની.

અબળાને ઈતબાર ન આવે, કરોને કોટિ ઉપાય;
કહ્યું ન માને કોઈનું એ તો, ગાયું પોતાનું ગાયઃ
એવી વિશવાસની વો'ણી; પ્રથમ પેલી મતની પોણી.

કાચબી કહે કયાં ગયો તારો રાખણહારો રામ?
પ્રાણ ગયા પછી પહોંચશે, પછી શું કરશે તારો રામ?
મુવા ટાણે મત મુંઝાણી; તુટ્યા પછી ઝાલવું તાણી.

ત્રીકમજી ત્રણ લોકમાં મારે તમારો ઈતબાર;
અટક પડી હરિ આવજો, મારા આતમના આધારઃ
છોગાળાજી વાત છે છેલ્લી; થાજો બળતાંના બેલી.

કાચબી કહે કોણ ઉગારે? તારો જાતો રહ્યો જગદીશ;
ચાર દિશેથી સળગાવીઆં, લઈ ઓર્યાં વચ્ચોવચઃ
આમાંથી જો ઉગરીએ; પાણી બહાર પગ ન ભરીએ.

બળતી હોય તો બેસ મારી પીઠ ઉપર, રાખું પ્રાણ;
નિંદા કરે મારા નાથની, એ તો મારે છે મુજને બાણઃ
વા'લો મારો આવશે વારૂ; આપણને ઉગારવા સારૂ.

કાચબી કહે કિરતાર ન આવ્યો, આવ્યો આપણો અંત;
હરિ નથી કોના હાથમાં, તમે તે શું બાંધ્યો તંત?
જેનો વિશવાસ છે તારે; તેનો ઈતબાર નહિ મારે.

વિઠ્ઠલજી મારી વા'રે ચડજો, શામળા કરજો સા'ય,
લાજ લોપાશે લોકમાં, પછી બીજી કોની વાર?
હરિ મારી હાંસી થાશે; પ્રભુ તારી પ્રતીત જાશે.

કેશવજીએ કરુણા કીધી, મોકલ્યો મેઘમલાર;
આંધરણમાંથી ઉગારીઆં, આવી કાચબાનો કિરતાર:
ભોળો કહે ભરૂસો જેને; ત્રીકમજી તારશે તેને.

ભોજો ભગત

ગુજરાતનાં ઘણાં ઘરોમાં કાચબા કાચબીનું ભજન ગવાય છે. તેમાં ભોજા ભગતે કાચબા અને કાચબી ઉપર આવી પડેલી આફતનું વર્ણન કર્યું છે. તેની કથા બહુ સાદી અને સાધારણ હોવા છતાં બહુ ઉંડા મર્મવાળી છે. એક તળાવમાં એક કાચબો અને એક કાચબી રહેતાં હતાં. તે બન્ને એટલાં તો હરિનાં ભક્ત હતાં કે કોઇ દિવસ દર્શને જવાનું ચુકતાં નહિ. એક દિવસ રોજના નિયમ પ્રમાણે તેઓ દર્શન કરવા જતાં હતાં, એટલામાં કોઇ પારધીએ તેમને પકડી લીધાં અને તેમને રાંધી ખાવાના ઇરાદાથી દેવતા ઉપર હાંડલીમાં આંધરણમા મુક્યાં. બન્ને પ્રાણીની કસોટીનો આ ખરો વખત આવી પહોંચ્યો હતો. કાચબી તો હિંમત હારી ગઇ. તે કાચબાને દોષ દેવા લાગી કે પાણીમાંથી બહાર નીકળ્યાં ન હોત તો આ દશા ન થાત. આમ તે મનમા ને મનમા પસ્તાવા લાગી." ઇશ્વર વિષે તેને ઘણી ભક્તિ હોવા છતાં આ વખતે તેની બધી શ્રદ્ધા ઉડી ગઇ, અને દુનીઆમાં ઇશ્વર જેવું કંઇ છે જ નહિ એમ તેને થવા લાગ્યું. પણ કાચબો ધીરજ ખુએ એવો નહોતો. તેનું મન તો જરાયે ડગ્યું નહિ. કાચબીના બધાં વેણ તેણે સાંખી લીધાં, અને તેને પોતાની પીઠ ઉપર બેસી જવાનું કહ્યું કે જેથી તેને તાપ ઓછો લાગે. પણ આમ છેક મોતને બારણે આવ્યા છતાં કાચબો જીવવાની આશા કેમ રાખતો હતો તે કાચબીને સમજાયું જ નહિ. તેને તો

મુવા ટાણે મત મુંઝાણી
તુટ્યા પછી ઝાલવું તાણી

જેવું લાગ્યું. દોરડા ઉપર લટકતો માણસ દોરડું તુટી ગયા પછી પણ તેને વળગી રહે તેવી રીતે કાચબો ઇશ્વરને વળગી રહેતો હતો એમ તેને લાગ્યું. પણ કાચબાની ધીરજ તો અખુટ હતી. દોરડું તુટી ગયું છે એમ તે માનતો જ નહોતો, તેથી તે કાચબીને બને તેટલું આશ્વાસન આપતો હતો. તોપણ કાચબીની નિંદા અટકી નહિ અને બચવાની બધી આશાઓ છોડી દીધી. પણ ઇશ્વર કદિ યે ભક્તોનું રક્ષણ કરવાનું ચુક્યો નથી. તેમ આ પ્રસંગે પણ ઇશ્વર વહારે ધાયો. એકદમ આકાશમાં વાદળાં ઘેરાઇ ગયાં અને મુશળધાર વરસાદ પડવા લાગ્યો. આ જોઇને કાચબીના મનમાં કંઇક આશા આવવા લાગી. થોડી જ વારમાં વરસાદથી દેવતા ઠરી ગયો, પાણીના પુરમાં હાંડલી ઉંધી વળી ગઇ અને બન્ને પ્રાણી પાણી સાથે તળાવમાં તણાઇ જઇને પારધીના પંજામાંથી ઉગરી ગયાં.

ભોળો કહે ભરૂસો જેને
ત્રીકમજી તારશે તેને.

('મધપુડા'માંથી)





# બહારવટીઓ રામવાળો

ખરો બપોર હતો. સૂર્યનારાયણ અગ્નિ વરસાવી રહ્યા હતા. ખેતરમાં હળ હાંકી થાક્યા પાક્યા ખેડુતો ઘર તરફ વળતા હતા. એવે ડુંગરામાં એક ગુપ્ત જગાએ બેચાર કદાવર શરીરના આદમીઓ બેઠા બેઠા વાતો કરતા હતા. તેમનામાંથી નાયક જેવો દેખાતો એક ઘડીએ ને પળે ઉભો થઈથઈને રસ્તા પર કોઇ આવે છે કે નહિ તે લાંબી નજરે જોતો હતો. ત્યાં તો માથે સુંડલો લઈ હળવે હળવે એક બાઇ તેમની તરફ આવી. નજીક આવીને બાઇએ સુંડલો ઉતાર્યો અને તેમાંથી ખાવાનું કઢી આ બહારવટીઆંઓને પીરસ્યું.

બહારવટીઆઓ ખાવા મંડ્યા. જાણે કે રાજમહેલમાં બેઠા બેઠા કોઇ કુમારો થાળી જમતા ન હોય !. મોઢા ઉપર એટલી બધી શાન્તિ – એટલી બધી નીડરતા; એટલું જ ધૈર્ય અને એટલું જ હાસ્ય !

બાઇએ કહ્યું, 'બાપ ! હવે લગભગ પંદર દિવસ મારાથી ભાતું દેવા નહિ અવાય. આજે બનીનાં લગન લેવાયાં. ઘેર મેમાન આવશે; લગનની તૈયારીઓ કરવી પડશે એટલે હું નવરી નહિ થઇ શકું.'

રામવાળો જે નાયક હતો તેણે કહ્યું, 'શું કહ્યું, બેન ? લગન કોનાં લીધાં, ભાણીબાનાં ? બેનની બનીનાં લગન અને મને—મને બાપને કંકોત્રી પણ નહિ ? ભાતું દેવા શા માટે આવવું પડે ? હું પોતે જ લગનમાં નહિ આવું ? મને કંકોત્રી નહિ લખાય, બેન ?'

બાઇએ એક ઉંડો નીસાસો નાખ્યો. તેની આંખમાં ઝળઝળીઆં આવ્યાં અને બોલી, 'બાપ ! કોને રામવાળાને કંકોત્રી ? કંકોત્રી શેની લખું ? લગનમાં આવી માણવાની કે ગામમાં આવી જીવ દેવાની ? રામવાળાને કંકોત્રી ? તને સરકારની સેના જીવતો જવા દે, બા ? ના ના, મારે તને કંકોત્રી નથી લખવી. ભગવાન તને કરોડ વરસનો કરે.'

રામવાળો જમી રહ્યો હતો. હાથ ધોઈ, મુછે તાલ દઇ તે ગર્જ્યો, 'બેન ! હજુયે ન ઓળખ્યો ? રામવાળાને હજુયે ન ઓળખ્યો ? એ તો બધું ઠીક; પણ તારે લગનમાં ખરચ કેટલું થશે ?'

બાઇએ જવાબ વાળ્યો, 'અમારે બ્રાહ્મણનાં પરણેતરમાં કાંઇ ધાર્યું ન ઉતરે. એ તો બસોયે થાય ને ત્રણસોયે થાય. કાંઇ નક્કી નહિ '

રામવાળો શાન્ત હતો. ઘડીક બોલ્યા વિના બેસી રહ્યો. પછી તેણે બોલવા માંડ્યું. 'બેન, મેં આ જીંદગીમાં ઘણાંયે પાપ કર્યાં છે. આ જ તલવારથી ઘણાંકને માર્યા. આ ઘોડી ઉપર બેસી કેટલાંય ગામ લુટ્યાં. દેશમાં રામવાળાનો ડંકો વગડાવ્યો. સરકારની સેનાને પણ ધ્રુજાવી કાયર કરી. બધુંયે કર્યું; નથી કર્યું એક પુન્ય. સૌ મારા નામથી ડરે છે. છોકરાંયે મારું નામ સાંભળી રોતાં બંધ થાય છે. પણ બેન......'તેનો અવાજ ખોખરો થયો. આંખમાં છુપાં પાણી દેખાવા લાગ્યાં. ગળું ખંખારીને તેણે આગળ ચલાવ્યું,'......પણ બેન, મારું નામ સાંભળીને કોઇ રાજી નથી થતું. મારા મુઠીભર મરદો વગર અને તું સરખી એક બેન વગર મારી આગળ કાળા માથાનું કોઈ માનવી ઢુકતું નથી. મારે દુનીઆ તંગારા આટલાની જ બનેલી છે. બેન, મેં પાપ કર્યાં છે. ધરમ કરવાનો દી ભગવાને ન દેખાડયો.' આટલું કહેતાં એ કઠણ હૈયાનો કહેવાતો બહારવટીઓ નરમ થયો. તેની આંખોનાં છાનાં આંસુ બહાર આવ્યાં. મોં ઉપર શોકની છાયા ફરી વળી. મુછને

પણ દેનો હાથ નીચે સરી પડ્યો. તે પડીક અટક્યો અને જરી બોલવા લાગ્યો, 'બેન તું ધરમ ક્યાં કરું? જંગલમાં મારા પ્રિય પદાર્થોની આંખુંમાં પુન્ય કરું? કોને દાન દઉં! અને બેન, અમારી છોકરીઓનાં ઠેકાણાં શાં? એક કામ કર. તારે બે બાળી છે. આ બાળીનું કન્યાદાન હું દઈશ. મને એટલું પુન્ય લેવા દે. જોજે ના કહેતી. મારી ચિંતા તારે ન કરવી. મને મારવાની કોઈની મગદૂર નથી. રામવાળાની સામે થનારને એમની માએ હજુ જણ્યા નથી, સમજી? ભલી થઈ ના કહીશ નહિ. આટલું જ—ફક્ત આટલું જ પુન્ય લેવા દે. બધું ખરચ હું પુરીશ. ખૂબ ધામધૂમથી લગન કરજે' એટલું કહી બહારવટીઓ બાળકી સામું આશાભરેલ મોંએ જોઈ રહ્યો.

બાઈ બોલી, 'પણ .... પણ બાપુ, તું તો બહારવટીઓ રામવાળો. તને પકડવા...' રામવાળો ગર્જ્યો, 'મને પકડવા આવનાર કોઈ નથી. આ ગામમાં કહેજે કે બાળીનું કન્યાદાન રામવાળો દેશે. આવવું હોય તે આવજો, ન જોવું હોય તે જોવા દે તેને રામવાળાની તલવારની ચમક.'

બ્રાહ્મણીથી ના ન પડાઈ. કન્યાદાન દેવાનું નક્કી થયું. ફલાણે દિવસે વખતસર કન્યા અને જમાઈને મંડપમાં હાજર રાખવાની સૂચના આપી બ્રાહ્મણીને વિદાય કરી.

* * *

ગામમાં શેરીએ ને ચૌટે માણસો ટોળે વળીને વાતો કરતાં હતાં. કોઈ બીજે ગામ ઉચાળા ભરી-ભરીને ઉતાવળા જતા હતા. સ્ત્રીઓ તો ગામમાં દેખાતી નહિ. કેટલાયે ઘોડેસવારો અને સીપાઈઓ ગામમાં ગોઠવાઈ ગયા હતા. પેલી બ્રાહ્મણીના ઘર ફરતો તો જાણે પોલીસોનો કોટ ન કર્યો હોય એમ લાગતું હતું. સુપરિન્ટેન્ડન્ટ પણ હાજર હતો. રામવાળો આવે કે તરત જીવતો પકડી લેવો એવો હુકમ હતો.

કન્યાદાનનો વખત થયો. વરરાજા તથા કન્યા મંડપમાં પધાર્યાં હતાં. શુક્લજી પણ હાથમાં કંકાવટી તથા પુજાપાની સામગ્રી લઈ તૈયાર હતા. રામવાળાની રાહ જોવાતી હતી. ત્યાં તો દરવાજા તરફથી એક ઘોડી પુરવેગે આવી. ઉપર એક સવાર હતો. એક હાથમાં ભરેલી બંદૂક, બીજામાં ઉઘાડી તલવાર. બીજી દિશામાંથી એક સાંઢણી આવી. ઉપર બે આદમીઓ બુકાનાં બાંધી બેઠા હતા. પોલીસો પુતળાં જેવા ઉભા રહ્યા. કોઈ પણ નજીક આવે તે પહેલાં નીચે ઉતરી, લગામ પકડી, ઘોડીને દોરી રામવાળો માંડવામાં ગયો અને શુક્લજીને કન્યાદાનની ક્રિયા ચલાવવા કહ્યું. કન્યાદાન દઈ બેનીના હાથમાં એક હજાર રૂપીઆની થેલી આપી શુક્લને સારીપેઠે દક્ષિણા આપી ને વળ્યો. ઘોડીને થાબડી અને છલંગ મારી મંડપમાં જ તે સવાર થયો. એડી મારી ત્યાં તો ઘોડી ઉડી. સૌને રામરામ કરી 'જાઉં છું' કહેતો રામવાળો અલોપ થયો. 'ઓ જાય, ઓ જાય' કહેતા સૌ મોં વકાસી જોઈ રહ્યા અને રામવાળો કન્યાદાન દઈ ડુંગરની ખોપુંમાં ભળી ગયો.

* * *

સવારનો પહોર હતો. સૂર્યનારાયણ ઉદય પામતા હતા. માણસો ઉઠીને નિત્યકર્મ કરતા હતા. ગામ બહાર નદીનું નિર્મળ નીર સાગરને મળવા દોડતું. અંદર પડતાં સૂર્યનારાયણનાં સોનેરી કિરણો સફેદ સાડીપર મુકેલા બુટ્ટા જેવાં લાગતાં. કીનારે એક નાનકડી કુમારિકા તેની પગલીઓ પાણીમાં બોળી બેઠી હતી. નદીના સ્વચ્છ જળમાં તેની પગલીઓ ચોખ્ખી દેખાતી, અને ઉંધી થઈ જતી માછલીઓના ચમકારાનો ભાસ કરાવતી. છોકરી નદીના પાણી સામું એકીટશે જોઈ રહી હતી. જાણે નદીમાં તેનું કંઈક અમૂલ્ય રત્ન ખોવાયું હોય અને શોધતી ન હોય! ઝાડની ઓથે ઉભેલ એક ઘોડેસવાર સિવાય એ છોકરીને—એ દેવની દીકરી જેવી બાળાને જોવાનું કોઈનું સદ્ભાગ્ય ન હતું.

સવાર કીનારે આવ્યો અને ધીમેથી ભાવભર્યા સાદે બોલ્યો, 'દીકરી, બેટા, અત્યારમાં તું નદીકાંઠે શું કરે છે?'

છોકરીએ જવાબ આપ્યો, 'હું અહીં મારી પરીઓ શોધું છું. મેં રાતના તે પરીઓને જોઈ હતી અને એ પરીઓ અહીં જ—બરાબર અહીં જ પાણીમાં

અલોપ થઇ ગઇ છે. મને કહેશો એ પરીઓ ક્યાં ગઇ ?' સવારને આ સાંભળી ઘણા વખત પહેલાં મરી ગએલી પોતાની એકની એક પુત્રી યાદ આવી. આ છોકરીને તેનાં સ્વપ્નની પરીઓ તો તે શોધી આપી ન શક્યો, પણ તેનામાં વત્સલતા તો આવી જ.

તેણે કહ્યું, 'બાપુ, તારૂં ગામ આ જ ?' છોડીએ જવાબ દીધો. મારૂં ગામ તો આ જ; પણ મારી પરીઓ ક્યાં ?' એમ કહી પોતાના સુંદર હાથ પાણીમાં ઝબોળી પાછી તે પરીઓને શોધવા લાગી.

એ સવાર તે રામવાળો પોતે જ. એ જ ગામ તેને આજ ભાંગવાનું હતું. તેના સાથીઓ પણ આવી પહોંચ્યા હતા. રામવાળાએ તેના સાથીઓને કહ્યું, 'મારાથી આ ગામ નહિ ભંગાય એ તો મારી દીકરીનું ગામ. એ ગામની પાઇ પણ મને ન ખપે. અહીંનું પાણી પણ મારે હરામ છે ચાલો પાછા વળો.' છોડીના હાથમાં કાંઇક મુકી રામવાળો અને તેના સાથીઓ ત્યાંથી વળી નીકળ્યા.

* * *

એનો એ જ રામવાળો. સવારનો પહોર હતો. ગુફામાં ફક્ત ત્રણ જ જણ બોલતા હતા. રામવાળો પગે પાટા બાંધતો હતો, ત્યાં બહાર બંદુકનો અવાજ થયો. બહારવટીઆના કાન ચમક્યા. ચકોર રામવાળાએ આવતું સંકટ ઓળખ્યું, પણ પગ સડી ગયો હતો. નાસવા જેટલો વખત ન હતો; શરીરમાં તાકાત પણ ન હતી. આખરે મારીને મરવાનો નિશ્ચય કરી તેણે પોતાની બંદુક માગી. તેના એક સાથીએ જવાબ આપ્યો, બંદુક તો ગઇ કાલે જ જુનાગઢ 'સમી કરાવવા આપી આવ્યો છું. બીજી બંદુક નથી. રામવાળો તેના સાથીના પ્રપંચને પામી ગયો. કોઇના ખુટ્યા સિવાય તેની ગુપ્ત જગા કોઇને જડે જ નહિ તે બાબત તેની ખાતરી હતી. તેણે એને ધીક્કાર આપી ગુફા છોડી ચાલ્યા જવા સંભળાવી દીધું. સાથી બરવાડ બહાર જઇ સામે ઉભેલા સીપાઇઓને જઇ મળ્યો. રામવાળાએ પોતાની જુની તલવાર હાથમાં લીધી અને ખોડંગતો ખોડંગતો તે ગુફા બહાર આવી એક શીલા ઉપર બેઠો.

પચાસેક પોલીસનું ટોળું સામે ઉભું છે. રામવાળો ગુફા બહાર ઉઘાડી તલવારે બેઠો છે. પાસે તેનો ભત્રીજો ઉભો છે. રામવાળાએ ત્રાડ પાડી બોલવા માંડ્યું, 'ખબરદાર! ત્યાંજ રહેજો. આ મારો ભત્રીજો બહારવટામાં મારી સાથે હતો. પણ તેને હું મરતી વખતે વડોદરા નરેશને ખોળે સોંપું છું. મારૂં આટલું છેલ્લું વચન વડોદરા સરકારને કહેજો. ક્યો, તેને ત્યાં આવવા દો. તેના ઉપર ગોળી ચલાવી તો મુઆ પડ્યા છો'. તેના ભત્રીજાને તેણે આગ્રહ કરી મોકલ્યો. કોઇની આંગળી બંદુકના ઘોડા પર ન પડી. કોઇની તલવાર મ્યાનમાંથી બહાર ન નીકળી. હવે રામવાળો બોલ્યો, 'ચાલો, તમારી ગોળી ચલાવો. હું મરવા તૈયાર છું. વાર ન લગાડો'. સામેથી નાયકનો અવાજ આવ્યો, 'રામવાળા, તમારા જેવા બહાદુર નર પર ગોળી ચલાવવાની અમને મના છે. તમને જીવતા પકડવા છે; માટે તાબે થાઓ'. રામવાળાની આંખમાંથી અગ્નિ વરસવા લાગ્યો તલવાર જોરથી પકડીને તે બોલ્યો, 'તાબે થાઉં ? હું—હું રામવાળો તાબે થાઉં' ? શું વડોદરાની શેરીઓમાં બેડીઓ પહેરી રામવાળો ફરશે ? ચારણ આવો જીવતો પકડવો હોય તો. ઉભો પણ હું રામવાળો છું. ચાલ્યા આવો, કેમ ઉભા છો ?'

પણ પચાસમાં એકકેય 'રામવાળો' ન હતો. કોઇનો પગ ન ઉપડ્યો. રામવાળો મુંઝાયો અને બોલ્યો, 'બરવાડ! મને ફસાવનાર તું. મારૂં એક કામ કર. હું તારો ઉપકાર માનીશ. તેં મારૂં લુણ ખાધું છે, તો છેવટનું મારૂં એક કામ કર; ફક્ત એક જ. બંદુક લે અને ગોળી ચલાવ. એક જ ગોળી; તારી એક જ ગોળી બસ થશે હું સુખેથી મરીશ. ભગવાન તારૂં ભલું કરશે'.

સર્વત્ર શાન્તિ હતી. પોલીસો બહારવટીઆ પર મુગ્ધ થઇ ગયા હતા; બહારવટીઆનું આવું હૃદય જોઇ છક પામ્યા હતા. કોઇ બોલતું ન હતું. ત્યાં તો અવાજ થયો અને સનનન કરતી એક ગોળી રામવાળાની છાતીમાં પેસી ગઇ. એ જ શીલા પર તે ઢળી પડ્યો. સૌએ જઇ જોયું તો તેના ચહેરા પર પ્રસન્નતા હતી.

પ્રાણજીવન આચાર્ય



મનહરછંદ
એક શરણાઈ વાળો
સાત વર્ષ સુધી શીખી,
શીખી રાગ રાગણી વગાડવામાં
વખણાણો છે;
એકએ જ જાચું
એવી ટેક એક રાખી, એક
શેઠને રીઝાવી
મોજ લેવાને મંડાણો છે
કહે દલપત, પછી
બોલ્યો તે કંજુસ શેઠ:
"ગાયક ન લાયક
તું ફોગટ ફુલાણો છે;
પોલું છે તે બોલ્યું, તેમાં
કરી તેં શી કારીગરી?
સાંબેલું બજાવે તો
હું જાણું કે તું શાણો છે."
- કવિ દલપતરામ






દુનીઆમાં અનેક વીર પુરુષો થઈ ગયા છે, પણ ગ્રીસના વીર નર લીઓનીડાસ જેવા તો ગણ્યાગાંઠ્યા જ હશે. ઈરાનના શાહની મોટી સેનાને લીઓનીડાસે એક સાંકડી નેળને નાકે ખડા રહીને એકલે હાથે રોકી હતી. આજ પણ ગ્રીસમાં લીઓનીડાસનું નામ અમર છે.

એવો જ એક વીર પુરુષ હિન્દુસ્તાનમાં પણ થયો છે. તેનું નામ બાજીપ્રભુ દેશપાંડે. એ છત્રપતિ શીવાજી મહારાજના સમયમાં થઇ ગયા. જે વખતે શીવાજી કોકણના કિલ્લાઓ જીતી રહ્યા હતા તે વખતે તેમને દેશપાંડે સાથે ભારે યુદ્ધ થએલું. દેશપાંડે બીજાપુર રાજ્યના જાગીરદાર હતા અને તેમના પિતાને બીજાપુરના સુલતાને બાવન ગામની જાગીર આપી હતી. તે રોહીડાના ગઢમાં રહેતા હતા. રોહીડાનો ગઢ તે વખતે બહુ મજબુત લેખાતો. શીવાજી ઘણા વખતથી એ ગઢ સર કરવાનો વિચાર કરતા હતા. એકવાર શીવાજીએ આ કિલ્લા ઉપર હુમલો કર્યો, પણ દેશપાંડે આગળ તેમનું કશું ચાલ્યું નહિ. છેવટે હારીને તેમને નાસી જવું પડ્યું.

આવા બહાદુર યોદ્ધા ઉપર શીવાજી મુગ્ધ થયા. તેમણે મનમાં વિચાર કર્યો કે જો દેશપાંડે આપણા પક્ષમાં આવે તો ઘણી મદદ મળે અને ધાર્યું કામ પાર પડે. બાજીપ્રભુ સાથે મૈત્રી કરવા શીવાજી રાતોરાત કમંદ લગાવીને રોહીડાના ગઢ પર ચડી ગયા અને બેધડક તેની સામે જઇને ઉભા રહ્યા. શીવાજીને આ પ્રમાણે પોતાની સામે ઉભેલા જોઇને દેશપાંડે આશ્ચર્ય પામ્યા. પોતાને ઘેર આવા મોટા મહેમાન આવેલા જોઇને તેમણે એમની ખુબ ખાતરબરદાસ્ત કરી. વાતવાતમાં શીવાજીએ દિલ ખોલીને સમજાવ્યું કે અત્યારે તમારા જેવા વીર પુરુષની મદદથી જ દેશ સ્વતંત્ર થઇ શકશે.

બાજીપ્રભુને શીવાજીનું કહેવું ગળે ઉતર્યું. તેમણે શીવાજીને પોતાના સ્વામી તરીકે સ્વીકારીને રોહીડાનો કિલ્લો એમને હવાલે કર્યો. એમની સહાયથી કોકણ દેશનો ઘણોખરો ભાગ શીવાજીએ કબજે કર્યો. આટલી હદે વાત ગઇ ત્યારે બીજાપુરના સુલતાનની આંખ ઉઘડી અને તેમનું જોર નરમ પાડવા તેણે પોતાના સરદાર અફઝલખાનને મોટા લાવલશ્કર સાથે મોકલ્યો. અરસપરસ સુલેહશાન્તિ કરવાની વિધિમાં શીવાજી મહારાજે તેના પેટમાં વાઘનખ ભોંકીને તેને ભોંયભેગો કરી દીધો. શીવાજીને તારાજ કરવાને સુલતાને મોટી સેના સાથે બીજા સરદારને રવાના કર્યો. આ સેનાએ શીવાજીને પન્હાળાના ગઢમાં ઘેરી લીધા. ચાર મહીના સુધી તે કિલ્લામાં ભરાઇ રહ્યા, પણ આખરે શીવાજીએ તે જગ્યા છોડીને નાસી જવા ધાર્યું. ચાર હજાર સૈનિકો સાથે શીવાજી વિશાળગઢ તરફ નાઠા. બીજાપુરનું સૈન્ય તેમની પાછળ પડ્યું.

રાતભર કુચ કર્યા પછી શીવાજી ડુંગરમાં થઇને જવાના એક સાંકડા ઘાટ આગળ આવી પહોંચ્યા. શત્રુની સેના પણ પાછળ ધસતી હતી તેમને લાગ્યું કે હવે કોઇ રીતે બચાવ થાય એવું નથી, અને વિશાળગઢ તો હજી દૂર છે. તેથી તેમણે દુશ્મનોની સામે જ થવાનું ઠીક ધાર્યું. થોડીવારમાં ત્યાં પ્રબળ યુદ્ધ જામ્યું. ચાર હજાર મરદાની મુઠ્ઠીભર સેના અગણિત મુસલમાનો સામે શી રીતે ટકી શકે ? તેની વીસાત શી ?

આ વેળા બધા મરાઠાના ભુક્કા નીકળી જાય એવું હતું.

પણ દેશપાંડેએ કહ્યું, 'મહારાજ, આપ વિશાળગઢ શીધાવો. જ્યાં સુધી આપ ત્યાં ક્ષેમકુશળ નહિ પહોંચો ત્યાં સુધી હું મુસલમાન ફોજને રોકી રાખીશ. આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી કોઈ બચ્ચાને ચસવા નહિ દઉં.' શીવાજીને તેનું કહેવું ઠીક ન લાગ્યું. પણ જ્યારે સઘળા મરાઠા સરદારો તેમાં સંમત થયા ત્યારે નછુટકે બે હજાર મરાઠા લઇ શીવાજી મહારાજ વિશાળગઢ તરફ ચાલી નીકળ્યા.

શીવાજીના ગયા પછી દેશપાંડેએ બાકીના સૈનિકોને એ સાંકડી નેળમાં જુદીજુદી જગ્યાએ ગોઠવી દીધા; અને પોતે ૫૦ યોદ્ધાઓ સાથે નેળને મોંઢ ઉભા રહી દુશ્મનો સામે ટક્કર ઝીલી. શત્રુઓનો ધસારો તો જબરો હતો. બાજીપ્રભુએ એવું તો ઘોર યુદ્ધ જમાવ્યું કે દુશ્મનોના તંગ ઢીલા પડ્યા. શીવાજી મહારાજે સહીસલામત વિશાળગઢ પહોંચી તોપનો અવાજ કર્યો. બાજીપ્રભુએ તો અજબ રમખાણ મચાવ્યું હતું. છેવટે તોપનો અવાજ સાંભળી તે સમજી ગયા કે શીવાજી સલામત પહોંચી ગયા. ઘાયલ થએલા ને લોહીથી નીતરતા બાજીપ્રભુ પોતાના ૫૦ જુવાનો સાથે પડ્યા અને અમરધામમાં પધાર્યા.



બાજીપ્રભુ દેશપાંડે

* * *

અજાતશત્રુને સત્તાનો લોભ થયો: પોતાના પિતા રાજા બિંબિસારને મગધની ગાદી પરથી ઉઠાડી પોતે ગાદી પર ચડી બેઠો. એટલેથી ન અટકતાં તેણે રાજાને કેદમાં નાખ્યો. રાણી વૈદેહીએ પોતાના પુત્રને આવું ઘાતકી કામ ન કરવા વીનવ્યો પણ તેણે ગણકાર્યું નહિ. અજાતશત્રુનો સખ્ત હુકમ હતો કે કોઇએ બિંબિસારને મળવા ન જવું તેમ ખાવા પણ ન આપવું. માત્ર પતિવ્રતા રાણી આ હુકમનો ભંગ કરી હમેશાં રાજાને મળવા જતી, ને પોતાના પગનાં પોલાં કલ્લાંમાં દુધ ભરીભરી રાજાને છાનીમાની પાઇ આવતી. અંતે ચોકીપહેરો એવો સખ્ત થયો કે રાણી પણ રાજાને મળી શકે તેવું રહ્યું નહિ. રાજા બિંબિસાર કેદખાનામાં ભુખે મરવા લાગ્યો.

એક દિવસ અંધારી રાત્રે થોડો થોડો વરસાદ પડી જમીનમાંથી સુગંધી છુટતી હતી. આખું નગર શાંતિમાં ઘોરતું હતું. અજાતશત્રુના પુત્ર ઉદયભદ્રની આંગળી પાકી હતી તેથી તેને નિદ્રા આવતી ન હતી. ઘડીઘડીમાં તે વેદનાથી ચીસ પાડી, જાગી ઉઠતો હતો ને 'પિતાજી! બહુ દુઃખ થાય છે' એમ કહી રડી પડતો હતો. અજાતશત્રુએ વહાલથી તેની દુખતી આંગળી મોંમાં ગળી, ને કંઇક આરામ મળવાથી કુંવર નીરાંતે સુઈ ગયો.

એ જ વખતે એક દુઃખી દેખાતી સ્ત્રીએ પ્રવેશ કર્યો. તે અજાતશત્રુની માતા રાણી વૈદેહી હતી. તેણે પાસે આવી અજાતશત્રુ સામે ઠપકાભરી આંખે જોયું ને પછી ધીમેથી કહ્યું, 'અજાતશત્રુ! તને તો ભાન ક્યાંથી હોય? પણ તું નાનો હતો ત્યારે આટલા જ હેતથી તારી દુખતી આંગળી જેણે મોંમાં રાખી હતી, તેને તું આજે કેદમાં પુરી ભુખે મારી રહ્યો છે!' અજાતશત્રુની દૃષ્ટિ એકદમ ખુલી ગઇ. તેને પિતાનું વાત્સલ્ય સાંભર્યું ને પોતે તેના ખોળામાં ચડી હસ્યા કરતો તે દિવસો યાદ આવ્યા. એકદમ તે પોતે જ કેદખાના તરફ દોડ્યો ને તાળું ખોલી નાખ્યું.

અંદર અંધારા ઓરડામાં એક તદ્દન નિશ્ચેષ્ટ શરીર પડ્યું હતું. અજાતશત્રુએ તેનો હાથ પકડી

વ્હાલથી કહ્યું, 'પિતાજી! હું અજાતશત્રુ આપની પાસે આવ્યો છું. જરા સામું તો જુઓ!' બિંબિસારની મુછના બેચાર વાળ હાલ્યા; પણ તે માત્ર પવનથી. હમણાં બોલશે એમ લાગ્યા કરતું હતું; પણ કંઈ જવાબ મળ્યો નહિ.

અજાતશત્રુ નાના બાળકની માફક ધ્રુસકે ધ્રુસકે રોઈ પડ્યો! 'ઓ પિતાજી! હું અજાતશત્રુ કરગરું છું. એક વખત માફીનો બોલ તો બોલો!' કોણ બોલે?

* * *

હઝરત મોહમ્મદ પયગમ્બર સાહેબને ફાતિમા નામે પુત્રી હતી. તેને બે પુત્ર હતાઃ હસન અને હુસેન. હસનને મદીનાની ગાદી મળી ને હુસેન તેની સાથે રહ્યો. તે વખતે મદીના અને દમાસ્કસ વચ્ચે હડહડતું વેર ચાલતું હતું. પયગમ્બર સાહેબના વ્હાલા શિષ્ય માવીયાનો પુત્ર યેઝીદ દમાસ્કસની ગાદીપર હતો. યેઝીદે કપટ કરીને હસનને તેની જ બીબી ઝોબેદા મારફત ઝેર આપી મારી નખાવ્યો. હવે દમાસ્કસ સામે લડવા માટે એકલો હુસેન રહ્યો.

હુસેનનું અંતઃકરણ પોતાના વડીલ ભાઈના મૃત્યુથી ચીરાઈ ગયું. તે ભગ્ન હૃદયે પોતાના પિતામહ પયગમ્બર સાહેબની કબર પાસે જઈને બેઠો. આખા મદીનાની પ્રજાનાં આંસુ પણ એને પીગળાવી શક્યાં નહિ. એ તો દરવેશ જેવો બની ગયો ને લગભગ એકાંત જીવન ગાળવા લાગ્યો.

પણ યેઝીદને આ સમાચારથી શાન્તિ થઈ નહિ. એને તો હુસેનનું ખુન કરવું હતું; ને ખુન તો આવા પવિત્ર સ્થળમાં થાય નહિ. કપટી માણસનું અંતઃકરણ યુક્તિઓથી ભરપુર હોય છે. તેણે એક નવી યુક્તિ શોધી કાઢી.

હુસેનને અબ્દુલ્લા ઝૈદ નામે એક અત્યંત વિશ્વાસપાત્ર મિત્ર હતો. તે કુફામાં રાજ્ય કરતો હતો. કુફા દમાસ્કસનું ખંડીઉં રાજ્ય હતું. યેઝીદે તેને કહ્યું કે જો તું હુસેનને પેલી પવિત્ર આરામગાહમાંથી દૂર ખેંચી લાવે તો તને પુષ્કળ પૈસો ને સ્વતંત્રતા બક્ષું!' અબ્દુલ્લાએ આ કબુલ કર્યું. પછી મિત્રાઈના વ્હાલભર્યા સંદેશાઓ ને મહાનગીભર્યા શબ્દોથી, અબ્દુલ્લા ઝૈદે હુસેનનું દિલ પીગળાવ્યું, ને ભલા ભોળા હુસેને તેના શબ્દોમાં વિશ્વાસ મુકી કુફા જવાનું આમંત્રણ સ્વીકાર્યું.

મદીનાની પ્રજા આ સમાચારથી ગભરાઈ ગઈ. હુસેનને આંસુ સારીસારીને ન જવા લોકોએ વિનંતિ કરી; પણ હુસેને જવાનો નિશ્ચય કરી રાખ્યો હતો.

પછી હુસેન પોતાની સ્ત્રી, બાલબચ્ચાં ને કબીલો લઈ રવાના થયો. રસ્તામાં થોડા દિવસ તો મુશ્કેલી નડી નહિ ને સુખરૂપ માર્ગ કાપતા સહુ આગળ ચાલ્યા. પણ કોણ જાણે કેમ તેઓ રસ્તો ભુલ્યા. અરબસ્તાનના પ્રખર સૂર્યનાં બાળી નાખે તેવાં કિરણો ધગધગતી રેતીમાં તપતાં હતાં, પવન પણ સુસવાટા દઈ ફુંકતો હતો ને પાણીનું ટીપું સરખું ન મળે તેવાં ભયંકર મેદાનો આગળ ને આગળ આવતાં હતાં. હવે પાછા ફરવું મુશ્કેલ હતું. હુસેને પોતાનાં માણસોને મુકામ કરવા હુકમ કર્યો ને થોડાંકને પાણીની શોધ કરવા મોકલ્યાં. તે જ વખતે સમાચાર મળ્યા કે તેના મિત્ર અબ્દુલ્લાએ વિશ્વાસઘાતની બાજી ગોઠવી છે! પણ હુસેનનું ચિત્ત અત્યારે માત્ર પાણીની શોધમાં હતું. તેણે મોકલેલાં માણસોએ એક પાણીનો ઝરો શોધી કાઢ્યો; પણ યેઝીદનાં હથીઆરબંધ માણસો તેની ચોકી કરી રહ્યાં હતાં!

અને હવે હુસેનના તંબુનો દેખાવ હૃદયદ્રાવક બન્યો. નાનાંમોટાં સૌ પાણી પાણી કરતાં હતાં. ઉપર આશાભરી દૃષ્ટિ ફેરવે ત્યાં ચોખ્ખું આસમાની આકાશ તપી રહ્યું હતું. માતાની છાતીમાંથી દુધની સેર સુકાઈ ગઈ. હુસેનના નાના કુમળા બાળકના હોઠ પાણી વિના સુકાઈ જતા હતા. બધી જગ્યાએથી એકસરખો હૃદયદ્રાવક અવાજ આવતો હતોઃ 'પાણી! પાણી!'

હુસેનની સ્ત્રી પોતાના બચ્ચાંને લઈ ગોઠણીઆભર પડી ડુસકાં ખાતી બોલી, 'ખુદાની ખાતર માત્ર આ બાળક માટે બે ટીપાં પાણી લાવો!' આ દેખાવથી હુસેનનું મગજ ફરી ગયું. તે પોતાના બાળકને લઈને પેલા પાણીના ઝરા પાસે દોડ્યો. પણ અફસોસ! એના દુશ્મનોનાં રાક્ષસી હૃદય આ દેખાવથી પણ પીગળ્યાં નહિ. હુસેને પાણી માગ્યું ત્યાં તીર આવ્યું; અને એવા એક તીરથી પેલું કુમળું બાળક વીંધાઈ ગયું.

પોતાના બાળકના ખુનથી તરબોળ થએલા હાથે હુસેન ગાંડા જેવો પાછો ફર્યો. એની આંખમાં આંસુ આવે એટલી પણ ભીનાશ હવે રહી હતી નહિ પોતાના પ્યારા બચ્ચાંની છેલ્લી દૃષ્ટિ પાણી માગી રહી હતી, ને હાથ વારંવાર અત્યંત દર્દથી મોં તરફ વળતો હતો. થોડીવારમાં તે હમેશની તૃષા છીપાવવા ચાલ્યું ગયું

હુસેન અને તેનાં માણસો હવે લડાઇ માટે તૈયાર થઇ ગયાં. વિશ્વાસઘાત ને ક્રુરતાની સામે હુસેન પોતાનાં માણસોને લઇ ભુખ્યા વરૂની માફક તુટી પડ્યો! તેનો ભત્રીજો ને વ્હાલા અફસરો એક પછી એક કપાઇ ગયા! છેવટ માત્ર હુસેન પોતે રહ્યા! પણ તેણે તો ગજબ કરી. તેના એક એક ઝપાટાથી દુશ્મનોના ઘોડેઘોડા વઢાઇ પડતા હતા. છેવટે દુશ્મનો ઝરા છોડી દઇને જીવ બચાવવા જેમ આવે તેમ નાસી છુટ્યા!

હુસેન ઝરા પાસે જઇ તેના મીઠા ઠંડા પાણીમાં કુદી પડ્યો! તેના સુકા લુખ્ખા હોઠ પર ખારી વળી હતી ને તે પાણીની મીઠાશ સુંધી શકે એટલો બેબાકળો બની ગયો હતો. તેણે ખોબો ભરી પાણી લીધું, પણ તે હોઠને અડકાડે તે પહેલાં તેના વ્હાલા મિત્રો ને સ્ત્રી, પ્યારો ભત્રીજો ને પ્રિય પુત્ર સૌ તેને યાદ આવ્યાં; અને પોતાના હાથમાં પાણી પાણી પોકારતાં મરી ગએલા તેના નાના પુત્રનો મૃત્યુ સમયનો દુઃખાર્ત પોકાર તેની સામે ખડો થઇ ગયો! પોતાના હોઠ પણ ભીંજવ્યા વિના તેણે પાણી નીચે નાખી દીધું ને તલવાર લઈ તે નાસતા દુશ્મનોની પાછળ દોડ્યો.

અને હુસેન મૃત્યુથી અમર્ત્ય બની રહ્યો!

આજથી તેરસો વર્ષ પહેલાં બનેલા આ બનાવને દરેક સાચો ઇસ્લામી આજે પણ સંભારે છે, ને હસન અને હુસેનનાં નામથી આજ પણ મુસ્લીમ દુનીઆ એ કરુણ બનાવ પર આંસુ સારે છે.

'ધુમકેતુ'

---

## ભાવના

દોહરા:

સરિતા તીરે ઝુંપડી
 સાદી સુંદર શાન્ત;
દુઃખો જહીં દર્દ ભુલે
 થાક ઉતારે કલાન્ત.

છાયા શીળી તરુ તણી
 હરે જગતનાં ત્રાસ;
પશુપંખી ને માનવી
 આવે કરવા વાસ.

સેવા કરવા સર્વદા
 તનમન ટકે હમેશ;
માગું છું બસ એટલું:
 દેજે, હે પરમેશ!

સીતારામ જે. શર્મા



# પાંચ મીનીટની કસરત

શરીરની સુંદરતા અને સ્વાસ્થ્ય વધારવાનાં જે જુદાં જુદાં સાધનો છે તે સૌમાં ઉત્તમ અને મુખ્ય તો ખુલ્લી હવામાં કસરત કરવી કે રમતો રમવી એ છે. શરીરને મજબુત બનાવવા માટે શરીર કસાય એવા ઉપાયો હોવા જોઇએ. મોટર ચલાવવા કરતાં સાઇકલ ચલાવવી અગર ઘોડા ઉપર બેસવું વધારે લાભકારક છે. ટેનીસ ને બૅડમિન્ટન જેવા નાજુક રમતો રમવા કરતાં ફુટબૉલ ખેલવો એ વધારે સારૂં છે.

પણ જેમની સ્થિતિ અને સાધનો એવી રમતોને અનુકૂળ ન હોય તેમને માટે કંઇક ઉપાય શોધવાની જરૂર તો છે જ. કોઇ બહુ ખરચ સહન ન કરી શકે; કોઇને બહુ વખત ન મળતો હોય; કોઇનું શરીર નબળું હોય અને ભારે રમતો માટે ટેવાએલું ન હોય; એવાઓને માટે નીચે 'પાંચ મીનીટની કસરત' બતાવી છે.

આ કસરતોથી શ્વાસોચ્છ્વાસની ક્રિયા ઘણી નિયમિત થઇ જાય છે. નિયમિત શ્વાસોચ્છ્વાસ લેનાર માણસ ગમે તેવા કઠણ કામમાં પણ વધારે ટકી રહેવાનો. વળી આ કસરતોથી પેટ, પીઠ અને થાપાના સ્નાયુઓ ખાસ કરીને દૃઢ થાય છે. આ સ્નાયુઓ ઉપર જ આખા શરીરનો મુખ્યત્વે કરીને આધાર રહેલો હોવાથી એને દૃઢ કરવા તરફ જો લક્ષ આપવામાં આવે તો આખું શરીર એની મેળે સુંદર અને સુબદ્ધ થઇ જાય. ઉપરાંત આ કસરતોથી બીજા સ્નાયુઓને પણ પુરતી કસરત મળી રહે છે.

શ્વાસોચ્છ્વાસની નિયમિતતા તે આ કસરતોનું મુખ્ય અંગ છે. એ ન હોય તો આ કસરતોનો કશો ફાયદો નથી. આ બધી કસરતો સાફ શ્વાસોચ્છ્વાસમાં પુરી કરવાની છે. એમાંની દરેકેદરેક કસરત ઉંડા શ્વાસ જોડે ગાઢ સંબંધ ધરાવે છે. કસરતો કરનારને બધી કસરતો યાદ હોવી જ જોઇએ.

જ્યારે જ્યારે કસરત કરવામાં આવે ત્યારે બન્ને ફેફસાં ધમણની માફક ચાલતાં હોવાં જોઇએ. ધીમેથી બધી હવા તેમાંથી કાઢી નાખવી અને ધીમેથી જ પાછી ભરવી. શ્વાસ લેતાં પાંસળીઓને બાજુમાંથી પહોળી કરીને છાતી તથા ખભાઓને અદ્ધર ચઢાવવા. છાતીને વાંકી વાળવાથી કે ખભાના સ્નાયુઓને આડા-અવળા ફેરવવાથી છાતીમાં વધારે હવા આવી શકતી નથી. ઉંડા શ્વાસ લેવા માટે બન્ને હાથ થાપા ઉપર મુકીને કમ્મરથી ઉપરના ભાગને પાછળની બાજુએ ધીમે ધીમે ઝુકાવવો. તે જ પ્રમાણે ઉચ્છ્વાસ કરતી વખતે આગળની બાજુએ થોડુંક શરીરને ઝુકાવવું જરૂરનું છે. ફેફસાં પુરેપુરાં ખાલી થાય તે માટે શરીરને આગળ ઝુકાવીને પીઠના બધા સ્નાયુઓ ઢીલા પાડી દેવા જોઇએ.

શ્વાસોચ્છ્વાસની ક્રિયા માટે નાક એ મુખ્ય રસ્તો છે, તેથી દરેક શ્વાસે નસકોરાં ખુલ્લાં રાખવાં જોઇએ. બરાબર ખરા શ્વાસ લેવાતા હોય તો અવાજ બીલકુલ થાય નહિ.

આ કસરતો બને ત્યાં સુધી સવારમાં ઉઠીને કરવી. તેમ ન બને તો દિવસના કોઇ પણ વખતે, ખોરાક લીધા પછી ઓછામાં ઓછા ચાર કલાક ચાલ્યા ગયા બાદ કરવામાં કાંઇ હરકત નથી.

આ પાંચ મીનીટની કસરત દસ ભાગમાં વહેંચાએલી છે. તેમાંની પહેલી પાંચ કસરતો ધીમે ધીમે અને બીજી પાંચ ઝડપથી કરવાની છે. દરેક કસરત માટે છ આખા શ્વાસોચ્છ્વાસ રાખવામાં આવેલા છે. ધીમેથી કરવાની પહેલી પાંચ કસરતો શ્વાસોચ્છ્વાસની પદ્ધતિથી નિયમિત થએલી છે, અને તેની દરેક ક્રિયા છ વખત કરવાની છે.

### કસરત પહેલી

### ધીમેથી પગ લંબાવવાની ક્રિયા

બન્ને પગ સમાંતર તથા લગભગ સાથે રાખી ઉભા

રહો, અને હાથ કમ્મર ઉપર મુકો. ક્રિયા ફેફસાં ખાલી કરીને જ શરૂ કરો. શ્વાસ લેવો શરૂ કરી જમણા પગને આગળની બાજુએ ઉઠાવો અને શ્વાસ પુરેપુરો લઇ લેતાં તેને ધીમે ધીમે નીચે મુકો.

તેવી જ રીતે ડાબા પગની ક્રિયાને પણ એક ઉચ્છ્વાસથી પુરી કરો. ફરીથી શ્વાસ લેતાં જમણા પગની ક્રિયા શરૂ કરો ને તે પ્રમાણે છ શ્વાસોચ્છ્વાસ થતાં સુધી બન્ને ક્રિયાઓ એક પછી એક ચાલુ રાખો. આ છ શ્વાસોચ્છ્વાસમાં ઉપરનીચે મળી તમારા પગની કુલ ચોવીસ ક્રિયાઓ થશે. પગ જેમ ઉંચે જાય તેમ વધારે સારૂં છે. પગને અદ્ધર છુટો નાખીને પડવા દો નહિ, પણ તેને ધીમે ધીમે અને દૃઢ રાખીને જ ઉંચોનીચો કરો.

**કસરત બીજી**

**કમ્મરથી ઉપરના ભાગને ધીમેધીમે આગળપાછળ વાળવાની ક્રિયા**

પગ એકબીજાથી જરા છેટે રાખો અને હાથ કમ્મર ઉપર મુકો. પહેલાં શ્વાસ લેતી વખતે કમ્મરની ઉપરનો ભાગ શરીરની પાછળની બાજુએ ઝુકાવો, અને તે વખતે પેટના સ્નાયુઓને સારી રીતે આગળ આવવા દો.

માથું પણ જરા પાછળ ઝુકાવો. ફેફસાંમાં પુરેપુરી હવા ભરાય ત્યારે પાછળ ઝુકાવેલા ભાગને ધીમેધીમે આગળની બાજુએ લાવો અને શ્વાસ કાઢવો શરૂ કરો. કમ્મરથી ઉપરના ભાગને આગળ ઝુકાવતાં પાછળના બધા સ્નાયુઓને ઢીલા પાડો, જેથી માથાના તથા ખભાના વજન વડે તે ભાગ ઘુંટણ વળ્યા સિવાય વધારેમાં વધારે નીચો જાય. હવે શરીરને કંઇપણ અટકાવ્યા વિના આ સ્થિતિમાંથી પાછળની બાજુએ લઇ જાઓ અને તે વખતે અંદર શ્વાસ લેવો શરૂ કરો. આ પ્રમાણે આખી ક્રિયા છ શ્વાસોચ્છ્વાસ પુરા થાય ત્યાં સુધી છ વખત કરો.

**કસરત ત્રીજી**

**કમ્મરથી ઉપરના ભાગોને ધીમેથી બાજુએ વાળવાની ક્રિયા**

પગ સાથે મુકી હાથને બન્ને બાજુએ છુટા લટકતા રહેવા દઇ ઉભા રહો.

શરીરને શ્વાસ લેતી વખતે આગળ કે પાછળ નમી જવા નહિ દેતાં તદ્દન સીધું રાખી કમ્મરથી ઉપરના ભાગને ડાબી બાજુએ જ્યાંસુધી નમે ત્યાંસુધી નમાવો. તે વખતે ડાબો હાથ પાની તરફ સરકાવો અને જમણો હાથ કોણીથી વાળ્યા સિવાય ઉંચો લાવી માથા ઉપર વળતો રાખો. આમ કરવાથી ક્રિયામાં વધારે જોર પડે છે અને જમણી બાજુના ફેફસાને વધારે ખુલ્લા થવાની તક મળે છે.

શ્વાસ લેતાં ઉપરની ક્રિયા પુરી થયા પછી તે ભાગને પાછો લાવી જમણી બાજુએ નમાવો, અને તે વખતે હાથની ક્રિયા પહેલાંના કરતાં ઉલટી કરો. આ ક્રિયા કરતાં શ્વાસ બહાર કાઢવાનો છે. આ ક્રિયામાં જમણું ફેફસું વધારે સંકોચાય છે. તેને ડાબા ફેફસા જેવું તૈયાર કરવા માટે અડધી કસરત થાય ત્યારે શ્વાસ બદલી નાખવાની જરૂર છે. બન્ને તરફની ક્રિયા ત્રણે વખત (બે શ્વાસોચ્છ્વાસ અને એક શ્વાસ)માં પુરી કરો; તે વખતે તમારૂં શરીર શ્વાસ લીધેલી સ્થિતિમાં તૈયાર ઉભું હશે. હવે તે સ્થિતિમાં જ બધો શ્વાસ કાઢી નાખો. પછીથી શ્વાસ લેતાં શરીરને જમણી બાજુએ નમાવો અને કાઢતાં ડાબી બાજુએ નમાવો. આ ક્રિયા ત્રણ વખત કરો.

### કસરત ચોથી

### કમ્મરથી ઉપરના ભાગને ધીમે ધીમે મરડવાની ક્રિયા

પગને જેમ બને તેમ વધારે પહોળા રાખો અને પગનાં આંગળાંને અંદરની બાજુએ વાળી પાનીને જમીન ઉપર અડકેલી રાખો. બન્ને હાથને બાજુમાં છુટા લટકવા દો અને આખી ક્રિયામાં તેમને છુટા જ રાખો. શ્વાસ લેતી વખતે કમ્મરથી ઉપરના ભાગને જમણી બાજુએ મરડો. તે ભાગ જેટલો આગળ જાય તે કરતાં માથાને વધારે આગળ જવા દો. મરડવાની ક્રિયા કમ્મર આગળથી જ થવી જોઇએ; ઘુંટણ આગળથી નહિ. નહિ તો સઘળી ક્રિયા વ્યર્થ જશે. શરૂઆતમાં કમ્મરથી નીચેનો ભાગ ગોળ ફરી જશે, છતાં પણ તમારે તેને વધારે સ્થિર રાખવા પ્રયત્ન કરવો.

હવે તે ભાગને ડાબી બાજુએ મરડવો શરૂ કરો. આ ક્રિયા કરતાં શ્વાસ કાઢી નાખવાનું ચાલુ રાખવું. શ્વાસોચ્છ્વાસથી બધી ક્રિયાઓ નિયમિત અને વ્યવસ્થિત થવી જોઇએ. ૭ પુરા શ્વાસોચ્છ્વાસમાં આ ભાગને એક બાજુથી બીજી બાજુએ મરડવાનો છે. અરધી કસરત થાય એટલે શ્વાસ બદલી નાખવો જોઇએ.

### કસરત પાંચમી

### ધીમેથી પગને વાળવાની ક્રિયા

પગ સાથે રાખીને ઉભા રહો. જમણા પગને ઘુંટણથી ઉંચો કરો અને બધો શ્વાસ બહાર કાઢી નાખી બન્ને હાથ વડે નળા આગળથી તેને પકડો. હવે સાથળને દઢ કરી તેને પેટના સ્નાયુઓ સાથે સખત દબાવો. તે વખતે કમ્મરથી ઉપરના ભાગને પાછળની બાજુએ ઝુકવા દો. આ ક્રિયા એક ઉંડો શ્વાસ લેતાં પુરી કરો. પછી શ્વાસ કાઢી નાખતાં હાથની પકડ છોડી દો અને પગને નીચે આવવા દો. તે પગને જમીન ઉપર મુકી થોડીવાર ઉભા રહી ડાબા પગને પણ એ જ પ્રમાણે ઘુંટણથી ઉંચો કરી પકડો. આ પ્રમાણે ૭ શ્વાસોચ્છ્વાસથી, દરેક પગને ત્રણ વખત, એમ કુલ ૭ ક્રિયાઓ કરો.

જો એક પગ ઉપર ઉભા રહી આ ક્રિયા ન થઇ શકે તો શરૂઆતમાં ખુરશી ઉપર બેસીને પણ કરી શકાશે.

અહીં ધીમેથી કરવાની પાંચ કસરતો પુરી થાય છે. હવે ઝડપથી કરવાની પાંચ કસરતોમાં શ્વાસોચ્છ્વાસમાં જેટલી વધારે ક્રિયાઓ થઇ શકે તેટલી કરવા પ્રયત્ન કરવો. શરૂઆતમાં એક શ્વાસોચ્છ્વાસમાં ઘણી ક્રિયાઓ ન થઇ શકે તો જેટલી બને તેટલી જ કરવી. ઝડપથી ક્રિયા કરવા છતાં પણ શ્વાસ એક જ થાય થોડી ટેવ પાડ્યા પછી જ તે ક્રિયાની ઝડપ વધારવી, કારણકે જે સ્નાયુઓ પ્રથમથી જડ હોય છે તે થોડી કસરત થવાથી ઢીલા પડી યોગ્ય રીતે વાળી શકાશે.

જેવી રીતે ધીમેથી કરવાની દરેક કસરતમાં ૭ શ્વાસોચ્છ્વાસ લેવાના હોય છે, તેવી રીતે આ ઝડપથી કરવાની કસરતમાં પણ ૭ શ્વાસોચ્છ્વાસ જ લેવાના હોય

છે. ફેર ફક્ત એટલો જ કે આની દરેક કસરત ચાર શ્વાસોચ્છ્વાસથી પુરી કરી બાકીના બે શ્વાસોચ્છ્વાસ ચડેલો થાક ઉતારવા માટે રાખવામાં આવેલા છે. આ બે શ્વાસોચ્છ્વાસ વખતે બન્ને હાથ કમ્મર ઉપર મુકવાં; પણ છેલ્લા શ્વાસોચ્છ્વાસ વખતે આગળની કસરત માટે યોગ્ય સ્થિતિ પ્રાપ્ત કરી લેવી જોઇએ.

ઝડપથી કરવાની કસરતોમાં પગ લંબાવવાની કસરત, કમ્મરથી ઉપરના ભાગ માટે ત્રણ કસરતો, અને પગ વાળીને કરવાની એક કસરતનો સમાવેશ થાય છે કમ્મરના ઉપરના ભાગ માટે જે કસરતો છે તેમાં તે ભાગને આગળપાછળ નાખવ ની કસરત, એક બાજુથી બીજી બાજુએ નાખવાની કસરત, અને તેને મરડવાની કસરતો આવે છે.

### કસરત છઠ્ઠી

ઝડપથી પગ પાછળ નાખવાની ક્રિયા

આ ક્રિયા કાંઇક જમીન ઉપર પગ ઘસતા જેવી લાગશે; એકે પગને તદ્દન દઢ રાખીને તથા પગના અગ્રભાગને પણ સામેની બાજુએ તણાતા રાખીને એક પછી એક એમ પાછળની બાજુએ ફેંકવાથી ક્રિયા થાય છે. બન્ને પગને સાથે મુકો અને હાથ ... ઉપર રાખો શ્વાસ કાઢી નાખીને આ ક્રિયા શરૂ કરો શ્વાસ લેવાનો શરૂ કરો તેની સાથે જ પગને પાછા ફેંકવા માંડો; પણ તે વખતે શરીર આગળ ધસી જવું જોઇએ નહિ. પગ નાખ્યા પછી તેને તેટલી જ ઝડપથી પાછો લાવો, અને આ પ્રમાણે ચાર આખા શ્વાસોચ્છ્વાસ લેતા સુધી કરો. અનુભવથી તમે દરેક પગે વીસ, એમ કુલ ચાળીસ ક્રિયાઓ ચાર શ્વાસોચ્છ્વાસમાં કરી શકશો. હવે છેલ્લો શ્વાસ કાઢતી વખતે બીજી કસરત માટે તૈયાર થાઓ.

### કસરત સાતમી

કમ્મરના ઉપરના ભાગને આગળપાછળ નાખવાની ક્રિયા

બન્ને પગને છુટા રાખો અને તળીઆંને જમીન ઉપર બરાબર અડાડો કે જેથી કસરત કરતી વખતે વધારે સ્થિર રહી શકાય. હાથ કમ્મર ઉપર મુકી કમ્મર ઉપરના ભાગને અટકાવ્યા સિવાય આગળ અને પાછળ નાખવો શરૂ કરો. શ્વાસ લેતી વખતે જેટલી ક્રિયાઓ થાય તે કરતાં શ્વાસ કાઢતી વખતે વધારે થાય તો સારૂં. કમ્મરના ઉપરના ભાગને આગળ પાછળ ઝોલા ખાવા દો, પણ ગરદનને તો સ્થિર જ રાખો. આ ક્રિયા કરતાં માથાને શરીરની સીધી લીટીમાં રાખવાનું છે. આ ક્રિયા શરૂઆતમાં બહુ જ ઝડપથી કરવાની નથી, પણ ટેવ પડ્યા પછી તમે ચાર પુરા શ્વાસોચ્છ્વાસમાં ચોસઠ આંચકા મારી શકશો.

### કસરત આઠમી

કમ્મરના ઉપરના ભાગને બાજુએ નાખવાની ક્રિયા

પગની પાનીઓ સાથે રાખો અને બન્ને હાથને છુટા બાજુએ લટકતા દો. હવે જરા પણ અટક્યા સિવાય શરીરને એક પછી એક એમ બન્ને બાજુએ ઝડપથી નાખવા માંડો. હાથને પણ વારાફરતી ઉંચો-નીચો વાળવો જોઇએ. શરીરની સાથે જ માથું નમવું જોઇએ, પણ ગમે તેમ નહિ. શ્વાસ લેતી વખતે આ ક્રિયા ઓછી ઝડપથી કરો, પણ શ્વાસ કાઢતી વખતે ઝડપ વધારો. ટેવ પડ્યા પછી પણ ચાર પુરા શ્વાસોચ્છ્વાસમાં આ ક્રિયા ચાળીસ કરતાં વધારે વખત કરવી ન જોઇએ; કારણકે તેમાં દરેક વખત હાથને વધારેમાં વધારે નીચે લઈ જઇને વાળવાનું છે.

### કસરત નવમી

કમ્મરના ઉપરના ભાગને ઝડપથી મરડવાની ક્રિયા

ચોથી કસરતમાં બતાવ્યા પ્રમાણે પગ મુકી હાથને કમ્મર ઉપર મુકો અને માથું સ્થિર રાખો. યોગ્ય સ્થિતિ પ્રાપ્ત કરવા માટે શરૂઆતમાં આરસાનો ઉપયોગ કરવો વધારે સારો છે. કમ્મરથી ઉપરના ભાગને એવી રીતે મરડો કે તે તદ્દન આગળ દેખાઈ આવે. હવે પાછા ફરો અને બીજી બાજુએ મરડો: વચ્ચે અટકવું જોઇએ નહિ. આ પ્રમાણે ચાર પુરા શ્વાસોચ્છ્વાસ લેતાં સુધી ઝોલાં ખાઓ. ધીમેધીમે દરેક શ્વાસ લેતી વખતે ચાર ઝોલાં ખાતાં શીખવું જોઇએ. પછીથી બે ઉંડા શ્વાસોચ્છ્વાસથી આ ક્રિયા પુરી કરો.

### કસરત દસમી

પગને ઝડપથી વાળવાની ક્રિયા

બે પગને સાથે રાખીને બન્ને હાથ કમ્મર ઉપર મુકો. જાંઘને સ્થિર રાખી પગને ઘુંટણમાંથી વારાફરતી એવી રીતે ફેંકો કે પાની પાછળ પછડાવી જોઇએ. પગના આંગળાવાળા ભાગને દરેક વખત લંબાવતા ચુકો નહિ. વખત જતાં તમે ચાર પુરા શ્વાસોચ્છ્વાસમાં પાછળની બાજુએ ચાળીસ લાતો ફેંકી શકશો. શ્વાસ લેતાં જેટલી ક્રિયાઓ થાય તે કરતાં શ્વાસ કાઢતી વખતે વધુ ક્રિયાઓ કરો.

પાંચ મીનીટમાં કરી શકાય એટલી કસરતોની યાદી અહીં પુરી થાય છે. આ કસરતોને પાંચ મીનીટ કરતાં ઓછો વખત કોઇ દિવસ લગાડવો નહિ; કારણ તેથી જે સાઠ પુરા શ્વાસોચ્છ્વાસ લે છે તેને હરકત થશે, અગર ક્રિયાઓ આખી નહિ થવાનો સંભવ રહેશે. આ કસરતોમાં પાંચ મીનીટને બદલે સાડાપાંચ અગર છ મીનીટ લાગે તો તે કોઇ પણ રીતે નુકસાનકારક હોતાં ફાયદાવાળી છે પણ તેમાં સાઠ શ્વાસોચ્છ્વાસ કરતાં એક પણ વધારે લેવા જોઇએ નહિ. તેથી દરેક શ્વાસ ઉંડા લેવાશે અને ઝડપથી થતી ક્રિયાઓમાં ઉંડા શ્વાસને લીધે વધુ ક્રિયાઓ કરવાની તક મળશે.

આ પાંચ મીનીટમાં કરવાની કસરતોની યાદી ખાસ કરીને જે છોકરાઓ તથા માણસો મજબુત તથા કસરતબાજ ન હોય તેમને માટે છે. સ્ત્રીઓ તથા કન્યાઓને પણ આ કસરતો કરવામાં કુદલ વાંધો નથી.

---



એક ગૃહસ્થ—(પોતાના મિત્રને) તમારા વાળ આટલા બધા વહેલા કેમ ધોળા થઇ ગયા? હજી ઉમંર તો બહુ નાની છે.

મિત્ર—એનું કારણ એમ છે કે હું ભાવનગરમાં રહું છું; પણ મારે વારંવાર લીમડી જવાનું થાય છે તેથી ધોળા થઇને જવું પડે છે અને ધોળા થઇને આવવું પડે છે. તેથી વાળ વહેલા ધોળા થઇ ગયા હશે.

*

એક માણસે બીજા કેટલાક સાંભળનારાઓ આગળ ડંફાસ મારતો હતો કે હું ગમે તેવી ભરી-બાદરી દુકાનમાંથી પકડાયા વગર ગમે તે ચીજ ચોરી શકું છું.

સાંભળનારાઓમાંથી એક જણ આગળ આવીને બોલ્યો, 'ચાલો સાહેબ, હું પાંચ રૂપીઆની શરત કરૂં છું. તમે મારી સાથે ચાલો અને મારા દેખતાં તમે કહો છો તેમ કરી બતાવો તો હું હાર્યો.'

બન્ને જણ ચાલ્યા. એક સ્ટેશનરની દુકાન આગળ આવી પેલો અંદર પેઠો અને પેન્સિલનું એક બંડલ ઉઠાવી બહાર આવ્યો.

'લાવો બાપ પાંચ રૂપીઆ. હું પકડાયા વિના આ લઇ આવ્યો.'

'વાહ! બહુ ચાલાક જણાઓ છો!' પેલો સાથે આવનાર બોલ્યો. 'પણ હું પોતે છુપી પોલીસનો માણસ છું. અને તમને ચોરીના આરોપસર પકડું છું!'

'માફ કરો સાહેબ;' પેલાએ જવાબ આપ્યો 'ત્યારે હું પોતે જ આ દુકાનનો માલીક છું!'

---




૧

ઈશ્વરની ભવ્યતા અને અનન્તતાનાં દર્શન જેવાં આકાશમાં થાય છે તેવાં કદાચ બીજે ક્યાંય થતાં નહિ હોય. આ ભવ્યતા અને અનન્તતાને ઠીક પ્રમાણમાં અનુભવવી હોય તો આકાશનો કંઈક અભ્યાસ કરવો જોઈએ, અને તેને માટે શરૂઆતમાં કેટલાક અગત્યના તારાઓની ઓળખાણ કરી લેવી જોઈએ.

તારાઓની ઓળખાણ કરવાનો સરસ માર્ગ તો ... છે કે જે માણસ તારાઓને ઓળખતો હોય તેની ... પ્રત્યક્ષ ઓળખી લેવા. પણ આવી ...ઘણાને મળી શકે. તેથી તેના કરતાં ઓછી ... પણ જેનો લાભ બધા લઈ શકે એવો ...ઓ મારફતે તારાઓને ઓળખવાનો છે. ...ા પણ નકશા થયા છે.) હું પણ તમને આ ... જ તારા ઓળખાવી શકું.

આ લેખમાળામાં આપેલા આકાશના નકશાઓ જોશો તો તેમાં પૂર્વ અને પશ્ચિમ દિશાઓ સામાન્ય નકશાઓના કરતાં ઉલટી રીતે લખેલી માલુમ પડશે. આનું કારણ એ છે કે આ નકશાઓ આકાશના હોવાથી તેને આકાશની પેઠે આપણા માથા ઉપર રાખીને જોવા જોઈએ. આમ કરવાથી નકશાની દિશાઓ સાથે મળી રહેશે. (જુઓ આ અંકમાંનું આકાશચિત્ર.)

આકાશમાં બધા તારા પ્રકાશમાં સરખા હોતા નથી. કેટલાક વધારે ચળકતા, તો કેટલાક વધારે ઝાંખા હોય છે. તેથી પ્રકાશના પ્રમાણમાં તારાઓના દરજ્જા ઠરાવવામાં આવ્યા છે. શુક્ર જેવા સૌથી વધુ ચળકતા તારા પહેલા દરજ્જાના ગણાય છે. તેનાથી સહેજ ઝાંખા તે બીજા દરજ્જાના, તેનાથી સહેજ ઝાંખા તે ત્રીજા દરજ્જાના. આમ ૧૮ દરજ્જા કરવામાં આવ્યા છે. સાતમા અને તેનાથી આગળના દરજ્જાના તારાઓ નરી આંખે દેખી શકાતા નથી. તેમને જોવાને દૂરબીનની મદદ લેવી પડે છે. આ લેખમાળામાં તારાઓના જે નકશા આપવામાં આવશે તેમાં નીચેના સંકેતો રહેશે:

| | | | | |
|---|---|---|---|---|
| ૧લા | દરજ્જાના | બતાવવા માટે | ૮ | પાંખડી કરી છે |
| ૨જા | ,, | ,, | ૬ | ,, |
| ૩જા | ,, | ,, | ૫ | ,, |
| ૪થા | ,, | ,, | મોટું ટપકું કર્યું છે | |
| ૫મા | ,, | ,, | મધ્યમ | ,, |
| ૬ઠ્ઠા | ,, | | નાનું | ,, |

આ લેખમાળામાં કેટલાક પારિભાષિક શબ્દો વાપર્યા વગર છુટકો નથી, તેથી તેમની સમજુતી અહીં આપું છું. બરાબર ઉત્તર અને દક્ષિણ દિશામાં થઈને તેમ જ આપણા માથા ઉપર થઈને પસાર થતું એક અર્ધવર્તુલ આકાશના ઘુમ્મટ ઉપર દોર્યું હોય એવી કલ્પના કરો. આ અર્ધવર્તુલને આપણે 'યામ્યોત્તર વૃત્ત' કહીશું. ધ્રુવનો તારો પણ આ વૃત્ત ઉપર જ હોય છે, કેમકે તે બરાબર ઉત્તરમાં છે. (ખરું કહીએ તો ઉત્તર દિશા ધ્રુવ ઉપરથી જ નક્કી કરાય છે. જે દિશામાં ધ્રુવ તે જ ઉત્તર દિશા.) કોઈ પણ તારો યામ્યોત્તર વૃત્ત પર આવે ત્યારે આપણે ટુંકમાં 'યામ્યોત્તર થયો' એમ કહીશું. આમ કહેવું વાસ્તવિ

પણ છે, કેમકે તે વખતે તે તારો બરાબર યામ્ય (દક્ષિણ) અથવા તો બરાબર ઉત્તર દિશામાં હશે.

આ લેખમાળામાં તારાઓના ઉગવા–આથમવા વગેરેના વખતો સ્ટાંડર્ડ ટાઇમ પ્રમાણે આપ્યા છે, અને તે અમદાવાદના સ્થળને લાગુ પડે છે. અમદાવાદ કરતાં પૂર્વ તરફનાં સ્થળોએ આ તારાઓ અમદાવાદ કરતાં વહેલા ઉગશે–આથમશે, અને પશ્ચિમ તરફનાં સ્થળોએ મોડા ઉગશે–આથમશે. અમદાવાદથી દાહોદ જેટલા પૂર્વના સ્થળે ૭ મીનીટનો અને દ્વારકા જેટલા પશ્ચિમના સ્થળે ૧૪ મીનીટનો ફેરક પડશે.

ચંદ્રના પ્રકાશમાં કેટલાક તારાઓનું તેજ ડુબી જવાથી તેઓ દેખી શકાતા નથી. તેથી તારાદર્શન માટે અંધારી રાત વધારે ઠીક પડે છે; તેમાં પણ અમાસની રાત ઉત્તમ છે, કેમકે તે આખી રાત ચંદ્રના પ્રકાશ વિનાની હોય છે. તેથી આ લેખમાળામાં આપણે દર માસની અમાસની રાત પસંદ કરીશું. આ અંકમાં ફાગણ માસની અમાસ પસંદ કરી છે. તારાઓના ઉગવા–આથમવા વગેરેના જે વખતો આ અંકમાં આપ્યા છે તે એ રાત્રિને જ લાગુ પડે છે. અમાસની પહેલાંની તથા પછીની બેચાર રાતો માટે પણ આકાશની સ્થિતિ લગભગ અમાસના જેવી રહેશે, પણ અમાસને માટે જે વખતો આપેલા છે તેમાં અમાસ પહેલાંની રાત્રિઓ માટે દરેક ૨૪ કલાક દીઠ ૪ મીનીટ ઉમેરવી અને તે જ મુજબ અમાસ પછીની રાત્રિઓ માટે દરેક ૨૪ કલાક દીઠ ૪ મીનીટ બાદ કરવી.




પણ ધ્રુવ તો ત્યાંનો ત્યાં જ રહે છે. તે હમેશાં ઉત્તર દિશામાં હોય છે. એ તારો બીજા દરજ્જાનો હોવાથી સ્હેજ ઝાંખો છે, પણ તેની આસપાસના થોડા પ્રદેશમાં તેના જેટલો પ્રકાશિત કોઇ બીજો તારો નથી. તેને ખોળી કાઢવાની રીત એ છે કે સપ્તર્ષિ માંહેના પુલહ અને ક્રતુને સાંધી લીટીથી જોડી એ લીટીને ક્રતુની દિશામાં લંબાવવી. આ લંબાવેલી લીટી ધ્રુવમાં થઇને જશે. વળી પુલહ અને ક્રતુની વચ્ચેના અંતર કરતાં પાંચગણું અંતર ક્રતુ અને ધ્રુવ વચ્ચે છે. આકાશનું જે બિન્દુ બરાબર આપણા માથા ઉપર છે, તે ક્ષિતિજથી જેટલી ઉંચાઇએ છે તેના લગભગ ચોથા ભાગની ઉંચાઇએ ધ્રુવ (અમદાવાદમાં) દેખાય છે. ધ્રુવમત્સ્યનો આકાર સપ્તર્ષિ જેવો જ છે પણ તે સપ્તર્ષિ કરતાં નાનું છે. ધ્રુવને ધ્રુવમત્સ્યનો છેલ્લો તારો ગણી શકાય અને આ રીતે પણ ધ્રુવને યાદ રાખી શકાય.

અરુન્ધતીનો તારો પાંચમા દરજ્જાનો છે, પણ પાસેના વધારે તેજસ્વી વસિષ્ઠના તેજમાં તેનું તેજ ડુબી જાય છે, તેથી સારી આંખવાળા જ તેને જોઇ શકે છે. વસિષ્ઠની જરાક જ પૂર્વે બારીકાઇથી જોતાં તે માલુમ પડશે.

ફાગણની અમાસે અમદાવાદમાં સૂર્યોદય ૬ ક. ૩૨ મિ. (સ્ટાં. ટા.) એ અને સૂર્યાસ્ત ૬ ક. ૫૫ મિ. (સ્ટાં. ટા.) એ થશે. તે દહાડે સપ્તર્ષિના ઉદય અને અસ્ત દિવસના થશે અને તેથી સૂર્યના પ્રકાશને લીધે દેખી શકાશે નહિ, પણ સાંજના જ્યારે તારાઓ દેખાવાનો વખત થશે ત્યારે સપ્તર્ષિનો ઝુમખો આખો ઉગેલો ઇશાન ખુણામાં ક્ષિતિજથી થોડે ઉંચે માલુમ

ધ્રુવમત્સ્ય ધ્રુવની એટલું નજીક છે કે ધ્રુવની આસપાસ કુંદડી ફરતું તે હમેશાં જોઈ શકાય છે અને કદિ ક્ષિતિજની નીચે જતું નથી. તેથી તે ૨૪ કલાકમાં બે વખત યામ્યોત્તર થાય છે. એક વખત તો સમર્ષિની પેઠે ધ્રુવની દક્ષિણે (એટલે ઉપર) અને બીજી વખત ત્યાર પછી ૧૨ કલાકે ધ્રુવની ઉત્તરે (એટલે નીચે). પહેલું યામ્યોત્તર અમાસની રાતે ૨ ક. ૫ મિ. થી ૫ ક. ૦ મિ સુધી થશે. બીજું યામ્યોત્તર દિવસનાં થશે અને તેથી દેખી શકાશે નહિ.

આ ઉપરાંત એક જ તારાની ઓળખાણ આજે કરીશું અને તે શુક્રની. સૂર્યાસ્ત પછી બધા તારાઓ કરતાં અગાઉ પશ્ચિમ દિશામાં તે દેખાશે અને પોતાની અત્યન્ત તેજસ્વિતાથી એકદમ ઓળખાઈ આવશે. તે ૧૦ ક. ૧૩ મિ. એ આથમી જશે.

એક મહીના પછી આપણે મળીએ તે પહેલાં તમે નીચે પ્રમાણે નોંધ રાખશો તો ત્યાર પછી મારે જે કહેવાનું છે તે તમે સરળતાથી સમજી શકશો.

જે તારાઓનું તમે ઓળખાણ કર્યું છે તેમના ઉગવા, આથમવા તથા યામ્યોત્તર થવાના વખતો અજવાળીઆમાં ઓછામાં ઓછા એક વખતના નોંધવા, તેમ જ શુક્રની આસપાસના તારા યાદ રાખી તે તે તારાઓમાં થઈને ફરે છે કે નહિ તેની તપાસ રાખવી, અને દરેક તારો ઉગતી આથમતી વખતે ક્ષિતિજને અને યામ્યોત્તર થતી વખતે યામ્યોત્તરવૃત્તને ક્યાં અડકે છે તે યાદ રાખવું.

હરિહર ભટ્ટ

# જરા ચેતજો

માતાપિતા કે ભાઈબહેનો ઘણીવાર બાળઉછેરની બાબતમાં તદ્દન અજ્ઞાન અને બેદરકાર હોય છે. આ અજ્ઞાન અને બેદરકારીનું ક્યારેક ઘણું ભયંકર પરિણામ આવે છે. એક વખત એક બાઈ પોતાના ચાર મહીનાના બાળકને નવેક વરસના દીકરાની સંભાળ નીચે સુવા બહાર કામે ગઈ. થોડી વાર થયે છોકરે જોયું તો બાળક ઉંઘી ગયું હતું; એટલે પોતે પણ રમવા ચાલ્યો ગયો. ઘરમાં પાળેલી બીલાડી હતી. એ બીલાડીને એવી ટેવ કે જો કોઇ પથારીમાં સુતું હોય તો તેને પડખે કે માથે બેસી ગેલ કરે.

માતાએ બહારથી આવીને જોયું તો પેલી બીલાડી બાળકના મોં ઉપર મોં રાખીને બેઠી હતી. તમે કલ્પી શકશો કે બાળકનું શું થયું હશે. માતા નજીક આવી અને જોઇને આભી બની ગઇ. બાળક આ જગતમાં નહોતું! બીલાડીના લાડમાં ઉંઘતા બાળકનું નાક દબાએલું ને શ્વાસ મુંઝાયો. બીલાડીએ પોતાનું માથું બાળકના મોં ઉપર દાબ્યું. ચાર માસના ફુલ માટે આ બહુ હતું. થોડી મીનીટનું અસહ્ય દુઃખ ખમીને એના પ્રાણ ઉડી ગયા.

કમકમાટી ઉપજાવે તેવો એક બીજો પ્રસંગ આ છે. ગામડાની એક માતાએ નાના બાળકના માથામાં ઘી લગાડેલું હતું. ઘર ગામને છેવાડે હતું. ગામમાં ઘણીવાર જંગલબીલાડાનો ભો હોય છે. એ જનાવર એટલું જોરાવર હોય છે કે એકાદ વર્ષની ઉમરના બાળકને ગળે પકડી જંગલમાં ઘસડી જાય છે. બાળક એકલું ઉંઘતું હતું. એટલામાં ઘર પાછળના વાડામાં ફરતા કોઇ જંગલી બીલાડાને ઘીની વાસ આવી. એક જ કુદકે એ બારી વાટે ઘરમાં પેઠો. ઘી ખાવાની લાલચે એણે પ્રથમ તો બાળકનું માથું ચાટ્યું. પરંતુ સ્વાદ વધતો ગયો એટલે તેણે દાંત અને નહોર વડે બાળકનું માથું ને મોઢું લોહીલોહાણ કર્યું ને કરડી ખાધું! બાળકના દુઃખની કલ્પના કરો. કોઇપણ માણસ બાળકની ખબર લે તે પહેલાં એનો દુઃખી પ્રાણ ચાલ્યો ગયો હતો!

શહેરમાં કે ગામડામાં રહેતાં માતાપિતા, અને ખાસ કરીને મોટાં ભાઇબહેનોને બાળઉછેરમાં ધ્યાન આપાવવા આ દાખલા બસ થશે.

# માધુકરી



## બત્રીશલક્ષણો

રાજપુતાનામાં કરૌલી રાજ્યના શીકારશોખીન નરેશની આજ્ઞા હતી કે એ રાજ્યની સરહદમાં, શહેર કે વગડામાં એમની બંદુક સીવાય કોઇની પણ બંદુક કોઇપણ હિંસક પશુ સામે ચાહે તેવા આત્મરક્ષણના પ્રસંગે પણ છુટી ન શકે. પશુઓ સામે આંગળી ચીંધનારની આંગળી કપાય; એનો વધ કરનારનો વધ થાય. આખા રાજ્યમાં પશુરાજ્ય થઇ પડ્યું. પાકેલાં ખેતરો લુંટાઈ ગયાં. વસ્તીના બાળક બાળકીઓના ભોગ ધરાવા માંડ્યા; છતાં રાજઆજ્ઞા સ્થિર ઉભી હતી. લોકો ત્રાહી ત્રાહી પોકારવા લાગ્યા.

પછી એક ક્ષત્રિય જુવાન બહાર આવ્યો. એના પિતા રાજ્યના દીવાન થઇ ગએલા. એણે રાજ્યપિતાને વીનવણી કરી, 'બાપુ, આ જુલમ ન શોભે. વસ્તીના જાનમાલનો આ સંહાર ન ઘટે.' બાપુ ન માન્યા. ને પુનઃ ચરણે એ જુવાન કરી ગયો. 'બાપુ હવે તો આ નથી સહેવાતું. આપની આજ્ઞા હવે તો સમેટી લ્યો. નહિ તો, આજથી આઠમે દિવસે પ્રજાજનના રક્ષણાર્થે આપની એ આજ્ઞા મારે ઉલ્લંઘવી પડશે.' બાપુ ફરી ન માન્યા.

ક્ષત્રીણબચ્ચાએ પોતાનું વચન પાળ્યું તે બહાર નીકળ્યો હિંસ્ર પશુઓનો શીકાર કરી ઘેર આવ્યો. પ્રજાજનોએ જયનાદથી વધાવ્યો. સમસ્ત રાજ્યમાં વિદ્યુત્‌ જીવન પ્રકટ્યું. રાજાએ એ સાંભળી આજ્ઞા કરી કે 'કુંવર મદનસિંહને કરૌલી શહેરની હદ છોડી બહાર જવાની મનાઇ છે.' એના ફરતા પહેરા મુકાયા. કુંવર નજરકેદ થયા.

કુંવરે ફરી ઘોષણા કરી, 'મહારાણાશ્રીને મનાવવાનો એક જ સાત્વિક ઉપાય મારી પાસે છે. આજથી હું નિર્જળ ઉપવાસ આદરું છું. કાં તો મહારાણાશ્રી પોતાની આજ્ઞા સમેટે, અને કાં તો આ દેહ પડે. જય પ્રભુ!' કહી શહેર મધ્યમાં ખુલ્લા ઓગાનમાં સદ્‌ગત મહારાજાશ્રી ગોપાળસિંહજીના બાવલા નીચે આસન જમાવ્યું. એની જ છાયા નીચે અન્નજળ ત્યાગ્યાં. લોકોનાં ટોળાં દૂર-દૂરથી દર્શન કરવા ઉભરાવા લાગ્યાં. સમસ્ત રાજ્યમાં હાહાકાર થઇ ગયો. શું બત્રીશલક્ષણો હોમાય છે!

બબ્બે દિવસનાં વ્હાણાં વાયાં. મહારાણાનું દિલ હજી પણ સ્થિર ઉભું હતું. ત્રીજા દિવસના પ્રભાતે કરૌલીમાં ચમત્કાર થયો. કુંવર મદનસિંહનાં ધર્મપત્ની બુરખો તોડી, રાજ્યમહેલ છોડી, ઉઘાડે પગે, પોતાનાં પતિની સાન્નિધ્યમાં આવી બિરાજ્યાં. 'મારા દેશનાં ગરીબ ભાંડુઓ માટે આજે હું આ મારો સઘળો કુળ-ચાર છોડી બહાર આવું છું, અને એમને જ માટે હું પણ આજથી આ અન્નજળ ત્યાગું છું.'

પ્રજા ધ્રુજી ગઇ. તેની આંખમાંથી આંસુઓ દડવા લાગ્યાં. આ પ્રજાપરાયણ ધર્મયુગલની ચોતરફ રાજ્યની સમસ્ત પ્રજા ઉભરાઇ ચાલી. એ બહાદુર ક્ષત્રિય જોડું ગીતાજીનો પાઠ કરતું બેઠું છે. ચોમેર પ્રજાજનો આસન જમાવી ગીતાજીનો પાઠ કરતા બેઠા છે. અગરબત્તી અને અગરબત્તીની જ્વાળાઓ ગગનમાં ચાલી રહી છે. કોઇ અપૂર્વ સાત્વિકતા અને શાંતિ પથરાઇ રહી છે. લોકોનાં દિલમાં રોષનો અગ્નિ છે; આંખમાં દુઃખનાં અશ્રુ છે; વદન ઉપર પ્રાર્થનાની આર્જવતા છે.

ચોથા દિવસનો સાયંકાળ થયો. ચાર ચાર દિવસના જળત્યાગે કુંવરને મુર્છા આવી. લોકોએ કારમી ચીસ પાડી. રાજ્યનું સિંહાસન જાણે ડોલવા લાગ્યું. રાજાની મહેલાતના પાયા જાણે હાલવા લાગ્યા. જાણે પૃથ્વી ઉપર કોઇ પ્રચંડ ભૂકંપ થયો. ભૂમિ ઉપર લોકસમુદાય ચંચળ બની ગયો. ગોલી બહાદુર ક્ષત્રિયાણી શાંતિથી પતિની સુશ્રુષા કરે છે!

પછી તો રાજાજીનું હૈયું પીગળ્યું. ક્ષત્રિ ક્ષત્રિયાણીના અદ્‌ભુત તપોબળને તેણે નમન કર્યું અને કહેવડાવ્યું,' જાઓ બચ્ચાંઓ, સુખેથી રૈયતના ત્રાસ નિવારો.'

લોકોની લાગણીએ ફરી પલટો ખાધો. સ્વર્ગલોક સાંભળે તેવો રાજાજીનો પ્રચંડ જયઘોષ બોલાવ્યો અને પોતાના લાડકા ક્ષત્રિયોની પૂજા કરી ઘેર લઇ ગયા.

આજે રાજા રાજા અને પ્રજા પ્રજા બની છે. આજે ત્યાં સાચા મનુષ્યનું રાજ્ય છે; પશુરાજ્ય મરી ગયું છે

(સૌરાષ્ટ્ર, તા. ૧૫-૩-૨૪.)

## એક વીર

એનો જન્મ ઇ. સ. ૧૮૭૮માં કાચા આગળ થયો હતો. બચપણમાં જ બાપને ગુમાવી બેસવાથી એને પોતાના મામાને ત્યાં ઉછરવું પડેલું. એના તોફાનનો કંઇ પાર જ નહિ. કલકત્તાની સેન્ટ્રલ કૉલેજમાં થોડો વખત અભ્યાસ કરી એણે હમણાંના બિહારના ગવર્નર-તે વેળાના મિ. વ્હીલરના હાથ તળે નોકરી લીધેલી.

એની હિમ્મત તો ગજબ જ. એકવાર એક જીવતા ચિત્તાને પકડીને તેને છરી વતી મારી નાખેલો! એક વખત ૭૦ માઇલની પગે ચાલીને, અને બીજી એકવાર ૭૫ માઇલની સાઇકલથી મુસાફરી કરેલી. કોઇની મગદૂર નહોતી કે સુંદરી નામની એની ઘોડી પર સવાર થઈ શકે.

ગરીબો પ્રત્યે એ પુષ્કળ રહેમદિલી રાખતો. ગીતાનો એને નિત્યપાઠ હતો. ફરજ શી છે તે નક્કી કર્યા બાદ તે બજાવતાં આખરે શું થશે, શી આફત આવશે તેની એ લેશમાત્ર ગણત્રી ન બાંધે.

ઈ. સ. ૧૯૧૦ માં એને પકડેલો, પણ વરસ દિવસમાં છોડી દીધો. ૧૯૧૫ માં ચાર યૂરોપીઅન લશ્કરીઓને સારી પેઠે ફટકાવવા માટે એની સામે કેસ ચાલ્યો, પણ સોલ્જરોને શરમ લાગવાથી તે અરધેથી બંધ થયો.

એનું મરણ પણ વીરનું મૃત્યુ હતું. બાલાસોરમાં પોલીસનાં માણસો સાથે એણે ખુલ્લી લડાઇ જ માંડી, અને એક ખાડામાં રહ્યાં રહ્યાં બે દિવસ સુધી સામા પક્ષને ખુબ હંફાવ્યો. પછી દારૂગોળો ખુટ્યો અને પોતે ઘવાયો. એ જખમમાંથી એનું મરણ નીપજ્યું.

સી. આઇ. ડી. ખાતાવાળા મિ. તેગાર્ત એના મરણથી બહુ નારાજ થએલા. એમણે કહેલું, 'મારી ફરજ ગમે તે હોય, તોપણ એને માટે મને ભારે માન હતું. એ એક જ બંગાળીએ ખુલ્લી રીતે યુદ્ધ કરતાં કરતાં વીરનું મરણ સ્વીકાર્યું.'

એક વીર બંગાળી કોણ ? તમે કદાચ એનું નામ નહિ સાંભળ્યું હોય જતીન્દ્ર મુકરજી.

(આબરૂમનું બંગાળા)

## સૌરાષ્ટ્ર

ઇજીપ્તનો પ્રાચીન ભૂગોળશાસ્ત્રી ટોલેમી સૌરાષ્ટ્રને સુરાષ્ટ્રેણે (Surastrene) કહે છે. કાઠીઆવાડ નામ તો મરાઠાઓએ પાડ્યું છે. તે પહેલાં મુસલમાનો તે આખા દ્વિપકલ્પને સોરઠ કહેતા. કાઠીઆવાડ પ્રથમ બેટ હતો પ્રાચીનકાળમાં એ 'દુધ અને મધનાં નદીઓનો દેશ' ગણાતો.

પ્રભાસક્ષેત્રના દરીઆકાંઠાના ભાગને હાલમાં નાઘેર કહે છે. કાઠીઆવાડમાં અત્યારે એ સૌથી વધારે ફળદ્રુપ પ્રદેશ છે. એ ભાગમાં જ સમૃદ્ધ બંદરો જુના વખતમાં હતાં. આ લીલાછમ નાઘેરનું મુખ્ય નગર એક કાળે પ્રભાસપાટણ હતું.

પ્રભાસ એટલે અતિશય પ્રકાશમાન. વળી પ્રભાસક્ષેત્રનું બીજું નામ ભાસ્કરક્ષેત્ર છે. પુરાણોમાં એક એવી કથા છે કે 'સૂર્ય પ્રભાસમાં પોતાની પુરી કળાથી પ્રકાશતા હતા. એ પ્રકાશ એટલો અસહ્ય હતો કે સૂર્યની સ્ત્રી છાયા પણ પાસે જઇ શકતી નહિ. આથી સૂર્યે પોતાની સોળ કળામાંથી બાર કળા પ્રભાસક્ષેત્રનાં બાર સૂર્યમન્દિરોને આપી દીધી અને ચાર પોતે રાખી.' આ બધાં ઉપરથી પ્રભાસમાં જુના વખતમાં સૂર્યપૂજા પ્રચલિત હશે એમ સ્પષ્ટ દેખાય છે. કાઠીઆવાડમાં એક કાળે સૂર્યપૂજાનો જબરો પ્રચાર હતો એમ દેખાડનારા ઘણા અવશેષો મળ્યા છે. આજે પણ એક સૂર્યમન્દિર ત્યાં છે. સૂર્યપૂજાનો પ્રચાર આ દેશમાંથી ઓછો થવા માંડ્યો, ત્યાં પ્રભાસની કીર્તિ શૈવતીર્થ તરીકે આખા દેશમાં પ્રસરી ગઇ.

## સોમનાથ

સોમનાથ એટલે સોમ—ચંદ્રમા—ના નાથ અર્થાત્ પ્રભાસમાં સોમનાથની સ્થાપના પણ પહેલી ચંદ્રે કરેલી હોવી જોઇએ. આ વ્યુત્પત્તિ ઉપરથી પૌરાણિક કથાઓ ઉભી થઇ લાગે છે. 'ચંદ્ર દક્ષપ્રજાપતિની ૨૭ કન્યાઓને પરણ્યો હતે ; પણ એમાંથી માત્ર એક રોહિણી ઉપર જ તે પ્રેમ રાખતો. આ પક્ષપાતથી રીસાએલી બીજી ૨૬ એ એએ પોતાના પિતા પાસે ફરીઆદ કરી. દક્ષે ચંદ્રને બધી સ્ત્રીઓ ઉપર એકસરખો સ્નેહ રાખવાની શીખામણ આપી; પણ ચંદ્રે માન્યું નહિ એટલે દક્ષે શાપ આપ્યો કે 'જા તને ક્ષયરોગ થશે.' હવે ચંદ્રને પથ્ય તાપ થવા લાગ્યો એટલે બધાં તીર્થોમાં ભમવા માંડ્યું; છેવટ પ્રભાસમાં આવી શિવની ભક્તિ કરવા માંડી. ભોળા શિવે પ્રસન્ન થઇને અનુગ્રહ કર્યો કે ચંદ્રની કળાનો પંદર દિવસ ક્ષય થશે અને પંદર દિવસ સુધી એ કળા વધતી જશે. ચંદ્રે આ અનુગ્રહથી ખુશી થઇને સ્વયંભૂ શિવલિંગ ઉપર સોનાનું મંદિર બંધાવ્યું.

સોમનાથનું દેવળ પ્રથમ સોમે સોનાનું બંધાવ્યું હતું, પછી રાવણે રૂપાનું બંધાવ્યું, પછી કૃષ્ણે લાકડાનું બંધાવ્યું અને છેવટ ભીમદેવે પત્થરનું બંધાવ્યું.

( દુર્ગાશંકર શાસ્ત્રી )

### બાર વરસની બાલકવિ

ઈંગ્લંડની એક પુસ્તક પ્રકાશન મંડળીએ હમણાં જ ૧૫૦ પાનાંનો એક સુંદર કાવ્યસંગ્રહ બહાર પાડ્યો છે એ કાવ્યોની રચનાર હેલન બાર વરસની સુકુમાર બાળા છે. એ બે વરસની હતી ત્યારથી પોતાની ઢીંગલી જોડે કવિતામાં વાતો કરતી. આ સંગ્રહમાંનાં સાત કાવ્યો એ કન્યાએ પોતાના ચોથા અને છઠ્ઠા વરસની અંદર લખ્યાં છે. એમાંનું એક આ નીચે કાવ્યમાં ઉતારીએ છીએ.

: મંદાક્રાન્તા :

ચૂમે લીધું વદન ગિરિનું હોઠ રાતા ઉષાના,<br>
ઉગી ખીલે અવનિતલ શું વાદળી ફુલ ત્યાં આ!<br>
પંખીડું એ, પ્રિય હૃદય આ ગાય છે ગીત મારું,<br>
સાથે વ્હેતું ઝરણુ પરથી ગાન ગિરિ-ઢવાનું!

આ બાળાનાં સંગીત અને કલ્પના કેવાં મધુર છે!

### પડછાયા વિનાની બત્તી

પારીસની એક કમ્પનીએ એક એવી જાતની બત્તી ગોઠવી કાઢી છે કે જેનો પડછાયો જ પડે નહિ ૫૦ કેન્ડલ-પાવરની વીજળીની બત્તીની આસપાસ ગોળાકારે પ્રિઝ્મેટિક લેન્સ ગોઠવીને અને બત્તી ઉપરના ગોળામાં અમુક અંશને ખુણે અરીસા જેવા કલાઇ કરેલા રિફ્લેક્ટર ગોઠવીને એ ઉપજાવી કાઢી છે. દાકતરી વાઢકાપ વખતે, લેબોરેટરીમાં કામ કરનારાઓ માટે અને ચિત્રકારો, એન્ગ્રેવરો વગેરે માટે આ બત્તી બહુ કામ આવે.

### રૂદ્રાક્ષ

નેપાળની પૂર્વે આવેલાં ધનકુટા અને મોરંગ નામના જીલ્લામાં રૂદ્રાક્ષનાં ઝાડ ઘણાં થાય છે. ત્યાંનો માલ ઠેઠ બનારસમાં વેચાય છે. રૂદ્રાક્ષનું ઝાડ જાંબુડીના ઝાડ જેવું હોય છે; પાંદડાં પણ જાંબુડીનાં પાન જેવાં. તેને નાનાં આમળાં જેવાં ફળ થાય છે, અને તેનું ઉપલું કવચ ફોડ્યા પછી અંદરથી રૂદ્રાક્ષ નીકળે છે. પછી તેમાં વેહ પાડે છે. રૂદ્રાક્ષ ઘણી જાતની હોય છે એકમુખી, દ્વિમુખી, ત્રણમુખી, ચારમુખી, પાંચમુખી વગેરે. એ બધી જાત એક જ ઝાડ ઉપર થાય છે. એકમુખી રૂદ્રાક્ષ તો ભાગ્યે જ મળે. તેથી તે બહુ મોંઘી હોય છે દ્વિમુખી પણ માંડમાંડ મળી શકે. પંચમુખી રૂદ્રાક્ષ જોઇએ તટલાં ગૌરીશંકર એટલે જોડીઆ રૂદ્રાક્ષના એક નંગની કીંમત આશરે બેથી ત્રણ રૂપીઆ પડે છે.

(ચિત્રમય જગત, નવેમ્બર, ૧૯૨૩)

### જાદુઈ ચોરસ

નીચેનો જાદુઇ ચોરસ ૩૦૦૦ વરસના જુના એક હિંદુ-મન્દિરમાંથી મળી આવ્યો છે.

| | | | |
|---|---|---|---|
| ૭ | ૧૨ | ૧ | ૧૪ |
| ૨ | ૧૩ | ૮ | ૧૧ |
| ૧૬ | ૩ | ૧૦ | ૫ |
| ૯ | ૬ | ૧૫ | ૪ |

એની આડીઉભી હારોના તેમજ બંને વિકર્ણના સરવાળાઓ ૩૪ થાય છે, એટલું જ નહિ પણ એમાંના આંકડાઓથી બનેલા કોઇપણ ચોરસનો સરવાળો ૩૪ થશે.

## ગયે મહીને

વસંતપંચમીને રોજ વસંતઋતુ બેઠી અને અમદાવાદે તે જ દિવસથી દેવી સરસ્વતીની નવા પ્રકારની પૂજા આરંભી. સરસ્વતી જેમ વિદ્યાની દેવી ગણાય છે તેમ કલાની દેવી પણ ગણાય છે. એ વીણાધારી છે અને એનું વાહન કલાધર મોર છે.

### સંગીત પરિષદ

અમદાવાદના રાષ્ટ્રીય સંગીતમંડળે કુમારથી પ્રભાત-દેવજીના પ્રમુખપદ નીચે છઠ્ઠી સંગીત પરિષદ મેળવી હતી. એ પ્રસંગે બંગાળા, પંજાબ, ઉત્તર હિન્દુસ્તાન, મધ્યપ્રાન્ત, માળવા, ગુજરાત અને દક્ષિણના કેટલાક ઉત્તમ ગાયકો અને સંગીતશાસ્ત્રીઓ આવ્યા હતા. સંગીતવિદ્યામાં આપણા દેશે બીજી વિદ્યાઓની જેમ બહુ જ વધારો કર્યો હતો, અને ધર્મ તથા રાજ્યના આશ્રય અને સંસ્કૃતિની શ્રેષ્ઠતાને પ્રતાપે એ વિદ્યા હજી સુધી ઘણીખરી રહી છે. આપણને આપણા પૂર્વજો પાસેથી જે કેટલાક કીંમતી વારસા મળ્યા છે તેમાં સંગીત એ પણ એવો વારસો છે કે જેને માટે આપણે ગૌરવ ધારણ કરી શકીએ એ વિદ્યા રામજાણીઆ, નીતિભ્રષ્ટ થયેલા ગવૈયાઓ અને મર્મ ચુકેલા ઉસ્તાદોના હાથમાં પડી હતી. પંડિત વિષ્ણુ દિગંબરે એ વિદ્યાનો પુનરૂદ્ધાર કરવાના કેવા ભગીરથ પ્રયત્નો કર્યા તેનું વર્ણન આ જ અંકમાં બીજે સ્થળે એમના જીવનચરિત્રમાં કરવામાં આવ્યું છે.

પ્રમુખ, વાંસદા રાજ્યના રાજવંશી, કેળવાયેલા ગુજરાતી અને 'સંગીતપ્રકાશ' નામના પુસ્તકના કર્તા હોઈ પ્રીતે બીન (વીણા) વગાડવામાં એક્કા હતા. પરિષદમાં તથા પરિષદને પ્રસંગે થએલા મેળાવડાઓમાં એમણે જે બીન વગાડ્યું છે તેનું વર્ણન કરવું અશક્ય છે.

બાબુ પ્રમથનાથ બેનરજી આ પરિષદમાં ખાસ કલકત્તેથી આવેલા. એમણે 'સુરાયણ' નામનું એક નવું વાજીંત્ર બનાવ્યું છે 'પીઆનો' વગાડનાર યુરોપીઅન સ્ત્રીપુરુષો સુરાયનુ આગળ પીઆનોને ભુલી જાય છે. બેનરજીએ, પરિષદ આગળ એ સુરાયણ, ઇસરાજ, રુદ્રવીણા વગેરે વાજીંત્રો બજાવી શ્રોતાજનોને મુગ્ધ કર્યા હતા.

મદુરાથી, મ્હૈસુર રાજ્યના ખાસ દરબારી પુનુસ્વામિ પોતાની મંડળી સાથે પધાર્યા હતા. એમણે ભારતવર્ષના ઉત્તર અને દક્ષિણ સંગીત વચ્ચે જે ભેદ છે તે દૂર કરવા એક સામાન્ય સંગીતલિપિ રચી છે.

એમણે કર્ણાટકી ઢોલ અને શરણાઇ વગાડ્યાં. જાણે સમુદ્રો કલ્લોલી રહ્યા હોય ઉંચાં તાડ અને નાળીએરીના વૃક્ષો ડાલતાં હોય, મોટા પર્વતોમા ભયંકર પવન વાઇ રહ્યા હોય એવા એવા દેખાવો પુનુસ્વામીની શરણાઇ સાંભળનાં નજર આગળ ખડા થતા હતા.

અલવર રાજ્યને ખરે અલાબંદાખાન પધાર્યા હતા. એમને બધા સંગીતશાસ્ત્રીઓ ગુરુ જેટલું માન આપતા હતા. કહે છે કે ઉસ્તાદી ગાયન ગાવામાં આખા હિન્દુસ્તાનમા એમની તુલનાના એ એક જ રહ્યા છે. એમના સીતાર સાંભળવા, મુસલમાન છતાં સંસ્કૃતમાં સરસ્વતીની સ્તુતિ ગાય તે લેવી અને માલકૌંસ રાગના ચડતા ઉતરતા આલાપોનું શ્રવણ કરવું એ જીંદગીનો એક લ્હાવો હતો.

બંગાળાના સુપ્રસિદ્ધ વિદ્વાન નાટ્યલેખક શ્રી દ્વિજેન્દ્રલાલ રૉયના પુત્ર શ્રી દિલીપકુમાર રૉય આ પરિષદને પ્રસંગે ખાસ પધાર્યા હતા. એમણે સંગીતના અધ્યયન અર્થે યૂરોપના સંગીતક્ષેત્રોની ખાસ યાત્રા કરી છે અને ભારતીય સંગીતના પણ એ અભ્યાસી છે. ભાવનામય સંગીતના એ ખાસ પ્રેમી છે અને પરિષદમાં તથા સાહિત્ય સભા વગેરે સ્થળોએ એમણે જે ભજનો ગાયા તે તો કદિ વીસરાય એમ નથી. અંગ્રેજીમા એમણે પોતાના સ્વર્ગસ્થ પિતા દ્વિજેન્દ્રલાલ રૉયનું રચેલું 'આમાર દેશ' ગાયું હતું. એ સાંભળી શ્રોતાજનોમાં જે ઉત્સાહ અને સ્વદેશપ્રેમ ઉછળેલાં એવો પ્રસંગ જીંદગીમા કોઈ વાર જોયો નથી.

આ સિવાય દક્ષિણના સંગીતશાસ્ત્રીઓ, અને ભાવનગર, વડોદરા, મુંબાઈ તથા અહીંના ગાયકોના નાનાપ્રકારનાં ગાયનવાદન, સ્ત્રીઓના ગરબા, સંગીત સાથે કરેલી આનંદ ચંદ્રોત્તર એજ્યુકેશન સોસાયટીની શાળાના વિદ્યાર્થીઓની કવાયત વગેરે પ્રસંગો પણ જ અસરકારક હતા.



શ્રી દિલીપકુમાર રૉય

એક દિવસ બાળકોની સંગીતમાં હરીફાઈ હતી. તેમાં ગરીબથી તવંગર તમામ બાળકોએ ઉત્સાહભર્યો ભાગ લીધો હતો અને બધા દિવસોમાં એ દિવસ ખાસ આકર્ષક થયો હતો. ઉત્તમ ગાનારને એ દિવસે ઇનામો અપાયાં હતાં.

કલાપ્રદર્શન

એ જ અરસામાં, હઠીસંગની વાડીમાં જ્યાં હઠીસીંગનાં સુપ્રસિદ્ધ દહેરાં છે ત્યાં 'ગુજરાત કલાપ્રવર્તક મંડળે' ચિત્રો, મૂર્તિઓ, સ્ત્રીઓની કલા, શિલ્પ તથા હુન્નરઉદ્યોગનાં કામોનું પ્રદર્શન ભર્યુ હતું. હજારો સ્ત્રી પુરુષોએ આ પ્રદર્શનનો લાભ લીધો. દરરોજ સંગીત, ગરબા, કીર્તનો, કસરતો, નરસંમેલન તથા બાળલો વગેરે પણ ખુબ થયાં. રાત્રે ભપકાદાર વીજળીની રોશની થતી અને આખો દવસ મેદની માં વાગ્યા કરતાં. પહેલે દિવસે વાડીનાં ચોક અને શેરીઓમાં ગુર્જર બાળાઓએ જે ગરબા ગાયા તે વખતનો દેખાવ અનુપમ હતો. ઠંડી હવા, નિર્મળ આકાશ, મધુરૂં સંગીત અને સ્વચ્છ શુભ્ર આનંદમાં શોભતો શરદનો ચંદ્ર એ સૌ કલામય વાતાવરણને યોગ્ય હતાં. ગરબા ગાતાં બાળાઓએ ગાયું હતું કે:

ચાલોને સહીયર ! ઉન્નત જીવનજળ
ઝીલવાને જઈએ રે !
પુણ્ય સલિલ અવગાહનથી સખી
અંતર પાવન થઈએ રે !

એમ આ પ્રસંગો આપણું જીવન ઉન્નત અને પાવન કરતા થાઓ એવું પ્રભુ પાસે માગીશું.

: ઉ :

## શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક

શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકને આપણે 'યુગધર્મ'ના તંત્રી તરીકે જ ઓળખવાના નથી. તેઓ તો ગુજરાતના નવચેતનની અવતારમૂર્તિ છે. સરકારે કડક સાપણોને કારણે તેમને એક વર્ષની જેલની મોજ આપેલી તેમાંથી તેઓ ગયે મહીને છુટીને ગુજરાતનાં સ્વતંત્રતાના ગીતોમાં સૂર આપવા આવી પહોંચ્યા છે.

પણ એ કંઈ ગીત ઝીલનારા નથી; ગીત ગવડાવનારા છે. તેમના વતન નડીયાદમાં એ અભ્યાસ કરતા તે દહાડાથી જ હૃદયમાં દેશદાઝની ચીનગારી પ્રકટેલી અને ભાવનામય જીવન જીવવાના સંકલ્પો ઘડી મુકેલા. એલએલ. બી. થઈ થોડો વખત વકીલાત કરી, પણ પેલી ચીનગારીમાંથી અગ્નિ પ્રગટ્યો હતો એટલે સંસાર જીવનને તિલાંજલિ આપી શ્રી. ગોખલેની 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડીયા સોસાયટી'માં જોડાયા. થોડા સમય પછી ત્યાંથી છુટા થઈ 'હોમરૂલ લીગ'ના સબળ કાર્યકર્તા બન્યા અને 'નવજીવન અને સત્ય' નામનું માસિક શરૂ કરી તે મારફત ગુજરાતના ચાતરફના વિકાસમાં ફાળો આપી તેની નોંધ રાખવા માંડી. ગયા મહાયુદ્ધ વખતે હિન્દુસ્તાનના પત્રકારપંચના સભ્ય તરીકે મેસોપોટેમીઆ ગયા. પાછળથી ગાંધીજીની પ્રવૃત્તિમાં એ જોડાયા અને ખેડા જીલ્લાના અસહકાર વેળા ગાંધીજીને પડખે રહી કામ કર્યું. એમનું 'નવજીવન અને સત્ય' માસિક ગાંધીજીએ પોતાની પ્રવૃત્તિના વાહન તરીકે પસંદ કરી એનું અઠવાડિક 'નવજીવન' કરી નાખ્યું, જે સારી ગુજરાતી આલમમાં મશહૂર છે. બે વર્ષથી એમણે ગુજરાતની સાર્વદેશીય વૃત્તિના પ્રતિનિધિ રૂપ 'યુગધર્મ' નામનું ઉંચી કોટિનું એક દળદાર માસિક શરૂ કર્યું છે.

આટલી ઉમરે પણ ચેતનવંતા, આનંદી ને મસ્ત તે સદા દેખાય છે. એક સ્થાનમાં એકસાથે ઘણા દિવસ તે ભાગ્યે જ ટક્યા હશે તેમની વક્તૃત્વશક્તિ અને લખાણ તેજસ્વી, સજીવ અને પ્રેરક છે. તેમની વાણી સદાય ઉછળતી લાગે છે. ઉત્સાહનું વાતાવરણ લઈને જ તે ફરે છે, અને જ્યાં જાય છે ત્યાં એ વાતાવરણ જમાવે છે.

તેમના જેવી તરલ વ્યક્તિને એક વર્ષનો જેલવાસ કંઇ અજબ આરામ અને શક્તિસંચય આપી શક્યો હશે; અને તેનું પરિણામ આપણે સત્વર જોઈશું.

## આ મહીને

ફાગણ વદ ૪ : તા. ૨૪-૩-૨૪ : હરદ્વારનું ગુરુકુળ ખુલ્લું મુકાયું; ઈ સ ૧૯૦૨. મુંબાઇ, ભરૂચ, વડોદરા તથા અમદાવાદમાં ઉજાણું જ. આવી ગએલા, મહાત્મા મુન્શીરામ જે હવે સન્યાસી થવાથી સ્વામી શ્રદ્ધાનંદના નામથી ઓળખાય છે, તેમણે પ્રાચીન પદ્ધતિ પ્રમાણે હરદ્વારમાં ઇ. સ. ૧૯૦૨માં ગુરુકુળ કાઢ્યું. ગંગાના સુંદર તટ ઉપર તે આવેલું છે વિદ્યાર્થીઓ નાનપણથી જ ત્યાં રહે છે, અને બ્રહ્મચર્યાશ્રમનું બરોબર પાલન કરે છે. ત્યાંના વિદ્યાર્થીઓ શરીરે મજબુત અને બહાદુર હોય છે. હાલ જે વિદ્યાર્થીઓ ત્યાં છે એમાંની એક ટોળી એક વખત વનમાં ફરવા નીકળેલી, એવામાં વાઘ આવ્યો, ને એક છોકરાને જંગ-માંથી પકડયો. તે વખતે બધા છોકરાના હાથમાં ગેડીઓ હતી. એ ગેડીએ ગેડીએ તેમણે વાઘને એવો તો માર્યો કે વાઘ મરી ગયો અને વાઘના મોંમાથી પેલા વિદ્યાર્થીને તેઓ છોડાવી લાવ્યા. એ છોકરો હજી કાંગરા ગુરુકુળમાં છે અને પોતાની જાંગ ઉપરના ઘા ગૌરવથી બતાવે છે. વિદ્યાર્થીઓને સંસ્કૃત, અંગ્રેજી, ઇતિહાસ, ગણિત અને વિજ્ઞાનશાસ્ત્રનું બહુ ઉત્તમ જ્ઞાન ત્યાં આપવામાં આવે છે. હાલમાં ભારતવર્ષમાં જે ઉત્તમ કેળવણીના સંસ્થાઓ છે એમાંનું કાંગરા ગુરુકુળ એક છે.

ફાગણ વદ ૫ : તા. ૨૫ ૩-૨૪ : ટેમ્સ નદી નીચે થઇને જવાનો માર્ગ ખુલ્લો મુકાયો.

ફાગણ વદ ૮ : તા. ૨૮-૩-૨૪ : જૈનોના પહેલા તીર્થંકર ઋષભદેવ જન્મ્યા અને દીક્ષા લીધી.

નાના ફડનવીસનું મૃત્યુ. ઇ. સ. ૧૮૦૦.

ફાગણ વદ ૧૪ : તા. ૩-૪-૨૪ : છત્રપતિ શીવાજીનું મરણ. ઇ. સ. ૧૬૮૦. શીવાજી કેવળ આપબળથી, ધીમે ધીમે સીપાઈગીરીમાંથી અનુભવ લેતા લેતા આખરે ગૌબ્રાહ્મણ પ્રતિપાળ અને હિન્દ ધર્મના રક્ષક છત્રપતિ મહારાજા થયા. એમણે નાશ પામતી હિન્દુ જાતિને બચાવી, છિન્નભિન્ન થઇ જતી પ્રજાનું સંગઠન કર્યું, અને મરાઠા જેવી અંધાધુંધીમાં

# શું કરશો ?

## હોળી કે વસંતોત્સવ ?

### હોળી

ગંદાં પાણી ઉડાડવાં,
ગલીચ શબ્દો બોલવા,
પૈસા માગતા લોકોનાં કપડાં
બગાડવાં,
સ્ત્રી–બાળકોને કનેડવાં,
છાણાંલાકડાં માટે જંગલીઓની
પેઠે ધાંધલ મચાવવાં,
હોળીનું બળતું ચાલુ રાખવા
ગમે તે ઉપયોગનું લાકડું
બાળી દેવું,
બીજી પોળમાં એવાં લાકડાં
લેવા જતાં લડાઈઓ કરવામાં
મઝા લેવી અને
પડોશીની જોડે વેર બાંધવું,
કજીઆકંકાસને નોતરાં પરિણામે
શરીર, પૈસા અને આનંદની
ખુવારી કરવી:
આ તે હોળી !

### વસંતોત્સવ ?

સ્વચ્છ વસ્ત્રો પહેરી
લાલ ગુલાલે રંગો ને રંગાઓ,
દેશભક્તિનાં સુંદર ગીતો લલકારી
પોળ ગજાવો,
મિત્રોને ફુલહાર પહેરાવો,
સ્ત્રી–બાળકોને આદર આપો,
હોળી પ્રગટાવવા શાસ્ત્રોક્ત વિધિથી
પૂજનસમારંભ કરો,
ચેતનગીત ગાતાં મંડળોમાં ફરી
નગરકીર્તન કરો,
નૃત્ય, કસરતો કે મરદાનગીભરી
શરતોના જલસા ગોઠવો,
બાજુની પોળના મિત્રોને નોતરી
ગાન ગમ્મતનો આનંદ લો,
આનંદ, ઉત્સાહ અને ચેતનનાં પૂરથી
તમારાં અને તમારા સંગમાં
આવતાં સહુનાં હૈયાં ભરી
વસંતોત્સવ ઉજવો.

આ માસિક, અમદાવાદ, સારંગપુર, નવજીવન મુદ્રણાલયમાં મંત્રી રવિશંકર મહાશંકર ભટ્ટે છાપી, કુમાર કાર્યાલય, ૧૪૮૦, રાયપુર, અમદાવાદમાંથી પ્રગટ કર્યું

# કુમાર

અંક ૪

## ઉગતી પ્રજાનું માસિક

ચૈત્ર
વર્ષ ૧
અંક ૪
૧૯૮૦

ચ'શ્રી
રવિશંકર રાવળ





# વાંચનારને

સુભાગી આત્મા

આ માસિકથી તમારો ને અમારો સંબંધ થાય છે. દુનીઆના વહેવાર જેવો એ સંબંધ સાધારણ નથી, પણ જગતની કલ્યાણકારી યોજનાઓમાં વધારો કરનારી એ એક નવીન પ્રવૃત્તિ છે.

જગતના દીપોત્સવમાં દેશદેશના માનવીઓ આત્મકલાની જ્યોતિઓ આગળ ધરશે તે વખતે ગુજરાતના કુમારો શું અંધકારમાં શૂન્યમુખ થઈ ઉભા રહેશે ? એ વિચાર જ અસહ્ય છે. એ ભયંકર નિરાશા ભાંગવાનો આ એક પવિત્ર પ્રયાસ છે.

કલા, જ્ઞાન, ચારિત્ર, પ્રેરણા, સંસ્કાર અને પરસ્પર સદ્ભાવ ગુજરાતના કુમારોમાં પુરી તેમની આત્મજ્યોતિઓ સચેત રાખવાની અમારી અભિલાષામાં સ્વાર્થપરાયણતાનો ત્યાગ છે કે નહિ, તે તો ભવિષ્યનું અમારૂં કાર્ય બતાવશે.

ગુજરાતમાં બાલશિક્ષણની સામગ્રી છે—થતી આવે છે; પુખ્ત બુદ્ધિનાં માણસો માટે પણ જ્ઞાનસામગ્રી ભરી છે; પરંતુ ઉગતી પ્રજા—કુમારોને જીવનદષ્ટિ આપતી કશી જ સામગ્રી નથી એ ઉણપ પુરવાનો આ પ્રયાસ છે.

આપણું પ્રાચીન ગૌરવ, ઋષિવરોનાં આત્મદર્શનો, આપણી સંસ્કૃતિનો પ્રભાવ, સંતોની પ્રાણ પોષતી પ્રસાદીઓ, કલાની રસભરી કૃતિઓ, કુદરતની બંધ લીલો, વિશ્વની ચમત્કૃતિઓ, નવી દુનીઆની વૈજ્ઞાનિક અજાયબીઓ, હુન્નરઉદ્યોગના નુસખાઓ અને વિનોદની વાનીઓ—આ સૌ શોધી, સંઘરી, માગી આણીને પણ સુંદર, નિર્દોષ સ્વરૂપમાં આપવું એ અમારો સંકલ્પ છે. આટલો ભારે સંકલ્પ પુરો કરવા પુરતાં સાધન—શક્તિ વખતે નહિ હોય; પરંતુ જેમને સાધન કરતાં યોજના પ્રિય છે, યોજના કરતાં હેતુ ઇષ્ટ છે એવાં સંસ્કારી ચિત્ત આ પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિની નજરે જોશે એવી આશા છે.

'કુમાર' કુમારોને જ માટે છે એવો ભ્રમ કોઇ ન કરે; કુમારીઓને અમે ભુલ્યા નથી. 'કુમાર' એટલે જ ગુજરાતનું 'કૌમાર.'

છેવટે, અમારી એટલી પ્રાર્થના છે કે અમારી ભુલો પર ચર્ચા ભલે કરજો, પણ અમારા હેતુમાં શંકા કરશો નહિ; કારણ કે અમારી શ્રદ્ધા છે કે એ હેતુની પાછળ પરમ કૃપાળુ પરમાત્માની પ્રબળ પ્રેરણા છે.

તમારાં શરીર અને મગજને માટે પૌષ્ટિક ખોરાકની જરૂર તો રહેવાની જ:
અને તરત જ તમને યાદ આવવાનું—પેલું ઘરઘરનું ગવાએલું પરિચિત નામ—

# ઝંડુ

ઝંડુની આયુર્વેદિક દવાઓ
ઝંડુનું મધુર પીણું દ્રાક્ષાસવ
ઝંડુના અવલેહો અને શરબતો——એ બધું તો ખરું જ; પણ

ઝંડુનું ખરું તો

# કેસરીજીવન

## મહારસાયન




કેસરીજીવન એટલે રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, પૌષ્ટિક ઔષધો મેળવી લીલાં રસદાર આમળાંનો બનાવેલો 'ચ્યવનપ્રાશ'

અને ચ્યવનપ્રાશ એ કંઇ આ જમાનાની શોધ નથી: પણ પ્રાચીન આયુર્વેદિક રસાયન છે. આખા જગતની સર્વ વૈદિક પદ્ધતિઓમાં કોઇ પણ એવી નથી કે જેમાંથી ચ્યવનપ્રાશ કરતાં ગુણોમાં ચડે એવી દવા હજી સુધી શોધાઇ હોય.

**આ સુશોભિત અને સુવાસિત, સ્વાદિષ્ટ અને પૌષ્ટિક તથા નવજીવન આપનાર ખોરાકનું નિયમિત સેવન**

¶લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ અને તેજ, તથા દરેક ઇન્દ્રિયમાં ચેતન પુરે છે.

¶માંદાં કે સાજાં, નાનાંમોટાં, સ્ત્રીપુરુષ, નબળાં કે સબળાં—સૌકોઇ એનું સેવન કરી શકે છે.

¶વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને આના સેવનથી અજાયબ જેવું પોષણ મળે છે.

એના સ્વાદ કે ગુણોમાં ફેર ન પડે એવી ખાસ બનાવટની બરણીઓમાં તે સંઘરવામાં આવે છે; અને વેચવા માટે ખીસોરી કાગના ખાસ પૅટમાં પૅક કરવામાં આવે છે.

પા રતલના પૅટનો રૂ. દોઢ
અરધા રતલના પૅટના રૂ. પોણાત્રણ
એક રતલના પૅટના રૂ. પાંચ

કેસરીજીવન વિષેનું ખાસ માહીતીપત્ર અને આયુર્વેદિક દવાઓનું સુચિપત્ર મંગાવી જુઓ.

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ**

કારખાનું: એલ્ફિન્સ્ટન રોડ, મુંબાઈ નં. ૧૩—દુકાન: જુની મહાજનવાડી, કાલબાદેવી, મુંબઈ નં. ૨
અમદાવાદના એજન્ટ: ભોગીલાલ બ્રધર્સ, રીચીરોડ.

પુસ્તક પહેલું
અંક: ૪



સંવત ૧૯૮૦
ચૈત્ર

**ઉગતી પ્રજાનું માસિક**

તંત્રી: રવિશંકર રાવળ
કુમાર કાર્યાલય: ૪૪૮૦, રાયપુર: અમદાવાદ

| | |
|---|---|
| ગંગા મન્દિર | મુખચિત્ર |
| પ્રાર્થના (કાવ્ય) | ૧૨૧ |
| મિજલસ | ૧૨૨ |
| પ્રસાદ | ૧૨૪ |
| રણજીતરામ — હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતા | ૧૨૫ |
| કઠોર કૃપા — દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર | ૧૩૧ |
| બપોર અને વંટોળ (કાવ્ય) — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ | ૧૩૨ |
| કિરીટ | ૧૩૪ |
| તેજમલ ઠાકોર (કાવ્ય) | ૧૪૧ |
| ગુમ થએલી તસ્વીર 'ધૂમકેતુ' | ૧૪૪ |
| હું તૈયાર (કાવ્ય) | ૧૪૫ |
| દહીં — અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી | ૧૪૯ |
| હૃદયનાથ 'ગિરીશ' | ૧૫૦ |
| અથાણું — શંકર દત્તાત્રેય કાલેલકર | ૧૫૧ |
| ભાવનગર | ૧૫૨ |
| રાજમહેલનો દરવાજો (ફોટો) | ૧૫૨ |
| રૂપાપરી દરવાજો (ફોટો) | ૧૫૩ |
| તમારી ફુરસદે (સિપાની રમત) | ૧૫૪ |
| આકાશદર્શન — હરિહર ભટ્ટ | ૧૫૬ |
| પુસ્તકો: નવાં અને જુનાં | ૧૫૭ |
| માધુકરી | ૧૫૯ |
| લીસો મેવો | ૧૬૧ |
| ઈનામી હરીફાઈનું પરિણામ | ૧૬૨ |

## બહારગામના એજન્ટો

નવજીવન કાર્યાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ—૨
વર્ધમાન ઍન્ડ સન્સ, ૧, પાયધુની, મુંબાઈ—૩
કરાંચી બુકસ્ટૉલ નેપીઅર રોડ, કરાંચી

## ગ્રાહકોને

આ માસિકનું લવાજમ, પોસ્ટેજ સાથે, વરસ એકના રૂા. ૬ છે. આખા વરસનું એકસામટું લવાજમ ન ભરી શકનારા રૂા. ૩ ભરીને છ મહીનાના ગ્રાહક બની શકે. પરદેશના ગ્રાહકોએ રૂપીઆ સાત મોકલવા. છુટક અંકનો દશ આના. લવાજમ અગાઉથી જ લેવામાં આવે છે.

લવાજમ વી. પી. કરતાં મનીઑર્ડરથી મોકલી વસુલ કરાવવું એ વધારે સુગમ અને ઓછું ખરચાળ છે.

પુરેપુરૂં નામ અને ચોક્કસ સરનામું નહિ મોકલ્યું હોય તો માસિક ગેરવલ્લે જવા બદલ અમે જવાબદાર નથી.

પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અચુક લખવો. તે સિવાય કોઈ પણ જાતની વ્યવસ્થા કરવાનું બની નહિ શકે.

માસિકમાં આવતી ઇનામી હરીફાઇમાં ભાગ લેવાનો હક માત્ર ગ્રાહકોને જ રહેશે; છુટક નકલ ખરીદનારાઓને કે ભેટ તરીકે અંક મેળવનારાઓને પણ નહિ

## લેખકોને

ઉગતી પ્રજાને માટે જેની પાસે કોઈ પણ સંદેશો, પ્રેરણા, ઉપયોગી થવાની ઇચ્છા કે માર્ગદર્શક હકીકતો હોય તે આ માસિક માટે ખસુસ લખે.

જેઓને માટે આ માસિક ચલાવવામાં આવે છે તેઓ —કુમારો અને કુમારીઓમાંથી જેઓ ઉછરતા લેખકો હશે તેમને અમે યોગ્યતા પ્રમાણે જરૂર સ્થાન આપીશું; કારણકે અમારી ઇચ્છા છે કે આ માસિક વાંચનારાઓનાં હૃદયનું પ્રતિબિમ્બ બને.

લેખમાંની હકીકતો વિષે લેખક જ બધી રીતે જવાબદાર રહેશે.

ભાષાન્તર કરેલા લેખો માટે બની શકે તો તેના મુળ કર્તાની પરવાનગી મેળવવી. અને જે ભાષાનઃ ગ્રન્થ કે લેખ ઉપરથી ભાષાન્તર કર્યું હોય તેની સ્પષ્ટ માહીતી અચુક આપવી.

કેટલાક લેખો સ્થળસંકોચ કે બીજાં કારણોને લઇને કદાચ મોડા પણ છપાય. તેવે વખતે લેખકે ઉતાવળા થઇને તેનો તે લેખ બીજે ક્યાંય છપાવતાં પહેલાં અમને ખબર આપવા કૃપા કરવી.

લેખો ચોકખા અક્ષરે, કાગળની એક જ બાજુએ અને શાહીથી લખેલા હોવા જોઇએ.

નામ અને સરનામાની પુરી માહીતી તથા પોસ્ટેજ નહિ મોકલ્યું હોય તો ન સ્વીકારાએલા લેખો પાછા મોકલવા અમે બંધાતા નથી.

જે અંકમાં લેખકનો લેખ છપાયો હશે તે અંકની એક નકલ લેખકને મળશે.




# પ્રાર્થના

બાર પધારો રાજ,
　　પ્રભુ, મારે બાર પધારો;

પ્રાણ વધાવે આજ,
　　પ્રભુ, મારે બાર પધારો.

પુછ્યો પવન, વળી સુરજ પુછ્યો;
પુછ્યો પશુનો સમાજ :
　　પ્રભુ, મારે બાર પધારો.

વનવન લખીઓ ને રણરણ લખીઓ;
લખીઓ સાગરને પાજ :
　　પ્રભુ, મારે બાર પધારો.

બાળવદન જોયો, જોગીનયન જોયો;
જોયો અંતરને અવાજ :
　　પ્રભુ, મારે બાર પધારો.

બાર પધારો રાજ,
　　વિભુ, મારે બાર પધારો.

વિશ્વ વધાવે આજ,
　　વિભુ, મારે બાર પધારો.




ગય માસમાં પરીક્ષાઓ થઇ ગઇ; અને તમારામાંના ઘણા હવે તેનાં પરિણામો પર ભવિષ્યની યોજનાઓ બાંધી રહ્યા હશો. પરીક્ષા આપવી એ ઠીક છે કે નહિ તે બાબત હું હમણાં કંઇ ન કહું; પણ તમે પરીક્ષામાં પાસ થાઓ તો જ તમને આગળ માર્ગ મળશે, નહિતર તમારી સર્વ આશાઓ ફોક જશે; પરીક્ષા પાસ કરવાથી જ તમારી ખરી લાયકાત જણાય અને નહિતર તમારામાં કંઇ યોગ્યતા આવી જ નથી; એવું માનવાની તો હું ના પાડું છું. દુનીઆમાં કોઇ પારકો માણસ કે યુનીવર્સીટી સર્ટીફીકેટની છાપ તમને મારે ત્યારે જ તમે લાયક માણસ બન્યા એમ માની લેવામાં તો તમે આત્મશ્રદ્ધા ખોઇ બેસો છો. તમે શું જાણો છો અને શું કરી શકો છો તેનો ખરેખરો ખ્યાલ તમને જ હોઇ શકે; બીજા કોઇને નહિ. અને તે ઉપરથી તમારી ભાવી યોજના પણ તમે જ નક્કી બાંધી શકો.

ૐ

પરીક્ષાના સર્ટીફીકેટ ઉપર દુનીઆમાં જગ્યા શોધવા નીકળનારની કેવી કફોડી સ્થિતિ થાય છે તેનો તમે કદિ વિચાર કર્યો છે? સર્ટીફીકેટે મારેલી છાપ સિવાયનું બીજું કામ તો એનાથી બની જ ન શકે. કારકુન કે માસ્તર, વકીલ કે દાક્તર, પ્રોફેસર કે એન્જીનીઅર: બસ. જેવી જેની છાપ તેવો જ ધંધો શોધવાને તે દુનીઆમાં દોડધામ કરવાના, અને દુનીઆ આગળ પોતાનું સર્ટીફીકેટ ધરી ધરી એ આપે તે નોકરી સ્વીકારવાના. વળી સર્ટીફીકેટની છાપવાળાથી ‘હલકો ધંધો’ તો કેમ જ થાય? છાપખાનાના કામમાં તો શરીર ને કપડાં કાળાં થાય! સુતારી, લુહારી કે કડીઆ કામમાં તો મજુરી કરવી પડે! બીજા હુન્નરઉદ્યોગ કે કારીગરીમાં પડીએ તો દિવસભર પરસેવો ઉતારવો પડે અથવા ફેરીઆનો ટોપલો ખભે મારી ફેરી કરવી પડે! એ ‘હલકાં કામ’ કેમ થાય? કારકુની, માસ્તરી કે મહેતાગીરીની ‘ખુરશી’ ન મળે તો યુનીવર્સીટીના સર્ટીફીકેટને લાંછન ન લાગે?

ૐ

તમને ખબર છે કે આપણા ઉદ્યોગધંધા, હુન્નરો ને કારીગરીઓ કેટલાં ઘસાતાં જાય છે? કેટલીક ઉત્તમ કારીગરીઓ અને ઉમદા હુન્નરો તો નાશ પણ પામ્યાં છે. બાકીનાંને જે વર્ગ અત્યારે ટકાવી રહ્યો છે તેનો આપણે આભાર માનવો ઘટે, અને તેમના ધંધા વિષે અભિમાન લેવું ઘટે. એ ટકાવી રાખનારા પણ અજ્ઞાન છે અને પેટના પોષણ પુરતા જ તે કરે છે. ઉલટા હવે તો એ કારીગરોના છોકરાઓ પણ કેળવણી લઇ કારકુની કરવા નીકળે છે. હું તો ઘણુંયે ઇચ્છું કે જીવનના ઉમંગવાળો જુવાન સર્ટીફીકેટની છાપ પર દુનીઆ આગળ લાચારી કરી નોકરીની ભીખ ન માગતાં આવા સ્વતંત્ર ઉદ્યોગધંધાઓમાં પડી તેને અપનાવી લે. આપણી ખેતી, વણાટ ને રંગાટ કામ, સુતાર, લુહાર, કડીઆ, દરજી કે સોનીનું કામ, ધાતુ, લાકડાં ને પથ્થરમાં કોતરણી કરવાની કારીગરીઓ, પરદેશથી લાખોની કીંમતે આવતા કાચ, સાબુ અને લોખંડી સામાન બનાવવાના હુન્નરો,—અરે, માટીનાં વાસણો બનાવવાનું, ઘરો રંગવાનું, છાપખાનાનાં બીબાં પાડવાનું, સંચા ચલાવવાનું કે સંચા રીપેર કરવાનું વગેરે સંખ્યાબંધ કારીગરીઓ. હુન્નરો ને ઉદ્યોગધંધાઓમાં આપણા ઉત્સાહી કેળવાયેલા જુવાનો પડે, અને પોતાની કેળવણીના સંસ્કારો વડે એ ઘસાતા ધંધાઓમાં નવા પ્રાણ ફુંકી તેમને સજીવ કરે, સુધારે, ખીલવે અને નવી શોધો કરે.

ૐ

‘તમે મોટા થઇને શું કરશો?’ ઘણા છોકરાઓને આ સવાલ વારંવાર મોટેરાઓ તરફથી પુછવામાં આવે છે. અને ખરેખર, એકાએક તો આ સવાલ બહુ ગુંચવણભરેલો લાગે છે. ઘણાંયે માબાપો ચિંતા કરે છે કે છોકરાને મોટો કરીને શા ધંધે લગાડવો. મોટેરાઓ તો આવી ચિંતા કરે જ; પણ જુવાનમાં તો શ્રદ્ધા અને હિંમત બન્ને હોય છે. એક વાર તે નિશ્ચય કરે કે મારે ફલાણું થવું છે, એટલે ફતેહની ચાવી તેના હાથમાં આવી જ ગઇ સમજો. ફક્ત નિશ્ચય કરવાનો જ બાકી હોય છે. એ નિશ્ચય બહુ વહેલો ઘડાવો જોઇએ. વહેલો કે મોડો તમારામાંના દરેક જણે દુનીઆમાં કંઇ પણ બનીને ઉભા તો રહેવાનું જ છે. તો શું બનવું છે તેનો વિચાર જેટલો વહેલો થશે તેટલો તમારો માર્ગ સરળ બનશે. તમારે ભવિષ્યમાં કયા ધંધા લેવા તેનો વિચાર ‘મેટ્રિક’ પાસ થઇને જ કરાય એવું કંઇ નથી. તમે તેથી નીચેના ધોરણમાં હો તોપણ તમને દુનીઆમાં નજર કરવાનો હક છે. તમે દુનીઆમાં કઇ જગ્યા મેળવવા માગો છો તેનો વિચાર અત્યારથી જ કરવા માંડો. તમારું વિદ્યાર્થીજીવન પુરું થાય તે પહેલાં જ તમે કોઇ ધંધા પર પ્રેમ લગાડી શકો તો જાણો કે તમે ભાગ્યશાળી છો. એ ધંધો ભલે ગમે તેવો સાદો હોય છતાં તેમાં

પુરું સાહસી ઝુકાવશો તો બીજાઓ ન ધારી શકે એવી ફતેહ તમે પામશો.

નોકરી મેળવવાના લોભે જ પરીક્ષાઓનો મોહ થાય છે. પણ નોકરીની ઇચ્છા શાથી થાય છે તે જાણો છો? શરીર કસીને પરસેવો ઉતારવાની દાનત નથી હોતી; ખોટી ખાનદાનીના આડંબરમાં સારાં કામ કરવાની શરમ હોય છે; કોઇ પણ જાતનો અખતરો કરવાની હિંમત હોતી નથી; થોડામાં થોડી આવક ઉપર સ્વતંત્ર રીતે નભવાની તૈયારી હોતી નથી: એવા જ માણસો નોકરી ઉપર નજર રાખી ભણતા હોય છે.

તમારું કાંડું પકડીને કોઇ તમને ગમે તે ઑફિસમાં કે ધંધા પર બેસાડી દે તે પહેલાં હજાર વાર વિચાર કરજો. તમે કોઇ પણ જાતનું ( પછી ભલે તે ' હલકું ' મનાતું હોય ) કામ કરવા તૈયાર હો, ગમે તે વખતે બાંય ચડાવી તમારા હાથ અને ભેજું ચલાવવા તત્પર હો તો ખાતરીથી માનજો કે તમે કદિ ભુખે નહિ મરો. પેલું વાક્ય ફરીથી સંભારી રાખો કે ' દુનીઆને કોઇ પણ રીતે ઉપયોગી કેમ થવાય એટલું તમે વિચારજો; અને દુનીઆ તમને જરૂર રોટલો આપી રહેશે. '

**કુલી કે મજુરનો, ઝાડુ દેનારનો, ફેરીઆનો, પાલીસ કરનારનો, બત્તીઓ કરનારનો, ઇજનેરનો, ઇંટ પાડનારનો કે મીઠું મરચું વેચવાનો—એકેએક ધંધો માનભર્યો છે. આવા કેટલાયે કારીગરો, કાને કલમ ખોસનારા કારકુનો કરતાં વધુ કમાય છે. પણ વધુ ઓછા પૈસા કમાવાનો અહીં સવાલ નથી. સંસારમાં મોટામાં મોટી યુનીવર્સીટી ધોલધપાટની અને ઠોંસાઠોકરની જ છે. એથી ન હારતાં એમાંથી ઉંચે માથે પાર ઉતરવાની તમારી લાયકાત છે એ બતાવી આપો.**

**—રામાનંદ ચેટરજી**

તમને લાગે કે તમારો મનગમતો ધંધો કે કામ હજુ તમને મળ્યું નથી તો ત્યાં સુધી પ્રયોગો કરતાં અચકાતા નહિ. એક બે ધંધા બદલ્યા પછી ઘણેભાગે તમને માફક આવતું કામ જરૂર મળી જશે. બીજાઓને ઝપાટાબંધ નોકરીએ લાગી થર પડતા જોઇ તમારા ધંધાની પસંદગી કરવામાં હરગીઝ ઉતાવળા ન થતા. ઘણીયે વાર એવું બને છે કે પહેલાં કામે લાગેલા માણસ કરતાં પાછળથી ધંધે ચડનાર આગળ જતો માલુમ પડે છે. માટે શરૂઆતમાં તમને થોડી આવકે મનમાનતું કામ કે ધંધો મળતાં હોય તો તે જ સ્વીકારી લેજો અને થોડા જ વખતમાં તમે તેમાં આબાદી અનુભવશો.

તમારી પરીક્ષાઓનાં પરિણામ બહાર પડતાં સુધી નીરાશો બેસી રહેશો. તેટલા નવરાશના વખતનું શું કરવું તેનો તમે વિચાર કર્યો છે ખરો ? જીંદગીની ફતેહ માત્ર શાળાના અભ્યાસ પર જ નથી આધાર રાખતી. શાળાનાં વાંચન ઉપરાંત જે વિદ્યાર્થી પોતાની ફુરસદનો વખત શોખના હાથધંધાઓ, હુન્નરો કે મનગમતા વાંચન ને અભ્યાસ પાછળ ગાળે છે તે જ જીંદગીમાં કંઇ ચમત્કાર બતાવી શકે છે.

ઘણા વિદ્યાર્થિઓ પરીક્ષા પુરી થયે પુસ્તકો અભરાઇએ ઉંચાં ચડાવી મળેલો બધો વખત ઉંઘવામાં, ગપ્પાં કે સોગટાં ટીચવામાં કે ગામગપાટા હાંકવામાં ગાળે છે. આવાઓને માટે આપણે તો શરમાવું પડે. બીજા દેશોને મુકાબલે આપણો દેશ કળા, જ્ઞાન ને ઉદ્યોગમાં કેટલો પાછળ છે તેનો ખ્યાલ જેઓ લાવી શકે છે તેમને આવા વિદ્યાર્થિઓ જોઇ દાઝ મારવી પડે છે. હું તો જરૂર આશા રાખું છું કે ' કુમાર ' નો દરેકેદરેક વાંચનાર આવો બેદરકાર અને બીનજવાબદાર ન રહે.

જાપાન, જર્મની કે અમેરિકાનો વિદ્યાર્થી ફુરસદની રજાઓ કેટલાં ઉપયોગી કામો અને અભ્યાસ પાછળ ગાળે છે અને તેમાંથી પોતાની જાતને અને દેશને માટે કેવું લાભદાયી પરિણામ લાવી શકે છે એ તમને ખબર છે ? તમે પુછશો કે તેઓ શું કરે છે ? અને અમે શું કરીએ ?

તેઓ શાળાના અભ્યાસ ઉપરાંત જાહેર પુસ્તકાલયો અને બીજે જ્યાંથી મળે ત્યાંથી બની શકે તેટલા ઉત્તમ ગ્રંથો વાંચી જાય છે.

જેને કોઇ ખાસ કળાનો શોખ હોય ને તેના કુશળ પુરૂષ પાસે જઇ સેવક બની ભણવાની ઉમેદવારી કરે છે.

તેઓ જગતના વિવિધ જ્ઞાન માટે સંગ્રહસ્થાનો, બાગબગીચા અને જંગલોમાં ભટકે છે અને બારીક અવલોકનો કરી વનસ્પતિ, પ્રાણીઓ અને તેમનાં સ્વભાવો તથા લક્ષણોની ઉપયોગી માહીતી મેળવે છે. આવી માહીતીઓ પરથી તો મોટી નવી શોધો નીકળી આવે છે.

પોતાને મનપસંદ હાથધંધાઓ અને કારીગરીઓ ઘેર બેઠાં અજમાવે છે, પ્રયોગો કરે છે, અને જરૂર પડ્યે બીજે જઇ તે વિષેની માહીતી મેળવી આવે છે.

તેઓ નગરની સેવામંડળીઓમાં પુષ્કળ ભાગ લે છે. લોકોના મેળાઓમાં, જલસાઓમાં, આગ કે તોફાન વખતે ખુશીથી સેવા બજાવવા તેઓ તત્પર રહે છે.

તેઓ મંડળીઓ બાંધી રજાઓમાં નાના પ્રવાસો કરે છે અને જગતના સાચા પાઠો ભણે છે.

આવી રજાઓમાં તેમના જીવનની યોજનાઓની તૈયારીઓ તેઓ કરતા જાય છે અને વિદ્યાર્થી અવસ્થા પુરી થતાં બહાદુરીથી સ્વતંત્ર શહેરી તરીકે જગ્યા મેળવે છે.

વળી, આવી રજાઓમાં વિદ્યાર્થીઆલમની મોટી પરિષદો ભરાય છે. તેમાં વિદ્યાર્થીઓનાં દૂષણો ઉપર ટીકા થાય છે, પરસ્પર સહાયક મંડળો બંધાય છે, બહાદુરી કે વિદ્વત્તા માટે યોગ્ય વિદ્યાર્થીઓની કદર થાય છે, શાળાઓ કે બીજા સ્થળે વિદ્યાર્થીઓને થતા અન્યાયો કે જુલમો સામે ફરીઆદો થાય છે, અને તેની વિરુદ્ધ આગુગમો બતાવી તે સામે ન્યાય મેળવવા પગલાં લેવાય છે.

## પ્રસાદ

अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्ते
उभे नानार्थे पुरुषं सिनीतः ॥
तयोः श्रेय आददानस्य साधु भवति
हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥

—कठोपनिषत्

શ્રેય એટલે હિતકર વસ્તુ જુદી હોય છે, અને પ્રેય એટલે પ્રિયકર વસ્તુ જુદી હોય છે. બન્ને માણસને ભિન્નભિન્ન પરિણામ તરફ ખેંચી જાય છે. આ બેમાંથી જે માણસ શ્રેય પસંદ કરે છે તેનું કલ્યાણ થાય છે, અને જે પ્રેયને પસંદ કરે છે તે પોતાનું કલ્યાણ ખોઇ બેસે છે.

*

હવે તમે?

ઉપર જણાવેલા માર્ગોમાંથી બને તેટલું કરો; ઉપરાંત—

તમે સ્વભાષાનાં બની શકે તેટલાં પુસ્તકો વાંચી જાઓ;

કોઇ ગામડામાં જઇ ત્યાંના લોકો સાથે હળોમળો, તેમની સ્થિતિ જાણો.

જે ગામમાં રહેતા હો તેની દરેક પ્રવૃત્તિનો અભ્યાસ કરો. તમારા ગામના ખરા જાણકાર બનો, ગામ વિષે પ્રેમ રાખો, તેના ભક્ત બનો, તેના વિકાસની હીલચાલમાં ભાગ લો અને જાહેર મત કેળવો.

ઘરમાં રહી ઘરના દરેક કામમાં તમારી કુશળતા કેળવો. ખરીદીમાં, હીસાબમાં, ઘરની ગોઠવણમાં કે બીજાં કામોમાં બને તેટલી ચતુરાઇ મેળવો. ઘરને સાફસુફ રાખવામાં મહેનત કરતાં શરમ કે આળસ ન રાખો.

તમારાં સગાંવહાલાંઓને ઘેર જાઓઆવો, તેમનાં સુખદુઃખમાં ભાગ લેતા થાઓ, તેમના પ્રત્યે મમતા રાખી બને તેટલી મદદ કરો. એથી તમારૂં હૃદય ઉન્નત અને વિશાળ બનશે.

દરેક જાતની કારીગીરીની કદર કરતાં શીખો. લુહાર, સુતાર કે બીજા ગમે તે કારીગરના ઘર આગળ પ્રસંગોપાત બેસી તેમનું કામ જુઓ, અને તમે જાણશો કે તેમનાં બે-૧ પણ ભણેલા માણસો કરતાં જરાયે ઉતરતાં નથી. તેમની પાસેથી બને તેટલું શીખી લો.

આ અને આના જેવું બીજું જે કંઇ તમને ઉન્નત કરે, વિચારશીલ બનાવે, તમારા અનુભવમાં, જ્ઞાનમાં વધારો કરે અને ખરા મનુષ્યત્વને રસ્તે તમારો વિકાસ કરે તેવું બધું જ.

*

## એક ખુલાસો

'કુમાર' ના માહ માસના અંકમાં ૭૧મે પાને 'કહલાલની ડોશી' વિષે લખાએલી વાતમાં એમ જણાવ્યું છે કે 'એ ડોશીનું કાર્ય સંપ્રદાયમાં જેટલું જાણીતું છે તેટલું જ તેનું નામ અજાણ્યું રહ્યું છે.'

એ સંબંધમાં ભાઈ માધવલાલ દલસુખરામ કોઠારી લખી જણાવે છે કે 'કહલાલની ડોશીનું નામ જેણે સંપ્રદાયનાં શાસ્ત્રો વાંચ્યાં હશે તેનાથી અજાણ્યું નથી. 'સત્સંગિ ભૂષણ'ના બીજા અધ્યાયમાં એ ડોશીનું નામ રામકુમારી સ્પષ્ટ જણાવેલું છે. તેઓ બ્રાહ્મણ જ્ઞાતિનાં હતાં, તથા તેમણે શ્રી સ્વામિનારાયણની પ્રાર્થના કરેલી તે વગેરે વિસ્તારથી એ પુસ્તકમાં આપેલું છે.'







# રણજીતરામ

આ પુનમે ગુજરાતી સાહિત્ય પરિષદની સાતમી બેઠક ભાવનગરમાં મળી.

માણસના હૃદયની ભાવનાઓ, ઉંડી લાગણીઓ તથા સૃષ્ટિની વિવિધ બાજુઓનું જ્ઞાન બુદ્ધિની મદદ વડે કવિતા કે ગીત, વાર્તા કે નવલકથા અને નિબંધ અથવા ગદ્ય રૂપે વાણીમાં કે લખાણમાં ઉતરે એનું નામ સાહિત્ય. અને આવું સાહિત્ય સરજનારા કવિઓ, સાક્ષરો, નવલકથાકારો કે બીજા લેખકો વખતોવખત ભેગા મળે તેનું નામ સાહિત્ય પરિષદ.

બીજા દેશોમાં અને હિન્દુસ્તાનના બંગાળા, મહારાષ્ટ્ર વગેરે પ્રાન્તોમાં પણ આવી સાહિત્ય પરિષદો કે સાહિત્ય સંમેલનો ઘણાં વર્ષોથી ભરાતાં આવે છે. તેને લીધે દેશના વિદ્વાનો અને સાક્ષરો આનંદથી હળેમળે છે; તેમના વિચારોની આપલે થાય છે; એકબીજાના વિચારો વધારે પરિપક્વ બને છે; જુની શંકાઓનાં સમાધાન અને નવી શોધો થાય છે; અને સહુ એ ચાર દિવસના મેળાપમાં તો અવનવી પ્રેરણા અને ઉત્સાહ પામી વધુ સંગીન અને નવાં કામો કરવા છુટા પડે છે. આમ સાહિત્યનો અનેક દિશામાં વિકાસ થતો જાય છે; પ્રજાના ઉચ્ચ વિચારકો, કવિઓ અને વિદ્વાનોની ભાવનાઓ અને વિચારબળથી તે બંધાનું જડ તેમાં પ્રાણ પ્રગટે છે, અને એ પ્રાણવાન સાહિત્ય પી પીને દેશની પ્રજા પણ પ્રાણવાન બની જાય છે.

આપણી ગુજરાતી ભાષાની આવી સાહિત્ય પરિષદ પહેલવહેલી ઇ. સ. ૧૯૦૫ ની સાલમાં ભરાઇ હતી. તે દિવસથી આજ સુધીમાં તેની સાત બેઠક થઇ છે.

મોટી મોટી પણ આપણે ત્યાં એ દીલચાલ શરૂ કરી સાહિત્ય પરિષદ સ્થાપવાનું માન સ્વ. રણજીતરામ વાવાભાઇ મહેતાને છે. એમણે જોઇ લીધું કે ગુજરાતનું સંગઠન કરવું હોય, ગુજરાતની એકતા કરવી હોય, ગુજરાતને એક પ્રાન્ત તરીકે અને ગુજરાતીઓને એક જાતિ તરીકે છાતી કાઢીને બીજા પ્રાન્તોની જોડે ઉભા રહેવું હોય, તો તેના સાહિત્યનો વિકાસ થવો જોઇએ; તેમાં પ્રેરણા અને ચેતન લાવવાં જોઇએ; તેમાં પ્રાણ પ્રકટાવી તેને સમૃદ્ધ કરવું જોઇએ.

રણજીતરામ કહેતા કે સાહિત્ય એ પ્રજાની સંસ્કૃતિ દેખાડનારૂં દર્પણ છે. એ ખાતરીથી માનતા કે કોઇ પણ પ્રજાએ જાગ્રત થવું હોય તો તેને પોતાનું સાહિત્ય અને પોતાનો ઇતિહાસ જ્વલંત અને તેજસ્વી હોવાં જોઇએ. એ બે વસ્તુઓમાંથી પ્રેરણા મેળવીને જ પ્રજા ઉભી થાય છે અને પોતાનાં બીજાં અંગ ખીલવે છે. આ બે વસ્તુઓ—ગુજરાતી સાહિત્ય અને ગુજરાતનો ઇતિહાસ—ને માટે તેમણે જીંદગી આખી અવિરત શ્રમ ખેડ્યો.

ગુજરાતી સાહિત્યની ખીલવણી માટે તેમણે પ્રથમ સાહિત્ય સભા સ્થાપી સાક્ષર જયન્તિઓ ઉજવવી શરૂ કરી, અને ત્યાર પછી સાહિત્ય પરિષદ સ્થાપી. ઇતિહાસને માટે તેનાં બની શક્યાં તેટલાં સાધનો ચારેમેરથી મહામહેનતે એકઠાં કર્યાં. આ બધાંમાંથી ગુજરાતનો એક મોટો પ્રમાણભૂત, સુંદર ઇતિહાસ લખવાનો તેમનો ઇરાદો હતો. અચાનક એમનું અવસાન થવાથી ઇતિહાસ તો ન લખાયો; પણ એમની સ્થાપેલી સાહિત્ય પરિષદ અને બીજી સંસ્થાઓ સ્થાપી કામ કરતી થઇ ગઇ.

'મારો ગુજરાત' અને 'હું ગુજરાતી' એ રણકાર એમની રગે રગે હતો; અને ગુજરાત ને

ગુજરાતીઓ માટે ગમે તે ઘડીએ ગમે તે કરવા તે તત્પર હતા. બંગાળ, મહારાષ્ટ્ર, ઉત્તર હિન્દ કે આન્ધ્ર દેશની સાહિત્ય, કલા કે વિજ્ઞાન સંબંધી, અથવા સામાજિક, રાજકીય કે ઔદ્યોગિક પ્રગતિ અને વિકાસ જોઇ તેમનું હૈયું સદા ઉછળી રહેતું, અને ગુજરાત તથા ગુજરાતીઓ પણ એવી જ પ્રગતિ ને વિકાસ કરી પોતાનું વ્યક્તિત્વ જમાવે એ એમના જીવનની અભિલાષા હતી.

બાળપણથી જ તેમના અંતરમાં આ વિચારોના અંકુરો ફુટેલા; અને તેને તેમણે બહુ કાળજી અને મમતાથી પોષ્યા. શાળાના અભ્યાસ વખતે કે મિત્રોની મંડળીઓમાં તેમનું આ એક જ ધ્યેય રહેતું. એ ધ્યેયને પોષવા તેમણે નાની મોટી અનેક મંડળીઓ ઉભી કરી, તે મારફત કામ કરવાની યોજનાઓ ઘડી. પોતાના મિત્રોમાં અને જેટલાં એ વિચારોનાં બીજ રોપ્યાં અને ઉત્સાહથી તેમની જોડે કામ કર્યું. દરમ્યાન શાળાના અભ્યાસ ઉપરાંત તેમણે પોતાના આ ધ્યેયમાં સહાયકર્તા થઇ પડે તેવું ખુબ વાંચ્યું, વિચાર્યું અને બને તેટલાં સાધનો એકઠાં કર્યાં. ગુજરાતનું સંગઠન, ગુજરાતની એકતા. એ એક જ ધ્વનિ સદાકાળ એમના અંતરમાં ગુંજ્યા કરતો; એને જ એમણે પોતાનું જીવનકાર્ય માન્યું.

અને એ ધ્યેય—એ જીવનકાર્યની સિદ્ધિને અર્થે મોટપણે પણ એમણે તનતોડ મહેનત કરી. એની આડે આવનાર વસ્તુઓનાં તેમણે બલિદાન પણ આપ્યાં. પોતે પોતાનું એ કાર્ય સરળતાથી કરી શકે, તેમાં

---

દેશના પુત્રોના ઝણઝણાટ પ્રેરતા વિચારોથી સાહિત્ય જ્યારે જ્વલંત હોય છે ત્યારે દેશમાં પણ ચેતન આવે છે. ગુજરાત માટે—પ્રત્યેક ગુજરાતી વસ્તુ, પ્રસંગ, પુરુષ માટે જ્યાં લગી અભિમાન, મમત્વ, ઉત્સાહ, માન નહિ જાગે ત્યાં લગી ગુજરાતની એકતા નથી. ગુજરાતના ભાગ્યમાં ત્યારે જ આપણને 'ગૌરવાન્વિત અને પૌરુષયુક્ત' શ્રદ્ધા થશે; ત્યારે જ નમ્રભાવનો ત્યાગ કરી, છાતી ઠોકી આપણે કહી શકીશું કે 'અમે ગુજરાતીઓ છીએ'; ત્યારે જ ગુજરાતીઓની બુદ્ધિ પુનર્જન્મ પામશે અને ફલવતી થશે. —રણજીતરામ

---

લેખકોને લખતા કર્યા છે, અનેક વ્યક્તિઓનાં હૃદયમાં ઢંકાઇ રહેલી પ્રતિભાની ચીનગારીને ફૂંક મારી સતેજ કરી છે. એ જે હતા તે કોઇ નહોતું, અને એમનું સ્થાન હજીયે ખાલી છે.

શું ગુજરાત સાહિત્ય સભા કે સાહિત્ય પરિષદ, શું ગુજરાત કેળવણીમંડળ કે રાજકીય પરિષદ, ખેતીવાડી ને ઉદ્યોગ પ્રદર્શન, કલાપ્રદર્શન કે વિદ્યાર્થી પરિષદ— એ સૌ સંસ્થાઓની પાછળ રણજીતરામનો પરિશ્રમ, રણજીતરામનું શ્રદ્ધાબળ ને રણજીતરામનું વ્યક્તિત્વ હોય. અત્યારે ફુલીફાલી રહેલાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન અને સુરત પાટીદાર આશ્રમની પાછળ પણ રણજીતરામનું થોડુંઘણું પ્રેરણાબળ ખરૂં જ.

એ કહેતા કે આપણે ત્યાં કરવાનાં કામોનો એટલો ઢગલો પડ્યો છે કે માણસે કીર્તિની લાલસા છોડી પડદા પાછળ મુંગે મોઢે ને નીચી મુંડીએ બાંય ચડાવી કામ કરવા મંડી પડવું જોઇએ. અને એમણે જાતે તો એમ કરી પણ બતાવ્યું. એમના જેટલું કામ કરનાર ભાગ્યે જ મળે. એમણે રાત નથી જોઈ, દહાડો નથી જોયો. લેશમાત્ર થાક્યા કે કંટાળ્યા વિના પહેરણની બાંહ્યો ચડાવી ઉઘાડે માથે રણજીતરામે જે અથાગ પરિશ્રમ ખેડ્યો છે તે બધો પડદા પાછળ રહીને જ. લાગતાવળગતાઓ સિવાયનું બાકીનું ગુજરાત તો એમને એમના મૃત્યુ પછી ઓળખતું થયું. આવા સેવાપરાયણ વીરને જોઇને કોને પ્રેરણાનાં પુર ન ચડે?

સાધારણ કાઠીનું પાતળું પણ ટટાર શરીર, વિશાળ કપાળ નીચે વિદ્વત્તાના તેજથી ચમકતી પણ સૌમ્ય આંખો, ધીમી ચાલ અને તેથીયે ધીમી વાણીવાળા એ રણજીતરામ ગયા; પણ એમણે પુરેલી પ્રેરણા ને પ્રગટાવેલો ઉત્સાહ, એમણે ઘડેલા આદર્શો અને તે સાધવા ઉભી કરેલી સંસ્થાઓ એ સહુ એમના ઉજળા કીર્તિકળશ જેવાં તેમનું સ્મરણ આપતાં મોજુદ છે; અને આધુનિક ગુજરાતના ઇતિહાસમાં તેમનું નામ ગાતાં સદા ચિરંજીવ રહેશે.

નાનપણથી જ એમની મિત્રતાનો લ્હાવો પામેલા શ્રી હરિપ્રસાદ પીતામ્બરદાસ મહેતાએ લખેલાં રણજીતરામના જીવનનાં સ્મરણો આ નીચે આપ્યાં છે.

## રણજીતરામનાં સ્મરણો

ઇ. સ. ૧૮૯૬–૯૭ની સાલમાં અમદાવાદની હાઇસ્કુલના છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓનું 'યંગ મૅન્સ એસોસીએશન' નામનું નાનું મંડળ હતું. આ મંડળની અઠવાડિક સભાઓમાં વિદ્યાર્થીઓ પોતાની શક્તિ અનુસાર ચર્ચાઓ કરતા. આવી એક સભામાં એક દિવસ, ભદ્રના દક્ષિણી વિદ્યાર્થીઓ સાથે એક નવીન વ્યક્તિ આવી. માથા ઉપર લીલી મખમલની ગોળ ટોપી, ધોળા લાંબા કોટથી ઢંકાએલું પાતળું ઉંચું શરીર, એવો સ્વાંગ જનાં સર્વથી જુદી જ પડતી પ્રતિભાવાળા એ છોકરાએ મારા ઉપર પ્રથમ પરિચયમાં જ એની દઢ છાપ પાડી કે તે ચિરસ્મરણીય નીવડી. એનું નામ રણજીતરામ. આખી સભાને એની ચર્ચાશક્તિ અને પ્રતિભા કંઇક ઓર જ લાગ્યાં. રણજીતરામ એ સભામાં ફરી બહુ આવ્યા સાંભરતા નથી. એ વખતે તે મિશન હાઇસ્કુલમાં અભ્યાસ કરતા.

ત્યાર પછી જુદાઇનાં ત્રણચાર વર્ષ વીતી ગયાં. ઇ. સ. ૧૯૦૧માં ગુજરાત કૉલેજના પહેલા વર્ષમાં અમારૂં જુનું ઓળખાણ તાજું થવાનો એક પ્રસંગ બન્યો. 'ધી સોશીઅલ ઍન્ડ લિટરરી' સભાના સભાસદ થવાની એક મિત્રે મને સુચના કરી. રણજીતરામ એ વખતે એ સભાના સહાયક મંત્રી હતા. આગલો થોડો પરિચય ત્યારથી સંધાઇને અમારી મૈત્રી જામી, અને તે એમના જીવન સુધી ટકી.

અમારો પરિચય તો વધતો જતો હતો. ૧૯૦૩ની શરૂઆતમાં 'ધી સોશીઅલ ઍન્ડ લિટરરી' સભા 'ગુજરાત સાહિત્ય સભા' ના રૂપમાં ફેરવાઈ ગઇ. રણજીતરામ એ વખતે તેના મુખ્ય મંત્રી હતા. ગુજરાતના કવિઓ અને લેખકોની જન્મ અથવા અવસાન તિથિએ તેમના જીવન સંબંધે તથા કૃતિઓ વિષે ચર્ચા થાય એવા હેતુથી 'ગુર્જર સાક્ષર જયન્તિઓ'-ની યોજના રણજીતરામે ઘડી, અને 'ગુજરાત સાહિત્ય સભા' મારફત એવી જયન્તિઓ ઉજવવી શરૂ કરી.

૧૯૦૨ થી ૧૯૦૪ એ રણજીતરામ અને મારા પ્રથમ સમાગમનાં વર્ષો. એક સભાના સભાસદના

સામાન્ય ઓળખાણમાંથી વધીને અમારાં જીવન આ અરસામાં ઓતપ્રોત ગુંથાયાં. હમેશાં સાંજે અમે મળતા અને ભદ્રના નદી પાસેના એમના મકાનને ત્રીજે માળે છજામાં મોડી રાત સુધી સાહિત્યની, ઇતિહાસની, સંસારની, દેશની વાતો કરતા તથા વાંચેલું વિચારતા.

રણજીતરામ ઘણી વસ્તુઓમાં મારા ગુરુ હતા. વર્તમાનપત્રોના વાતાવરણમાં જ ઉછરેલું મારું જીવન એમની સાથેના આ સહવાસમાં સાહિત્ય અને ઇતિહાસના વિવિધ રંગોથી રંગાયું. ગુજરાતના જુના કવિઓની થોડી કવિતાઓ અંગ્રેજી નીશાળના અભ્યાસમાં મેં જોએલી. તેમાં રસ પડતાં વધારે વાંચેલી: પણ નવી કવિતાનું તો, હું એમના સમાગમમાં આવ્યો ત્યાં સુધી મને ભાન જ નહોતું. રણજીતરામની નાની નોંધપોથીમાં ઉતારેલાં શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ—'કાન્ત'—નાં કાવ્યો હું વાંચતો અને એમની પાસે સમજવા યત્ન કરતો. પછી તો મેં ઘણી નવી કવિતા વાંચી. પણ નવી કવિતા તરફ મને પ્રેરનાર એ.


વિદ્યાર્થી રણજીતરામ

શરૂઆતમાં રણજીતરામનું લક્ષ કવિતા તરફ ઘણું હતું. કવિતા રચવાનો પણ એમણે પ્રયત્ન કરેલો. નવી કવિતા એ ઘણી ત્વરાથી પુરેપુરી સમજી શકતા અને તેની ચર્ચા પણ કરતા. કાવ્યચર્ચા પછી એમણે નાની મોટી વાર્તાઓ લખવી શરૂ કરી, તે પણ આ સમયે જ. 'સાહિત્ય'માં, 'જ્યોતિ'માં, 'સુંદરીસુબોધ'માં એમણે નાની વાર્તાઓ લખેલી. કવિતા અને વાર્તા પછી ઇતિહાસનું વાંચન, અભ્યાસ, મનન અને આગળ-સંશોધન, એ શરૂ થયું. હિન્દ તથા ગુજરાતના ઇતિહાસનો એમણે બહુ ઝીણવટથી અભ્યાસ કર્યો.

ઇ. સ. ૧૯૦૩ની આખરમાં બી. એ. પાસ થઇને ૧૯૦૪માં રણજીતરામ ગુજરાત કૉલેજમાં 'દક્ષિણા ફેલો' નીમાયા. એ વર્ષમાં એમણે પોતાનો અભ્યાસ ઘણો વધાર્યો અને સાહિત્ય પરિષદની યોજનાઓ ઘડી. ૧૯૦૫માં તે ઉમરેઠની હાઇસ્કુલના હેડમાસ્તર નીમાયા. એ જ વર્ષના એપ્રિલ મહીનામાં પહેલી સાહિત્ય-પરિષદ અમદાવાદમાં મળી.

કોઈ પિતાને પોતાના એકના એક લાડકવાયા પુત્રના લગ્ન પ્રસંગે જેટલો હર્ષ અને ઉત્સાહ હોય તેટલો આ પહેલી પરિષદ વખતે રણજીતરામને હતો. સુરતી લાલ પાઘડી, લાંબો ચાંદીના સિલ્કનો કોટ, કસબી દુપટ્ટો, ઝીણું ધોતીઉં, મોજાં ને બુટમાં સજ થએલા રણજીતરામને ત્યાં આજે ખરો વિવાહ હતો. ગુજરાતના નવા યુગના દ્રષ્ટા ગોવર્ધનરામના પ્રમુખપણા નીચે એ પરિષદ મળી હતી. તેમાં બધા વિદ્વાનો એ પોતાની પ્રસાદીનું નૈવેદ્ય ધર્યું હતું. રણજીતરામે 'લોકગીત'નો લેખ પરિષદ આગળ રજુ કર્યો હતો.

છેક નાનપણથી રણજીતરામને લોકગીતોપર અગાધ પ્રેમ હતો. નાનપણમાં એમને રમતો નહોતી આવડતી. એમનું એકવડા બાંધાનું માંદલું શરીર રમતોને અનુકૂળ પણ નહોતું. એટલે કિશોર વયમાંથી જ એમનું મન રમતો કરતાં ગંભીર બાબતો તરફ વધારે ખેંચાતું. માગણ વેરાગીના અને ભરથરીઓનાં ભજનો સાંભળવાં, દુહા ને રાસડા સાંભળવા, તેમાંથી ઉતારા કરવા, મજુરો, ડોશીઓ તથા કોસ હાંકનારાઓનાં અને સ્ત્રીઓનાં લગ્નનાં તથા બીજા પ્રસંગોનાં ગીતો સાંભળી ભેગાં કરવાં એ એમનો વિનોદ હતો; અને ફુરસદનો સમય તે એમાં જ ગાળતા. મોટપણે તેમાં ગંભીરું ભાવ ઉમેરાયો. તેમણે એ બધાંનો ઉંડો અભ્યાસ કરી તેના પર એક સુંદર નિબંધ લખ્યો. એમનાં એ લોકગીતોનો સંગ્રહ એમના નિબંધ સાથે હમણાં પ્રસિદ્ધ થયો છે તે વાંચી જવા જેવો છે.*

*એ સિવાય 'રણજીત કૃતિ સંગ્રહ' અને 'રણજીતરામના નિબંધો' એ નામનાં બે પુસ્તકો રૂપે પણ એમના લેખોનો સંગ્રહ બહાર પડ્યો છે.

પહેલી સાહિત્ય પરિષદ પછી હજી ચોમાસું પુરૂં થયું નહોતું એટલામાં રણજીતરામે મને ઉમરેઠ તેમના મહેમાન થવાનું નિમંત્રણ કર્યું. ઉમરેઠમાં શ્રી નાનાલાલ કવિના 'ઇન્દુકુમાર' નાટકનો પ્રથમ અંક અને 'માના સંદેશ'ના થોડા ભાગની હસ્તલિખિત પ્રત રણજીતરામ ઉપર જોવા માટે આવેલી, તે મારા વાંચવામાં પ્રથમ આવી. નાનાલાલ કવિની કવિતાનો પરિચય મને અત્યાર અગાઉ રણજીતરામ મારફત જ થયો હતો. ઉમરેઠમાં રણજીતરામની શાળાનું કામ જોયું. રણજીતરામમાં કુશળ શિક્ષકની પણ શક્તિ છે એ ભાન મને પહેલું અહીં થયું.

આ પછી થોડા વખતમાં ઇ. સ. ૧૯૦૬–ના અરસામાં રણજીતરામને પ્રો. ગજ્જરને ત્યાં મુંબાઇમાં તેમના સાહિત્યમંત્રી તરીકે જગ્યા મળી અને રણજીતરામ મુંબાઇવાસી થયા. એ જ વર્ષના ઉનાળામાં હું રણજીતરામ સાથે તેમને ગોસાળ પાલીતાણા ગયો. લગભગ આખી રાત કાઠીઆવાડી રેલ્વેના ત્રીજા વર્ગના ડબા બહારની ચામડાની બેઠક ઉપર



ચાંદનીમાં વાતો કરતાં ગાળી. સવારે સોનગઢના સ્ટેશનેથી ભાડાની ગાડીમાં પાલીતાણે આવ્યા. જૈન મંદિરોની ધોળી ટોચોથી શણગારાએલો શત્રુંજય ડુંગર માર્ગમાં ઘણે છેટેથી દર્શન આપતો હતો. પાલીતાણામાં નાનાલાલ કવિ સહકુટુંબ લગ્નપ્રસંગે આવેલા તેમનું મારે પ્રથમ ઓળખાણ થયું. રણજીતરામ, નાનાલાલ કવિ અને હું, અમે સૌએ સાથે ડુંગર ઉપર ચઢી મંદિરોનાં દર્શન કર્યાં ને આખો દિવસ ડુંગર ઉપર ગાળ્યો. ત્યાં કેટલાંક મંદિરોનો જીર્ણોદ્ધાર અમદાવાદના શેઠીઆઓ તરફથી થતો હતો. મંદિરોનાં જુનાં કામ સાથે સરખાવતાં આ નવો થતો જીર્ણોદ્ધાર અને નવાં કેવળ નમાલાં ચિત્રો જોઇ રણજીતરામે આપણાં સ્થાપત્ય અને કળાની અવનતિ માટે ખેદ બતાવી ઘણી વાતો કરી.

ઇ. સ. ૧૯૦૭ના માર્ચમાં મને લાંબી માંદગીમાંથી આરામ થયા પછી રણજીતરામ અમદાવાદ આવેલા તે મને સાથે મુંબાઇ લેતા ગયા. મુંબાઇમાં પ્રો. ગજ્જરના વાલકેશ્વરના બંગલા પાસે તેમના જ બીજા બંગલામાં રણજીતરામ સહકુટુંબ રહેતા. આ સ્થળે એ સ્નેહાળ દંપતીની બે માસની મીઠી મહેમાનગીરી દરમ્યાન મને મુંબાઇના ઘણા નવા અનુભવો મળ્યા. ગોવર્ધનરામભાઈ પ્રો. ગજ્જરના જ બંગલામાં અવસાન પામ્યા હતા. અમે રહેતા તેની પાછળ દરીઓ હતો. ત્યાં સાંજે દરીઆ કીનારે ફરવા જતાં રણજીતરામે ગોવર્ધનરામભાઇના અવસાન અને છેવટના પ્રસંગની તથા અગ્નિદાહની વાતો કરી. અહીં મેં ગોવર્ધનરામભાઇના અપ્રસિદ્ધ લેખો રણજીતરામ પાસે જોયા.

રણજીતરામ ઘણું વાંચતા. 'રૉયલ એશીઆટિક સોસાયટી'ની લાયબ્રેરીના એ સભાસદ થયા હતા. રોજ સાંજે એ પોતાના વાંચનનો સાર કહેતા અને અમે સૌ સાથે ચર્ચા કરતા. એમનું લખવાનું કામ પણ સાથે સાથે ચાલતું. આ જ અરસામાં મુંબાઇમાં બીજી સાહિત્ય પરિષદ ભરવાની વાતો ચાલતી હતી. મુંબાઇના શ્રીમાન અને વિદ્વાન મિત્રો તથા રણજીતરામની મદદથી ૧૯૦૭ના સપ્ટેમ્બર મહીનામાં બીજી સાહિત્ય પરિષદ મુંબાઇમાં શ્રી કેશવલાલ ધ્રુવના પ્રમુખપદ નીચે મળી.

૧૯૦૮ના વર્ષની શરૂઆતમાં મુંબાઈની પ્રો. ગજ્જરની નોકરી છોડી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં જોડાવાની એમને ઇચ્છા થઈ, પણ કેટલાંક કારણોને લીધે એ માંડી વાળી ભાવનગરના દીવાન પટ્ટણી સાહેબના ખાનગી કારભારી તરીકે રહ્યા. ભાવનગરમાં રહીને એમણે કાઠીઆવાડનો ઇતિહાસ, ત્યાંના લોકો, સાહિત્ય અને દેશી રાજ્યો વિષે ઊંડો અભ્યાસ કર્યો, અને એ ઉપરાંત બીજું વાંચ્યું અને વિચાર્યું પણ ઘણું. ૧૯૦૮ની આખરમાં હું ભાવનગર એમની પાસે ગયો ત્યારે ભાવનગરમાં કેળવણી પરિષદ સંબંધે વાતો થઈ. પ્રો. નૃસિંહપ્રસાદ ભટ્ટ સાથે મળીને શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન સ્થાપવાની યોજના પણ થઈ રહી હતી. ૧૯૦૯માં રાજકોટમાં દી. બ. અંબાલાલ સાકરલાલના પ્રમુખપણા હેઠળ ત્રીજી સાહિત્ય પરિષદ મળી એમાં પણ રણજીતરામનો થોડો હાથ હતો જ. આ વર્ષ દરમ્યાન એમણે ‘ઇસુનું વર્ષ ૧૯૦૮’ નામનો બહુ વખણાયેલો ઉત્તમ, ગંભીર અને લાંબો લેખ લખ્યો.

ઈ. સ. ૧૯૧૨ ના એપ્રીલમાં વડોદરામાં દી. બ. રણછોડભાઈ ઉદયરામના પ્રમુખપદ તળે ચોથી સાહિત્ય પરિષદ ભરાઈ. આ પરિષદના કામમાં રણજીતરામનો હાથ થોડો હતો.

૧૯૧૩ ના મે મહીનામાં એ અમદાવાદ આવ્યા હતા. એ વખતે ‘સાહિત્ય સભા’ને વધારે કાર્યશીલ કરવા માટે એમણે સભાસદો સાથે ચર્ચા કરી. ત્યાંથી પાછા મુંબાઈ ગયા. ૧૯૧૪ ની શરૂઆતમાં રણજીતરામ મુંબાઈમાં મોરારજી ગોકુળદાસની નવી ચાલમાં રહેતા હતા. આ ચાલમાં તેમને બહુ અનુકૂળ વાતાવરણ હતું. શ્રી ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, કનૈયાલાલ મુનશી, અંબાલાલ જાની, ચંદ્રશંકર પંડ્યા વગેરે ઉત્સાહી મિત્રો આ જ સ્થળે રહેતા. આ બધા ગૃહસ્થો તથા તેમના બીજા મિત્રોએ મળીને મુંબાઈમાં થોડા વખતથી ‘ગુર્જર સભા’ સ્થાપી હતી તેમાં રણજીતરામ પણ જોડાયા.

૧૯૧૪માં સુરતમાં રા. નરસિંહરાવ ભોળાનાથના પ્રમુખપણા નીચે ભરાવાની પાંચમી સાહિત્ય પરિષદ માટે એમણે એ વર્ષના મે મહીનામાં રા. સનદરરામ મહેતા જોડે કામ આરંભ્યું. અથાગ પરિશ્રમ વેઠી આ પરિષદની સાથે સાથે સાહિત્ય અને કલાનું એક પ્રદર્શન પણ ભર્યું. આ પરિષદના કામ માટે રણજીતરામે ઉનાળાની આખી રજા ગાળીને રાત દિવસ કામ કરેલું.

ઈ. સ. ૧૯૧૫ની આખરમાં—ડિસેમ્બર મહીનામાં પોતાનાં પત્ની અને બે બાળકો (અરુણા અને અશોક) સાથે ભાવનગર જતાં બે દિવસ માટે ત્યાં ઉતર્યાં. એમની કુટુંબ સાથેની અમદાવાદની આ મુલાકાત છેલ્લી જ નીવડી. એ વખતે અમે તેમની સાથે તેમનું બાપનું ઘર જોવા ગયા. તે પડીને જમીનદોસ્ત થયું હતું. જે ઘરમાં એમણે નાનપણના દિવસો ગાળેલા અને અમે બન્ને સાથે બેસી વાતો કરેલી, આટલો સ્નેહ અને પરિચય જમાવેલા તે ઘરની આ સ્થિતિ જોતાં ખેદ થયો.

૧૯૧૬નું વર્ષ અમદાવાદમાં પ્રાન્તીય સમારંભોનું હતું. રાજકીય પરિષદ, સંસારસુધારા પરિષદ, પ્રાંતિક પરિષદ વગેરે આ જ વરસમાં અમદાવાદમાં ભરાવાની હતી. ‘ગુજરાત કેળવણીમંડળ’ સ્થાપવાની યોજના રણજીતરામે વર્ષો પહેલાં ઘડી રાખેલી તે મહા પ્રયત્ને આ વર્ષે પાર પડી. કેળવણીમંડળ સ્થપાયું અને તેની તરફથી પહેલી કેળવણી પરિષદ અમદાવાદમાં ભરાઈ. આ કામને માટે રણજીતરામ બે વાર અમદાવાદ આવેલા.

૧૯૧૬ના મે મહીનામાં પટ્ટણી સાહેબની નોકરી છોડી રણજીતરામ મુંબાઈમાં શેઠ નરોત્તમદાસને ત્યાં રહ્યા. અહીં પાછી સાહિત્યસેવા માટે એમને ખુબ અનુકૂળતા મળી. તેમના જીવનના આ છેલ્લા વર્ષમાં તેમણે ‘સુવર્ણા’, ‘માસ્તર નંદનપ્રસાદ’ વગેરે નાની વાર્તાઓ અને ‘તેજસિંહ’ નામનું નાટક લખ્યું. બીજી દિશામાં લખવા માટે પણ ઠીક પ્રયાસ આરંભેલો. આ વર્ષની શરૂઆતમાં એ કાશી, દિલ્હી અને લાહોર જઈ આવેલા; અને આખરમાં કૉંગ્રેસ વખતે લખનૌ, કાનપુર, આગ્રા, દિલ્હી, મથુરા જઈ આવ્યા.

ઈ. સ. ૧૯૧૭માં એમની સાહિત્યપ્રવૃત્તિ સારી ચાલેલી. શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક આ અરસામાં મેસોપોટેમીઆ ગયેલા હોવાથી તેમનું ‘નવજીવન અને સત્ય’

માસિક પણ રણછોડરામ જ ચલાવતા. આ વખતે એ મુંબાઇ પાસે જુઈ નામના ગામડામાં શેઠ નરોત્તમદાસની જોડે રહેતા. એ દરમ્યાન જુન માસની ચોથી તારીખે જુહુના દરીઆમાં નહાવા જતાં અકસ્માત ડુબી જવાથી તેમનું અવસાન થયું. ગુજરાતનું એ અણમોલું રત્ન હરાયું.

રણછોડરામના જીવનનાં સ્મરણોની આ નોંધ એ કંઇ એમની આખી જીવનકથા નથી. એમના સંબંધો ઘણા વિશાળ હતા. ઘણાને એ જુદી જુદી રીતે જણાયા હશે. આ તો એમને વિષેનાં મારાં સ્મરણો —વિસ્મરણો છે.'

હરિપ્રસાદ પીતામ્બરદાસ મહેતા

---

# કઠોર કૃપા

એક ગરાશીઆ કુટુંબ વખો પડતાં બહુ જ ગરીબાઇમાં આવી પડ્યું. તેમના આંગણામાં એક સરગવાનું ઝાડ હતું. સરગવાને શીંગો થઇ હતી. પણ પેંડે બજારમાં વેચવા જાય તો ઘરની લાજ જાય એમ માની રાતની વેળાએ શીંગો ઉતારી એક કાછીઆને, એ આપે એટલા પૈસા મૂંગે મોઢે લેઇ લઇ આપી દે અને તેટલા ઉપર મહાકષ્ટે ગુજરાન ચલાવે. કુટુંબમાં પણ પાંચ ભાઇઓનો વિસ્તાર; એટલે મોટેરાંમાંથી પણ કેટલાક વારાફરતી અપવાસ કરે.

એક દિવસ એમનાં સગાંમાંનો કોઈ એક સાંજની વેળાએ એમને ત્યાં આવી રાતવાસો રહ્યો. તેને અને નાનાં છોકરાંઓને વાળુ કરાવી બાકીનાં બધાંએ કહ્યું, 'અમને ભુખ નથી.'

પછી મહેમાનને ઉંઘી ગયેલો ધારી ઘરધણીએ હમેશની પેઠે સરગવા પરથી શીંગો ઉતારી અને અંધારામાં પેલા કાછીઆને ત્યાં જઈ વેચી આવ્યો. મહેમાન તો જાગતો જ હતો. તેને આ કુટુંબની સ્થિતિની પણ ખબર હતી. આ પાંચે ભાઇઓ ભડ છતાં લાચારની પેઠે આમ અપવાસો કરી રહ્યા છે એનું કારણ આ સરગવો જ છે એમ જોઇ, બધાં સુઇ ગયા પછી મોડી રાત્રે એ મહેમાન ઉઠ્યો અને હળવે રહીને પેલું ઝાડ કાપી નાખ્યું. અને સવારે ઘરનું કોઈ ઉઠે તે પહેલાં જ તેણે પોતાના ઘરનો રસ્તો પકડ્યો.

સવારમાં ઘરમાં હાહાકાર થઈ ઉઠ્યો. 'કેવો સાચો સગો! આપણી ગરીબાઇ જાણી, અને તો કંઇક મદદ કરવાને બદલે, પાતળી રાબનું પાણી દેનારો આટલો સરગવો હતો તે પણ કાપી ચાલતો થયો!' આમ કહી બધા પેલા મહેમાનને મનમાં ને મનમાં ગાળો દેવા લાગ્યા.

આમ કરતાં જેમતેમ દહાડો તો વીતી ગયો. રાત્રે બધા ભેગા થઇ બેઠા અને વિચાર કર્યો કે હવે ઘેર રહ્યું પાલવે એમ નથી.

બધા જ ભાઇઓ સારા ઘરના અને ભલા હોવાથી દરેકને ધંધો મળતાં વાર લાગી નહિ. જોતજોતામાં એમની સ્થિતિ સુધરી. બે વરસ પછી જ્યારે બધા દીવાળી પર ભેગા થયા ત્યારે સરગવાનું ઝાડ કાપનાર પેલો મહેમાન જાણીજોઇને ફરી એમને ત્યાં મહેમાન થઇને આવ્યો.

પાંચે ભાઇ એને પગે પડ્યા અને બોલ્યા, 'કઠોર થઇને જો તમે તે દિવસે અમારા પર કૃપા ન કરી હોત તો અમે આજ આ ઉજળો દહાડો જોત નહિ.'

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર



# બપોર
# અને
# વંટોળ

ધોમ ધખ્યો મધ્યાહ્ન તણો ને
　　થંભ્યા રણ-વગડાના વા,
થંભ્યો શિર પર સુરજ આવી
　　લુક લાગી તન સળગાવા:
　　　ગરમીના સંધાયા દોરઃ
　　　બળબળતા જામ્યા બપોર.

ગુમસામ સૌ દુનીઆ દીસે,
　　વગડો તો સુનકાર પડ્યો;
ઉજ્જડમાં વેતાલ સમો ત્યાં
　　ચકર ચકર વંટોળ ચડ્યો;
　　　એ તો ભારે મસ્તીખોરઃ
　　　બળબળતા જામ્યા બપોર.

ફરરર ફરરર ફુદડી ફરતો
　　મેદાનેથી ભ્રમણ ચડ્યો,
વન-વસ્તીમાં ધૂમ મચવતો
　　વૃક્ષો સાથે જાય લડ્યો;
　　　ઉન્મત્ત સરખો એનો તોરઃ
　　　બળબળતા જામ્યા બપોર.

ધુળ જુએ ત્યાં ધમાલ કરતો
　　ગાંડો થઈ આળોટી પડે,
ઉડાડી આકાશે ગોટા
　　ઉંચો ઉંચો ખુબ ચડે;
　　　વધતું વધતું કરતો જોરઃ
　　　બળબળતા જામ્યા બપોર.

સુકાં પર્ણો, કુચો કચરો
　　ઉછાળી ઉંચે લઈ જાય,
જ્યાં જ્યાં આગ ઝરે ત્યાં ત્યાં એ
　　જરાકમાંથી જબરો થાય;
　　　ધરરર-ફુર ઘર કરતો શોરઃ
　　　બળબળતા જામ્યા બપોર.





માટીનાં માથાં ફાટે
એવો તીખો તાપ તપ્યો,
અકળાયો તરસ્યો મુસાફર
રસ્તો ખોયો કે જાય ઘણો;
જોતો એ વિશ્રાંતિ ઠૌર:
બળબળતા જામ્યા બપોર.

મહેલ, બગીચા, કુંજ, બંગલામાં
શ્રીમંત દુનીઆ શાની ગેબ,
નિર્ધનનાં તન કરે મજૂરી
પરસેવે નો રેલેરેલ:
કેવા જીવનવિગ્રહ ઘોર!
બળબળતા જામ્યા બપોર.

ક્ષણભંગુર જગવૈભવ જેવાં
ઝાંઝવાં ઝળ ઝળ ઝળ બળે.
તેની સામે દોડી દોડી
હરણાંઓ તરસે ટળવળે;
તોય અજબ આશાની દોર:
બળબળતા જામ્યા બપોર.





ગીધ ને સમડી ગગન ચઢ્યાં જે
કપોત બેઠાં ઘૂ ઘૂ કરે,
તેનાં ચકલાં ગુપચુપ છુપ્યાં
આજ શીકારી ફેરા કરે;
જંપ્યાં મધુરાં કોમલ મોર:
બળબળતા જામ્યા બપોર.

ધગધગતી ધરતીની ઝાળે
ખેડુતો શેકાતા અંગ,
બળદીઆનાં પૂંછ મરડતા
આવે સાંતીડાં લઇ સંગ:
ધીંગા ધણ્યા સાવ નઠોર:
બળબળતા જામ્યા બપોર.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ







# કિરીટ

લેખક
શ્રી ધનગોપાલ
ચિત્રકાર: રવિશંકર પંડિત

મારો જન્મ ઈ. સ. ૧૮૯૦ માં બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. અને મારું બાળપણ મોટા ભાગે ગામડાંઓમાં જમીન અને પાણીમાં વસતાં પ્રાણીઓની વચ્ચે જ વીત્યું છે.

હું બહુ નાનો હતો ત્યારે એકવાર પાણીમાં એક મોટું બળેલું લાકડું તરતું જોઈને મારી માને કહ્યું કે ચાલ એ આપણે ઘેર લઈ જઈએ; બાળવા થશે. મારી માએ જવાબ આપ્યો કે "તું જેને બળેલું લાકડું ધારે છે તે તો મગરની પીઠ છે. એ ભયંકર પ્રાણી પોતાની પીઠ આમ પાણી પર રાખીને તર્યા કરે છે; અને તારા જેવો કોઈ અજાણ્યો ભોળો માણસ એને બળેલું લાકડું માનીને લેવા જાય તેને એ પકડીને પાણીમાં ઘસડી જઈ મારી ખાય છે.

બીજી એક વખત અમે ગંગા નદીના મુખ આગળ રહેતા હતાં ત્યારે એક માણસને મેં મછવામાંથી પાણીમાં પડતો જોયો; પણ પડ્યા પછી તે તરત અદૃશ્ય થઈ ગયો. થોડી વારે પાણી લોહીથી લાલ થતું મેં જોયું, પણ પેલો માણસ તો જણાયો જ નહિ. તપાસ કરતાં મને માલુમ પડ્યું કે ગંગાના મુખ આગળ શાર્ક નામની માછલીઓ એટલી બધી રહે છે કે જે કોઈ પાણીમાં પડે છે તે ભાગ્યે જ જીવતો નીકળે છે. શાર્ક તેને ફાડી ખાય છે.

બાળપણના આ બે પ્રસંગો મને ઝાંખા ઝાંખા યાદ છે. પણ તે દહાડાથી મારા મનમાં એવી સજ્જડ શંકા પેસી ગઈ છે કે જમીન પરનાં ભયાનક જંગલો કરતાં પણ પાણીમાં વધારે ભય અને જોખમ રહેલાં છે; અને પાણીનાં પ્રાણીઓ પણ વધારે જોરાવર અને ભયંકર હોય છે.

મુળથી જ મને જમીનનાં પ્રાણીઓ પર બહુ પ્રેમ છે. હું નવ વર્ષનો હતો ત્યારથી મને એક હાથીના બચ્ચાની સંભાળ રાખવાનું સોંપવામાં આવ્યું. એ હાથીનું નામ કિરીટ. હું નાની ઉમરનો, એટલે એની સંભાળ તો શું રાખું? મારા વડીલો જ તેને સંભાળતા; પણ એટલું તો ખરું કે એ ઉમરથી હું પ્રાણીઓના સહવાસમાં જ ઉછર્યો અને મારી ખાતરી થઈ કે માણસો જમીન પર રહેતાં હોવાથી તેઓ પાણીમાં વસતાં પ્રાણીઓ કરતાં જમીનપરનાં પ્રાણીઓના સ્વભાવ વગેરે વધારે સહેલાઈથી સમજી શકે છે.

દર ઉનાળે બેત્રણ મહીના અમે જંગલની સરહદમાં જ ગાળતાં. ત્યારે હું કિરીટને લઈ જંગલમાં ફરતો અને એ વખતે અમે એ જીવનના સૌન્દર્ય અને

આનંદની એટલી મઝા લુંટતા કે દર વર્ષે ચૈત્ર મહીનો બેસતાં બેસતાંમાં તો હું જંગલકાંઠે રહેવા જવા તલપાપડ થઈ જતો.

ત્યાં અમે એક મોટા ઘરમાં રહેતા. રાત પડ્યે ઘરનાં બારણાં બંધ થતાં ત્યારે હું મોટા મોટા લોઢાના મજબુત સળીઆ જડેલી બારી આગળ બેસીને જોયા કરતો. આમતેમ ભટકતાં જંગલી પ્રાણીઓની આંખો રાતના અંધકારમાં લીલા, પીળા ને રાતા રંગના અંગારા પેઠે ઝળકતી; કોઈ કોઈ વાર દૂરથી લોંકડીના અવાજો, વાઘના ઘુરકાટ કે સિંહની ત્રાડો પણ સંભળાતી: અને ગાળાપર ઉડતાં ચનચાગળાંની હવામાં વીંઝાતી પાંખો સુસવાટ કરી મુકતી.



એકવાર હું એક નાના ઝરણને કાંઠે ઉઘાડે પગે ફરતો હતો, એવામાં મારા પગપર કંઇ ઠંડુ ઠંડુ લાગ્યું. જોઉં છું તો એક સાપ મારા પગપર થઇને ચાલ્યો જતો હતો. હું તો આ જોઇને આશ્ચર્યથી એટલો દિગ્મૂઢ થઇ ગયો કે હું ન હાલી શક્યો કે ન ચાલી શક્યો. હતો ત્યાં તેમ જ સ્થિર ઉભો થઇ રહ્યો. બીક સરખી લાગવાનો અવકાશ ન હતો. અને હું આમ પથ્થરના પુતળા જેવો શાંત ઉભો જ રહ્યો તેને લીધે પેલો સાપ મને જરાપણ ઇજા કર્યા વિના ધીમે ધીમે ચાલ્યો ગયો. તે ગયા પછી મને વિચાર આવ્યો કે ભયને વખતે જો આમ માત્ર શાન્ત થઇને સ્થિર ઉભા જ રહીએ તોપણ તેમાંથી બચી જવાય ખરું.

પણ આ તો બધી આડીઅવળી વાતો થઇ. હવે હું તમને કિરીટની જ બધી વાતો કહીશ

કિરીટને મારી સંભાળ નીચે સોંપ્યો ત્યારે તે પાંચ મહીનાનો હતો. હું નવ વર્ષનો હતો; અને પગના ટેરવા પર ઉભો થઇને ઉંચો હાથ કરતો તો તેની પીઠે પહોંચી શકતો. આમ બે વર્ષ સુધી અમે બે સરખા જ ઉંચા રહ્યા. કદાચ અમે સાથોસાથ મોટા થતા હતા તેથી એમ લાગ્યું હશે. ઝાડના મજબુત થડ ઉપર નાનું સરખું છાપરું છાઇને બાંધેલી રાવટીમાં કિરીટ રહેતો. એને એ થડની સાથે બાંધી રાખતા: કારણકે એને આમતેમ ઝુલવાની એટલી બધી ટેવ હતી કે કાચાપોચા થાંભલાને તો એ ઉખેડી રાવટી પાડી નાખે!

મને યાદ છે કે કિરીટે પહેલું પરાક્રમ એક છોકરાની જીંદગી બચાવી એ કર્યું. કિરીટ બહુ ખાતો નહિ. રોજની એકાદ મણ ઝાડની કુણી ડાંખળીઓ હોય તો બસ! એમાંથી ખવાય તેટલી ખાય; બાકીની આમતેમ ઉછાળીને રમત કરે. હમેશાં તેને નવડાવવા હું નદીએ લઈ જતો. ત્યાં કાંઠાપર રેતીમાં એ પડે અને હું નદીની ચોકખી રેતી વડે કલાકેક સુધી તેને આખે શરીરે માલિશ કરું. ને પછી એ બહુ વાર સુધી નદીમા જઈ પડ્યો રહે. બહાર નીકળે ત્યારે એની ચામડી સાસમ જેવી ચમકતી હોય હું એની પીઠપર પાણી રેડું તો આનંદથી ચીચીઆરી પાડે. પછી તેનો કાન પકડીને જંગલની સરહદ પર દોરી લઈ જાઉં. હાથીને દોરી જવાની સહેલામાં સહેલી રીત એ જ છે. ત્યાં એ ચરે અને હું તેને માટે કુણી મીઠી ડાંખળીઓ પાડવા જંગલમાં જાઉં. હાથીને ખાવાની ડાંખળીઓ કાપવાની કુહાડી પણ બહુ તેજ હોવી જોઇએ. કારણ કે બુઠી કુહાડીથી કાપેલી ડાળીઓ છુંદાઇને બગડી જાય છે; અને હાથી એવી ડાળીઓ ખાતો નથી.

વળી જંગલમાં જતાંરે ત્યાંના કેટલાક કાયદા તો પાળવા જ જોઇએ. તમને કદાચ નહિ ખબર હોય કે જે માણસો જંગલી પ્રાણીઓથી બીએ છે અથવા તેમને તિરસ્કાર છે તેવા માણસોની વાસ વાઘવરૂને બહુ આવે છે; અને તેના ઉપર તેઓ એકદમ તરાપ મારે છે. માટે જંગલમાં જનારે તદ્દન શાંત અને નિર્ભય થઇને જ જવું જોઇએ. જ્યારે જ્યારે મને જંગલમાં જતાં બીક લાગતી ત્યારે હું જમીન પર ઉભો જ ન રહેતો, પણ ઝાડે ચડી જતો: કારણકે ઝાડનાં પાંદડાંમાં એવો ગુણ છે કે તેમાં રહેલા બીકણ માણસની વાસ દૂર જઈ શકતી નથી!

એકદમ ઉપર આવી ગયા. ઉપર આવતાં જ મને લાગ્યું કે મારા ગળાની આસપાસ કોઈએ ફાંસો નાખ્યો છે. હું બીનો કે પાણીનું કોઈ પ્રાણી મને ગળી જતું હશે. પણ એટલામાં તો કિરીટનો અવાજ સંભળાયો, અને મારી ખાતરી થઈ કે તેણે જ પોતાની સૂંઢ મારા ગળાની આસપાસ વીંટાળી હતી. તેણે અમને બન્નેને બહાર ખેંચી કાઢ્યા.

બહાર આવીને તરત મેં તે ગોવાળીઆના છોકરાને શોધી કાઢ્યો. એ [illegible] પડ્યો હશે ને ત્યાં નીકળી [illegible]. એ તર[illegible] હતું આવતું એટલે ડૂબતા [illegible]. સારું થયું કે કિરીટની નજર ગઈ. મેં તેને જમીન પર ફેંક્યો. સુવાડી દીધો એટલે કિરીટે પોતાની સૂંઢ તેની કેડની આસપાસ વીંટાળીને તેને ધીમે ધીમે ઉંચોનીચો કરવા માંડ્યો. આમ ત્રણચાર વાર કર્યું એટલે છોકરાના મોંમાંથી પાણી નીકળવા માંડ્યું. તેનું શરીર તદ્દન ઠંડું પડી ગયેલું હતું. બીજું કંઈ ન સુઝવાથી મેં તેના આખા શરીર પર જોરથી થપાટો મારવા માંડી. પછી મેં તેને ઉભો કરીને હાથીનાં પગને અઢેલી ઉભો રાખ્યો, એટલે ધીમે ધીમે તેને ભાન આવવા માંડ્યું.



આ દરમ્યાન તેની ગાયો તો બધી ચારે તરફ વિખરાઈને ભટકવા લાગી ગઈ હતી. કેટલીક તો જંગલમાં જતી રહેલી લાગી, એટલે મને બીક લાગી કે રખેને કોઈ વાઘ આવી તેને ફાડી ખાય. તેથી મેં કિરીટને તે બધીને પાછી હાંકી લાવવા મોકલ્યો. પણ એ તો ગયો ત્યાં ને ત્યાં જ રહ્યો. બહુ વાર થઈ પણ તે યે પાછો ન આવ્યો, એટલે મને ફિકર પેઠી. પેલો છોકરો હવે શુદ્ધિમાં આવ્યો હતો તેને બેસાડી હું ગયો ને હાથીની શોધમાં નીકળ્યો. તમે શું ધારો છો — કિરીટ — ક્યાં ગયો — હશે ? જઈને જોઉં છું તો ભાઈ સાહેબ, જાણે ગાયોની, મારી કે ગોવાળની કંઈ જ ફિકર ન હોય તેમ, મેં પાડી રાખેલા ચારા પર ઠંડે પેટે હાથ મારતા હતા!

કિરીટ, આમ તો નાના છોકરા જેવો હતો; અને તેના પર બરોબર ધ્યાન રાખી તેને કેળવવો પડે તેમ હતું. જો વખતે તે કંઈ તોફાને ચડે, અથવા કંઈ ખરાબ ટેવ પાડવા માંડે તો તેના પર દાબ રાખવો જરૂરનો હતો; કારણકે નહિતર તે વધારે ને વધારે બગડતો જતો.

એક જ દાખલો આપું. એક દહાડો કોઈએ તેને થોડાં કેળાં ખાવા આપ્યાં. બસ, તે દહાડાનો તેને કેળાંનો સવાદ લાગ્યો. અમારા રસોડામાં બારી પાસે જ એક બાજઠ ઉપર ફળની ટોપલી પડી રહેતી. એક દહાડો ઘરમાં બુમ પડી કે ટોપલીમાંથી બધાં જ કેળાં ઉપડી ગયાં છે! ઘરનાં માણસોને નોકરો ઉપર શક ગયો અને સહુએ બધા નોકરોના ઉધડા લીધા. થોડા દહાડા થયા ત્યાં વળી પાછાં કેળાં અદશ્ય થઈ ગયાં! આ વખતે આળ મારા ઉપર આવ્યું. મને મારાં માબાપ તથા નોકરો ઉપર ચીડ તો ખુબ ચડી, પણ શું કરૂં? હું પોતે તો જાણતો હતો કે હું ચોર નથી, પણ ખરો ચોર પકડાયા વિના કેમ સાબીત કરૂં? તે જ દહાડે કિરીટના તંબુમાં એક ફેંકાએલું કેળું મારી નજરે ચડેલું. મને

નવાઈ લાગી કે હાથી તો ચારો ખાય છે, ને કેળું અહીં ક્યાંથી આવ્યું !

મારા પર ચડેલા ચોરીના આળ વિષે વિચાર કરતો એક દહાડો હું રસોડાના બારણા આગળ ઊભો હતો, એટલામાં બારીમાંથી એક લાંબા જાડા કાળા સાપ જેવું કંઈક કેળાંની લુમ સાથે પસાર થઈ જતું મેં જોયું.



મારી જીંદગી-માં મેં કદિ સાપને જોયાં ખાતો જોયો કે સાંભળેલો નહિ; એટલે હું તો એ જોઈને બીક-થી થથરી ઉઠ્યો ! અને આમ ઘરમાં આવીને જીવ ખાઈ જનારો સાપ કેવો ઝેરી હશે, અને તે અમને ઘરનાં માણસોને પણ કેમ જીવતાં જવા દેશે એ વિચારે મને કંપારી છૂટી. હું લપાતો છુપાતો રસોડા-માંથી બહાર નીકળ્યો અને સાપની બીકે જીવ લઈને ઘરની બહાર નાઠો.



બહાર નીકળતાં મેં કિરીટને દૂર તેના તંબુ તરફ જતો જોયો. મને એટલી બધી હેરાન થઈ ગઈ હતી ! [illegible] દિલ બહેલાવવા માટે કિરીટની સોબત ઠીક પડશે એમ ધારીને હું તેના તંબુ તરફ ચાલ્યો. અંદર જઈને જોઉં છું તો તંબુમાં ચારે તરફ કેળાં વેરવિખેર પડેલાં હતાં, ને બાદસાહેબ વાણું વાણીને નાસ્તો કરી રહ્યા હતા. એટલામાં જરા આઘે પડેલું કેળું લેવા તેણે સુંઢ લંબાવી. ઓતારીની ! આબાદ પેલા બારી-માંથી કેળાં લઈ જનાર સાપ જેવી જ ! હવે હું બધો ભેદ પામી ગયો. એ બાદસાહેબ જ ચોર હતા !

હું તેનો કાન પકડીને ખુશ થતો થતો મારાં માબાપ આગળ લઈ ગયો અને આટલા દિવસ થયાં જળ ચોરી ખાનાર ગુન્હેગારને તેમની રૂબરૂ ખડો કરી મારી નિર્દોષતાનો પુરાવાર કરી બતાવી. પછી મેં તેને સારીપેઠે ધમ-કાવ્યો; કારણકે હાથીઓ એટલા અક્કલમંદ હોય છે કે તમારો બોલેબોલ તે સમજે છે. મેં તેને કહ્યું કે 'હવે પછી જો કોઈ દિવસ કેળાં ચોરતાં તને જોયો છે તો કાયદ કાયદ ચામડું ફાડી નાખીશ.' ને પણ મારો ઠપકો સાંભળી બરોબર સમજી ગયો કે અમે સહુ તેના પર ગુસ્સે થયા છીએ. પોતાની આવી કરતૂતીથી તેને એટલું લાગી આવ્યું કે તેણે તે દહાડાનું

કદિ કંઈ ચોર્યું નથી. ત્યાર પછી કોઈ જો તેને ફળ ખાવા આપતું તો તીણી ચીસ પાડીને હીસવા માંડતો.

ગુન્હામાં આવ્યો હોય તો હાથી ગમે તેવી શિક્ષા સહન કરી લે; પણ જો તમે તેને વગર લેવાદેવા અમસ્તો કનડો તો તો તેનું વેર બરાબર લેવાનો.

એક વખતે ઉનાળામાં હું કિરીટને નદીએ લઈ ગયો હતો. મારી સાથે મારા બીજા પણ કેટલાક ગોઠીઆઓ હતા. કિરીટ, કાંઠાપર હમેશની પેઠે ચત્તોપાટ થઈને પડ્યો હતો અને અમે સહુ તેને રેતીથી માલિશ કરતા હતા. પછી તો અમે રમવા ચાલ્યા અને તે નદીમાં ન્હાવા પડ્યો. તે ન્હાઈને બહાર નીકળ્યો તે વખતે સદુ નામનો એક છોકરો કાંઠાપર ઉભો હતો. કોણ જાણે શાથી, સદુએ અમસ્તા રમતમાં ને રમતાં પોતાના હાથમાંની ચાબુક સટસટ કરીને ત્રણચાર વાર કિરીટની સુંઢ પર ચોડી કાઢી. કિરીટ દુઃખથી ચીસો પાડતો નાઠો. સાંજ પડ્યે અમે સહુ ઘેર આવ્યા.

આ વાતને એક વરસ વીતી ગયું, ને બીજો ઉનાળો આવ્યો. હવે તો કિરીટ ઉંચો ને જાડો પણ થયો હતો. ઉમરના વધવા સાથે તેનામાં ડહાપણ પણ આવ્યું હતું અને અમારા સહુનો તે માનીતો થઈ પડ્યો હતો. એક વખતે અમે સહુ નદીએ ગયા હતા; સદુ પણ સાથે હતો. કિરીટને રેતીની માલિશ કરી. ગરમી બહુ લાગવાથી અમે સહુ નદીમાં ન્હાવા પડ્યા; માત્ર સદુ ને કિરીટ બે જ જણ કાંઠે હતા. એટલામાં એકાએક કિરીટ માતેલા આખલાની પેઠે સદુ તરફ ધાયો; તેને કમરમાંથી સુંઢ વતે પકડી નદીમાં ફેંક્યો અને બહુ વાર સુધી પાણીમાં ઝબોળ્યા કર્યો. અમે સહુ કોટલા બહાર આવીએ ત્યાર પહેલાં તો તે લગભગ બેભાન બની જવા આવ્યો, એટલે કિરીટે તેને કાંઠા પર મુકી દીધો હતો.



સદુ શુદ્ધિમાં આવતાં તેને હાથી પર ખુબ ચીડાયો અને તેને બરાબર શિક્ષા કરવાનું મને કહ્યું. મેં ના





# તેજમલ ઠાકોર

ઉગમણી ધરતીના દાદા કોરા કાગળ આવ્યા રે,
એ રે કાગળ દાદે ડેલીએ વંચાવ્યા રે.
કાકો વાંચે ને દાદો રસરસ રુએ રે,
ઉપરવાડેથી તેજમલ ડોકાણાં રે.

'શીદને રુઓ છો, દાદા? શું છે અમને કો'ને રે.'
'દળ કટક આવ્યું દીકરી, વા'રે કોણ ચડશે રે?
સાત સાત દીકરીએ દાદો વાંઝીઆ કે'વાણા રે.'
'હૈયે હિમ્મત રાખો દાદા; વા'રે અમે ચડશું રે.'

'માથાનો અંબોડો તેજમલ, અસ્તો કેમ રે'શે રે?'
'માથાનો અંબોડો દાદા, પાઘડીમાં રે'શે રે.'

'દાંત રંગાવેલ તેજમલ, અસ્તા કેમ રે'શે રે?'
'નાનાં હતાં ત્યારે મોસાળ ગ્યાં'તાં રે,
ખાંતીલી મામીએ દાંત રંગાવ્યા રે.'

'નાક વીંધાવેલ તેજમલ, અસ્તાં કેમ રે'શે રે?'
'અમારા દાદાજીને ખોટનાં હતાં રે,
નાનાં હતાં ત્યારે નાક વીંધાવ્યાં રે.'

'હાથનાં તાજવાં તેજમલ અસ્તાં કેમ રે'શે રે?'
'હાથનાં તાજવાં દાદા બાંયસડીમાં રે'શે રે.'

'પગનાં તાજવાં તેજમલ, અસ્તાં કેમ રે'શે રે?'
'પગનાં તાજવાં દાદા, મોજડીમાં રે'શે રે.'

'ચાલો મારા સાથી, આપણ સોની હાટે જઈએ રે;
સોની હાટે જઈને સ્ત્રીને પારખીએ રે:
પુરુષ હશે તો એરણે મન મો'શે રે,
સ્ત્રી જો હશે તો ઝુમણુંએ મન મો'શે રે.'

તેજમલ ઠાકોરીઆનાં બેરખડે મન મોહ્યાં રે.

'ચાલો મારા સાથી, આપણ વાણી હાટે જઇએ રે;
વાણી હાટે જઇને સ્ત્રીને પારખીએ રે.
પુરુષ હશે તો પાઘડીએ મન મોહ'શે રે;
સ્ત્રી જો હશે તો ચુંદડીએ મન મોહ'શે રે.'
તેજમલ ઠાકોરીઆનાં પાઘડીએ મન મોહ્યાં રે.

'ચાલો મારા સાથી, આપણ સંઘેડા હાટે જઇએ રે;
સંઘેડા હાટે જઇને સ્ત્રીને પારખીએ રે.
પુરુષ હશે તો ઢોલીએ મન મોહ'શે રે;
સ્ત્રી જો હશે તો ચુડલે મન મોહ'શે રે.'
તેજમલ ઠાકોરીઆનાં ઢોલીએ મન મોહ્યાં રે.

'ચાલો મારા સાથી, આપણ દરીઆકાંઠે જઇએ રે;
દરીઆકાંઠે જઇને સ્ત્રીને પારખીએ રે.
પુરુષ હશે તો દરીઓ ડોળી નાખ'શે રે.
સ્ત્રી જો હશે તો કાંઠે બેસી ના'શે રે.'
તેજમલ ઠાકોરીએ દરીઓ ડોળી નાખ્યો રે.

'ચાલો મારા સાથી આપણ લશ્કરમાં જઇએ રે;
લશ્કરમાં જઇને સ્ત્રીને પારખીએ રે.
પુરુષ હશે તો સામે પગલે ધાશે રે;
સ્ત્રી જો હશે તો પાછે પગલે ખસશે રે.'
તેજમલ ઠાકોરીએ સામે પગલે ધાયો રે.

દળ કટક વાળી તેજમલ ઘેર પધાર્યા રે;
દાદા ને કાકે મોતીડે વધાવ્યાં રે.

આપણા મધ્યયુગ તો બારવટીઆનો પાકકાળ હતો. એ વખતે ભય અને રક્ષણ વચ્ચે ઘોર જુદ્ધ જામતું. કાંશીઆઓની લુંટ, બહારવટીઆઓની ધાડ અને દુશ્મનોના હુમલાઓના હમેશના ભય લોક રૈયત ઉજરતી, એટલે તે સાહસિક, શુરવીર અને તૈયાર રહેતી. આજની બીકણ શાન્તિ અને મોઘું સુખ તે વેળા નહોતાં. એ વખતની આ એક કથા છે.

એ કાળ કીર્તિ કમાવાનો નહિ પણ સેવા કરવાનો હતો. એ વખતની આપણી આવી કથાઓ ઇતિહાસને ચોપડે ચડેલી નથી; પણ સદાકાળ જીવતા ઇતિહાસ રૂપે ફુલની પેઠે લોકહૃદયના વ્હેનમાં વંશપરંપરા વહેતી આવી છે. ઇતિહાસ કરતાંયે એ અમર છે, કારણકે એ પ્રજાજીવનના પ્રાણરૂપ છે.

વૃદ્ધ દાદા ડેલીએ ડાયરો ભરીને બેઠા હતા.

બેઠા અમલચેન ઉડાવતા હતા. ગામનો બારોટ હુક્કો પીતાં પીતાં જોરદાર કવિત લલકારતો હતો.

એવામાં હાંફળોફાંફળો એક માણસ દોડતો આવ્યો અને ‘ખમા બાપુને’ કહી તેણે ગાદી આગળ એક પરબીડિયું મૂક્યું. અપંગ દાદા તો અભણ હતા. પાસે બેઠેલાએ ચીઠ્ઠી વાંચવા માંડી. આખો કાગળ કોરો હતો. વચ્ચે બે શબ્દ લખ્યા હતા, ‘આવી જાઓ’. આ સાંભળીને સૌ આભા બની ગયા. દાદાનું મોં લેવાઇ ગયું. ગામની રક્ષા કોણ કરશે એ વિચારે દાદાની આંખોમાંથી બોરબોર જેવડાં જળ ટપકવા લાગ્યાં.

ડેલી માથેની માળમેડીમાં દીકરીઓ બેસતી. દાદાની સાત પૌત્રીઓમાં તેજમલ ચતુર અને શૂરી હતી. એકદમ રંગરાગ બંધ થએલા સાંભળી બારીએથી એણે ડોકીયું કર્યું. જુએ છે તો દાદાજીની આંખોમાં આંસુ. તેજમલથી ન રહેવાયું. તેણે પુછ્યું, ‘દાદાજી, અમ બેઠાં આપને કાંઇ ચિંતા? આવું શું કારણ?

દાદા—બેટા, તું શું કરે? ગામને પાદર કટક ચડી આવ્યું છે. તારા બાપુ ગયા એટલે હું તો સાતસાત દીકરીએ વાંઝીઓ.

તેજમલ—મા દાદાજી, એવું મા લાવો. હું દીકરો છું હો. વેરીના શા ભાર છે? વા'ર હું કરીશ.

દાદા—ઓઝલમાં તડકાછાંયા દીઠા નહિ ને કુંજના બચ્ચા જેવી કોમળ. બા, ઇ તમારૂં કામ નહિ.

તેજમલ—દાદાનો દેશ લુંટાય તે દીકરીથી જોયું જાય? અમારૂં ઉછતર ધુળ મળે, દાદાજી.

દાદા—પણ તમે સ્ત્રીજાત......

તેજમલ—દાદાજી, આપનો દીકરો થઇને જઇશ. કોની મગદૂર છે કે મને ઓળખે? આપ જુઓ તો ખરા.

એટલું બોલી તેજમલ ઓરડામાં ગઇ, અને પટારામાંથી પોતાના બાપનાં વસ્ત્રો કાઢી પહેરવા લાગી. પેચવાળી પાઘડીમાં અંબોડો ઘાલ્યો; હાથ ઉપરનાં છુંદણાં બંડીની લાંબી બાંય નીચે સંતાડ્યાં; પગનાં છુંદણાં પગરખાંમાં ઢાંક્યાં. આમ પુરુષનો પોશાક સજીને બહાર નીકળી ઘોડી ઉપર સ્વાર થઇ.

એ વખતે તેજમલની મુખછટા ઓર શોભતી હતી. દાદા તો આ દેખી દંગ થઇ ગયા.

દાદા—તેજબા, તમે ખરાં બાળી. વેશ તો ખરો સજ્યો. પણ રંગેલ દાંત જોઇ કોઇ ઓળખશે તો?

તેજમલ—દાદાજી, એ તો કહેશું કે મોસાળ ગએલાં ત્યાં મામીએ દોરાથી રંગેલા.

દાદા—અને વીંધેલ-નાકનું શું?

તેજમલ—એ તો દાદાજીને ખોટનાં હતાં તેથી નાનપણમાં વીંધાવેલું. દાદાજી આપ નચિંત રહો. હું આજ્ઞા લઉં છું.

હતું તેટલું ગામનું માણસ એકઠું કરી તેજમલ મોખરે ચાલી. કેટલાક સાથીઓને શક ગયો. દાદાને દીકરો નથી અને આ કોણ? તેજમલ ઠાકોર સ્ત્રીજાત છે એમ શંકા પડતાં ખાતરી કરવા તેઓ એને બજારમાં લઇ ગયા.

એક સાથી—બા, આ સોનાનો ઘાટ સારો ઘડે છે. બેરખાના કરતાં ય આ ઝુમણાનું કામ તો જુઓ.

તેજમલ—બાઇ, મને તો આ બેરખો જ સરસ લાગે છે.

બીજો સાથી—બા, આ વાણીઆની પેઢી. આ પાઘડીઓ ને આ બારબાગની ભાતીગર ચુંદડીઓ.

તેજમલ—બાઇ, આ કસુંબલ પાઘડીઓ કેવી સુંદર છે!

સાથીઓ પછીથી તેજમલને સંઘેડીઆને હાટે લઇ ગયા. પરંતુ તેજમલે ત્યાં પણ હાંતની ચુડલીઓને બદલે ઢાલીઓ જ પસંદ કરી. વધુ ખાતરી કરવા તેઓ એને દરીએ નાવા લઇ ગયા. એમ જાણીને કે

> પુરૂષ હશે તો દરીઆ ઊભો ના'શે રે,
> સ્ત્રી જો હશે તો કાંઇ બેસી ના'શે રે.

પણ

> તેજમલ ઠાકરીઆ તો દરીઆ ઊભા નાયા.

આખરે તેઓ સૌ દુશ્મનના દળ સામે લડવા ગયા. સાથીઓએ ધાર્યું કે સ્ત્રી હશે તો રણમાં નહિ ટકે. પણ તેજમલે તો પાછો પગ કર્યા વગર ખુબ ખુનસનથી લડી જીત મેળવી. પછી તો

> દળ કટક વાળી તેજમલ ઘેર પધાર્યાં રે;
> દાદા ને મોટે મોતીડે વધાવ્યા રે.



# ગુમ થએલી તસ્વીર



ઈ. સ. ૧૬૭૦ ના ઑક્ટોબરની ત્રીજી તારીખે સુરત શહેરનો દેખાવ જોવા જેવો હતો. આખા શહેરમાં નાસભાગ થઈ રહી હતી, અને કોઈ બડવે તરફ તો કોઈ સ્વાલી તરફ રવાના થતા હતા. શીવાજી મહારાજની સવારી આવે છે એ ખબર અમને તો સપ્ટેમ્બરની બારમી તારીખે મળી ગયા હતા, એટલે ઑક્ટોબરની પહેલી તારીખ સુધીમાં તો અમારો ઘણોખરો કીમતી સામાન ફેરવાઈ ગયા હતો; તેમજ પ્રેસિડેન્ટ મિ. ઑક્સંડન અને આખી કાઉન્સિલ સ્વાલીના બંદર પર સહીસલામત પહોંચી ગયા હતા.

એક વખત સહીસલામતીવાળા સ્થાનમાં પહોંચ્યા એટલે મેં મારા કીમતી સામાનની તપાસ કરવા માંડી. બીજું બધું તો સલામત હતું, પણ જેને મેં જીવથી પણ વધારે માનેલી, તે મારી મૃત માતાની સુંદર તસ્વીર જે પેટીમાં હતી તેજ માત્ર ગુમ થતી હતી.

હું હતાશ બની ગયો. એ તસ્વીર માટે મેં પંદર પંદર વર્ષ તપ કર્યું હતું. ઉપરાંત તે એક મિત્રની પ્રેમની ભેટ રૂપ હતી. હાય! આજે જ મને પહેલી વખત લાગ્યું કે મારી માતા હવે કોઈ દિવસ નહિ મળે. પરંતુ બીજો કોઈ ઉપાય હાથ રહ્યો નહિ. મારા કાકાને મેં એ વાત કરી, પણ તેણે તો માત્ર હસી કાઢ્યું! કેવો મૂર્ખ છોકરો! જ્યાં જીવનની સલામતી માટે ઈશ્વરનો આભાર માનવાનો છે ત્યાં પેટી માટે અફસોસ કરે છે!' શીવાજી પંદર હજાર મરાઠા સવારો સાથે સુરતમાં હતો અને હલકારાઓ નવા નવા આવનારા અમને જે સમાચાર આપતા હતા તે સાંભળી અમારાં માત્ર દીલો ધ્રુજી જતાં હતાં.

કારગરનો માજી રાજા અબ્દુલ્લાખાન જે હમણાં જ મક્કેથી હજ પઢી પાછો વળી સુરતમાં રોકાયો હતો તેના પર હુમલો થયો હતો; અને અમારા ફ્રેન્ચ દૂતના સમાચાર પ્રમાણે તો બેચાર તુર્કી ટોપી રાત્રે નાસી ગઈ હતી. રાજાની સોનાની પાલખી શીવાજીને હાથ આવી ગઈ અને તે ઉપરાંત પણ પુષ્કળ ખજાનો મળ્યો.

પાંચમા ઑક્ટોબરે તો અમારી સુરત ખાતેની ફેક્ટરીમાં રહેલામાંથી બે મિત્રો શીવાજીને મળી આવી, ભેટ સોગાદ ધરી, કાંઈક મૈત્રીમાં ને કાંઈક ખુશામતમાં તેને પ્રસન્ન કરી નિર્ભયતાનું વચન લઈ આવ્યા હતા. પણ જ્યારે છઠ્ઠી ઑક્ટોબરે સમાચાર આવ્યાં કે શીવાજી તાપી ઓળંગી સ્વાલી પર આવે છે, ત્યારે તો અમે અને અમારી સાથેના વેપારીઓ બધ્ધા અધમુઆ જેવા જ થઈ ગયા. પણ સદ્‌ભાગ્યે તાપી ઓળંગવાનો વિચાર શીવાજીએ પડતો મુક્યો ને સ્વાલીના બંદરે વેપારીઓ બચી ગયા.

પણ હું જ્યારે સુરત પાછો ગયો ત્યારે મને માલુમ પડ્યું કે મારું સર્વસ્વ લુંટાઈ ગયું હતું. મારી પેલી કીમતી પેટીનો તો પત્તો જ નહોતો. ગેરવ્યવસ્થા ને ગભરાટમાં શીવાજીના માણસોએ જે હાથ પડ્યું તે લીધું હશે, એટલે મારી પેટી પણ આડકતરી કે સીધી રીતે શીવાજીની લુંટમાં જ ગએલી હશે. આ વિચાર કરતાં મને તમ્મર આવ્યા અને આખે શરીરે પરસેવો છુટ્યો. હવે સિંહના મોંમાંથી શીકાર મળે એ વાત અસંભવિત લાગી. હું તો રોતો રોતો પથારીમાં પડ્યો. બીજે દિવસે સવારે ઉઠ્યો ત્યારે મારા કાકાને એનો સદાનો કરડો ચ્હેરો ફેરવતા મારી સામે ઉભેલા જોયા. મેં નિશ્ચય કર્યો કે કાકાને કાંઈ કહેવું નહિ, પણ તે ડોસો તો એવો વિચક્ષણ હતો કે બધું એક ઘડીમાં કળી ગયો.

'તારૂં ધ્યાન પેલી પેટીમાં ચોંટ્યું છે ને હું જાણું છું. પણ પેટી શીવાજીની લુંટમાં ગઈ છે, તે જીવના જોખમે પણ હવે પાછી નહિ મળે !'

'કાકા!' મેં કહ્યું, 'એ પેટી હું પાછી લાવવાનો છું.'

'અને શી રીતે વારૂ? શીવાજી નું નામ તેં નથી સાંભળ્યું? સ્મિથેતે પુછી જોયું છે કે શીવાજીના તંબુમાં કેમ જઈ શકાય છે?'

'હા, કાકા! અને મેં નિશ્ચય કર્યો છે કે હું તે પેટી લાવવાનો જ.'

મારા કાકાએ કાંઈ જવાબ વાળ્યો નહિ. પણ તે તપી ગએલા હતા અને મારૂં ભવિષ્ય સારૂં નથી એટલું કહી જતા રહ્યા. ઘડીક ખમીને તે પાછા આવ્યા ને મને શાન્તિથી સમજાવ્યું કે શીવાજીને અંગ્રેજો પર અત્યારે વેર છે, માટે આ સાહસ ખેડવું નહિ. મારા કાકાએ મને નાનપણથી પોષ્યો હતો, ને ભલે અત્યારે તે મારી મૂર્ખાઈ પર હસતા હતા, પણ તેમના હૃદયમાં

## છું તૈયાર

કટાક મારાં બંધન તુટે
સ્વતંત્ર હું સરદાર,
આ સ્વતંત્ર હું સરદાર;
સહુની આગે ડગલાં ફુટે
છું તૈયાર, છું તૈયાર.

ધમાક ચાલે ધરતી ધ્રુજે
અંતર જોમ અપાર,
છે અંતર જોમ અપાર:
અંગે ચેતન-તનખા ઝુમે
છું તૈયાર, છું તૈયાર.

પલપલ ભાવિ જીવન ભાળું
ઉઘડે દૃષ્ટિદ્વાર,
મુજ ઉઘડે દૃષ્ટિદ્વાર;
રૂમઝુમ ઉરઆનંદ ઉછાળું
છું તૈયાર, છું તૈયાર.

ઝટપટ કુચ કરોને વીરા !
કાપો પથવિસ્તાર,
હો ! કાપો પથવિસ્તાર;
જય જય ! જનનાસાદ અધીરા—
છું તૈયાર, છું તૈયાર.

મારે માટે પ્રેમ હતો. તેમને નિરાશ ન કરવાના હેતુથી મેં એમનું કહ્યું માની લીધું ને કાંઈ ન હોય તેમ કામમાં જોડાયો. પણ સાથે સાથે જ હું શીવાજીના સમાચાર મેળવતો હતો ને પહેલી તકે નાસી જવાની તૈયારી કરી રહ્યો હતો. અંતે એવી તક આવી. એક રાત્રે સૌ સુઈ ગયાં હતાં ત્યારે હું છાનો નીકળી પડ્યો. નીકળતી વખતે મેં મારા ગોપાળ નામના વિશ્વાસુ નોકરને સાથે લઈ લીધો હતો. અમે બન્ને ઘોડેસવાર થઈ નીકળ્યા ને ઝપાટાબંધ રસ્તો કાપવા લાગ્યા.

માર્ગમાં જે દૃશ્ય મેં જોયું તે ખરેખર અદ્ભુત હતું. મયૂરો વારંવાર ટહુકા કરતા હતા, છતાં ઝાડીઆળાં ખેતરોમાંથી ખેડુતો વાંસળી વગાડી વગાડી જંગલને ગજાવતા હતા. વનની શોભાથી જમીન સુંદર બની રહી હતી અને જ્યાં જુઓ ત્યાં આંખ ઠરે એવી રમણીયતા ભરી હતી. રસ્તામાં હું ને

ગોપાળ વાતો કરતા નીરાંતે ચાલ્યા જતા હતા. જ્યારે અમે મંદર પહોંચ્યા ત્યારે સંખ્યાબંધ બેલગાડીઓ જતી દેખાઇ. દરેક બેલગાડી પાછળ તેની રક્ષા માટે ત્રીસ ત્રીસ સવારો ઢાલ, ભાલા ને તલવાર લઇ સજ્જ બની ચાલતા હતા. તેમની મોટી મોટી આંખો, લાંબી મુછો ને ઘેરવાળાં અંગરખાં જોનાર પર એક પ્રકારની સ્વાભાવિક શેહ પાડતાં હતાં. હું ને ગોપાળ ત્યાંથી નીકળ્યા કે તરત જ હવાલદારે અમને અટકાવ્યા, ને હથીઆર છોડી દેવા કહ્યું. મેં તેમ કરવાની ઘસીને ના પાડી. હવાલદારે અમને કેદ કરી લીધા, અમારાં હથીઆર ખુંચવી લીધાં અને બરાબર ખબર લેવા માટે પુનામાં મહારાજની રૂબરૂ લઇ જવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. આ બધો વખત હું મનમાં ને મનમાં હસતો હતો. બીચારા હવાલદારને ખબર નહોતી કે હું શીવાજીને મળવા માટે જ પુના જતો હતો; એટલે હવાલદાર પોતે જ મને રજુ કરી દેતો હોય તો મારે તો એટલી મહેનત ઓછી! રસ્તામાં મરાઠા સીપાઇઓ મારી ને ગોપાળની સાથે બહુ સલુકાઇથી વર્તતા; અને અમે જ્યારે પુના પહોંચ્યા ત્યારે તો તેમાંના ઘણા મને કેદી કરતાં મિત્ર જેવો જ લેખતા થઇ ગયા.

રાયગઢના કિલ્લા પર આવી હવાલદારે મને ત્યાંના કિલ્લેદારના હાથમાં સોંપ્યો. કિલ્લેદાર બહુ ભલો આદમી લાગ્યો. તેણે મને પુછ્યું, 'તમે શા માટે સુરત છોડી આ બાજુ મુસાફરી કરી રહ્યા છો?' મેં કહ્યું, 'હું શીવાજી મહારાજને મળવા માગું છું.' બસ, ત્યાર પછી ત્રણ ચાર દિવસ મેં ખાધું પીધું ને મઝા કરી. કિલ્લામાં આશરે બે હજાર મરાઠા હતા અને તે સદા જાગ્રત રહેતા હતા. રાયગઢનો કિલ્લો એવા અભેદ્ય સ્થળ પર છે કે દુશ્મનનો હલ્લો ત્યાં ભાગ્યે જ ફાવી શકે. ચોથે દિવસે સવારમાં જ્યારે એક દૂતે આવી મને મહારાજ પાસે લઇ જવાનું કહ્યું ત્યારે મારી કલ્પનામાં શીવાજીની જે ભીષણ મૂર્તિ આવી તેનાથી ઘડીભર હું તો તેમની પાસે જવાનો વિચાર આવતાં જ કંપી ઉઠ્યો. સારા સુરતમાં અફઝલખાન અને શીવાજીનો પ્રસંગ ચર્ચાયો હતો- જાવલીના સરદાર ચંદ્રરાવને જડમુળથી ઉખેડી નાખનાર શીવાજીની ધાક આખા ઉત્તર હિન્દુસ્તાનમાં બેસી ગઇ હતી. સ્મિથે ૭ વર્ષ પહેલાં જ શીવાજીની ભેટ લીધી હતી, ને તેની આકૃતિ વિષે, સ્વભાવ વિષે, એટએટલી વાતો ફેક્ટરીમાં ફરીફરીને ચર્ચાઇ હતી કે જેને અમે એક પ્રજાનો નાશ કરનાર ભયંકર પુરુષ માનતા હતા તેની સમક્ષ આજે જતાં મને ભારે ધાક લાગ્યો. મને એમ થઇ આવ્યું કે ચોક્કસ જ એક માણસ નગ્ન તલવારથી મારો શિરચ્છેદ કરી નાખશે. પણ હવે એ બધા વિચારો નકામા હતા. હું હિમ્મતભેર દૂતની સાથે નીકળ્યો.

છેટેથી મેં જોયું તો એક સાદા ઓટલા ઉપર તદ્દન સાદી ચટાઇ પાથરી તેના પર શીવાજી મહારાજ બેઠા હતા. પાસે એક કુવો હતો, ત્યાં કેટલીક પનીહારીઓ પાણી ભરવા આવી હતી. તેમની કેડેથી ઉતરી ઉતરી ઓટલા પાસે શીવાજી મહારાજ સામે કેટલાંક છોકરાં ઉભાં હતાં. મહારાજ તેમની સાથે સરળ ભાવથી વાતો કરતા હતા અને હસીહસીને છોકરાંને પાસે બોલાવી તેમના હાથમાં ફળફુલ આપતા હતા. પણ જ્યારે મેં જોયું કે તેમની પાસે કોઇ અંગરક્ષક નથી ત્યારે મારા મનમાં મેં એક ગાંઠ તો બાંધી જ લીધી કે આ માણસમાં બીજું ગમે તે હોય, પણ વિશ્વાસઘાતનું તો એક બુંદ સરખું પણ નથી. શીવાજી મહારાજ પનીહારીઓમાંથી પણ ઘણીની સાથે વાત કરતા હતા; અને તેમનાં નાનાં નાનાં દુઃખની વાતો પણ એમના હિસાબમાં છે એવું જોતાં મને ખાતરી થઇ ચુકી કે હું જેની સામે ઉભો છું તે સુરતનો લુંટનાર શીવાજી નથી, પણ ગુરુ રામદાસનો આદર્શ શિષ્ય શીવાજી છે. મારી બધી ભીષણ કલ્પના અને સ્મિથે આપેલું વર્ણન ચાલ્યાં ગયાં. હું મારું કામ પણ ભુલી ગયો, અને મને લાગ્યું કે જેનો પ્રતાપ આટલો ગાજે છે તેના હૃદયમાં તો દયાનાં સરોવરો ભર્યાં છે. મવાલીમાં પ્રાણ પુરનાર આ પુરુષને જોતાં મને પહેલી જ વખત લાગ્યું કે ખરેખર આજ મેં એક મહાન પુરુષ જોયો છે.

પરંતુ તે દિવસે મને મહારાજનાં દર્શન જ થયાં; મુલાકાત ન થઇ શકી. કારણકે મહારાજને કામ



મહારાજ છોકરાંને પાસે બોલાવી તેમના હાથમાં ફળફુલ આપતા હતા.

હોવાથી થોડી જ વારમાં તે બીજે જતા રહ્યા. હું મારે મુકામે આવ્યો, પણ હવે તો એક વખત શીવાજી મહારાજને જોયા પછી જ ચેન પડે એવી મને એમની મોહિની લાગી!

બીજે દિવસે સાંજના વખતે મને તેડવા માટે ફરી દૂત આવ્યો. હું કિલ્લામાં ગયો તો ત્યાં આજે સુરતની લુંટના માલનું પ્રદર્શન ભરાયું હતું. ખુબ ચોકસાઇથી બધો માલ ગોઠવવામાં આવ્યો હતો. મોટા મોટા ફરાની ગાલીચા પર સોનારૂપાનાં વાસણોમાં મોતીની માળાઓ, મોટા પાણીદાર હીરા, માણેક, પોખરાજ ને નીલમ પડ્યાં હતાં. અમદાવાદી કીનખાબ ઉપર ઉંચા પ્રકારનું ભરતકામ કરેલાં બહુમૂલ્ય વસ્ત્રો પણ હતાં. પાટણનાં પટોળાં, ઢાકાની મલમલના તાકા,* બનારસી વાસણો ને દિલ્હી આગ્રાના હુક્કા—એવી એવી અનેકવિધ બહુમૂલ્યવાન વસ્તુઓ ત્યાં હતી. પણ પણ મારી નજર તો પેલી મારી માની છબીવાળી પેટી પડી હતી ત્યાં હતી. બસ, એ જ પેટી અને એ જ તસ્વીર! એ કેટલી પાસે પડેલી હતી, અને છતાં કેટલી દૂર હતી!

આજે લોકોની ધમાલ હતી. સૌ જોઇજોઇને નવાઈ પામતા હતા. પાસે એક ગાલીચા પર શીવાજી

* જે દિવસે શીવાજીએ સુરત લુંટ્યું તે જ દિવસે દિલ્હીનો એક વેપારી ઢાકાની મલમલના તાકાનાં માલ ભરી સુરતમાં આવેલો હતો. તે પણ લુંટના સપાટામાં આવી ગયાનો ઐતિહાસિક પુરાવો છે.

મહારાજ બેઠા હતા. તેમણે લાલ કસુંબલ પાઘડી બાંધી હતી, અને તેના પર જડાઉ શિરપેચ શોભી રહ્યો હતો.

પહેલે દિવસે તો શીવાજી મહારાજને દૂરથી જોયા હતા; આજે છેક નજીકથી નીહાળ્યા. એમના રાજ-પુત મોં પર્નું કાંઈક વાંકું નાક એમને જુદું જ રૂપ આપી રહ્યું હતું. શીવાજી ઠીંગણા હતા, પણ એમનો બાંધો બહુ સપ્રમાણ હતો. સૌથી વધારે મહત્ત્વની તો એમની આંખો હતી. તેમાંથી તેજની ધાર છુટતી હતી. મોરોપંત પિંગલે અને તાનાજી માલુસરે ત્યાં પાસે જ ઉભા હતા. ગાદીની પાછળ થોડે દૂર બે ભાલેદાર ઉભા હતા. મને જોઈને મહારાજે તરત સવાલ કર્યો, 'ફિરંગી લોક, કેમ આવ્યા છો?' મેં વિનયથી જવાબ વાળ્યો, 'આપનાં દર્શનની અભિલાષા હતી, તેમજ મારી એક પેટી સુરતથી મેળવેલી લુંટમાં છે. પેટીમાં કાંઈ કીંમતી ચીજ નથી, પણ મને તે બહુ જ પ્યારી છે. તેમાં મારી માની એક તસ્વીર છે. આપ એને પાછી આપવાની કૃપા કરો.' થોડીવાર રહીને મહારાજે જવાબ વાળ્યો, 'એનું મૂલ્ય રાજકોષમાં આપીને લઈ જાઓ.'

પણ હું તો ખાલી ખીસે હતો. મારા અને ગોપાળના ઘોડા પણ રાજની મિલ્કત લેખાઈ ચુક્યા હતા. મેં કહ્યું, 'અમારા મહાન કવિ શેક્સપીઅરે કહ્યું છે કે રાજપદ સિંહાસનમાં નથી, મનમાં છે.' પણ આ વાક્યની મહારાજ પર કાંઈ અસર થઈ નહિ. તેમણે મોં મલકાવ્યું ને જવાબ વાળ્યો, 'ફિરંગી લોક, તમારી વાત સાચી છે; પણ સુરતની લુંટ હવે તો પ્રજાની થઈ ચુકી છે. એમાંથી હું કેમ કાંઈ ખર્ચી શકું?'

આ વાર્તાલાપ થયા પછી ત્રણચાર દિવસમાં રાય-ગઢ છોડવાનો મને હુકમ મળ્યો.

હું જે દિવસ રાયગઢ છોડવાનો હતો તેને આગલે દિવસે કિલ્લાના પહાડી સ્થાન પર આથમતી સંધ્યા જોતો હું બેઠો હતો. ઇન્દ્રધનુ ધુમ્મસથી વીંટાએલો દરીઆ કીનારો મારી નજર આગળ તરતો હતો. પાંચ હજાર ગાઉ દૂરથી મારું પેલું ખુણેખાંચરે પડેલું મકાન આજે આંખો આગળ તરવરી રહ્યું હતું. રાયગઢની ટેકરીઓમાં અંધકાર ફેલાવો શરૂ થયો હતો. મારી નજર દૂર દૂરનો ભાગ મુકી પાસેનાં સ્થાન જોવા મંડી. મારી સામેના રસ્તા પર એક સાદો મરાઠો સીપાઈ ધીમે પગલે ચાલ્યો જતો હતો. થોડે દૂર એ ચાલ્યો ન ચાલ્યો, ત્યાં ત્રણ જણા પાસેની ઝાડીમાંથી નીકળી એને વીંટી વળ્યા. ત્રણે જણાના હાથમાં ઉઘાડી તલવારો હતી. વીજળીના ઝબકારા જેમ મરાઠા સીપાઈની તલવાર નીકળી ને થોડીવારમાં હવામાં સરસરાટ થવા માંડ્યો. તલવારો અથડાવા લાગી. હું તો પલવાર સ્તબ્ધ જ બની ગયો. પણ એ અસર તરત ગઈ ને હું હતો ત્યાંથી વીજળી વેગે તેમના તરફ દોડ્યો. મારી પાસે હથીઆ-રમાં માત્ર એક લાકડી હતી. તે બરાબર ફેરવીને મેં ત્રણમાંના એકના માથામાં એવા તો જોરથી ઘા કર્યો કે તે ગોઠણીઆભેર નીચે પડી ગયો. એ જોઈને બીજો તરત મારા તરફ ફર્યો. તેણે મારા પડખા પર તલવારનો ઘા કર્યો, પણ તે મારા ઓવરકોટમાં અટવાઈ તલવાર અંદર પેસી રહી. ફરી એ તલવાર ખેંચે તે પહેલાં તો મેં તેને એક પથ્થર પર જ પછાડી માર્યો ને તેની છાતી પર ચઢી બેઠો. મારી સામે હવે બે જણા લડી રહ્યા હતા. મરાઠા સીપાઈએ પેલાને એક જ ઘાથી ઉડાવી દીધો. પણ એ જોઈ મારી નીચે પડેલો આદમી છટકી ગયો ને ઝાડીમાં અદૃશ્ય થઈ ગયો.

'ફિરંગી બહાદુર!'

એ શબ્દો સાંભળતાં જ હું આશ્ચર્ય પામ્યો. હું પાસે આવ્યો, 'કોણ મરા...'

પણ મારા શબ્દો મોંમાં જ રહ્યા. મહારાષ્ટ્રના સ્વામી શીવાજી મહારાજ પોતે જ સાદા મરાઠા સીપાઈના વેષમાં મારી સામે ઉભેલા હતા. મેં એકદમ વાક્ય ફેરવ્યું, 'કોણ મહારાજ...'

'ફિરંગી બહાદુર!' શીવાજી મહારાજ બોલતા હતા, 'આજે તેં મહારાષ્ટ્રની લાજ રાખી છે. તેં મારો પ્રાણ બચાવ્યો છે—પ્રાણથી પણ વહાલો યશ સાચવ્યો છે. બોલ હું તને શું આપું?'

હું કંઈ બોલું તે પહેલાં તો મરાઠા સીપાઈઓ ચારે પાસથી દોડતા આવતા હતા. તેમાંના કેટલાકનાં મોં પર મૃત્યુ જેવી ફિક્કાશ હતી. દગાનું નામ સાંભળીને જ કંઈ અમંગળની કલ્પનાથી તેઓ વ્યગ્ર બન્યા હતા. થોડીવારમાં બંને લાશ ઢળી ગઈ. હુમલો કરનાર ત્રણે મુસલમાન હતા ને દીન ઇસ્લામના શત્રુને મારવા તેમણે આ યુક્તિ ગોઠવી હતી.

**બી**જે દિવસે સવારે દરબારમાં મારી પ્રશંસા કરીને શીવાજી મહારાજે કહ્યું, 'ફિરંગી બહાદુર, તારે જે જોઈએ તે માગી લે!'

અને મારા મનમાં શું હતું? મારી માની તસ્વીર વાળી પેલી પેટી.

પણ એ જ વખતે ડૉ. બારટન યાદ આવ્યો. મારી માની સાચી તસ્વીરમાં ઇંગ્લંડની ભૂમિને ફીનારે ફરતા ખલાસીઓ યાદ આવ્યા. એમના માટે હું કાંઈક કરું એ પ્રેરણા મને વ્યાપી ગઈ. મેં કહ્યું, 'મહારાજ! મારા જાતભાઈઓને આપના રાજ્યમાં વેપાર કરવાની છૂટ આપો!'

મહારાજના મોં પર આછું સ્મિત ફેલાયું. 'બહાદુર પુરુષ! થોડા દિવસ પહેલાં તો તેં તારી પેટી માગી હતી.'

'જી મહારાજ, પણ મારા દેશભાઈઓનું મેં હિત કર્યું છે એની યાદ મને મારી માની તસ્વીર કરતાં પણ વધારે વ્હાલી લાગે છે.'

શીવાજી મહારાજે પેલી પેટી અને બીજી મૂલ્યવાન વસ્તુઓ મને આપવા હુકમ કર્યો. તેમાં એક સુંદર મોતીનો હાર પણ હતો. હજીયે એ હાર જોઉં છું ત્યારે વીર શીવાજીની તેજભરી મૂર્તિ મારી નજર આગળ ખડી થાય છે.

'ધૂમકેતુ'

(અંગ્રેજી દંતકથા પરથી)

---

# દહીં

સાધારણ રીતે છોકરાંઓને દહીં બહુ ભાવે છે; અને ઘણાં તો દિવસ હોય કે રાત, શીઆળો હોય કે ઉનાળો, પણ દહીં ખાય જ છે.

દહીં ખાવાના કેટલાક કાળ છે. અમુક કાળે દહીં ખવાય તો ફાયદો કરે અને અમુક વખતે ખવાએલું દહીં નુકસાન કરે. તેમજ દહીં સાથે ખાવાની ચીજોનું પણ સમજવું. કેટલીક ચીજો દહીં સાથે ખાવાથી ફાયદો કરે છે, તો કેટલીક નુકસાન કરે છે.

રાત્રે તો કદિ દહીં ખાવું નહિ. કારણકે તેથી અલક્ષ્મી વધે છે; સાંધામાં કળતર થાય છે. કહેવત છે કે રાત્રે દહીં ખાનારના ઘરમાં કદિ ચોર આવતા નથી. ક્યાંથી આવે? સાંધામાં કળતર થતું હોવાથી તે સુમો પાડતો જાગતો જ હોય છે!

દહીં સાથે ઘી ખાવાથી ખોરાક પચે છે, વાયુ મટે છે અને પિત્તનો પ્રકોપ થતો નથી. દહીં સાથે સાકર ખાવાથી તરસ અને દાહની શાન્તિ થાય છે.

મગની દાળ સાથે દહીં ખાવાથી રક્તપિત્ત શાન્ત થાય છે. મધ સાથે દહીં ખાવાથી દહીંના દુર્ગુણો ઓછા થઈ જાય છે. આમળાંનું ચૂર્ણ નાખીને દહીં ખાવાથી વાત, પિત્ત અને કફનો નાશ થાય છે.

દહીં ઉનાળામાં અથવા ઉનું કરીને તો કદિ ખાવું નહિ; કારણકે તેથી રક્તપિત્તની વૃદ્ધિ થાય છે.

ઉપર જણાવેલી ચીજો સિવાય, અને કવખતે દહીં ખાવાથી નુકસાન થાય છે; અને કદિક તાવ, રક્તપિત્ત, રતવા, કોઢ અથવા ચામડીનાં બીજાં દરદો, પાંડુરોગ, કમળો અને ચક્કરનાં દરદો લાગુ પડે છે.

અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી



# હૃદયનાથ

આજ સુધીમાં બે જ વ્યક્તિઓ હિન્દી પ્રજાના 'હૃદયનાથ' બની શકી છે: રામ અને કૃષ્ણ. બુદ્ધ અને મહાવીરે ઘણા વખત સુધી લોકહૃદય પર રાજ્ય કરેલું ખરૂં, પરંતુ રામ અને કૃષ્ણનું પદ તો ભારતીય પ્રજાના હૃદયમાં સદા અચ્યુત છે.

પણ હમણાં થોડા વખત પહેલાં 'નવજીવન'ના એક લેખમાં ગાંધીજીને હિન્દી પ્રજાના હૃદયનાથ કહ્યા છે. ગાંધીજી શું ખરે જ ભારતવાસીઓના હૃદયનાથ છે?

ૐ

આગગાડીમાં મુસાફરી કરતા હઈએ ત્યાં ડબામાં ગાંધીજીની ચળવળની વાતો થતી હોય; સ્ટીમરની સફરે નીકળ્યા હોઈએ ત્યાં નીરાંતે કૅબિનમાં સુતા સુતા અસહકારનું સાહિત્ય વાંચતા હોઈએ; રંગીલા ગાડામાં બેસીને ગામડામાં ફરવા નીકળ્યા હોઈએ તો પેલો ઉઘાડી ગાડાવાળો ગાંધીના જ સમાચાર પુછે; કે પગપાળા કોઈ ડુંગરાળ મુલકમાં અર્ધનગ્ન જંગલવાસીઓ ગાંધી બાપજીના જ ખબરઅંતર પુછે.

નીશાળનાં નાનાં બાળકો પોતાની નવી ચોપડીને પુંઠે ગાંધીજીની છાપ ચોડે; મોટા વિદ્યાર્થીઓ સરકારી શાળામાં અળખામણું મનાતું ગાંધીજીનું નામ, વર્ગમાં કોઈ હાજર ન હોય ત્યારે, મોટા અક્ષરે ચાકથી કાળા પાટીઆ પર લખી નાખે; રસ્તે ચાલતાં છોકરાં સમજે અણસમજે પણ 'ગાંધીજીની જય'ના પોકારો કરે.

કન્યાશાળામાં 'મારી બ્હેનો સ્વરાજ લેવું સહેલ છે'ના ગરબાથી કન્યાઓ ગાંધીજીને જાણતી થાય; અને આગળ વધતાં મોળાકત-એવરત અને એવાં દિનોમાં કે નવરાત્રી જેવા ઉત્સવોમાં બાળાઓ મંદિર કે શેરીઓના વિશાળ ચોકમાં 'સ્વરાજ લઈ વહેલા આવજો રે' અથવા 'એવા ગાંધી ગુજરાતે ઉતર્યા રે' ના ગરબા ને રાસડાની ઝુક બોલાવે.

કવિઓ એ 'તપસ્વી'નાં સ્તુતિકાવ્યો રચે; ચિત્રકારોની પીંછી એની જ તેજસ્વી મૂર્તિ ચીતરે; લેખકો બધા વિષયોમાં ગાંધીજીના જ પડઘા પાડે; પુસ્તક રચનારાઓ ગાંધીજી સિવાય પોતાનો 'નમ્ર પ્રયાસ' કોને સાદર ભેટ કરે?

તમે કોઈ સંન્યાસી કે બાવાઓના અખાડાઓમાં જાઓ કે કોઈ આચાર્યોનાં મંદિરોમાં ફરો, કોઈ સાધુના મઠમાં કે કોઈ ફકીરને તકીએ લટાર મારો, ભજનની ધુન મચાવતી કોઈ રામાનંદી ભજનમંડળીમાં જામી જાઓ કે ચરસ ને ગાંજો ફુંકતા કોઈ અવધુતોની જમાતોમાં ડોકીઉં કરો: જરૂર તમને ત્યાં અનેક રૂપે ગાંધીનું દર્શન થશે.

શહેરની શેરીઓમાં ફરો કે ગામડામાં જઈ એકાદ દિવસ ગાળો; સાચેસાચ ગાંધી તમને સર્વવ્યાપી જણાશે. વાણીઆઓની દુકાને જઈ બેસો, તો ગાંધીજીની સ્વદેશી હીલચાલે બજારો કયાં કાળાં ધોળાં કર્યાં તેની જ વાતો ચાલતી હશે. કારીગરોની દુકાનો કે કોઠામાં જઈ જરા બેસજો. કોઈ કહેતું હશે, 'એમાં ગાંધીએ નવું શું કર્યું? રેંટીઓ અમારા ઘરમાં હજુ ચાલે જ છે. ખાદી વિના અમે હજુ પહેર્યું જ નથી, અને બીજી પરદેશી ચીજ અમારે શા માટે વાપરવી જોઈએ?' કોઈ કહેશે, 'ગાંધીએ રંગ રાખ્યો, બાપા. એ વગર અમારી આંખ્યું ઉઘડત નહિ તો.' દરજી, લુહાર, સોની

સૌ કોઇ 'કાં ભાઇ, ગાંધીના કાંઇ સમાચાર?' એમ જ પુછે. અને તમારો દયાળ વાળંદ પણ ખાદીનો રૂમાલ રાખી ગાંધી પ્રત્યેની પોતાની અપ્રકટ ભક્તિ પ્રકટ કરે!

શરાબખાનાના રસીઆ સાહેબજાદાઓ પણ દારૂપરના પહેરાની ચર્ચા કરતા હોય; અને ઘેર વાટ જોતી તેમની સ્ત્રીઓ ગાંધીને અંતરની આશીષ આપતી હોય કે 'ભલું થજો એ વાણીઆનું કે જે દારૂપર આટલી ચોકી મુકી અમારા ભાયડાઓને શરમાવે છે!' અને અન્ત્યજોના એ તારણહાર વિષે તમારું પાયખાનું કાઢતા કે રસ્તો વાળતા કોઈ ઢેડભંગીની સાથે—જો તમને સુગ ન ચડે—તો જરા વાત કરી જોજો. ગદ્‌ગદ્ કંઠે આંખમાં આંસુ લાવી તે કહેશે, 'શું કહીએ? અમારો સાચો પ્રભુ ઈ છે—મારો ગાંધી બાપો.'

'એક ઘા ને બે કટકા' એ જ સૂત્ર માના ધાવણમાં ધાવીને અવતરનાર આપણા ઝનુની મુસલમાન ભાઇઓના મનમાં, તેમના ધર્મ ખાતર માથું આપવા તૈયાર થનાર એ હિન્દુ વાણીઆ માટે કેટલો નિઃસીમ પ્રેમ છે એ ક્યાં કોઇથી અજાણ્યું છે?

પાણીશેરડે પાણી ભરતાં, ઘંટી કે ગોરસના ઘમકારા બોલાવતાં, દાણાકણી વીણતાં, લુગડાં સાંધતાં કે છોકરાંને હીંચોળતાં સ્ત્રીઓને મોએ એનું જ નામ રમી રહ્યું હોય. જીંદગીને કાંઠે બેઠેલાં ઘરડાં ડોશીમા દીકરાના દીકરાને ખોળામાં રમાડતાં રમાડતાં ઓટલે બેઠાં બેઠાં, શેરીઆમાં કોઇ જતાઆવતાને કે પડોશના કોઈ 'ભણેલા'ને પોતાને જુનો વહાલો રેંટીઓ ફરી સજીવન કરનાર એ ગાંધીના જ ખબર પુછે.

શેરીમાં રમતાં નાગોડીઆં છોકરાં એને જાણે; નીશાળમાં ભણતા નાના મોટા સૌ તો એને જાણે જ જાણે; ગરબા ગાતી બાળાઓ ને સ્ત્રીઓનાં મોંમાં કે કવિતાની કડીઓ બોલતા છોકરાની જીભે એનું નામ હોય; માગણ વેરાગી કે ભરથરીના સારંગી કે રાવણહથ્થાના સુર સાથે એનું નામ ગુંજી રહે; બજારે ચોકની હાટ દુકાને કે ચૌટા ચકલાને નાકે, દેવ મન્દિરોના સભાગૃહમાં કે ચોરાના ડાયરામાં—ત્યાં જુઓ ત્યાં એનું જ નામ ગવાતું હોય.

દીકરા વગરની માતાઓ 'દીકરાવાળી થઇશ તો એને જનમભર ખાદી જ પહેરાવીશ' એમ કહી ગાંધીના નામે માનતા રાખે; હિન્દુ સમાજ એનો જન્મદિન એક મહાપર્વ તરીકે ઉજવે; એને નામે ખારી કુવા કે વાવમાં અમીઝરણાં વહ્યાની વાતો બહાર આવે; એનાં દર્શન માટે અનેક દેહાતીઓ અરધી રાતે વરસતા વરસાદમાં ઉજ્જડ સ્ટેશનોને ભરી મુકે; એને બોલે કે નામે લક્ષ્મીનો વરસાદ વરસે; એની એક હાકલે અનેક લક્ષ્મીપુત્રો કફની પહેરી 'જેલમ્હેલ'નો નિવાસ સ્વીકારે.

ગાંધીજી શું ખરે જ ભારતવાસીઓના હૃદયનાથ છે?

'ગિરીશ'

# અથાણું

કહેવાય છે કે રાવણને દસ માથાં હતાં. સાચે જ, ત્યારે તો એની બહુ મઝા! મારા મનમાં ઘણી વાર પાંચ સાત વાતો કહેવાનો વિચાર થાય છે, પણ મોઢું એક જ હોવાને લીધે હું કહી શકતો નથી.

રાવણ તો બસ, આમ સિંહાસન ઉપર બેસે. એક મોઢે પ્રધાનને પુછે, 'કેમ પ્રધાનજી, રાજ કેમ ચાલે છે?' એ જ વખતે પાછો બીજે મોઢે સેનાપતિ સાથે, તો ત્રીજે મોઢે મંદોદરી સાથે વાતો કરે!

પરંતુ એક વાર એક દાસી થાળ ભરી પકવાન લઈ આવી. એમાં લાડુ બે જ હતા. તે દરેક મોઢાને જોઇતા હતા. પણ હાથને થોડી જ અક્કલ છે? તેણે તો બન્ને લાડુ એક જ મોઢાને ખવડાવ્યા. પછી તો પુછવું જ શું? બીજાં બધાં મોઢાં તે મોઢા ઉપર વાઘની જેમ ધસી આવ્યાં, અને બટકાં ભરીભરીને તે મોઢાને લોહીલુહાણ કરી નાખ્યું. પેલા હાથની પણ તે જ દશા થઇ.

અમારે તો, ભાઈ દસ મોઢાં નથી જોઇતાં!

શંકર દત્તાત્રેય કાલેલકર

# ભાવનગર

પહેલાં ગોહિલોની રાજધાની સીહોરમાં હતી. હાલમાં જ્યાં ભાવનગર છે ત્યાં પહેલાં વડવા નામનું નાનું ગામડું હતું. એક વખત શીહોરથી મહારાજા ભાવસિંહજી શીકાર કરવા માટે ત્યાં આવી પહોંચ્યા. આસપાસ સીહોર પાલીતાણાના ડુંગરાનો, પીરમ બેટનો અને દરીઆનો સુંદર દેખાવ જોઈ તથા સાથેસાથે દરીઆને લીધે વેપારની ઉન્નતિ થશે એ વિચારથી તે ખુશ થઈ ગયા, અને સંવત ૧૭૭૯ ના વૈશાખ શુદ ત્રીજને દિવસે, પોતાના નામ ઉપરથી ભાવનગર નામની રાજધાની વસાવી હતી.



**રાજમહેલનો પૂર્વ તરફનો દરવાજો**

ભાવનગરનાં જોવાલાયક સ્થળોમાં જુનો રાજમહેલ એ મુખ્ય છે. આ રાજમહેલમાં જે જુનામાં જુનો ભાગ હતો તે આશરે સંવત ૧૯૫૩ ની ભયંકર આગ વેળા નાશ પામ્યો છે. પરંતુ તેમાંનો પૂર્વ તરફનો આ દરવાજો હજુ સુરક્ષિત છે, અને તે કાળના રાજપુરુષોની કળા પરની પ્રીતિનો નમુનો છે. તેમાં હિન્દુ બાંધણી છે પણ કેટલાક અલંકારોમાં ગ્રીક અને ઇટાલીઅન રૂપો છે. છતાં તે બહુ ચતુરાઈથી મેળવી લેવામાં આવ્યાં છે, અને વિરુદ્ધ લાગતાં નથી. એ દરવાજો ગુજ. તરફના કારીગરોએ બનાવેલો કહેવાય છે.

## ભાવનગર

## રાજમહેલનો ઉત્તર તરફનો દરવાજો

રાજમહેલની આગમાં જે દરવાજો બળી ગયો હતો તેની સ્મૃતિ તો અત્યારે ભાવનગરમાં કોઈકને જ રહી હશે. પરંતુ સુભાગ્યે અમને તેનો આ સુંદર ફોટોગ્રાફ મળી આવ્યો છે. તે ઉપરથી તેની કારીગરીનો પુરો ખ્યાલ આવી શકે છે. તે બંધારણમાં શુદ્ધ હિન્દુ ઘાટનો છે, અને તેની આકૃતિ તથા નકશીમાં જુની પરંપરા સારી જળવાઈ રહી છે. પરંતુ તેની અર્ધગોળાકાર કમાન જુની રજપુત બાંધણીમાં ક્યાંય જણાતી નથી અહીં તેનો ઉપયોગ થયો છે તે પરથી લાગે છે કે એ કારીગરો જુની રૂઢિના દાસ ન રહેતાં પોતાને રૂચેતા નવા સુધારા પણ કરતા રહેતા હશે.

Photo: Johnston and Hoffmann



Photo Johnston and Hoffmann

રૂવાપરીનો દરવાજો : ભાવનગર

આ દરવાજાનું અત્યારે તો માત્ર નામશેષ રહ્યું છે. તેનું સ્થળ શોધી કહાડવાનું પણ હાલની પ્રજાને મુશ્કેલ પડે. બાર્ટન પુસ્તકાલયને એક ખુણે હનુમાનની મૂર્તિ છે ને આ દરવાજાની મર્યાદા ઉપર જ છે. આ ફોટોગ્રાફ લેયા બાદ કોઈ ત્યાં જઈ જુએ તો અંદરનાં, ઘણાં ઘરો હજુ દેખાશે. આ સુંદર દરવાજો હોત તો અત્યારે પણ નગરની શોભામાં વધારો કરતો હોત.

શામળદાસ કૉલેજમાં
કોતરેલી
આરસની જાળી

ભાવનગર



Photo. Johnston and Hoffmann

અમદાવાદમાં ખૂબ ખીલેલી જુની સ્થાપત્ય અને શિલ્પ કળાનો સત્કાર અમદાવાદની પ્રજાએ ન કર્યો એટલે તેણે ભાવનગરમાં અવતાર લીધો હોય એમ લાગે છે. આ જાળી એ તે વાતની શોકભી પ્રતીતિ છે. એનું કોતરકામ અમદાવાદની જાળીઓને મુકાબલે ઉભું રહે તેવું છે.

નવાઇની વાત તો એ છે કે આપણે જે યૂરોપીય ગુરૂઓ પાસેથી નાખીને આપણાં રૂપ, અલંકારો અને રીતભાતો બદલવા લાગ્યા, તે લોકોએ જ ફરીથી આ જુની સુંદરતાનો પોતાની જોજનામાં સત્કાર કર્યો છે. શામળદાસ કૉલેજના મકાનના બધા નકશા વિલાયતમાં થયા હતા. છતાં તેની બાંધણીમાં રાજપુત શૈલિનું જ અનુકરણ છે. અને હાલના જમાનાની કૉલેજની બધી જાતની ગોઠવણ એમાં થઇ શકી છે. આપણાં ઇજનેર ખાતાંઓએ તો કળાનો અભ્યાસ કે વિચાર તદ્દન બીનજરૂરી માન્યો છે; અને તેને લીધે જ તેમને હાથે આવાં સુંદર બાંધકામો હવે થતાં નથી.




## મૃગ, વ્યાધ અને અગસ્ત્ય.

ગયા માસમાં આપણે ધ્રુવ, ધ્રુવમત્સ્ય અને સપ્તર્ષિ જોયા. આ માસમાં મૃગ, વ્યાધ અને અગસ્ત્ય જોઈશું. રીવાજ મુજબ આ વખતે પણ આપણે ચૈત્રી અમાસ ( તા. ૩૦ મે ) જ લઈશું. સૂર્યોદય ૬ ક. ૭ મી; સૂર્યાસ્ત ૭ ક. ૬ મી.




સાથેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે મૃગ એ તારાસમૂહ છે. પણ વ્યાધ અને અગસ્ત્ય એકેકા તારા છે. મૃગ નક્ષત્રમાં તારાઓનો એક ચતુષ્કોણ બને છે. તેને મૃગના ચાર પગ કલ્પ્યા છે. આ ચાર તારાઓની ઉત્તરે ત્રણ ઝાંખા તારા છે તે મૃગનું માથું છે. દક્ષિણ તરફના બે પગ વચ્ચે ત્રણ તારાની પુંછડી છે. પેટમાં વ્યાધે ( શિકારીએ ) મારેલું, સીધી લીટીમાં આવેલા ત્રણ તારાનું બાણ છે. આ ત્રણ તારામાં સૌથી ઉત્તર તરફનો લગભગ પૂર્વ બિન્દુમાં ઉગી પશ્ચિમ બિન્દુમાં આથમે છે. આ બાણની પાછળ તેની લગભગ સીધી લીટીમાં બહુ જ ચળકતો વ્યાધનો તારો છે. સૂર્યને બાદ કરીએ તો આકાશમાં કોઈ પણ તારો તેના જેટલો તેજસ્વી નથી. તેજમાં તેનાથી બીજે નંબરે અગસ્ત્ય આવે છે. અગસ્ત્ય વ્યાધની લગભગ દક્ષિણે છે. દક્ષિણમાં કોઈ તારો ચળકતો નથી, તેથી તે જલદી ઓળખાઈ આવશે. અગસ્ત્ય અને વ્યાધને સીધી લીટીથી જોડી તે લીટીને વ્યાધની દિશામાં એટલે સુધી લંબાવો, કે લંબાવેલો ભાગ વ્યાધ અને અગસ્ત્ય વચ્ચેના અંતર કરતાં ત્રણગણો થાય. આમ કરવાથી આ લીટી લગભગ ધ્રુવ આગળ જઈ અટકશે. ધ્રુવને ખોળવાની આ બીજી રીત છે.

અમદાવાદમાં ધ્રુવ ક્ષિતિજ ઉપર જેટલી ઉંચાઈએ દેખાય છે તેના કરતાં લગભગ દોઢગણું અંતર વ્યાધ અને અગસ્ત્ય વચ્ચે છે. અને અગસ્ત્યની ક્ષિતિજ ઉપર વધારેમાં વધારે ઉંચાઈ ધ્રુવની ઉંચાઈના લગભગ ½ જેટલી છે.

અમાસની રાતે મૃગનો અસ્ત ૭ ક. ૫૨ મી. થી ૯ ક. ૫૮ મી. સુધી છે. અગસ્ત્યનો અસ્ત ૮ ક. ૨ મીનીટે અને વ્યાધનો અસ્ત ૧૦ ક. ૧૭ મિનીટે છે. (તેમનાં ઉદય અને યામ્યોત્તર દિવસના હોવાથી દેખાશે નહિ.) સૂર્યાસ્ત ૭ ક. ૬ મીનીટે છે; એ જોતાં મૃગ વગેરેને સારી રીતે જોવાનો દિવસ અમાસ નહિ પણ તે પહેલાં દસબાર દહાડે છે. અમાસ પહેલાં જેટલે દિવસે તમે જુઓ તે દરેક દિવસ દીઠ ચચ્ચાર મીનીટ, ઉપર આપેલા અસ્ત સમયમાં ઉમેરવી. એ વિષે ગયા અંકમાં કહ્યું છે જ.

હરિહર ભટ્ટ




**અચલાયતનઃ** અનુવાદકઃ ગિરિધારી કૃપાલાની. પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કીંમત દસ આના.

મૂળ ગુજરાતીમાં નવાં નાટકો ઘણી ઓછી સંખ્યામાં છે, તેથી રવીન્દ્રનાથ ઠાકુરના નાટકનો આ અનુવાદ સૌને ગમશે.

અર્થ સમજ્યા વગર આંધળાભીંત થઈ આપણા પંડિતો ધર્મની ક્રિયાઓ કર્યે જાય છે તેમની સામે આ નાટકનો વિરોધ છે. એ વિરોધમાં હાસ્યરસની મીઠી મજાક અને હળવી મશ્કરી ટીકટીક છે. ઉપાધ્યાય અને મહાપંચક ચીલાચાલુ શાસ્ત્રીઓ છે; જ્યારે એનો નાનો ભાઈ પંચક સ્વતંત્ર પ્રાણનો પૂજારી છે. મઠનો આચાર્ય બાપડો આ જાડી બાજીથી કંટાળ્યો છે. એને તો પંચકની પેઠે બાળક બનવાનું મન થાય છે.

બીચારો નાનો બાળક સુભદ્ર સાવ ભોળો છે. ક્રિયાકાંડ કરનારાઓનો એ શીકાર થયો છે. 'ભયંકર પાપ' ની અસર એના મગજ ઉપર ભારે થવા પામી છે. પંચક તો ન જાણે વિધિ અને ન પાળે પ્રાયશ્ચિત્ત. વ્યાકરણના નમાલા શ્લોક તો એને યાદ જ ન રહેને!

પણ પ્રાણવાન પંચક એકાન્ત જીવનમાં ઘણો ગંભીર છે. સ્વતંત્રતા સારૂ એનો જીવ તલખે છે અને ગાય છે કે

> મન આ માહરૂં મનમાં હોય પણ
> કહેતને માનનારૂં ન કોઈ.
>
> . . . . .
>
> મારગેથી કોણ ગામ જશે રે
> આ મારગેથી કોણ ગામ જશે?
>
> . . . . .
>
> મારે શેને કરવો ન્યાદ?

કુદરત એને અતિશય વ્હાલી છે.

> પાનેપાને આ જેમ હવા હીંચતી રે,
> રેલવતી આખું વન–મારા પ્રાણીઆ.

પંચક નિર્દોષ હાસ્યનો જાણે ખજાનો. મઠ તો એને તોફાની પથરો માને છે. ખેતી કરનારા 'ખેડવાયાંના છોરૂ,' અને 'કાળુ મોઢું કદમુંદ' ચઢનારા વૈશ્ય શોણપાંશુઓની છુટ્ટી જીંદગી જોઈ એ દોડી જાય છે. મઠના નિયમ વિરુદ્ધ એમનામાં ભળી જઈ એ ભોજન કરે છે અને નાચવાકૂદવા માંડે છે.

આ નાટકના સાચા પ્રાણ તો એનાં સારાં ગીતોમાં છે. જેમકેઃ—

> આ એકડા માટે લાખની તોલે
> બાપજી બાપા!
> આ બીકા માટે પ્રાણની તોલે
> બાપજી બાપા!
> મનના મેઘા મોતી તોલે,
> બાપજી બાપા!

બાપજી ખરેખર આવા આનંદની મૂર્તિ જ છે.

અનુવાદક ભાઈ સીધી હોવા છતાં ભાષા સરળ લખી છે. સાથેનું કાકાસાહેબનું વિવેચન જરૂરી અને ઉપયોગીનું છે. સરલ છપાઈ, સાદો ઉઠાવ અને નાજુક કદ આ પુસ્તકની શોભા ઔર વધારે છે.

**આશ્રમહરિણી:** મૂળ મરાઠીમાં કર્તા: અધ્યાપક વામન મલ્હાર જોશી. અનુવાદક: હરિલાલ માધવજી ભટ્ટ. પ્રકાશક: રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મુંબાઈ. કીંમત બાર આના.

મહારાષ્ટ્રના જાણીતાં વિદ્વાન શ્રી૰ વામન મલ્હાર જોશીની આ એક નવલકથા છે. ગુજરાતની આજ-કાલ પ્રસિદ્ધ થતી નવલકથાઓ જેવી એ છીછરી અને ખોટા ભપકાવાળી નથી. 'જીંદગી એટલે શું ?' એવો વિચાર કરનાર એનાં પાત્રો છે.

આશ્રમહરિણી નામ જ બહુ સુંદર છે. તપોવનમાં ઋષિઓ આશ્રમ બાંધી શિષ્યો સહિત રહેતા એ જમાનાની આ વાત છે. લેખક સૂચવે છે તેમ એ પુરાણની ઢબે લખાએલી વાર્તા છે. આશ્રમહરિણી એ આશ્રમના જરત્કારુ ગુરુની સુલોચના નામે બાલ-પૌત્રી છે. આ ભોળી બાળાના લગ્ન અને પુનર્લગ્નની આ કથા છે.

વીતક કહેવાં અને સાંભળવાં સહુને ગમે છે. આશ્રમ-હરિણી એ એક આપવીતી છે. ધૌમ્ય ઋષિ હિરણ્યગર્ભ રાજા આગળ પોતાનું જીવન કહી સંભળાવે છે. કથાના કર્તાની આ કેવળ કલ્પના લાગે છે; પણ આ નવલની ખરી મઝા તો વિદ્યાર્થીજીવનમાં જે આનંદ, મસ્તી તોફાન, મશ્કરી, ઝૈંપ, ગંભીરતા અને મુશ્કેલીઓના અનુભવો છે તેની છે. એ બધાં અંશમાં સરસ રીતે વર્ણવ્યાં છે.

ધૌમ્ય ઋષિ બ્રહ્મચારી અને સંસારી તરીકે કેવી રીતે રહ્યા એનું રસભર્યું વર્ણન આ વાર્તામાં છે. દિઙ્‌નાગ રાજા આશ્રમ કનેથી જે શ્લોકને આધારે કર લે છે તે ખોટો છે એમ ધૌમ્યે સાફસાફ કહેવાથી એને દેશનિકાલ કરવામાં આવે છે. પતિવિયોગે એની પત્ની સુલોચના મરવા તૈયાર થાય છે. કુલપતિ તેને જીવવા અને પુનર્લગ્ન કરવા સમજાવે છે. આ પ્રમાણે થયા પછી કેટલેક વરસે રાજા બદલે છે અને ધૌમ્ય આશ્રમે પાછા આવે છે. અફસોસ ! એ સઘળું વિપરીત જુએ છે. કુલપતિ એને દીલાસો અને શીખામણ દે છે. ધૌમ્ય બાકીનું જીવન તપોમય કરી મુકે છે.

દક્ષિણી લોકોને હજુ હિન્દુધર્મ માટે આદર અને પ્રીતિ છે. આર્ય સંસ્કારો એમના લોહીમાં મળી ગયા છે. બ્રહ્મચર્યાશ્રમ તો ખાસ એમનો જ છે.

પુસ્તકના પ્રમાણમાં કીંમત ઠીક છે.

આવી સુંદર કથાનો અનુવાદ કરનારને અને પ્રકાશકને અમે ધન્યવાદ આપીએ છીએ અને ઈચ્છીએ છીએ કે ગુજરાતના કુમારો અવશ્ય આ પુસ્તક વાંચે.

## સ્વીકાર

**કાલેલકરના લેખો:** શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરના લેખોનો સંગ્રહ. પ્રકાશક: નવજીવન પ્રકાશન મન્દિર, અમદાવાદ. કીંમત રૂ ૩-૦-૦

**વિરાજ વહુ:** મૂળ બંગાળી લેખક શરચ્ચન્દ્ર ચટ્ટોપાધ્યાયની વાર્તાનો અનુવાદ. કરનાર: શ્રી મહાદેવ હરિભાઈ દેસાઈ. પ્રકાશક: નવજીવન પ્રકાશન મન્દિર, અમદાવાદ. કીંમત રૂ ૦-૧૦-૦

**ચાર વર્ષનું બાળક:** શ્રીઓમ માસિકમાં આવતા 'બાળક' નામના બાળવિભાગનો ચાર વર્ષનો સંગ્રહ. કરી પ્રકટ કરનાર: જીવનલાલ અમરશી મહેતા, મંત્રી 'શ્રી ઓમ' અમદાવાદ.

**બાળ વિહાર:** બાળકોને ઉપયોગી વિજ્ઞાનના લેખો: ૧૬ ચિત્રો સાથે. સંઘનાર: શ્રી ઈશ્વરલાલ વાસાવાળા. પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મન્દિર, કેળાપીઠ, સુરત. કીંમત ૦-૧૨-૦

**વીર કથા:** લેખક: વસનજી રણછોડજી નાયક, વાડી ફળીઆ, સુરત. કીંમત ૦-૫-૦

**બાળ આંક:** કર્તા અને પ્રકાશક: ઝવેરભાઈ બાપુભાઈ પટેલ, અમદાવાદ.

**કાવ્ય સમુચ્ચય ભાગ ૧:** સંગ્રહકર્તા: રામનારાયણ વિશ્વનાથ પાઠક, અધ્યાપક, ગુજરાત મહાવિદ્યાલય, અમદાવાદ. કીંમત રૂ. ૧-૦-૦

**સૂરીશ્વર અને સમ્રાટ્:** કર્તા મુનિરાજ વિદ્યાવિજય મળવાનું ઠેકાણું:શ્રી વિજયધર્મલક્ષ્મી જ્ઞાનમન્દિર, બેલનગંજ, આગરા. કીંમત રૂ. ૩-૮-૦



# માધુકરી

### એક સાહસિક કુમાર

ઉછરતા કુમારોને સાહસિક કામો કરવાના કોડ હોય છે; કારણકે તેમની રગેરગમાં તાજું લોહી ઉછાળા મારી રહ્યું હોય છે, તેમનાં અંગેઅંગમાં ચેતનનો થનગનાટ હોય છે. અવનવાં પરાક્રમો અને ચિત્રવિચિત્ર સાહસો ખેડવાને તેમનાં અંતર ઉછળી રહે છે.

હમણાં જ એર. જે. હાવર નામનો એક પારસી કુમાર સૈનિક બાઇસિકલ પર બેસીને આખી દુનીઆની મુસાફરી કરવા નીકળ્યો છે. રસ્તામાં તેને અનેક પ્રકારની મુશ્કેલીઓ અને વિઘ્નો નડે છે. આખી દુનીઆની સફર સાઇકલ પર ખેડવી એટલે શું? રસ્તામાં નદી, નાળાં, પહાડો, ખીણો, જંગલો, ઝાડીઓ ને કોતરો આવે તે બધાં ઓળંગવાં; જંગલમાં હિંસક પશુઓ અને પ્રાણીઓથી રક્ષણ કરવું; ટાઢ, તડકો, વરસાદ કે વંટોળનાં તોફાન વેઠવાં; આ બધી ઓછી વિટંબનાઓ છે? છેલ્લા ખબર એવા મળ્યા છે કે તે એક બરફવાળી ખીણમાં લગભગ દટાઇ ગયો હતો; પણ મહા મુશ્કેલીએ તેમાંથી બચીને અનણ્યા રસ્તાઓમાં આથડતો આથડતો બલુચિસ્તાનના ક્વેટા શહેરમાં આવી પહોંચ્યો છે.

આવા સાહસિક કુમારોની વીર નસોમાં જે ધગધગતું લોહી વહી રહ્યું હોય છે ને વડે જ દેશની કીર્તિ ઉજ્વળ રહે છે: તેમનાથી જ દેશનો જયવારો છે.

### કર્મવીર આયન

ઇ. સ. ૧૮૬૭માં પારિસના કલામન્દિરમાં જે. એલ. આયન નામનો એક વિદ્યાર્થી અભ્યાસ કરતો હતો. તે માટીનાં પુતળાં ઘડવાનું કામ શીખતો. એક વાર એણે પોતાના ઓરડામાં 'મર્ક્યુરી'ની માટીની નાનીશી મૂર્તિ ઘડવા માંડી. શીઆળાના દિવસો હતા અને પાણી પણ થીજીને બરફ થઇ જાય એવી ટાઢ પડતી હતી. સાંજ પડતે કામ પુરૂં થતાં આયનને ચિંતા પેઠી કે રાતની કડકડતી ટાઢમાં મૂર્તિની ભીના માટી સુકાઇ જશે તો મૂર્તિમાં તડો પડી એ તુટી જશે. આથી તેણે બુદ્ધિ ચલાવી એક ઉપાય શોધી કાઢ્યો. એણે પોતે ઓઢેલો ઓવરકોટ ઉતારી મૂર્તિને વીંટાળી દીધો

સવાર પડતાં સૌ જુએ છે તો કપડાં વિનાનો આયન ટાઢે ઠરી મરણ પામેલો! પ્રાણનો ભોગ આપીને પણ એણે પોતે ઘડેલી મૂર્તિ બચાવી હતી. પોતાની એ કૃતિ ઉપર તેને ખોટો મોહ નહિ પણ ખરો પ્રેમ હતો, તેથી જ આયન આમ કરી શક્યો.

એ મૂર્તિ કળાના સુંદર નમુના તરીકે વખણાઇ. એના ઉપરથી એવી જ એક કાંસાની મૂર્તિ બનાવીને, આયનની સાથે ભણનારા ગોઠીઆઓએ તેને નીશાળના ચોકમાં મુકાવી. કર્મવીર આયનના કલા પ્રત્યેના નિર્મળ અને દૃઢ ભક્તિનું એ સદાનું સ્મૃતિચિહ્ન રહેશે. ધન્ય છે કલાના એ તરુણ ઉપાસકને

(યંગ સિટિઝન)

### હાથીનું મોત

કાગડાઓ વિષે એવું કહેવાય છે કે એમને કુદરતી મોત નથી. નાઇજીરીઆના મિ. ડેલિસન કહે છે કે આફ્રિકામાં એક પણ હાથી કુદરતી મોતે મરેલો મળી આવતો નથી. હાથીદાંત લેવા માટે હાથીનો શીકાર કરવો પડે છે. પણ તમે કદિ કુદરતી મોતે મરેલા હાથીનું મુડદું જોયેલું નહિ. ત્યારે હાથીનું મોત કેમ થતું હશે?

મિ. ડેલિસન કહે છે કે હાથીની જાત બહુ સમજુ છે. તેને મોતની ગંધ આવે છે. જ્યારે ઘડપણ લાગે છે અને શરીરમાં અશક્તિ જણાવા માંડે છે ત્યારે હાથી ટોળામાંથી નીકળી એકલો પડી જાય છે.

હિન્દુઓમાં માન્યતા છે કે કાશીમાં મરવાથી માણસને મોક્ષ મળે છે. તેથી કેટલાક ઠેઠ આવી પહોંચેલા ઘરડા હિન્દુઓ, કાશીમાં જ મૃત્યુ થાય એટલા માટે ત્યાં આવીને વસે છે: આફ્રિકાના હાથીઓમાં પણ આવું એક મરવાનું ઠેકાણું છે. વિક્ટોરીઆ ન્યાન્ઝા સરોવરની નજીક હાથીઓનું કાશી છે એવું

મનાય છે. ત્યાં એક ઘોર અંધારી, વિશાળ, પાતાળઊંડી ખીણ છે. હજારો વરસો થયાં મોતને કાંઠે આવેલા હાથીઓ અહીં આવી આ ખીણમાં પોતાનો દેહ પાડે છે. હાથી મરવાનો થાય છે ત્યારે તેને એક કુદરતી વૃત્તિ જ એવી થાય છે કે તેના પગ હાથીજાતના આ કબ્રસ્તાન તરફ વળે છે. ટોળામાંથી છૂટો પડી તે એકલવાયો ચાલે છે. હવામાંથી મોટા શ્વાસોચ્છ્વાસ લેતો લેતો તે ગંભીર અને શોકાતુર ચહેરે પોતાની મૃત્યુભૂમિનો રસ્તો પકડે છે. આ મુસાફરી ઘણીવાર મહીનાઓ સુધી પહોંચે છે; છતાં દિનપ્રતિદિન, જરા પણ રસ્તો ભુલ્યા વિના કે કોઇ પણ સ્થળે અટક્યા વગર, આ શુરવીર પ્રાણી દૃઢ પગલે પોતાનો પંથ એટએ જાય છે.

છેવટે પેલી ખીણ આગળ આવીને હાથી પોતાની સુંઢ આકાશ તરફ ઉંચી ફેરવે છે; ખડકનાં કઠણ ઉપર થોડી વાર ઉભો રહી જોરથી ગર્જનાઓ કરે છે, અને ત્યાર પછી એકાએક ખીણમાં પડતું મુકે છે. તેના મોતની આ છેવટની ચીસો આખા જંગલમાં ગાજી ઉઠે છે. સિંહો પણ એ સાંભળી ગીચ ઝાડી કે ગુફામાં સંતાઈ જાય છે, અને નાનાં પશુઓ આ મહાન પશુની મૃત્યુચીસો સાંભળી થરથરતાં થરથરતાં બે પગ વચ્ચે પુંછડી ઘાલી જ્યાં ફાવે ત્યાં લપાઈ જાય છે.

હાથીના મોતની આ વાત સાચી હોય તો, પશુઓની કુદરતી પ્રેરણા અને સમજશક્તિ આપણને ખરેખર હેરત પમાડે એવી લાગે છે !

### જબર

જબર આગ્રાની નજીકના એક ગામડાનો રહીશ છે. જૈયા છે. આજથી આશરે ચાર વરસ પહેલાં શીયાળાની સાંજે સત્યાગ્રહાશ્રમની ગૌશાળા નજીક તે નિરાશ થએલો આવી ઉભો હતો. તેના અંગ પરનાં ફાટાંતુટાં વસ્ત્ર ઉપરાંત તેની પાસે કાંઈ ન હતું. ભુખ અને દુઃખથી તે પીડાએલો દેખાતો હતો. જે કાંઈ કામ મળે તે કરીને ગુજરાન કરવાની ઈચ્છા તેણે બતાવી. આવી માગણી કરનાર દરેકને અહીં કામ આપવાની કાંઇ સગવડ નથી. પણ જબરની માગણીમાં અને તેના ચહેરામાં કાંઈક સૌજન્ય હતું. સાંજ પડી હતી એટલે તેને ભુખ્યો અને ટાઢે ઠુંઠવાતો જતો કરવાનું સાંખી શકાય તેમ ન હતું. તે રહ્યો. સવારે વાતચીત કરી તેને ગૌશાળા વાળવાનું કામ સોંપાયું. જબરે એ કામમાં પોતાનું સૌજન્ય દેખાડી આપ્યું. તેના રાજ્યમાં ગૌશાળા દીવા જેવી સાફ રહેતી. તેની પોતાની રહેણી સ્વચ્છ જોવામાં આવી. કામના વખતમાંથી એક મીનીટની પણ ચોરી કરતો જબર કદી જોવામાં આવ્યો નહિ. આશ્રમની કુક્કુ આદ્દસુર તેને સોંપવામાં આવી. ભંગીને તો ક્યારનો બંધ કરવામાં આવ્યો હતો, એટલે રસ્તાઓ અને ફળીઆં સાફ કરવાનું કામ આશ્રમમાં રહેતા કોઇ ને કોઇએ કરવું પડતું હતું. પાયખાનાં સાફ કરવાને જુના આશ્રમવાસીમાંનો કોઈ રહેતો. જબર ફળીઆં તથા રસ્તા, આવનારને જાણે વધાવી લેતા હોય એવા સાફ રાખે. પાયખાનાં સાફ કરવાનું કામ વિદ્યાર્થીઓ કર્યા કરતા તે એ સહાનુભૂતિથી જોયા કરતો. અવારનવાર પોતે તેમાં મદદ પણ કરતો. એકવાર માણસની ભીડ પડી અને જબરના હાથમાં પાયખાનાનો કારભાર પણ મુકાયો. કંઈ પણ સુગ વિના અને સુંદર રીતથી તે કામ કેટલાક વખત સુધી તેણે કર્યે રાખ્યું. તેના અંગની સ્વચ્છતા અને તેનો આચાર પવિત્ર હોવાથી પીવાનાં પાણી ભરવાનું કામ પણ તેને સોંપવામાં આવ્યું. તેના શુભ આચારથી આશ્રમની દરેક વ્યક્તિનો તે માનીતો થઈ પડ્યો. તેના જીવનમાં વધારે ઉંડા ઉતરવાનું તેના સમાગમમાં આવનારાઓને મન થયું. જબરની સૌમ્યતા અને તેની સ્વચ્છાઈએ સૌને જીતી લીધા. તે સાવ અભણ હતો. એક દિલ્હી બ્રહ્મચારીએ તેને ભણાવવાનું શરૂ કર્યું. આધેડ વયના જબરે ભણવામાં પણ એવી જ ચીવટ બતાવી. ધીમે પણ ચોક્કસપણે તેણે ભણ્યે રાખ્યું. ક્યારેક તેના વર્ગ અટકે, પણ તેનું લેખન વાંચન તો તેના વખતમાં તે કરે જ. આસપાસ કાંતવા પીંજવાનું વાતાવરણ જોઇને તેમાં પણ તેણે રસ બતાવ્યો. એક રેંટીઓ માગી લીધો અને પોતાના વખતમાં કાંતવા પણ લાગ્યો. થોડા વખતમાં તે સુંદર સુતર કાઢવા લાગ્યો. ૬ થી ૧૫ સુધીના જુદા જુદા આંકનાં સુતર તેને હાથે સારી રીતે બેસી ગયાં. તેની ચતુરાઈથી કામ લેનારાઓ તેના પર હમેશાં ફીદા રહે. પૈસાનો વિશ્વાસ કરવો તે કંઇક સહેલો છે, પણ મીનીટોનો વિશ્વાસ સહેલો નથી. એક મીનીટ પણ ખોટી ન કરે એવો વિશ્વાસ આ કાળે થોડા કામ કરનારાઓ પેદા કરી શકે છે. ઉંચી રચનું પ્રામાણિકપણું તેમાં રહેલું છે. જબરે પોતાને વિષે સૌમાં આવો અચળ વિશ્વાસ પેદા કર્યો. તેના કામમાં કોઇએ દેખરેખ રાખવાની ન હોય.

કાંતવામાં જબરની કુશળતા જોવામાં આવી એટલે તેને પીંજવાનું શીખવાની હોંશ થઇ. આ કામ તેણે પ્રેમપૂર્વક કર્યું. તેનું પ્રમાણ કંઇક ઓછું હોય, પણ તેના કામની સફાઇ તો કોઇથી ઉતરે નહિ. જબરનાં બીજાં કામો પુરતાં ગયાં અને પીંજવા કાંતવાના કામમાં તે ગોઠવાયો. તેને પીરીઉ મળતું હતું તેમાંથી વધી વધીને વીસ રૂપીઆનો પગાર તેને મળતો થયો.

આમ અનેક વરસ ચાલ્યું. પછી જબરનો કાળ બદલાયો. તેને નામે નાની સરખી મુડી ગોપડામાં જમે હતી. વિદ્યાનો અને હુન્નરનો તેને શોખ થયો. પોતાનો પગાર જતો કરી પોતાની મુડીમાંથી ગુજરાન કરી, ભણવાનો અને વણવાનું શીખવાનો તેણે વખત માગ્યો. તે તેને મળ્યો. એક કલાક

# કુમાર

અંક ૫

## ઉગતી પ્રજાનું માસિક

વૈશાખ

વર્ષ ૧
અંક ૫

૧૯૮૦

તંત્રી
રવિશંકર રાવળ



# નવા વાંચનારને

નમુનાને અંક મંગાવી જુઓ

'કુમાર'નો આ અંક ગમ્યો હોય, અને તેને એમ લાગતું હોય કે પોતાના જ ખરનું, જેવું જોઇતું હતું તેવું મનપસંદ માસિક એ છે; તો અમારી ભલામણ છે કે તેણે બનતી તાકીદે 'કુમાર'ના ઘરાક થઈ જવું.

## કારણકે

એની માગણી વધતી જવાથી પાછલા અંકો પછી નહિ મળે. **પહેલો અંક તો ખલાસ થયો છે; અને નવા ઘરાકો બીજા અંકથી જ નોંધવામાં આવે છે.** એટલે 'કુમાર'ને માટે આતુરતા ધરાવનારા નવા વાંચનારાઓએ જેમ બને તેમ વહેલા ઘરાક થઇ જવું. થોડા વખત પછી બીજો અંક પણ નહિ મળે.

'કુમાર'ના ઘરાકો અને અત્યાર સુધીના નિયમિત વાંચનારાઓએ જોયું હશે કે

## 'કુમાર'માં નવા ફેરફારો

દર મહીને કંઇ ને કંઇ થયા જ કર્યા છે; મહીને મહીને એકેક નવી બાબત ઉમેરાતી જાય છે. બીજી નવી અને અજબ વાર્તાઓ, કથાઓ, સંવાદો ને ટુચકાઓની સંખ્યા હજી વધવાની છે; સાહસ અને પરાક્રમની વાતો, ઇતિહાસના અવનવા પ્રસંગો, બહારવટીઆઓની કહાણીઓ ને પુરાણની કથાઓ, તોફાન-મસ્તીની વાર્તાઓ ને રમુજી ટુચકાઓ હજી ઉમેરાતાં જવાનાં છે; રજાને દિવસે ઘેર બેઠાં અજમાવી શકાય તેવા જુદાજુદા હુન્નરો, હાથ-કારીગીરીઓ અને નુસખાઓ પણ હજી હવે આવવાના છે. દુનીઆના દેશ દેશના માણસો અને એમના રીતરીવાજો, પશુપક્ષીઓ ને વસ્તુઓની વાતો તો હજી આવવી બાકી છે; ચિત્રકળા વિષેની એક લાંબી લેખમાળા પણ શરૂ થવાની છે; અને વિજ્ઞાનની અજાયબીઓ વિષેના લેખોની તો હજી પુરી શરૂઆત પણ ક્યાં થઈ છે?

હજી તો 'પાશેરામાં પહેલી પુણી' છે. 'કુમાર'ને હોંશ છે કે એ તમારો હમેશનો સાચો સાથી બની રહે; તમારા અભ્યાસમાં કે રમતમાં, ઘરમાં કે બહાર, એકલા કે મિત્રોમાં,—દરેક ઠેકાણે ને દરેક વખતે તમારો ખરો મદદગાર મિત્ર બની રહે.

તમે પણ, એક વરસના રૂપીઆ છ; અને તેટલા ન ભરી શકો તેમ હો તો છ મહીના માટે ત્રણ રૂપીઆ ભરીને આજથી જ એના મિત્ર બની જાઓ ને.




## પ્રાર્થના

રાગ
પ્રભાત



રાત વટી પરભાત પડે ને
મંગળ વાયુ વાયે રે;
ઝુંડેઝુંડ અકુંળી જાગે:
—ત્યાં તારો જશ ગાઉં રે.

મોર કળા કરી નાચે ઘેલો
ઢેલડ પાસ હુલેતો રે;
ખેતર ખેડી હાલે બળદીઆ:
—ત્યાં તારો જશ ગાઉં રે.



ઘરઘર જનુની ઘંટી ફેરે,
ઘમઘમ છાશું ઝેરે રે;
છાનો હાથ ફેરે મુજ મોંએ:
—ત્યાં તારો જશ ગાઉં રે.

અંતરબા'ર બધે જીવનમાં
તારી યાદ જગાઉં રે;
સારે નરસે ટાણે મારે —
હું તારો જશ ગાઉં રે.




**ગઈ કાલે થઈ ગએલી ભુલો પર આંસું ઢાળવાં છોડી દો. 'આજ' હજી તમારી સામે ઉભી છે. આજે એવું કામ કરી નાખો કે જે ગઈ કાલની ભુલોને સુધારે અને આવતી કાલના વિજયનો માર્ગ મોકળો કરે.**

આપણે આપણી જાતને અને આપણા દેશને બરોબર ઓળખવાને માટે ખુબ જ્ઞાન મેળવવું જોઈએ. અને તેને માટે માત્ર નીશાળમાં થતો અભ્યાસ પુરતો નથી જ. ત્યાં તો તમે ફક્ત વહેવાર પુરતું જ વાંચન, લેખન કે ગણિત શીખી લો છો. એ જ્ઞાન તો સાધન છે. એ જ્ઞાનમાંથી વધારેમાં વધારે લાભ ઉઠાવનાર તો તેઓ જ હોય છે કે જેઓ એ સાધન વડે પોતાની આસપાસની દુનીઆ વિષે, માણસો વિષે, વસ્તુઓ વિષે, જુદી જુદી રીતે જ્ઞાન મેળવી લે છે.

આવી જાતનું વિવિધ અનુભવોથી ભરેલું જ્ઞાન આપનારૂં એક માસિક હમેશાં પ્રજામાં ચાલુ રહે તો આખી પ્રજાને એક નવી પાઠશાળાની ગરજ સારી શકે. તેના વાંચનારાને પરીક્ષા આપવાની બીક તો હોય નહિ, એટલે તે બહુ ધીરજથી અને રસપૂર્વક વાંચે. જે વાંચે તે પર મનન અને ચર્ચા કરે, અને જરૂર પડે ત્યાં યાદ કરે. આવી રીતે પચાવેલું જ્ઞાન જીંદગીમાં ઉંચાં ફળ આપે છે, માણસનો વહેવાર સુખી અને આબાદ કરી આપે છે અને તે વડે માણસ પોતાનું અને પરનું કલ્યાણ કરી જાય છે.

હું 'કુમાર'ની ખ્યાતિ જેટલી વધતી જોઉં છું તેટલી તેના ઘરાકોની સંખ્યા વધેલી જોતો નથી, તેથી મને બહુ નવાઇ લાગે છે. માણસોને એક ચીજ જ્યારે ગમતી હોય છે અને જરૂરની લાગે છે ત્યારે તેને માટે ખરચ કરતાં તે વાર નથી લગાડતો. પછી તે ખાવાની મીઠાઈ હોય, રમકડું હોય, કપડું હોય કે ઘરેણું હોય. પણ આ નિયમ જ્ઞાન મેળવવાનાં સાધનોને લાગુ પડતો દેખાતો નથી. લોકો જે સરળતાથી પાન બીડી કે ચહામાં ખરચી શકે છે તેથી અરધી પણ આતુરતાથી પોતાની જીંદગીમાં રસ આપનાર સાહિત્ય (પુસ્તકો ને ચોપાનીઆં) પાછળ પણ નથી ખરચી શકતા; તો પછી અભ્યાસનાં પુસ્તકોની તો ક્યાં વાત કરવી ?

*

જેઓ 'કુમાર' ના અત્યાર સુધીના અંકો રજેરજ વાંચી ગયા હોય તેમને હું પુછી શકું કે આ માસિક તમને જરા પણ નવીન પ્રકારનું માનસિક વાતાવરણ આપતું લાગ્યું છે કે નહિ? તેની રચના પાછળ શુદ્ધ અને પ્રામાણિક પ્રયત્નો થતા લાગે છે કે નહિ ? અમે તમને નિખાલસપણે પુછીએ છીએ કે આ માસિક તમને ચિરંજીવ કરવા જેવું લાગે છે કે નહિ ? જો તમારૂં અંતઃકરણ હા કહેતું હોય તો તેને મદદ કરવા તમે થોડા પણ યત્ન ન કરો ?

*

હું તમને બહુ કસોટીએ મુકવા નથી માગતો. તમે તમારી આસપાસના મંડળમાં નજર કરો, અને જે મિત્ર, સ્નેહી કે સગું સહેજે આ માસિકનું ઘરાક થઇ શકે તેમ હોય તેને તમારા અંકો બતાવી, વંચાવી, તમારા અભિપ્રાયના બળથી ઘરાક બનાવો. એવી રીતે દરેક વાંચનાર એકેક ઘરાક લાવી આપશે તો તેણે 'કુમાર'ને પગભર કરવામાં ઓછી મદદ કરી નહિ લેખાય.

*

તમારી શાળાના મિત્રોમાંથી ઘણા એવા હશે કે જેમને રોજના એકથી ચાર આના ખરચી નાખવા એ રમત વાત લાગતી હશે. તેમને સમજાવી, એ ખર્ચમાંથી રોજનો એક જ પૈસો માત્ર બચાવીને આ માસિકના ઘરાક થવાનું કહો; અને જુઓ કે તે પોતાની ખીસાખર્ચીનો વધારે સારો ઉપયોગ કરતો થઇ જશે.

*

'કુમાર'ના વાંચનારાઓ સાધારણ રીતે પહેલા બીજા ધોરણમાં બેસનારા હોતા નથી. છતાં 'કુમાર'માં એવા પ્રકારનું વાંચન આપવાના પ્રયત્નો થાય છે કે જુદી જુદી ઉમરનાઓને જુદું જુદું આનંદનું મળી શકે. જેને જેમાં રસ પડે તે વાંચે. વાંચનમાં કેટલીક વાતો એવી પણ આવે કે જે તરત ન સમજાય. પણ ફિકર નહિ. જે હમણાં નહિ સમજાય તે બે દિવસ પછી

એની મેળે સમજ થઈ જશે. નીશાળમાં પણ એવી ઘણી યે બાબતો શીખવાય છે કે જે ખરેખરા રૂપમાં તો આપણને બહુ મોડી સમજાય છે. વાંચનમાં પણ બધું તરત જ સમજી લેવાનો આગ્રહ બહુ ન રાખવો.

તમે બહુ નાના હોવાથી મોટાં કે અઘરાં પુસ્તકો તમારાથી ન જ વંચાય, અમુક ધોરણ ભણ્યા પછી જ એ વંચાય એવા વિચારો કાઢી નાખજો. તમારા મનને રસ પડે એવું ગમે તે પુસ્તક તમે વાંચી શકો. વચમાં કઠણ કાંકરા જેવા શબ્દો આવે તો ગભરાતા નહિ. તમારા વાંચનના પ્રવાહમાં જ તેના અર્થો આપોઆપ સમજાતા જશે, અગર આસપાસના સંબંધથી તમે તેનો અર્થ સમજી શકશો.

જ્ઞાનની મઝા એવી છે કે તમે એક વાર ઘુંટ ભરી લો, એટલે પછી તેના અર્થમાંથી અર્થ આપોઆપ મનમાં પ્રગટ થતા જશે. ઘણી યે વાર એવું બને છે કે નીશાળમાં જે વિષયમાં એક વિદ્યાર્થી ઘણાં વર્ષો લગી ઠોઠ રહ્યો હોય છે તે જીંદગીના કોઈ પ્રસંગે તે જ વિષયના જ્ઞાન માટે ઘેરામાં ખેંચાઈ જાય છે.

## સબુર !

એ શબ્દ બહુ અગત્યનો ને જાણી લેવા જેવો છે. માણસની જીંદગી આખીનો એ પહેરેગીર છે. તમે મિજાજ ખોઈ બેસો, તમને ગુસ્સો આવે ત્યારે તમારી જાતને એ પડકાર કરજો : સબુર!

અને પછી શાન્તિથી વિચાર કરજો કે તમે ગુસ્સે કેમ થયા? એક વિદ્વાન કહે છે કે 'જો કોઈ મોટા કારણમાંથી ક્રોધ ઉપજે છે તો તે આવેશ છે; જો નાના કારણમાંથી ઉપજે છે તો તે ખીજવાટ છે. અને તેથી તે કાં તો ભયંકર ને કાં તો મુર્ખાઈભરેલો હોય છે. તમે પુરી શાન્તિથી વિચાર કરજો; અને જરૂર તમે ભયંકર કે મુર્ખ બનતા રહી જશો.

બે અંગ્રેજ વેપારીઓનો એક દાખલો સમજવા જેવો છે. બન્ને જણ ચુસ્તરીતે નિયમિતતાનું પાલન કરનારા હતા. પહેલો વેપારી પોતાનો ઘરાક વાયદો ચુકી મોડો પડે તો મિજાજ ખોઈ, લડવા માંડે. તેથી કામ કામને ઠેકાણે રહે ને ગુસ્સાનું પરિણામ કંઈ ન આવે. પણ બીજો વેપારી સ્વસ્થતાથી વિચાર કરનારો હોઈ મોડા ઘરાકને શાન્તિથી કહી દે કે વાયદાનો વખત તમે ચુકયા, માટે હવે બીજો કોઈ વખત ઠરાવો. દરમ્યાન પોતે પોતાનું બીજું કામ કરી નાખે.

પહેલાએ નિયમિતતાને ખાતર પોતાના ગુસ્સામાં શકિત અને વખત બન્ને ખોયાં; જ્યારે બીજાએ નિયમિત રહેવા ઉપરાંત શાન્ત રહી પોતાનું કામ ઉકેલી નાખ્યું. અને વધુ જોવાનું તો એ છે કે દિવસને અંતે બીજો પહેલાના કરતાં ઓછો થાકેલો અને ખુશમિજાજ હોય છે.

મિજાજ ખોતી વખતનો આપણો દરેક ધબકારો આંતરડાને ચીરી નાખે છે, તેથી તે બહુ શ્રમજનક છે.

ઘણીવાર બહારગામ વસતા તમારા કોઈ મિત્ર, સગા કે સંબંધી પર ક્રોધે ભરાઈ તમે આવેશથી કાગળ લખી નાખો છો. એવા કાગળ તમે જરૂર લખજો, પણ બીજા દિવસની સવાર સુધી તેને ટપાલમાં ન નાખતા. ચોકસ માનજો કે બીજે દિવસે સવારે ઉઠી એ કાગળ વાંચતાં તમને એટલો પસ્તાવો થશે કે તમે એ આપોઆપ ફાડી નાખશો.

ક્રોધમાં બોલાએલો શબ્દ, ફેંકેલું બાણ કે એળે ગએલો વખત, એમાંથી કશું પાછું આવતું નથી.

ખાતરીથી માનજો કે ક્રોધ કાં તો ભયંકર છે કે કાં તો હાસ્યાસ્પદ છે. કાં તો તે તમને જંગલી બનાવે છે કે કાં તો મુર્ખ બનાવે છે. માટે તેને સદા કાબુમાં રાખવા મથજો. અને મિજાજ ખોવાનો પ્રસંગ આવે ત્યારે તમારી જાતને કહેજો કે 'સબુર.'

આજથી પચીસ-ત્રીસ વરસ ઉપર દક્ષિણ આફ્રિકામાં એક ભારે લાંબું વિખ્યાત યુદ્ધ થએલું. આખું જગત એ યુદ્ધ જોઈ થંભી ગએલું.

પણ એ યુદ્ધ આજના કાપાકાપી ને દારૂગોળાથી ભરેલા યુદ્ધ જેવું ન હતું. એ તો સત્યનું યુદ્ધ હતું. અનેક હથીઆરોથી સજ્જ થએલી એક બળવાન સરકાર સામે એક નિર્દોષ પ્રજાનાં માણસો, બીનહથીઆરે નમ્રતાથી પોતાના હક માટે સત્યની લડાઈ લડી રહ્યાં હતાં.

એ અદ્ભુત લડાઈની હકીકત, એ લડાઈના સરદાર ખુદ પોતાને હાથે આજ લખી રહ્યા છે. 'નવજીવન'ના દર ગુરુવારના વધારામાં ગાંધીજી જે 'દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડત' લખે છે તે એ જ.

ગાંધીજી જેવા એ લડતના સરદાર, સાધારણ માણસને પણ સમજાય એવી સાદી, મીઠી ને રસભરી ભાષામાં એ લડાઈનો ઇતિહાસ લખે તેમાંથી જે જ્ઞાન મળે તે બીજે ક્યાં મળે? 'કુમાર'ના એકેએક વાચકને ખાસ ભલામણ છે કે તે 'નવજીવન'માં આવતો એ ઇતિહાસ અક્ષરે અક્ષર અચુક વાંચે.



# ગોસ્વામી તુલસીદાસ

ભરતખંડ સંત અને ભક્તની ભૂમિ છે. જ્યાં જ્યાં ભગવાન છે, જ્યાં જ્યાં ભાવ છે ત્યાં ત્યાં સંતો અને ભક્તો હોય જ. જ્ઞાની અને ભક્તમાં અમુક ભેદ છે. અખો જ્ઞાની ગણાય છે, મીરાં ભક્ત મનાય છે. તુલસીદાસજી મોટા ભક્ત થઈ ગયા છે.

ભક્તમાં શ્રદ્ધા અને પ્રેરણાને લીધે કલ્પના અને દૃષ્ટિ હોય છે; તેથી આપણે તેની જીંદગીમાં ચમત્કાર જોઈએ છીએ. તુલસીદાસજીના જીવનમાં પણ એવા ચમત્કારો બનેલા છે.

ભક્તના પણ પ્રકાર છે. કોઈ પરમાત્માને પ્રભુ તરીકે પૂજે છે, કોઈ સખા-મિત્ર-તરીકે માને છે, કોઈ પત્ની તરીકે ચાહે છે ને કોઈ દાસ બની ભજે છે. તુલસીએ શ્રીરામને દાસ ભાવે ભજેલા છે.

તુલસીદાસનું બનાવેલું રામાયણ લોકોમાં 'તુલસીકૃત રામાયણ' તરીકે જાણીતું છે. સંસ્કૃત રામાયણના મૂળ રચનાર તો ઋષિ વાલ્મીકિ. તુલસીદાસે એ સંસ્કૃત રામાયણના ભાવ સ્વતંત્રપણે ઝીલી પોતાનું રામાયણ રચ્યું.

રામાયણ વીર અને કરુણ રસનું મહાકાવ્ય છે. એમાં દુષ્ટતા-દયા, યુદ્ધ-સંપ, વિગ્રહ-સુલેહ અને હાર-જીતનાં વર્ણનો છે; એમાં કુદરતના દેખાવોનું, આર્યોના સંસારનું, મનુષ્યના ધર્મોનું અને જીવનના ભાનનું સરસ દર્શન છે.

વાલ્મીકિ રામાયણને રૂપકમાં ઉતારી ઊંડા અર્થ કરી શકાય; પરંતુ તુલસી રામાયણમાં ભક્તહૃદયના જે ઉંચા ભાવો અને પ્રેમના ઉમળકા છે તે સઘળા આપણને પૃથ્વી ઉપર સ્વર્ગ રચી આપે છે. કેટલા યે લોકોને આ ભક્તિરસથી નીંગળતું રામાયણ વાંચતાં આંખોમાં આંસુની છાલકો આવે છે. રૂઢ અને સાદી હિન્દી ભાષામાં એ રચાએલું હોવાથી તે 'લોક રામાયણ' બની ગયું છે તથા ઘેરઘેર કુટુંબોને વાંચવું સુગમ થઈ પડ્યું છે.

લોકોનાં હૈયાંમાં દેશના વીરનરોની અને જુના ઈતિહાસની મોટાઈ કવિતાની પ્રૌઢ વાણી વડે કોઈ પણ ભક્તકવિ ઉતારે તો તે દેશને અને તેની પ્રજાને ભાગ્યશાળી જાણવાં. આજના ઈતિહાસલેખકો કરતાં ભક્તકવિ તુલસીદાસ સો વસા ચઢીઆતા છે.

આવા લોકસંગ્રહના પ્રાણરૂપ ભક્તકવિ તુલસીદાસજીનું ટુંક જીવન અમે અહીં આપીએ છીએ.

### જન્મ અને ઉછેર

તુલસીદાસજીનો જન્મ મઉ પરગણાના રાજાપુર ગામમાં સંવત ૧૫૮૯માં થયો હતો. રાજાપુરમાં હજુસુધી એમની ઝુંપડી હયાત છે. પોતે લખેલી કવિતાઓમાંથી એટલું પુરવાર થઇ શકે છે કે તેમને માતપિતાએ તજી દીધા હતા. કારણકે એમનો જન્મ અભુક્ત મૂળ નક્ષત્રમાં થયો હતો. બાળક આ નક્ષત્રમાં જન્મે તો માબાપ ઉપર ભાર મનાય છે, તેથી ભયને લીધે માબાપે એમને છોડેલા. તુલસીદાસ પોતાના 'વિનયપત્રિકા' નામના પુસ્તકમાં લખે છે કે

'માતુપિતા જગ જાઇ તજ્યો
વિધિ હૂ ન લિખ્યો કછુ ભાલ ભલાઇ.'

'માતાપિતાએ તો મને જન્મ દઇને તજ્યો; તેમજ વિધિએ પણ કાંઇ સુખ લલાટે ન લખ્યું. ઘેર ઘેર રખડી ભિક્ષા માગી અને અંતે રઘુવર રામને શરણે ગયો.' નરહરિદાસ નામે કોઇ સાધુએ એમને રસ્તામાંથી ઉપાડી લીધા અને પાળીપોષી મોટા કર્યાં. સાધુની સાથે એમણે ઘણાં યાત્રાનાં સ્થળોએ મુસાફરી કરી. પોતાના કુલગુરુ તુલસીરામની કનેથી પાંચ વરસની વયે એમણે રામકથા સાંભળેલી. બાળપણમાં જે કથા સાંભળી તે બધી ગોટપણે એમણે કાવ્યમાં ઉતારી. તુલસીદાસનું મૂળ નામ તો રામબોલા અથવા તુલારામ હતું. તુલારામ ઉપરથી એમના કુળગુરુએ એમને તુલસીદાસ નામ આપેલું જણાય છે.

### કુળ અને કુટુંબ

તુલસીદાસ પારાશર ગોત્રના સરયૂપારીણ બ્રાહ્મણ હતા. એમના પિતાનું નામ આત્મારામ દુબે અને માતાનું નામ હુલસી. એ ચાર ભાઇ હતા. એ સિવાય એમને વિદ્યા અને વાણી કરીને બે બહેનો પણ હતી. કોઇ માને છે કે બબ્બે સ્ત્રીઓના મરણ પછી એમણે ત્રીજું લગ્ન કર્યું હતું. કોઇ એક જ લગ્ન કહે છે, અને કોઇ તો એમને બાળ બ્રહ્મચારી ધારે છે. તુલસીદાસ પરણીને ગૃહસ્થ થયા હતા એ તો ચોક્કસ છે. દીનબંધુ પાઠકની કન્યા રત્નાવળી સાથે એ પરણ્યા અને તેનાથી તારક નામે પુત્ર પણ થયો; પરંતુ એ બાળવયમાં જ મરણ પામેલો.

### છંદગી ફરી

રત્નાવળી ઉપર ઘણો પ્રેમભાવ હોવાથી તુલસીદાસ તેનો વિયોગ ખમી શકતા ન હતા. એક વખત રત્નાવળી પૂછ્યા વગર પીએર ગઇ હતી. તુલસીદાસ તરત જ એની પાછળ ગયા. તેઓ મળ્યાં ત્યારે પત્ની એ લાજ કાઢીને આ દોહરા પોતાના પતિદેવને કહ્યા:

લાજ ન લાગત આપકો, દૌરે આયેહુ સાથ;
ધિક્ ધિક્ ઐસે પ્રેમ કો, કહા કહું મૈં નાથ?
અસ્થિ-ચરમ-મય દેહ મમ, તામેં જૈસી પ્રીતિ,
તૈસી જો શ્રીરામ મહં હોત ન તૌ ભવભીતિ.

'સાથોસાથ પાછળ દોડી આવ્યા તે તમને શરમ ન આવી? હે નાથ, હું તમને શું કહું? આવા પ્રેમને ધિક્કાર છે. મારો દેહ તો હાડચામનો છે. તેમાં તમને જેવી લગની છે તેવી જો શ્રીરામમાં હોત તો તમારો જન્મમરણનો ભય ટળી જાત.' આ વચન સાંભળી તુલસીદાસનાં અંતરચક્ષુ ઉઘડી ગયાં અને તેને ખરો વૈરાગ્ય પ્રગટ્યો. સ્ત્રીએ આવડી અસર કરવા ધારી નહોતી. બહુ સમજાવ્યા છતાં એ ત્યાંથી ચાલી નીકળ્યા. કુટુંબ, કુળ, નાત ને ગામના સંબંધો છોડી એ રામના ભક્ત બન્યા અને રમતારામનું જીવન ગાળવા લાગ્યા.

વૃદ્ધાવસ્થામાં પોતાના પર્યટનમાં એકવાર ગોસ્વામી સસરાને ઘેર જઇ ચડેલા. વૃદ્ધ થએલી રત્નાવળી એમને ઓળખીને સેવામાં રહેલી; પરંતુ તુલસીદાસજીએ ચરણ ધોવા ન દીધેલા, તેમજ દીવા માટે તેનું કપુર સરખું પણ ન લીધેલું. રત્નાવળીએ સાચી વાત કરી અને રામભજન કરી પોતાને સાથે લેવા તુલસીદાસજીને વિનતિ કીધેલી, પણ ને એકના બે ન થતાં ત્યાંથી ચાલ્યા ગએલા.

### રામદર્શન

ઘેરથી નીકળી તુલસીદાસજી કાશીમાં જઇ રહ્યા. એમને તો હવે બસ 'રામ'ની લગની લાગી હતી. એમને રામદર્શન કેમ થયાં તે વિષે નીચેની વાત છે.

ગોસાંઇજીને કાશીમાં શૌચને માટે બહુ દૂર જવાની ટેવ હતી. ત્યાંથી વળતાં તે બાકીનું પાણી હમેશાં એક ઝાડ ઉપર ઢોળી દેતા હતા. તે ઝાડમાં એક

પ્રેત રહેતો. તેણે આ જળપાનથી તૃપ્ત થઈને ગોસાંઈજીને કંઈ માગવાનું કહ્યું. આ સાંભળી તેમણે રામચંદ્રજીનાં દર્શન કરાવવાનું માગ્યું. બીચારા પ્રેતે જવાબ દીધો કે એટલી તો મારી ગુંજાસ નથી, પણ એનો ઉપાય હું બતાવું. પેલા મન્દિરમાં રામાયણની કથા થાય છે, ત્યાં એક ઘણો જ ગંદો અને કદરૂપો ઘરડો કોઢીઓ કથા સાંભળવા આવે છે. તે સૌની પહેલાં આવે છે અને સૌની પાછળ જાય છે. તે કોઢીઆના સ્વરૂપમાં સાક્ષાત હનુમાનજી જ છે. તેનાં ચરણ પકડી તમે રામદર્શન કરાવવા વીનવજો. એ સિવાય બીજો રસ્તો નથી.



તુલસીદાસજીએ આ પ્રમાણે કર્યું. રામકથા પુરી થયે સૌ ચાલ્યા ગયા પછી પેલો ઘરડો કોઢીઓ જતો હતો ત્યાં એકાંતમાં તેના પગ પકડી લીધા. કોઢીઆના સ્વરૂપમાં રહેલા હનુમાનજીએ છુટવાનાં અનેક ફાંફાં કર્યાં પણ ગોસાંઈજી તેમને છોડે તેમ ન હતા. આખરે હનુમાનજીએ કહ્યું કે તમે ચિત્રકુટ પર્વત ઉપર જાઓ; ત્યાં જરૂર રામદર્શન થશે.

ગોસ્વામીજી પરમ પ્રસન્ન થઈ ચિત્રકુટ આવ્યા. એક દિવસ વનમાં ફરતા હતા ત્યાં તેમણે જોયું કે એક હરણની પાછળ પરમ મનોહર શ્યામ અને ગૌર બે રાજકુમારો હાથમાં ધનુષ્યબાણ લઈને જતા હતા. તે તો આ જોઈને ચકિત થયા અને તેમના હૃદયમાં એ શ્યામમૂર્તિ વસી ગઈ. પરંતુ આ જ સાક્ષાત રામ લક્ષ્મણ છે એમ તે કળી શક્યા નહિ. હનુમાનજીએ આવીને તેમને પુછ્યું કે કેમ, કાંઈ જોયું? ત્યારે તુલસીદાસે કહ્યું કે બે મનોહર રાજકુંવર અશ્વ ઉપર જતા જોયા. હનુમાનજીએ કહ્યું કે એ જ રામ લક્ષ્મણ હતા. ગોસાંઈજીએ કહ્યું કે ત્યારે તો મેં લાગ ખોયો ને? આમ નહિ; મારે તો સમીપમાં રહીને દર્શન કરવાં છે. 'ફરી એક વેળા દર્શન થશે' એટલું બોલીને હનુમાનજી અંતરધાન થયા.

### તિલક કરે રઘુવીર

હવે તુલસીદાસજી રામદર્શનની આશામાં ચિત્રકુટ ઉપર જ રોકાઈ ગયા. એક દિવસે એ ભગવાનને માટે ચંદન ઘસતા હતા. ઘસતાં ઘસતાં એમના હૃદયમાં પ્રેમનો એટલો આવેશ આવ્યો કે તે રોવા લાગ્યા. ત્યારે ભગવાન આઠ નવ વરસના બાળકનું રૂપ ધરીને તેમની આગળ આવ્યા અને નમન કરી પાસે બેસી ગયા. તુલસીદાસજી આ બાળસ્વરૂપ જોઈને મોહિત થઈ ગયા, પરંતુ વ્યાકુળતાને લીધે આ વેળા પણ ઓળખી શક્યા નહિ કે એ જ પ્રભુ છે. બાળ ભગવાન બોલ્યા, 'બાબાજી! તમને મારે હાથે ચંદન અર્ચુ?' આટલું કહીને ભગવાને તુલસીદાસજીને ચંદન ચોપડવા માંડ્યું. આ વેળા હનુમાનજીએ વિચાર કર્યો કે આ અમુલ્ય સમય પણ ચાલ્યો જાય છે. હવે આજે તો તુલસીદાસને ચેતવવા જોઈએ. એમ વિચારી પોતે પોપટનું રૂપ ધરીને નજીકના ઝાડ ઉપર બેઠા અને બોલ્યાઃ

ચિત્રકુટકે ઘાટ પર, ભઈ સંતનકી ભીર;
તુલસીદાસ ચંદન ઘિસૈં, તિલક કરે રઘુવીર.

તુલસીદાસ આ સાંભળી કળી ગયા અને પૂર્ણ પ્રેમભાવે પ્રભુનાં દર્શન કર્યાં.

### રહેઠાણ

અયોધ્યા અને કાશી તુલસીદાસનાં ખાસ રહેઠાણનાં ગામ હતાં; પરંતુ એમણે મથુરા, વૃન્દાવન, કુરૂક્ષેત્ર, પ્રયાગ અને પુરી સુધી યાત્રાઓ કરી હતી. ગોસાંઈ તુલસીદાસજીએ કાશીમાં વાસ કર્યાનાં ચાર સ્થળ છે. ગંગા નદીના કાંઠાનો ગોસ્વામીનો ઘાટ તો પ્રસિદ્ધ છે. અહીં તેમણે હનુમાનજીની મૂર્તિની સ્થાપના કરી છે અને તે

'હનુમાન ફાટક' ના નામથી ઓળખાય છે. ત્યાં એક ગુફા પણ છે. તુલસીદાસજીએ આહીં જ પ્રાણ છોડ્યો હતો. બીજું સ્થાન ગોપાલમન્દિર. ત્યાં ગોસ્વામીની બેઠક છે. મુસલમાનોના ઉપદ્રવને લીધે હનુમાન ફાટકથી તે અહીં રહેવા આવેલા: ત્રીજું પ્રહ્લાદઘાટ અને ચોથું સંકટમોચન હનુમાન. એ ચોથા સ્થાનકની મોટાઈ વધારવા એમણે 'સંકટમોચન' નામનો ગ્રંથ લખ્યો છે એવું અનુમાન થાય છે. કાશીમાં તેમણે રામલીલા અને કૃષ્ણલીલા કરાવવી શરૂ કરી હતી જે હજી સુધી ત્યાં ભજવાય છે.

### મિત્ર ટોડર

ટોડર કરીને કાશીમાં ચાર ગામનો એક જમીનદાર હતો. તે રામનો ભક્ત ને તુલસીનો મિત્ર હતો. એના મરણ પછી કુટુંબમાં કંઇક ઝગડો થએલો તેમાં તુલસીદાસજી પંચ તરીકે હતા. જીંદગીભર એમણે રામ સિવાય કોઈનું કાવ્ય બનાવ્યું નથી; પણ આ ટોડરને માટે એમણે ચાર કડીઓ લખી છે. એમાંની બે આ પ્રમાણે છેઃ

> ચાર ગાંવકો ઠાકુરો, મનકો મહા મહીપ;
> તુલસી યા કલિકાલમેં અથએ ટોડર દીપ.
> તુલસી રામ-સનેહ કો સિર પર ભારી ભાર;
> ટોડર કાંધા ના દિયો, સબ કહિ રહે ઉતાર.

'મનનો મોટો રાજા ટોડર ચાર ગામનો ઠાકોર છે. આ કળજુગનો દીવો ટોડર છે. તુલસીએ પોતાના માથા ઉપર રામ-પ્રેમનો મોટો ભાર ભર્યો છે. ટોડરે પણ ટેકો ન દીધો. સૌ કહે છે કે તું જ એકલો એ ભાર ઉતાર.'

### વિધિનું ચક્ર

આ ઉપરાંત વઝીર ખાનખાના, મહારાજા માનસિંહ, મધુસૂદન સરસ્વતી વગેરે મોટા માણસો પણ ગોસાંઇજીના મિત્રો હતા. તેઓ ઘણીવાર તુલસીદાસજીને દર્શને જતા. એક સમયે કોઇએ તુલસીદાસજીને કહ્યું કે પહેલાં તો તમારી પાસે કોઈ ન આવતું, ને હવે મોટા મોટા માણસો આવે છે એ શું? એમણે જવાબ વાળ્યો કે

> ઘરઘર માંગે ટૂક, પુનિ ભૂપતિ પૂજે પાય;
> તે તુલસી તબ રામ બિનુ, યે અબ રામ સહાય.

'જે તુલસી ઘેરઘેર ટુકડા માંગતો તે રામ વિનાનો હતો; પરંતુ જે તુલસીના હવે રાજાઓ પગ પુજે છે તે રામ વાળો છે.'

### ભક્તિનો મહિમા

તુલસીદાસજી પહેલાં રામાનંદપંથી સ્માર્ત વૈષ્ણવ હતા. તે શંકરાચાર્યના અદ્વૈત જ્ઞાનથી પણ માહીતગાર હતા. છતાં એમની ભક્તિ તો રઘુકુલનંદન શ્રીરામમાં જ ઠરી હતી. એ આકાર વિનાના પ્રભુને ન માનતા; શરીરધારી ઈશ્વરને ભજતા. 'વિનયપત્રિકા'માં જુદાજુદા દેવોની સ્તુતિઓ કરતાં છેવટે તો એ માત્ર રામભક્તિનો વર જ માગે છે. ભક્તિનો મહિમા ગાતાં એ કહે છે કે ભક્તિ વિનાનો જ્ઞાની હશે અને તેને મોક્ષ મળ્યો હશે તોપણ તે સ્થિર ટકશે નહિ. ભક્તિથી મોક્ષ મળે છે, પણ ભક્તિ માત્ર મોક્ષનું સાધન નથી.

> 'રામ ભગતિ સોઇ મુકુતિ ગોસાંઇ'

'હે ગોસાંઈ, રામભક્તિ પોતે જ મુક્તિ છે.' ભક્તને તો ઇશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની છે.

### ભક્તકવિ

તુલસીદાસજીના બરોબરીઆ હિન્દી કવિ એક સૂરદાસ અને બીજા દેવ છે. તુલસીદાસજીએ છ મોટા અને છ નાના ગ્રંથો લખેલા છે. મોટા ગ્રંથોમાં 'રામચરિત માનસ' અને 'વિનયપત્રિકા' તથા નાના ગ્રંથોમાં 'જાનકીમંગલ', 'રામસતસઇ' વગેરે છે. તુલસીદાસજીએ રામાયણ જુદાજુદા વૃત્તોમાં લખી છેઃ જેવી કે છપ્પય રામાયણ, દોહા રામાયણ, ઝુલણા રામાયણ, કુંડલીઆ રામાયણ અને કવિત્ત રામાયણ. એમની એક પણ કવિતા રામના ગુણગાન વગરની નથી. આખી જીંદગી સુધી રામજપ કરનાર એ કેવા મહાન ભક્ત હશે! તુલસીદાસજીને બીક હતી કે મારી કવિતાના ટીકાકારો મારી હાંસી કરશે; તેથી તેમણે વિનતિ કરી છે કે તેઓએ બીજા સઘળા તર્ક છોડીને માત્ર કથા સાંભળવામાં જ મન રાખવું.

### રામચરિત માનસ

આપણે જેને તુલસીકૃત રામાયણ તરીકે ઓળખીએ છીએ તે જ આ રામચરિત માનસ. રામચરિત એ મોટું માનસરોવર છે એમ માનીને તુલસીદાસજીએ

એના સાત ભાગ પાડ્યા. તે દરેક ભાગને 'સોપાન' નામ આપ્યું. સોપાન એટલે પગથીઉં. આપણે એ દરેક સોપાનને 'કાંડ' કહીએ છીએ. તેમાં સૌથી 'બાલકાંડ' ઉત્તમ છે. ગોસાંઈજીએ રામચરિત માનસ પોતાના અંતઃકરણની પ્રસન્નતા' ખાતર રચ્યું છે. એ છસો પાનાનો મોટો ગ્રંથ છે. તેમાં આઠ આઠ ચોપાઈઓ પછી એક દોહો અથવા બીજો કોઈ છંદ આવે છે. ચોપાઈ તો તુલસીદાસની જ. 'ચોપાઈ તુલસીદાસકી' એ પદ લોકોમાં પ્રચલિત છે. દરેક કાંડની શરૂઆતમાં અનેક દેવની સંસ્કૃત શ્લોકમાં કે છંદમાં સ્તુતિ કરેલી છે. રામચરિત માનસનું પ્રથમ શુદ્ધ સંસ્કરણ ડૉ. ગ્રીઅર્સને કર્યું. તુલસીદાસને હાથે લખાએલી રામાયણની માત્ર બે પ્રત હતી; જેમાંની એક કાશીમાં ને બીજી રાજાપુરમાં હતી. કાશીની પ્રત હાલ મળતી નથી. રાજાપુરની પ્રતમાં સાતે કાંડ હતા. તેને કોઈ ચોર ચોરી જતો હતો. જ્યારે એ પકડાવાની અણી પર હતો, ત્યારે તેણે એ પ્રતને જમના નદીમાં ફેંકી દીધી. તેમાંથી માત્ર એક અયોધ્યા કાંડ બચી શક્યો છે. તુલસીદાસે ૪૩ વરસની ઉમરે રામાયણ લખવાનું આદરેલું. ડૉ. ગ્રીઅર્સન લખે છે કે 'અંગ્રેજોમાં બાઈબલ છે તેના કરતાં યે વધુ હિન્દુ લોકોમાં રામાયણ પ્રસરેલું દેખાય છે. તુલસીદાસજીએ રામાયણમાં ગ્રામ્ય ભાષાના શબ્દો એવા તો ઉચિત અને સરસ અર્થમાં વાપર્યા છે કે એની ભાષા એ હૃદયની ભાષા બની ગઈ છે."

**પ્રસાદ**

विपत्तिषु अव्यथो दक्षो
नित्यं उत्थानवान् नरः ।
अप्रमत्तो विनीतात्मा
नित्यं भद्राणि पश्यति ॥

**જે માણસ સંકટકાળે વ્યાકુળ થતો નથી, જે સદા સાવધાન તથા ઉત્સાહી હોય છે, જે પ્રમાદરહિત હોય છે, અને જેનું મન સારી રીતે કેળવાએલું છે, તે માણસ હમેશાં કલ્યાણપરંપરા અનુભવે છે.**

### વિનયપત્રિકા

વિનયપત્રિકા કેમ લખાઈ તે વિષે એવી લોકકથા છે કે એક દિવસ એક ખૂની યાત્રાળુએ આવી પુકાર નાખ્યો, 'રામનામની ખાતર આ ખુનીને કોઈ ખાવા આપો.' તુલસીદાસ પોતાના ઈષ્ટદેવનું નામ સાંભળી બહાર આવ્યા. તેને ઘરમાં તેડી ગયા, પ્રસાદ આપ્યો અને કહ્યું કે તું પાપમુક્ત થયો છે. કાશીના બ્રાહ્મણોએ વાંધો લીધો કે ખુનીનું પાપ એમ કેમ છુટે? તુલસીદાસે જણાવ્યું કે હૃદયના ખરા પશ્ચાત્તાપથી એમ થઈ શકે. બ્રાહ્મણો ન માન્યા. આખરે એવો ઠરાવ થયો કે જો શંકરનો પોઠીઓ ખુનીના હાથમાંથી ઘાસ ખાય તો તેને પાપમુક્ત ગણવો. અને ખરે જ આમ થયું! તુલસીદાસે આ દાખલાથી પુરવાર કરી બતાવ્યું કે પ્રભુ પશ્ચાત્તાપથી મોટા પાપીને પણ તારે છે. આને પરિણામે કળજુગ ખુબ ખીજાયો. તેણે તુલસીદાસને ધમકી આપી કે આમ જો પાપીઓને તારીશ અને પુણ્ય વધારીશ તો તને ગળી જઈશ. ગોસાંઈજીએ આ બધી વાત હનુમાનજીને કહી. હનુમાને રામની હજુરમાં અરજી કરવા સલાહ દીધી. તે પરથી તુલસીદાસે 'વિનયપત્રિકા' લખી. એમાં ૨૮૦ પદ છે. આ પદોમાં અનેક દેવની સ્તુતિઓ અને પોતાનું દુઃખી જીવન ગાયું છે. છેલ્લા પદમાં એમણે લખ્યું કે આ અરજી રામચંદ્રજી સહી કરી મંજુર કરે. કહેવાય છે કે એ વિનયપત્રિકાને કાશીવિશ્વનાથના મંદિરમાં મુકી હતી ત્યાં વિશ્વનાથજીએ જાતે એના ઉપર સહી કરી દીધી હતી!

### ચોરને દંડ

એક રાતે તુલસીદાસની ઝુંપડીમાં ચોર ચોરી કરવા આવ્યા. પરંતુ એક શ્યામસુંદર બાળકને ધનુષ્યબાણ ધરીને પહેરો ભરતો જોઈને તેઓ નાસી ગયા. બીજી રાતે પણ ચોર લોકોને એવો જ અનુભવ થયો. સવારે તેઓએ તુલસીદાસને આ બાબત પુછી. એ તો મનમાં પામી ગયા કે એ શ્રીરામ જ હોવા જોઈએ. પણ પોતાને ખાતર પ્રભુ આટલું કષ્ટ ઉઠાવે એ તેમને ડંખ્યું, તેથી તેમણે ચોરોને પોતાનું સર્વસ્વ દઈ દીધું.

ચોર લોકો તો આ વાત જાણીને રામના ભક્ત બની રહ્યા.

**જીવનદાન**

એક વાર કોઈ બ્રાહ્મણ મરી ગએલો હોવાથી તેની સ્ત્રી સતી થવા જતી હતી. રસ્તામાં ગોસાંઈજીને જોઈ તેણે નમસ્કાર કર્યા. ગોસાંઈજીએ આશીષ આપી, 'સૌભાગ્યવતી હો.' લોકોએ કહ્યું કે એનો પતિ તો હમણાં જ મૃત્યુ પામ્યો છે! તુલસીદાસજીએ જણાવ્યું કે હું પાછો વળું ત્યાં સુધી એને બાળશો નહિ. આમ કહી તે ગંગાકાંઠે સ્નાન કરવા ગયા. ત્યાં તેમણે ત્રણ દિવસ સુધી ભગવાનની સ્તુતિ કરી; અને પાછા વળી એમણે બ્રાહ્મણનું શબ સજીવન કર્યું!

**ચમત્કાર!**

આ વાત બાદશાહને કાને પહોંચી. તેણે ગોસાંઈને બોલાવી મંગાવ્યા અને કંઈક પરચો બતાવવા કહ્યું. તુલસીદાસે જણાવ્યું કે હું તો રામનામ સીવાય કશું જાણતો નથી. બાદશાહે ધમકી દીધી કે જ્યાં સુધી ચમત્કાર બતાવશો નહિ ત્યાં સુધી તમને છોડીશ નહિ. તુલસીદાસે હનુમાનજીની પ્રાર્થના કરી. હનુમાનજી વાનરની સેના લઈ કોટ ઉપર ચડ્યા અને બાદશાહને એટલો રંજાડ્યો કે એ ગોસાંઈજીને પગે પડ્યો અને બચાવ કરવા આજીજી કરી. ફરી તુલસીદાસે પ્રાર્થના કરી તેથી વાનરસૈન્ય પાછું વળ્યું. બાદશાહે આ ચમત્કાર જોઈને તેમને છોડ્યા.

**ભક્તાધીન ભગવાન**

એકવાર દિલ્હીથી ગોસાંઈજી વૃન્દાવન ગએલા. ત્યાં મદનગોપાલની હવેલીમાં દર્શને ગયા. પણ ત્યાં કૃષ્ણમૂર્તિનાં દર્શન થવાથી આ દોહરો બોલ્યા:

કા બરનઉં છબિ આજકી, ભલે બિરાજેઉ નાથ;
તુલસી મસ્તક તબ નમે, ધનુષબાન લેઉ હાથ.

કહે છે કે કૃષ્ણમૂર્તિએ તરત ધનુષબાણ ધરીને તુલસીદાસને રામચંદ્રના રૂપમાં દર્શન દીધાં!

**મંગરુની મહેમાનગતી**

એક સમે ગોસાંઈજી ગાયઘાટના રાજા ગંભીરદેવનું આતિથ્ય સ્વીકારી બ્રહ્મેશ્વરનાં દર્શન કરવા કાંત નામના ગામે આવ્યા. અહીં એમને કાંઈ ખાવાનું મળ્યું નહિ. ત્યાંના લોકોનો રાક્ષસી સ્વભાવ જાણ્યા છતાં એ આગળ જવા લાગ્યા. રસ્તામાં મંગરુ નામે એક આહીર મળ્યો. મંગરુ પોતાની ગૌશાળામાં સાધુસંતોને આશ્રય આપતો. ગોસાંઈજીને તે પોતાને ત્યાં તેડી ગયો અને થોડું દુધ દીધું. ગોસાંઈજી મંગરુ ઉપર પ્રસન્ન થયા અને કહ્યું કે 'વર' માગ. મંગરુએ માગ્યું કે પ્રભુમાં મારો દૃઢ વિશ્વાસ બેસે અને મારો વંશવેલો વધે. ગોસાંઈજીએ કહ્યું કે તમે આહીરો તો લુંટફાટ કરનારી જાત છો. પરંતુ તું એ ધંધો છોડી દઈને કદિ ચોરીચખારી નહિ કરે અને કોઈને દુઃખ નહિ દે તો મારું વરદાન ફળશે. શાહાબાદ જીલ્લામાં આ વાત પ્રસિદ્ધ છે. મંગરુના કુળમાં હજી કોઈ ચોરી કરતું નથી. અહીંથી ગોસાંઈજી બેલાપતીત ગયા. આ ગામનું નામ સારૂં ન હોવાથી તુલસીદાસજીએ રઘુનાથપુર રાખવા સુચવ્યું, કે જેથી માણસો અજાણતાં પણ રામનું નામ લે. એ રઘુનાથપુર હજી પ્રસિદ્ધ સ્થળ છે.

**સ્વભાવ**

સીતા અને કૌશલ્યા જેવાં સર્વોત્તમ સ્ત્રીપાત્રો સરજવા છતાં સ્ત્રીજાત માટે તુલસીદાસજીને સારો મત હતો નહિ. એનું એક કારણ એ હોય કે એમને માતાનું વાત્સલ્ય મળેલું નહોતું. એમનો સ્વભાવ અત્યંત સરળ, શાન્ત, ગંભીર અને નમ્ર હતો. સદાચારની તો એ સાક્ષાત મૂર્તિ! એમના હૃદયમાં કે કાવ્યમાં ક્યાંય કુભાવ નથી. દરેક મનુષ્યને માટે એમના મનમાં દાઝ હતી.

**મહામારી અને મૃત્યુ**

ઇ. સ. ૧૬૧૬માં ભરતખંડમાં પ્લેગ આવ્યો અને પુરાં આઠ વરસ ચાલ્યો. તુલસીદાસજીને આ રોગ થએલો; કારણકે 'હનુમાન બાહુક' ગ્રંથમાં આ મહામારીનું વર્ણન કર્યું છે. ત્યાર પછી ગોસાંઈજીનું આરોગ્ય નબળું પડ્યું, બાહુનું દર્દ જાગ્યું, હાથપગમાં પીડા ઉપડી અને તાવ આવવા લાગ્યો.

અંતે કાશીકાંઠે સંવત ૧૬૮૦ ના શ્રાવણ સુદ સાતમને દિને ગોસ્વામી તુલસીદાસજીએ દેહ મુક્યો. હમણાં જ એમની ૩૦૦મી સંવત્સરી ગઈ.

પ્રણામ હો તે પરમ ભક્તને.

## આવ્યો ઉનાળો ધમધમતો.

ગાન મલ્હાર છકમાં નાચી,
વિધવિધ રંગે ફુલીફાલી,
વન ઉપવન જંગલમાં રાચી
હીંડોળે ઝુલંતી ચાલી;
ત્યાં તો રાતોતાતો થાતો
આવ્યો ઉનાળો ધમધમતો.

ચમક વસંતી પ્રૌઢ બનીને
ઘેરે રંગે રહી વિરાજી,
ઘેરાં ઉપવન, પંખી-કલરવ,
ઘેરી કોયલડી રહી ગાજી;
ઘેરો સૂરજ ઊગી નમતો
આવ્યો ઉનાળો ધમધમતો.

સૂકાં રણ ને સૂકા વગડા,
સૂકાં નાનાં નદી—નિર્ઝરણાં,
સૂકે ડુંગર દવના ભડકા,
દોડે મૃગજળ દેખી હરણાં;
કોતર નિર્જનમાં ધુધવતો,
આવ્યો ઉનાળો ધમધમતો.

શ્રમજીવીનો સંગાથી થઈ
લાંબી દિનચર્યામાં ફરતો,
ધનવાનોને ઉપાડી જઈ
પહાડની ચોટી પર ધરતો;
ગરીબની ઝુંપડીએ ભમતો
આવ્યો ઉનાળો ધમધમતો.

લીલી લીલી મંજરીઓની
કરમાણી સુકોમળ કાયા,
કેસરભરીઆં કેસુડાં યે
ખરી પડીને ભોંય છવાયાં;
ખટરસ-મીઠે ફળ લુમઝુમતો
આવ્યો ઉનાળો ધમધમતો.

મીઠાં મંદ પવન, શીતળ જળ,
મીઠાં ચંદન, હોજ, ફુવારા,
મીઠાં ફળ ને મધુરાં ફુલડાં,
મીઠી ચંદાની રસધારા;
મીઠી કુંજ નિકુંજે રમતો
આવ્યો ઉનાળો ધમધમતો.

ધરતીને ખૂબ તાવી તાવી
સુંદર મોંઘા રસકસ ધરતો,
સાગરનાં જળ શોષી શોષી
વાદળના ભંડારો ભરતો;
વંટોળાથી આભે રમતો
આવ્યો ઉનાળો ધમધમતો.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ.



# મેહદુમ કુલી

તુર્ક જાતિના સરદારના તંબુમાં ગવૈયાઓ ગાનતાનમાં બેઠા હતા. સરદાર મેહદુમ કુલી ફક્ત ચીજ સાંભળવામાં મશગુલ થયો હતો. તુર્ક ટોળીના લડવૈયાઓ તેની આજુબાજુ ગોળ કુંડાળામાં ગોઠવાયા હતા.

મેહદુમ કુલી તરફ તેઓનો બહુ ચાહ નહોતો. તેના બાપને તેઓ 'શમ' કહી બોલાવતા. શમ એટલે મહાન યોદ્ધો. મેહદુમ કુલી પોતાના બાપને પગલે ન ચાલતાં તદ્દન જુદે રસ્તે વળ્યો હતો. લડાઇની તેને હોંશી પડી નહોતી. તે નામર્દ હતો એમ નહિ. તે અતિશય બહાદુર ને સખી દિલનો હતો. પણ લડાઇ કરતાં શાન્તિ તેને વધુ ગમતી. યુદ્ધોની ફારમી ચાસો કરતાં ગવૈયાઓનાં ગાયનો તે પસંદ કરતો. વળી એ જુવાન હતો તેથી નિર્દોષ રમતોમાં અને મિજલસોમાં મજાહ લૂંટતો.

લડવૈયાઓનાં દિલ આ કારણને લીધે બળી રહ્યાં હતાં. તેઓ પોતાના જુવાન સરદારને સાચી રીતે પીછાની ન શક્યા. સઘળા તેને ડરપોક માનતા અને અંદર અંદર વાતો કરતા કે આપણી તુર્ક ટોળીની નામના આના બાપની જોડે જ ગોરમાં દટાઈ પરવારી.

ગાણું થોડીવાર બંધ પડ્યું. આ લાગ જોઈ કરચલીઓવાળો, પળીઆં આવેલ એવો ઘુરોબખ એક લડવૈયો બેઠો થયો અને કુરતસ બજાવી પોતાનું દિલ ખોલી બોલ્યો:

'બહાદુર સરદાર શમના ઓ જવાન ફરજંદ! આ જઇફના બે સખુન સાંભળ અને દાના આદમીઓની સલાહ માન. તુર્ક ટોળીના જવાં મર્દો તો મયદાને જંગમાં સનસનાટી કરતાં તીરોના વરસાદ અને ભાલાના ચમકારની વીજળી વચ્ચે ખેલનારા છે. આવી શુરી કોમનો, ઓ મેહદુમ કુલી, તું સરદાર છે. ક્યાં છે તારાં હથીઆર ને બખ્તર, ને ક્યાં છે તેં જીતેલા જંગોની નામના? આથી જ તો ફરાનીઓ બહાદુર તુર્ક ટોળીની મશ્કરી ઉડાવે છે. મેહદુમ! ઊઠ, અને આ બદનામીમાંથી તારી કોમને બચાવ. દુશ્મનો પણ એમ ન કહે કે તુર્ક સરદાર નામર્દ છે, કે મોતથી બીએ છે. લાયક બાપના લાયક બેટા તરીકે તારી જાતને તું પુરવાર કર.'

મેહદુમ કુલી આ ઘરડા સીપાહને જવાબ દેવા ગાદીતકીએ ટટ્ટાર થયો. તેણે કહ્યું કે 'ખુદાની આ ખલકમાં સૌકોઇને પોતપોતાનું કામ સોંપાઈ ગયું છે. શું તીરકામઠું હરરોજ ચઢાવેલું તૈયાર જ જોઇએ? શું તુર્ક લડવૈયાઓએ પણ કયારેક જોર જમાવવા ખાતર આરામની ઘડી ન હુંફવી? મારા બાપ લડાઇને લાયક શખ્સ હતા; મને સુલેહસંપ ગમે છે. મારા તંબુમાં મને અક્કલમંદ આદમીઓ જોઇએ છે. આપણા ઉસ્તાદો કુદરતની કરામતોનાં અને ખુબસુરત પરીઓનાં ગાયનો ગાય તે સાંભળવાનો મને શોખ છે. ખુનો અને કતલો કરતાં આ ચીજ બુરી છે શું?'

પણ મેહદુમ કુલીની મહેનત—દલીલ—બરબાદ ગઇ. એ પોતાનાં માણસોને કબુલ કરાવી ન શક્યો કે લડાઇના કરતાં સુલેહના ફાયદાઓ ઓછા ન હોય.

સરદારનાં સખુન સાંભળી લડવૈયાઓને ખીજવાટ છુટ્યો. તેઓ બબડ્યા: 'કાયર! કામનો ચોર! પથરાઓ પરથી ચાલ્યા જતા પાણીના રેલા જેવા એના બોલ ઉપરછલ્લા છે.'



અને ખરે જ, નામર્દ ઠરેલા માણસ માટે મોતની સજા દેવાનો એ જાતિમાં રીવાજ હતો ત્યારે સરદારે પોતાનો આ ઇરાદો પોતાની કોમ આગળ રજુ કર્યો ત્યારે તેઓએ ભારે ખુશાલીથી તેને મુબારકબાદી દીધી.

ઘોડેસવાર થઈ મેહદુમ પોતાની સામે લડે એવો સમોવડીઓ દુશ્મન શોધવા નીકળ્યો. મુળે એ કજીઆખોર નહિ, એટલે એને દુશ્મન તો ક્યાંથી જ હોય! છેવટે મહા મુશ્કેલીથી તેને એક હરીફ મળ્યો. તેનું નામ અદીન હતું. એ બહાદુર હતો, પણ મેહદુમ કુલી તેને ટક્કર મારે તેવો જબરો હતો. કુશળ સરદારે લડાઈમાં અદીનને હરાવ્યો, બાંધ્યો અને કેદી કરી પોતાના પડાવ તરફ લઈ ચાલ્યો.

તુર્ક-જાતની વાઘણ ગણાતી એની માએ પણ તેને આ આશન કપરો દીધો.

મેહદુમ કુલીને એકલો છોડી સાથેવાળાઓની ટુકડી ઉપડી ગઈ. સઘળા લોક પોતાને નામર્દ લેખે છે એ જાણી તેના અફસોસ ને પરેશાનીનો પાર ન રહ્યો. મનમાં ને મનમાં એ ગણગણ્યો, 'મારે મારેની આ જુઠી ગેરસમજ મારે ચટકાવવી જોઈએ. તબેલામાંથી હું મારો આમાંમક ઘોડો છોડીશ અને હથીઆર સજીશ. મુશ્કેલીમાં મારૂં મુરાતન—મારૂં પાણી બતાવવા હું બહાર પડીશ. જો તેમ નહિ બને તો પાછો વળીશ અને તુર્ક જાતિના ધારદાર તલવારના ઝટકા હેઠળ માથું મુકીશ.'

સુરજ માથે આવી તપવા લાગ્યો. લડાઈનો થાકેલો પાકેલો મેહદુમ એક નદીને કાંઠે પોતાના કેદીને એક તરફ બાંધેલો મુકી જરા આરામ લેવા આડો થયો, અને અકનવા વિચારમાં થોડી જ વારમાં મીઠી નીંદમાં પડ્યો.

ઉપવાસ તરફ ભારે વરસાદો થવાથી નદીમાં તાણ આવ્યું હતું. પુરપાટ ધસતું પાણી કાંઠા ઉપર પછડાતું હતું. જે ભેખડ પર ઉંઘતો મેહદુમ પડેલો હતો તેની નીચેની માટી ધોવાતી જતી હતી અને ભેખડ તુટી પડવાની અણી પર હતી.

કેદી અદીન જરા દૂર બેઠો હતો. અચાનક તેની નજર ભેખડની નીચેના ભાગ પર પડી. આ કોરાકીની

ઘડી તે પામી ગયો. પોતાના હાથપગ બાંધેલા છતાં તે મેહદુમનો બચાવ કરવા તૈયાર થયો. લોટતો લોટતો તે મેહદુમની નજીક પહોંચ્યો, તેને દાંત વડે જકડીને પકડ્યો અને એક ઝટકે વખતસર ખેંચી લીધો. બીજી જ પળે કાંકાની ભેખડ તુટી પડી. અદીન ન હોત તો મેહદુમ આ ઘોડાપુરમાં ઘસડાઈ જઈ ડુબી મુઓ હોત.

મેહદુમ કુલી આ ઉપકારનો બદલો કેમ વાળે? તેને એક જ વિચાર આવ્યોઃ 'અદીનનો છુટકારો.' તેણે એના બંધ છોડી નાખ્યા અને પોતાના ઘોડા ઉપર બેસાડી દઈ એના ઘર તરફ રવાના કર્યો.

દિલગીરીમાં ધીમે પગલે મેહદુમ ટુકા છાવણી તરફ પાછો ફર્યો. પોતાની મર્દાનગી ખરી ઠરાવવાના, ને નહિ તો તલવારથી ધડ જુદું કરાવવાના તેણે સોગંદ ખાધા હતા. પોતાની મર્દાનગીની અને લડાઈની જીતની ખાતરી આપવા તેની પાસે હવે કૈં જ સાબીતી રહી નહોતી. તેને તો ખાતરી હતી કે ટુકા ટોળી એની કોઈ વાત માનવાની નથી.

સાંજ પડ્યે એ છાવણીમાં જઈ પહોંચ્યો. અને તેણે ધાર્યું હતું તેમ જ બન્યું. એના દોસ્તો, નાજુક દિલની કન્યાઓ અને કેટલાક જંગલી જેવા સીપાઈએ પણ પોતાના સરદારની આખરની ઘડી આવેલી જાણી રોવા લાગ્યા. જીવને જોખમે પણ જે પોતાનું વચન પાળવા તૈયાર થયો હતો તેની બહાદુરીને તેઓ વખાણ્યા વગર રહી ન શક્યા, પણ સોગંદ તે તો સોગંદ. મેહદુમ કુલી માટે કોમ આગળ કાંઈ પણ અરજ ગુજારવાની તેઓની હિમ્મત ન ચાલી.

* * *

તાતી તલવાર તડકે ચળકાટ કરી રહી છે. ટુકા સરદાર પોતાની કોમના લોકો વચ્ચે બાંધેલો પડ્યો છે. જલ્લાદ હાથમાં તલવાર લઇ આગળ આવે છે.

એટલામાં દૂરથી એક અવાજ આવ્યો, 'સબુર'. કેદી મેહદુમ તરફ એકીટશે જોઇ રહેલા લોકોની નજર એ અવાજ ભણી વળી. કોઇ ઘોડેસવાર છાવણી તરફ પુરપાટ દોડ્યો આવતો હતો.



એ બીજેને કાંઇ નહિ પણ અદીન હતો. લડાઇમાં પોતાને છતનાર મેહદુમે જેકે છુટકારાની રકમ માગી ન હતી, તોપણ સન્માનની રાહે અદીન તે ભરવા આવ્યો હતો.

નજીક આવી તે તરત ઘોડેથી કુદી પડ્યો અને મેહદુમ આગળ દોડી આવી તેના બંધ કાપી રોવા લાગ્યો. કુકા કોમના લોકો તાજુબીથી આ બધું જોઇ રહ્યા.

પછી અદીને સહુને વાતની ફોડ પાડી. મેહદુમ કુલીએ તેને લડાઇમાં કેવી રીતે હરાવ્યો હતો, પોતે કેદી તરીકે મેહદુમ કુલીને પૂરમાંથી કેમ બચાવી લીધો હતો અને છેવટે બન્ને કેમ દોસ્તદારો બની ગયા હતા એ સઘળું કહ્યું.

અદીને વધુમાં જણાવ્યું કે 'આવા રહીમ અને સખી દિલના મેહદુમને એક મોતમાંથી છોડાવીને શું બીજા નાગીઝ મોતમાં હું ધકેલી દઉં? હું એનો ગિરાદ છું—બંદો છું. જુઓ, મારા છુટકારા બદલની રકમ હું લાવ્યો છું.'

સોનાની અશરફીઓ ભરેલી થેલીઓ જોઈ કુકા જાતિના લડવૈયાઓને ખાતરી થઇ કે અદીનની વાત સાચી છે. આ સિવાય બીજી કોઈ રીતે એમને પતીજ પડત જ નહિ. હવે સઘળા ખુશખુશ થઇ ગયા. તેઓને ભાન થયું કે તેમનો સરદાર ખરો બહાદુર છે. વળી એક સખુન ઉપર જાન કુરબાન કરવામાં તો તેણે સૌના કરતાં વધુ હિમ્મત બતાવી હતી.

---

## જરા ચેતજો

ઘરકામમાં મશગુલ થએલી એક સ્ત્રી પોતાના બાળકને ધવડાવતી હતી. પડખે ઘોડીઉં પડેલું. ચોમાસાનો મુશળધાર વરસાદ હતો. ભેજ અને ટાઢીથી ડરી ગએલો એક વીંછી ક્યાંક ભરાઈ રહેવાના ઠેકાણાની ખોળમાં ઘોડીઆના પાયાપર ચડ્યો, અને ત્યાંથી ઘોડીઆની હુંફવાળી ખોઇમાં જઈ ભરાયો.

બાળકને નીચે સુવાડી માતા કામમાં પડી; પણ સુખ ન થવાને લીધે બાળક રોવા માંડ્યું. આથી કામમાં હરકત થતાં માતા કંટાળી. વળી પાછું બાળકને ધવડાવીને નીચે મુક્યું; પણ એ રડતું બંધ ન થયું. ખુબ કામ પડેલું તેથી તેણે એકદમ એક બે લપડાક ખેંચી કાઢી, અને ઘોડીઉં ઝાટક્યા કે ખખેર્યા વિના એમ ને એમ સુવાડી ઝટપટ હીંચોળવા લાગી. તરત અંદર ભરાઇ બેઠેલા વીંછીએ, બાળક નીચે દબાઇ જવાથી ડંખ દેવા શરૂ કર્યા. બાળકે ચીસો પાડી. મુર્ખ માતાએ જાણ્યું કે એ તો હઠીલું છે. એને સુવું નથી તેથી એમ કરે છે. વીંછીના ડંખ અને બાળકની ચીસો બંને વધવા લાગ્યાં. તેમ તેમ માતા જોરથી ઘોડીઉં હીંચોળવા લાગી. અંતર ફાડી નાખે એવી ચીસો અંતે એનાથી ન ખમાઈ અને બાળકને તેડી એના દુઃખનું કારણ વિચારવા લાગી. એવામાં નાસી છુટેલો વીંછી ઘોડીઆમાંથી ઉપર ચડતો દીઠો. બાળકના કુમળા વાંસામાંથી જુએ તો લોહીની ધાર અને પાર નહિ એટલા ડંખ! આખરે તો એ માતા હતી. આ જોઈ એને હૈયે હજાર વીંછીની વેદના થઈ. અત્યંત પીડાને લીધે બાળક મરણશરણ થયું.

પોતાના અને પોતાનાંના સુખ માટે જરાક વધુ કાળજી લઇએ તો કેટલું દુઃખ ઓછું થઈ શકે?



# માડાગાસ્કરના વતનીઓ

માડાગાસ્કર આફ્રિકાના અગ્નિ પ્રણામાં ૨૫૦ માઇલ દૂર આવેલો દ્વિપ છે. માડાગાસ્કરનું નામ માર્કોપોલો નામના માણસ ઉપરથી પડેલું છે. હાલ આ ટાપુ ફ્રાન્સના તાબામાં છે. ફ્રેન્ચ સરકારનું થાણું માડાગાસ્કરની રાજધાની આન્તાનાનારીવોમાં છે. આ બેટ લંબાઇમાં આશરે ૧૦૦૦ માઇલ અને પહોળાઇમાં ૩૦૦ માઇલ છે. એનો મધ્ય પ્રદેશ પર્વતની હારથી ઘેરાએલો છે. આ બેટમાં ઘાડાં જંગલો આવેલાં હોવાથી ચિત્રવિચિત્ર પ્રાણીઓ અહીં બહુ થાય છે. પક્ષીઓનાં રંગબેરંગી પીછાં અહીં ઘણાં મળી શકે છે. અહીં મોટી સંખ્યામાં હળદરનાં ઝાડ થાય છે. ઉપરાંત, રાવેનલા નામનું એક વિચિત્ર ઝાડ એવું થાય છે કે તેનાં પાંદડાંઓના ઝુમખામાં શીતળ અને નિર્મળ પાણી ભરેલું મળી આવે છે! આ ઝાડને પ્રવાસી વૃક્ષ કહે છે.



માડાગાસ્કરના મુળ વતનીઓ: સકાલવા લોકો

અહીં વાંદરાં શુમાર વિનાનાં છે, અને તેમની અસંખ્ય જાતો છે. તેમાં લેમર્સ નામની જાતનો વાંદરો બહુ ભયંકર હોય છે. નદીઓમાં મગરો બેશુમાર હોવાથી અહીંના વતનીઓને સદા ચેતતા રહેવું પડે છે. સિંહ, છપ્પા, છરાપ, હાથી, ગેંડા વગેરે મોટાં પશુઓ અહીં નજરે પડતાં નથી.

માડાગાસ્કરમાં જુદી જુદી જાતના મનુષ્યો વસે છે. તેમાં મુખ્ય હબસી, આરબી અને સકાલવા જાત છે. સકાલવા એ આ ટાપુની મુળ નિવાસી જાત છે. આ લોક ખાસ કરીને પશ્ચિમ કીનારા તરફ રહે છે. આ જાતિનાં માણસોનો રંગ પણ હબસીઓને કેટલેક મળતો અને પાકેલાં જાંબુ જેવો હોય છે. તેઓ શરીરે ખુબ મજબુત હોય છે. તેમના વાળ લાંબા ને ગુંચળાંવાળા, તથા આંખો ખુબ લાંબી હોય છે. નાકમાં નથની પણ તેઓ મોટી પહેરે છે.

આ જાતિનો મુખ્ય ધંધો માછીમારનો છે. તેઓ સ્વાભિમાની અને સ્વતંત્ર છે. હુન્નરઉદ્યોગ કરતાં તેઓ લડાઇ અને શીકારને વધારે પસંદ કરે છે. તેઓનો ખોરાક મુખ્યત્વે કરીને ચોખા અને માછલીનો જ છે. જે લોકો સમુદ્રકીનારાથી દૂર વસે છે તેઓ ખેતી કરે છે; પરંતુ તેમનો યે મુખ્ય ખોરાક તો માછલી જ. ઘણા લોકો ઢોરનાં ટોળાં લઈ સહકુટુંબ ફરે છે; પણ નવાઈ જેવું તો એ છે કે તેઓ દુધનો મુદ્દલ ઉપયોગ કરતા નથી. માત્ર ખેતી અને ખોરાકમાં તેઓ ઢોરનો ઉપયોગ કરે છે. આ લોકો માંસાહારી છે.

નથી તેઓમાં સદા કુસંપ રહ્યા કરે છે. પાંડાઓ પણ એકબીજાથી ખીતા રહે છે. પ્રસંગ આવ્યે લડાઇ

પણ થાય છે. પકડાએલા માણસોને ગુલામ બનાવવાનો રીવાજ તેમનામાં છે. કેટલીક વાર તો તેઓ ગુલામોને વેચે પણ છે.

શહેર અને ગામનું રક્ષણ કાંટાળા થોરની વાડોથી કરવામાં આવે છે. આ થોરની વાડો સો સો વાર પહોળી કરવામાં આવે છે. આ વાડો એટલી મજબુત હોય છે કે એમાં થઈને ચોર લુંટારા કે શત્રુઓ તો ન આવી શકે, પણ ફ્રેન્ચ તોપના ગોળાઓ પણ પેસી શકતા નહિ!

અહીંની એક જાતિના લોકોમાં એવો રીવાજ છે કે ઘાસનું એક તણખલું વાવ્યા વગર કોઈ માણસ ઝરણાનું પાણી પી ન શકે. વઝિમ્બા નામની એમની વનદેવીને રીઝવવા ખાતર આ લોક આમ કરતા લાગે છે.

શોક પાળવાની આ લોકની રૂઢી બહુ કઠોર છે. કોઈ છત્રી લઈને ચાલી ન શકે, સીસોટી વગાડી ન શકે કે માટીનાં વાસણ ઘડી ન શકે. મોઢેથી હસવું કે તાળી પાડવી, વાળ ઓળવા કે દાતણ કરવું એ શોક હોય ત્યારે તદ્દન અમર્યાદ ગણાય છે.

અહીંના લોકો માણસ મરી ગયા પછી મુરદાને દાટે છે; અને મરણ પામેલા માણસની સાથે એનો નાણાંનો ભંડાર પણ દાટી દે છે. પાછળથી ચોરી કરવાની દાનતથી કબર વીખનારને તો આ લોકો પીંખી જ ખાય છે.

અહીંની બેત્સીલીઓ નામની જાતના લોકો સાપને કુટુંબના માણસ જેવો ગણે છે. તેઓ માને છે કે સાપ એ મરી ગએલાં કુટુંબીઓનાં પ્રેત છે.

આ ટાપુને પૂર્વ કિનારે વસનારા લોકો ઘણા નમ્ર સ્વભાવના અને શાન્ત હોય છે, પરંતુ તેમના વાળ એવા બીહામણા હોય છે કે જોનારને બીક જ લાગે. તેઓ ડુક્કરના જેવા ઉભા વાળ રાખે છે.



માત્ર હાથની જ કારીગીરીથી આ લોકો માટીનાં વાસણ ઘડે છે. આ વાસણો નકશી વિનાનાં સાદાં પણ આકારમાં બહુ સુંદર હોય છે. અંદર ધુળ ન પડે તે માટે તેઓ વાસણો ઉપર વાંસની છાલનાં ઢાંકણાં ઢાંકે છે.

આ લોકોની કપડાં વણવાની શાળ તદ્દન સાદી હોય છે. ચાર ઉભા, અને બે ત્રણ આડા વાંસના કકડાઓની તે બનાવેલી હોય છે. ઘણે અંશે તે આપણી શાળને મળતી આવે છે. સ્ત્રીઓ તેના ઉપર શણ, રૂ અને રેશમનું કાપડ વણે છે. વણાટમાં તેઓ રંગબેરંગી પટાની ભાત પણ પાડી શકે છે.

માડાગાસ્કરમાં સમુદ્રકીનારાથી દૂર હોવાસ નામની એક બીજી જાતિ પણ વસે છે. આ લોકો પણ આ ટાપુના મુળ વતનીઓ છે. તેઓ 'રાજકુળના' કહેવાય છે. એમના પૂર્વજો માડાગાસ્કરની બીજી જાતિઓ પર રાજ્ય કરતા હતા, તેથી તેઓ આજે પણ રાજવંશી હોવાનો દાવો કરે છે. પરંતુ સકાલવા લોકો તેમને રાજવંશી તરીકે સ્વીકારતા નથી. આ કારણથી આ બે જાતિઓ વચ્ચે લડાઈઓ ચાલ્યા જ કરે છે. વંશ શોધકો કહે છે કે હોવાસ લોકો મુળ મલય જાતિના હોવા જોઈએ. પુરાણા કાળમાં જાવાના લોકો માડાગાસ્કરમાં જઈ વસેલા. હોવાસ લોકો તેમના વંશના હશે. કારણ કે તેઓ ગૌર વર્ણના અને મજબુત શરીરવાળા હોય છે. તેમના વાળ પણ સુંદર અને કાળા હોય છે. દાઢી ખુબ નાની અને આંખો લાલ લાલ હોય છે.

સકાલવા લોકો છ હાથ લાંબા

અને હોદ હાથ પહોળા કપડાંના ટુકડા શરીરે વીંટાળે છે. સ્ત્રીઓ પણ તેમ જ કરે છે. વળી ઉપર કહ્યા પ્રમાણે આ લોકો હોવાસ જાતિને રાજા તરીકે ન માનતા હોવાથી તેઓ પોતાની જાતમાંથી જ જુદો રાજા નીમે છે. તેમના રાજા તથા રાણી લાલ રંગનાં કપડાં પહેરે છે. તેઓ માને છે કે આ રંગનાં કપડાં તેમની સુંદરતામાં વધારો કરે છે. તેઓમાં રાણીનું ચલણ બહુ હોય છે, અને તેને તેઓ બહુ માન આપે છે. જ્યારે રાણીઓ બહાર નીકળે છે ત્યારે તેમને માથે મુગટ મુકવામાં આવે છે અને ઉપર લાલ રંગના કપડાની છત્રી ધરવામાં આવે છે.

સ્ત્રીઓ ભાગ્યે જ પોતાના વાળ ઓળે છે, કારણકે તેમના વાળ ઓળતાં બહુ મુશ્કેલી પડે છે. તેમને વાળ ઓળતાં તથા બાંધતાં લગભગ ત્રણ ચાર કલાક થાય છે. આપણે ત્યાં હોળી દીવાળી જેવા તહેવારો હોય છે, તેમ એમનામાં વાળ ઓળવાનો એક તહેવાર પળાય છે! આ દિવસે સ્ત્રીઓ પોતાના વાળ ઓળે છે. વાળ ઓળીને તેના ચોવીસ ભાગ પાડે છે, ચોવીસ સેંથા પાડે છે તથા ચોવીસ લટો ગુંથે છે; પછી આ બધી લટો ભેગી કરીને બાંધી લે છે. કેટલીક સ્ત્રીઓ લટોને છુટી છુટી શરીર પર રહેવા પણ દે છે.

સકાલવા લોકોનો મુળ ખોરાક ચોખા છે, પરન્તુ તેઓ માંસ પણ ખાય છે; અને શાકભાજી ને ચોખા સાથે ગાય, બળદ, ડુક્કર તથા બકરાનું માંસભક્ષણ પણ કરે છે. તેઓ દિવસમાં બે વખત ખાય છે. તેમના ચોખા પચાવવા બહુ જ કઠણ હોય છે, અને કદાચ જરા વધારે ખવાય તો તો ચાર જ વાગ્યા જાણવા! આથી બાળકને ખવડાવતી વખતે માતા બાળકના પેટની આસપાસ એક કપડાની પટ્ટી ઢીલી ઢીલી બાંધી દે છે; અને જ્યારે ખાતાં ખાતાં પેટ ગોટું થઇ પટ્ટી સજ્જડ થાય કે તરત મા બાળક પાસેથી ખોરાકનું વાસણ ખેંચી લે છે; કે જેથી બાળક વધારે ખાઇ માંદું પડે નહિ!

સકાલવા લોકોનો નાચ



‘વલીહ’ એ માડાગાસ્કરનું સંગીતનું વાજિંત્ર છે. ચારેક ફુટ લંબાઇનો વાંસનો એક કટકો કાપી, તેના વચલા ભાગની ઉપરની છાલની ઝીણી ચીપો રાખી બાકીનો વચ્ચેનો ગર કાઢી નાખે છે. એ ચીપો નીચે કોળાંની છાલના કટકા રાખી તેને આંગળીઓ વડે વગાડવામાં આવે છે.

આ લોકોનાં ઘરનાં છાપરાં ઘણુંખરાં ઘાસનાં તથા ભીંતો લાલ માટીની બનાવેલી હોય છે. વળી તેમનાં બારણાં બહુ નાનાં હોય છે; માણસ ઉભો ઉભો તો અંદર જઇ શકે જ નહિ. પારકે ઘેર જનાર માણસ પહેલાં બહાર ઉભો રહી બુમ પાડે છે કે ‘હું અંદર આવું?’ તરત જ અંદરથી ગૃહિણી જવાબ દે છે, ‘હા, પધારો!’ અને આમ બોલી બહાર આવી તે અતિથિને અંદર લઇ જાય છે. આ લોકો પરોણાગત ખુબ કરી જાણે છે અને અતિથિને કોઇ દિવસ દુભવતા નથી.

સકાલવા લોકો ચટાઇઓ બનાવવામાં ઘણા કુશળ હોય છે. તેઓ સુવા તથા બેસવા માટે ચટાઇઓ જ વાપરે છે. તેમનાં ઘર પચીસથી ત્રીસ ફુટ લાંબાં હોય છે. પણ આ લોકો બહુ જ ગંદા રહે છે; કારણકે તેઓ પોતાના આટલા નાના ઘરમાં જ બેસે છે, સુએ છે, રાંધેખાય છે; અને ઢોરઢાંખર પણ ત્યાં જ બાંધે છે. જ્યાં રાંધે ત્યાં જ સુઈ રહે; જ્યાં બેસે ત્યાં જ ઢોર બાંધે!

આ લોકો વહેમી પણ હોય છે. તેઓ અમુક દિવસોને સારા અને અમુક દિવસોને અશુભ માને છે. અશુભ દિવસે જન્મેલા બાળકને તેઓ સારા પગલાનું નથી માનતા; તેથી તેવા બાળકને જન્મે કે તરત પાણીમાં ડુબાડી તેઓ મારી નાખે છે. કેટલાકમાં વળી એવો રીવાજ હોય છે કે અશુભ દિવસે જન્મેલા બાળકને ગાય કે બળદની આગળ નાખવામાં આવે છે. દૈવયોગે જો તે પશુ તેને ઇજા ન કરે તો તેને સારાં પગલાંનું માની નથી મારી નાખતા. પણ જો પશુ બાળકને મારી નાખે તો તેની મા બાળકને એક કોરા માટલામાં મુકી, તે માટલું જમીનમાં દાટી દે છે.

બાળકના જન્મ પછી સાતમે દિવસે બહાર કાઢીને તેને આહિરને ઘેર લઇ જાય છે. તેમની જાતિમાં જેને ત્યાં ખુબ ઢોર હોય તે આહિર તરીકે ઓળખાય છે. ત્યાં ગયા પછી આહિર અથવા તે બાળકનો બાપ બાળકને સંબોધીને આશીર્વાદ આપે છે કે 'તું ધનવાન, પુત્રવાન થા; ઢોરનું રક્ષણ કર; વગેરે.'

ત્યાંની સ્ત્રીઓ આપણે અહીંઆની સ્ત્રીઓ પેઠે નવરી બેસી રહેતી નથી. રસોઇ બનાવ્યા પછી તેઓ અનાજ સાફ કરે છે, સુતર કાંતે છે કે કપડાં વણે છે. કેટલીક પોતાના પતિના કામમાં પણ મદદ કરે છે. ત્યાંની સ્ત્રીઓ શરીરે બહુ મજબુત હોય છે. ઘણી વખત એવું પણ જોવામાં આવે છે કે માતાને માથે પાણીનું બેડું હોય અને પીઠ ઉપર પોટકીમાં બે ત્રણ વર્ષનું બાળક સુતેલું હોય.

માડાગાસ્કરના વતનીઓને નાચનું બહુ જ ગમે છે. કેટલીક વાર સ્ત્રી તેમજ પુરુષ બધા જ નાચમાં ભાગ લે છે. પરંતુ અંગ્રેજોની માફક સ્ત્રી અને પુરુષ સાથે નાચતાં નથી. તેમના નાચમાં પગના નાચ કરતાં હાથની ક્રિયાઓ વધારે હોય છે.

ઘણા લાંબા વખતથી માડાગાસ્કરની આ જાતિમાં સ્ત્રીઓ જ રાજ્ય કરે છે. દરેક રાણી પોતે ગાદીએ આવે છે ત્યારે પોતાને માટે ખાસ નવો જ મહેલ બંધાવે છે. આ મહેલ ખાસ કરીને એક નાની ટેકરી પર બનાવવામાં આવે છે. મહેલમાં અને સાધારણ ઘરોમાં બહુ ફેર નથી હોતો; પરંતુ મહેલ સહેજ મોટા અને રાજવંશી ઠાઠમાઠવાળા હોય છે.

પહેલાં આ લોકોમાં મૂર્તિપૂજાનો રીવાજ હતો. અનેકવિધ મૂર્તિઓ દેશમાં હતી. પરંતુ તેમાં એક મૂર્તિને સૌથી શ્રેષ્ઠ માનવામાં આવતી. તહેવાર કે ઉત્સવને દિવસે લોકો તે મૂર્તિની આસપાસ એક જળગીવાળું કપડું ઢાંકી તેને દરેક જગ્યાએ ફેરવતા. સકાલવા લોકોને સંપૂર્ણ શ્રદ્ધા હતી કે આ મૂર્તિને પ્રસન્ન કરવામાં જ દેશનું કલ્યાણ અવલંબી રહેલું છે.

હાલમાં આ મૂર્તિપૂજા ધીમેધીમે બંધ પડવા લાગી છે અને પાદરીઓ ત્યાં ખ્રિસ્તી ધર્મ ફેલાવી રહ્યા છે.

## તરતાં શીખજો

કોઇને ડુબતા જોયા કરવું સારૂં છે?

કોઈ મિત્ર ડુબતો હોય ત્યારે કાંઠે ઉભા લાચાર બની જોઈ રહેવું પડે તેના જેવું શરમભરેલું બીજું શું હોઇ શકે?

ત્રણ ચાર છોકરાઓ એક ધરા આગળ ન્હાવા ગયા હતા. બધા કાંઠે બેસીને ન્હાતા હતા, એવામાં તેમાંથી એકનો પગ લપસ્યો ને ઉંડા પાણીમાં પડી ગયો. તે ત્રણ ચાર વાર ઉપર આવ્યો ને છેવટે ડુબી મુઓ.

પેલા ત્રણે છોકરાઓમાંથી એકને તરતાં આવડતું નહોતું, તેથી તે કોઈ બચાવી શક્યા નહિ. આસપાસ કોઈ માણસ પણ નહોતું કે મદદને માટે બોલાવે. આ ઉપરથી દરેક જણને તરવાની રીત શીખી લેવાની જરૂર જણાશે. લાચારીનો કોઈ પણ પ્રસંગ બને તો માણસે ભુલવું ન જોઇએ. જો કે એવી તક સૌને મળતી નથી. કારણકે તરી શકાય એવી જગ્યાઓ ઘણાને દૂર હોય છે. પણ ઘણાને તો તરવાનું પાસે હોવા છે તોપણ શીખ્યા વિના રહે છે.

દરેક માણસને સારીરીતે તરતાં આવડતું હોત તો દેશના ઘણા માણસો ડુબતા બચ્યા હોત.




સમ્રાટ્ અકબરનો મંત્રી અબુલ ફઝલ ભારે વિદ્વાન પુરુષ હતો. પંદર વર્ષનો થતાં સુધીમાં તેણે ધર્મશાસ્ત્ર અને તર્કશાસ્ત્રના ઘણા ગ્રંથો વાંચી નાખ્યા હતા; અને વીસ વર્ષનો થતાં તો તેણે પોતાનું શાન્ત સાહિત્યજીવન શરૂ કરી દીધું હતું. એક વખત એવું બન્યું કે ભાગ્યે જ મળી શકે તેવું એક પુસ્તક અબુલ ફઝલના હાથમાં આવ્યું. પણ તેના દરેક પાનાનો અર્ધોઅર્ધ ભાગ બળીને નાશ પામ્યો હતો. અબુલફઝલે પ્રથમ તો બળી ગએલા ભાગના છેડા પર નવા કોરા કાગળ ચોડી દીધા. તે પછી પુસ્તક વાંચવાનું શરૂ કર્યું. ઘણી ઘણી વખત વાંચ્યા પછી, ને પુરતો વિચાર કરીકરીને, અબુલ ફઝલ અધુરો ભાગ પુરો કરતો ગયો. કેટલોક વખત ગયા પછી અચાનક આ પુસ્તકની બીજી નકલ એક જગ્યાએથી મળી આવી. અબુલ ફઝલે પુરૂં કરેલું પુસ્તક લગભગ આ પુસ્તક જેવું જ હતું, ને કેટલીક જગ્યાએ તો વિચાર, શબ્દ, શૈલી ને વાક્ય પણ બધાં જ તેના જેવાં હતાં! અબુલફઝલના અભ્યાસની એકાગ્રતા એના હરીફોને હરાવે તેવી હતી.


અબુલ ફઝલ

જહાંગીરનો સ્વભાવ અત્યંત ન્યાયપ્રિય હતો. એના વખતમાં હૉકિન્સ નામનો એક સાહેબ આ દેશમાં આવ્યો હતો. સુરતમાં, ત્યાંના સ્થાનિક અધિકારીઓએ એને પરદેશી જાણી ખુબ હેરાન કર્યો. હૉકિન્સ આ વાતની ફરીઆદ કરવા દિલ્હી ગયો. તેના મનમાં એમ હતું કે આવડી મોટી શહેનશાહતમાં, જ્યાં સુરત અને દિલ્હી વચ્ચે ૭૦૦–૮૦૦ માઇલનું અંતર છે ત્યાં, આવા સાધારણ જુલમના પ્રસંગો પર કોણ લક્ષ આપતું હશે? પરંતુ જ્યાં તે જહાંગીરને મળ્યો ત્યાં તેને ખબર પડી કે જહાંગીરને સુરતની વાતની નખેતખ બાતમી મળી ગઇ હતી; ને તેણે તરત જ તે વિષે ન્યાય પણ આપ્યો હતો! હૉકિન્સે લખ્યું છે કે કોઇ પણ અધિકારી પ્રજાને અન્યાય આપે છે એવી ખબર જહાંગીરને પડતી કે તરત જ, તે અધિકારી ગમે તેવડો મોટો હોય તોપણ, તેનો ધોલધપાટે કુચો કાઢી નાખતો!

● ●

સર ટૉમસ રોએ જહાંગીર વિષેની રસિક હકીકત આપી છે. જહાંગીરને દ્રાક્ષ, નારંગી ને અંજીર પર પ્યાર હતો; ને પાછળથી ગુજરાતની મુસાફરી કર્યા પછી, તેને ગુજરાતનાં ખીચડી ને બાજરીનો રોટલો

● ● ●

બારે પસંદ-પડ્યાં હતાં. ટૉમસ રોએ લખ્યું છે કે જહાંગીર ચિત્રકલાનો શૉખીન હતો. એક વખતે જહાંગીરે રો પાસે એક સુંદર ચિત્ર જોઈ તેની માગણી કરી. પણ પોતાના એક મૃત્યુ પામેલા મિત્રનું તે ચિત્ર હોવાથી, રો આપવાને ખુશી ન હતો. જહાંગીરે તે ચિત્રની નકલ કરાવવા માગી લીધું. નકલો થઈ રહ્યા પછી બધાં ચિત્રો પાસે પાસે મુકી જહાંગીરે રોને તેનું મુળ ચિત્ર ઓળખી કાઢવાનું કહ્યું. રો મહા મુશ્કેલીથી પોતાનું ચિત્ર ઓળખી કાઢી શક્યો.

જહાંગીરના હસ્તાક્ષર સુંદર હતા, અને તે હજી પણ બાંકીપુરની ખુદાબક્ષ લાયબ્રેરીમાં સાચવેલા છે. જહાંગીરે પોતે પણ કાશ્મીરના કુદરતી દેખાવનાં કેટલાંક સુંદર ચિત્રો દોર્યાં છે.

• • •

બાંકીપુરની ખુદાબક્ષ લાયબ્રેરી એ એક મનુષ્યના સ્વાર્પણનું ફળ છે.

ખાન બહાદુર ખુદાબક્ષ બિહાર પ્રાંતમાં ચાપરા નામે ગામમાં જન્મ્યા હતા. તેમના પિતા મહમ્મદ બક્ષ બાંકીપુરમાં વકીલ હતા. ખુદાબક્ષે પણ પિતાનો જ ધંધો હાથ લીધો. ખુદાબક્ષની યાદશક્તિ અદ્ભુત હતી. મહમ્મદ બક્ષ ફારસી અને અરબ્બી ભાષાના સારા વિદ્વાન હતા. જ્યારે તે મરણપથારી પર પડ્યા, ત્યારે તેમણે ખુદાબક્ષ પાસેથી વચન લીધું કે તેણે બાંકીપુરમાં એક સુંદર પુસ્તકાલય બંધાવવું, ને તેમાં હસ્તલિખિત ગ્રંથો ભેગા કરવા. ખુદાબક્ષે મરતા પિતાને આ વચન આપ્યું, ને તે આખી જીંદગીભર મહેનત કરીને પાળ્યું.

ખુદાબક્ષને પિતા તરફથી આશરે ૧૫૦૦ હસ્તલિખિત ગ્રંથો વારસામાં મળ્યા હતા. ખુદાબક્ષે તે વધારીને ૫૦૦૦નો સંગ્રહ કર્યો. તેમાંનાં ત્રણ હજાર પુસ્તકોની કીમત જ અઢી લાખ રૂપીઆ અંકાઈ હતી! ખુદાબક્ષે, પિતાને આપેલા વચન પ્રમાણે એ પુસ્તકસંગ્રહ માટે એંશી હજાર રૂપીઆની કીમતે એક મકાન પણ બંધાવ્યું. કુટુંબની અત્યંત સાધારણ સ્થિતિમાં ખુદાબક્ષે રજ પણ આનાકાની વિના, પિતાની છેલ્લી ઇચ્છા પુરવા વચન આપ્યું અને આખી જીંદગીની કમાણી તેના પાછળ હોમીને અંતે તે પાળ્યું પણ ખરૂં.

• • •

પિતૃભક્ત ખુદાબક્ષના આ સંગ્રહ તરફ એક વખત અકસ્માત ઇશ્વરે પણ મદદનો હાથ લંબાવ્યો હતો. તેના પિતા મહમ્મદ બક્ષ પાસેથી પટણાના જાણીતા મિ. જે. બી. ઇલીઅટે એક દુર્લભ પુસ્તક વાંચવા લીધેલું. પાછળથી મિ. ઇલીઅટ તે પુસ્તક માટે જે માગે તે કીમત આપવાનું કહી, પુસ્તક પાછું આપવાની ના પાડી. મહમ્મદ બક્ષને આથી બહુ ખોટું લાગ્યું, પણ તે કાંઈ બોલ્યા નહિ. મિ. ઇલીઅટ જ્યારે નોકરી પરથી ફારેગ થયા, ત્યારે તેમણે પોતાના સઘળા ઉપયોગી હસ્તલિખિત ગ્રંથો કેટલીક પેટીઓમાં ભરીને ઇંગ્લંડ રવાના કર્યા, અને નકામા પુસ્તકોની એક પેટી ભરીને તે પટણામાં જ લીલામથી વેચવા મુકી દીધી. દૈવયોગે તેણે મહમ્મદ બક્ષ પાસેથી વાંચવા લીધેલું પેલું દુર્લભ પુસ્તક પણ તેમાં જ રહી ગયું! એટલું જ નહિ પણ બાદશાહ શાહજહાંના હસ્તાક્ષરવાળું 'મજલીસે ખામસા' નામનું એક બીજું હસ્તલિખિત પુસ્તક પણ આ નકામા લીલામથી વેચવાનાં પુસ્તકો ભેગું પડી રહ્યું! લીલામમાં એ સંગ્રહ મહમ્મદ બક્ષના હાથમાં આવ્યો! તેને પોતાનું મુળ પુસ્તક તો મળ્યું જ; પણ સાથે વ્યાજમાં 'મજલીસે ખામસા' પણ આવ્યું!

મિ. ઇલીઅટને ઠેઠ ઇંગ્લંડ પહોંચ્યા પછી આ વાતની ખબર પડી. પણ પછી તો ધુંવાફુંવા થાય એટલું જ.

• • •

રાજકુમાર ખુશરૂના બળવા વખતે જહાંગીરે કેટલીક અઘટિત વર્તણુક ચલાવી હતી. પોતે જુવાનીમાં બળવો કર્યો ત્યારે અકબરે કેટલી માયાથી તેને વશ કર્યો હતો, એ જહાંગીરે સંભાર્યું હોત તો એના ચારિત્ર પર આ કલંક ન આવત. ખુશરૂના મિત્રો તથા સૈનિકોમાંના ઘણાને શૂળી પર ચડાવવામાં આવ્યા અને ત્યાં આગળથી ખુશરૂને હાથી પર બેસાડી પસાર કરવામાં આવ્યો, કે જેથી તે પોતાના મિત્રોની અવદશા જોઈ શકે. ખુશરૂના કોમળ અંતઃકરણ પર આ ક્રૂર દૃશ્યની એવી છાપ પડી ગઈ કે તે ત્યાર

પછી ઘણા દિવસો સુધી તે હમેશાં રોયા જ કરતો! અને તેના સુંદર ચ્હેરા પર શોકની એવી તો ઘાટી રેખાઓ આવી ગઈ કે તે મરણ સુધી ભુંસાઈ નહિ.

● ● ●

આ જ અરસામાં જહાંગીરે શીખોના ગુરુ અર્જુનસીંગને પણ કેદની શિક્ષા કરી હતી.

શીખ ગુરુ રામદાસનો સૌથી નાનો પુત્ર તે ગુરુ અર્જુનસીંગ. તેની યોગ્યતા જોઈ પિતાએ તેને ગુરુની ગાદી આપી હતી. અર્જુનના મોટા ભાઈ પૃથુચંદથી આ વાત સહન થઈ શકી નહિ. તેથી તેણે અર્જુનનો દ્વેષ કરવા માંડ્યો. પૃથુની સ્ત્રી પણ અદેખા સ્વભાવની હતી, એટલે આ દ્વેષ વધી ગયો. ચંદના એક અમલદારે પોતાની પુત્રી સાથે ગુરુ અર્જુનના પુત્રના લગ્નની માગણી કરેલી તેના અર્જુને ના પાડેલી, તેથી તે અમલદાર પણ ગુરુનો શત્રુ બન્યો. ગુરુ અર્જુનસીંગ તો પોતાના સ્વભાવ પ્રમાણે પરોપકારનાં કાર્યોમાં નિમગ્ન રહેતા. એટલામાં ખુશરૂનો બળવો થયો. તે વખતે ગુરુએ દયાથી, ખુશરૂને અત્યંત મુશ્કેલીમાં જોઈ, મુસાફરી કરવા માટે થોડી પૈસાની મદદ કરી. જહાંગીરે તે પરથી ગુરુને પોતાની પાસે બોલાવીને કહ્યું કે તમે મારા દુશ્મનને મદદ કરી ને ઠીક કર્યું નથી. ગુરુએ કહ્યું કે હું ધર્મગુરુ છું, ને હિન્દુ મુસ્લીમ, મિત્ર કે દુશ્મન સૌને સમાન ગણવા એ મારો ધર્મ છે. ખુશરૂએ તમારી સામે બળવો કરેલો માટે મેં મદદ આપી નથી, પણ તેની દયા આવવાથી મેં મદદ આપી છે.

જહાંગીરે ગુરુનો બે લાખ રૂપીઆ દંડ કર્યો. પણ ગુરુએ કહ્યું, 'મારી પાસે જે પૈસા છે, તે તો નિરાશ્રિતો, અનાથો ને મુસાફરો માટે છે. તમને પૈસાની જરૂર હોય તો તમે લઈ શકો છો; પણ જો દંડ તરીકે પૈસા માગતા હો, તો એમાંથી એક કોડી પણ નહિ મળે! હું સત્ય અને ધર્મની શોધ કરનાર મુસાફર છું, અને તે શોધમાં આ દેહ પડી જાય તો તે મારૂં અહોભાગ્ય માનીશ!'

બાદશાહ કાંઈ પણ બોલ્યા વિના ચાલ્યા ગયા. પછી એક અધિકારીએ ગુરુને જણાવ્યું કે દંડ ભરો, નહિ તો કેદમાં જાઓ. તેના શિષ્યોએ દંડના પૈસા ભરવા તૈયારી કરી, પણ ગુરુએ સત્ય માટે સંકટ સહન કરવાનો પોતાનો ધર્મ ચુકવાની ના પાડી.

જહાંગીર પાસે આ વાતને ગંભીર રૂપ આપનારા અધિકારીઓએ ગુરુનો પ્રાણ લીધો ત્યારે જ જંપ્યા.

તેમણે ગુરુને કેદમાં અત્યંત દુઃખ આપ્યું. પણ ગુરુએ તે બધું મુંગે મોંએ સહન કર્યું, ને એક દિવસ નદીએ ન્હાવા ગયા ત્યાં પોતાનું શરીર નદીને સમર્પણ કર્યું!

● ● ●

૧૮૫૭ના બળવાનો મુખ્ય સંચાલક એક મુસલમાન મૌલવી હતો. તેનું પુરૂં નામ અહમદશા. ઔધમાં આવેલા ફૈઝાબાદનો એ રહેવાશી હતો. તે ઉંચો, કદાવર, ને પાતળો મજબુત માણસ હતો. તેણે એક નવી રીત શોધી તે દ્વારા બધા બળવાખોરોને નિયમિત ખબર પહોંચાડવાની હિમ્મત કરી હતી. બળવો થયા પહેલાં તે આગ્રા, દિલ્હી, મીરત ને કલકત્તા સુધી ફરી સૌને ગુપ્તરીતે મળી સમાચાર આપી આવ્યો હતો. પોતાની મુસાફરી દરમ્યાન તેણે ચપાટી (રોટલી) મારફત ખબર ફેલાવવાની પ્રથા શોધી કાઢી. ચપાટી એક માણસ બીજા માણસને સહેલાઈથી આપી શકે, અને તેમાં શંકા હોવાનું કોઈને પણ કારણ મળે નહિ. આ ચપાટી દ્વારા દરેક માણસને તૈયાર રહેવાની સુચના મૌલવીએ પહોંચાડી હતી. નાના સાહેબ, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ અને આ મૌલવી સાહેબ, એ ત્રિપુટીએ લખનૌમાં મળી, બધી વ્યવસ્થા પ્રથમથી કરી રાખી, સમાચાર ફેલાવ્યા હતા; ને સમય આવ્યે તરત જ બળવો થયો.

● ● ●

ઔરંગઝેબનો એક સરદાર અમીરખાન બાવીસ વર્ષ સુધી અફઘાનિસ્તાન સંભાળી રહ્યો હતો. એના મૃત્યુના સમાચાર દીલ્હીમાં આવ્યા ત્યારે બાદશાહ મુંઝાયો. આર્શદખાન નામે તે પ્રદેશનો એક વખતનો અનુભવી વઝીર એ વેળા દિલ્હીમાં હતો. બાદશાહે તેને બોલાવી કહ્યું, 'અમીરખાન મરણ પામ્યો છે. હવે અફઘાનિસ્તાનમાં હજાર મુશ્કેલીઓ જાગશે. માટે કંઈ રસ્તો કાઢવો જોઈએ'. આર્શદખાને કહ્યું કે 'અમીરખાન તો જીવે છે. કોણ કહે છે અમીરખાન મરણ પામ્યો છે?'

ઔરંગઝેબે અફઘાનિસ્તાનથી આવેલા કાગળ

બતાવ્યો. આર્શદખાને કહ્યું, 'વાત તો સાચી લાગે છે; પણ અમીરખાનની સ્ત્રી સાહીબજી જ ખરી રીતે અફઘાનિસ્તાન સાચવી રહી છે. માટે તે જીવે છે ત્યાં સુધી વાંધો નહિ આવે!'

અમીરખાનનું મૃત્યુ પહાડો અને ખીણોમાં થયું હતું. તે વેળા સાહીબજી તેની સાથે હતી. તેણે અમીરખાનના મૃત્યુના સમાચાર એકદમ દબાવી રાખ્યા. અમીરખાન જેવા દેખાતા એક માણસને તેનો વેશ પહેરાવીને પાલખીમાં કાચના બારણાની પાછળ બેસાડી રાખ્યો અને ઝપાટાબંધ રાજધાની તરફ પાછા ફરવાનો હુકમ કાઢ્યો. રસ્તામાં પોતે હમેશાં લશ્કર તપાસતી. જ્યારે સૌ રાજધાનીમાં પહોંચ્યા ત્યારે જ ખબર પડી કે અમીરખાન તો મૃત્યુ પામ્યો છે!

અરબાન લોકો તેને દીલાસો દેવા આવવા લાગ્યા, ત્યારે સાહીબજીએ તેમને કહ્યું કે 'બાદશાહી સુબાને મરેલો સમજી તમે હવે તોફાન મચાવના નહિ. નહિતર, તમને લડાઈનું આમંત્રણ આપું છું. પણ સ્ત્રીના હાથથી માર ખાવામાં તમારી શોભા નથી!'

અને ઔરંગઝેબે મોકલેલો નવો સુબો એ વર્ષે આવ્યો ત્યાં સુધી સાહીબજીએ ખરે જ, કુશળતાથી અફઘાનિસ્તાનનું રાજતંત્ર ચલાવ્યું.

'ધૂમકેતુ'

# ઘોડાનો ઈન્સાફ

શહેનશાહ જહાંગીર બહુ અદલ ઈન્સાફી હતો. પોતાની રૈયતને બરોબર ઈન્સાફ મળે તે માટે તે બહુ ચીવટ રાખતો. તે જાણતો હતો કે રૈયતના બધા જ લોકો તેની રૂબરૂ અરજ કરવા આવી શકતા ન હતા. કોઈ બીકથી, તો કોઈ અમલદારોની લાંચના ધાકથી. વળી કોઈ ગરીબ કે ચીંથરેહાલ હોય તેને તેના નોકરો મહેલમાં પેસવા ન દે. આથી તેણે પોતાના મહેલની બારીએ ઘંટ ટાંગી તેની દોરી છેક નીચે સુધી લટકતી રાખી હતી; કે જેથી ગમે તે અરજદાર આવીને એ દોરી ખેંચી, ઘંટ વગાડી બાદશાહને જાણ કરી શકે.

મહેલની દીવાલને ઓથે લીલું ઘાસ ઉગેલું હતું. એક દિવસ એક ઘરડો ઘોડો ચરતો ચરતો ત્યાં આવી પહોંચ્યો. આ ઘોડો ઘરડો થઈ જવાથી કંઈ પણ કામ લાયક ન રહેવાને લીધે તેના માલિકે તેને તજી દીધો હતો. ઘાસ ચરતાં ચરતાં અચાનક ઘંટની લટકતી દોરી ઘોડાના મોંમાં આવીને ખેંચાઈ. ત્યાં તો મહેલમાં ઘંટનો અવાજ થવા લાગ્યો!

'કોઈ અરજદાર આવ્યું લાગે છે. જાઓ તેને બોલાવી લાવો.' બાદશાહે ખિદમતદારને હુકમ કર્યો.

થોડીવારે ખિદમતદારે આવીને જવાબ દીધો કે 'નામવર, એ તો પેલા જૂના સરદાર મુબારકનો ઘોડો છે. પાછલી દીવાલને ઓથે ઉગેલું ઘાસ ચરતાં એના મોંમાં ઘંટની દોરી આવવાથી ખેંચાઈ લાગે છે.'

બાદશાહે મુબારકને તેડાવીને પુછ્યું, 'તારો ઘોડો આમ નધણીઆતો કેમ રખડે છે?'

મુબારકે જવાબ આપ્યો, 'જહાંપનાહ, આ ઘોડો જુવાન વયમાં તો બહુ સુંદર અને બહાદુર હતો. ઘણી લડાઈઓ પણ તેણે મારી સાથે ખેડી છે. પરંતુ હવે તે ઘરડો થયો હોવાથી તેનું નકામું ભરણપોષણ કરવું મને ભારે પડે તેમ હોઈને મેં તેને છુટો મૂકી દીધો છે.'

જહાંગીરે પુછ્યું, 'તારી નોકરી બદલ મારા વાલિદ શાહનશાહ અકબરે તને પગાર નથી આપ્યો? અને તું ઘરડો છતાં હજી તને વર્ષાસન નથી મળતું?'

'મળે છે, નામવર.'

'છતાં આ બહાદુર ઘોડાને તું પાળી શકતો નથી, ખરું? જા, એ ઘોડાને લઈ જઈને તારા તબેલામાં બાંધ. એનું ઘડપણ પાળ, અને તારું ઘડપણ બાદશાહ પાળશે; બાદશાહ નહિ પાળે તો ખુદા તો ખચિત પાળશે.'


ભોળો ભાભો
:મનહર છંદ:
એક ભોળો ભાભો મોટાં ખેતરમાં માળે ચડી
હરણને હાંકે અને પક્ષીને ઉડાડે છે;
જંગલી જનાવરોને બહુ બીવડાવવાને
થીર રહી પોતે એક થાળી લૈ બજાવે છે
એવે સમે ઉંટ આવી ખેતરમાં ખાવા લાગ્યો
ભોળો ભાભો થાળી ઠોકી તેને બીવડાવે છે;
ત્યારે બોલ્યો ઉંટ, મારે માથે તો ત્રંબાળુ ગાજે,
ઠાલો થાળી ઠોકે તે લેખામાં કોણ લાવે છે!'
— કવિ દલપતરામ





# કિરીટ

લેખક

**શ્રી ધનગોપાલ**

**ચિત્રકાર: રવિશંકર પંડિત**

**એ**ક દહાડો સાંજે કિરીટની પીઠ પર ગાદીઓ બાંધીને હું ને મારો ભાઈ જંગલમાં ફરવા નીકળ્યા. હાથીની પીઠ પર ગાદીને બહુ મજબુત દોરડાં વડે બાંધવી જોઈએ; નહિતર એ ગોળમટોળ ડુંગર પરથી સરકી પડતાં વાર ન લાગે! અને ત્યાંથી સરકી પડી હાથીના પગમાં આવી ચગદાવું કોને ગમે? જોકે કિરીટ તો એટલો સમજુ હતો કે દૈવયોગે કોઈ પીઠ પરથી સરકી તેના પગમાં જઈ પડે તો આગળ ડગલું સરખું ન ભરે.

અમે દોરડાં વડે ગાદીઓને મજબુત બાંધીને બન્ને બાજુના ઘંટ ઉચકી લીધા; કેમકે રાતની વેળા જંગલમાં નકામો ઘંટનો અવાજ કરીને પ્રાણીઓને ભીવડાવવાં એ ઠીક નહિ. જંગલ એ તો શાન્તિનું ધામ છે. પ્રભુની મધુરી મહેર સમી શાન્તિનો ભંગ કરવો માનવીને ન છાજે.

કિરીટની પહોળી પીઠપર ગાદીમાં ચત્તા પડ્યા પડ્યા અમે આકાશમાં ઝલકતા તારાઓ જોઈ રહ્યા હતા. ચન્દ્ર પ્રકાશી રહ્યો હતો અને રૂપેરી કાંઠાઓ વચ્ચે વહેતી તેની ચાંદનીની નદીમાં તારાઓ તરતા હતા. અમને ઉંઘ ન આવી, એટલે સૂતા સૂતા જંગલના અવનવા અવાજો સાંભળવા લાગ્યા. ઘડીકમાં પાસેની ઝાડીમાંથી એકાદ વાઘ નીકળી અમારી આગળ રસ્તા પર થઈ અદૃશ્ય થઈ જતો. કિરીટ એટલો બહાદુર હતો કે આમ કેટલાયે વાઘ નીકળી નીકળીને ચાલ્યા જાય તેની એને જરા પણ પરવા નહોતી. થોડું ચાલ્યા એટલામાં પાસેની ઝાડીમાંથી લોંકડીની ચીસ સંભળાઈ. કિરીટ ઘડીક થોભ્યો, લોંકડી એક બાજુએથી આવી રસ્તો ઓળંગી બીજી બાજુ જતી રહી, અને અમે આગળ ચાલ્યા. કોઈકોઈવાર ચન્દ્રના અજવાળામાં ઝાડનાં થડોમાં ખીસકોલીઓ પણ રમતી ને કૂદાકૂદ કરતી નજરે પડતી.

તમને કદાચ ખબર નહિ હોય કે હાથી ચાલતાં ચાલતાં પણ ઉંઘ લઈ શકે છે. થોડીવાર પછી કિરીટની ચાલ ધીમી પડેલી જોઈ અમે જાણ્યું કે તેણે ઉંઘવા માંડ્યું. પણ એટલામાં તો અમારી આંખો પણ ઘેરાવા લાગી. હાથી ધીમે ધીમે ચાલ્યો જતો હતો. અમે ક્યારે ઉંઘી ગયા તેનું ભાન ન રહ્યું.

**અમે** કેટલો માર્ગ કાપ્યો હશે તે ખબર નથી, પણ અચાનક કિરીટની ભયાનક ચીસો અને ત્રાડો સાંભળી અમે ઉંઘમાંથી ઝબકી ઊઠ્યા. તેણે શરીરનો એવો તો ઉછાળો માર્યો કે અમે તેની પીઠ ઉપર ઉંધા લટકી પડ્યા, અને મહા મુસીબતે ગાદીનાં દોરડાં પકડી વળગી રહ્યા. કિરીટ જીવ લઈને નાસતો હતો.

રસ્તામાં તેની હડફેટે આવતાં ઝાડોનો ખુરદો થઈ જતો હતો. કડાકા કરતી ડાળીઓ ભોંયભેગી થવા લાગી, અને તે પર માળાંમાં ઉંઘતાં પક્ષીઓ અમારા પર પડી, બીકથી પાંખો ફફડાવી અમને ગભરાવી મુકવા લાગ્યાં. વાંદરાં ચીચીઆરી કરતાં ઝાડો કુદતાં હતાં અને પ્રાણીઓ આ ખળભળાટથી બેબાકળાં થઈ નાસભાગ કરી રહ્યાં હતાં. અમે કિરીટને શાન્ત પાડવાના બહુ યે પ્રયત્નો કર્યા, પણ એ તો ગાંડો બન્યો હોય તેમ ઉભી પુછડીએ નાસવા જ માંડ્યો! એકાએક અમારી આગળનું એક ઝાડ ભારે કડાકા સાથે જમીનદોસ્ત થતું અમે સાંભળ્યું. આખું જંગલ તેના અવાજથી ગાજી ઉઠ્યું. કિરીટના શરીરમાંથી એક કમકમાટી પસાર થતી અમને લાગી. તે શાન્ત ઉભો હતો.

આ ઓચિંતું શું થયું તે નીચે ઉતર્યા સીવાય કળી શકવું મુશ્કેલ હતું. મેં કિરીટને મને નીચે ઉતારવા કહ્યું. તેણે માથું ધુણાવી ના કહી. મેં ફરીથી વીનવણી કરી. તેણે લાચારીએ સુંઢ ઉંચી કરી ને હું એ પકડી નીચે ઉતર્યો. મને તેની સુંઢ ભીની લાગી, અને સુંઢ પકડતાં તેને કંઈક દર્દ થતું હોય એમ જણાયું. મેં આ વાત ઉપર બેઠેલા મારા ભાઈને જણાવી.

તેણે થોડો વિચાર કરી કહ્યું, 'બરોબર, હવે સમજાયું. આ મહુડાંની મોસમ છે, એટલે અજવાળી રાતમાં રીંછો મહુડાં ખાવા નીકળ્યાં હશે. મહુડાંનું તો ઘેન ચડે; એટલે કોઈ રીંછ રસ્તામાં ઝાડ તળે અંધારામાં મહુડાંના ઘેનમાં સુતેલું પડ્યું હશે. કિરીટ ઉંઘતો ઉંઘતો ચાલતો'તો, એટલે એને ભાન નહિ રહ્યું હોય. તેના પગ તળે પેલું રીંછ ચગદાયું હશે તેથી એ તેની સુંઢને વળગી પડેલું ને ઉઝરડી નાખેલા. અમથાં તો રીંછ હાથીથી બહુ બીએ, પણ મહુડાના ઘેનમાં એને ભાન નહિ રહ્યું હોય કે એને કોણે ચગદ્યું; એટલે તા'માં ને તા'માં એ ચોંટી રહ્યું હશે. કિરીટ જો જાગતો હોત તો એને પુરું જ કરત; પરંતુ એ ભાઈ પણ ઉંઘતા'તા, એટલે એ વાગીના ઉઝરડા વાગવાથી દરદને લીધે બીકથી બરાડીને ભાગ્યા લાગે છે!'

મેં તેની સુંઢ પર હાથ ફેરવી જોયો તો ભીનો થયો. એ કંઈ પરસેવો તો નહોતો જ, કારણકે ચંદ્રના અજવાળામાં મારા હાથ પર લોહી સ્પષ્ટ જોઈ શકાતું હતું. મેં કિરીટને દિલાસો દીધો, ને આવા વેરાન જંગલમાં તેની સુંઢ માટે દવા નહિ મળી શકે તે ખાતર દિલગીરી બતાવી. પછી, અમને મુખ્ય રસ્તે પાછા લઈ જવાનું મેં તેને કહ્યું. પણ તેણે તો ચોકખી 'ના' પાડી. તેણે શા માટે ના પાડી તે જાણો છો? પ્રાણીઓ ગુમાની બહુ હોય છે; અને જે જગ્યાએ પોતાનું સ્વમાન ઘવાયું હોય કે પોતે હાર ખાધી હોય તે જગ્યાએ તે કદિ ડગ દેતાં નથી.

હું તેની પીઠ પર ચડી ગયા: રાત બરોબર જામી હતી અને અમે જંગલમાં ભુલા પડેલા હતા. મુખ્ય રસ્તે લઈ જવાની કિરીટ ના પાડતો હતો. હવે શું કરવું? મારા ભાઈએ કહ્યું કે એને પેલો 'ભય-સૂચક અવાજ' આપ. એ સીવાય આ જંગલમાંથી નીકળી ઘરભેગા થવાનો બીજો માર્ગ નથી. મેં કિરીટને એ અવાજ આપ્યો.

તરત જ કિરીટ પોતાની લોહીથી નીતરતી સુંઢ ઉંચી કરી અને અમારી સન્મુખ આવેલું પહેલું ઝાડ કડાકા સાથે નીચે તુટી પડ્યું. બીજા ઝાડની પણ એ જ દશા થઈ. ત્રીજું ઝાડ બહુ મજબુત હોવાથી તેની સુંઢની કારી ફાવે તેમ નહોતું. કિરીટ જરા પાછો થઈને આગળ ગયો અને પાછા હઠી એવો તો જોરથી પીઠનો ધક્કો માર્યો કે તે પણ ભોંયભેગું થયું. ઉંઘમાંથી જાગી ઉઠેલાં પંખીઓનાં ટોળાં હવે ફરી ચાંદનીમાં ગભરાટથી ઉડી રહ્યાં હતાં, અને આ કડાકાઓ સાંભળી ગભરાટમાં પડેલાં પ્રાણીઓનો નાસભાગનો અવાજ સંભળાતો હતો. ઝાડના મથાળા પરથી વાંદરાઓની ચુકાચુક કાને પડતી હતી, અને જેમજેમ ઝાડ નીચે પડતાં તેમતેમ એક ઝાડથી બીજા ઝાડ પર થતી કુદાકુદના અવાજ આવતા હતા. અમે તો હાથીની પીઠ પરથી ગાદીને હાથ અને આંગળા વડે જોરથી ચોંટી રહ્યા હતા. થોડી જ વારમાં અમે, કિરીટ બાંધેલો હતો તે જગ્યાથી આશરે ત્રણ માઈલ દૂર આવેલા નજીક રસ્તા પર આવી લાગ્યા.



તરત જ કિરીટે પોતાની લોહીથી નીંગળતી મુંઠ ઉંચી કરી અને અમારી સન્મુખ આવેલું પહેલું ઝાડ કડાકા સાથે નીચે તુટી પડ્યું.

**કિરીટ** પાંચ વર્ષનો થયો એટલામાં એક બીજું સાહસ ખેડવાનો પ્રસંગ આવી લાગ્યો. અમે તેને શહેરમાં લઈ જવાનો ઇરાદો કર્યો. પણ તેમ કરતા પહેલાં તેને વાંદરાં અને કુતરાં સાથે હેળવવો જરૂરનો હતો. આપણામાં કહેવત છે કે ' હાથી પાછળ કુતરાં ભસ્યે જાય ' પણ તે ગણકારે નહિ. પરંતુ આ વાત સાવ સાચી નથી. ગામડાંમાં તો હાથી નીકળે એટલે કુતરાંનું ટોળું ને ટોળું તેની પાછળ પડવાનું; અને આથી કોઈ કોઈ વાર તો હાથી એટલો ચીડાય છે કે તે જોસભેર કુતરાંની પાછળ પડે છે અને પરિણામે અજાણ્યા ગામમાં રસ્તો ભુલે છે.

અમે જે શહેરમાં જવાનો વિચાર કરતા હતા ત્યાં જવાના રસ્તામાં અનેક ગામડાં આવતાં હતાં. અને આ બધાં ગામડાંનાં કુતરાં પાછળ ચીડાઇ ચીડાઇને કિરીટ દોડાદોડી કરી છેવટ રસ્તો ભુલે ને હેરાનગતી ભોગવવી પડે એ અમને પાલવે એમ નહોતું, એટલે અમે એને કુતરાંનો હેવાયો કરવા નિશ્ચય કર્યો.

અમારા ગામડામાં તો કિરીટ નાનેથી મોટો થએલો, એટલે ત્યાંનાં કુતરાં અને તે તો અરસપરસ ટેવાઈ ગએલાં હતાં. એથી તો ઉલટું તેને હેળવવાનું વધુ મુશ્કેલ બન્યું. કારણકે અમારા ગામનાં કુતરાં તેને ન ભસતાં એટલે એ તો એમ જ સમજતો કે કુતરાં ડાહ્યાં હોય છે. અને તેથી કોઇ અજાણ્યા કુતરાંને પોતાની પાછળ ભસતું જોઇને તેને નવાઇની સાથે ચીડ ચડતી, અને તે ક્રોધે ભરાઈ તેની એવી તો કેડ પકડતો કે આખરે રસ્તો ભુલતો અને મોડા મોડા ઘેર આવતો.

એટલે હું તેને હેળવવા સારૂ બીજાં ગામડાંઓમાં ફેરવવા લઈ ચાલ્યો. પહેલા ગામડામાં તો

એક પણ કુતરૂં મળ્યું નહિ. બીજાં ગામડામાં થઈને જતાં એકાદ બે કુતરાં મળ્યાં, પણ તે બ્હીક બતાવીને જતાં રહ્યાં. પરંતુ ગામ છોડીને અમે થોડે છેટે નહિ ગયા હોઈએ ત્યાં તો કુરકુરીઆં, ડાઘીઆ તથા બીજાં બરવાડી ને જંગલી કુતરાઓનું એક મોટું ટોળું ભસતું ને દાંતીઆં કરતું અમારી પાછળ પડ્યું અને થોડી વારમાં અમને ઘેરી લીધા. કિરીટ ખુબ છંછેડાયો અને પોતાની સુંઢ વતી તેમને પકડવા ફાંફાં મારવા લાગ્યો. કોઈકોઈવાર તો હડફેટે ચઢેલા કોઈ કુતરા પર પગ દઈને ચગદી નાખવાને તે મથતો. પણ અણીને વખતે કુતરૂં છટકી જતું.

કિરીટ વધારે ને વધારે છંછેડાતો ગયો ને ચોમેરનાં કુતરાંને પકડવા ચકરડી ભમરડી ફરવા લાગ્યો. ધીમે ધીમે તેની આ ચક્કરડી ભમરડીનો વેગ વધતો ગયો કે મને ચક્કર આવવા લાગ્યા. અને પીઠ પર બેસવું ભારે થઈ પડ્યું. હું સરકી પડવાની અણી પર હતો એટલામાં એક કુતરાની ચીસાચીસ સંભળાઈ. એક કુરકુરીઉં કિરીટના પગ નીચે ચગદાઈ મુએ હતું. એની આ દશા જોઈ બીજાં કુતરાં બીને નાસી ગયાં. અમે પાછા વળ્યા. કિરીટને ત્યાંથી નદીએ લઈ જઈ મેં ખુબ ધમાર્યો અને પછી ઘેર જઈ તેને સુંદર કુણી ડાખળીઓ ખાવા દીધી. પણ તે દિવસે તેણે કંઈ જ ખાધું નહિ. તે દહાડા પછી કિરીટ કદિ કોઈ કુતરાના ભસવાથી ચીડાયો નથી, અને કુતરાંનાં ટોળાંનાં ટોળાં પાછળ ભસી ભસીને થાકે તોપણ, જરા યે પરવા કર્યા વિના તેણે અજાણ્યાં ગામડાંઓમાં મુસાફરી કરી છે.

સંભવ નથી કે પશુ પુસ્તકમાં એ ઠીક ધ્યાન ખેંચે પ્રેમ રહ્યો નથી બાગામાં એ ગુજરાન આ કવિઓએ આ જાતની ગુજરા

કુતરાંઓનો હેવાયો કર્યા પછી મ્હેં તેને વાંદરાં સાથે હેળવવા માંડ્યો. વાંદરાંની જાત બહુ અટકચાળી છે. એ તો તમે જાણો છો. મારી પાસે કપિ નામનું એક લાલ મોંનું ભુરૂં વાંદરાનું બચ્ચું પાળેલું હતું. કપિ કદિ કિરીટની નજીક આવતો જ નહિ; અને કિરીટને પણ તેનો સહવાસમાં આવવાનું બન્યું નહોતું.

અમે બજારે જતા ત્યારે કપિને હું મારે ખભે બેસાડી લેતો. પણ બજારમાં કેરીઓ ને નારંગીઓના ટોપલાઓ વચ્ચે થઈને જતાં કપિને હાથ રાખવો બહુ મુશ્કેલ પડતો. ને એટલે ચાલાક હતો



સુંઢ વતી કુતરાંને પકડવા ફાંફાં મારવા લાગ્યો.




**કાવ્યસમુચ્ચય: ભાગ, ૧**—સંગ્રહકર્તા, રામનારાયણ વિશ્વનાથ પાઠક. કીંમત, એક રૂપીઓ.

દલપતરામ અને નર્મદાશંકરના સમયથી માંડીને આજ લગીના કવિતા–સાહિત્યમાંથી આ સમુચ્ચય થયો છે. ગુજરાતી ભાષામાં રસ લેતા અભ્યાસીઓ સારૂ 'રસદૃષ્ટિએ શ્રેષ્ઠ હોય તે એકત્ર કરવું' એવા ઉદ્દેશથી સંપાદકે આ કાવ્યચુંટણી કરી છે. આને લીધે જુની અને નવી કવિતાઓનો મેળ આ સંગ્રહમાં થવા પામ્યો છે.

પ્રભુપ્રાર્થનાઓ પહેલી હોવી જોઈએ; અને આ પુસ્તકમાં એમ જ છે. મુસલમાનોની મસ્જિદની 'અઝાન' ઠીક ધ્યાન ખેંચે છે. ઈશ્વરસ્તુતિઓ તરફ લોકોએ તેટલો પ્રેમ રહ્યો નથી તેથી જ હાલ નવા ભાવોની પ્રાર્થનાઓ ભાષામાં ઓછી થઈ છે. માતૃભૂમિનાં ગીતોમા ભારત, ગુજરાત અને સૌરાષ્ટ્રનાં ગુણકીર્તન છે. ત્યારબાદ કવિઓએ મોટાં માણસોને આપેલી અંજલિઓ છે. આ જાતની સામગ્રી આપણે ત્યાં બહુ જુજ છે.

ગુજરાતનાં કેટલાંક સ્થળો ઉપર કાવ્યો આપ્યાં છે અને કુદરતના દેખાવો દીધા છે. સમુદ્ર વિષે લોકોએ તેટલું ને તેનું સાહિત્ય ઓછું છે, કારણકે આપણે સમુદ્રનજીક વસતા હોવા છતાં સમુદ્રનું જ્ઞાન ધરાવતા નથી.

ત્યારબાદ ગામડાંનાં ગીતો આવે છે. ગામડાંના જીવન ઉપર જે કવિતા લખાઈ હોય તે ગ્રામ્યકાવ્ય કહેવાય. પછીથી હાસ્યરસનાં અને વીરરસના કાવ્યો મુક્યાં છે. બાકીનાં નીતિ અને બોધનાં પરચુરણ લાંબાં કાવ્યો છે.

એકંદરે વિવિધ પસંદગી અને અવનવો ક્રમ ઘણે સારો છે. જુદાજુદા કવિઓ એક જ જાતનાં કાવ્યો ઉપર શા વિચારો અને કલ્પનાઓ કરે છે એ જોવાનું અને ગુજરાતી ભાષાનાં કાવ્યરત્નોની પારખ કરવાનું આ પુસ્તકમાં સુગમ થાય છે.

સંપાદક કહે છે તેમ અભ્યાસીની નજરે લાંબાં કાવ્યો લેવાં ઠીક છે. પરંતુ રસની દૃષ્ટિએ લાંબાં ટુંકાં કાવ્યોનો ભેદ હોઈ ન શકે. મહાકાવ્યોનો પક્ષપાત કરવા જતાં ભાઈ રામનારાયણે ટુંકાં રસગીતોને અન્યાય કર્યો છે એમ અમારૂં માનવું છે. પાઠશાળાનો અભ્યાસી ન હોય તે આવાં લાંબાં કાવ્યો વાંચી રસ લેશે કે કેમ એ શંકા છે. નવાનવા રસ પાક કરે એવાં આધુનિક મહાકાવ્યો ગુજરાતી ભાષા જાણતી નથી એ છાનું નથી. લાંબી કે ટુંકી હજુ ગુજરાતી કવિતાઓ પુરી ફુરતી નથી ત્યાં મહાકાવ્યોની વાત ફોગટ છે.

તોપણ સમુચ્ચય સારો થયો છે. બીજો ભાગ વધુ આશાજનક હશે એમ જણાય છે.

**સૂરીશ્વર અને સમ્રાટ્**—કર્તા મુનિરાજ વિદ્યાવિજય. કીંમત, ત્રણ રૂપીઆ આઠ આના.

'સૂરીશ્વર' તે અકબરના સમયના પ્રખ્યાત જૈન ધર્મગુરુ શ્રી હીરવિજયસૂરિ, અને 'સમ્રાટ્' તે શાહાનશાહ અકબર. એ મહાન જૈન સાધુના શાહાનશાહ અકબર સાથે થએલા વાર્તાલાપ, ધર્મચર્ચા અને બીજા પ્રસંગોનું વિસ્તારપૂર્વક સુંદર વર્ણન આ પુસ્તકમાં આપ્યું છે.

વિદ્વાન લેખકે પહેલાં આખા અકબર સુધીનો ઈતિહાસ

આપેલો છે; પછી સૂરિજી અને અકબરનાં વિસ્તારવાળાં જીવનચરિત્રો આપ્યાં છે; અને ત્યાર પછી અકબરે સૂરિજીને આપેલું આમન્ત્રણ, સૂરિજીએ અકબરને આપેલો ઉપદેશ, એ ઉપદેશને લીધે હિન્દુ રૈયતને કરી આપેલા ખાસ સુધારાનાં વર્ણન—આ બધો એ પુસ્તકનો ઉપયોગી ભાગ છે.

એ ઉપરાંત ઇતિહાસપ્રસિદ્ધ માણસોની ઓળખાણ, અને સંવાદના રૂપમાં સારાસારા કથાપ્રસંગો ગુંથેલા છે તે ભાગને સાંગી સરસ લાગું છે. આને લીધે મોગલ જમાનનું ખરું વાતાવરણ, આંખ, નજર આગળ ખડું થતું લાગે છે.

જુના જમાના જૈન ધર્મગ્રંથો, રાસાઓ વગેરે પુસ્તકોમાંથી શોધખોળ કરી આ પુસ્તક તારવી કાઢેલું છે. તેથી સાહિત્ય અને ઇતિહાસમાં આગન્તુક રહેલી એવી કેટલી યે ઉપયોગી માહિતી તેમાંથી મળે છે; તે ઉપરાંત આ પુસ્તકમાં સમ્રાટ અકબર તથા શ્રી હીરવિજયસૂરિની મૂર્તિની છબીઓ અને હુંડી ફરમાનોની નકલો ઉતારેલી છે તે પણ એની ખાસ વિશેષતા છે. ઐતિહાસિક નવલકથાઓના આપણા પ્રખ્યાત લેખક શ્રી. કનૈયાલાલ મુનશીએ એનો ઉપોદ્ઘાત લખ્યો છે. પુસ્તક દળદાર અને છપાઈ સુંદર છે, એટલે કીમત વધારે નથી લાગતી.

લેખક કેટલીક વાર ધર્મગુરુની ઢબે ઉપદેશો દેવા બેસી જાય છે તે સામાન્ય વાચકને સારું ન લાગે. જૈન સંપ્રદાય ઉત્તમ એવું મનાવવાની થોડીક દૃષ્ટિ આ પુસ્તકમાં રહી ગઈ છે. આગ્રહ ન કરતાં સૌ ધર્મો પોતપોતાનું સાહિત્ય ઇતિહાસની નજરે છપાવે તો નાનોસુનો લાભ ન કહેવાય.

શોધખોળ કરીને જૈન સાધુઓ આવાં પુસ્તકો તારવી કાઢે છે તેનો મુખ્ય ઉદ્દેશ તો જૈન ધર્મના લાભ તથા વિસ્તાર સારૂ જ હોય છે; પરંતુ તેમાંથી ક્વચિત અચાનક આવું ઉપયોગી ઐતિહાસિક પુસ્તક પણ મળી આવે છે..

ઇતિહાસના શોખવાળા કોઈ પણ અભ્યાસીને આ પુસ્તક વાંચ્યા વિના ન ચાલે.

**બાળવિહાર**—પ્રકટકર્તા, ગાંડીવ સાહિત્ય મન્દિર, સુરત. કીંમત બાર આના.

વિજ્ઞાનના સિદ્ધાન્તોને વાર્તાના રસમાં ઝબોળીને આ ઉત્તમ અને સુંદર પુસ્તક ભાઈ ઇશ્વરલાલ વીમાવાળાએ તૈયાર કર્યું છે. એમાં કનકવો, બલુન અને વિમાનની રચનાઓ; છાપખાનું ને આગગાડી, સુદર્શન ચક્ર અને ગુરુત્વાકર્ષણના નિયમો વગેરેનું સરસ વર્ણન સરળ, રમુજી અને સાદી ભાષામાં ચિત્રો સાથે આપ્યું છે.

આજકાલ સામાન્ય લોકોને તો વિજ્ઞાનનો વિષય તદ્દન અપરિચિત અને નવીન છે. માત્ર ઉંચી કેળવણીમાં તેનું થોડું નજીવું જ્ઞાન અપાય છે.

કેટલાક લોકો વિજ્ઞાનથી બીએ છે. વિજ્ઞાનને લીધે મોટા મોટા યંત્રો, તોપો, દારૂગોળા, મનવારો, હવાઈ વિમાનો, સર્ચલાઈટ વગેરે શોધાયાં; અને એ બધાં સાધનોએ છેલ્લી લડાઈમાં માણસજાતની ખુવારી કરી. વળી, યંત્રો વાપરવાથી માણસમાંથી પ્રાણ ચાલ્યા ગયા અને તેઓ યંત્રો જેવાં બની ગયા. આ બધી વાત ખરી માનીએ. યંત્રોનો અત્યારનો ઉપયોગ ખરાબ છે; યંત્રોનો યુગ ખરાબ છે; પણ સૃષ્ટિના જે નિયમો વડે, કુદરતના જે કાનુનો વડે એ યંત્રો ચાલી રહ્યાં છે તે કાનુનોનું જ્ઞાન મેળવી લેવું એ તો માણસજાતની ફરજ છે.

આ બાળવિહારમાં કુદરતના કાનુનો અને વિજ્ઞાનના સિદ્ધાન્તો એવી તો સહેલાઈથી સમજાવ્યા છે કે કોઈ પણ બાળક, કુમાર કે વૃદ્ધ એ વાંચી તેનો અર્થ રસપૂર્વક સમજી શકે. વિષયોની વિવિધતા, સ્વચ્છ છપાઈ અને સાદો દેખાવ જોતાં કીંમત બરાબર જણાય છે.

## સ્વીકાર

**પુનર્જીવન**—અનુલેખક, કુબેરભાઈ ઝવેરભાઈ પટેલ. પ્રકાશક, અમીન ઍન્ડ કંપની, સિનોર, વડોદરા. કીંમત બાર આના.

**બંસરી**—હાથેલખાઈ સાઈક્લોસ્ટાઈલમાં છપાતું ત્રિમાસિક. તંત્રીઓ, બાપુદાસ વિ. ગામી અને આત્મારામ ગો. પટેલ. પ્રકાશક, ભગાભાઈ પૂંજાભાઈ પટેલ. બોરસદ, આણંદ થઈને. છુટી નકલની કીંમત પાંચ આના.

**પ્રાચીન આર્યોનું ભૌતિક શાસ્ત્ર**—સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ પ્રસંગે રા. રા. પુરુષોત્તમ વિશ્રામ માવજીએ આપેલું ભાષણ.

**ભાવના સૃષ્ટિ**—લેખક, પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી, એમ. એ.; પ્રકાશક, યુગાન્તર કાર્યાલય, સુરત. દસ આના.

**રાજા રાણી**—મૂળ કર્તા, રવીન્દ્રનાથ ઠાકુર. અનુવાદક, ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક, અમૃતલાલ દલપતભાઈ શેઠ, રાણપુર. કીંમત, દસ આના.

**વીસમી સદીની ગુજરાતી**—અનુવાદકો, પ્રભુભાઈ વિઠ્ઠલભાઈ મહેતા અને શંકરદત્ત પાર્વતીશંકર શાસ્ત્રી. નવયુગ પ્રકાશન મન્દિર, સુરત. કીંમત આઠ આના.



# માધુકરી

## કર્તવ્યનિષ્ઠ પરભુસીંગ

દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડતનો પાયો ચેડાતો હતો તે અરસામાં ત્યાં અંગ્રેજો અને બોઅર લોકો વચ્ચે લડાઈ જાગી. એ લડાઈમાં હિન્દીઓએ અંગ્રેજોને પુરો સાથ દીધો હતો. બોઅર લોકોએ લેડીસ્મિથ નામના શહેરમાં અંગ્રેજોની એક ટુકડીને ઘેરી હતી. એ ઘેરા વખતે પરભુસીંગ નામના એક ગીરમીટીઆ મજૂરે અદ્ભુત કર્તવ્યપરાયણતા બતાવેલી. ગાંધીજી 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઈતિહાસ' માં તે નીચે પ્રમાણે વર્ણવે છે:

લેડીસ્મિથમાં ઘેરાએલાં માણસોમાં અંગ્રેજો તેમ જ ત્યાં વસનારા છુટાછવાયા હિન્દીઓ પણ હતા. તેમાં વેપારી વર્ગ તેમ જ ગીરમીટીઆ, રેલ્વેમાં કામ કરનારા અથવા ગોરા ગૃહસ્થોને ત્યાં નોકર તરીકે રહેનારા પણ હતા. તેમાંનો એક ગીરમીટીઓ નામે પરભુસીંગ હતો. ઘેરાએલાં માણસોમાં સૌને કંઈ કંઈ ફરજ તો ઉપરી અમલદાર સોંપે જ. ઘણું જ જોખમ વાળું અને તેટલું જ કીંમતી કામ 'કુલી'માં ખપતા પરભુસીંગને હસ્તક હતું. લેડીસ્મિથની નજીકની ટેકરી ઉપર બોઅર લોકોની પૉમપૉમ નામની તોપ હતી. તેના ગોળાથી ઘણાં મકાનોનો નાશ થયો અને કેટલાક જાનથી પણ ગયા. તોપમાંથી ગોળો છૂટે અને દૂરના નિશાન સુધી પહોંચે તેમાં એક બે મીનીટ તો અવશ્ય જાય. જો એટલી મુદતની સાવચેતી ઘેરાએલાને મળે તો ગોળો આવી પહોંચે તેના પહેલાં તેઓ કંઈ ને કંઈ ઓથ નીચે છુપાઈ જાય અને પોતાનો જીવ બચાવે. પરભુસીંગને એક ઝાડ તળે બેસવાનું હતું. તોપ શરૂ થાય અને ચાલ્યા કરે ત્યાં સુધી તે બેસતો. તેણે તોપવાળા ટેકરા તરફ જોયાં જ કરવું. અને જેવો એ ભડકો જુએ કે તરત ટોકરો વગાડવો. તે સાંભળીને, જેમ બીલાડીને જોઇને ઉંદર પોતાના દરમાં ઘુસી જાય, તેમ છુટેલો ગોળો આવવાની સાવધાનીનો ઘંટ વાગતાં જ શહેરીઓ પોતપોતાની ઓથમાં છુપાઈ જાય અને જાન બચાવે.

પરભુસીંગની આ અમૂલ્ય સેવાની તારીફ કરતાં લેડીસ્મિથના અમલદાર જણાવે છે કે પરભુસીંગે એવી નિષ્ઠાથી કામ કરેલું કે એક વખત પણ ઘંટ વગાડતાં એ ચુક્યો નથી. એટલું ઉમેરવાની ભાગ્યે જ જરૂર હોય કે પરભુસીંગને પોતાને તો હમેશાં જોખમમાં જ રહેવાનું હતું. આ વાત નાતાલમાં પ્રકટ થઈ, એટલું જ નહિ પણ લૉર્ડ કર્ઝનને કાને પહોંચી. તેમણે પરભુસીંગને ભેટ કરવા એક કાશ્મીરી જબ્ભો મોકલાવ્યો, અને નાતાલની સરકારને જણાવ્યું કે જેટલી જાહેર રીતે બની શકે તેટલી જાહેર રીતે કારણ દર્શાવીને પરભુસીંગને તે ભેટ કરવો. આ કામ ડર્બનના મેયરને સોંપવામાં આવ્યું હતું, અને ડર્બનના ટાઉન હૉલમાં કાઉન્સિલ ચેમ્બરમાં જાહેર સભા ભરી એ ભેટ આપવામાં આવી હતી.

આ દૃષ્ટાન્ત આપણને બે વસ્તુ શીખવે છે: એક તો કોઈ પણ મનુષ્યને હલકો કે નજીવો ન ગણવો. બીજું, ગમે તેવો બીકુ માણસ હોય એ પણ અવસર આવ્યે વીર બની શકે છે.

(નવજીવન તા. ૧-૫-૨૪)

## લતીફા હાનુમ

લતીફા હાનુમ એ તુર્કસ્તાનના સ્મર્ના શહેરના એક ધનાઢ્ય સોદાગરની બેટી છે. હાલ એ તુર્કસ્તાનના પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ મુસ્તફા કમાલ પાશાની ઓરત થઇ છે. એની ઉમર માત્ર વીસ વર્ષની છે. હજી થોડાં વરસ પહેલાં તો ઇંગ્લંડના કેન્ટ પરગણાની એક નીશાળમાં એ અભ્યાસ કરતી.

પણ આ કંઈ એની ખરી ઓળખાણ ન કહેવાય. દેશની દુર્દશા ફેરવા માટે પોતાની જાતની રજ પણ દરકાર કર્યા વિના જે ચેતનવંતાં માનવીઓ બહાર પડે છે તેમાંની એક તે છે. તેણે પોતાના દેશની સેવાભાવના સ્વીકારી છે, અને તુર્કસ્તાનની સ્રીઓની ઉન્નતિ કરવાનો તેણે નિશ્ચય કર્યો છે. તમે કહેશો, એમાં શી મોટી બહાદુરી કરી? પણ તમે કદાચ નહિ જાણતા હો કે તુર્કસ્તાન દેશ અત્યારે જુના રીતરીવાજ અને રૂઢીઓથી કેટલો ઘેરાએલો છે. એ દેશમાં સુધારો કરવા બહાર પડનારાઓના જાન હમેશાં જોખમમાં રહે છે. એ રીતે સેંકડો સુધારકોનાં ખુન પણ થયાં છે. કમાલ પાશા પોતે પણ સ્વતંત્રતાનો ઝુંડો લઈ બહાર પડ્યો ત્યારે આવા કેટલા યે હુમલાઓમાંથી મહામહેનતે બચી શક્યો છે.

# ગરવી ગુજરાત

બોરસદનો બજારચોક

ગઈ તા. ૧૩-૧૪-૧૫ મી મે ના દિવસોમાં ગુજરાત રાજકીય પરિષદ્‌ની સાતમી બેઠક શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરના પ્રમુખપદ નીચે બોરસદમાં મળી.



શ્રી. કાકાસાહેબ કાલેલકર
બોરસદ રાજકીય પરિષદ્‌ના
પ્રમુખ

કામ ચાલતું હોય ત્યાં ગુલામગીરીની શી મગદૂર કે ટકી શકે ?

આમ ચાલીસ વરસ સુધી એકધારા પ્રયત્ને લોકોમાં પ્રાણ ફૂંકી રામદાસ સ્વામીએ પ્રજાને ચેતનમય બનાવી દીધી. શીવાજી મહારાજના મરણ પછી બીજે જ વર્ષે ઈ. સ. ૧૬૮૧ માં એ સમર્થ સ્વામી રામચરણ પામ્યા.

(સૌરાષ્ટ્ર, તા ૧૨ ૪-૩૪)

### ડૉ. કૅમેરર

'આ અક્કલવાળી માણસજાત જે આખી સૃષ્ટિમાં સર્વોપરીપણું ભોગવે છે તે મૂળ તો વાંદરાની ઓલાદમાંથી ઉતરી આવેલી છે'

આ અજબ સિદ્ધાન્ત ચાર્લ્સ ડાર્વિન નામના ઇંગ્લંડના એક મહાન વિજ્ઞાનશાસ્ત્રીએ શોધી કાઢ્યો છે. એ ડાર્વિનના ગુજરી ગયા પછી હમણાં ડૉ. કૅમેરર નામનો એક વિદ્વાન એવા જ અજબ સિદ્ધાન્તો અને પ્રયોગો દુનીઆને બતાવી રહ્યો છે.

ડૉ. કૅમેરર કહે છે કે માબાપ જેવાં જ છોકરાં થાય એ કુદરતનો કાનુન જો ખરો હોય તો, આપણે અમુક માબાપમાં અત્યારે જે ફેરફાર કરીએ તે તેનાં છોકરાંઓમાં કુદરતી રીતે એની મેળે આવે. તેણે કરેલા પ્રયોગોનો એક દાખલો લઈએ, એટલે આ વાત સમજાશે.

ન્યૂટ નામનાં એક જાતનાં પ્રાણી અનેક સૈકાઓ થયાં સમુદ્રને તળીએ રહે છે. ત્યાં સદા અંધારું હોવાને લીધે એ પ્રાણીને આંખની જરૂર પડતી નથી. તેથી એ જાતનાં બધાં પ્રાણીઓની આંખો ખોટી પડી ગઈ હતી. ડૉ. કૅમેરરે એ ન્યૂટ પ્રાણીઓની આંખો આગળ ચોવીસે કલાક લાલ અજવાળું પાડી પાડીને તેની આંખો ઉઘાડી. હવે એ આંખો ઉઘડેલા પ્રાણીનાં જે બચ્ચાં થાય છે તેની આંખો પહેલાંની જેમ ખોટી નથી હોતી, પણ એ જોઈ શકે છે. મનુષ્ય અથવા પ્રાણી જે નવો ગુણ મેળવે છે તે ગુણ તેની પેઢીમાં ઉતરવા માટે જ છે.

આવા જ અખતરા કરીકરીને ડૉ. કૅમેરરે જમીન પર રહેનારા દેડકાઓને પાણીમાં રહેતા કરી દીધા છે; ગરોળીના શરીર પરનાં ટપકાં બદલી નાખ્યાં છે; અને હવે તો એમ પણ કહે છે કે હું વાઘના શરીર પરના ચટાપટા પણ બદલી શકું !

માણસજાત કે પ્રાણીની કોઈ પણ એક પેઢીમાં ફેરફાર થાય, એટલે એ તેના વંશજોમાં ઉતરે જ, એવો કુદરતનો કાનુન છે; તેથી ડૉ. કૅમેરર કહે છે કે આપણો વિકાસ આપણી મરજી મુજબ કરવો હોય તો એ આપણા હાથની જ વાત છે.

(એપ્રિલના 'ચિત્રમય જગત' પરથી)

# ગયે મહીને

## સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્

કુમારના ગયા અંકમાં તમે સાહિત્ય, સાહિત્ય પરિષદ્, અને રણજીતરામ વિષે કેટલુંક વાંચી ગયા છો.

છેલ્લી અમદાવાદમાં મળ્યા પછી ત્રણ વર્ષને ગાળે સાતમી સાહિત્ય પરિષદ્ ગઈ ચૈત્રી પુનમે ભાવનગરમાં શ્રી સનાતન ધર્મ હાઈસ્કૂલના વિશાળ ચોકમાં ભરાઈ.

સાહિત્ય અને લોકજીવન જુદાં હોઈ ન શકે. ખરી રીતે કહીએ તો સાહિત્ય લોકજીવનનો પડઘો હોય. સાહિત્ય પરિષદ્માં આ વિરોધ ખાસ્સો નજરે પડતો. સાહિત્યની ખરી જીંદગી જીવનારનાં જે પ્રાણ, પોશાક અને મનોવૃત્તિ જોઈએ તે બહુ ઓછામાં જોવાતાં હતાં.

સાહિત્ય અને કળાનો સંબંધ પણ અતિ ઓછો દીસતો હતો. જે કન્યાઓ સંગીતકાવ્યો ગાઈને પરિષદ્નો આરંભ કરતી તેઓ પરદેશી વસ્ત્રોમાં શણગારેલી ઢીંગલીઓ જેવી દેખાતી હતી. દેખાવ કોમળ છતાં ભભકો હતો. દેશના ફુલ-ઝાડ સુકાઈ ગએલાં હોય તેમ પરદેશી રંગીન ફુલોની તોરણમાળા લટકતી હતી. સ્વયંસેવક કુમારસેનાના દંડ-ધારીઓમાં જોકે વિનય ઠીક હતો. તોપણ આવડત અને સંસ્કાર ઓછાં હતાં. ગુજરાતી સાહિત્યની આ પરિષદ્માં છુટી છવાયી ક્યારેક ફરી અંગ્રેજી ભાષાની વાનીઓ પીરસવાને ભાષણ કરનારાઓ ચુક્યા નહોતા.

શું શું હોવું જોઈતું હતું એ વિષે 'સૌરાષ્ટ્ર' લખે છે કે 'મંડપની બહાર ચોઘડીઆં ગાતી શરણાઈઓ સંભળાતી હોત. સૌરાષ્ટ્રના સર્વશ્રેષ્ઠ ભજનિકોની ધુન મચતી હોત. સૌરાષ્ટ્રનો કોઈ સરસ રામાયણ વાંચનારો શોધી કઢાયો હોત; સૌરાષ્ટ્રના ઉછરતા ચિત્રકારો, લેખકો, કવિઓ વગેરેની કંઈક પ્રસાદી મળી હોત. પરંતુ અહીં તો હાજીમહમ્મદ જેવાની પણ તસ્વીર નહોતી. કવિ બોટાદકરને જોવા નાનામોટા બધા ઝંખતા હતા....એ અને એવા બીજાની પિછાનોના પ્રસંગો ગોઠવાવા જોઈતા હતા......સરસ્વતીનાં નગરકીર્તનો કરતી કરતી આખી મેદની પૂર્ણિમાએ નગરમાં નીકળી હોત તો રસજ્ઞતાનાં તો ભાષણો કરતાં વધુ રસશિક્ષણ પ્રજાને મળત. બંસી, બ્યુગલો અને રામઢોલની સાથે નાનામોટા હોંશીલા સ્વયંસેવકોની કુચ કરાવી હોત તો કંઈક ચિરસ્થાયી શૌર્યરસ લોકોનાં દિલમાં રેડી શકાત....ઘીના દીવાની ઝુલતી દીવીઓ

નવલકથાઓ લખનાર કનૈયાલાલ મુનશી પરિષદમાં હાજર ન હતા; નહિતર વળી ઓર આનંદ આવત. આવતી સાહિત્ય પરિષદને શ્રી મુનશીએ મુંબઈ નોતરી છે.

પરિષદના વૃદ્ધ પ્રમુખ રમણભાઈ સાહેબે... ભાર તરુણ સાહિત્યરસિકો ઉપર નાખ્યો છે. એમણે આપણને અંતે કહ્યું છે: 'બંધુઓ, ગુજરાતી સાહિત્યનું ભવિષ્ય તમારા જ હાથમાં છે. તમે એ સાહિત્યના પ્રાણ છો, તમે જ એનો આત્મા છો. તમારા પ્રયત્ન પર જ એના શ્રેયનો ને ભાવી કલ્યાણનો બધો આધાર છે. તમારી પૂર્વના લેખકોએ જે જ્ઞાનપ્રદીપ પ્રગટાવ્યો છે તેની જ્યોતને ઝગઝગતી કરો, તેનો પ્રકાશ ચોતરફ ફેલાવો, અને સાહિત્યક્ષેત્રનો સર્વ પ્રદેશ એવો તો પ્રકાશમાન બનાવો કે અન્ય સાહિત્યક્ષેત્રમાં વિચરનારને આદર્શભૂત થઈ ......




## સાંભળ્યું છે કે

અમેરિકાની એક બૅન્કે એક અજબ કૅલેન્ડર બહાર પાડ્યું છે. એ કૅલેન્ડરમાં એક ખાનું છે. તારીખ બદલવી હોય તો એમાં દસ સેન્ટનો સીક્કો નાખવો જોઈએ. પૈસા બચાવવાની આ નવી યુક્તિ. દરેક ગૃહસ્થ આવું એકેક કૅલેન્ડર ઘરમાં વસાવે તો તેને તારીખ બદલવા માટે રોજ એક સીક્કો તો નાખવો જ પડે; આ રીતે તે આપોઆપ વરસ દિવસે આશરે ૧૧૫ રૂપીઆ બચાવી શકે.

ઓહની નામના ગામમાં એક ઘરમાંથી કકડેકકડે કપડાં ઉપર મુકવાની દોર ગુમ થઈ ગઈ. ઘરધણીએ તેની ખોળ માટે પોલીસ દોડાવી. છેવટે ખબર પડી કે તેની વાડીના એક પક્ષીએ તેને માળાની બાંધણીમાં ગુંથી દીધી હતી!

પૅસિફિક મહાસાગરમાં આવેલા એક બેટના જંગલોમાં એક પર્વત છે જે રાત્રે ઝગઝગી ઉઠે છે. વહાણવટીઓ કહે છે કે જે કોઈ એની પાસે જાય છે તેની ચામડી બળવા માંડે છે કદાચ એમાં ઘણું રેડીઅમ હોય.

સ્વીડનના બે એન્જીનીઅરોએ એવું વીજળીક યંત્ર શોધ્યું છે કે અમુક જમીનમાં અમુક જાતની ધાતુ છે એમ તે અવાજ કરીને કહે છે.

અમેરિકાની એક વિદ્યાપીઠ અવલોકન અને ઉપયોગ માટે ૨૫૦૦ જાતની કીડી એકઠી કરી છે!

મિ. રીડે સૂર્યમાળામાં એક નવો ધૂમકેતુ શોધી કાઢ્યો છે.

અમેરિકાના મિ. ઍન્ડ્રુઝ માને છે કે પ્રાગના જમાનામાં ઉત્તર અમેરિકા અને એશીઆ જમીનથી જોડાએલા હતા. પ્રાણીઓની જ નહિ પણ માનવજાતની ઉત્પત્તિ મધ્ય એશીઆમાંથી થઈ છે.

પાણીના પુરમાં પણ ચાલી શકે એવી એક આગગાડી બનાવવામાં આવે છે.

## સાચ્ચે

વાંદરાને પણ મનુષ્યો જેવાં જ દર્દો થાય છે.

વીશ વરસની વાત ઉપર રસ્તામાં ભાગ્યે જ એક મૉટર દેખાતી. આજ મૉટરોની આડે રસ્તો ભાગ્યે દેખાય છે!

પ્રાણીઓ એકબીજાને વાતો કહી શકે છે. હિન્દુસ્તાનના એક ડાક્તરે કોઈ રખડતા પગ ભાંગેલા કુતરાને દવા કરી સાજો કર્યો. અઠવાડીઆ પછી પેલો જ કુતરો બીજા કોઈ પગ ભાંગેલા કુતરાને દરદી તરીકે લઈ બારણે આવી ઉભો રહ્યો!

કૅલિફૉર્નીઆમાં પાંચ લાખ વરસની જુની માણસની ખોપરી મળી આવી છે.

આગીઆમાં જે પ્રકાશ છે તે એક્સ કિરણોને મળતો આવે છે.

ફ્રાન્સના એક શહેરમાં શહેરીઓએ ડાક્તરને દર્દ મટાડવા નહિ પણ તંદુરસ્ત રાખવા માટે રોકેલો છે.

કાંઈ પણ તપાવવા અને રાંધવા તથા પ્રકાશ પુરો પાડવા ઘાસમાંથી હવે ગૅસ બનાવવામાં આવે છે. લાકડાં જે કારગત બચશે તેનું બાળતણ થશે!

દુનીઆમાં કુલ ૩૪૨૪ ભાષાઓ છે.

અસલના વખતમાં મીસર અને ગ્રીસના લોકો પાણીથી વખત માપી શકાય તેવું ઘડીઆળ વાપરતા. આપણા પૂર્વજો આર્યલોકો પણ આવું જ ઘટિકાયંત્ર વાપરતા.

આઠ ફુટના આંતરેથી ઉપર લોખંડનો ગોળો પડતો મુકવામાં આવે તો પણ ન તુટે એવી જાતનો કાચ બનાવવામાં આવ્યો છે.

રત્નોમાં સારી નરસી સુવાસ હોય છે. નીલમને ખાંડી ભુકો કરીએ તો મધુર સુગંધ આવે છે, જ્યારે હીરાને ખાંડી ભુકો કરવાથી દુર્ગંધ છુટે છે. માણસોનાં ઘરેણાંમાં જે જવાહીર હોય તે પ્રમાણે તેનો સ્વભાવ પણ બદલાય છે.

ઈટાલીના અંમલ્ફી અને બીજાં ગામો જમીન ગરવાથી નાશ પામ્યાં છે. જમીન ગરવાનું કારણુ એ હોય છે કે એક પ્રકારના જંતુની જાત જમીનના પડ નીચે ઘર કરી રહે છે, અને સેંકડો વરસો સુધી માંહી ખોદવાનું કામ કરે છે. આથી પોલી બની રહેલી જમીન કોઈ વાર અચાનક ગરી પડે છે.

રસાયણશાસ્ત્રીઓએ કોલટારમાંથી બનાવટી કસ્તુરી ઉત્પન્ન કરી છે. તેની સુગંધ મુળ કસ્તુરીના જેટલી જ જલદ છે.

આલ્ફ્રેડ નોબલ નામના રસાયણશાસ્ત્રીએ લાકડાના ભુસામાંથી ચામડું બનાવવાની રીત શોધી કાઢી છે.

અમેરિકાનો ખબરપત્રી કાલી નામે કુતરાની એક વાત લખે છે. કાલી પોતાના માલીક સાથે મોટરની મુસાફરી કરતો હતો. રસ્તામાં એક પડાવમાં તે એકવાર ખોવાઈ ગયો. મહીનાઓ વીત્યા અને આખરે હમણાં જ એ પોતાના શેઠને ઘેર પહોંચ્યો છે. એણે ૨૮૦૦ માઈલની કુચ કરી છે. ચાલીચાલીને એના પગના નહોર ઘસાઈ ગયા છે. કેવું વફાદાર પ્રાણી!

ગરમ જગ્યા કરતાં ઠંડી જગ્યાએ મગજ સારું કામ કરે છે.

વીજળીક તારથી જેમ સંદેશો સાંભળી શકાય છે તેમ બોલનારની છબી પણ દેખી શકાય એવી શોધ મિ. કૅમ્પબેલ સ્વિન્ટન કરે છે.

અનેક દેશમાં વપરાતા ટાઇપ-રાઇટરના શોધક મિ. ફિલો રેમિન્ગટન હમણાં જ ગુજરી ગયા છે.

મેસોપોટેમીઆના 'કીશ' ગામમાંથી પ્રોફેસર લેંગ્ડનને ૬૦૦૦ વર્ષની જુની હાડકાંની કલમ મળી આવી છે.

કપાસના છોડમાં બગાડ કરતાં જંતુઓ નાબુદ કરવાને કેલ્શીઅમ આર્સીનેટ નામનો પદાર્થ કામ આવે છે. આ પદાર્થ સોંઘો પડે માટે તેને બનાવવાની નવી રીત શોધાઈ છે.

જીનીવામાં જ્યાં બાઈરન કવિ પોતાનું 'ચાઈલ્ડ હૅરોલ્ડ' નામનું પુસ્તક લખતો ત્યાં એનું સ્મારક ત્રીજી મેને દિવસે ખુલ્લું મુકાયું છે.

આટ્લાંટિક સમુદ્રમાં એકાએક કુદરતી જળફુવારો છુટવાથી એક હોડીમાં બેઠેલા ચાર મચ્છીમારોમાંથી ત્રણ પાણીમાં કુદી પડ્યા અને ડુબી ગયા. ચોથો પાણીના જોરને લીધે અધ્ધર ઉડ્યો, પાછો પાણીમાં પછડાયો. પાસેના હોડીવાળાઓએ એને જોયો અને છપાદોરી નાખી બચાવી લીધો.

જમીન અંદરની બાજુમાં ૮૦ ફુટ ઉંડે સુધી વાયરલેસનો સંદેશો પહોંચી શકે છે.

૨૨ વરસ પહેલાં જર્મનીથી ચાર પત્તાં ટપાલમાં નાખેલાં તે હમણાં લંડનમાં તેમના માલિકોને મળ્યાં છે!

અમેરિકાની એક મોટી રેલ્વે કંપની તરફથી એવું જાહેર કરવામાં આવ્યું છે કે પહેલા વર્ગના ઉતારૂઓને રાત્રે નાસ્તા વખતે ચાલતી ટ્રેને સીનેમા પણ બતાવવામાં આવશે!

બીજ વાવવા માટે જમીનને બહુ ઉંડી ખોદવાની જરૂર નથી. બીજને જરા ઉપરછલ્લું વાવવું એ રીત સારૂં મનાય છે. કુદરત પણ આમ જ કરે છે. કોઇ ઝાડનું બીજ ખરી ખરીને જમીનમાં ચોંટી જાય છે. આથી મુળીઓ મજબુતપણે બાઝે છે.

કેટલાક છોડ પોતાની છબી પોતે જ પાડે છે. તેમના ઉપર તેજનું કિરણ બહારથી નાખવામાં આવે છે. એ કિરણ તેઓ અંદર લઈ પાછું બહાર ફેંકે છે. ફેંકેલું કિરણ પ્લેટ ઉપર ઝીલવાથી એ છોડની છબી પડે છે. વળી છોડની અંદરના રંગીન ભાગોની છબીઓ પણ એ જ રીતે લઇ શકાય છે!

આજસુધીમાં શોધાએલું સઘળું રેડીઅમ માત્ર સાતઔંસથી ૨હેજ વધુ છે. તેની કીંમત ૬૦ લાખ પાઉંડ ગણાય છે.

યુરોપમાં સૌથી ઝાઝાં જંગલ રશીઆમાં છે; સૌથી ઝાઝાં કાતર નૉર્વેમાં છે; સૌથી ઝાઝાં સરોવર સ્વીડનમાં છે; સૌથી ઝાઝી નહેરો હોલાંડમાં છે; સૌથી ઝાઝી નદીઓ હંગરીમાં છે; સૌથી ઝાઝાં શહેર જર્મનીમાં છે; સૌથી ઝાઝાં કારખાનાં ઈંગ્લંડમાં છે; સૌથી ઠંડો દેશ આઇસ્લાંડ છે; સૌથી ગરમ દેશ માલ્ટા છે; અને સૌથી પહાડી દેશ સ્વિટ્ઝર્લાંડ છે.

હીરો એ સૌથી સખતમાં સખત વસ્તુ છે. પણ સાર્ક માછલીનું ચામડું તો એટલું કઠણ હોય છે કે તેને સુંવાળું કરવામાં આવતો ભુકો હીરાને ઘસીને ચકચકિત કરવાના કામમાં વપરાય છે.

વિલાયતની બાઈબલ સોસાયટીએ ૫૫૮ ભાષામાં બાઇબલનો તરજુમો બહાર પાડ્યો છે; અને તેની નકલોનો ફેલાવો આખી દુનીઆ ઉપર છે.

દેડકું સાધારણ પ્રાણીઓ કરતાં બહુ લાંબો વખત જીવે છે, અને ઘણે ભાગે અકસ્માતે જ મરણ પામે છે.

ચીનમાં ૧૩-૩૬ પાઉંડના વજનનું માપ ચાલે છે તેને પિકલ કહે છે.

---

સાહિત્ય પરિષદના ફોટોગ્રાફો માટે અમે 'મનહર સ્ટુડીઓ, ભાવનગર'ના આભારી છીએ.

આ માસિક, અમદાવાદ, સારંગપુર, નવજીવન મુદ્રણાલયમાં [illegible] છાપી, [illegible]
અમદાવાદમાંથી પ્રગટ કર્યું.

# કુમાર

અંક ૬

## ઉગતી પ્રજાનું માસિક






તંત્રી

રવિશંકર રાવળ

વર્ષ ૧ :: અંક ૬

જેઠ
૧૯૮૦

લવાજમ

વરસના રૂ. ૬ :: છ માસના રૂ. ૩

પરદેશના રૂ. ૭

છૂટક નકલના દશ આના


કુમાર કાર્યાલય

૪૪૮૦, રાયપુરઃ અમદાવાદ

# નવા વાંચનારને

'કુમાર'નો આ અંક ગમ્યો હોય, અને તેને એમ લાગતું હોય કે પોતાના જ ખરનું, જેવું જોઇતું હતું તેવું મનપસંદ માસિક એ છે; તો અમારી ભલામણ છે કે તેણે બનતી તાકીદે 'કુમાર'ના ઘરાક થઈ જવું.

## કારણકે

એની માગણી વધતી જવાથી પાછલા અંકો પછી નહિ મળે. **પહેલો અંક તો ખલાસ થયો છે; અને નવા ઘરાકો બીજા અંકથી જ નોંધવામાં આવે છે.** એટલે 'કુમાર'ને માટે આતુરતા ધરાવનારા નવા વાંચનારાઓએ જેમ બને તેમ વહેલા ઘરાક થઇ જવું. થોડા વખત પછી બીજો અંક પણ નહિ મળે.

'કુમાર'ના ઘરાકો અને અત્યાર સુધીના નિયમિત વાંચનારાઓએ જોયું હશે કે

## 'કુમાર'માં નવા ફેરફારો

દર મહીને કંઇ ને કંઇ થયા જ કર્યાં છે; મહીને મહીને એકેક નવી બાબત ઉમેરાતી જાય છે. બીજી નવી અને અજબ વાર્તાઓ, કથાઓ, સંવાદો ને ટુચકાઓની સંખ્યા હજી વધવાની છે; સાહસ અને પરાક્રમની વાતો, ઇતિહાસના અવનવા પ્રસંગો, બહારવટીઆઓની કહાણીઓ ને પુરાણની કથાઓ, તોફાન-મસ્તીની વાર્તાઓ ને રમુજી ટુચકાઓ હજી ઉમેરાતાં જવાનાં છે; રજાને દિવસે ઘેર બેઠાં અજમાવી શકાય તેવા જુદાજુદા હુન્નરો, હાથ-કારીગીરીઓ અને નુસખાઓ પણ હજી હવે આવવાના છે. દુનીઆના દેશદેશના માણસો અને એમના રીતરીવાજો, પશુપક્ષીઓ ને વસ્તુઓની વાતો તો હજી આવવી બાકી છે; અને વિજ્ઞાનની અજાયબીઓ વિષેના લેખોની તો હજી પુરી શરૂઆત પણ ક્યાં થઇ છે?

હજી તો 'પાશેરામાં પહેલી પુણી' છે. 'કુમાર'ને હોંશ છે કે એ તમારો હમેશનો સાચો સાથી બની રહે: તમારા અભ્યાસમાં કે રમતમાં, ઘરમાં કે બહાર, એકલા કે ..ત્રોમાં,—દરેક ઠેકાણે ને દરેક વખતે તમારો ખરો મદદગાર મિત્ર બની રહે.

તમે પણ, એક વરસના રૂપીઆ છ: અને તેટલા ન ભરી શકો તેમ હો તો છ મહીના માટે ત્રણ રૂપીઆ ભરીને આજથી જ એના મિત્ર બની જાઓ ને.

પુસ્તક પહેલું
અંક : ૬



સંવત ૧૯૮૦
જેઠ

ઊગતી પ્રજાનું માસિક
તંત્રી : રવિશંકર રાવળ
કુમાર કાર્યાલય : ૪૪૮૦, રાયપુર : અમદાવાદ




| | |
|---|---|
| પરમાર્થી રાજા રંતિદેવ સુખચિત્ર | |
| પ્રાર્થના (કાવ્ય) | ૨૦૩ |
| મિજલસ | ૨૦૪ |
| છતી આંખે......? | ૨૦૫ |
| ડૉ. આલ્ફ્રેડ નોબેલ | ૨૦૬ |
| સંધ્યા (કાવ્ય) ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ | ૨૦૯ |
| કેન્ટુકીની પાતાળગુફા | ૨૧૧ |
| અથાણું | ૨૧૭, ૨૨૮, ૨૩૭ |
| રાજકુમાર ઉદયરત્ન | ૨૧૮ |
| ચીતરવાનું સહેલ છે | ૨૨૨ |
| પહેલું સુખ તે જાતે નર્યા | ૨૨૭ |
| ગિરનારની યાત્રા જયકૃષ્ણ પુરાણી | ૨૨૯ |
| „ (ફોટા) | ૨૩૦ |
| વિકરાળ થઈ સિંહ ક્રરો ગર્જ્યો (ચિત્ર) | ૨૩૧ |
| અમૃતની કટોરીઓ ઝવેરચંદ મેઘાણી | ૨૩૨ |
| પુસ્તકો: નવાં અને જૂનાં | ૨૩૪ |
| એમ કેમ ? | ૨૩૫ |
| આકાશદર્શન (દૃષ્ટિ ચોથી) દરિદ્ર ભટ્ટ | ૨૩૬ |
| માધુકરી | ૨૩૮ |
| લીલો મેવો | ૨૪૧ |


બહારગામના એજન્ટો
નવજીવન કાર્યાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ-૨.
વર્ધમાન ઍન્ડ સન્સ, ૧, પાયધુની, મુંબાઈ-૩.
કરાંચી બુકસ્ટૉલ, બેરીઅર રોડ, કરાંચી.

શ્રાવણ મહીને
/.

## અષાડ ૧૯૮૦ નો અંક

માતૃદેવો ભવ
રવિશંકર રાવળનું ત્રિરંગી સુખચિત્ર

### માતૃદેવો ભવ
એ પવિત્ર ભાવના
લખનારઃ કાકાસાહેબ કાલેલકર

### સિસ્ટર નિવેદિતા
હિન્દુસ્તાનની ધર્મની બ્હેન અને સ્વામી વિવેકાનંદની શિષ્યા
એ સેવાપરાયણ અંગ્રેજ બાઇનો જીવનવૃત્તાંત
એમની છબી સાથે

### અષાડી મેઘ
કુદરતનાં નવરંગી ચિત્રો ખડાં કરનાર આપણા કવિ
ત્રિભુવન ગૌરીશંકર વ્યાસનું કાવ્ય
નવા શણગાર-ચિત્રમાં

### પુરણ ભગત
પ્રખ્યાત અંગ્રેજ લેખક રડ્યાર્ડ કિપ્લિંગે લખેલી
હિન્દુસ્તાનની એક ખરી બનેલી કથા
સુંદર ચિત્રો સાથે

'નમેલી ડોશી' 'બોળો ભાભો' ને 'કહરદાન'ની ઢબનું
**કવિ દલપતરામનું એક સચિત્ર વિનોદકાવ્ય**

ઉપરાંત

**આકાશદર્શન ને ઇતિહાસદર્શન**
'કિરીટ'ની વાર્તાનો આગળનો ભાગ ને 'ગિરનારની યાત્રા'નો
બાકીનો ભાગઃ મનોરંજક ફોટા ને ચિત્રો સાથે
'પહેલું સુખ તે જાતે નર્યા' ને 'ચીતરવાનું સહેલ છે'
વાળી લેખમાળાઓ

અને

માધુકરી, જરા ચેતજો, પુછો તંત્રીને, તમારી ફુરસદે, એમ કેમ ?
વગેરે ચાલુ વિષયો ઉપરાંત અષાઢનું તો પીરસવાનું જ.

તમારાં શરીર અને મગજને માટે પૌષ્ટિક ખોરાકની જરૂર તો રહેવાની જ:
અને તરત જ તમને યાદ આવવાનું—પેલું ઘરઘરનું ગવાએલું પરિચિત નામ— ઝંડુ

ઝંડુની આયુર્વેદિક દવાઓ
ઝંડુનું મધુર પીળું દ્રાક્ષાસવ
ઝંડુના અવલેહો અને શરબતો——એ બધું તો ખરૂં જ; પણ

ઝંડુનું ખરૂં તો

# કેસરીજીવન

## મહારસાયન




કેસરીજીવન એટલે રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, પૌષ્ટિક ઔષધો મેળવી લીલાં રસદાર આમળાંનો બનાવેલો 'ચ્યવનપ્રાશ'.

અને ચ્યવનપ્રાશ એ કંઈ આ જમાનાની શોધ નથી; પણ પ્રાચીન આયુર્વેદિક રસાયન છે. આખા જગતની સર્વ વૈદિક પદ્ધતિઓમાં કોઈ પણ એવી નથી કે જેમાંથી ચ્યવનપ્રાશ કરતાં ગુણોમાં ચડે એવી દવા હજી સુધી શોધાઈ હોય.

**આ સુશોભિત અને સુવાસિત, સ્વાદિષ્ટ અને પૌષ્ટિક તથા નવજીવન આપનાર ખોરાકનું નિયમિત સેવન**

¶ લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ અને તેજ, તથા દરેક ઇન્દ્રિયમાં ચેતન પુરે છે.

¶ માંદાં કે સાજાં, નાનાંમોટાં, સ્ત્રીપુરુષ, નબળાં કે સબળાં—સૌકોઈ એનું સેવન કરી શકે છે.

¶ વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું પોષણ મળે છે.

¶ એના સ્વાદ કે ગુણોમાં ફેર ન પડે એવી ખાસ બનાવટની બરણીઓમાં સંઘરવામાં આવે છે; અને વેચવા માટે બીલોરી કાચના ખાસ પૉટમાં પૅક કરવામાં આવે છે.

## કેસરીજીવન તો ઝંડુનું જ મેળવવાનો આગ્રહ રાખો

પા રતલના પૉટનો રૂ. દોઢ; અરધા રતલના પૉટના રૂ. પોણાત્રણ; એક રતલના પૉટના રૂ. પાંચ.

કેસરીજીવન વિષેનું ખાસ માહીતીપત્ર અને આયુર્વેદિક દવાઓનું સૂચિપત્ર મંગાવી જુઓ

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિમિટેડ

કારખાનું: એલ્ફિન્સ્ટન રોડ, મુંબાઈ નં. ૧૩—દુકાન: જુની મહાજનવાડી, કાલબાદેવી, મુંબાઈ નં. ૨
અમદાવાદના એજન્ટ: ભોગીલાલ બ્રધર્સ, રીચીરોડ.




**કોઈ પણ કામ એકવાર હસતે મોઢે શરૂ કર્યા**
**પછી ગભરાઈને તે અધૂરું મુકતા નહિ.**

પરીક્ષાઓ, સ્કૉલરશીપો અને ઈનામો મુળે ખરાબ નહિ હોય; પણ અત્યારે તો એ જે રીતે લેવાય દેવાય છે તેમાંથી ઘણાં જ ખરાબ પરિણામ આવે છે.

પરીક્ષા આપણા અમુક વખતના અભ્યાસની કસોટી કે માપ કાઢવાનું સાધન મનાય છે. એ કદાચ ખરું હોય; પણ તેમાં પાસ થવાને વિદ્યાર્થી જે કૃત્રિમ મહેનત, મગજમારી ને ગોખણપટ્ટી કરી મરે છે તે જોતાં ખરો અભ્યાસ બાજુએ રહી જાય છે અને પરીક્ષા જ મોં સામે ભયંકર રૂપે દેખાય છે. અત્યારના સંજોગો અને હકીકતો ચોકખું પુરવાર કરે છે કે પરીક્ષાએ ઉગતી પ્રજાનો વિકાસ અટકાવ્યો છે; તેના પ્રાણને ગુંગળાવી માર્યો છે. એ પરીક્ષાની બીકે વિદ્યાર્થીઓ થરથર કંપે છે; એ પરીક્ષાને માટે તેઓ ચોરી કરી કે લાંચ આપી પોતાનાં ચારિત્ર્ય ડુબાવે છે.

આ કંગાલ અને દુઃખી સ્થિતિ દૂર કરવાના બીજા ઉપાયો તો યોજાય ત્યારે ખરા; પણ એક ઉપાય તો તમારા પોતાના જ હાથમાં છે. તમે પરીક્ષાની બીક છોડી દો. સમજો કે એ કોઈ ભયંકર રાક્ષસી નથી, પણ દુનીઆના વહેવારની એક સામાન્ય યોજના છે. પરીક્ષાનું પાસ સર્ટીફિકેટ નહિ મળે તો નોકરી વિના ભુખે ટળવળશું એવા નમાલા વિચાર કરી શાને ડરી મરો છો? પરીક્ષા જેવી નાચીઝ વસ્તુને સાર તમારા અણમુલ ચારિત્ર્ય પર શાને કલંકના કોલસા ભુંસો છો?

મુંબાઈ યુનીવર્સીટીએ લીધેલી છેલ્લી મૅટ્રિકની પરીક્ષામાં 'રસ્ટિકેટ' કરવામાં આવેલા વિદ્યાર્થીઓ સંબંધીનો રીપોર્ટ કહે છે કે એક વિદ્યાર્થીને, પોતાના જવાબપત્ર સાથે દસ રૂપીઆની નોટ બાંધી પરીક્ષકને લાંચ આપવાનો યત્ન કરવા માટે ત્રણ વર્ષ સુધી કોઈ પણ યુનીવર્સીટીની પરીક્ષામાંથી રદ કરવામાં આવ્યો છે. તે સિવાય ચાર વિદ્યાર્થીઓને ચાલતી પરીક્ષાએ વાત કરવા માટે, આઠ વિદ્યાર્થીઓને, પોતે ફૉર્મમાં ન ભરેલા વિષયોમાં બેસીને પરીક્ષા આપવાની છેતરપીંડી કરવા માટે, અને ઓગણીસ વિદ્યાર્થીઓને બ્લૉટિંગપેપર કે સવાલપત્ર પર લખવા માટે, એક વરસ સુધી મૅટ્રિકની પરીક્ષામાંથી રદ કરવામાં આવ્યા છે. આપણી ઉગતી પ્રજાની નીતિ અને ચારિત્ર્યના દેવાળાના આ આંકડાઓ જોઈ આપણે શરમાઈ મરીએ.

પોતાનું ચારિત્ર્ય ડુબાડીને પરીક્ષાઓ પસાર કરવી, હોશીઆર ગણાવું ને દુનીઆમાં મહાલવું એ જ પરિણામ જો તમારા અભ્યાસનું હોય તો શાળાઓમાં શીખેલા રામ અને હરિશ્ચન્દ્ર કે વૉશિંગ્ટન અને લિંકનનો કશો જ અર્થ નથી. જો શિક્ષણ આપણને લાલચોથી દૂર રહેતાં–મનને કાબુમાં રાખતાં શીખવે નહિ તો શિક્ષણની કીંમત શી?

પરીક્ષા જ આપણી જીંદગીનો માર્ગ નક્કી કરનાર બને એમાં આપણી કેટલી પરાધીનતા રહી છે તે વિષે હું આગલી મિજલસમાં ઇશારો કરી ગયો છું. પરીક્ષા પસાર કરવા પ્રામાણિક મહેનત કરો, પરીક્ષાનો દરેક વિષય પુરેપુરો શીખો, અને તેમ છતાં પણ તમે પરીક્ષા પાસ કરવા શક્તિમાન ન લાગો તો તમારી નીતિનો ભોગ આપીને કદિ આગળ જવાની ઇચ્છા ન કરો. ગમે તેવા ભારે લાભને પણ ઠોકરે મારી તમે તમારી નીતિનું રક્ષણ કરી શકો, તમારા ચારિત્ર્યને ઉજળું રાખી શકો, એ તમારી ખરી પરીક્ષા છે. અને તેવો વખત તમારી જીંદગીમાં આવે ત્યારે પરીક્ષાનો બગાડ છોડી દઈ પ્રભુનો પાડ માનજો કે તમે એક સાચા મનુષ્ય તરીકેની પરીક્ષામાંથી પસાર થયા છો.

કોઇ પણ મનુષ્યનો વિકાસ તે પરીક્ષામાં નાપાસ થયો એટલે અટકી પડતો નથી. ગયા માસની પરીક્ષાઓમાં તમે નાપાસ થયા હો તો હરગીઝ ગમગીન ન થતા. નિરાશા અને નિષ્ફળતાની સામે ટક્કર ઝીલી હસતે મોઢે ઉભા રહેવું એ પણ એક પરીક્ષા છે; અને એવા પ્રસંગે તમે એક વાર તમારી પ્રસન્નતા અને ઉત્સાહ જાળવી શક્યા, તો માણજો કે તમારા ભવિષ્યમાં મોટો વિજય અને શુભ ફળ તૈયાર છે.

ધણાઓનો એવો મત સંભળાય છે કે 'કુમાર' 'વીસમીસદી' જેવું રંગીલું નથી; 'ગુજરાત' જેવું દળદાર નથી; 'નવચેતન' જેવું રંગબેરંગી નથી; 'યુગધર્મ' જેટલું તેમાં વાંચન નથી.

ઉપરનાં બધાં 'નથી' ગણાવનારાઓ, બીજી બાજુ 'કુમાર'માં જે કંઈ 'છે' તેના પર ધ્યાન આપે એવી અમારી માગણી છે. 'કુમાર' તમારો 'વિકાસ' પુરો પાડનારું નહિ પણ તમારા 'વિકાસ' માં સહાયભૂત થનારું માસિક છે. તે બેશક 'રંગીલું' નથી, પણ રસભર્યું છે; તે દળદાર નહિ હોય, પણ સારી અને સુંદર જ વસ્તુઓથી સભર છે; રંગબેરંગી નથી પણ રમ્ય તો ખરેખર છે. તે એકલું વાંચનથી ભરેલું નથી, મોહાવનારાં ચિત્રો છાપતું નથી એ ખરું; પણ મગજને જ્ઞાન સાથે પોષણ આપનાર સાહિત્ય અને આંખને આનંદ આપી કેળવનાર કલાના મધુર મીલન જેવું છે.

વાંચનાર ન ભુલે કે બધાં માસિકો દેશની સેવા કરવાના હેતુથી નીકળ્યાં હોય છે; પણ દરેકને પોતપોતાનું કામ કરવાનું ચોક્કસ નિશાન અને ઢબ હોય છે, અને તે રીતે 'કુમાર' સૌ કરતાં નિરાળું છે. તેને કોઈની સ્પર્ધા નથી કરવી પણ વર્તમાનપત્રના ઉત્તમ ધર્મનું પાલન કરવાની ઇચ્છા છે. મા વિદ્વિશા મહૈ।

મીજલસમાં થતી ચર્ચા એકલા તંત્રીને માથે જ રહે છે તેથી તંત્રીને અસંતોષ જ લાગે છે. બીજા વાંચનારા અનુભવીઓ તેમાં ભાગ લેતા થાય એવી ઈચ્છા પ્રથમ અંકથી જ જાહેર કરી હતી; છતાં દિલગીરી એ જ છે કે કોઇ તેમ કરવા આગળ પડતું નથી.

## છતી આંખે - - - ?

હા, છતી આંખે ! એ બહુ અજબ, પણ કડવી કરીને ગળે ઉતારવી પડે એવી વાત છે કે આપણામાંથી સેંકડે એંશી માણસો 'છતી આંખે આંધળા' હોય છે.

અણમુલાં બે રત્નો જેવી પ્રભુની દીધેલી આ આંખોનો ખરો ઉપયોગ કેટલા ઓછા જણ કરે છે ?

'જોવું' એ તો આંખનો સામાન્ય ઉપયોગ છે; ખરો ઉપયોગ તો 'અવલોકન કરવું' એ છે. દીઠેલી દરેકે દરેક વસ્તુને સમજીને મનમાં ઉતારવી એનું નામ 'અવલોકન કરવું.' આપણામાંના કેટલા માણસો આમ અવલોકન કરતા હશે ?

ફળીઆમાં ઓટલા પર બેસી એક છોકરો પોતાને ઘેર આવેલા મહેમાન સાથે વાતો કરતો હતો. મહેમાન બન્ને આંખે અપંગ હતો. એટલામાં એક માણસે આવી પુછ્યું, 'હમણાં અહીં થઇને કોઈ ગયું ?' છોકરાએ કહ્યું, 'કોણ જાણે; મને ખબર નથી.' પણ પેલા આંધળા મહેમાને તરત જવાબ આપ્યો, 'હા; બેએક મીનીટ પહેલાં એક પુરુષ અને એક સ્ત્રી વાતો કરતાં કરતાં ગયાં.' પુછનારે કહ્યું, 'હા, એ જ. એ કઇ તરફ ગયાં ?' આંધળાએ હાથની ઇશારતથી દિશા બતાવી.

આ જોઇ છોકરો તો દિગ્મૂઢ થઇ ગયો. તેણે પુછ્યું, 'તમે દેખતા નથી છતાં આટલું બધું કેમ જાણ્યું ?' અંધ મહેમાને જવાબ આપ્યો, 'આપણે વાતો કરતા હતા ત્યારે બે જણ વાતો કરતાં આગળથી આવીને આ તરફ ગયાં. તેમના અવાજ પરથી મેં ધાર્યું કે એક પુરુષ છે ને બીજી સ્ત્રી. મારી આંખે ખોટ રહી, એટલે કાન, નાક, સ્પર્શ વગેરેથી અવલોકન કરવાની ટેવ મેં પાડી છે. કેમ, તમે એમને ન જોયાં ?' છોકરે કહ્યું, 'કોણ જાણે, ભાઇ; મારું તો ધ્યાન ન રહ્યું.'

આપણામાંના કેટલા યે જણનું આમ 'ધ્યાન નથી રહેતું.' એ આંધળા કરતાં યે નપાવટ નહિ ? રોજના જીવનમાં આપણે માત્ર 'ધ્યાન રાખીએ' તો અવલોકનથી જ્ઞાન વધારવાની કેટલી યે તક ગુમાવતા અટકીએ.

અવલોકન કરતાં શીખવાનો એક સહેલો માર્ગ છે. તમે જે કંઇ જુઓ તે થોડીવાર પછી યાદ કરો. તે વખતે તમને લાગશે કે તમે ઘણી વસ્તુઓ જોવાનું ભુલી ગયા છો. ટપાલની ટીકીટ પર શું શું ચીતરેલું છે તે તમને યાદ છે ? નથી. કારણકે તમે તે પર કદી ધ્યાનથી જોયું નથી. ઘેર જતાં તમારા રોજના માર્ગમાં કેટલા ખાંચા આવે છે તે તમે ભાગ્યે જ કહી શકશો. તમે કયા નંબરની ગાડીમાં બેસીને સ્ટેશને ગયા હતા ? તમારા ઘરની નીસરણીને કેટલાં પગથીયાં છે ? હાલે તમારી સભામાં કોણ ગેરહાજર હતું ? વગેરે જવાબો તમે નીરીક્ષણ કર્યું નહિ હોય તો આપી નહિ શકો. ત્યારે જ તમને બરોબર જોવાની ટેવ પાડવાની જરૂર સમજાશે.

અવલોકનનો મોટો ફાયદો એ છે કે તે યાદશક્તિને પાકી બનાવે છે અને અનેક મુંઝવણ વખતે ઉપયોગી કામ કરી દે છે.

જીંદગીની પ્રત્યેક પળે તમારી આંખો ઉઘાડી, અને બુદ્ધિને ચપળ તથા તત્પર રાખજો. અવલોકનની એક પણ તક ગુમાવતા નહિ નહિતર પછી પ્રભુએ આંખો દીધી ન દીધી બધું સરખું છે.



# ડૉ. આલ્ફ્રેડ નોબેલ

જગતમાં શાન્તિ સાધવાને અખંડ યત્ન કરનાર તરીકે ગાંધીજીને એક ભારે ઇનામ મળવાનું છે એમ આપણે થોડાક માસ પૂર્વે સાંભળ્યું હતું. તે શું અને કેનું હતું એ જાણવા સૌ કોઈ આતુર રહે. એ ઇનામ તે 'નોબેલ પ્રાઇઝ'.

દુનીઆમાં સૌને પોતાનું અને પરનું ભલું કરવાનું મન હોય છે. કોઈ વધુ કરી જાય છે અને કોઈ ઓછું. ડૉ. આલ્ફ્રેડ નોબેલ મોટો પરમાર્થ કરી ગયા છે.

કોઈ પોતાના કુટુંબનું હિત કરે; કોઈ સગાંવહાલાંનું અને પડોશીઓનું; કોઈ વળી જ્ઞાતિનું, શહેરનું અને સ્વદેશનું ભલું ઇચ્છે; પરંતુ वसुधैव कुटुम्बकम् એટલે આખા જગતને પોતાનું કુટુંબ જાણે અને સમભાવથી સેવા અર્પે એવા મનુષ્યો વિરલા મળે છે. ડૉ. આલ્ફ્રેડ નોબેલ એવા એક સત્પુરુષ હતા.

ઇનામોની લાલચે હરીફાઈ કરાવવી એ રીત સારી નથી; પરંતુ નોબેલનાં ઇનામો તો મોટી સેવાની કદર તરીકે આપવામાં આવે છે.

ડૉ. નોબેલે જગતનાં સુખ સગવડ વધારવા પોતાની બુદ્ધિ કેળવી તેનો સદુપયોગ કર્યો. દુનીઆને ઉપયોગી બની એ ધનવાન થયો: ધનવાન બનીને પરમાર્થી રહ્યા.

બાપનો ધંધો દીકરો ચલાવે એવો આપણે ત્યાં અસલનો રીવાજ છે. તેથી કુળના ધંધા જળવાતા. ડૉ. આલ્ફ્રેડ નોબેલે પણ પોતાના પિતાનો વારસો લીધો, કેળવ્યો અને વધાર્યો. પિતાએ અધુરૂં રાખ્યું તે પુત્રે પુરૂં કર્યું.

'કારીગર હલકો' એવી માન્યતા ખોટી છે. કોઈપણ વિદ્વાન જેટલો જ એ મોભાદાર અને પુજવાજોગ છે. જગતનું હિત હમેશાં કારીગર વધુ કરી શકે. વળી, નાનો માણસ મજુર પણ ધીરજ અને ખંત રાખે તો કેવાં રૂડાં મોટાં કામ કરે એ આપણે નોબેલના જીવન ઉપરથી જાણી લઈએ.

વિજ્ઞાનની શોધ માટે તેમજ જગતની શાન્તિ માટે ઇનામો રાખીને ડૉ. આલ્ફ્રેડ નોબેલ એમ કહેવા માગે છે કે વિજ્ઞાનની શોધો જગતની શાન્તિ માટે હોવી જોઈએ. જેનાથી જગતની શાન્તિ વધવાને બદલે ઘટે તેવું કાંઈપણ માણસજાતને ન શોભે. ડાયનેમાઇટની શોધ

તેણે સંસારના સુખ માટે કરી; પણ લોકોએ માણસોના જાન લેવામાં તેનો દુરૂપયોગ કર્યો.

ડૉ. આલ્ફ્રેડ નોબેલ જગતને કાજે હમેશનું હિત કરી જઈ ચિરંજીવ થયા છે. એમનાં જીવન પરથી આપણને લાગે છે કે માણસ ધારે તો મરી ગયા પછી પણ જીવી શકે છે.

સ્વીડન દેશ આજ પણ જેને માટે મગરૂર છે અને જેનું નામ જગતમાં જીવતું રહ્યું છે, તે વિચક્ષણ બુદ્ધિનો પુરુષ ડૉ. આલ્ફ્રેડ બર્નહાર્ડ નોબેલ હતો. તેનો જન્મ સ્વીડનના સ્ટૉકહોમ શહેરમાં ઈ. સ. ૧૮૩૩ના ઑક્ટોબરની ૨૧મી તારીખે થયો હતો. તેના પિતાનું નામ ઇમૅન્યુઅલ નોબેલ. આલ્ફ્રેડ તેનું ત્રીજું સંતાન હતું.

ઇમૅન્યુઅલ નોબેલ બાળપણમાં ભણતરનો કાયર હતો. આથી તેને મોચીની દુકાને કામ શીખવા બેસાડવામાં આવ્યો. પણ જોડા સીવવામાં તેને રસ ન પડ્યો. કામ કામને ઠેકાણે મૂકી એ હોડીઓ અને વહાણોનાં ચિત્રો કાઢવા લાગી જતો. ત્યાર પછી થોડા વખત સુધી તેણે ભૂમધ્ય સમુદ્રમાં સફરો ખેડી અને વહાણના બાંધકામને જરૂરની કેળવણી લીધી. એક વહાણ બાંધનારની જોડે રહી થોડા વખત તેણે અનુભવ મેળવ્યો. અહીં પણ તેની ચાલાક બુદ્ધિને સંતોષ ન વળ્યો. એની મહત્ત્વાકાંક્ષા મોટી હતી. એ નવી શોધો કરવાને તત્પર થતો. આ કારણસર સાધારણ કુટુંબથી તે પ્રસન્ન ન હતો. એ વેળા સ્વીડનમાં એવું કોઈ નહોતું કે જે આ યુવકની બુદ્ધિ ઓળખી તેનો ઉપયોગ કરે; એવું કોઈ ઉદાર ન હતું કે જે થોડા પૈસા આપી ઇમૅન્યુઅલને અવનવી શોધો કરવા દોરે. એક દિવસ શોધને માટે સાહસ ઉઠાવવા તેનો જીવ તલપી રહ્યો અને પોતાના કુટુંબને છોડી તે ચાલી નીકળ્યો. ક્યાં ? જ્યાં એના સાહસિક ચિત્તને શાન્તિ મળે ત્યાં—રશીઆની રાજધાની સેન્ટપિટર્સબર્ગ તરફ.

પાછળ ઇમૅન્યુઅલની અનાથ પત્ની એકલી પડી. બાળકોને ઉછેરવાનો અને કુટુંબને પોષવાનો સઘળો ભાર તેના પર હતો. બાઈ સંસારની પુરી અનુભવીઆણ હતી. તેણે બધાં જ બાળકોને કારીગર બનાવ્યાં.

આ બાજુ ઇમૅન્યુઅલે રશીઆમાં 'ટૉર્પિડો' બનાવવાનું કારખાનું કાઢ્યું. કંઈક સમૃદ્ધ થતાં તેણે કુટુંબને પોતાની પાસે બોલાવી લીધું અને સુખચેનમાં રહેવા લાગ્યો. પરંતુ વિધિ વિચિત્ર છે. આ સુખની પળ લાંબી ન ચાલી. એ વેળાનો રશીઆનો ઝાર મરણ પામવાથી રાજ્યમાં અચાનક કેટલાક ફેરફારો થયા. આથી નોબેલના ધંધાને પણ ધક્કો લાગ્યો. એ પાયમાલ થયો. જેવો ખાલી હાથે એ રશીઆમાં આવ્યો હતો તેવો જ પાછો એ સ્વદેશ સ્વીડન જવા નીકળ્યો.

આલ્ફ્રેડનું આરોગ્ય સ્વીડનના પહેલા વસવાટ દરમ્યાન નબળું રહેતું તે હવે રશીઆથી સ્વીડન ગયા પછી સુધરતું ચાલ્યું, અને તે પિતાના કામમાં મદદ કરવા લાગ્યો. ઇમૅન્યુઅલ એ વેળા નાઇટ્રો ગ્લિસરાઇન નામનો સળગી ઉઠે એવો પદાર્થ બનાવવામાં રોકાએલો હતો. આ શોધના લાભાલાભ લોકોએ ખુબ જ લીધા છે; પરંતુ ઇમૅન્યુઅલને એ શોધ કરવામાં અથાગ શ્રમ અને ભોગ આપવા પડ્યા છે. એકવાર નાઇટ્રો ગ્લિસરાઇન સળગ્યો. તેના ધડાકાને લીધે એનો નાનો પુત્ર ઇજા પામ્યો ને મરી ગયો!

આઠ વરસ પછી ઇમૅન્યુઅલ પણ મરી ગયો. હવે રૉબર્ટ, લુઈ, આલ્ફ્રેડ અને તેમની વિધવા માતા, એટલાં રહ્યાં. ત્રણે પુત્રોએ પિતાનું કામ પુરું કરવા અને તેનું નામ પ્રસિદ્ધિમાં લાવવા કમ્મર કસી; અને નાઇટ્રો ગ્લિસરાઇનની શોધને વધુ ઉપયોગી બનાવવા નિશ્ચય કર્યો.

નાઇટ્રો ગ્લિસરાઇન એક જાતનો તેલી પદાર્થ છે. મોટા ખડકો તોડવામાં તેનો બહુ વપરાશ થાય છે. વળી એ જોખમકારક પણ ઘણો છે. એ અકસ્માત સળગી ઉઠે છે અને જાનમાલની ખુબ ખુવારી કરે છે. તેને ઓછો જોખમી અને વધુ ઉપયોગી કરવો એ આલ્ફ્રેડ નોબેલની નેમ હતી. આ સારૂ તેણે રાતદિવસ તનતોડ મહેનત ઉઠાવી. ઘણીવાર એવું બને છે કે અપાર પરિશ્રમને અંતે લગભગ નિષ્ફળ થઈએ ત્યારે એકદમ માર્ગ મળે છે અને વિજય પ્રાપ્ત થાય છે. આલ્ફ્રેડને પણ એવું જ થયું. એક અણધાર્યા પ્રસંગે તેને રસ્તો સુઝ્યો.

ઇ. સ. ૧૮૬૩માં એક દિવસે થોડો નાઇટ્રો ગ્લિસરાઇન બાટલીની તળીમાંથી જમીન પર ઢોળાઇ ગયો. ત્યાં એ વજ્ર જેવી કઠણ પણ છિદ્રાળુ માટી સાથે મળ્યો. એ બેનાં મિશ્રણથી એક જાતનો પોચો માવો બન્યો. આલ્ફ્રેડ આશ્ચર્યપૂર્વક આ જોઇ રહ્યો. આ માવાનો ઉપયોગ કરી જોતાં માલુમ પડ્યું કે તે મુળ પદાર્થ જેટલો જ અસરકારક હતો. આ શોધથી તે પદાર્થ ઓછો જોખમકારક થયો. હવે નોબેલનું કામ સરળ થયું.



ડૉ. આલ્ફ્રેડ નોબેલ

પછી તો વરસો વીત્યાં અને નોબેલે બીજી શોધ કરી. તેણે 'ડાઇનેમાઇટ' નામનો નવો પદાર્થ બનાવ્યો. ડાઇનેમાઇટ એ દારૂ જેવો સ્ફોટક પદાર્થ છે. તેની સુરંગ ભરી ફોડવાથી મોટા ખડકો ઉડાડી શકાય છે. ઇ. સ. ૧૮૬૭ના સપ્ટેમ્બરની ૧૯મી તારીખે તેણે આ શોધનું પેટન્ટ લીધું. તે દહાડાથી આખી દુનીઆનું ધ્યાન નોબેલ તરફ ખેંચાયું. ડાઇનેમાઇટના ધંધામાંથી અને બાકુના તેલના કુવામાંથી તેણે અનગળ દોલત મેળવી. વળી બીજી પણ કેટલીક શોધો કરીને ધીમે ધીમે એ ધનવાન થયો.

નવાઇની વાત એ છે કે સમૃદ્ધ અને સુખી થવા છતાં એ કુંવારો જ રહ્યો. માતાએ કેટલા ભોગ આપીને, કેટલું તપ કરીને અને દુઃખ વેઠીને પોતાને ઉછેર્યો હતો એ આલ્ફ્રેડ કદિ વીસર્યો નહિ. પોતાની માતા પ્રત્યે એને પુરી ભક્તિ હતી. એ ઘરથી ગમે તેટલો દૂર દેશમાં હોય તોપણ પોતાની દરેક વરસગાંઠ પોતાની માતાની સાથે જ ઉજવતો.

દુનીઆમાં એવાં બહુ ઓછાં માણસો છે કે જેમનું નામ એમના અંતકાળના વસીઅતનામથી વિખ્યાત થયું હોય. આલ્ફ્રેડ નોબેલે પોતાનું નામ મૃત્યુની ઘડીએ લખેલા 'વીલ' થી જગતમાં અમર કર્યું. પોતાની પુંજીનો મોટો ભાગ તેણે માનવજાતના કલ્યાણ અર્થે ફરી દીધો.

પોતાના વીલમાં એણે જુદી જુદી પાંચ બાબતોનાં, દરેક ૧,૨૦,૦૦૦ રૂપીઆનું, એવાં પાંચ ઇનામો રાખ્યાં. જે કોઇ (૧) ફીઝિક્સ, (૨) રસાયણવિદ્યા અને (૩) શરીરશાસ્ત્ર કે ઔષધશાસ્ત્રમાં લોકોપયોગી શોધખોળો કે સુધારાવધારા કરી શ્રેષ્ઠ નીવડે તે દરેકને એક એક ઇનામ આપવાનું ઠરાવ્યું. (૪) જે લેખક ઉચ્ચ સાહિત્યનું સ્વતંત્ર ને સર્વોત્તમ પુસ્તક લખે તેને એક; અને (૫) જે કોઇ દેશપરદેશની પ્રજાઓમાં ભાઇચારાનો સંબંધ ગાઢ કરે, લશ્કરોમાં ઘટાડો કરાવે અથવા જગતની શાન્તિ અને સમૃદ્ધિમાં વધારો કરે તેવા સર્વોત્કૃષ્ટ પુરુષને એક. આ ઇનામો એની પુંજીના વ્યાજમાંથી અપાય છે. આ ઇનામોનાં પાત્રોની પરીક્ષા માટે સ્વીડનની રાજસભાના સભ્યોનું એક મંડળ તેણે નીમ્યું છે. એ મુજબ, આજસુધીમાં ઘણાં ઇનામો અપાઇ ગયાં છે.

ફીઝિક્સનાં ઇનામો લૉર્ડ રેલે, પ્રો. જે. જે. થૉમ્સન, પ્રો. ડબલ્યુ. એચ. બ્રૅગ, તથા પ્રો. ડબલ્યુ. એલ. બ્રૅગને મળ્યાં છે: રસાયણવિદ્યાનાં ઇનામો સર ડબલ્યુ. રેમ્સે અને પ્રો. રુથરફોર્ડને; શરીરશાસ્ત્ર અથવા ઔષધશાસ્ત્રમાં સર આર. રૉસને; સાહિત્યમાં રડયાર્ડ કિપ્લિંગ, રોમેઇન રોલાન્ડ, આનાતોલ ફ્રાન્સ, ડબ્લ્યુ. બી. યીટ્સ, અને રવીન્દ્રનાથ ઠાકુરને; સુલેહશાન્તિ માટે સર ડબ્લ્યુ. આર. ક્રીમરને. તે ઉપરાંત પ્રો. રૉન્જન, ક્યુરી દંપતી, માર્કોની, મૅટરલિંક, પ્રેસિડંટ વિલ્સન અને રૂઝવેલ્ટને પણ જુદા જુદા વિષયો માટે આ ઇનામો મળેલાં છે.

ઈ. સ. ૧૮૯૬ના ડીસેમ્બરની ૧૦ મી તારીખે ડૉ. આલ્ફ્રેડ નોબેલ સાન રેમોમાં મરણ પામ્યો. એનું મરણ જગતને કલ્યાણરૂપ નીવડ્યું છે. સ્વર્ગસ્થ નોબેલની હિતબુદ્ધિ અને ઉદારતાનો અંશ આપણામાં પણ ઉતરો.

# સંધ્યા

કેવી સુંદર સંધ્યા ખીલી!

ઇશ્વરનો ઝળહળતો દીવો,
અખુટ તેજફુવારા જેવો,
તપી તપીને નમતો નમતો
પશ્ચિમમાં આથમતો સુરજ
ડુબ્યો સાગરનાં જળ ઝીલી:
કેવી સુંદર સંધ્યા ખીલી!

અંગ સજી સાડી નવરંગી
વાદળીઓ હળતી ને મળતી,
લાલ લલિત સિંદુર સમ તેની
રમ્ય કિનારી શી ઝળહળતી!
એ તો રમતી રાસ રસીલી:
કેવી સુંદર સંધ્યા ખીલી!

સોનેરી કુમકુમથી લીપ્યા
આથમણા નભચોક અનેરા,
ઉગતા તારલીઆનાં મોતી
નાનીશી મુઠીએ વેર્યાં;
રમતી ત્યાં ચંદા સાહેલી:
કેવી સુંદર સંધ્યા ખીલી!



વાદળીઓની લલિત લતાએ
    કંચનનાં કેશુડાં - આવ્યાં,
ભર-દુનીઆએ એનાં ઓજસ
    આભેથી ઉતરતાં ઝીલ્યાં;
તેજછટા છવરાઇ શાળી:
    કેવી સુંદર સંધ્યા ખીલી!

નિજ પદરજથી અંગ રજોટયાં
    ધેનુનાં ધણ આવે ધાયાં,
ગોવાળે લલકારી તેને
    સોનેરી સરિતાજળ પાયાં;
ભાંભરતી વાછરડાં-ઘેલી:
    કેવી સુંદર-સંધ્યા ખીલી!

પંખી માળે કિલકિલ કુજે,
    મન્દિરની ઝાલરીઓ ઝણુકે,
ચંડુલો આકાશે ઉંચે
    ગાતાં ગીત મધુરી હલકે;
પર્વત ઉપર રાતી પીળી
    કેવી સુંદર સંધ્યા ખીલી!

ધીમા ખેડુત આવે ધસતા,
    સીમતણી લક્ષ્મી-ઘર લાવે,
તેની લલના ગીત ગજવતી
    વગડાને રસ પાતી આવે;
એવી રસઘેલી અલબેલી
    કેવી સુંદર સંધ્યા ખીલી!

વિરામ કાજેનો કોલાહલ
    મચી રહ્યો વૃક્ષે ને ગામે,
વિપ્રોનાં સંધ્યાવંદનના
    શાન્તિ સરિતાને તીર જામે;
સવિતાના શુભમંત્રો ઝીલી
    કેવી સુંદર સંધ્યા ખીલી!

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ







# કેન્ટુસ્કીની પાતાળગુફા

## એક વીર કુમારનું અદ્દભુત સાહસ

### ૧

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સના કેન્ટુસ્કી નામે પરગણામાં એક મોટી અજબ ગુફા આવેલી છે. તે દુનીઆની અનેક અજાયબીઓમાંની એક અદ્દભુત અજાયબી છે. આજથી સો સવાસો વર્ષ પહેલા તો કેન્ટુસ્કીનો પ્રદેશ જંગલો અને રીંછોથી ભરેલો હતો, અને તેના કોઇ કોઇ ભાગમાં માત્ર થોડી વસ્તી હતી.

**શોધ**

ઇ. સ. ૧૮૦૯માં એક દિવસ કોઇ શીકારી કેન્ટુસ્કીનાં જંગલોમાં રીંછનો શીકાર કરવા ગએલો. તેણે એક રીંછને ગોળી મારી જમીનદોસ્ત કર્યું. પણ એ તેની પાસે જાય તે પહેલાં તો રીંછ ઉઠીને ભાગ્યું, અને શીકારીએ તેની પુંઠ પકડી. એકાએક એક ઝાડી આવતાં રીંછ તેમાં અદ્રશ્ય થઈ ગયું. શીકારી તેની તપાસ કરવા સાવચેતીથી ઝાડીમાં પેઠો, તો ત્યાં ઘેરાં ઝાડવાંથી ઢંકાએલી એક ગુફાનું મોં તેના જોવામાં આવ્યું.

આ શીકારી બહાદુર છાતીવાળો માણસ હતો. રીંછની શોધ માટે તે હિમ્મતથી ગુફામાં ઉતર્યો. થોડે જઇ જોતાં તેને એ બહુ ઉંડી અને વિસ્તારવાળી જણાઈ. અવડ, અંધારી, અજાણી અને વિશાળ ગુફામાં વધારે આઘા જવું તેને ઠીક ન લાગ્યું એટલે તે પાછો ફર્યો. પણ આ વાત તેણે પોતાના મિત્રો અને ઓળખીતાઓને કહી અને તેઓ સૌ મશાલો લઈ કૌતુકના માર્યા મશાલો લઈ તેમાં ઉતરવા તથા શોધ કરવા લાગ્યા.

ગુફાની અંદરથી મળી આવેલા અવશેષો પરથી માલુમ પડ્યું કે પ્રાચીન કાળમાં અમેરિકાના રાતા રંગના જુના વતનીઓ—રેડ ઇન્ડીઅન્સ—તેમાં રહેતા હશે. એ લોકો વાપરતા તે જાતની મશાલો હજી પણ તેમાંથી મળી આવે છે.

**થોડો ઇતિહાસ**

ઉપલી શોધ થયા પછી એ વખતે તો લોકોનું ધ્યાન એ ગુફા તરફ બહુ ખેંચાયું નહિ. એ જમીનના માલિકે એ ગુફાવાળો ૨૦૦ એકર જમીનનો ટુકડો આઠ પાઉંડની કીંમતે વેચી નાખ્યો. એ અરસામાં યુનાઇટેડ સ્ટેટ્સ અને ઇંગ્લંડ વચ્ચે લડાઈ સળગી અને દારૂગોળાની ખુબ જરૂર પડવા લાગી. બંદુકના દારૂની બનાવટમાં સુરોખાર આવે છે. આ ગુફાની જમીનમાંથી પુષ્કળ સુરોખાર મળી આવે તેમ હતું, તેથી તેના નવા માલિકે એ ગુફામાં ઉંડે એક માઇલ દૂર સુરોખાર બનાવવાનું કારખાનું કાઢ્યું. એ કારખાનામાં સીદી ગુલામો કામ કરતા હતા, અને તેમણે એક વરસ સુધી અંદર જ રહીને કામ કર્યા કર્યું હતું. થોડા વખત પછી ઇસ્ટ ઈંડીઝના ટાપુઓમાંથી વધારે સસ્તો સુરોખાર આવવા લાગ્યો, એટલે વેપારમાં ખોટ જવાથી આ ગુફાના માલિકે પોતાનું કારખાનું બંધ કર્યું. એ કારખાનાનાં જુનાં રાચરચીલાં, ગાડાના ચીલા અને બળદોનાં પગલાં હજી પણ ત્યાં મુસાફરોના જોવામાં આવે છે.

એ કારખાનાનો બંધ થયા પછી તરત જ થોડા વખતમાં એક માણસ તે ગુફામાં ગએલો તે બે દહાડા સુધી પાછો ન ફરવાથી એ ગુફાની રીતસર શોધ કરવાનું ઠરાવવામાં આવ્યું. એ કેટલી ઉંડી અને વિશાળ છે તે કોઈ ચોક્કસરીતે જાણતું ન હતું.

થોડાં માણસો અંદર એક ઉંડી ખાઇ સુધી જઇ શક્યાં હતાં; પણ તેની પેલી પાર જવું તેમને અશક્ય લાગવાથી તે પ્રયાસ પડતો મુકાયો, અને તે ખાઈનું નામ 'અતળ ધરો' એવું પાડવામા આવ્યું. પરંતુ ઇ. સ. ૧૮૩૮ માં આ ભયંકર ગણાતી ખાઈ માપવામાં આવી તો તે ૧૭૫ ફુટ ઉંડી માલુમ પડી. તે ખાઈ ઉપર લાકડાનો એક પુલ બાંધવામાં આવ્યો અને તે પર થઇને લોકોએ આગળ વધી વરસોવરસ નવી નવી શોધો કરવા માંડી. એ પુલ 'નીસાસાના પુલ' તરીકે ઓળખાય છે. અત્યાર સુધીમાં ગુફાના મુખ આગળથી અંદર ૭ માઇલ દૂર સુધી શોધ થઇ છે; પણ હજુ સુધી એ ગુફાનો છેવટનો અંત હાથ લાગ્યો નથી.



કેન્ટુકીની પાતાળગુફાનો એક ભાગ

### કુદરતની કારીગરી

સૂર્ય, ચંદ્ર કે તારા—કશાના પ્રકાશ વિનાના; અંધારાઘોર પૃથ્વીના એ પેટાળમાં, ઝાંખાં ફાનસો અને મશાલોના બીહામણા ઉજાસમાં સફર ખેડવી અને શોધો કરવી એ કેટલું અદ્‌ભુત સાહસ કહેવાય ? આ વિશાળ ગુફામાં સરોવરો અને નદીઓ, જળધોધ અને ઝરણો, ખડકો અને ખાઇઓ, કોતરો અને વિવરો, મોટમોટા ઓરડાઓ અને ઘુમટો, મહેરાબો અને થાંભલાઓ—બધું એકએકથી ચડીઆતું, અદ્‌ભુત, ભવ્ય અને સુંદર છે. ઉપરાંત અંદર પ્રાણીઓનો પણ વાસ છે.

વળી આ બધી વસ્તુઓનાં મુસાફરોએ વિચિત્ર, મનસ્વી અને રમુજી નામ પણ પાડ્યાં છે. એમાં 'એકો' (એટલે પડઘો) નામની નદી છે; લીથ નામનું એક સરોવર છે; મૃત સમુદ્ર છે; માલ્સ્ટ્રોમ નામનો એક મહાભયંકર પાતાળકુવો છે; એક ગોથિક ગૅલેરી, રેવેલરનો ખંડ અને 'પરિશ્રમ ટેકરી' પણ છે. મૃત સમુદ્રની ચોતરફ ૭૦ ફુટ ઉંચા ખડકો આવેલા છે; લીથ સરોવર પરના કાંઠાની રેતી સાગરમતીની રેતી જેવી સોનેરી રંગની છે; 'એકો' નદી આશરે એકાદ માઇલ લાંબી અને કોઇ કોઈ ઠેકાણે તો ૨૦૦ વાર જેટલી પહોળી અને ૩૦ ફુટ ઉંડી છે;

આ સરોવરો અને નદીઓની અંદર હોડી હંકારી મુસાફરી કરી શકાય છે. અંદરના આ બધા દેખાવો એટલા ભવ્ય અને રમણીય છે કે સફર કરતી વખતે મુસાફરને અર્જુનનો પાતાળપ્રવેશ સહેજે યાદ આવે છે.

'એકો' નદીને પૃથ્વીના પડ ઉપરની 'ગ્રીન' નામની નદીનો ધોધ અંદર આવીને મળે છે, એ સ્થાન અને દેખાવ ખરેખર જોવા જેવાં છે. ધોધનાં પાણીથી ઉડતી ઝણનું એવું ઘાડું ધુમસ ત્યાં બંધાઇ રહે છે કે મુસાફરો ત્યાં જતાં ગભરાઇ જાય છે. 'એકો' નદીમાં પોણા માઇલ સુધી તો હોડી હંકારી શકાય છે; પણ પછીથી તે બોલા 'ખડકો' નીચે વહી જઇ અદ્દશ્ય થઈ જાય છે. આ જગ્યાએ જો પિસ્તોલ ફોડવામાં આવે તો અંદરથી ભયાનક પડઘા ઉપર પડઘા સંભળાયા જ કરે છે, અને તે કેટલી યે મીનીટો સુધી લંબાયે જાય છે. એ ઉપરથી એ નદીનું નામ 'એકો' પાડ્યું હશે.

આ પાતાળગુફાના અંદરના ખંડો અને ઘુમટો પણ અદ્‌ભુત છે. આપણા બીજાપુર કે દરીઆખાનના, અથવા દુનીઆમાં સૌથી મોટા ગણાતા સેન્ટ પૉલ કે

સેંટ પીટરના દેવળનો ઘુમટ તો તેની આગળ કંઈ વિસાતમાં નહિ. અહીંનો લ્યુસીનો ઘુમટ ૩૦૦ ફુટ ઉંચો અને ૨૦૦ ફુટ ઘેરાવાનો છે. ‘તારામંડળ’ નામનો એક ખંડ તો બહુ અજાયબીભર્યો છે. તેની ઉપરની છત ૭૫ ફુટ ઉંચી છે. તે કાળી મેંગેનીઝ ધાતુની બનેલી છે, અને તેમાં ચુના તથા ચીરોડીના ચળકતા પાસાદાર પથ્થરો કુદરતી રીતે જડાએલા છે. મુસાફરની બત્તીના પ્રકાશથી આ છત આખી ઝગમગી ઉઠે છે અને પથ્થરો તારાની પેઠે પલક્યા કરે છે તે જોઇને આપણને જાણે એમ જ લાગે કે આપણે તારાજડિત આકાશ તળે ઉભા છીએ. ત્યાંથી બત્તી લઇને આગળ બીજા ખંડમાં જઇએ તો ઉપરની છત પર પડતો ઓળો જોઇને આકાશમાં મેઘાડંબર થતો હોય એમ લાગે. આ બધા અદ્દભુત દેખાવો જોઇ આપણને ઘડીભર થાય કે આપણે ગુફામાં નથી, પણ પૃથ્વી ઉપર જ છીએ.

### માલ્સ્ટ્રોમનો પાતાળકુવો

‘માલ્સ્ટ્રોમ’ નામનો ભયંકર પાતાળકુવો એ આ આખી ગુફાનું દૂરમાં દૂરનું છેલ્લું સ્થાન છે. તે ગુફાના મોંથી અંદરની બાજુએ ૭ માઇલ દૂર છે; અને તેથી આગળ કોઇ જઇ શકતું નથી. આ કુવો ૨૦ ફુટના ઘેરાવાનો અને ૧૭૫ ફુટ ઉંડો છે. કેટલાં યે વરસો સુધી મુસાફરો ત્યાં આવીને અટકતા; અને અંદરથી આવતો એક મોટા જળધોધનો ભયાનક અવાજ સાંભળ્યા કરતા. પણ કોઇ માઇના પુતની અંદર જવાની છાતી ચાલતી નહિ. એકવાર તો એક માણસને સવાસો પાઉન્ડનું ઇનામ આપવાનું કહ્યું, પણ તેણે યે ના પાડી. બીહામણા અજગરના મોં જેવા એ ભયંકર ને ભેદી ઉંડાણમાં શું હશે તે વિષે લોકોનું કુતૂહલ વધતું ચાલ્યું. લોકોએ તેમાં ફાનસો ઉતારી જોયાં, પણ તેથી યે કંઇ ભાળ લાગી નહિ; ઉલટો ભેદ વધતો ચાલ્યો.

૨

આખરે એક બહાદુર માણસે હિમ્મત બાંધી. પુરતી તૈયારીઓ કરી એક મજબુત દોરડા વાટે તે અંદર ઉતર્યો. પણ સોએક ફુટ ઉંડો ગયો હશે ત્યાં તેની હિમ્મત ખુટી પડી અને તેણે બેબાકળા બનીને દોરડું હલાવી પોતાને ઉપર ખેંચી લેવાની સાથીઓને ઇશારત કરી. આ માણસ પાછો પડવાથી લાંબા વખત સુધી કોઇએ અંદર ઉતરવાની હિમ્મત કરી નહિ.

### એ સાહસિક કુમાર

પણ સરજનહારની સૃષ્ટિ એમ છેક જ મરદ વિનાની નથી. બલબલા છાતીધડા ને બહાદુર તથા મજબુત ને પહેલવાન માણસો જે ન કરી શક્યા તે ભયભર્યું સાહસ ખેડવા અઢાર વરસનો એક ઉગતો કુમાર આગળ આવ્યો. માલ્સ્ટ્રોમમાં ઉતરવાનું તેનું



કેન્ટુકીની ગુફાનો એક ઘુમટ

સાહસ એ દુનીઆના શોધખોળના ઇતિહાસનાં સૌથી અદ્દભુત પરાક્રમોમાંનું એક છે.

એક વર્તમાનપત્રના તંત્રીનો એ છોકરો હતો. એ એટલો નીડર અને બહાદુર હતો કે ‘બીક’ શું કહેવાય તે તો સમજતો જ નહોતો. આ ગુફામાં ફરવાનો અને શોધખોળ કરવાનો તે એટલો રસીઓ હતો કે શાળામાં રજા પડે કે તરત ત્યાં પહોંચી જતો. ગુફાના દરેકદરેક ભાગમાં તે ફરી વળેલો હતો, અને તેના ભોમીઆઓ કરતાં પણ અંદરની ગલીકુંચીઓ, રસ્તાઓ અને ભેદો તે વધારે જાણતો.

માલ્સ્ટ્રોમમાં આજ લગી કોઇ ઉતરી જ શક્યું નથી એ વિચારે તેને એવડું શૂર ચડ્યું અને છેવટે તેણે અંદર ઉતરવાનો પોતાનો મક્કમ નિશ્ચય બહાર પાડ્યો. એક બહુ જ મજબુત



શરીરનું સમતોલપણું બરાબર સાચવી આંકડીઆવાળો હાથ લંબાવ્યો.

અને લાંબું દોરડું મેળવવામાં આવ્યું. માસ્ટ્રોમના મોં ઉપરની કરાડો પર બે મોટાં બીમ ગોઠવી તેના ઉપર સાગની એક મજબુત મોટી ગરગડી ગોઠવવામાં આવી. ઉતરતાં પહેલાં એક લાંબા દોરડાને મોટો પત્થર બાંધી તેને ધુમાતો ધુમાતો અંદર ઉતારવામાં આવ્યો, કે જેથી પોલાણની ભીંતોને વળગી રહેલાં ઢીલાં ચોસલાંઓ અંદર ખરી પડે અને ઉતરતી વખતે ઇજા ન કરે.

### સાહસ

અને પછી એ છોકરાએ પોતાનું જીવસટોસટનું સાહસ આદર્યું: દોરડાના ગાળીઆમાં, એક હાથમાં ફાનસ લઇ તે બેઠો. પડતાં રહી ગએલું કોઇ પત્થરનું ચોસલું માથામાં ન વાગે એટલા માટે તેણે એચાર ટોપીઓ માથે પહેરી લીધી હતી. મજબુત બાંધાના છ સાત જોરાવર માણસોએ તેને ધીમે ધીમે અંદર ઉતારવા માંડ્યો. ત્રીસ ચાળીસ ફુટ ઉતર્યો હશે ત્યાં તેને જમીનની અંદરની એક નાની નદી ભીંતમાંથી વહી આવી નીચે પોલાણમાં પડતી જણાઇ. પાણીના ઉડતાં શીકરથી તે ભીંજાઇ ગયો, અને તેનું ફાનસ મહામુશીબતે હરતું બચાવી શક્યો. ભીની, અવડ ને અંધારીઘોર એ ગુફામાં તેનું દોરડું નીચે ને નીચે ઉતરતું ગયું. ૧૭૫ ફુટ ઉંડે ઉતર્યા પછી તેના પગ કઠણ જમીનને અડકયા. નીચે ઉતરી તેણે અંદર ચારે તરફ ફરીને તપાસ કરી. અંદરનો ભાગ વીસેક ફુટના ગોળાકાર ઘેરાવાનો હતો. એક બાજુએ બખોલ જેવું જણાતાં તેણે અંદર જઇ તપાસ કરી તો તેમાં થોડે દૂર એક નાનકડો ખંડ જણાયો. જ્યાં જુએ ત્યાં બરફના જેવી સફેદ શિલાઓ સિવાય કંઇ જણાયું નહિ.

તળીએ જે કંઇ જોવા જેવું હતું તે બધું તપાસી લઇને તે પાછો ગાળીઆમાં બેઠો અને દોરડું હલાવી પોતાને ઉપર ખેંચવાની સાથીઓને નીશાની કરી.

### અરધે રસ્તે

ઉપર આવતાં વચગાળે ભીંતમાં એક છાજલી, અને તેની પેલી મેર ગુફા જેવું પોલાણ તેના જોવામાં આવ્યું. નીચે જતી વખતે પણ આ ભાગ તેની નજરે પડેલો. એ ગુફામાં જવું જોખમભર્યું હતું; પણ એ જોવી તો ખરી જ એવો મક્કમ નિશ્ચય કરી તેણે પોતાના દોરડાને હીલોળે ચડાવ્યું, અને છેવટે લાંબો હીલોળો લઇ ભીંતમાંથી આગળ નીકળી આવતી પત્થરની છાજલી જેવી છાટ પર પગ ફેરવ્યો. પછી દોરડામાંથી ઉતરી, ગાળીઆનો છેડો પોતાના હાથમાં રાખી ત્યાં ચોતરફ નજર ફેરવતો તે ઉભો.

વર્ષોનાં વર્ષો થયાં, ભલભલા હિમ્મતબાજ, મજબુત અને સાહસિક મુસાફરોની પણ જ્યાં ડગ દેવાની છાતી નહોતી ચાલતી એવા એ ભયંકર પોલાણની ભીંતને વચગાળે, ઉપરની પ્રકાશમાન દુનીઆમાં પોતાને લઇ જનાર જીવાદોરી રૂપ એક જ દોરડું પકડી, એ વીર કુમાર ઉભો હતો.

### અકસ્માત

અચાનક. કોણ જાણે કેમ, જેવો તે છાજલીના ભાગમાં આગળ વધી ગુફા જોવા ઉતરે છે, એટલામાં પેલા દોરડાનો છેડો તેના હાથમાંથી સરકી ગયો! —ગયો! ખરું કહીએ તો તેની જીવનદોરી તેના હાથમાંથી સરકી ગઈ. આથી વધારે ભયાનક આફત તમે કઈ કલ્પી શકો છો? નીચે ૧૦૦ ફુટનું અંધારું બીહામણું પોલાણ! ઉપર એટલે જ દૂર તેના મિત્રો અને સાથીઓ હતા; પણ તેઓ તેને કશી જ મદદ કરી શકે તેમ નહોતું. તે બુમ પાડે તો તેનો અવાજ સરખો પણ ત્યાં પહોંચે તેમ ન હતું. ફાનસના અજવાળામાં દોરડું કુવાને વચગાળે લટકતું દેખાતું હતું; પણ છાજલીની કોર પરથી તે લઈ શકાય તેટલું પાસે ન હતું. હવે શું થાય? દોરડું હાથ ન આવે તો મરણ પ્રત્યક્ષ હતું!

આમ છતાં પણ વજ્ર જેવા કાળજાનો એ બાળ સાહસિક બીનો નહિ. તે નાહિમ્મત ન થતાં આવે અણીને પ્રસંગે ધીરજથી બચવાનો ઉપાય શોધવા સારૂ વિચાર કરવા લાગ્યો. મુશ્કેલી માણસને માર્ગ શોધી જ આપે છે; એમ આને પણ આ મરણની કટોકટીને પ્રસંગે માર્ગ સુઝી આવ્યો. પોતાની પાસેના ફાનસની આસપાસનો તાર તેણે ઉકેલી લીધો; અને તેને સીધો કરી તેના એક છેડાને વાળી આંકડીઓ બનાવ્યો. પછી ખુબ સાવચેતી અને હિમ્મતથી તેણે, પોતે ઉભો હતો તે છાજલીની કોર ઉપર પોતાનો પગ દ્રઢતાથી ટેકવ્યો, અને શરીરનું સમતોલપણું બરોબર સાચવી આંકડીઆવાળો હાથ લંબાવ્યો.

એક જરા વધારે નીચો નમે, કે પગ નીચેની એક નાની સરખી કાંકરી ખરી પડે તો એ નીચે મૃત્યુના મોંમાં જ જઈ પડે તેમ હતું. પણ તેનું કાળજું શાન્ત, સ્થિર અને મજબુત હતું; અને તેનો પગ અંગદ જેવો દ્રઢ હતો. તેની આવી દ્રઢતા અને હિમ્મતનો બદલો પ્રભુ કેમ ન આપે? આંકડીઓ બરોબર દોરડામાં ભરાયો, અને તેણે તે આસ્તેથી ખેંચી લીધું.

હવે તેના જીવમાં જીવ આવ્યો. દોરડાને એક



મરગડી સાથે ઘસાઇને નરમ થવાથી
દોરડું અચાનક સરકી ફક્યું.

ખડક સાથે મજબુત બાંધી તે સામેની ગુફામાં ૨૦૦ વાર જેટલો દૂર ગયો; પણ ત્યાં ખાલી પોલાણ અને છેડે એક તુટી પડેલા ખડક સિવાય કંઈ જણાયું નહિ એટલે પાછો ફર્યો. છાજલીમાં પાછો આવ્યો તો સામેની ભીંતમાં પણ તેવું જ પોલાણ તેના જોવામાં આવ્યું; પણ એટલો લાંબો કુદકો મારવો અશક્ય લાગવાથી ત્યાં જવાનો વિચાર તેણે માંડી વાળ્યો અને પોતાને ઉપર ખેંચવાની સાથીઓને નીશાની કરી. આ વાત લખવી, વાંચવી કે સાંભળવી સહેલ છે; પણ કરવી તો મરણ સટોસટની હતી!

બીજી ઘાત

ઉતરતાં જે મુશ્કેલી અને અકસ્માત ન નડ્યા તે ઉપર જતાં નડયા. જીવનદોરા હાથમાંથી છટકી જવાની એક ઘાત તરી ગયા પછી તે લગભગ ઉપર પહોંચવા આવ્યો એટલામાં, ગરગડી સાથે ઘસાઇને ગરમ થવાથી દોરડું અચાનક સળગી ઉઠ્યું. દોરડામાં બેઠેલા કુમારે ઉંચે જોયું તો ઉપર પોતાના મિત્રોને હાય પોકારતા સાંભળ્યા. થયું. કીનારે પહોંચેલું વહાણ ડુબવાની તૈયારીમાં હતું.

પણ એટલામાં એક માણસે તરતબુદ્ધિ વાપરી પાણીથી ભરેલો શીશો દોરડા પર રેડી તેને બુઝાવી નાખ્યું. રપેને ઘસાએલું દોરડું તુટી પડે એ બીકે છોકરાને ધીમે ધીમે ઉપર ખેંચી લેવામાં આવ્યો. ઉપર આવ્યા પછી તેના ચહેરા પર બીક કે થાકની લેશમાત્ર છાયા નહોતી. જાણે ગામ બહાર આનંદથી લટાર મારી ઘેર પાછો આવ્યો હોય તેવો તાજો અને શાન્ત તે લાગતો હતો. બીજી બાજુ તેના સાથીઓ ચિંતા અને થાકથી ઢીલા થઈ ગયા હતા; અને તેમાંનો એક પ્રોફેસર તો અચંબા અને આનંદથી બેભાન થઇ ગયો!

એ સાહસિક અને વીર કુમારનું નામ તમારે જાણવું છે? માસ્ટ્રોમને તળીએ કાળા ખડક પર તેણે પોતાનું નામ કોતર્યું છે: વિલિયમ કોર્ટલેન્ડ પ્રેન્ટાઇસ. તેના પછી ઘણા જણ એ માસ્ટ્રોમમાં ઉતરી આવ્યા છે; અને એ ભયાનક ઉંડાણમાં પ્રથમ ઉતરેલા માનવીના અપૂર્વ હિમ્મતના સાક્ષીભૂત એ નામાક્ષરો વાંચી બેવડી હિમ્મત પામી આવ્યા છે.

૩

આ ગંજાવર ગુફા કેમ બની હશે તેનું રહસ્ય આ વિજ્ઞાનના યુગમાં જાણ્યા વિના ન ચાલે.

કેન્ટુસ્કી પરગણાની ઘણીખરી જમીન ચુનાના ખડકોની બનેલી છે. વરસાદનું પાણી પડતી વખતે તે હવામાંથી કારબન ડાયોક્સાઇડ નામનો વાયુ ખેંચે છે. એને લીધે પાણીમાં આછો કારબોનિક ઍસિડ બને છે. આ પાણીમાં ચુનાને ઓગાળી નાખવાનો ગુણ છે. તેથી વરસાદનું એ પાણી જમીનમાં ઝરે છે ત્યારે પૃથ્વીના ઉપલા પોપડા નીચે આવેલા, જમીનની અંદરના ચુનાના ખડકોને ઓગાળી નાખે છે. આથી અંદર મોટાં કોતરો અને પોલાણ પડે છે, અને એ કોતરોમાં, પૃથ્વીના પેટાળમાં વહેતી નદીઓનાં તળવહેણ વડી વહીને, કાળાંતરે ધીમે ધીમે ઘસારા પાડી, ખીણો, ગુફાઓ અને વિવરો પાડતાં જાય છે. ઉપરની ગુફાઓનાં પાણી જેમ જેમ નીચે ઝમતાં જાય છે, તેમ તેમ પૃથ્વીના પેટાળમાં વધારે ઉંડે ને ઉંડે બીજી નવી ગુફાઓ કોતરાતી જાય છે અને ઉપલી ગુફાઓ કોરી પડતી જાય છે. કેન્ટુસ્કી પરગણાની આઠ હજાર ચોરસ માઇલ જેટલી જમીનમાં આવી અસંખ્ય નાની મોટી ગુફાઓ ને પોલાણો આવેલાં છે. વર્જીનીઆમાં એક ઠેકાણે તો રેલ્વેના માર્ગને માટે જમીનમાં નવો બુગદો ન ખોદતાં આવી કોરી પડી ગએલી કુદરતી ગુફાનો જ ઉપયોગ કરવામાં આવ્યો છે.

ગુફાના થાંભલા કેમ બન્યા?

આ સુકી પડી ગએલી ગુફાઓમાં પણ ઉપલી છતમાં ઝીણું ઝીણું પાણી તો ઝમ્યા જ કરે છે; અને છતમાં તેના મોતીઆ બાઝે છે. આ પાણીમાં ચુનાનું થોડું તત્ત્વ ભળેલું હોય છે તે છતમાં જામી જઇ બાકીનું મોતીઆનું પાણી જમીન પર ટપકે છે, અને ત્યાં પણ તે સુકાતાં તેમાંનો ચુનો ઠરે છે. આમ વર્ષો સુધી આ મોતીઆની પરંપરા ચાલુ રહેતાં, ગુફાની છતમાં ચુનાના પાણીમાંથી બનતો થર મધપુડાની પેઠે નીચેની બાજુએ વધતો જ ચાલે છે. બીજી બાજુ નીચે ટપકેલા પાણીનો ચુનો પણ સુકાઇ જઈ રાફડાની પેઠે ઉંચો વધતો જાય છે. છેવટે કાળ વહેતાં, વર્ષો વર્ષે આ બન્ને થર સામસામા વધીને એકબીજાને મળી જાય છે અને કુદરતી થાંભલાના આકારે બની રહે છે. કેન્ટુસ્કીની ગુફામાં આવી રીતે હજી પણ કેટલાયે થાંભલાઓ બનતા આવે છે, તે ઉપરથી આ કુદરતી ક્રમ સ્પષ્ટ સમજાય છે. હજારો વર્ષો થયાં આ કુદરતી બનાવટ ચાલી આવી છે, અને તેને લીધે ગુફામાં સંખ્યાબંધ થાંભલાઓ અને ઘુમટો, કમાનો

અને મહેરાબો બંધાતાં આવ્યાં છે.

**ગુફાની હવા**

કેન્ટુકીની ગુફાના મોં આગળનું વાતાવરણ ઠંડું ને ધુમ્મસમય રહે છે. હવાને વિષે કુદરતી એવો નિયમ છે કે ગરમ હવા તપીને હલકી થાય ત્યારે ઉંચે ચડે, તથા તેની જગ્યાએ ઠંડી અને ભારે હવા ધસી આવે. ગુફાની અંદરની હવાનું ટેમ્પરેચર હમેશાં ૫૪ ડીગ્રી રહેતું હોવાથી, ઉનાળામાં જ્યારે બહારની હવા ગરમ થાય છે ત્યારે ગુફામાંથી ઠંડી હવા બહાર ધસી આવે છે; અને શીઆળામાં જ્યારે બહારની હવા અંદરની હવાના કરતાં વધારે ઠંડી થાય છે ત્યારે તે ગુફાની અંદર ધસી જાય છે. આ રીતે આ ગુફા વરસ દહાડે એક શ્વાસોચ્છ્વાસ ભરે છે: ઉનાળામાં શ્વાસ મુકે છે, અને શીઆળામાં શ્વાસ લે છે.

અંદરની હવા એટલી સુકી છે કે શરૂઆતમાં ક્ષયના દરદીઓ માટે તેમાં ઝુંપડાં બાંધવામાં આવ્યા હતાં; પરંતુ પાછળથી એ યોજના ફળીભુત થઈ નહિ.

ગુફામાં જીવજંતુઓ પણ રહે છે. માછલાં, તીડ, કરોળીઆ, માંખીઓ, તમરાં, ચામાચીડીઆં વગેરે અહીં નજરે પડે છે. પણ આ જીવજંતુઓની આંખે દેખાતું નથી. વિદ્વાનોનો એવો મત છે કે શરૂઆતમાં જ્યારે ગુફા બનવા માંડી હશે ત્યારે બહારનાં જીવજંતુ અંદર ગયાં હશે; પરંતુ ત્યાંના ગાઢ અંધારાને લીધે તેમને આંખનો કશ ઉપયોગ ન રહેવાથી આંખો ખોટી પડી જઈ બીજી ઇન્દ્રિયોને બળ મળ્યું હશે. અને અલબત્ત, ગુફામાંનાં સઘળા જીવજંતુની સ્પર્શ તથા સાંભળવાની ઇન્દ્રિયો ઘણી જ તીવ્ર છે.

આ ગુફાની અંદરની ખાઇઓનું માપ લંગરો નાખીને, અને ઘુમટો તથા છતની ઉંચાઈનાં માપ દોરી સાથે બાંધેલાં નાનાં નાનાં બલુનો ઉંચે ઉડાડીને કાઢવામાં આવે છે. એક ઠેકાણે તો ૬૦૦ ચોરસવાર જેટલી જગ્યામાં છ મોટાં પોલાણો છે, જેમાંનું એક તો ૨૦૦ ફુટ ઉંડું છે. એ સિવાય માલ્સ્ટ્રોમ જેવાં કેટલાં યે ભયંકર પોલાણોના તાગ લાવવા હજી બાકી છે; અને એ બધાની શોધખોળનું કામ હજી પણ ચાલ્યા કરે છે. અંધારઘેરી આ અદ્દભુત પાતાળગુફા જાણે કુદરતી ભેદ અને ભયંકરતાનું ધામ ન હોય, એવી જ છે.

દુનીઆ કેવા કેવા ચમત્કારોથી ભરેલી છે, અને યૂરોપ અમેરિકાની પ્રજાઓ કેવી સાહસિક અને નીડર છે તે આ બ્યાન ઉપરથી આપણે સમજી લઇએ. સોળમા સત્તરમા સૈકાથી યૂરોપ અમેરિકાની પ્રજાઓ જે સાહસો કરતી આવી છે તે સાહસોને લીધે તે અત્યારે દુનીઆની બીજી પ્રજાઓ વચ્ચે માન, પ્રતિષ્ઠા અને રાજવૈભવ પામી છે. હજી પણ આફ્રિકા અને પાસિફિક સમુદ્રના બેટોની શોધખોળ, સહરા ને ગોબીનાં રણોની સફરો, ઉત્તર તથા દક્ષિણ ધ્રુવમાં પહોંચવાના પ્રયત્નો, અને હિમાલયના ગૌરીશંકર શિખર (માઉન્ટ એવરેસ્ટ) ઉપર ચડવાનાં મથનો માટે જે સાહસો થઈ રહ્યાં છે તે વાંચવા તથા સમજવા જેવાં છે.

# અથાણું

બંધાણીઓનો ડાયરો જામ્યો હતો અને તરેહતરેહનાં ગપ્પાં ચાલતાં હતાં. એટલામાં એક જણાએ ગપ્પું ફેંક્યું, 'અલ્યા કાંઈ નવું સાંભળ્યું? કહે છે કે પોરબંદર પાસેના દરીઆમાં આગ લાગી!'

'હેં!' બેચાર જણા સામટા બોલી ઉઠ્યા.

'પણ દરીઆમાં આગ લાગી ત્યારે માછલાંનું શું થયું હશે?' એક જણે પુછ્યું.

ગપ્પું ફેંકનારે જવાબ આપ્યો, 'બધાં યે માછલાં ઝાડે ચડી ગયાં!'

કાઠીઆવાડના ભોળા ગરાશીઆઓ જાત્રાએ જવા નીકળ્યા. જુના જમાનાના પોશાકમાં મળ્યાં તો હોય નહિ; એટલે દેહનેની ટીકીટો સહુએ પોતપોતાના અંગરખાની કસ સાથે બાંધી હતી. વીરમગામ સ્ટેશને ગાડીને વાર હતી એટલે બધાએ વિચાર કર્યો કે અહીં દેશાઉને નાસ્તાકસુંબા કરીએ.

આ સાંભળી પાસે ઉભેલો એક પોર્ટર બોલ્યો, 'એટલી બધી વાર રોકાવાનો વખત નથી. ગાડી ઉપડી જશે.'

એ સાંભળીને એક ગરાશીઓ બોલ્યો, 'તું યે કોઈ મુરખ લાગ છ! ટીકીટો અમારા અંગરખાની કસે બાંધી છે, ને ગાડી ક્યાંથી જતી રહેશે?'



# રાજકુમાર ઉદયરત્ન

સદ્‌ગત પિતાના શોકમાં રાજકુમાર રાતદહાડો ઝુરતો હતો. એની ઉદાસ દ્રષ્ટિ જમીન તરફ ચોંટી રહેતી. એનું થાકેલું હૃદય ધીમુ ચાલતું હતું. વારેઘડીએ એ નીસાસા નાખી રંગમહેલનું વાતાવરણ સ્મશાન જેવું સુમસામ કરતો હતો. સામે જ કોઇ આવીને ઉભું. કુમાર અફસોસમાં ગરકાવ હતો.

'રાજકુમાર.' ધીરો અને માયાળુ સાદ આવ્યો. ઝબકીને જાગી ઉઠ્યો હોય તેમ કુમાર ટટ્ટાર થયો.

'આવડો શોક હવે ન શોભે. રાજા જાય પણ રાજગાદી અમર તપે છે. પ્રજા તમને રાજા તરીકે જોવા તલસે છે. ઉઠો અને શોક છોડી રાજપાટ સંભાળો તથા પ્રજાની રક્ષા કરો.'

'પ્રધાનજી, બાપુ ગયા. સંસારનો બીનઅનુભવી હું શું કરીશ? આજ હું ખરે અનાથ છું.'

'કુમાર, જરા સ્વસ્થ હો. નાહિમ્મત અને નિરાધાર રહેવું નહિ પાલવે. બહાર આવો અને બહાદુર બનો. કુદરતની તાજગીમાં ચાલો અને ઇશ્વરની શ્રદ્ધા ને કૃપા મેળવો.'

મુંગામુંગા તેઓ નગર બહાર આવેલા પર્વતપર ચડ્યા. ખીણોમાં થઇને હારબંધ પગથીઆં ઉંચે જતાં હતાં. વચ્ચે વચ્ચે વીસામા બાંધ્યા હતા. આસપાસ નાનાં ઝરણના ખળખળાટ અને મોટા ધોધના ધ્વનિ સંભળાતા હતા. ઠેઠ ટોચે જુના કાળનો એક કિલ્લો દેખાતો હતો.

'મહારાજનો શોક મુકી તમે ગાદીએ બેસો ને રાજધર્મ સ્વીકારો.' પર્વતનાં પગથીઆં ચડતાં ચડતાં પ્રધાને કુંવરને કહ્યું.

'પ્રધાનજી, આપનો આગ્રહ છે તો મારી ના નથી. આપની સલાહ અને સહાયથી હું રાજતંત્ર ચલાવીશ.'

ધીમેધીમે તેઓ વાતો કરતા ઉપરના કિલ્લા આગળ આવી પહોંચ્યા. પ્રધાને અમુક નીશાની કરી કે તરત જ કિલ્લાના દરવાજામાંથી એક માણસ આગળ આવી નમન કરી ઉભો.

રસ્તો બતાવવાની ઇશારત મળવાથી એ આગળ ચાલ્યો અને પ્રધાન તથા કુમાર ઉદયરત્ન ચુપચુપ તેની પાછળ ગયા. કિલ્લાની આજુબાજુ ઉંડી ખાઇ ખોદેલી હતી. એ ખાઇને કાંઠે તેઓ ઉભા. પેલા માણસે કેડેથી કુંચીઓ કાઢી જમીનમાં જડેલું ગુપ્ત દ્વાર ઉઘાડ્યું. અજગરના મુખ જેવી અંધારી ગુફામાં ઉંચીનીચી પગથી અસ્પષ્ટ હતી. જેમ તેમ બન્ને જણ અંદર ઉતર્યા.

એકાએક કુંવર ભયભીત થયો. એના ચહેરા પરનું તેજ ફીક્કું પડ્યું. તે સામે જુએ છે તો મોટો વિકરાળ સિંહ દેખાયો. રુંવ એનો ઉડી ગયો; પગ એના બંધાઇ ગયા. એક પણ ડગલું આગળ ભર્યા વગર એ ચિત્ર માફક ઉભો થઇ રહ્યો.

પ્રધાને કહ્યું, 'રાજ્યાસન સંભાળતાં પહેલાં તમારે આ સિંહ જોડે લડવું જોઇશે. તમારા કુળનો એ રીવાજ છે. હાથમાં ખંજર લઇ આગળ જાઓ અને સિંહને જીતો.'

આ સાંભળી કુમાર થથરી ઉઠ્યો. 'મારાથી એ ન થાય. શું રાજા બનવા માટે જંગલી પશુ સામે લડવા જવું? પ્રધાનજી, બીજો કોઇ ઉપાય નથી?'

'ના, બીજો કોઇ જ નહિ.'

'આ બાબત વિચાર કરવા મને થોડી મુદત ન મળે?' થોડી વાર રહી કુંવરે કહ્યું.

'જરૂર'.

પ્રધાન અને કુમાર પાછા વળ્યા. બારણું બંધ કરાવી તેઓ શહેરમાં ગયા. સુરજ આથમ્યો હતો અને નક્ષત્ર ઉગતાં હતાં. રાજકુમાર ઉદયરત્ને આખી રાત વિચાર કર્યા કર્યો. ભવિષ્યની આશાઓ તેને ભાંગી પડતી જણાઈ. સુખી માર્ગમાં આજે કાંટા વેરાતા લાગ્યા અને નજર આગળ સઘળે સિંહ તરવરતા દેખાયા. ખાધાપીધા વિના, કોઈની સાથે વાતચીત કર્યા વિના એ દુઃખી દિવસો કાઢવા લાગ્યો. અંતરની મુંઝવણથી એ મહેલની બહાર પણ નીકળતો નહોતો.

એના મનમાં ધડભાંગ થવા માંડી. સિંહની સાથે લડવું કે રાજ્ય છોડી નાસી છુટવું એ તેને ન સુઝ્યું. અંતે તેના બીકણ ચિત્તે ચોક્કસ કર્યું કે લડવા કરતાં નાસી જવું બહેતર છે.

મોટે પરોઢીએ ઉઠી તેણે પોશાક પહેર્યો, અને ઘોડેસવાર થઇ શહેર બહાર નીકળ્યો. છેલ્લી સલામ કરતો હોય તેમ એ બોલ્યોઃ

'કંગાલ નગર! કોણ જાણે છે કે તારામાં કેટકેટલી આફતો ભરી છે! આજે તને છોડું છું. પણ ફરે ને હું કદિ આ આંખે તને પાછું ન જોઉં.'

**ત્ર**ણ દિવસની મજલને અંતે તે એક ગામને પાદરે આવી પહોંચ્યો. સામે શીલા ઉપર એક જુવાન વાંસળી વગાડતો હતો અને તેનાથી થોડે દૂર કેટલાંક બકરાં ઘેટાં ચરતાં હતાં. ઘોડેસવારનો દમામ જોઈ જુવાન ઉભો થયો અને હાથ જોડી બોલ્યો, 'ભાઇ, આ ગામના પટેલનો હું માણસ છું. આપ ગામમાં પધારો.' રાજકુમાર તેની પાછળ ચાલ્યો. થોડીવારમાં બેઠી બાંધણીના એક ઘર આગળ તેઓ આવ્યા. પેલો જુવાન ઘરમાં ગયો અને પટેલને મહેમાન આવ્યાની વાત કરી. પટેલ પરોણાને લેવા બહાર નીકળ્યો. તેને લાગ્યું કે મહેમાન કોઈ ઉંચ કુળનું સંતાન છે. તેણે આગતાસ્વાગતા કરવામાં બાકી ન રાખી.

જમ્યા બાદ બન્ને જણ બેઠા બેઠા વાતોએ ચડ્યા. પટેલના પ્રશ્નથી ઉદયરત્ને જણાવ્યું કે હું એક રાજકુંવર છું અને કેટલાંક કારણોથી ઘર છોડી નીકળ્યો છું. મારું નામ હું કહીશ નહિ. પ્રારબ્ધ દોરે તે દિશાએ જવું છે. આપને હરકત ન હોય તો મને અહીં રાખો તો હું રહીશ. મારા ગુજરાનનું ખર્ચ તમારે માથે પડવા નહિ દઉં. પટેલે ખુશીથી રાજકુમારની માગણી સ્વીકારી.

પેલો જુવાન તેની તહેનાતમાં રહેવા લાગ્યો. સાંજ પડયે બન્ને બહાર ફરવા ગયા. તેઓ ખડકો અને પાણીના ઝરાઓ પાસે બેઠા. જુવાને બંસી છેડી અને સ્થળનું વાતાવરણ ડોલાવ્યું. આથી ઉદયરત્નનું મન પ્રસન્ન થયું. સિંહના પંજામાંથી છુટવા બદલ તેણે ઈશ્વરનો આભાર માન્યો.

એટલામાં તો જુવાન બંસી બંધ કરી ઉઠ્યો અને બોલ્યો, 'ભાઈ, ચાલો; જવાનો વખત થયો છે.' રાજકુમારે આશ્ચર્ય પામીને કહ્યું, 'રાત પડવાને તો હજી વાર છે; આવો રમણીય દેખાવ છોડી જતાં મારું મન ચાલતું નથી.' જુવાને જણાવ્યું. 'અફસોસ! આ જગ્યાએ સિંહોનો મો છે. તેમનો બહાર નીકળવાનો વખત થઇ ગયો છે. આપણે વેળાસર આ ઠેકાણું છોડવું જોઇએ.' આ સાંભળી કુમાર ચમકી ઉઠ્યો. સિંહની બીકે તો રાજપાટ છોડી નાઠો; ત્યાં અહીં પણ સિંહ જ આવ્યા.

આખી રાત તેણે બેચેનીમાં ગાળી. બીજે દહાડે પો ફાટતાં ઘોડો સજ્જ કરી કુમારે પટેલને કહ્યું, 'બાપા, રામરામ. મારો વિચાર રહેવાનો હતો, પણ સુખ મારા નશીબમાં નથી.' આટલું કહી પટેલનો જવાબ સાંભળવા ન થોભતાં તેણે ઘોડો દોડાવી મુક્યો. આગળ જતાં એક ઉજ્જડ દેશ તેની નજરે પડ્યો. જ્યાં જુવે ત્યાં વેરાન વેરાન. કોઇ ઠેકાણે ઝાડનું પાન સરખું પણ હાલતું ન હતું. ટેકરાઓ, ભેખડો અને પહાડો ઉપર ચડઉતર કરતાં તે થાકી ગયો. માથે સુરજ પુરજોસમાં તપ્યો. આગળ વધ્યા વગર એને છુટકો નહોતો. ભુખ્યો ને તરસ્યો કુંવર ત્રણ દહાડા ચાલ્યો. એવે ભટકતી જાતોના કેટલાક તંબુઓ તેની નજરે પડ્યા. તેને આવતો જોઇ કેટલાક હથીઆરબંધ માણસો તેને માનપૂર્વક લેવા આવ્યા. તેઓએ રાજકુમારની ઘરખી સલામ

લીધી અને પોતાના સરદાર પાસે આવવા અરજ કરી. ઉદયરત્ન એમની સાથે ચાલ્યો.

સરદાર વૃદ્ધ દેખાવનો હતો. તંબુમાં બેસીને તે હુક્કો પીતો હતો. મહેમાનને તે મમતાથી મળ્યો. રાજકુમારે પોતાની ઓળખાણમાં પટેલને આપ્યો હતો તે જ જવાબ આ સરદારને પણ દીધો.

બીજે દહાડે સરદાર રાજકુમારને મૃગયા કરવા તેડી ગયો. તેના હરણના શીકારથી સરદાર અને તેના માણસો ખુશખુશ થઈ ગયા. સરદારે કહ્યું, 'શૂરવીર કુમાર, નજીકના જંગલમાં ઘણા સિંહ છે. તમારી બહાદુરી ને ચાલાકી હવે સિંહના શીકારમાં બતાવો.'

ઉદયરત્ન ગભરાયો. સિંહના નામમાત્રથી એ ત્રાસતો હતો. મનમાં ને મનમાં તેણે વિચાર્યું, 'અરેરે! અહીં પણ પાછા સિંહ! સિંહમાંથી છુટીને પાછો સિંહમાં. વિધાતાએ મારી પાછળ સિંહનું ટોળું જ છોડ્યું લાગે છે! ચાલ જીવ, અહીં પણ રહેવામાં કશો જ સાર નથી.'

ઘરબાર વગરનો કુમાર ઘોર અરણ્યમાં મુસાફરી કરતો ચાલ્યો. ચાલતાં ચાલતાં એક મોટા શહેરમાં આવ્યો. ત્યાં સુશોભિત એક મહેલની અટારીએ કોઇ સોદાગર અને તેની પુત્રીને બેઠેલાં જોયાં. ભુખ ને થાકને લીધે મુસાફરખાનાની પુછપરછ કરવા એ તેમની આગળ ગયો. સોદાગરે અને દીકરીએ નીચે ઉતરી કુંવરને આદરસત્કાર આપ્યો. થોડો આરામ લઈ કુમારે પહેલાંની જેમ પોતાની ઓળખાણ કરાવી. વધુમાં જણાવ્યું કે 'મારો દહાડો ફરશે અને હું ફરીવાર મારે દેશ જઇશ ત્યારે આપનો ખરા અંતઃકરણથી આભાર માનીશ.'

સોદાગરના આગ્રહથી ઉદયરત્ન ત્યાં જ રહ્યો. સોદાગરે કહ્યું, 'કુમાર, આજ રાત્રે મારા મિત્રોને મીજબાની આપવાની છે તેના કામસર હું જરા બહાર જાઉં છું.' પછી પોતાની પુત્રીને સંબોધીને કહ્યું, 'કમળા, કુમારને બાગમાં ફેરવીને આવ એટલામાં મીજબાનીનો વખત થશે.'

આવડી ઉમર થતાં સુધીમાં ઉદયરત્નને હજી સુધી કોઇ કન્યા સાથે બોલવાનો પ્રસંગ પડ્યો ન હતો. કમળાના વિવેકથી તે અંજાયો, સુંદર અને મજબુત શરીરથી શરમાયો, અને સરળ હૃદય ને નિર્ભય ચિત્ત આગળ છોભીલો પડ્યો. કેટલીક વાતચીત કરી તેઓ મહેલ તરફ વળ્યાં.

સોદાગરનું ભુવન રોશનીમાં તરતું હતું અને મિત્રમંડળ આવવા માંડ્યું હતું. ગાયનવાદન શરૂ થયું. સોદાગરે સૌને રાજકુમારનું ઓળખાણ કરાવ્યું. કમળા મર્યાદા જાળવી એક ખુણે બેઠી. કુમાર વૃદ્ધમંડળમાં આનંદ ન પડવાથી કમળા પાસે જઈ બેઠો ને તેની સાથે વાતે વળગ્યો. એકાએક ઘોઘરો અવાજ તેને કાને પડ્યો. તેણે કમળાને પુછ્યું, 'આ શાનો અવાજ?'

'મેં તો કૈં સાંભળ્યું નહિ. તમને ભ્રમ થયો હશે.'

'જુઓ, આ ફરીવાર સંભળાયો.'

કમળા હસીને બોલી, 'એ તો અમારો પેલો ચોકીદાર બાહુક છે. કંઇક બેચેન હશે, તે બુમો પાડે છે.'

'કેવો વિચિત્ર માણસ!'

કમળા આ સાંભળી ખડખડાટ હસી પડી.

મીજબાની પુરી થતાં મંડળ વેરાયું. સોદાગર કુમારને તેના સુવાના ઓરડામાં તેડી ગયો. સંગેમરમરની સીડી ચડી ઉપર ગયા ત્યાં એક કાળો સિંહ લાંબો થઇ પડ્યો હતો! રાજકુમાર તેને જોઈ થરથર કાંપવા માંડ્યો. સોદાગરે કહ્યું, 'આ અમારો ચોકીદાર બાહુક છે. એ કોઇને ઇંછેડતો નથી; પણ એનાથી બ્હીશો તો એ વિફરાઈ બનશે. અમસ્તો એ ઈજા નથી કરતો.'

'પણ મને સિંહની તો બહુ જ બીક લાગે છે.' કુમાર ગણગણ્યો.

'તમે બેશો ભય છોડી દો.'

'એ જ મુશ્કેલ છે. આ ખંડમાં હું સુવાનો નથી.'

ઉદયરત્ન બીજા ખંડમાં સાંકળ વાસી કોચ ઉપર સુતો. તેને ઉંઘ ન આવી. મધરાત થવા આવી તો પણ એના કાનમાં બાહુકની ગર્જના શમી નહોતી. એટલામાં બારણા આગળ કોઇનો ધીમો પગરવ સંભળાયો. તેના કાળજામાં ફાળ પડી. અંતરમાંથી અવાજ ઉઠ્યો, 'બાહુક!' થોડીવાર સઘળું શાન્ત રહ્યું. પણ ફરીથી જાનવર વધારે પાસે આવતું હોય તેમ પગલાં સંભળાયાં. બાહુક બારણા આગળ જાણે

ઉભો અને જોરથી એક આંચકો માર્યો. બારણું મજબુત ન હોત તો તુટી પડત. સિંહેત્રાડ મારી. ભયનો માર્યો ઉદયરત્ન છળ્યો અને એક ખુણામાં લપાયો. તેનાં રૂંવેરૂંવાં ઉભાં થયાં અને આખું શરીર પરસેવે રેબઝેબ થઇ ગયું. તેને થયું કે આ ઘડીએ એક થાપે બારણું તુટશે અને સિંહ મને ખાઇ જશે: મને ક્યાં કમતડી ધાઈ કે અહીં રહ્યો? આના કરતાં પટેલનું ગામ કે સરદારનો તંબુ નહિ સારો?

પણ ધીમે ધીમે તેના મનમાં વિચાર આવવા લાગ્યા કે પ્રભુ મારી પાછળ સિંહો જ મોકલે છે. જેનાથી હું બીહું છું તે જ સામે આવી પડે છે. દુનીઆમાં એનાથી ભય પામી હું ક્યાં અને કેટલો સમય ભરાઇશ? તે જ પળે તેણે નિશ્ચય કર્યો કે સિંહથી ગભરાવાનું કારણ નથી. એકવાર મોત તો આવવાનું જ છે. માટે હું સ્વદેશ જાઉં અને સિંહ સાથે લડી રાજપાટ મેળવું: તે આ વિચાર કરી રહ્યો હતો એવામાં તેને સિંહ પાછો જતો સંભળાયો. બાકીની રાત તે ચિંતા વિના સુઇ રહ્યો.

પ્રભાતે વહેલો ઉઠી તે સોદાગરને મળ્યો. સોદાગરનો દેખાવ આ વખતે કોઇ રાજવંશી ઉમરાવ જેવો હતો. પોતાની ખરી ઓળખ આપતાં ઉદયરત્નની આંખોમાં ઝળઝળીઆં આવ્યાં. તેણે કહ્યું, 'હું મહારાજા અમરસિંહનો પુત્ર ઉદયરત્ન. ઇશ્વરે નિર્માણ કરેલા કામથી બીને હું નાસી આવ્યો છું. મને પુરો પશ્ચાતાપ થાય છે. જે કસોટીમાંથી હું છટકી ગયો છું તે હવે પાર કરીશ.'

સોદાગરે જણાવ્યું કે 'હું તમારા પિતાનો જુનો મિત્ર માધવસિંહ છું. રાજમાં ખાનગી ખટપટ ઉઠવાને અંગે હું અહીં આવી વસ્યો છું. પણ તમે જાઓ અને ફતેહ કરો.'

કમળાની રજા લઇને રાજકુમાર નીકળ્યો. રસ્તામાં પેલા સરદારને અને પટેલને મળ્યો. તેમને ખરી ઓળખ આપી અને પોતાના કામમાં સૌની આશિષ મેળવી. પોતાને શહેર પહોંચી તેણે પ્રધાનને ખબર કર્યા અને તરત સિંહ જોડે લડવા જણાવ્યું.

કુમાર અને પ્રધાન પર્વત ઉપર જવા નીકળ્યા. ભયને બદલે આ વેળા એનું અંતર ઉત્સાહથી ઉછળી રહ્યું હતું. બન્ને જણ કિલ્લા આગળ આવી પહોંચ્યા.

કિલ્લામાં ગુફા ઉપરના જાળીઆ આગળ પ્રધાન ઉભો રહ્યો, અને કુમાર ઢાલ તથા કટાર લઇ ગુફાનાં પગથીઆં ઉતરવા લાગ્યો.

સિંહે તેને જોઇ ગર્જના કરી. કુમાર ભોંયરામાં કુદી પડ્યો. વિકરાળ થઇને સિંહ ફરી ગર્જ્યો. કુમાર ખંજરનો ઘા કરવા જાય છે એવામાં સિંહ ત્રાડ મારી કુમારના માથા પરથી છલંગ મારી બીજી બાજુ કુદી ગયો. સજ્જ થઇને ઉદયરત્ન પાછો ફરે છે ત્યાં તો તેણે સિંહને શાન્ત થઇને પોતાના તરફ આવતો જોયો.

ઉપરના જાળીઆમાંથી પ્રધાને બુમ પાડી કહ્યું, 'બસ કરો, કુમાર; ઉપર આવો. તમે સિંહને જીત્યો છે.'

ઉદયરત્ન ઉપર આવ્યો. પ્રધાને કહ્યું કે એ સિંહ પાળેલો છે. તમારા કુળની રીત છે કે ગાદીએ આવનાર રાજવંશીની આ પ્રમાણે કસોટી કરવી. તમારા શૌર્યની કસોટી અને હિમ્મતની ખાતરી થઇ ચુકી છે; માટે હવે ખુશીથી રાજપાટ સંભાળો.

પર્વત પરથી નીચે ઉતરતાં રાજકુંવરને પટેલ તથા તેનો બંસીવાળો જુવાન નોકર મળ્યા. થોડીવાર થઇ એવામાં પેલો સરદાર પણ આવી પહોંચ્યો. એ સૌ કુમારના મિત્રો બની ગયા હતા; અને કુમારસિંહ જોડેની લડાઇમાં જીતે છે કે નહિ તે જોવા આવ્યા હતા. સૌએ કુંવરને ધન્યવાદ દીધા. એટલામાં માધવસિંહ, કમળા અને તેમનાં માણસો પણ આવ્યાં. માધવસિંહે કુંવરનો જય બોલાવ્યો.

આખું શહેર આનંદકલ્લોલમાં ગાજી ઉઠ્યું. રાજ્યારોહણનો ઉત્સવ પુરો થયો કે તરત માધવસિંહે સદ્દગત મહારાજા અમરસિંહની ઇચ્છા મુજબ કમળાનો હાથ કુમાર ઉદયરત્નને સોંપ્યો.

---

આ અંકમાં જગ્યા ન રહેવાને લીધે **કિરીટ**ની વાતોનો હપ્તો આપી શકાયો નથી.



# : ચીતરવાનું સહેલ છે :

[શક્તિનો ઉપયોગ કરતા રહેવાથી જ શક્તિ ખીલે છે. આંખની જોવાની શક્તિ ને હાથની બનાવી આપવાની શક્તિ જેટલી વપરાશે તેટલું પરિણામ તે જરૂર આપશે. આ વાતમાં શ્રદ્ધા રાખીને જેઓ આ લેખને અનુસરશે તેમને નહિ ધારેલા એવી શક્તિ પોતાનામાં આવતી જણાશે.

આંખ અને હાથની શક્તિ કેળવાય, એટલે તે બન્ને પર મનને અમલ મુકવાની જરૂર પડે છે. મનમાં ઉભાં થતાં કામો હાથ બજાવે તે વેળા આંખ મુકાદમી કરે છે. મન તરફથી થતી આજ્ઞાઓ અનુસાર હાથ અને આંખ કામ આપી ન શકે તો તેમની શક્તિઓ નિરર્થક છે. મનની યોજનાથી હાથ અને આંખની ક્રિયાઓ અર્થવાળી બને છે. કોઈ પણ કામમાં મન પરોવાય નહિ ત્યાં સુધી તે દીપતું નથી.

મનની યોજનામાં હૃદયની લાગણીઓ મળે તો તેથી થએલું કામ કળા બની જાય છે. સામાન્યમાં સામાન્ય ક્રિયાવડે કરેલું કામ પણ કળાની કોટિમાં ગણાય. કોઇ પણ માણસ સાદામાં સાદી રેખાઓ કે રંગ વડે કળાકૃતિ નીપજાવી શકે છે; પરંતુ તેનામાં તેટલા પુરતી એકાગ્રતા અને સાધારણ આવડત હોવાં જોઇએ.

એવા ગુણો કેળવવાનો આ પ્રથમ પાઠ છે. તે બને તેટલો સરળ અને મનગમતો બનાવવાનો યત્ન થશે; છતાં તદ્દન કંટાળો ધરાવનાર માણસને તો સારાં ફળનો અધિકાર નહિ જ રહે.]

ઘણા જણને રોજની જરૂરથી અને કામના અનુભવથી બે ચીજો સરખે અંતરે ગોઠવતાં આવડતી હોય છે, સાદી સીધી લીટી દોરતાં આવડતી હોય છે અથવા કોઇ પણ જગ્યાનું મધ્યબિન્દુ અટકળે શોધતાં આવડતું હોય છે. આ પૈકી તમે આવી જતા હો તો માનો કે ચિત્રકળાને પહેલે પગથીએ તમે ચડી ચુકેયા છો.

જેમને પદાર્થોનું નાનામોટાપણું ઝટ સમજાય છે, જેમને ઉચુંનીચું એકદમ દેખાય છે, અથવા આકારોનાં જુદાં જુદાં માપ કે ઓળખાણ પાકાં થઈ ગયાં હોય છે. તેમની આંખની શક્તિ અમુક પ્રમાણમાં બીજા કરતાં વધુ કેળવાએલી હોવી જ જોઇએ.

ટેબલ પર સામાન ગોઠવતી વખતે, ખુરશીઓની હાર માંડતી વેળા કે શેતરંજી પાથરતી વેળા આપણી આંખ, હાથની ભુલ કાઢતી કે બતાવતી રહે છે તેથી જ આપણે સરખી ગોઠવણી કરી શકીએ છીએ. આપણું મન કામની ગોઠવણ કરી આપે છે તે જ કામ આંખની નજર તળે હાથ બજાવી આપે છે. મન, આંખ અને હાથની આ ક્રિયાઓ અભ્યાસથી ખીલવનાર માણસ કારીગર કે કળાકાર થઈ શકે છે.

તમારાં હાથમાં આ ક્રિયા કેટલી હદે થઇ ચૂકી છે. તે તમારે પ્રથમ જાણવું જોઇએ; અને તેની પરીક્ષા પણ તમે જ કરી શકો. તમારી કોઇ ફુરસદની પાંચ મીનીટનો ઉપયોગ કરી લેવાની તમારી ઇચ્છા હોય તો હું તમને આ ક્રિયા બતાવવા તૈયાર છું.

ફુલ્સકેપ પા કાગળનો એક ટુકડો, સારી પેની શાહી અને કલમ લો. કાગળને ટેબલ કે જાડા પુંઠા પર ટેકવી હું કહું તેટલા પ્રયોગો કરો.

ઘણા જણની આંખ તો સાધારણ રીતે કેળવાએલી હોય છે, પણ હાથને બરોબર તાલીમ મળેલી હોતી નથી. આ તાલીમ માટે હાથને વારંવાર નીચેના પ્રયોગોમાં જોડતા રહેવું પડશે. તે પ્રયોગો તમને તદ્દન સિદ્ધ થઈ ગએલા ન લાગે ત્યાં સુધી છોડતા નહિ.

# પહેલું સુખ તે જાતે નર્યા

કસેલા શરીર અને તેજસ્વી ચહેરાનો કોઈ સુંદર નવયુવાન જોઈને આપણું અંતર કેટલું પ્રફુલ્લિત થાય છે! સપ્રમાણ અવયવોવાળું ઘાટીલું શરીર જોઈ આપણને એમ નથી થતું, કે પ્રભુએ સરજેલા સુંદર આત્માના વાસ માટે શરીર પણ એવું જ સુંદર જોઈએ?

આ જમાનામાં ઠેરઠેર નજરે પડતાં મુડદાલ અવયવો ને નિસ્તેજ ચહેરાવાળાં, તથા 'હાથ પગ દોરડી ને પેટ ગાગરડી'વાળાં શરીરો જોઈને આપણને થાય છે કે ભીમ ને અર્જુન, પૃથ્વીરાજ અને પ્રતાપ, સંગ અને શીવાજીનો એ જમાનો ગયો; જ્યારે દેશનો દરેક માણસ સશક્ત ને કસેલા શરીરવાળો હતો એ જમાનો ગયો. અત્યારે એમાંનું કશું નથી.

એનું કારણ શું?

ખોટી રહેણીકરણી; અનિયમિત ને અયોગ્ય ખાનપાન તથા ઉપ-આરામ; ગજાઉપરવટની મહેનત; તંદુરસ્તીના એકેએક કુદરતી નિયમનું ઉલ્લંઘન; અને તે ઉપરાંત જુની ઘાતકી રૂઢીઓનાં બંધન તથા તેથી ઉપજતું ડાલલાપણું.



સરજનહારના સરજેલા આ સુંદર શરીરને વેડરી નાખવાનો આપણને શો હક છે?

ઘાટીલા, કસેલા ને સંપૂર્ણ વિકસેલા અવયવોવાળા કોઈ શરીર પર નજર ફેરવો. તેના એકેએક સ્નાયુનો ઘાટ ને વળાંક કેટલો લાવણ્યવાળો ને સુંદર હોય છે! તેની રગેરગમાં ચેતનનો કેવો થનગનાટ હોય છે! એવા શરીરમાં વસતો આત્મા કેટલો પ્રફુલ્લિત ને પ્રાણવાન હોય છે!

જો જો; એક ભુલ ન થાય. કસરતબાજ પહેલવાનો ને મલ્લોનાં શરીર એ જુદી વસ્તુ છે; અને સંપૂર્ણ ખીલેલાં, ઘાટીલાં ને કસેલાં અવયવોવાળું તંદુરસ્ત શરીર એ જુદી વસ્તુ છે. દરેકેદરેક પહેલવાન કે મલ્લનું શરીર ઘાટીલું, સપ્રમાણ ને તંદુરસ્ત હોય છે જ એવું કંઈ નથી.

કુસ્તીબાજ પોતાનું શરીર અમુક ઢબથી અમુક અવયવો વડે બળ અજમાવવા માટે કેળવે છે. શરીરવિકાસ સાધનારો માણસ પોતાના શરીરના એકેએક ભાગને એવી રીતે ખીલવે છે કે તેની રગેરગમાંથી તંદુરસ્તી ફોરી રહે ને રૂંવેરૂંવામાંથી ચેતનના ચમકાર ઉઠે.

૨

ત્યારે સૌથી પહેલી વાત એ છે કે શરીરની તન્દુરસ્તી મેળવવા માટે પ્રથમ મન સ્વચ્છ ને નિર્મળ થવું જોઈએ. ગુસ્સો અને ચીડીઆપણું, દ્વેષ અને ઝેરવેર, લોભ લાલચ અને અભિમાન, તથા લંપટ અને મલિન વિચારો મનમાંથી કાઢી નાખી તેને શુદ્ધ કરવું જોઈએ; અને તેમાં ઉત્સાહ અને આનંદ બાખુબ

મરી દેવાં જોઇએ.

બીજું એ કે રહેણીકરણીમાં, ખાવાપીવામાં, ઉંઘઆરામ લેવામાં, તથા વિચાર ને આચારમાં—બધે કુદરતના નિયમોનું સંપૂર્ણ પાલન કરવું જોઇએ.

ખરી કકડીને ભુખ લાગ્યા વિના ખવાય જ નહિ; પછી ભલે સામે મિષ્ટાન્નના ગંજ ખડક્યા હોય.

કુદરતી તરશ લાગ્યા વિના કાંઈ પણ પીવાય જ નહિ; સોડા લેમન કે શરબતની ભલે નદીઓ વહેતી હોય.

રાત્રે વહેલા સુઇ પરોઢીએ નિયમિતપણે વહેલા ઉઠો; અને ત્યાં સુધી નીરાંતની મીઠી ઉંઘ લો. મોડી રાતના ઉજાગરા ને પહોર દહાડો ચડતાં સુધીનું ઘારવુ એ તંદુરસ્તીનાં દુશ્મન છે.

વાંચવા લખવા કે કામકાજના નિયમિત વખત પ્રમાણે મહેનત કરો; અને વચ્ચે નિયમિત આરામ, ગમ્મત ને વિનોદ લો.

અને વિચાર નિર્મળ કર્યા એટલે આચાર એની મેળે શુદ્ધ બની જવાના.

તંદુરસ્તીના આ રાજમાર્ગ છે.

૩

માણસે યંત્રો નીપજાવ્યાં તે દહાડાની શારીરિક મહેનત ઓછી થતી ચાલી. એટલે શરીરને પુરતી કસરત મળતી બંધ થઇ. આગળના જમાનામાં જાતમહેનતને લીધે શરીરને કસરત મળ્યા કરતી ને તેનો વિકાસ થતો.

પણ આ જમાનામાં યે આપણે શરીરવિકાસ તો કરવો જ છે. એટલે તેને માટે દરેકેદરેક અવયવ તંદુરસ્ત બને, સંપૂર્ણ રીતે ખીલે અને કસાય એવા ઉપાયો અને કસરતો અજમાવવાં રહ્યાં.

આ જમાનાની નબળાઈ તો જુઓ! ડાહ્યાં સુસોનાં નિર્મળ મન, પોતાનું શરીર ખુલ્લું કરતાં, ધોતીઆનો કછોટો મારતાં કે લંગોટ બીડતાં પણ શરમાઇ મરે છે! પ્રભુના દીધેલા આ સુંદર શરીરને ખુલ્લું મેલવામાં એવાં લાજી મરવાં શાં?

તમારાં બધાં કપડાં કાઢી નાખી, તસતસતો લંગોટ બીડી, તમે અભિમાનપૂર્વક કહી શકો કે પ્રભુએ જેવું સરજ્યું તેવું આ રહ્યું મારૂં શરીર; અંદરના સુંદર આત્માને વાસ કરવા જેવું સુંદર મન્દિર.

કચ્છ મારી આગળ આવો અને તમારા શરીરનો એકેએક અવયવ તથા સ્નાયુ નીરખીનીરખીને તપાસો. જે ભાગ નબળો હોય તેને કેળવો, ખીલવો ને મજબુત બનાવો.

નિયમિત ખાનપાન ને નિયમિત ઉંઘ, માપકસર મહેનત ને માપકસર આરામ, નિર્મળ આચાર ને નિર્મળ વિચાર વડે તમારા શરીરને તંદુરસ્ત ને ચેતનમય બનાવો. ધરતી પર તમારૂં દદ પગલું પડે ત્યાં રસ્તે જનાર બે ઘડી જોઇ રહે, કે કેવો સુંદર જુવાન છે!



એક સવારે કોઈ ઝાડ હેઠળ ગોકળગાય, કાચબો, શાહમૃગ ને શીકારી કુતરો એટલાં મળ્યાં અને સૌ પોતપોતાનાં બણગાં ફુંકવા લાગ્યાં.

ગોકળગાય—મારે પગ નથી પણ કલાકે દસ વાર હું જઇ શકું છું.

કાચબો—મારા ટુંકડા પગ કડણ ઢાંકણીમાં ચોટેલા છે છતાં હું કલાકે આઠસો વાર જાઉં છું.

શીકારી કુતરો—હવે જોઈ તમારી ઝડપ. હું કલાકના ત્રીસ માઈલ દોટનારો છું.

શાહમૃગ—ભાઇઓ અને બ્હેનો, હું સૌથી ચઢી જાઉં તેમ છું. હું કલાકના સાઠ માઈલ કાપું છું!

એટલામાં ઝાડને મથાળેથી એક કીડો બોલી ઉઠયો, 'અરે જાઓ રે, સજ્જનો! તમો બધાં મારી આગળ કુછ બિસાતમાં નહિ. માફ કરજો, પણ મારી ઝડપ કલાકના ૧૦૦ માઈલની છે. જુઓ આ એની સાબીતી.' એમ કહેતાંવાર ઝાડની ટોચ પરથી સૌની વચ્ચોવચ્ચ એણે પડતું મુક્યું!

# ગિરનારની યાત્રા

ગુજરાતનાં જુદાં જુદાં ગામોમાં સ્થપાએલી વ્યાયામશાળાએ (અખાડાઓ)નું એક અંગ મુસાફરી પણ છે. શાળાની લાંબી રજાઓમાં અખાડાના છોકરાઓને ગુજરાત કાઠીઆવાડનાં જુદાં જુદાં પ્રખ્યાત સ્થળો, તીર્થધામો તથા કુદરતી મનોહરતાવાળા પ્રદેશોમાં મુસાફરી માટે લઈ જવામાં આવે છે.

આ મુસાફરીઓ લગભગ બધી જ પગે ચાલીને કરવામાં આવે છે, અને તેના લાભ અનેક છે. એથી સ્વાશ્રય, સહનશીલતા અને પરસ્પર બંધુભાવ પ્રેરાય છે; વિદ્યાર્થીઓમાં લશ્કરી સીપાઈના જેવી સહનશક્તિ તથા તાલીમ આવે છે અને તેઓ આજ્ઞાધારક બને છે, તથા એકબીજાને સંકટ સમયે મદદ કરવા સદા તત્પર રહે છે. એ ઉપરાંત પુસ્તકીઆ જ્ઞાનથી રહી જતી અપૂર્ણતા આ મુસાફરીમાં મળતા પ્રત્યક્ષ જ્ઞાનથી પુરાઈ જાય છે. જુદાજુદા સુંદર પ્રદેશો, શહેરો, નદીઓ, પર્વતો અને સ્થળોથી પોતાના દેશની જીવંત માહીતી મળે છે, તેથી તેમનામાં સ્વદેશપ્રેમ જાગે છે. ઐતિહાસિક સ્થળો જોવાથી તેની ભૂગોળનું બરોબર જ્ઞાન મળી જાય છે, એટલે ઇતિહાસ અને ભૂગોળનું એવું તો સુંદર અને જીવંત જ્ઞાન તે મેળવી લે છે કે જીંદગી લગી તે ભુલાતું નથી. ઉપરાંત, દેશની સ્થિતિ, ગામડાંઓનાં જીવન, જુદાજુદા દેશોની રહેણીકરણી, રીતરીવાજ અને ભાષા વગેરેનું જ્ઞાન મળે, રસ્તામાં પડતી મુશ્કેલીઓથી ધીરજ, ખંત ને હિમ્મત વધે અને અવલોકન કરવાની ટેવ ખીલે, એ ફાયદા તો જુદા. પણ આ બધા લાભ પગે ચાલીને મુસાફરી કરવાથી જ મળે છે એ વાત ભુલાવી ન જોઇએ.

અમદાવાદની સાર્વજનિક વ્યાયામશાળાના વિદ્યાર્થીઓએ કરેલી એવી એક યાત્રાનું, એ યાત્રા કરનાર એક વિદ્યાર્થીનું જ લખેલું વર્ણન આ નીચે આપ્યું છે

૧

મુસાફરીના થોડા દિવસ અગાઉથી અમને અખાડામાં ખબર મળી ગયા હતા. રસ્તાનો પરિશ્રમ સહન કરી શકે એવા વિદ્યાર્થીઓને જ પસંદ કરવામાં આવ્યા હતા. અમારી ઘણીખરી યાત્રાઓ અમે પગે ચાલીને જ કરીએ છીએ; પણ આ વખતે તો અંતર લાંબું હતું તેથી, તથા રસ્તામાં પણ બીજું કંઈ ખાસ જોવાજેવું ન હોવાથી અમે આગગાડીનો આશ્રય લીધો.

પહેલાં તો અમદાવાદથી ભરૂચ જઈ, ત્યાંથી દહેજ ચાલતા જઇ, ત્યાંથી વહાણમાં ભાવનગર પહોંચવાનો, અને ત્યાંથી પછી આગગાડીને રસ્તે જુનાગઢ જવાનો વિચાર હતો. પણ પાછળથી ખબર મળ્યા કે એ વખતે દરીઓ બહુ તોફાની હોય છે, એટલે એ વિચાર માંડી વાળ્યો.

નક્કી કરેલે દિવસે, રેલ્વેના કન્સેશન પાસની પણ રાહ ન જોતાં અમે રાત્રે અમદાવાદથી ઉપડ્યા. ગિરનારનું વર્ણન અગાઉ પુસ્તકોમાં વાંચેલું તે ઉપરથી મનમાં કલ્પનાઓ ઘડતા અને સ્વપ્નાં અનુભવતા અમે બીજે દહાડે સવારમાં રાજકોટ આવી પહોંચ્યા. ત્યાંની રાષ્ટ્રીયશાળાના આચાર્યના અત્યંત આગ્રહથી બપોરે ત્યાં જ રોકાયા અને રાજકુમાર કૉલેજ, વૉટસન મ્યુઝીઅમ, સદર વગેરે જોઇ રાત્રે જુનાગઢ જવા નીકળ્યા.

જેતલસરના સ્ટેશને સવાર પડ્યું, અને લાંબા સમયથી નીરખવા ઇચ્છેલા પર્વતરાજ ગિરનારનાં અમને અહીં દૂરથી દર્શન થયાં. પછી તો જેમજેમ ટ્રેન આગળ ચાલતી ગઈ તેમતેમ ઉત્સુકતા વધતી ગઇ. ઘડીમાં દૂરબીનથી જોતા, તો ઘડીમાં નરી આંખે

તેનાં સિખરો ઓળખવા યત્નો કરતા, અને પાસે બેઠેલાને વારંવાર ગિરનાર વિષે પ્રશ્નોની પરંપરા પુછી ગભરાવી નાખતા અમે જુનાગઢ પહોંચ્યા.

સ્ટેશન પર ઉતરતાં જ ત્યાંની ચબરાક પોલીસે ઝીણવટથી અમારી તપાસ કરી. ખાદીનાં કપડાં, બગલથેલીઓ, ખભે ધારીઆં તથા ડાંગો વગેરે વિચિત્ર, સ્વભાવ વિરૂદ્ધ વસ્તુઓથી અમે લોકોના કુતૂહલનો ભોગ થઈ પડ્યા. ગિરનાર ઉપર યાત્રા માટે જઇએ છીએ ત્યાં જંગલમાં રખડવાનું હોવાથી ધારીઆં, ડાંગો વગેરે વસ્તુઓ રક્ષણ માટે લીધેલી છે એ સાદી વાત લગભગ અડધે કલાકે પોલીસ અમલદારના મગજમાં અમે ઉતારી શક્યા; અને છેવટે તેઓ સાહેબે હાલની રાજ્યદ્વારી સ્થિતિ તથા અસહકારની નિષ્ફળતા પર ગોખી રાખેલું એક ટુંકું પણ અસરકારક ભાષણ કરી અમને જવાની રજા આપી.

ગામમાં જઇ ધર્મશાળામાં મુકામ નાખ્યો, પણ ત્યાં બરોબર સગવડ ન હોવાથી સ્વામીનારાયણના મન્દિરનો આશરો લીધો. આપણાં મન્દિરો જો આવો આશ્રય આપતાં રહે તો અમારા જેવા ટોળાબંધ મુસાફરી કરનારાઓને બહુ સુખ થઇ પડે.

સાંજે ચાર વાગે રાજ્યનો પરવાનો લઈ અમે ઉપરકોટ જોવા ગયા. ઉપરકોટ, શહેરમાં જ એક છેડે ઉંચી મજબુત ટેકરી ઉપર આવેલો રા'ખેંગારના વખતનો જુનો કિલ્લો છે, અને હાલ તો ત્યાં આપણા ગૌરવશીલ ઇતિહાસનાં પ્રાચીન મકાનોનાં ખંડીએરો તથા વાવ કુવા સિવાય કશું નથી.

રા'ખેંગારના પિતા રા'નવઘણે બંધાવેલો નવઘણ કુવો, અડીકડીની વાવ, નીલમ અને માણેક નામની બે જુની ગંજાવર તોપો, રાણકદેવી તથા રા'ખેંગારના મહેલનાં ખંડીએરો, ખાપરા કોડીઆની કહેવાતી ગુફાઓ, તથા ખેંગારના કૃતઘ્ની ભાણેજો દેશળ અને વિશળને .સિદ્ધરાજે કિલ્લા ઉપરની જે જગ્યાએથી નીચે ખાડમાં ધકેલી મુક્યા હતા તે જગ્યા–એ બધું જોતાં આપણા પ્રાચીન ઇતિહાસનાં સ્મરણો અમને તાજાં થયાં.

નવઘણ કુવામાં ઠેઠ પાણી સુધી અંદર પહોંચી શકાય તેવો સુરક્ષિત માર્ગ તથા આસરે ૨૫૦ પગથીઆં પાકાં બાંધેલાં છે; અને તેમાંથી બાર કોસ એકીસાથે પાણી ખેંચી શકે તેવું છે. આ જુના અવશેષો સિવાય, અર્વાચીન મકાનો બાંધવા માટે આ પ્રાચીન સ્થાનની શોભા નષ્ટ કરી તેના ખડકમાંથી પત્થરો ખોદી લઇ જવામાં આવે છે તેની ખાણો, તથા જુનાગઢ શહેરને પાણી પુરૂં પાડનારા 'વૉટર વર્ક્સ' ખાતાના મોટા હોજ જોયા એ આ જમાનાની વસ્તુઓ હતી.

ઉપરકોટ પુરો કરી શહેરથી બે માઇલ દૂર આવેલો સક્કરબાગ જોવા ઉપડ્યા. ત્યાંનું નાનકડું મ્યુઝીઅમ જોઈ બાગમાંનાં જનાવરો જોવા ગયા. સિંહ સિવાય અહીં બીજું પ્રાણી નજરે પડ્યું નહિ. કદાચ ગિરનારનાં જંગલમાં ફરતાં વનરાજ સાથે અમારો ભેટો થઈ જાય તો શું કરવું તેનું નિરાકરણ, અમે આ બાગના સિંહને જોઈ કરવા લાગ્યા. નિરખી નીરખીને એના કુટુંબના પ્રત્યેકને જોઇ લીધા, કે જેથી જંગલમાં અચાનક એના કોઇ ભાઇબંધનો ભેટો થાય તો ગભરાઇ ન જવાય અને સભ્યતા જળવાય. અમારી સાથે કેમેરા લીધો હતો, તેથી આ બાગમાંના બે સુંદર દેખાવોના ફોટોગ્રાફ લીધા. પછી ગામમાં થોડું ફરી ઉતારે આવ્યા; અને બીજે દહાડે સવારે ગિરનાર ચડવાનો હોવાથી તેનાં સ્વપ્નાં અનુભવતા સુઇ ગયા.

૨

સવાર પડ્યું કે ઉઠીને ચાલવા જ માંડ્યું. દામોદર કુંડ તથા રેવતી કુંડમાં નહાવા માટે આવતાજતાઓની ધમાલ ચાલુ હતી. આરોગ્યશાસ્ત્રીઓને જેનું દર્શન કરતાં પણ મુર્ચ્છા આવે એવા મેલા અને ગંધાતા પાણીથી ભરેલા એ કુંડોમાં આપણા ધર્મઘેલા હિન્દુઓ પાપ ધોઇ નાખી પવિત્ર થતા હતા! ધર્મની અતિશય શ્રદ્ધામાં બહારની ચોકખાઈ ભુલાઇ જતી હતી. અહીંથી નીકળી અમે, શહેરથી ત્રણ માઇલ દૂર આવેલા ગિરિરાજની તળેટીમાં આવી પહોંચ્યા.

તળેટીમાં જૈનોની ધર્મશાળા તથા ખાખી બાવા-



રાજકુમાર ઉદયરત્ન ]　　વિકરાળ થઈને સિંહ ફરી ગર્જ્યો.　　[ પાનું : ૨૨૧

ઓની કુટીઓ આવેલી છે, અને ત્યાંથી જ ઉપર ચડવાનાં પગથીઆં શરૂ થાય છે. ગિરનાર પર ચડતા માટે લગભગ ઠેઠ સુધી પગથીઆં હોવાથી યાત્રાળુને એક રીતે ઘણું સુખ થાય છે.

ચડવા માંડ્યું ને અમને તો જાણે સુંદરતાનો વિશાળ સમુદ્ર નજરે પડ્યો. ચારે તરફની હરીઆળી, ઝાડોની ઘટા ને કુદરતી સૌન્દર્યથી લોભાઈ દરેક જણ છુટા પડી પોતાની મોજમાં આવે તેમ ચાલવા તથા આનંદ લુટવા લાગ્યો: રસ્તામાં ઠેકઠેકાણે ઉભા રહી જુદે જુદે સ્થળેથી જોતાં નીચેની તળેટી નવાં નવાં સ્વરૂપ ધારણ કરતી હોય તેમ લાગતું. રસ્તામાં થોડે થોડે અંતરે થાકેલા યાત્રાળુઓ માથે હાથ દઈ આરામ લેવા બેઠેલા હોય તે અમને સડસડાટ ચડી જતા જોઈ આશ્ચર્ય પામતા. છેવટે પર્વત ઉપરના ઉપરકોટ નામના સ્થળે પહોંચ્યા. અહીં નેમીનાથનાં જૈન મન્દિરો તથા મુસાફરોની સગવડ માટે એક નાનું બજાર અને ધર્મશાળા છે. ત્યાંથી થોડે દૂર ચડતાં ગૌમુખી ગંગા નામનું એક સ્થળ આવે છે ત્યાં પાણીનો કુંડ તથા મન્દિરો છે.

ગૌમુખીથી જુદા પડતા સંતદાસ બાવાના આશ્રમને રસ્તે અમે વળ્યા, અને મુકામ આગળ આવતાં તો અત્યાર સુધીના ભેગા થએલા થાકે અમારા પર એક-સામટો હુમલો કર્યો.

સંતદાસ મહારાજ બહુ જ મધુર સ્વભાવના છે અને ત્યાં યાત્રાળુઓને ઉતરવાને માટે દરેક પ્રકારની સગવડ રાખેલી છે. અમે ગયા ત્યારે તો લગભગ બધા જ ઉતારાઓ રોકાઈ ગયા હતા, છતાં બીજા બાવાઓ કરતાં તદ્દન જુદા જ સ્વભાવના એ મહારાજે અમને બે ઓરડા કાઢી આપ્યા. તેમાં અમારો સામાન મુકી કુંડમાં નાહી આવ્યા અને સાથે લાવેલું ભાથું ખાઈ, આગળ વધવાની આતુરતા ન અટકાવી શકવાથી તરત કુચ શરૂ કરી.

આ વેળા તો 'વૉટરબૅગ' સિવાય બીજો કશો જ સામાન અમારી સાથે નહોતો, એટલે ચડવામાં ખુબ આનંદ આવતો હતો. હવે તો અમને પગથીઆંને રસ્તે કંટાળો આવવા લાગ્યો, એટલે તે છોડી દઇ આડરસ્તે ઉતર્યા અને આડાઅવળા પથરાઓ પર હરણની પેઠે કુદતા, ઝાડનાં મુળીઆં પકડી ઉપર ચડતા અમે બમણા વેગથી અને વહેલા અંબાજીની ટુક પર આવી પહોંચ્યા. જગ્યાઓની ઓળખાણ માટે ગિરનારની જુદી જુદી ટેકરીઓને 'ટુક' એવું નામ આપેલું હોય છે.

ગિરનારની મોટી ને ઉંચી ટુકોમાંની એક અંબાજીની ટુક છે. અહીં ઉભા રહી નજર ફેરવતાં ચોતરફ બહુ મનોહર દેખાવ જણાય છે. સામે પથરાઈ ગએલી ગિરનારની બીજી ટુકો, બન્ને બાજુની ખીણમાંનાં ગીચ જંગલો, પગની નીચે આવી રહેલો પગથીઆંવાળો સર્પાકાર માર્ગ, અને ઝાડનાં ઝુંડમાંથી ડોકીઆં કરી રહેલું જુનાગઢ! આ ભવ્ય દૃશ્ય જોઇ અમારાં હૃદયો આનંદથી નાચી ઉઠ્યાં. કોઇ વિજયી રાજા પોતે જીતેલા પ્રદેશ ઉપર ગર્વભરી દૃષ્ટિ નાખે તેમ અમે ચોતરફ નજર ફેરવતા ઉભા.

જયકૃષ્ણ પુરાણી

[ આ વિષયનો બાકી રહેલો ભાગ આવતા અંકમાં ]





# અમૃતની કટોરીઓ



કોઇ ધર્માત્માએ કહ્યું છે કે મોટાં મોટાં દાન આપવાં તેમાં જ પરમાર્થ છે એમ નથી; પરંતુ અણીને વખતે દીધેલો પાણીનો એક પ્યાલો પણ લાખો રૂપીઆ કરતાં વધુ ચડીઆતો છે. આપણા વડીલોનું અનુભવ-વચન છે કે 'આંગળી ચીંધવાનું પણ પુણ્ય છે.' પરીક્ષાને વખતે કોઇ છોકરો પોતાની પેન્સિલ રસ્તામાં ખોઇ નાખે અને વર્ગમાં ફાંફાંઓફાંફાંઓ થઇ મુંઝાતો હોય, તે ઘડીએ આપણી પેન્સિલના બે કટકા કરીને એક તેને આપીએ, એ પણ ભલી લાગણીનું કામ છે.

મોટા તેજસ્વી દીવાઓ જેમ નાનીશી દીવાસળીની જ્યોતમાંથી અખુટ પ્રકાશ મેળવી લે છે, તેમ મોટાં પરમાર્થનાં કામો પણ આવી નાનકડી વાતમાંથી જ જન્મ પામે છે. આવા પ્રસંગોનો મૂળ હેતુ અને છેવટનું પરિણામ હૃદય કેળવવાનું તથા સાચું સુખ નીપજાવવાનું છે.

ચંદ્રવંશી ભરતના કુળમાં રન્તિદેવ કરીને એક દયાળુ અને દાનેશ્વરી રાજા થઇ ગયો. તેના પિતાનું નામ સંસ્કૃતિ. આજ પણ ત્રણ લોક રન્તિદેવનો જશ ગાય છે. એ સાવ અકિંચન હતો, તોપણ જે કાંઇ પોતાની પાસે હોય તેનું દાન કરી દેતો. કુટુંબ સુદ્ધાં પોતે ટટ વેઠે પણ જીવ જતાં યે અભ્યાગતને ખાલી હાથે પાછો ન વાળે. અતિથિને તો એ દેવ સ્વરૂપ જ ગણતો.

એક સમે રાજ્યમાં બાર વરસનો દુકાળ પડ્યો. કોઠારમાં સંઘરેલું અનાજ અગીઆર વરસ ચાલ્યું; પણ બારમું દોહેલું થયું. પ્રજા અન્ન વિના તરફડવા માંડી. અન્નજળ વગર આ રાજવી કુટુંબને પણ અડતાળીસ ઉપવાસ પડ્યા. દૈવયોગે ઓગણપચાસમે પ્રભાતે પારણું મળ્યું. સૌ ભોજન લેવા બેસે છે અને

અભ્યાગત આગ્રહથી તેહની વાટ જુએ છે પણ; -
આતિથ્ય એને આ મોંઘારી એમ વિચારે છે ત્યારે મળી

એવે એક બ્રાહ્મણ અતિથિ ત્યાં આવી ચડ્યો. શ્રદ્ધા અને આદરથી રાજાએ તેને ભોજન કરાવ્યું. અતિથિ ગયા પછી રાજકુટુંબ જમવા બેઠું, તેટલામાં કોઇ શુદ્ર આવી લાગ્યો. તેને પણ ભાવપૂર્વક ભોજન પીરસી જમાડ્યો. શુદ્ર સંતોષ પામીને ચાલી ગયો. થોડી વાર ન થઇ ત્યાં કુતરાંનું ટોળું લઇને કોઇ માણસ નીકળ્યો. તેણે રાજાને કહ્યું, 'હું અને આ કુતરાં ભુખ્યાં છીએ, માટે અમને ખાવાનું આપો.' સચરાચર પ્રાણીમાં પ્રભુને જોનાર રન્તિદેવનું હૃદય દયાથી ભરાઇ આવ્યું અને વધેલું અન્ન તેણે સૌ વચ્ચે વહેંચી આપ્યું.

હવે બાકી માત્ર એક જણને થાય તેટલું પાણી રહ્યું. તરસથી ટળવળતો રાજા જેવો જળનો પ્યાલો હોઠે ધરવા જાય છે, તે જ પળે એક ચંડાળ આવી પહોંચ્યો અને બોલી ઉઠ્યો, 'હું કે જે નીચ જાત ચંડાળ છું, તેને હે રાજા! પાણી આપ.' મરતાં મરતાં પણ રાજા ચંડાળનું રંક વચન સાંભળી ગળગળો થઇ ગયો. મનમાં એણે ભગવાનનું સ્મરણ કર્યું કે 'હું કંઇ વૈભવ કે મોક્ષ નથી માગતો. માગું છું એટલું કે સર્વ પ્રાણીઓના ચિત્તમાં પેસીને હું તો બધાં પીડા ભોગવું કે જેથી કોઇને દુઃખ ન રહે.' મોટા મનવાળા રન્તિદેવે પ્રસન્ન વદને જળ પેલા ચંડાળને આપ્યું કે તરત બ્રાહ્મણ અતિથિ, ચંડાળ વગેરેના વેશધારી સ્વર્ગના દેવતાઓ સન્મુખ પ્રગટ થયા અને દાનવીર રાજાને કહ્યું, 'વર માગ, માગ.' સમસ્ત જગત પ્રત્યે દયાભાવવાળા રન્તિદેવે કશું ન માગતાં માત્ર પ્રણામ કર્યા.

આના જેવી એક વાત સર ફિલિપ સિડની ની છે. એ ઈંગ્લાંડની રાણી ઇલિઝાબેથના વખતનો અમીર હતો. તે વિદ્વાન, ગાયક, કુસ્તીબાજ, સારો ઘોડેસવાર અને મોટો મુસાફર હતો. પણ એ કરતાં તે સહૃદય ગૃહસ્થ તરીકે વધુ શોભે છે. બધા ગુણોને લીધે તે 'રાજપરસ્ત'—દરબારો

પણ તેના હૃદયની મોટાઇ, ખાનદાની, સદાચાર અને શૌર્ય માટે એ અરસાના પ્રસિદ્ધ પુરૂપ તરીકે ઇતિહાસ તેને ઓળખે છે.

એક વાર ઝુટ્ફેનની મોટી લડાઇમાં સિડની સખ્ત રીતે ઘાયલ થયો. તેના બબ્બે ઘોડાઓ દુશ્મનોની ગોળીથી વીંધાયા છતાં તે મર્દાનગીથી લડ્યો. લડતાં લડતાં જ્યારે શત્રુની ગોળી તેને વાગી, તે પછી એનો વફાદાર ઘોડો લડાઇના મેદાનમાંથી તેને લઇ નાઠો.

જ્યારે એ છાવણીમાં મૃત્યુને બિછાને પડ્યો હતો ત્યારે તેણે પાણીનો છેલ્લો પ્યાલો માગ્યો. તે દિવસે તાપ ઘોર હતો, અને તરશે સિડનીના પ્રાણ કંઠે આવ્યા હતા. મોટી મુસીબતે લડાઇના એ મેદાનમાંથી ફક્ત એક જ પ્યાલો પાણી મળ્યું. જેવો પ્યાલો ઉપાડી મોંએ માંડવા જાય છે, તે જ ક્ષણે સિડનીએ કોઇએક જખ્મી થએલા સીપાઇને દયામણી આંખે પોતાના તરફ ટીકતો જોયો. મરતાં મરતાં પણ એનું અમીર દિલ દયાથી દ્રવ્યું. દુઃખ ને દર્દ બધું તે ભુલી ગયો, તરશ વીસરી ગયો અને હસતે ચહેરે પોતાનો ધ્રૂજતો હાથ લંબાવી પાણીનો પ્યાલો પેલા સીપાઇને આપતાં તે બોલ્યો, 'ભાઈ, મારા કરતાં તારી જરૂર વધારે છે.'

થોડીવાર પછી સાચું સુખ લેતો હોય તેમ સિડનીએ પ્રાણ છોડ્યો. આ ભલો ઉદાર વીર તો ગયો; પરંતુ તેનું ઉમદા કામ જગતના ઇતિહાસમાં કદી નહિ ભુંસાય.

આવો જ એક બીજો પ્રસંગ ઑસ્ટ્રિયાનું રાજ્ય સ્થાપનાર ત્યાંના આદિ પુરૂપ રૂડૉલ્ફ વિષે પણ છે.

એક વેળા એક ખુનખાર લડાઇમાંથી હાર ખાઇ રૂડૉલ્ફ અને તેનાં માણસો નાસતાં નાસતાં કોઈ આગ વરસાવતી રેતાળ ભૂમિ પર જઇ ચડ્યાં. સૌ માણસો તરશે તરફડતાં હતાં. આવા સુકાભઠ પ્રદેશમાં પાણી રત્નના મૂલ્યે પણ મળવું મુશ્કેલ. ચોતરફ બહુ જ શોધ કરી આખરે એક સીપાઇ મહામુસીબતે પાણીનો એક પ્યાલો મેળવી લાવ્યો અને પોતાના સરદારને આપ્યું. પાણી થોડું હતું; તરસ્યા ઘણા હતા.

દુનીઆની નજરે ગણાતી માણસની પદવીમાં ફેર હોય છે; પણ તેમનાં સુખદુઃખમાં ફેર નથી હોતો. ઇશ્વરની નજરે સૌ સરખાં છે; અને કુદરતી ભુખતરશ સૌને લાગે છે. જેટલી તરશ રૂડૉલ્ફને લાગી હતી તેટલી જ તેના સીપાઇઓને પણ લાગી હતી. પોતાના હોદ્દા અને સત્તાના બળે રૂડૉલ્ફ ધારત તો પોતે પાણી પી તરશ છીપાવી શકત. પરંતુ ખાનદાન ખવાસનો એ અશરાફ સરદાર બારે સખી દિલનો હતો. પાણી ભરેલો પ્યાલો હાથમાં ધરી તે બોલ્યો, 'તમને સૌને મુકીને હું એકલો આ પાણી પી શકું જ નહિ; અને આટલું પાણી સૌને માટે પુરતું પણ નથી. સુખમાં આપણે સૌ સાથે રહ્યા છીએ, ને આ દુઃખમાં પણ સાથે જ રહીશું. મારા માટે માથાં દેનાર મારા વીર સીપાઇઓ પાણી પીશે ત્યારે જ હું પાણી પીશ.' આમ કહી, મહા મહેનતે મેળવેલો એ પાણીનો પ્યાલો તેણે જમીન પર ઢોળી દીધો.

ત્યાંથી કુચ કરી સૌ થોડે દૂર ગયા તો બધાને પુરતું થઇ રહે તેટલું પાણી મળી આવ્યું.

પોતાને માટે પ્રાણની પણ પરવા ન કરનાર, સુખદુઃખમાં સમભાગી એ સરદારને માટે સીપાઇઓ મરણીઆ થઇ લડ્યા; અને વિજય મેળવી ઑસ્ટ્રીઆના રાજ્યની સ્થાપના કરી.

મજલાલ મેઘાણી






### ભાવના સૃષ્ટિઃ લેખક, પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી, એમ. એ.; કીંમત, દસ આના.

આ નાના પુસ્તકને જોતાં પહેલાં એના લેખકને ઓળખીએ. એ એક મધુર યુવક છે. કોઇમાં વધુ બુદ્ધિ હોય, કોઇમાં વધુ કલ્પના હોય; પણ ભાઇ વિષ્ણુપ્રસાદમાં બુદ્ધિ અને કલ્પના બન્ને સરસ છે. છતાં કલ્પના–સૌને હોવી જોઇએ તેમ–એમને અતિ વધુ વ્હાલી છે. સ્વપ્નાં એમનાં સંગાથી છે. બાળકો અને બાળકોની રમતો માટે એમને પક્ષપાત છે. એમને પક્ષી બનવું ગમે છે. એ એક ઠેકાણે પુછે છે, 'પ્રભુ પાંખો ક્યારે આપશે?' લેખકને પોતાના મનમાં જ જવાબ મળે છે. 'બુદ્ધિનાં નીર સીંચાઇ હૃદયમાં કવિતા જન્મશે ત્યારે.' ખરે જ, ભાઇ 'પ્રેરિત'ના હૃદયમાં કવિતા જન્મી છે.

કોઈની વસ્તુ લઇ ભોગવવાની ઇચ્છા થાય તેને વાસના કહીએ. કોઇનું કલ્યાણ થાય એવી મનની વૃત્તિ બને તેને ભાવના કહીએ. આ પુસ્તકમાં લેખકની 'ભાવના સૃષ્ટિ' છે.

પુસ્તકના કથાપ્રસંગો નાના છે છતાં તેઓમાં 'થોડામાં ઘણું' સમાયું છે એકેએક વાક્ય, એકેએક વિચાર ઉંચો છે. વાંચતાં વાંચતાં ભાષાની મીઠાશ અને ભાવોનો સ્વાદ લેવાં હોય તો તમારે થોડુંક થોભવું જોઇશે.

મને કોઇ પુછે કે તમે કેવી ચોપડી ખરીદો અને વાંચો, તો હું કહું કે 'ભાવના સૃષ્ટિ' જેવી. સ્વપ્નાં અને કલ્પના પણ સુંદર અને સાચાં હોય છે; અને એ સૌ આમાં-અહીં મળી આવે છે.

ભાષા અને ભાવો ઉપરથી ભાઇ 'પ્રેરિત' સાક્ષર-શ્રી નરસિંહરાવના ભક્ત લાગે છે.

મોટાં બીબાંની સ્વચ્છ છપાઇ, નાજુક પુઠું, સારો દેખાવ વગેરે પ્રકાશક યુગાન્તર કાર્યાલયને આભારી છે. રા. રાવળનું દોરેલું મુખચિત્ર આખા પુસ્તકના પ્રતિનિધિ જેવું શોભે છે.

### રાજારાણીઃ અનુવાદક, ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક, સૌરાષ્ટ્ર કાર્યાલય રાણપુર; કીંમત, ૬૫ આના.

'કુમાર'ના ગયા અંકમાં અમે ભાઇ ઝવેરચંદ મેઘાણીની ઓળખ કરાવી છે તે યાદ હશે. હવે આ રાજારાણી વાંચો એટલે અમારૂં કથન કેટલું સાચું છે તે જણાશે.

સારૂં નાટક વાંચવું કોને ન ગમે? અને તે પણ રવીન્દ્રનાથનું? ભાઇ ઝવેરચંદે એનો બંગાળી ભાષામાંથી અનુવાદ કર્યો છે. કાઠીઆવાડી હવાપાણીમાં ઝબોળાઈ આ અનુવાદ તાજો અને તંદુરસ્ત થયો જણાય છે. અમને તો તે મુળ નાટક જેવો લાગ્યો છે.

બીજી ભાષાઓમાંથી આવા સરસ અનુવાદો વાંચવા મળે સો કોણ છોડે?

નાટકો જોવાં અને વાંચવાં એ બેમાં ફેર છે. નાટક જોવામાં તો તમારી આગળ સઘળા દેખાવો, પાત્રો અને હાવભાવો રજુ કરવામાં આવે. નાટકો વાંચવામાં સઘળો ચીતાર તમારે કલ્પનાથી ખડો કરવો પડે.

રવીન્દ્રનાથની કલ્પના અજબ છે. વાર્તા, નાટક, કાવ્ય કે નિબંધ—સૌમાં જ્યારે જોઇએ ત્યારે એમની કલ્પનાની પ્રભા ટપકતી જ હોય.

હિન્દુજીવનમાં હાસ્યરસ બહુ ઓછો છે. ભાડી મશ્કરી તે હાસ્યરસ નથી. જેનાથી કોઈની લાગણી ન દુભાય અને સૌને આનંદ મળે તે જ ખરો હાસ્યરસ કહેવાય. રવીન્દ્રનાથનો હાસ્યરસ એવો નિર્દોષ ને મમભિા છે.

વફાદાર ઘરડો ચાકર શંકર, ટીખળખોર દેવદત્ત, દુનીઆદારીમાં રચીપચી તેની સ્ત્રી નારાયણી, ખરા પ્રેમનાં ભણકા રાણી સુમિત્રા, કુમાર અને ઇલા—એકેએક પાત્ર આદર્શ છે.

રાજા વિક્રમદેવ ખોટા પ્રેમનો પુજારી છે. એ એમ માને છે કે સ્ત્રીના પ્રેમમાં જગતનો પ્રેમ આવી જાય છે. રાણી સુમિત્રા તેની આંખ ઉઘાડવા માંગે છે, અને ક્ષત્રિય થઇ રાજ્યની સેવા કરવામાં સાચો સ્નેહ છે એમ સમજાવે છે. ત્રિવેદી પંડિતાઇનો ડોળ કરી બોલવામાં મોટા પણ ખોટા સંસ્કૃત શબ્દો વાપરે છે. 'હે...એ હરિ' એ એનો જપમંત્ર છે.

આપણે ત્યાં 'સુખી ઉત્તર' વાળાં નાટકો લખાતાં ને ભજવાતાં; પણ આ નાટકનો અંત દુઃખમાં આવે છે.

રવિબાબુના સાદા લખાણમાં એક ખુબી એ છે કે સઘળાં વાંચનાર પોતાને મનપસંદ રસ ચાખી શકે છે. કાઠીઆવાડી ગુજરાતીમાં જે પ્રાણ ભર્યો છે તે ભાઈ ઝવેરચંદ પોતાની ભાષામાં ભરપુર બતાવે છે. પ્રાણવાન ભાષામાં લખાએલું આ રસભર્યું નાટક વાંચવાની અમારી ભલામણ છે. પુસ્તકના પ્રમાણમાં કીંમત બહુ ભારે ન કહેવાય.

**વીર-કથાઃ લેખક, વસનજી રણછોડજી નાયક; વાડી ફળીઉં સુરત. કીંમત, પાંચ આનાં.**

ગુજરાતનો પ્રેમ નબળો છે. ખરા પ્રેમમાં શૌર્ય હોય જ. કવિ નર્મદની ભૂમિમાં પ્રેમ-શૌર્ય શુદ્ધ સ્વરૂપમાં જોઇએ. માટે આ વીર-કથા આદરપાત્ર છે.

કથાઓનો મોટો ભાગ મેવાડ મહારાષ્ટ્રનાં વીર શ્રીપુરૂષોનો છે. રજપુતાનામાં એક દિવસ સ્વતંત્ર રાજપુત સત્તાનો ધ્વજ ફરકતો. મરાઠી સામ્રાજ્યની સારા હિન્દુસ્તાનમાં આણ વર્તતી. પરંતુ ગુજરાતને ભાગ્યે હજુયે ગુલામીઓનો અમલ ચાલે છે. ઉછરતી પ્રજામાં વીર્યવૃત્તિ, સાહસિક જુસ્સો અને મર્દાનગી કેળવવાનાં સાધનો અને તેમની તાલીમ અતિ જરૂરી છે.

ઐતિહાસિક પ્રસંગોની ગુંથણી સારી અને અસરકારક છે. ભાષા વીરરસને ઠીક અનુકૂળ છે; પરંતુ ક્યારેક વાક્યો અને ભાવો ખાલીખાલી લાગે છે. કાવ્યોની ગુંથણી સામાન્ય છે. તેમાં ઉંચો કાવ્યભાવ તો જરા પણ નથી.

વીર-કથાનું વાંચન ઈતિહાસની માહીતી અને શૌર્યની દૃષ્ટિ અવશ્ય આપશે. પ્રમાણમાં કીંમત ઠીક છે.

## સ્વીકાર

**અધ્યાત્મતત્ત્વાલોકઃ** રચયિતા, મુનિ શ્રી ન્યાયવિજયજી. પ્રકાશક, અભયચંદ્ર ભગવાનદાસ ગાંધી, ભાવનગર.

**ન્યાયકુસુમાઞ્જલિઃ** કર્તાઃ મુનિ શ્રી ન્યાયવિજયજી. પ્રકાશક, પંડિત વાડીલાલ ડાહ્યાભાઈ, જૈન સરસ્વતી ભવન, મદનગોપાળની હવેલી, અમદાવાદ.

**જૈનદર્શનઃ** લેખક મુનિ શ્રી ન્યાયવિજયજી. પ્રકાશક, ગણપત શાસ્ત્રી, નાગપુર.

**સન્દેશઃ** લેખક તથા પ્રકાશક ઉપર પ્રમાણે.

**ધર્મગીતાંજલિઃ** રચયિતા, મુનિ શ્રી ન્યાયવિજયજી. પ્રકાશક, શ્રી જૈન શ્વેતાંબર આનન્દવર્દ્ધક મંડલ, ઉજ્જૈન.




### ઘરની ચારે દીવાલો એકીસાથે શા માટે બાંધવામાં આવે છે?

કોઇ ઘર બંધાતું હોય ત્યાં ઘણાએ જોયું હશે કે તેની ભીંતો એક પછી એક ન બાંધતા ચારે દીવાલો ચોતરફથી એકીસાથે બાંધતા જાય છે. આમ કરવાનું કારણ એ હોય છે કે તેથી ઘરના પાયા ઉપર ચારે તરફથી સરખું દબાણ રહેતું આવે અને ભીંતો એકસરખી ચણાતી આવે. નહિતર જો એક પછી એક ભીંતો ચણવામાં આવે તો ભીંતોમાં ચીરાડ પડે, કોઈ ભીંત નમી પડે, તો કોઈ નદન નીચે પણ બેસી જાય. પાયા ઉપર ઘરનું જેટલું વજન આવવાનું હોય, તેના પ્રમાણમાં ગણત્રી કરીને જ ચણતર મજબુત કરવામાં આવે છે. ઘર જેટલું મોટું તેટલું તેનું દબાણ વધારે; એટલે તેના પાયા પણ તે જ પ્રમાણમાં ઉંડા અને ચણતર એકધારૂં કરવામાં આવે.



# આકાશદર્શન દષ્ટિ ચોથી

## હરેત, ચિત્રા, સ્વાતિ અને શનિ.

જેઠ વદી અમાસ (તા. ૩૭ જુલાઇ); સૂર્યોદય ૫. ક. ૪૮ મી. સૂર્યાસ્ત ૭ ક. ૨૮ મી.

ત્રીજા અંકમાં આપણે સપ્તર્ષિનું ઓળખાણ કર્યું હતું. સપ્તર્ષિના છેલ્લા (મરીચિ તરફના) ચાર તારાઓથી જે વક્રાકાર થાય છે તેના વાંકને મરીચિની દિશામાં લંબાવશો, તો તે લંબાવેલો વળાંક 'સ્વાતિ'માં થઇને જશે. (જુઓ સાથેની આકૃતિ.) સ્વાતિ ખડુ ચળકતો તારો છે અને તેની આસપાસ તેટલો ચળકતો તારો બીજો કોઇ નથી. તેનો ઉદય દિવસના હોવાથી દેખાશે નહિ, પણ યામ્યોત્તર રાતના ૮ ક. ૧૦ મીનીટે અને અસ્ત રાતના ૧ ક. ૩૭ મીનીટે જોઇ શકાશે. અસ્ત સમયે તે પશ્ચિમ અને વાયવ્ય વચ્ચેના ભાગમાં માલુમ પડશે. પણ યામ્યોત્તર વખતે તે ખ સ્વસ્તિક (આપણા માથા ઉપર આવેલું આકાશનું બિંદુ) કરતાં થોડેક દક્ષિણ તરફ લટકતો દેખાશે.




સપ્તર્ષિનો સ્વાતિ સુધી લંબાવેલો વક્રાકાર તે ને તે દિશામાં આગળ ન વધારતાં, આ સાથેના નકશામાં બતાવ્યા પ્રમાણે સ્વાતિ આગળ સ્હેજ ખુણો બનાવી આગળ વધારીએ તો તે 'ચિત્રા'માં થઇને જશે.

હાલમાં શનિ ચિત્રાની પાસે છે અને તે ચિત્રાના જેટલો જ ચળકતો છે; તેથી તેઓને એકબીજાને બદલે ભુલી ન જવાય તે ધ્યાનમાં રાખવું. એ બેમાં શનિ ઉપરનો પડતો છે. પૂર્વ તરફનો તે શનિ અને પશ્ચિમ તરફનો તે ચિત્રા. તેઓ પશ્ચિમ દિશા તરફ હોય ત્યારે ઉપરનો તે શનિ અને નીચેનો તે ચિત્રા. સ્થિર તેજે પ્રકાશે તે શનિ અને પલક પલક થાય તે ચિત્રા. ચિત્રા અને શનિ એટલી જગ્યામાં સૌથી વધારે ચળકતા છે, પણ તેઓ સ્વાતિ કરતાં સ્હેજ ઓછા તેજસ્વી છે. તેમનાં ઉદય અને યામ્યોત્તર દિવસે થવાથી દેખાશે નહિ. ચિત્રાનો અસ્ત રાતના ૧ ક. ૧ મીનીટે અને શનિનો ૧ ક. ૧૧ મીનીટે થશે. આથમતી વખતે તેઓ પશ્ચિમ અને નૈર્ઋત્યની વચ્ચેના ભાગમાં દેખાશે.

શનિ અને ચિત્રાને સીધી લીટીથી જોડી તે લીટીને ચિત્રાની દિશામાં લંબાવીએ તો તે પાંચ તારાના એક ઝુમખામાં થઇને જશે. આ ઝુમખાને 'હસ્ત' કહે છે, હસ્ત એટલે હાથ. આ ઝુમખાના પાંચ તારા તે હાથની પાંચ આંગળીઓનાં ટેરવાં છે. આ પાંચ તારાઓમાંથી એક તારો બીજા ચાર તારાઓથી સ્હેજ વિખુટો પડેલો છે; અને બાકીના ચાર તારાઓમાં સૌથી પશ્ચિમ તરફનો તારો પાંચેમાં સૌથી ઝાંખો છે. હસ્તનો અસ્ત રાતના ૧૧ ક. ૨૩ મીનીટથી ૧૧ ક. ૪૮ મીનીટ સુધીનો છે. આથમતી વખતે તે પશ્ચિમ અને નૈર્ઋત્ય વચ્ચેના ભાગમાં દેખાશે.

શનિના સ્થિર તેજ પરથી તમે જાણ્યું હશે કે તે શુક્ર, ગુરુ અને મંગળની પેઠે ગ્રહ છે. તે પાસેના તારાઓમાં થઇને ફરે છે કે નહિ તે તપાસતા રહેો.

એક અનિવાર્ય સંજોગને લીધે ગયા માસમાં વૃશ્ચિક, ગુરુ અને મંગળનો નકશો આપી શકાયો ન હતો. જેઓ નકશા વગર આ તારાઓને ઓળખી શક્યા ન હોય તેમને માટે આ સાથે નકશો આપ્યો છે.

નકશો જેઠની અમાસને માટે છે, પણ ગુરુ અને મંગળ સિવાય તે વૈશાખની અમાસને પણ લાગુ પડે છે. તેથી આ નકશાની સાથે વૈશાખનો લેખ વાંચી શકશો; માત્ર તેમાં નીચે પ્રમાણે ફેરફાર કરવો.

વૈશાખની અમાસે ગુરુ મુળની ઉત્તરે હતો, પણ હવે તે જ્યેષ્ઠાની ઉત્તરે આવ્યો છે; તેમજ અનુરાધા અને ગુરુના અંતર કરતાં ગુરુ અને મંગળનું અંતર લગભગ પાંચ ગણું હતું તે હવે લગભગ ૭ ગણું થયું છે. તારાઓના ઉદય વગેરે સમયોમાં પણ નીચે પ્રમાણે ફેરફાર થયો છે.

વૃશ્ચિક: ઉદય દિવસના; યામ્યોત્તર ૮–૪૪ થી ૧૧–૩૫; અસ્ત ૨–૧૮ થી ૪–૧૩.

પારિજાતઃ યામ્યોત્તર ૧૦–૨૨; અસ્ત ૩–૬૫.

ગુરુ: ઉદય દિવસના; યામ્યોત્તર ૧૦–૩૯; અસ્ત ૪–૧

મંગળ: ઉદય ૧૦–૪૨; યામ્યોત્તર ૪–૨૧; અસ્ત દિવસના.

હરિહર ભટ્ટ

સુધારો

'કુમાર'ના પાંચમા અંકમાં ૧૯૪ મે પાને બીજા કૉલમમાં બીજા પૅરિગ્રાફની નવમી લીટીમાં "મંગળ અને ગુરુના ઉદયસમયો અનુક્રમે......" એ પ્રમાણે છપાયું છે; તેને બદલે "ગુરુ અને મંગળના ઉદયસમયો અનુક્રમે......" એ પ્રમાણે જોઈએ.

---

# અથાણું

દુકાનદાર: શું જોઈએ સાહેબ?

ઘરાક: ઉંચી જાતની એકાદ સારી ટોપી જોઈએ.

દુકાનદારે એક ટોપી બતાવી.

ઘરાક: આની કીંમત?

દુકાનદાર: સત્તર રૂપીઆ.

ઘરાકે ટોપીને આમતેમ ફેરવીને ધ્યાનથી જોવા માંડી.

દુકાનદાર: કેમ, શું જુઓ છો સાહેબ?

ઘરાક: આમાં કાણાં કેમ નથી?

દુકાનદાર: કાણાં શેનાં વળી?

ઘરાક: કેમ? જે ગધેડો સત્તર રૂપીઆ આપીને આ ટોપી ખરીદવાનો, તેના બે કાન બહાર નીકળવાને ટોપીમાં બે કાણાં જોઈએ ને?

●

રમા: દાદીજી, લોકોને હવે મોટાં માણસો યાદ રહેવાં લાગતાં નથી.

દાદા: એમ કેમ બ્હેન?

રમા: એ તો હું મુંબાઈ ગઈ હતી ત્યારે ઠેર ઠેર મોટાં માણસોનાં બાવલાં ઉભાં કરેલાં દેખાય. એ યાદ ન રહે ત્યારે જ બાવલાં ઉભાં કરવા પડે ને?

●

# માધુકરી



**સ્વ. આશુતોષ મુકરજી**

કલકત્તા યુનીવર્સીટીના વાઇસ ચૅન્સેલર (કુલનાયક) અને હિન્દુસ્તાનના એક સમર્થ કેળવણીકાર સર આશુતોષ મુકરજીનું ગઇ તા. ૨૫ મીએ અવસાન થયું છે.

આશુતોષ મુકરજીનો જન્મ ૧૮૬૪ના જુનની ૨૯ મી તારીખે કલકત્તાના ભવાનીપુર પરામાં થયો હતો. ત્યાં એમના પિતા ગંગાપ્રસાદ મુકરજીનું ખાનગી દવાખાનું હતું. આશુતોષ પિતાને અત્યંત પ્રેમથી ચાહતા. યુવાન પુત્રના સંસ્કાર અને સદ્ગુણ તેના પિતાએ આપેલી કેળવણીનાં સુફળ હતાં. બાર વરસની વયથી તેમને જ્ઞાન મેળવવાની તાલાવેલી લાગેલી અને તે જીવનપર્યન્ત રહી.

નાનપણથી એ નબળા બાંધાના અને માંદા જેવા હતા. પાઠશાળાની પહેલી પરીક્ષામાં ખુબ મહેનતને લીધે એમનું આરોગ્ય લથડ્યું અને પરીક્ષામાં સારું પરિણામ ન આવ્યું. આશુતોષને આથી લાગી ગયું કે નિર્બળ શરીર હોવાને લીધે મોટાં નુકસાનો વેઠવાં પડે છે. પછીથી એમણે નીરોગી રહેવાના પ્રયત્નો કર્યા. દરરોજ સવારે તે ફરવા જવા લાગ્યા. અને તેમણે પોતાનું શરીર કસીને કામ કરવાની શક્તિ વધારી.

નાના આશુતોષ ઉપર સરસ્વતી માતાનો હાથ હતો. વિવિધ જ્ઞાનની રુચિ ઉપરાંત તેને ગણિતશાસ્ત્રનો શોખ હતો. કહેવાય છે કે અભ્યાસમાં ચાલતા બર્નાર્ડ સ્મિથના અંકગણિતમાં પણ તેમણે કેટલીક ભુલો કાઢી. આ ભુલો તેમણે પુસ્તકના પ્રકાશકને લખી મોકલી. લેખકે તે સઘળી સ્વીકારી અને આભારના બદલામાં આશુતોષને સુંદર પુસ્તકો ભેટ મોકલ્યાં. અભ્યાસ દરમ્યાન એ કેટલાયે કઠણ દાખલાઓ ગણીને અંગ્રેજી માસિકોમાં છાપવા મોકલતા. પંડિત શિવનાથ શાસ્ત્રી એમના એક વારના ગુરુ હતા.

ધનિક માબાપના પુત્ર હોવા છતાં એમણે મુદ્દલ મોજશોખ કે રંગરાગ માણ્યો નથી. શ્રીમંત બંગાળીઓ ખૂબ ચાદર નાખે છે. આશુતોષ પોતાની જુવાનીમાં પણ ખૂબ ચાદર ઓઢી ચાલતા નહિ; તેથી મશ્કરીમાં સૌ તેમને 'ચાદર નિષેધિની સભાના પ્રમુખ' કહી બોલાવતા. એમનું જીવન જેટલું સાદું તેટલું જ ઉંચું હતું.

બી. એ. અને એમ. એ. ની પરીક્ષાઓમાં પહેલા આવીને તેમણે આઠ હજાર રૂપીઆનું ઈનામ તથા સોનાનો ચાંદ મેળવ્યાં. ૨૪ વરસની ઉમરે તો એ એમ. એ. ના પરીક્ષક નીમાયા! પરન્તુ પરીક્ષાઓની વાહવાહ કંઇ ખરી મોટાઇનું ચિહ્ન નથી. એમણે કેળવણીના પ્રસાર અને પ્રશ્નો બારીક બુદ્ધિથી વિચાર્યા અને યુનીવર્સીટીના અભ્યાસક્રમોમાં માતૃભાષા બંગાળી દાખલ કરાવવા મહામંથન કર્યું. આશુતોષ દોષોની ટીકાઓ કરતા તો સુધારાની સૂચનાઓ પણ સાથેસાથે આપતા. યુનીવર્સીટીને એમણે કહ્યું કે તમારે પ્રજાના યુવાનો એટલે વિદ્વાન તેમજ કામદાર પણ થવાનું છે. પરીક્ષાઓ વિષે તેમણે લખ્યું કે પરીક્ષાની આ પદ્ધતિ પ્રજાના અંતરનું સારું હીર ખાઈ નાખે છે.



સ્વ. આશુતોષ મુકરજી

હવે એમણે વકીલ થઈ સ્વતંત્ર જીવન ગાળવા નિશ્ચય કર્યો. કાયદાનો અભ્યાસ આદરીને આશુતોષે સર રાસ બિહારી ઘોષ જેવા વકીલાતનો વ્યવહાર અનુભવ લીધો. મોટા વકીલ તરીકે સારી નામના કાઢી છેવટે એ વડા ન્યાયાધીશ નીમાયા. આ બન્નેમાં એમને અથાગ શ્રમ લેવો પડેલો.

રાજ્યપ્રકરણી બાબતોમાં એ પહેલેથી જ ન પડ્યા. સરકારી અદાલતના અમલદાર હોઈ એ પોતાના વિચારો છુટથી પ્રગટ કરી ન શકતા. તોપણ સ્વતંત્રતા અને સ્વમાન એમને પ્રિય હતાં. કેળવણીની બાબતોમાં એ સરકારને ચોક્ખું સંભળાવતા. સરકારી શાળા પાઠશાળાઓ છોડી દેવાની રાષ્ટ્રીય ચળવળ એમને રુચિકર નહોતી.

કલકત્તા યુનીવર્સીટીનો ઇતિહાસ અને સર આશુતોષની જીવનકથા એ જુદાં નથી. પોતાની બુદ્ધિ અને શક્તિ તેમણે યુનીવર્સીટીને અર્પણ કર્યાં. એ કહેતા કે મેં મારા અભ્યાસના, કુટુંબના અને મિત્રોના આનંદોનો ભોગ યુનીવર્સીટીને ધરાવ્યો છે. યુનીવર્સીટીને તેમણે પરીક્ષાના મંડપના રૂપમાંથી ફેરવીને વિદ્યાના મન્દિરનું સ્વરૂપ આપ્યું. આઠ વરસ સુધી તેમણે વાઇસ ચૅન્સેલર (કુલનાયક) નો હોદ્દો ભોગવ્યો. તેમનું એકેએક ભાષણ વિદ્વત્તા અને ખરી લાગણીથી ભરપૂર છે. તેમાં એમણે દેશના જુવાનો માટે સરસ શીખામણો સંઘરી છે. અનેક કુલપતિઓ અને કુલનાયકો જશે ને આવશે, પણ આશુતોષ મુકરજીનું સ્થાન કલકત્તા યુનીવર્સીટીમાં હંમેશને માટે રહશે. એ કલકત્તા યુનીવર્સીટીના 'સમ્રાટ્' કહેવાય તે યોગ્ય છે.

આશુતોષ એટલી તો ભિન્નભિન્ન પ્રવૃત્તિમાં પડેલા હતા કે તે આપણને એક નહિ પણ અનેક લાગે. તે એશીઆટિક સોસાઈટીના, કલકત્તા મ્યુઝીઅમના અને બંગીય સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ થયા હતા. કેટલોક વખત એ મ્યુનિસીપાલીટીના તેમજ પ્રાન્તિક અને શાહી ધારાસભાના સભ્ય હતા; સંસ્કૃત ભાષાના પરીક્ષક મંડળના અને મહાબોધિ સોસાઈટીના પ્રમુખ હતા. બંગાળાની 'મૅથેમેટિકલ સોસાઈટી'ના સ્થાપનાર તે જ હતા. આ સૌ દિશામાં તે ખરું કામ કરનાર હતા.

બંગાળામાં આશુતોષ નામના ઘણા મળી આવે, આશુતોષ મુકરજી નામના પણ કેટલાક જડે; પરંતુ જ્યારે કોઈ આશુબાબુની વાત કરતા હોય ત્યારે તો આપણા આશુતોષ જ સમજવા. આર્ય પ્રજાની જૂની સંસ્કૃતિના એ મોટા પક્ષકાર હતા. તેમને પોતાની અને પોતાના દેશબાંધવોની શક્તિમાં વિશ્વાસ હતો. બહારના જીવનમાં કડક જણાતા આશુબાબુ ખાનગી જીવનમાં અત્યંત માયાળુ હતા. નાનો સરખો વિદ્યાર્થી પણ તેમને મળી શકતો. મળવા આવનારની વાત એ ધ્યાન દઈને સાંભળતા; અને 'હું જોઈશ' એમ કહી કાઢી ન મુકતાં પોતે તેને માટે બની શકે તેટલું કરી છુટતા.

ઝેરી તાવના રોગથી તે પટણામાં મે મહીનાની ૨૫ મીની સાંજે સ્વર્ગસ્થ થયા. પ્રભુ એમના આત્માને શાન્તિ આપો.

### ગરીબનો બેલી જૉન પાઉન્ડ્ઝ

એનો જન્મ ઇ. સ. ૧૭૬૬માં થયો. એ પોર્ટ્સ્મથનો ગરીબ મોચી હતો. છંદગીનાં વીસ વરસ તેણે ગરીબ છોકરાઓને કેળવવામાં ગાળ્યાં. શહેરના દરેક રખડુને એ સંઘરતો ને શીખવતો. જૉન કહેતો કે 'ખરાબમાં ખરાબ છોકરાઓ મને સોંપો. કોઈને ન જોઈએ તે મારે જોઈએ.'

જૉનમાં એવી તો કાંઈક મોહીની હતી કે મધમાખીની માફક બાળકોનું ટોળું એની આસપાસ બગણતું. એના કુદરતી પ્રેમે સૌ કોઈ ખેંચાતા. નીતિ અને ચારિત્ર્ય ઉપરાંત તે તેઓને બાઇબલ વાંચતાં અને પ્રભુને ભજતાં શીખવતો. ચારસો પાંચસો છોકરાઓ એના સંગે સંસ્કારી બન્યા હતા.

શીપ નામના એના મિત્રે જૉનની છબી કેવી રીતે દોરી તેની એક વાત છે. આમ તો એ કોઈ દિવસ પોતાની છબી ચીતરવા ન દેતો. શીપને પણ એણે ના પાડી. તેથી શીપે યુક્તિ રચી. જૉનના વિદ્યાર્થીઓમાંથી કોણ લાંબી પ્રાર્થના કાંઈ ભુલ વગર ગાઈ શકે છે એ જાણવાને એણે કોઈ પાસે કહેવડાવ્યું. જૉને એક હુશીઆર છોકરાને આગળ કરી ગાવાનું કહ્યું. પ્રાર્થના ગવાઈ તે દરમ્યાન જૉન એકાગ્ર હતો તે વેળા ચિત્રકાર શીપે એની છબી દોરી કાઢી. એ છબી હાલ પોર્ટ્સ્મથના મ્યુઝીઅમમાં લટકાવેલી છે.

જૉનનું મૃત્યુ આમ થયું. ઇ. સ. ૧૮૩૯ના જાન્યુઆરીના પ્રથમ પ્રભાતે જૉન અને તેનો ભત્રીજો શીરામણ કરતા હતા. એવામાં બારણે ખખડાટ થયો અને ઠંડીમાં ઠરી ગએલી એક છોડી લથડીઆં લેતી ઓરડામાં આવી પડી. કપાળે પગનાં કડિયાં તળીઆંમાં લોહીનાં ટશીઆં ફુટ્યાં હતાં. સાંઠીકડા જેવા શરીર માથે ફાટાંતુટાં ય પુરાં લુગડાં નહોતાં. શ્વાસની ધમણ જોરથી ફુંકાતી હતી.

જૉને એને હુંફ દેવા છાતીએ ભીડી. તેને જમાડીને દિલાસો દીધો. છોકરી માંદી હોવાથી તેને કેડે તેડીને એ પાસેના વૈદ પાસે લઈ ગયો. વૈદને છોકરીના બધી હકીકત કહેતાં કહેતાં એકાએક એ ભોંયે પડ્યો અને મૃત્યુ પામ્યો.

અબુધ જુવાનોનાં હૃદય જીતનાર, ગરીબનો બેલી, વૃદ્ધ જૉન પાઉન્ડ્ઝ પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો હતો.

### આપણી રમતો

આપણા શુદ્ધ વીરત્વની તાલીમો તો આપણે ગામેગામ ચાલુ હતી. હરીફાની ઘોડેસવારીઓ, શસ્ત્રપૂજાઓ ને નિશાનબાજીઓ, એ બધાંને કોણે મારી નાખ્યાં? આપણે કે કોઈ

પૃથ્વીનાં ૫૮ વર્ષના ૨૫ ફુટના ઉંડાણમાંથી એક માણસનું હાડપિંજર મળી આવ્યું છે.

એક ધનવાને જાહેર કર્યું છે કે છ અઠવાડીઆ સુધી વેસ્ટમિન્સ્ટર દવાખાનામાં જે કોઇ અરધો ક્રાઉન દાન મોકલશે તેને પોતાના તરફથી એક ક્રાઉન પાછો આપવામાં આવશે. દાન કરવા-કરાવવાની વિચિત્ર રીત!

લિવરપુલના વિદ્યાર્થીઓ બગીચા વાવવા-ઉછેરવાની વિદ્યા જાણે તે માટે ખાસ શનિશાળા ચલાવવામાં આવે છે. દિવસે તેઓને બગીચાઓમાં પ્રત્યક્ષ જ્ઞાન આપવામાં આવે છે, ને રાત્રે પુસ્તકનું.

હાવાઇ ટાપુઓનાં વાવેતર ખેતર ઉપર ત્રણ ફુટ પહોળા કાગળ પાથરીને કરવામાં આવે છે. યંત્રથી કાગળો પથરાય તે વેળા તેઓ ઉડી ન જાય માટે બન્ને છેડે થોડી માટી ઢંકાતી જાય છે. એ કાગળમાં કાણાં પાડીને તેમાં બીજ વવાય છે અને છોડ પણ તેમની વચ્ચે થઇને ઉગે છે. કાગળ નીચે ભેજ, ગરમી અને હવાનું પ્રમાણ બરાબર રહેવાથી લગભગ દોઢગણો પાક ઉતરે છે.

બે રેલવે લાઇનો વચ્ચે મોટું સરોવર આવેલું હોય તો અત્યાર સુધી ઉતારૂઓ વહાણમાં બેસીને ગાડી બદલતા. હવે તેમને માટે સારી સવડ થઇ છે. આખી રેલ્વે ગાડીને કપ્પી (ક્રેન) વડે પાટા ઉપરથી ઉપાડીને એક આગબોટમાં મુકવામાં આવે છે; આગબોટ સરોવર પાર કરી સામે કાંઠે જાય એટલે પાછી રેલ્વેને તેમાંથી ઉપાડી પાટે ચડાવી દેવાય છે!

માન્ચેસ્ટર શહેર હાલમાં ૮૦ ફુટ લાંબું અને ૧૬૫ ટન ભારે એવું એક એન્જીન બનાવે છે.

મિ. લ્યોન ગન ઓસ્ટ્રેલીઆના પ્રધાન થવાની વાત ચાલે છે. ૧૬ વરસ પહેલાં તે એક ટ્રામ હાંકનાર હતો.

ટ્રિનિડાડ અને વેનેઝુઇલાની વચ્ચે તેલના બળતા ભડકા જેવો અગ્નિ દરીઆમાં દેખાયો હતો. કહે છે કે ધરતીકંપને લીધે સમુદ્રના તળીઆમાંથી ગૅસ અને તેલ નીકળે છે. તેઓ સમુદ્રની સપાટી ઉપરના ખારા પાણી સાથે અથડાવાથી સળગી ઉઠે છે.

કેનીઆમાં કેટલાક કુતરાઓએ સિંહને નસાડી મુક્યો!

ઉત્તરધ્રુવના પ્રદેશમાં હવે મધરાતે સુરજ ઉગવો શરૂ થયો છે.

હિમાલયના ગૌરીશંકર શિખર ઉપર ચડનાર ટોળી અમુક પ્રકારનાં પૈડાંવાળી મોટરમાં ઉંચા ચઢાણ ચડવાની છે.

કાચ અને ચીનીખાનાનું ટકાઉપણું નક્કી કરવા માટે એક કંપનીએ ૬૨૦૦ કાચનાં અને ૨૦૦૦ ચીની વાસણ ભાંગી નાખ્યાં!

ઇંગ્લંડ જેટલા ઘઉં વાપરે છે તેમાંથી પાંચમો ભાગ જ પોતાનો ઉગાડેલો હોય છે; બાકીના ચાર ભાગના ઘઉં તે અમેરિકા, હિન્દુસ્તાન વગેરે દેશોમાંથી આયાત કરે છે.

લંડનમાં એક બીલાડી આયા બનીને મરઘીનાં બચ્ચાંઓ પાળે છે!

એક માણસે પોતાની મોટર-સાઇકલને હવામાં ઘણા ફુટની ઉંચાઇએ ૮૪ ફુટ લંબાણ સુધી ઉડાડી હતી.

દુનીઆના દોલતનો ૩/૪ ભાગ અત્યારે અમેરિકામાં છે. યુરોપના ઘણા દેશો અમેરિકાના કરજદાર છે.

મે માસનો બીજો રવિવાર અમેરિકામાં માતૃપર્વ તરીકે ઉજવાય છે.

ઉંદરે દીવાસળી કરડવાથી એક ચાલતી આગગાડી સળગી ઉઠી હતી.

સરકાર કાંઇ પરસેવો ઉતારીને નાણું ઉત્પન્ન કરતી નથી કે કમાતી નથી; પણ નાણાંને એકઠાં કરી ખરચી શકે છે.

બેડોળ મકાન બાંધનાર અને બાંધવા દેનાર બન્ને જણ સમાજના ગુન્હેગાર છે; કારણકે તેઓ જીંદગીને અને જગતને બેડોળ બનાવે છે.

ન્યુયૉર્કની એક હૉટેલ દર વરસે ૧૦૫,૦૦૦ રૂપીઆનું ભાંગેલું ચીનીખાનું કાઢી નાખે છે!

પોલાન્ડનો એક છોકરો તેર વરસ પહેલાં એક પણ પાઇ વગર અમેરિકામાં આવેલો. હાલ તે આયોવા વિદ્યાપીઠમાં અધ્યાપક છે.

પૃથ્વીનો પરીઘ ૨૪, ૯૦૩ માઇલનો છે.

એક સ્ત્રી શાળામાં માટીનાં વાસણકુસણ બનાવવાનો હુન્નર શીખીને હાલ વરસ દહાડે ૩૦૦૦ પાઉન્ડ કમાય છે.

લંડનમાં પૃથ્વીનો એક નકશો ૨૦૦ ફુટ લાંબો છે.

એક ડાક્તરનો અભિપ્રાય છે કે જે કોઇ દરરોજની વીસ બીડીઓ પીએ છે તેનું પાંચ ટકા લોહી બળી જાય છે.

કેનેડામાં ૧,૦૬, ૦૦૦ રેડ ઇન્ડીઅનો રહે છે.

વાંકા વળીને ચાલવાના કરતાં સીધા ટટાર ચાલવાને લીધે વધુ સારા વિચારો આવે છે!

લંડનમાં કુલ વીસ હજાર ધોરી રસ્તાઓ છે.

સવારે દોહેલા દુધ કરતાં સાંજે દોહેલું ગાયનું દુધ વધુ ગુણકારી મનાય છે.

સુરજમુખી ફુલના છોડનો ઢોરને ચારો થાય છે. રશીઆમાં આ છોડ જથ્થાબંધ ઉગે છે.

દક્ષિણ આફ્રિકાની કેટલીક જાતો માણસમાં ત્રણ આત્મા છે એમ માને છેઃ એક માથામાં, બીજો પેટમાં ને ત્રીજો અંગુઠામાં.

આ માસિક, અમદાવાદ, સારંગપુર, નવજીવન મુદ્રણાલયમાં નંત્રી રવિશંકર મહાશંકર રાવળે છાપી. કુમાર કાર્યાલય, ૪૪૮૦, રાયપુર, અમદાવાદમાંથી પ્રગટ કર્યું.

પુસ્તક પહેલું




સંવત ૧૯૮૦

અંક : ૯

અષાડ

ઉગતી પ્રજાનું માસિક

તંત્રી : રવિશંકર રાવળ

કુમાર કાર્યાલય : ૪૪૮૦, રાયપુર : અમદાવાદ



| | |
|---|---|
| માતૃદેવો ભવ | મુખચિત્ર |
| માતૃદેવો ભવ | |
| દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર | ૨૪૩ |
| મિજલસ | ૨૪૪ |
| સિસ્ટર નિવેદિતા | ૨૪૫ |
| ,, (ફોટો) | ૨૪૬ |
| ભૈરવજપ ,, | ૨૪૭ |
| નેમીનાથની ટુંક ,, | ૨૪૭ |
| મા | ૨૪૯ |
| અભાગું | ૨૫૩ |
| અષાઢી મેઘ (કાવ્ય) | |
| ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ | ૨૫૪ |
| પુરણ ભગત | ૨૫૬ |
| માતૃદેવો ભવ (કાવ્ય) | ૨૫૭ |
| ગિરનારની યાત્રા | |
| જયકૃષ્ણ પુરાણી | ૨૬૨ |
| હસતું ને હસતું (કાવ્ય) | ૨૬૫ |
| કિરીટ | ૨૬૬ |
| ક્ષત્રિય અને બ્રાહ્મણ (કાવ્ય) | |
| કવિ દલપતરામ | ૨૭૦ |
| નીતરવાનું સહેલ છે | ૨૭૧ |
| પુછો તંત્રીને | ૨૭૨ |
| એક તેતરને કારણે | ૨૭૩ |
| ,, (ચિત્ર) | ૨૭૪ |
| ,, (ચિત્ર) | ૨૭૫ |
| આકાશદર્શન | ૨૭૮ |
| લીલા મેવા | ૨૭૯ |
| માધુકરી | ૨૮૦ |
| પુસ્તકો: નવાં અને જુનાં | ૨૮૨ |

બહારગામના એજન્ટો

નવજીવન કાર્યાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ—૨.
વર્ધમાન ઍન્ડ સન્સ, ૧, પાયધુની, મુંબાઈ—૩.
કરાંચી બુકસ્ટૉલ, નેપીઅર રોડ, કરાંચી.

શ્રાવણ મહીને

કુમારીઓને અનુકૂળ રસસામગ્રીવાળો

શ્રાવણી પુનમનો

કુમારનો

# વીરપસલી અંક



मातृदेवो भव




# मातृदेवो भव

આપણે કોઈ અજાણ્યા સમાજમાં કે ગામમાં જઈએ એટલે મુંઝાઈએ છીએ, કેમકે આપણું ત્યાં કોઈ ઓળખીતું નથી હોતું.

જ્યારે આપણે આ દુનીઆમાં આવીએ છીએ ત્યારે આપણે કેમ મુંઝાતા નથી ? તે વખતે આ આખા વિશ્વમાં આપણું ઓળખીતું કોણ હોય છે ?

આપણને લાગતું જ નથી કે આ દુનીઆમાં આપણે પારકા છીએ. આપણે મા સાથે પ્રત્યક્ષ સંબન્ધ બાંધીને જ આ દુનીઆમાં આવીએ છીએ. જ્યાં મારી મા છે તે જ મારૂં ઘર. ત્યાં રહેવાનો મને હક છે. ત્યાં જ મારો આનન્દ છે. ત્યાં જ મારૂં કર્તવ્યક્ષેત્ર છે.

બાળકનો સમાજ એટલે મા. બાળકનો ગુરુ મા. બાળકનું શરણ મા. બાળકનો ઇશ્વર મા. બાળક જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેને વિશાળ સમાજ મળી રહે છે, અનેક ગુરુઓ તેને કેળવે છે, અનેકનો તે આશ્રય લે છે, અનેકને આશ્રય આપે છે, વિશ્વંભર પ્રભુની ઉપાસના કરે છે. પણ એની પ્રથમની બાલસ્મૃતિ ભુંસાતી નથી, રદ થતી નથી. તમામ જીંદગીનાં જ્ઞાન અને અનુભવ આ આદ્યસ્મૃતિનો જ વિસ્તાર હોય છે.

તેથી જ પરમઋષિઓએ બધું ભણતર ભણાવ્યા પછી, સકળ રહસ્યનું ઉદ્ઘાટન કર્યા પછી અન્તેવાસીને અનુશાસન આપ્યું છે: **मातृदेवो भव ।**

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર




### આપણે શું કરવું ?

અત્યારે આખા દેશ પર ધર્મ, પંથ, મંડળો અને પક્ષો વચ્ચે મોટા વાંધા પડેલા નજરે પડે છે. એવા વાંધાઓ ઘણેભાગે સત્તા હાથ કરવાને અથવા સામા પક્ષને ચડીઆતો ન થવા દેવાને કે પોતાનો કક્કો ખરો કરાવવા સારૂ હોય છે. આ જાતના ઝગડાઓમાં મનુષ્યજાત ખરેખર ઉંચે જ ચડે છે એમ અમારૂં માનવું નથી. તેથી અમને તો આ સમયે યોગ્ય માર્ગ એ લાગ્યો છે કે આપણે શાન્તિથી, તટસ્થપણે કોઇ પણ પ્રકારના શુભ કામમાં મચ્યા રહેવું.

### દેશસેવક

દેશની સાચી સેવા કોણ કરે છે એમ મને કોઈ પુછે તો હું તો એમ જ કહું કે જે માણસ પોતાને મળતા વખતનો ઉપયોગ કોઈ પણ લોકોપયોગી ચીજ કે વિચાર ઉત્પન્ન કરવા પાછળ ગાળે છે તે જ દેશની ખરી સેવા કરે છે. તમને રોજ બે ત્રણ કલાક ફુરસદ મળતી હોય અને તમે એ સમય કંઇ જ કર્યા વિના ગુમાવતાં હો તો દેશની તેટલી ઉપજમાં ખોટ આવી સમજજો. કોઇ ને કોઈ ઉપયોગી કામ પાછળ આખો દિવસ ઉદ્યમી રહેનાર માણસ મોટા લોકનેતા કે કારભારી જેટલો જ માનનીય પુરુષ છે.

## આળસ મરડો મા; આળસને જ મરડી નાખો. કંટાળાને ખંખેરી નાખી ઉભા થાઓ ને કામે લાગો; કામમાં મચો, કામમાં મશગુલ રહો.

## તમને હસતાં આવડે છે ?

તમે કહેશો, 'આ તે કેવો સવાલ ? કંઈ મશ્કરી કરો છો કે શું ? આવડા મોટા થયા છીએ ને હસતાં નહિ આવડતું હોય ?'

પણ હું ખરૂં કહું છું. તમારામાંના ઘણાને હસતાં નહિ આવડતું હોય.

તમારી પરીક્ષાને માટે તમે અથાગ મહેનત લીધી હોય, તેમાં પાસ થવાની અનેક ગણતરીઓ કરી હોય, તમને પાકી ખાતરી હોય કે તમે પાસ થવાના જ છો;—અને છેવટની ઘડીએ તમારી મહેનત બધી ફોક જાય, ગણતરીઓ બધી જુઠી પડે, તમે નાપાસ થાઓ; તો તે ઘડીએ મનને જરા પણ આંચકો આવવા દીધા વિના તમે હસી શકો ?

તમે તમારૂં કોઈ માનીતું કામ કરી રહ્યા હો,—કોઈ રસભરી વાર્તા વાંચતા હો કે તમને મનગમતું કોઇ ચિત્ર ચીતરતા હો, નીશાળના પાઠ કરતા હો કે દાખલો ગણતા હો; તે વખતે તમારો નાનો ભાઈ કે બહેન આવી તમને હેરાન કરી ચીડવે, તમારી ચોપડી ફાડી નાખે, સ્લેટપરનું લખાણ ભુંસી નાખે કે ચિત્ર પર રંગ ઢોળે; તે ઘડીએ જરાપણ ખીજવાટ લાવ્યા વિના તમે એના તરફ પ્રેમથી મીઠું હસી શકો ?

એક કામ અમુક મુદતમાં પુરૂં કરી આપવા તમે બંધાયા હો; તે પાર પાડવા મહા મંથન કરી રહ્યા હો; તમને પુરી આશા હોય કે ધારેલા વખતમાં તમે તે પાર પાડી શકશો; એવામાં છેવટે પહોંચતાં પહોંચતાં, અચાનક, ડગલે ને પગલે અડચણો નડવા માંડે, માર્ગમાં પારાવાર મુશ્કેલીઓ આવી પડે, નિરાશા તમને ઘેરી વળે, અને તમારી સ્થિતિ એવી કફોડી થઇ જાય કે તે કામ ધારેલી મુદતમાં પુરૂં થવું અશક્ય બની રહે, તો તે ઘડીએ તમે જરા પણ ગભરાટ વિના ખુલ્લું હસી શકો ?

તમે સુખચેનમાં જીંદગી ગાળતા હો, એવામાં તમારા પર કંઈ આફત આવી પડે, કે કોઇ અકસ્માત નડે, તોફાન, આગ કે ચોરીથી તમારા જાન કે માલમિલકતને નુકસાન પહોંચે તે ઘડીએ, ઇશ્વરમાં અખંડ શ્રદ્ધા ધરાવનાર ભક્તના જેવું નિર્મળ તમે હસી શકો ?

### સૌ સમાન

અમેરિકાના એક અતુલ ધનાઢ્યને કોઇએ પુછ્યું કે તમે બહુ અનુભવી છો તો કહો જોઇએ, કે વિદ્વાન, કારીગર, વેપારી અને મજુર, એ ચારમાં કોણ શ્રેષ્ઠ? પેલા ધનાઢ્યે આપેલો જવાબ સમજવા જેવો છે. તેણે કહ્યું, 'ખાટલાના ચાર પાયામાંથી એક ન હોય તો બાકીના ત્રણ શું કરી શકે ? એ સવાલનો જવાબ આપો એટલે તમને ઉપલા સવાલની કીંમત સમજાશે.'

### બધાં દુઃખનું મુળ

અમને લાગ્યું છે કે દુનીઆમાં મોટામાં મોટો દુર્ગુણ એકલપેટાપણું છે. જગતમાં આપણી નજરે જે બધાં દુઃખ જણાય છે, જે ઝગડાઓ અને ટંટાઓ થતા દેખાય છે, જે મારફાડ, તોફાન કે કાવાદાવા થાય છે તે બધાનું

મુજ એકલપેટાપણું—સ્વાર્થીપણું જ છે. બે પ્રજાઓ વચ્ચે થતી લડાઇઓ ઉભી કરનાર પણ એ પ્રજાનું સ્વાર્થીપણું છે. પોતાને એકલાને જ અમુક મુલક, દોલત કે સત્તા મળે તેટલા ખાતર જ પ્રજાને મોટાં લશ્કરો ને લડાઇનાં વહાણો તૈયાર રાખવાં પડે છે. માણસ પોતાનો સ્વાર્થ છોડી સામાનું હિત વિચારતાં શીખે તો દુનીઆમાંથી ઘણી દુઃખો દૂર થઇ જાય.

**પસંદગીની છુટ**

'કુમાર'ની સ્થિતિ મજબુત કરવાને તેના દરેક શુભેચ્છકે પોતાથી બનતો દરેક પ્રયાસ કરવો જોઇએ. ઘણે ભાગે એવું બને છે કે એકાદ માસિકની પ્રશંસા કે જાહેરખબરથી જ કોઇ તેના ગ્રાહક થવા ચાહતું નથી; એટલે તેમને એકાદ અંક નજરે જોવાની જરૂર રહે છે જ. આ ઉપરથી અમે કોઈ પણ માણસને નમુનાનો અંક મોકલવાનું જાહેર કર્યું છે, અને તે દરેક જણને વિનંતિ કરી છે કે અંક પસંદ ન પડે તો પાછો મોકલી આપે, અગર તેની કીંમત ભરી દે.

**લાભ ગેરલાભ કોને?**

આ રીતમાં લાભ પણ છે, અને ગેરલાભ પણ છે. કેટલાક જણ અમારી આ છુટનો લાભ લઇને અંક મંગાવીને રાખી જ લે છે, અને નથી તેની કીંમત મોકલતા, કે નથી ગ્રાહક થવાની કૃપા કરતા. આમાં અમને તો માત્ર ખર્ચનો ઘસારો છે; પણ એ ભાઇઓને તે ચારિત્ર્યનો ઘસારો લાગે છે તે વધારે મોંઘો છે એમ અમારૂં માનવું છે.

**'કુમાર'ના સંરક્ષકો**

અંક નજરે જોયા પછી ઘણા જણ ગ્રાહક થયા છે તેના પણ પુરાવા છે; એટલે અમને તો ખાતરી થઈ ગઈ છે કે 'કુમાર'નું અસ્તિત્વ પ્રજા ઉપયોગી ધારે છે જ. પ્રજાને 'કુમાર' ગમે છે; તેને તેની જરૂર પણ છે જ. ખામી માત્ર તેના ફેલાવાને લીધે રહી જાય છે. 'કુમાર'ના ગ્રાહકો જો 'કુમાર'ના સંરક્ષકો બને તો એ ખામી સહેજે દૂર થઈ શકે તેવી છે. તમારી આસપાસમાંથી તમે એવા ઘણા સદ્‌ગૃહોને ઓળખતા હશો કે જેઓ 'કુમાર'નો અંક જોઇને તેના ગ્રાહક થઈ શકે, અને તદ્દીતર પાછો મોકલી આપે. એવા પાંચ દસ મિત્રો કે જાણીતા ગૃહસ્થોનાં નામ અમારા પર મોકલી આપશો તો અમે તેમને નમુનાનો અંક પાછો મળવાની શરતે જોવા મોકલીશું.

મુંબાઇમાં મારી નજીક એક મિત્ર રહેતા. સેંકડો મુશ્કેલીઓ વચ્ચે એ જીવન ગાળતા. એવામાં અચાનક એમના વતનમાં એમના ઘરમાં ભયંકર આગ લાગી, અને તેમાં એમનું ઘર, દુકાન, સરસામાન, શોખથી લીધેલું અને સૌથી પ્રિય એવાં શોખથી એકઠાં કરેલાં એમનાં મોંઘાં પુસ્તકો—બધું બળીને ખાખ થઇ ગયું. એ ભાઇના હૃદયમાં આથી કેવો ઘા લાગ્યો હશે એની કલ્પના તમારાથી થાય તો કરજો. પણ એ વિષે વાત કરતાં મારી આગળ ખુલ્લું હસીને એ કહે, 'હેં...હેં...હેં'......ભાઇ, શું કહું? બધું ય બળી ગયું. કાંઇ યે ન બચ્યું.' હું ઇચ્છું છું કે તમને અને મને એ ભાઇના જેવું હસતાં આવડે.

ઉપલા, અને એના જેવા બીજા પ્રસંગોએ, જરા પણ ઉચાટ, ઉદ્વેગ કે આંચકો અંતરમાં આણ્યા વિના, એક માત્ર ઇશ્વરને આધારે રહી, ખુલ્લું, મીઠું, નિર્મળ, શ્રદ્ધાભર્યું હાસ્ય તમે હસી શકતા હો તો હું કબુલ કરૂં કે તમને હસતાં આવડે છે.

તમારાથી બને તેટલું, તન તોડીને, મરીમથીને કામ કરો. તમારી જાતમાં આત્મવિશ્વાસ રાખો અને ઈશ્વરમાં શ્રદ્ધા રાખો કે તમને વિજય મળવો જોઈએ. છતાં તમારા કામમાં તમે નિષ્ફળ થાઓ તો તેનો લેશમાત્ર આંચકો તમારા અંતરને આવવા ન દેતા. એવે વખતે 'જીવ બાળવો' એ જરા યે સારૂં નથી. ખાતરીથી માનજો કે એ કામના કરતાં તમારો જીવ વધારે કીંમતી છે. માટે 'જીવ બાળવા' કરતાં એની નકામી 'ચિંતાને જ બાળી નાખજો.'

તમને નડતી મુશ્કેલીઓ વિષે, તમારા પર આવી પડેલી આફતો સંબંધે, કે તમને ઘેરી વળતી નિરાશાનાં, કોઇને મોઢે રોદણાં રડવા ન બેસતા. એમાં કશો જ સાર નથી. ચોક્કસ માનજો કે તમારી મુશ્કેલીઓ કે આફતો તમારા વિના બીજો કોઈ ટાળી શકવા સમર્થ નથી. માટે હસો, અને હસીને કમર કસી તેની સામે ધસો. રોદણાં રડ્યે તમારૂં કંઈ વળવાનું નથી. અંગ્રેજીમાં એક કહેવત છે કે તમે હસશો તો દુનીઆ તમારી જોડે હસવા લાગશે; પણ રોશો તો તો તમારે એકલાને જ રડવું પડશે.

દુનીઆ એ મુશ્કેલીઓનો મહાસાગર છે. તેમાં ડગલે ને પગલે અડચણો નડે છે, આફતો આવે છે, નિષ્ફળતાઓ મળે છે, નિરાશાઓ ઘેરી વળે છે, અકસ્માતો બને છે; પણ એ બધું નબળા મનવાળાને, જીવ બાળનારને, ચિંતા કરનારને અને રોદણાં રડનારને જ નડે છે. જેને વિનોદથી અંતર બહેલાવતાં આવડે છે, જેને નિર્મળ આનંદ લેતાં આવડે છે, જે ગમે તેવા કટોકટીના પ્રસંગે પણ ખુલ્લું ખડખડાટ હસી જાણે છે, તેને કશું નડતું નથી. સૌ મુશ્કેલીઓ, નિષ્ફળતાઓ ને અકસ્માતો તેની સાથે અથડાઈ ભોંઠાં પડી પાછાં વળે છે; અને તે તો અંતરમાં જોમ અને ઉત્સાહને ભરતો, અવિરત પરિશ્રમ ખેડતો, હસતો હસતો એ સૌ પર વિજય મેળવે છે.



# સિસ્ટર નિવેદિતા

આર્યાવર્તમાં જ્યારે સેવાધર્મ પડતી હાલતમાં આવ્યો ત્યારે ઇશ્વરી સંજ્ઞાએ પહેલી સેવિકા મોકલી તે સિસ્ટર નિવેદિતા. એનું ધ્યાન ધરીએ છીએ ત્યારે લાગે છે કે, સદાય ઝગતી ને પ્રકાશ પાડતી તે બંગાળાની આરતી છે.

મરણની ઘડીએ ઘણાંક એવી ઇચ્છા કરે છે કે અમે ફરીને માતૃભૂમિમાં અવતરીએ કે જેથી વધુ ને વધુ સેવા બજાવીએ. આ ભાવના સારી છે; પણ દુઃખીઆંની ધા સાંભળનાર આ આઇરિશ બાઇએ અરધી જીંદગી પુણ્યનામ ભરતખંડને અર્પણ કરી હતી. વૃદ્ધ પણ વિલાસી પિતા યયાતિને પુત્ર પુરૂએ પોતાની જુવાની કાઢી દીધી તેના કરતાં આ આપભોગ ચઢીઆતો છે. પુરૂએ પોતાના પિતાને જુવાની આપી દીધી હતી; પણ નિવેદિતાએ તો, જે પોતાની જન્મભૂમિ પણ નહિ એવા દેશને, માત્ર સેવાધર્મને ખાતર પોતાની અરધી જીંદગી આપી દીધી.

પૂર્વની પ્રજાએ—અને તેમાં યે ભરતખંડે તો શંકા કર્યા વગર પારકાંને પોતાનાં કરી રાખ્યાં છે. નિવેદિતા આપણને શીખવે છે કે માણસજાતની સેવામાં દેશ, વેશ, ધર્મ કે ભાષાના ભેદ ન હોય.

સિસ્ટર નિવેદિતા કોઈ પંથના વાડામાં પુરાએલ પરવશ પંખી નહોતાં. જે આત્માને સ્વતંત્ર રાખે તે જ ખરો ધર્મ. અને એવો હિન્દુ ધર્મ સિસ્ટર નિવેદિતાનો હતો.

મહાપુરુષને ચરણે જ મહાન થવાય છે તે રામકૃષ્ણ પરમહંસના શિષ્ય સ્વામી વિવેકાનન્દ અને તેમની શિષ્યા નિવેદિતા બોલી ઉઠે છે. જગતમાં એકસરખાં જ્યાં હોય ત્યાંથી એકબીજાંને ખેંચે છે એ તો દેખીતું સત્ય છે.

જીવનભરની કુમારિકા હોય છતાં તે દેશનાં બાળકોની સાચી માતા બની શકે, એ બ્રહ્મચારિણી નિવેદિતા બતાવે છે; અને સ્વાર્થત્યાગ, તપશ્ચર્યા તથા લોકસેવા એ ત્રણ કલ્યાણના ધોરી રસ્તાઓ છે એ સંન્યાસિની નિવેદિતા સમજાવે છે.

જીંદગી એ રમત નથી પણ એક જાતની લડાઇ છે, અને એ લડાઈમાં આપણે જીત મેળવવાની છે એ નિવેદિતાનું જીવન કહી દે છે. નીચેની એમની જીવનલીલામાં ગુજરાતના કૌમારને ઘણું મળી શકે તેમ છે.



# સિસ્ટર નિવેદિતા

આર્યાવર્તમાં જ્યારે સેવાધર્મ પડતી હાલતમાં આવ્યો ત્યારે ઇશ્વરી સત્તાએ પહેલી સેવિકા મોકલી તે સિસ્ટર નિવેદિતા. એનું ધ્યાન ધરીએ છીએ ત્યારે લાગે છે કે, સદાય જગતી ને પ્રકાશ પાડતી તે બંગાળાની આરતી છે.

મરણની ઘડીએ ઘણાંક એવી ઈચ્છા કરે છે કે અમે ફરીને માતૃભૂમિમાં અવતરીએ કે જેથી વધુ ને વધુ સેવા બજાવીએ. આ ભાવના સારી છે; પણ દુઃખીઆંની ધા સાંભળનાર આ આઇરિશ બાઈએ અરધી જીંદગી પુણ્યનામ ભરતખંડને અર્પણ કરી હતી. વૃદ્ધ પણ વિલાસી પિતા યયાતિને પુત્ર પુરૂએ પોતાની જુવાની કાઢી દીધી તેના કરતાં આ આપભોગ ચડીઆતો છે. પુરૂએ પોતાના પિતાને જુવાની આપી દીધી હતી; પણ નિવેદિતાએ તો, જે પોતાની જન્મભૂમિ પણ નહિ એવા દેશને, માત્ર સેવાધર્મને ખાતર પોતાની અરધી જીંદગી આપી દીધી.

પૂર્વની પ્રજાએ—અને તેમાં યે ભરતખંડે તો શંકા કર્યા વગર પારકાંને પોતાનાં કરી રાખ્યાં છે. નિવેદિતા આપણને શીખવે છે કે માણસજાતની સેવામાં દેશ, વેશ, ધર્મ કે ભાષાના ભેદ ન હોય.

સિસ્ટર નિવેદિતા કોઈ પંથના વાડામાં પુરાએલ પરવશ પંખી નહોતાં. જે આત્માને સ્વતંત્ર રાખે તે જ ખરો ધર્મ. અને એવો હિન્દુ ધર્મ સિસ્ટર નિવેદિતાનો હતો.

મહાપુરુષને ચરણે જ મહાન થવાય છે તે રામકૃષ્ણ પરમહંસના શિષ્ય સ્વામી વિવેકાનન્દ અને તેમની શિષ્યા નિવેદિતા બોલી ઉઠે છે. જગતમાં એકસરખાં જ્યાં હોય ત્યાંથી એકબીજાંને ખેંચે છે એ તો દેખીતું સત્ય છે.

જીવનભરની કુમારિકા હોય છતાં તે દેશનાં બાળકોની સાચી માતા બની શકે, એ બ્રહ્મચારિણી નિવેદિતા બતાવે છે; અને સ્વાર્થત્યાગ, તપશ્ચર્યા તથા લોકસેવા એ ત્રણ કલ્યાણના ધોરી રસ્તાઓ છે એ સંન્યાસિની નિવેદિતા સમજાવે છે.

જીંદગી એ રમત નથી પણ એક જાતની લડાઇ છે, અને એ લડાઈમાં આપણે જીત મેળવવાની છે એ નિવેદિતાનું જીવન કહી દે છે. નીચેની એમની જીવનલીલામાં ગુજરાતના કૌમારને ઘણું મળી શકે તેમ છે.

### જન્મ અને ભવિષ્ય

ઇંગ્લંડની ભૂમિ ઉપર ઇ. સ. ૧૮૬૭ના ઑક્ટોબરની ૨૮મી તારીખે રેવરન્ડ સૅમ્યુઅલ રિચમન્ડ નોબલને ઘેર એક કન્યારત્નનો જન્મ થયો. એ મંગળ ચોઘડીએ આકાશના ગ્રહો હસીહસીને પોતાનું તેજ એ દેવબાળા ઉપર ઢોળતા હતા; કારણકે એનો જન્મ માનવજાતને કલ્યાણકર હતો. સંસારનો એ અતિથિ આત્મા પ્રભુનો પરમ હેતુ સફળ કરવા ઉતર્યો હતો. એનું નામ માર્ગરેટ ઇ. નોબલ.

આઇરિશ કુળનો તેનો પિતા નમ્ર અને પવિત્ર ધર્મગુરુ હતો. તેણે પોતાનું ટુંકું યૌવન માન્ચેસ્ટર શહેરનાં ગરીબપુરમાં વહેંચી દીધું હતું. રંકનો આશરો અને દુઃખીનો દિલાસો નોબલ હતો. મજુરનું નાનું સરખું બાળક પણ એના હેતાળ હાથની સુંવાળપ ઓળખતું. એની વાણી મીઠી ને મોહક હતી. માર્ગરેટ મોટી થતી ગઇ તેમ તેમ પિતાપુત્રી વચ્ચે ગાઢ પ્રેમ બંધાતો ગયો; અને બાપના બધા સુંદર સંસ્કારોનો વારસો માર્ગરેટને મળ્યો.

એકવાર તેના બાપનો કોઇ પાદરી મિત્ર હિન્દમાંથી મળવા આવ્યો. મિસ નોબલ સાથેની વાતચીતમાં એના લલાટે તેણે દિવ્ય તેજ ચમકતું દીઠું. મુખ પરના ધાર્મિક ભાવ જોઇ પાદરીએ ભવિષ્ય ભાખ્યું અને કુમારિકાને આશિષ આપી કે ' હિન્દનો કોઈ જાદુઈ સાદ તને બોલાવશે અને અકળ બળે દોરશે.' પિતાને આ ભવિષ્યવાણીમાં ભરોસો પડ્યો અને એ મંગળ સમયની રાહ જોતો દિવસ ગાળવા લાગ્યો. છેવટે જ્યારે એ મરવા પડ્યો ત્યારે મરણની છેક છેલ્લી ઘડીએ માર્ગરેટની માતા તરફ ફરીને એ બોલ્યો, ' કોઇક પળે પણ હિન્દને આપણી માર્ગરેટનો ખપ પડશે. હું તો જાઉં છું, પણ પેલી ભવિષ્યવાણીની યાદ તને દેતો જાઉંછું. તે વેળા તું મારી ખાતર ના ન કહેતી. મારા ગયા પછી માર્ગરેટની ભાળ તને સોંપું છું. 'સમાજ તને તિરસ્કારશે, સગાંસંબંધી તારો વિરોધ કરશે અને ભાઈભાંડુઓ ના ભણશે; પણ આ મરતાનું વચન મા ભાંગતી.' ચોત્રીસ વરસની ભરજુવાન વયે તે આટલા શબ્દો બોલી પ્રભુના ધામમાં ગયો. પાછળ રહ્યાં ત્રણ સંતાન અને તેમની વિધવા માતા. સંતાનોમાં સૌથી મોટી માર્ગરેટ હતા.

### તૈયારી

અભ્યાસ અને વય વધતાં માર્ગરેટની બુદ્ધિ ખીલી ઉઠી. મોટી થતાં એ કન્યાશાળામાં શિક્ષિકા તરીકે દાખલ થઇ, અને ત્યાં એ શાળા, કન્યા અને કેળવણીની રસીઅણ બની રહી. શાળામાં પાઠ દેતી વેળા તે કૈંક નવીન વિધાના તરંગો ઘડતી; અંતરના ઉમંગથી કન્યાઓની ટોળીઓમાં ભળતી અને તેમને કઈ અને કેવી કેળવણી જોઇએ તે વિચારતી. પ્રખ્યાત કેળવણીકારો ફ્રબલ તથા પેસ્ટેલૉજીના શિક્ષણસિદ્ધાન્તોનું મનન માંડતી ને પ્રયોગ અજમાવતી. કિન્ડરગાર્ટનની પદ્ધતિ પણ તે શીખી. ધીમે ધીમે તે ભાવિ જીવનનાં સ્વપ્ન ઘડવા લાગી. ' હું ખરી શિક્ષિકા થાઉં ' એમ એને દર પળે થતું. જ્ઞાનની ઢીગલો મગજમાં ભરવી એને તે ભણતર માની ન શકી. માર્ગરેટ પોતાના મનને પુછતી કે જે વડે હૃદય જાગ્રત ન થાય, માણસ ખરૂં મનુષ્ય ન બને કે પોતાને ઓળખે નહિ તેને વિદ્યા કેમ કહેવી? સ્ત્રીનું અને માતાનું ગૌરવ વધારવા તેની આકાંક્ષા હતી. ઉંચી કેળવણી વગર આ વાત ઝાંઝવાનાં જળ જેવી છે એમ પણ એને ભાન થયું. આટઆટલા વિચારો પછી તેણે પોતાનો જીવનપંથ નક્કી કર્યો. જાતઅનુભવ લેવા માટે કેટલીક શાળાઓમાં શિક્ષિકા તરીકે કામ કરીને તેણે આખરે પચીસ વર્ષની ઉમરે પોતાની રીતે વિદ્યા આપવા પોતાના જ ગામમાં એક ખાનગી કન્યાશાળા કાઢી. અહીં એ જુવાન કન્યાઓનાં હૃદયો જીતવા માંડી. તેઓમાં અથાગ ઉત્સાહ અને નવીન પ્રાણબળ રેડ્યાં. પોતે મોવડી થઈને ' સિસેમ ક્લબ ' નામનું એક મંડળ સ્થાપ્યું. ત્યાં સાહિત્ય, સમાજ તથા નીતિશાસ્ત્ર ઉપર ચર્ચા ને વાતચીતો થતી. આવી આવી પ્રવૃત્તિમાં ઇ. સ. ૧૮૯૫નો સપ્ટેમ્બર માસ બેસી ગયો.

### ગુરુશિષ્યા

ઇ. સ. ૧૮૯૩માં અમેરિકાના શિકાગો શહેરમાં મોટું પ્રદર્શન ભરાએલું તે પ્રસંગે જગતના જુદાજુદા ધર્મોના આચાર્યોની મહાસભા મળી હતી. હિન્દુધર્મના

પ્રતિનિધિ તરીકે સ્વામી વિવેકાનન્દ ત્યાં ગયા હતા. તેમના અપૂર્વ ભાષણથી અમેરિકાવાસીઓ તો અંજાઈ જ ગયા, અને સ્વામીજીની ખ્યાતિ દેશવિદેશ ગવાઇ. કેટલીક પ્રજાઓએ હિન્દુધર્મ ઉપર ભાષણો આપવા સ્વામીજીને આમંત્રણ મોકલ્યાં. ફરતા ફરતા તે ૧૮૯૫ના સપ્ટેમ્બરમાં વિલાયત પહોંચ્યા અને લંડનમાં ઉપદેશ દેવા લાગ્યા. આતુર માર્ગરેટ પણ એ ખાનગી મીજ-લસોમાં સ્વામીજીના બોલ ઝીલવા જતી. પરંતુ આ લાભ લાંબો કાળ ન ચાલ્યો; કેમકે સ્વામીજીને ઇ. સ. ૧૮૯૬ના શીઆળામાં ફરીવાર અમેરિકા જવાનું થયું.

પણ પારસમણિનો સ્પર્શ થયો હોય તેમ મિસ નોબલના જીવનના રંગઢંગ બદલાઈ ગયા. કોઇ અદૃશ્ય આકર્ષણે તે વિવેકાનન્દ તરફ ખેંચાવા લાગી. હિન્દુધર્મ, વેદાન્ત અને સ્વામીજીના શુદ્ધ ચારિત્ર્ય ઉપર એની સુરુચી ઢળી. તે આ પરદેશી સંન્યાસીના ઘણા વિચારોની વિરુદ્ધ હતી અને એનાં કામને શંકાની નજરે નિહાળતી. તોપણ જ્યારે ઇ. સ. ૧૮૯૬ના એપ્રિલમાં સ્વામીજી પાછા ફર્યા ત્યારે તે એનાથી અતડી રહી પણ અળગી પડી ન શકી. લંડનનાં જાહેર ભાષણોમાં તે સ્વામીજી-ની સામે પુષ્કળ દલીલો કરવા ઉઠતી; પણ સ્વામી તો મહા ચતુર પુરુષ હતા. એ કળી ગયા કે આ માર્ગરેટ મારી શ્રદ્ધાળુ શિષ્યા થવાની છે. વાતચીતમાં સ્વામીજીએ કહ્યું કે 'મારી પાસે મારા દેશની સ્ત્રીકેળવણી માટે એક યોજના છે. તમે તે ઉપાડી લો તો હિન્દની સ્ત્રીઓની ઉન્નતિમાં તમે સહાયરૂપ થઈ શકશો.' સ્વામીજી આ વાત કરી રહ્યા હતા તે વેળા માર્ગરેટને લાગ્યું કે પોતે હિન્દુસ્તાનની હજારો અબુધ સ્ત્રીઓનો સાદ વિવેકાનન્દને મોંએ સાંભળી રહી છે. માર્ગરેટે એ સેવા ઉપાડવા હા કહી. એ વર્ષની આખરે સ્વામીજી હિન્દુસ્તાન પાછા વળ્યા અને મિસ નોબલે પણ તેમની પાછળ જવાની તૈયારીઓ કરવા માંડી.

**પ્રયાણ**

માર્ગરેટને હિન્દનાં સંદેશા મળી ચુક્યા હતા. આજે ઇંગ્લંડનો કાંઠો છોડી એ આર્યાવર્ત તરફ આવવા નીકળતી હતી. આ જોઇ એની માયાળુ માતાનું દીન હૃદય ફફડી ઉઠ્યું, અને પ્રેમના વેગમાં તે માર્ગરેટને હિન્દ જવાની ના પાડવા ગઈ. પણ તે જ પળે તેની નજર આગળ તેના સ્વર્ગસ્થ પતિની પ્રતિમા તરવરી આવી અને પતિનું છેલ્લું વચન આંખ સામે કોતરાઇ રહ્યું: 'મરતાનું વચન માં ભાંગતી.' દીકરીનો વિરહ શમાવીને, જાણે તેને સાસરે વળાવતી હોય તેમ, શોક અને સંતોષના હેલારા વચ્ચે એ ઉદાર માતાએ પોતાની પ્રથમ પુત્રીનો હાથ હિન્દુસ્તાનના હાથમાં સોંપ્યો. ૧૮૯૮ના જાન્યુઆરીમાં મિસ માર્ગરેટ નોબલ આર્યા-વર્તને આરે કલકત્તા કાંઠે ઉતરી. તેના ગયા પછી તેની માતાએ સદ્‌ગત પતિના બોલ યાદ લાવીને પુત્રીનું કામ પોતાનું કરી માન્યું. કોઇ પણ હિન્દીને એ વિલાયત-માં જોતી તો જરૂર તેને પોતાને ઘેર તેડી જતી; અને વિમ્બલ્ડનમાં એ સુશીલ બાઇને ત્યાં હિન્દના વતનીઓ કુટુંબનું સુખ અનુભવતા.

હિન્દુસ્તાનમાં આવ્યા પછી માર્ગરેટ થોડો વખત કલકત્તાથી દૂર ગંગા તીરે આવેલા બેલુર નામના નાના ગામડામાં રહી. ત્યાં અમેરિકાથી સ્વામી વિવેકાનન્દનાં ભાષણોથી મુગ્ધ થઈ તેમના શિષ્યો થવા આવેલા કેટલાક અમેરિકાવાસીઓ પણ હતા. થોડા સમય પછી બેલુરમાં 'રામકૃષ્ણ મિશન'નો મઠ બાંધવામાં આવ્યો અને સ્વામી વિવેકાનન્દ બેલુર આવ્યા.

**દીક્ષા**

એક સુંદર પ્રભાતે સ્વામી વિવેકાનન્દે બેલુર મઠના પૂજાના ઓરડામાં મિસ માર્ગરેટ નોબલને હિન્દુ ધર્મની દીક્ષા આપી. આજથી તે રામકૃષ્ણ-વિવેકાનંદને અર્પણ થએલી સિસ્ટર (ભગિનિ) નિવેદિતાના નામથી ઓળખાઈ. નિવેદિતા લખે છે કે એ મધુર સવાર હું શે ભુલીશ ? ત્યારથી નિવેદિતા મઠમાં રહેવા ગયાં.

હવે સ્વામીજીએ નિવેદિતાને ઉપદેશ દેવો શરૂ કર્યો. પરંતુ તે બધું જ માની લેવા તૈયાર નહોતાં. તેના મનમાં હજુ હિન્દુ ધર્મ વિષે અનેક શંકાઓ હતી. એ પ્રશ્નો પુછતાં, દલીલો કરતાં, પરંતુ સ્વામીજી શાન્ત ચિત્તે સૌના જવાબ આપતા. સ્વામી અને નિવેદિતાનો મત-ભેદ આમ બહુ લાંબા વખત સુધી ચાલ્યો. સ્વામીજીનો પ્રભાવ એટલો હતા કે નિવેદિતાને તે મંત્રમુગ્ધ કરી દેતા; છતાં દિવસે ને દિવસે તેમનો મતભેદ વધતો

ગયે અને તેમનાં મન જુદાં થવા લાગ્યાં. સ્વામીજી પણ અશાન્ત રહેવા લાગ્યા.

૧૮૯૮ ના મે મહીનામાં નિવેદિતા અને ધીરા માતા તથા જયાદેવી નામની બે અંગ્રેજ બાઇઓ સાથે સ્વામીજી પ્રાન્ત તથા કમાઉન કાશ્મીરના પ્રવાસે નીકળ્યા. એક દિવસ સ્વામીજીએ કહ્યું કે 'મારે એકાન્ત જોઇએ છે માટે હું જંગલમાં જાઉં છું.' એટલામાં આકાશમાં ઉગતો બીજનો ચંદ્ર જોઇ તે બોલ્યા અને નિવેદિતાને કહ્યું, 'જુઓ, બીજનો ચંદ્ર ઉગે છે. હિન્દુઓ અને મુસલમાનો બન્ને એમાં પૃથ્વીનું નવજીવન જુએ છે. ચાલો, આપણે પણ આજથી નવી જીંદગી શરૂ કરીએ.' આમ બોલી તેમણે નિવેદિતાને આશિષ દીધી. નિવેદિતાને પણ લાગ્યું કે આજથી જુદાઇનો જુનો સંબંધ બધો ગળી પડે છે. આ પ્રસંગ પછી નિવેદિતાના મનની બધી શંકાઓ શમી ગઇ.

**કાશ્મીરનો પ્રવાસ**

જુનની ૧૮ મી તારીખે તેઓ બારામુલા આગળથી કાશ્મીરમાં દાખલ થયાં અને જેલમ નદીની ખીણના સાંકડા ચઢાવો ચડતાં આગળ વધ્યાં. શ્રીનગર પહોંચી, ત્યાં સૌએ 'ક્ષીરભવાની' ના ઝરા અને માર્તંડનું ખંડેર જોયાં. એક દહાડો, જહાંગીર બાદશાહે કાશ્મીરમાં બંધાવેલો મહેલ જોવા તેઓ ગએલાં, ત્યાં બપોરે એકાન્ત પડતાં સ્વામીજીએ નિવેદિતાને સંભારી દીધું કે 'તમે પાછી પેલી શાળા અને શિક્ષણની વાત તો ભુલી જ ગયાં, ખરૂં? આજ મને તમારા જ વિચારો આવ્યા કર્યા છે. તમારામાં મારા જેટલી જ પ્રેરણા છે; અને એ કામ તમે જ કરી શકશો.'

## મા

દુનીઆ આખીએ સહસ મુખે એના ગુણ ગાયા છે; ઉપદેશકોએ જે ફરી ફરી બોધ્યો છે; કવિઓએ એનાં ગીત ગુંજ્યાં છે; કથાકારોએ જેની અનેક કથાઓ ગુંથી છે; ને જુગજુગથી જે જગતની જીભે આલ્હાદ આપતો રમતો આવ્યો છે, એવો એ શબ્દ છે.

ભાષામાં જુનામાં જુનો, છતાં નિતનવા ભાવ જગવતો ને અંતર ઉછાળતો એ મધુરમાં મધુર શબ્દ છે.

જન્મીને બાળક પહેલાં એ જ બોલતાં શીખે છે; જીવનનાં દુઃખમાં કે સુખમાં એ જ શબ્દ એની જીભે ચડે છે; મરણની ઘડીએ પણ એ નથી ભુલતો.

જેણે નવ માસ લગી પોતાને ગર્ભમાં સેવ્યો છે એ 'મા' માણસના અંતરમાં જેટલે ઉંડે પેસી શકે છે ને તેના આત્માને સ્પર્શી શકે છે તેટલું દુનીઆનો કોઇ પણ પુરુષ કે સ્ત્રી પેસવા કે સ્પર્શવા સમર્થ નથી.

તમે ખરાબમાં ખરાબ માણસ હશો, ને જગત આખું તમને છોડ દેશે, તે ઘડીએ પણ તમારી 'મા' તમને નહિ તરછોડે. એ હેતાળ ખોળાની મીઠી હુંફ તમને દુનીઆના બધા દુઃખદંશ ભુલાવી દેશે.

તમે ગમે એવડા મોટા હશો,—ઉમરમાં, જ્ઞાનમાં, વૈભવમાં કે અધિકારમાં—પણ તમારી માને મન તો હજી એના ખોળામાં કલ્લોલતા ને એના હૈયામાં નાચતા નાના શા બાળક જ છો.

તમે એને દુભવશો, તરછોડશો, દુઃખ દેશો કે વિસારી મેલશો, છતાં એ તમારા પર રજમાત્ર રોષે ભરાવાની નથી. એના અંતરમાં તો તમે સદાને માટે બાળક જ રહેવાના છો: બાળપણમાં એને ખોળે ને એને આશરે સુતેલા નાનકડા ને નિરાધાર બાળકને એ કદિ ભુલવાની નહિ.

એક વાત છે; બહુ જુની વાત છે. ઘણાંએ એ સાંભળી પણ હશે પણ એ ફરી ફરી સાંભળવા જેવી છે. અંતર ભેદતી ને વાત્સલ્ય વરસાવતી એક અદ્‌ભુત ને કરુણરસિક એ કથા છે.

એક માણસ કોઈ ખૂબસુરત પણ દુષ્ટ સ્ત્રીના ફંદમાં સપડાયો હતો. પેલી સ્ત્રી એટલી સુંદર હતી કે એના રૂપમાં આંધળો બની તે એના પાછળ ગાંડો થઈ ગયો હતો. એ મોહના આવેશમાં એકવાર તેણે એ સ્ત્રીને કહ્યું કે 'તું મને એટલી બધી વહાલી છે કે દુનીઆમાં હું તારે માટે ગમે તે કરવા તૈયાર છું.'

પેલી સ્ત્રીએ પોતાના રૂપના ગુમાનમાં ને વખાણની ફુલાશમાં, કમકમાટી ઉપજાવે એવી ભયંકર માગણી કરી: 'એમ હોય તો તારી માનું હૃદય ચીરી કાઢી મને લાવી આપ.'

પેલા મોહાંધ માણસે પોતાની માને મારી નાખી, અને તેનું હૃદય ચીરી કાઢી પેલી સ્ત્રીને આપવા દોડ્યો.

બે હાથના ખોબામાં, લોહીથી નીંગળતું હૃદય લઇ એ દોડ્યો જતો હતો, એવામાં તેને ઠેસ વાગી ને એ પડી ગયો.

એ પડ્યો તેવું જ એની માનું હૃદય પોકારી ઉઠ્યું, 'બાપુ બેટા, તને વાગ્યું તો નથીને?'

કષ્ટ અને કલ્યાણ

પ્રવાસમાંથી કલકત્તે પાછાં આવીને નિવેદિતાએ એક શાળા શરૂ કરી, પણ તેના પ્રયત્નો નિષ્ફળ ગયા; અને ઈ. સ. ૧૮૯૯ માં તે સ્વામી વિવેકાનન્દની સાથે પાછાં વિલાયત ગયાં. ઈ. સ. ૧૯૦૦ માં સ્વામીજી પાછા આવ્યા, પણ નિવેદિતા તો ઈ. સ. ૧૯૦૨ સુધી ત્યાં જ રહ્યાં. ૧૯૦૨માં ફરી હિન્દુસ્તાન આવીને તેમણે પહેલાંની પેઠે નીશાળ ચલાવવાના પ્રયત્નો શરૂ કર્યા; એવામાં તે જ વર્ષના જુલાઇની ચોથી તારીખે સ્વામી વિવેકાનન્દ સ્વર્ગવાસી થયા.

એકલાં પડી ગએલાં નિવેદિતા હવે જગદીશચન્દ્ર બોઝનાં પત્નીને જઇ મળ્યાં, અને કંઇક સહાય મળે તો હિન્દુ કુટુંબો વચ્ચે રહીને એક 'ભગિનિગૃહ' ચલાવવાની અને એ મારફત હિન્દુ સ્ત્રીઓમાં સંસ્કાર અને કેળવણી દાખલ કરવાની પોતાની ઇચ્છા બતાવી. પરંતુ ત્યાંથી યે કંઇ આશાજનક જવાબ મળ્યો નહિ. આથી નિવેદિતાને કામ કરવાનું વધુ શૂર ચડ્યું.

આખરે મહા મહેનતે એમણે કલકત્તામાં બાગબઝારના બોઝપરામાં એક નાનું ઘર ભાડે લીધું. આ ગોરી ક્રિશ્ચિયન બાઇને અહીં પોતાની વચ્ચે રહેવા આવેલી જોઇ ત્યાં રહેતાં હિન્દુ કુટુંબો છંછેડાયાં. કોઇ એને બોલાવે નહિ; કોઇ એનું કામ કરે નહિ. હિન્દુઓની લાગણી દુખાય એવો ખોરાક તો ત્યાં ન લેવાય, તેથી નિવેદિતા અતિ સાદા ખોરાક ઉપર, અને કેટલીકવાર તો ખાધા વગર રહેતાં; અથવા ફળફુલના આહારથી ચલાવી લેતાં. આટલી અગવડો વેઠવા છતાં પણ એમણે કોઇનું દિલ દુભવ્યું નહિ. એમની અડગ શ્રદ્ધા હતી કે તપશ્ચર્યાનું સારૂં ફળ આવવું જ જોઇએ.

નિવેદિતા રહેતાં તે આખી શેરી બહુ જ ગંદી રહેતી. નિવેદિતા પોતાનું ફળીઉં વાળીને ચોકખું કરે, તોપણ પાડોશીઓ તેમાં કચરો ફેંકી ગંદું કરી મુકે. આ દશા નિવેદિતાને અસહ્ય લાગી. આખરે એમણે એક ઉપાય શોધી કાઢયો. દરરોજ સવારે, શેરીમાંનું કોઇ ઉઠે તે પહેલાં, બહુ જ વહેલાં ઉઠી એમણે આખી શેરી વાળી નાખવા માંડી. આ છાની સેવા કેટલાક દહાડા ચાલી. દરરોજ આમ ગંદકી દૂર થતી જોઇને શેરીના ગંદા લોકોને પણ સ્વચ્છ જગ્યા બગાડવાનું ઠીક ન લાગ્યું. એક દિવસ અચાનક કોઇક નિવેદિતાને શેરી વાળતાં જોઇ ગયું. સૌએ જાણ્યું કે શેરી તો આ પરદેશી બાઈ વાળે છે, અને આપણાં સૌની ગંદકી એ ઉપાડે છે! આથી કૈંક શરમને લીધે અને કૈંક દેખાદેખીથી શેરી સ્વચ્છ રહેવા લાગી.

શાળા અને ભગિનિગૃહ

ત્યારથી નિવેદિતાનું પણ સન્માન થવા લાગ્યું અને સૌ એને આદર દેવા લાગ્યાં. પછી તો ધીમે ધીમે નિવેદિતાનું ઘર નાનાં બાળકોનો અખાડો બની ગયું. નિવેદિતાએ પોતાને ત્યાં આવતાં બાળકોને કિન્ડરગાર્ટનની રીતે શિક્ષણ આપવા માંડ્યું. શેરીની સ્ત્રીઓ પોતાને ઘેર બેસતી ઉઠતી થઈ તેમની આગળ રામાયણ, મહાભારત સંભળાવવાનું તથા ભરતગુંથણ શીખવવું શરૂ કર્યું. આથી ધીમેધીમે ખાનદાન અને મોટા ઘરની સ્ત્રીઓ પણ બપોરે ઘરકામથી પરવારી નિવેદિતાને ત્યાં શીખવા આવવા લાગી. અનાથ બાળકો અને નિરાધાર વિધવાઓને માટે તો નિવેદિતાનું ઘર આશ્રમ જેવું બની ગયું.

નિવેદિતાની આ ખાનગી શાળા અને ભગિનિગૃહ ધીમે ધીમે ફાલતાં ગયાં તેમ તેમ તેનું ખરચ પણ વધતું ગયું. ક્રિશ્ચિયાના કરીને એક બીજી બાઈ પણ નિવેદિતાની મદદે જોડાઈ હતી. અત્યાર સુધી તો નિવેદિતા પોતાના ખાનગી ખર્ચમાંથી શાળા ચલાવતાં, પણ હવે એ ભારે પડવા માંડ્યું. શાળા એમને પ્રાણ સમાન વહાલી હતી. છેવટે એમણે શિક્ષણનાં કામની દેખરેખ ક્રિશ્ચિયાનાને સોંપી બચતા વખતમાં લેખો અને પુસ્તકો લખવા માંડ્યાં. તેમાંથી જે કંઇ આવક થતી તે એ શાળામાં ખરચતાં. છતાં યે શાળા પુરી નભે તેમ નહોતું; હવે જે તાણ પડતી તે પોતાનું અંગતખરચ બને તેટલું ઓછું કરીને તેમણે પુરવા માંડી. આમ કરતાં એમના શરીરને પૂરૂં પોષણ પણ મળતું નહિ, અને તે તદ્દન સુકલકડી બની ગયાં. છતાં શાળાને માટે નિવેદિતા પ્રાણ પણ હોમવા તૈયાર હતાં.

આ અરસામાં કલકત્તામાં પહેલી વાર પ્લેગ ફાટી

નીકળ્યો. માણસોને ટપોટપ મરતાં જોઇ સૌનાં હૃદય ત્રાસી ઉઠયાં. રેલવે અને આગબોટ રસ્તે કલકત્તા નાસભાગ કરવા માંડયું. આ વિપત્તિની વેળાએ મદદ આપવા સારૂ નિવેદિતાએ જુવાન છોકરાઓની ટુકડીઓ ઉભી કરી. પ્લેગવાળા લત્તાઓ તેઓએ સાફસુફ કર્યા. નિવેદિતા દરદીઓની સારવાર કરતાં અને વારંવાર ટુકડીઓની પણ સંભાળ લેતાં. એક વેળા એક બાળક તો બીચારૂં મરણની પળે નિવેદિતાને પોતાની મા માની કોટે જ વળગી પડયું અને તેના ખોળામાં જ દેહ છોડી ગયું !

### સાચી શિક્ષિકા

નિવેદિતાનું મકાન કંઇ સારૂં નહોતું. ઉપરના બે ઓરડા અતિશય નાના હતા; અને છત બહુ જ નીચી હોવાથી બપોરના બે પહોર સુધી એ એટલું ગરમ થઇ જતું કે થોડા વખતમાં જ માથું દુખી આવતું. ઓરડાની વચ્ચોવચ હાથમાં એક તાડનો પંખો લઈ નિવેદિતા પોતાના કામમાં લીન થતાં. કોઇકોઈવાર તો ગરમીનું ભાન પણ તે ભુલી જતાં અને કામ પુરૂં થયે ઉઠે ત્યારે એમનાં મોં–આંખો લાલલાલ થઇ જતાં. કોઇ આમ થવાનું કારણ પુછે તો હસતાં હસતાં કહે કે '' એ તો અમસ્તું, સહેજ માથું દુખે છે '' અને તરત જ પાછાં પોતાના લખવાવાંચવાના કામમાં પડે.

શાળામાં ગણિત, ચિત્રવિદ્યા અને અંગ્રેજી નિવેદિતા પોતે શીખવતાં. ચિત્રોમાં તે હમેશાં ઉત્તમ ભાવ જોતાં. છાપેલા કરતાં હાથનાં દોરેલાં ચિત્રો એમને વધુ પ્રિય હતાં. સો પાંખડીઓનું શ્વેત કમળ તેમને ઘણું ગમતું. વિદ્યાર્થીઓને તે માટી અને પત્થરના સંચાઓ બનાવતાં શીખવતાં. વખત જતાં સંસ્કૃતનો વર્ગ પણ વધાર્યો. નિવેદિતા કહેતાં કે 'એવો વખત ક્યારે આવે કે મારી વિદ્યાર્થીનીના હાથથી લખેલા શ્લોકવાળું તાડપત્ર હું મારી શાળામાં ટાંગું ? '

હિન્દુસ્તાન ઉપર એમને અતિશય પ્રેમ હતો. ઘણી વાર તો ઇતિહાસ શીખવતાં એ એટલાં ભાવમગ્ન થઇ જતાં કે પ્રેમથી આંખો મીંચી એક ધ્યાનથી 'ભારત, ભારત, મા, માં, મા......'એમ બોલી ઉઠતાં. ભારતનો ઇતિહાસ, ભારતની ભાષા, ભારતની સંસ્કૃતિ, એને વિષે એમને ઘણું પ્રેમ-માન હતું. એક વેળા કોઇ વિદ્યાર્થીએ પાટી ઉપર લીટી દોરતાં કહ્યું કે 'જુઓ, હૂં 'લાઇન' દોરૂં છું.' નિવેદિતા તેની સામે જોઇ રહ્યાં. તેમણે એ બાળકને પુછ્યું કે 'લાઇન' તો અંગ્રેજી શબ્દ છે. એનો બંગાળી શબ્દ કયો ? કોઈ જવાબ ન આપી શક્યું. આથી નિવેદિતા દુઃખથી અકળાઇ ઉઠયાં. તેમના મોં પર લોહી ચડી આવ્યું. એવામાં કોઇએ યાદ આવવાથી કહ્યું, 'રેખા.' આ શબ્દ સાંભળીને તેમને એટલો આનંદ થયો કે તે મોઢેથી 'રેખા, રેખા' એમ ગોખવા મંડી પડ્યાં. હિન્દુસ્તાન વિષે શીખવતાં કે વાતો કરતાં તે 'આપણી ભારત માતા' 'આપણો દેશ' એમ એકભાવે જ બોલતાં.

### દયાની દેવી

શાળાના અથાગ બોજા અને થાકને લીધે ઇ.સ. ૧૯૦૫માં નિવેદિતા માંદગીને બીછાને પડ્યાં અને લગભગ મરણના મુખમાંથી બચ્યાં. લાંબા વખત પછી એમને કંઇક આરામ થયો, પણ પહેલાંની તાજગી કે તંદુરસ્તી તો પાછી ન જ આવી. દાક્તરોએ એમને બહુ મહેનત લેવાની સખત ના કહી. સાજાં થયાંને થોડાક માસ થયા, ત્યાં પૂર્વ બંગાળા રેલ ને દુકાળની પીડામાં સપડાયું. વરસાદના પ્રલય જેવા પુરમાં ગામોનાં ગામો તણાયાં ને લોકો નિરાધાર બની ગયા. વાવેલા પાક તણાઇ ગયા તેથી દુકાળ પડ્યો. આ સમાચાર નિવેદિતાને કાને આવ્યા. એમના જેવા સેવાપ્રેમી જીવથી એ સાંભળી બેસી કેમ રહેવાય ? એમને લાગ્યું કે મારે જવું જ જોઇએ. ઘણા દહાડા એક ગામથી બીજે ગામ તેમણે વરસતા વરસાદમાં અને ખુબ ભેજમાં મુસાફરી કરી. બારી-સાલ પરગણાનાં ગામેગામની શરદીવાળી ખીણો ઓળંગી અને પાણીનાં પુરમાં ચાલી, લોકોને અન્ન વસ્ત્ર વહેંચી બને તેટલી મદદ કરી. આ મહેનત અને રખડપાટમાં એમને મેલેરીઆ તાવ લાગુ પડ્યો. તેમાં-થી કંઇક આરામ થયો કે તરત તેમના અંગત સ્નેહીઓએ બોઝપરાનો ગંદો લત્તો છોડી દેવાની તેમને ભલામણ કરી; પણ નિવેદિતાએ માન્યું નહિ. તેમણે કહ્યું કે 'જેને ખોળે આજલગી હું આશરો પામી છું

# અષાડી મેઘ

ઇન્દ્રતણી નભધેનુ સરખી,
જળભર વાદળીઓ શિર ઝૂકી;
શીતળ ભીનો પવન સરક્યો,
વાદળદળમાં વીજ ઝબૂકી:
ક્ષિતિજમાં અંબર ગગડ્યો,
ઘન ગગન અષાડી ઘોર ચડ્યો!

ઘેરાં નીલાંબર તન ધારી
વાદળીઓના વૃંદ ફરે,
અમૃત જળ-ઝારી કર ધારી,
હસતી રમતી ઝરમર ઝરે:
અરસપરસ પાલવ પકડ્યો,
ઘન ગગન અષાડી ઘોર ચડ્યો!



સુરપતિ રણસંગ્રામ ચડ્યો,
શિર મેઘાડંબર છત્ર રચ્યું;
વાવંટોળો વાવાઝોડું,
ગડુડ ફડુડ ઘમસાણ મચ્યું:
આભ અહાહા ઉભળી પડ્યો,
ઘન ગગન અષાડી ઘોર ચડ્યો!

સુરજને પકડી લઇ પુર્યો,
ગ્રીષ્મ ઉપર અતિ કોપ કર્યો;
ઘટાટોપ ચોગરદમ ઘેરી
વરુણ અસ્ત્ર લઇ વિચર્યો:
જગમાં તેનો પગ ન જડ્યો,
ઘન ગગન અષાડી ઘોર ચડ્યો!

ગિરિવર સરખા મેઘખંડમાં
વિદ્યુત વજ્ર સમી સળકે:
એની ઉપર કડકડ કરતો
આભ નીચો જાણે લળકે:
હમણાં એ પડશે કે પડ્યો!
ઘન ગગન અષાડી ઘોર ચડ્યો!

શિવજટા પર ધવલ ગંગ શી
મેઘ ઉપર શીકરો તરે;
એ તુટે ત્યાં ધરતીનાં તળ
જળ જળ બંબાકાર કરે:
વૃષ્ટિ જાણે ધોધ પડ્યો,
ઘન ગગન અષાડી ઘોર ચડ્યો!

રાત દિવસ ઘન વરસે ધારે,
અષાડની જામી એલી;
રગડા ખુબ મચ્યા મારગમાં,
સૃષ્ટિ શોભે રસઘેલી:
ઝાડ પહાડને રંગ ચડ્યો,
ઘન ગગન અષાડી ઘોર ચડ્યો!

ટેરે પિયુ પિયુ ચાતક ઉંચે,
મયુર ટહુકે મલકાતા;
લ્હેરી કો બંસી લલકારે,
સુર મધુરા છલકાતા:
ખેડુત ખેતરમાં ઉપડ્યો,
ઘન ગગન અષાડી ઘોર ચડ્યો!

શિરપર ગર્જન સુણી કેસરી
વ્યાકુળ થઇ વનમાં ડણુકે;
મતવાલી હાથણીઓ સરખી
ગાંડી થઇ ભેંશો રણુકે:
અંગ સકળ કીચડ પરડ્યો,
ઘન ગગન અષાડી ઘોર ચડ્યો!

નાળાં નદીઓનાં નીર છલકે,
ધરતી મલકે હરીઆળી;
ચંદ્ર રવિ શા નિર્મળ ચળકે!
ઝળકે સંધ્યા અજવાળી:
ભવ્ય અહા પડદો ઉઘડ્યો!
ઘન ગગન અષાડી ઘોર ચડ્યો!

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

# પુરણ ભગત

પ્રખ્યાત અંગ્રેજ લેખક
રડયાર્ડ કિપ્લિંગની લખેલી
ઉત્તર હિન્દુસ્તાનની એક ખરી બનેલી કથા



સર પુરણદાસ : કે. સી. આઈ. ઈ.

પુરણદાસ ઉત્તર હિન્દુસ્તાનના કોઇ દેશી રાજ્યના દીવાન થઇ ગયા. મુળ એ બ્રાહ્મણ. એમના પિતા કચેરીમાં નહિ જેવા અમલદાર હતા. પુરણદાસ મોટા થતા ગયા તેમ તેમ એમને સ્પષ્ટ જણાયું કે જુનો યુગ ઉતરે છે અને નવો બેસે છે. જો કોઈ પણ માણસ સમય સાથે આગળ વધવા માગે તો તેણે યુરોપના લોકોમાં જે કંઈ સારૂં હોય તે શીખી લેવું જોઇએ. મુંબાઇની યુનિવાસટીમાં કેળવણી લઇને ધીમે ધીમે એ જાતહોશીઆરીથી દીવાનપદ સુધી પહોંચ્યા, અને ખુદ મહારાજા કરતાં પણ વધુ સત્તા અને લોકપ્રિયતા સંપાદન કરી.

વૃદ્ધ રાજાના સ્વર્ગવાસ પછી અંગ્રેજી કેળવણી પામેલો તરુણ રાજકુંવર ગાદીએ આવ્યો. હવે પુરણદાસ નવા રાજાના જમણા હાથ બન્યા. મહારાજાની સંમતિ લઇને તેમણે કન્યાશાળાઓ સ્થાપી, રસ્તાઓ બનાવ્યા, દવાખાનાં ખોલ્યાં, ખેતીવાડીનાં પ્રદર્શન ભર્યાં અને ઔષધશાસ્ત્રના અભ્યાસ માટે 'સ્કૉલરશિપ' કાઢી. નવરાશની વેળાએ તેમણે 'પાયોનીઅર' પત્રમાં રાજ્યના સુધારા સંબંધી કાગળના રૂપમાં લેખ લખવા માંડ્યા.

હવે પુરણદાસ ઈંગ્લંડ ગયા. ત્યાં એમણે મોટાં માણસોને મળી ઘણું જોયું–જાણ્યું, ભાષણો આપ્યાં અને અંગ્રેજ બાનુઓ આગળ હિન્દુ સમાજના સુધારા ઉપર વિવેચન કર્યાં. કેટલીક વિદ્યાપીઠોએ તેમને માન દાખલ પદવીઓ આપી. આખું લંડન કહેવા લાગ્યું કે પુરણદાસ જેવો સરસ માણસ પૂર્વે કદિ જોવામાં આવ્યો નથી. જ્યારે એ હિન્દુસ્તાન પાછા ફર્યા ત્યારે બ્રાહ્મણ જ્ઞાતિએ તેમને પરદેશગમનને કારણે નાત બહાર મુક્યા. ખુબ ખરચ કરી તેમણે પ્રાયશ્ચિત્ત કર્યું ! હિન્દી સરકારે તેમને 'નાઇટ' નો ઇલ્કાબ દીધો, એટલે એ 'સર પુરણદાસ, કે. સી. આઇ. ઇ.' કહેવાયા.

પુરણદાસને વિલાયતથી પાછા આવ્યે પુરો મહીનો નહોતો થયો, ત્યાં તેમણે એક અજબ સાહસ કર્યું. એ સાહસમાં એમની જીંદગીનું કલ્યાણ હતું. એક દહાડો દુનીઆના વ્યવહારોમાં બગોરની શાન્તિ નીતરતી હતી તે વેળા, તેમણે હિન્દુસ્તાનની સરકારને 'નાઇટ'નો ઇલ્કાબ પાછો મોકલ્યો; પ્રધાનપદનું રાજીનામું દીધું; રહેવાની હવેલી ને ભોગવવાની સત્તા છોડીને તેમણે ભગવાં ધારણ કર્યાં અને હાથમા કમંડળ લીધું; અને સંન્યાસી બની તે ચાલી નીકળ્યા.

કોઇને પણ આ વાતની નવાઇ ન લાગી, કારણકે મનુસ્મૃતિ પ્રમાણે પુરણદાસે આશ્રમધર્મનું પુરેપુરૂં પાલન કર્યું હતું. તેમણે પોતાનાં દ્રવ્ય, સત્તા અને શક્તિનો સદુપયોગ કર્યો હતો. જીવનમાં જ્યારે કીર્તિએ એમને વિજયમાળ આરોપી ત્યારે તેમણે એ સ્વીકારી; દેશદેશના અને લોકલોકના અનુભવો લીધા. પણ હવે, માણસ જેમ જુનાં કપડાં ઉતારી નાખે તેમ એક પછી એક આ સઘળું તેમણે ઉતારી નાખ્યું.

બગલમાં મૃગચર્મ અને પાવડી તથા હાથમાં કમંડળ લઇને, જયારે અડવાણે પગે ને નીચી નજરે પુરણદાસ શહેર બહાર નીકળ્યા ત્યારે તોપના અવાજ

થના હતા. એ અવાજ નવા દીવાનના માનમા હતા. શરીર પરથી કંઇ ખંખેરાતું હોય તેમ પુરણદાસનું શરીર કંપ્યું અને તેમણે માથું ધુણાવ્યું. પોતાને માટે દુનીઆદારીની ઝંદગી પુરી થઇ હતી. કોઇ પણ વસ્તુ માટે એમને હવે મોહ નહોતો રહ્યો. હવે એ સંન્યાસી—ઘરબાર વિનાનો ભમતો ભિક્ષુક–હતો. હિન્દુસ્તાનની હવામાં જ્યાં સુધી શ્રદ્ધા, ભક્તિ ને દયાનો વાસ છે, ત્યાં સુધી કોઇ સંન્યાસી ભુખે ન જ મરે.

જ્યારે એ લંડનના ધમાલીઆ રસ્તાઓમાં ફરતા ત્યારે પણ આ શાન્ત જીવનનું સ્વપ્ન એમની દૃષ્ટિ સમીપ રમી રહેતું. એ ધુળવાળો ભુખરો માર્ગ, કચડ કચડ કરતાં ધીમાં ગાડાંઓની આવજા, અંજીરનાં વૃક્ષો ઉપર થઇને ઉડતો સાંજનો ધુમાડો અને ઝાડને ઓથે બેસી રસોઇ કરતા મુસાફરો. આ સ્વપ્ન સાચું પાડવાનો સમય આવી લાગ્યો ત્યારે એમણે મુદ્દલ વાર ન કરી.

રાતનો અંધકાર જ્યારે જગતને વીંટી વળે ત્યારે પોતે પણ કોઇ સાધુઓના મઠમાં રાતવાસો રહે. ક્યારેક એ કાળાપીરના તકીઆ આગળ ઉતરે, જ્યાં ફકીરો એમને આવનાવિંત આવકાર આપતા; ક્યારેક કોઇ ગામને સીમાડે પડાવ નાખે, જ્યાં ઘરમાંથી ખાવાનું ચોરી લાવીને છોકરાઓ મીજબાની ઉડાવતા; ક્યારેક કોઇ ગોચરની વેરાન જમીન પર એ સુએ, જ્યાં એમની ધુણીના ઝાળથી પાસેના વણઝારાઓનાં ઉંઘતાં ઉંટ જાગી ઉઠતાં. પણ પુરણ ભગતને મન આ સઘળું સરખું હતું. તેમણે તો ઉત્તર તરફ ચાલ્યા જ કર્યું અને રોહતક તથા કર્નુલ પસાર કરી ગયા નદી ઓળંગી. ઉત્તરે દૂર ક્ષિતિજમા હિમગિરિની ઝાંખી હાર દેખાવા લાગી.

ડાંડલીઆ થોરથી ખીચોખીચ ભરેલા શિવાલિક પર્વતની કરાડો ચડતાં પુરણ ભગત બોલ્યા, 'હું તો પગે બેસીને જ્ઞાન મેળવીશ.' સીમલા તરફ વળતા માર્ગનો ઠંડો પવન આ વેળા તેમનાં અંગોને શીતળ કરતો હતો. એક વખત એવો હતો કે જ્યારે આ રસ્તે તે દરબારી ઠાઠમાઠથી વાઇસરાયને મળવા જતા હતા; આજે તે જ સ્થળે કોઇનું ધ્યાન ખેંચ્યા વગર પોતાનો એકલવાયો પંથ એ કાપતા હતા. એક ઠેકાણે




: વસંતતિલકા :

સંસારમાં પ્રથમ દર્શન જેનું કીધું,
ખોળે રમી હૃદયઅમૃત ખુબ પીધું;
જેને વિજોગ રજ આંખ ધરે ન શાતા,
એવી નમું જનની વત્સલ...મારી માતા.

•

જેને લીધે અધિક ચિત્ત પ્રસન્ન થાયે,
ને જ્ઞાનનું સુભગ તેજ મુખે સુહાયે;
સંસ્કાર સુંદર, અપૂર્વ વિશુદ્ધ વાચા,
એવી નમું પ્રિય સરસ્વતી...ધર્મમાતા.

•

જે લોકને પરમ પંચરસે ઉછેરે,
ને અંતરે સરળ સાત્વિક ભાવ પ્રેરે;
જે એક આર્યજનના ધનની વિધાતા,
એવી નમું ગરવી ધેનુ...પવિત્ર માતા.

•

જે માટીનું સકળ સૃષ્ટિશરીર આપ્યું,
ને અન્નથી અખુટ ચેતન અંગ લાધ્યું;
જે ભસ્મમાં મરણકાળ સહુ સમાતા,
એવી નમું અમર ભારતી...પ્રાણમાતા.

———

તો એ કુદરત જોવામાં લીન બની ગયા. એકદમ એક સીપાઇએ બુમ પાડી, 'ઓ સાધુડા, રસ્તો રોકી કેમ ઉભો છે?' પુરણદાસે એકવાર કાયદા કર્યા હતા, તેથી તે કાયદા પાળતાં શીખ્યા હતા. સીપાઇની તોછડાઇ મનમાં લાવ્યા વગર તરત જ તે ચાલી નીકળ્યા અને રાતની રાત કોઈ ખાલી ઝુંપડીમાં સુઇ રહ્યા.

સવારે ઉઠી તેમણે તીબેટનો માર્ગ લીધો. પર્વતની સાંકડી કેડીઓમાં થઇને તે ચાલ્યા. ઘણીવાર ઘેટાં બકરાં ચરાવતા ભરવાડો તથા માથે ભારીઓ લઇ જતા કઠીઆરાઓ સામે મળતા. કોઇ કોઇ વાર તીબેટના ધર્મગુરુ 'લામા'ની ટોળીઓ અને દેશી રાજાઓની સવારીઓ જતી જણાતી. દૂર દૂરની ટેકરીઓ પરથી મોટરો અને ગાડીઓના અવાજના ભણકાર પુરણ ભગતને કાને પડતા. પરંતુ પળવારમાં એ સૌ અલોપ થતું અને નજર આગળ ફક્ત કુદરતનાં નવીન ચિત્રો ખડાં થતાં. પુરણદાસ આશ્ચર્યચકિત આંખે એ જોઇ રહેતા અને કુદરતમાંથી ઇશ્વરદર્શન કરવા આતુર બનતા.

એક દિવસ સમી સાંજે પુરણદાસ એક ઉંચા શિખરની ટોચે આવી ચઢ્યા. ત્યાં દેવદારનાં વૃક્ષોની ગીચ ઘટા નીચે શીતળા માતાની છત્રી ને એકાન્ત દહેરી આવેલી હતી. આ સ્થળનો રમણીય દેખાવ જોઇ તેમની આંખો ઠરી. તેમણે આસપાસની જગ્યા વાળીચોળીને સાફ કરી; માતાની કરડી મૂર્તિના હસીને દર્શન કર્યા; થોડીક માટી લાવીને એક નાનોસરખો ચુલો બનાવ્યો; પાંદડાંની પથારી કરી ઉપર મૃગચર્મ બીછાવ્યું અને પાવડીએ શરીર ટેકવી આરામ લીધો.

ટેકરીના ઢોળાવથી ૧૫૦૦ ફુટ નીચે તળેટીમાં એક ગામડું વસ્યું હતું. ખાણમાં નીચે નાની કુંજ જેવું જણાતું એક જંગલ હતું. નીચલા આકાશના પોલાણમા નાના કણ જેવાં ગરુડ ઉડતાં. તળે ને ઉપર ક્યારેક વાદળાંઓ મોટા ખડકોને ખભે બેસતાં અને ક્યારેક બીજી ટેકરીઓના પાછળ અદ્રશ્ય થતાં. આ સઘળું જોઇને પુરણદાસે વિચાર્યું. 'અહીં જ મને શાન્તિ લાધશે.'

ગામના લોકોએ શીતળા માતાના થાનકમાંથી ધુમાડો નીકળતો જોયો, એટલે કોઇ નવો અતિથિ આવ્યો છે એમ ધારી તેને તેડી લાવવા ગામના બ્રહ્મચારીને મોકલ્યો. પુરણદાસની આંખ, કે જે એક વખત હજારો માણસો ઉપર હુકમ ચલાવતી, તેની સાથે બ્રહ્મચારીની આંખ મળતાં જ તેણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, અને એક પણ ઉચ્ચાર વગર પુરણ ભગતનું ભિક્ષાપાત્ર લઇ પાછો ફર્યો. ગામનાં માણસોને એણે કહ્યું, 'આજ સુધી આવા સાધુ પુરુષનાં દર્શન નથી થયાં. ગામ આ સંતજનને લીધે ખરે જ પાવન થયું છે. એ સપાટ મુલકમાંથી આવે છે, ફુગગો પાતળો છે, પણ કુલીન બ્રાહ્મણ છે.' દરેક ગૃહિણીએ સંન્યાસીનું સ્વાગત કરવા જુદી જુદી વાનીઓ પીરસી આપી. ભિક્ષાપાત્ર ભરપુર ભરાઈ ગયું એટલે બ્રહ્મચારી-એ જઇને તેને ભગત આગળ ધર્યું. પહાડી લોકોનો ખોરાક સાદો હોય છે. શાક રોટલી, મધ, તાજું ફળફુલ અને આદુહળદર. બ્રહ્મચારીએ પુરણ ભગતને પુછ્યું, 'બાપુ, આપને કામકાજ માટે કોઈ ચેલો જોઇશે? ઠંડી ન લાગે એવી કામળ લાવું? ભોજન આપને રુચિકર છે?' આ સાંભળી પુરણ ભગત પ્રસન્ન થઇ હસ્યા ને ગામના લોકને આશીર્વાદ દીધા.

દરરોજ સવારે બ્રહ્મચારી ભિક્ષાપાત્ર ભરીને દહેરી પાસેના ઝાડનાં બે મુળીઆં વચ્ચેના પોલાણમાં મુકી જતો. કોઇકોઇવાર ભગતનાં દર્શન કરવા આવીને ગામના લોક પ્રસાદ ધરી જતા. ક્યારેક વળી કોઈ વેપારી આશીર્વાદ લેવા આવતો. ક્યારેક કોઈ છોકરો છાને પગલે આવી અન્નપાત્ર મુકીને એકદમ દોડી જતો. પુરણ ભગત કદિ યે ગામમાં જતા નહિ. સૂર્યાસ્ત સમયે તે ખળાવાડના ચોકખા ચોકમાં માણસોનાં ટોળાં જુએ, ઉગતી કમોદના લીલા મોલ ઉપર નજર ઠારે અથવા ગળાના છોડનાં આસમાની ફુલઝુમખાં તરફ આંખ ફેરવે. આમ એ પ્રભુની અકળ લીલામાં લીન થતા.

જંગલના એકાન્તમાં પણ માણસ એકલો નથી પડતો. પશુપક્ષીઓ, વૃક્ષવેલીઓ, ઝરણ અને પથ્થર સુદ્ધાં તેનાં સાથી રહે છે. રાત્રે તો આખું આકાશ અને અસંખ્ય તારા તેનો સાથ પુરે છે. શીતળા

માતાના મન્દિર આગળ કુંજની છાયામાં કેટલાં યે પ્રાણીઓ બપોરે આરામ લેવા આવતાં. તેઓને આ નવો મહેમાન ન ગમ્યો. એ કોણ અને કેવો છે તે જાણવાને આતુર દાઢીવાળાં લંગુરો (વાંદરાં) ભગતની આસપાસ અનેક અટકચાળાં કરવા મંડ્યાં. કોઈ તેનું કમંડળ ઉંધું પાડે; કોઈ તેની પાવડીને બટકાં ભરે; કોઈ તેના મૃગચર્મ સામે દાંતીઆં કરે. આટલું કર્યા છતાં પણ પુરણ ભગત શાન્ત બેઠા રહ્યા ત્યારે તેઓને ખાતરી થઇ કે એ તદ્દન નિર્દોષ માણસ છે. પછી તો તેમને મિત્રાચારી કરવાની મરજી થઇ. સાંજે હાથ લાંબા કરીને તેઓ ભગત કને ખાવાનું માગતાં અને કુદકા મારી પાસેનાં ઝાડોમાં નાચેનીચે બેસતાં. ટંડીમાં થીજી જતાં ત્યારે તેઓ પુરણ ભગતની ધુણી પાસે ટોળે મળી તાપતાં અને દેવતા સંકોરવાની વેળાએ પણ મુશ્કેલીથી પાછાં ખસતાં.

વાંદરાઓ ગયા પછી બારાસીંગ નામનો સાબર આવ્યો. તે શીતળાની મૂર્તિ પાસેના ટંડાગાર પથરાઓ સાથે પોતાનાં શીંગડાં ઘસીને ચળકતાં કરતો. પુરણ ભગતને જોઇ એ પગ પછાડવા મંડ્યો. પણ ભગત તો ત્યાંથી ન જ ખસ્યા. થોડીવારે તે લપાતો લપાતો પડખે ચડ્યો અને મારવાનો ડોળ કરતો હોય તેમ તેણે ડોક નીચી નમાવી. ભગતે પોતાનો શીતળ હાથ એનાં ગરમ શીંગડાં ઉપર ફેરવ્યો. આ માયાળુ સ્પર્શથી તે આવેશવાળા પ્રાણીને એટલું તો સુખ થયું કે તેનો સઘળો ક્રોધ ઉતરી ગયો. પછી તો સાબર એટલો હળી ગયો કે પોતાના પરિવાર સાથે તે ભગતની કામળ ઉપર આવી બેસતો. સૌથી શરમાળ કસ્તુરી મૃગ પણ ભગતના અખાડાનો સંગી થયો હતો.



બનને બ્રહ્મ પાડી, 'જેમ નસાય તેમ નાસો'

પુરણ ભગત બધાંને 'બાપુ' કહીને બોલાવતા; અને જરા મોટેથી 'બાઈ, ઓ બાઈ,' એમ કહેતા કે તરત સાદ સાંભળી સૌ પ્રાણી જંગલમાંથી દોડી આવતાં. શોણુ નામનું રીંછ ઘણીવાર ભગત પાસેથી ચાલી જતું. ભગત બીલકુલ બીના નહિ અને રીંછે પણ રીસ ન કરી. જ્યારે કૃષ્ણા બરફની ટેકરીઓમાં લાલચોળ સૂર્યોદય ઝળહળી ઊઠતો ત્યારે ભગત પોતાની કામળમાં મોઢું વગાડે

સુતેલા શોણને ઉઠાડતા. હુંફમાંથી આમ ઓચિંતા જગાડનાર સામે શોણ આગલા બે પગે ઉભું રહી લડવા તૈયાર થતું; પણ પોતાના મિત્ર ભગતની વત્સલ આંખ જોઇ ઝંખવાણું પડી જતું.

જંગલનાં પ્રાણીઓ સાથેની આ ઓળખાણને લીધે આખું ગામ ભગતને ચમત્કારી પુરુષ માનતું. શુદ્ધ પ્રેમ સીવાય બીજો કોઇ ચમત્કાર તેમની પાસે ન હતો. પુરણ ભગત જગતને જ પ્રભુનો મોટો ચમત્કાર ગણતા. એ માનતા કે આ સૃષ્ટિમાં કોઈ ઉંચનીચ કે નાનુંમોટું નથી. સૌ જ પ્રભુનાં બાળક છે.

આમ કરતાં વરસો વીત્યાં. સંસારનું ચક્ર ચાલી રહ્યું હતું. ભગતનું ભિક્ષાપાત્ર રાખવાને ઠેકાણે ઘસારાને લીધે મોટી બખોલ બની અને પાવડી ટેકવી ટેકવીને નીચેના પથરામાં કાણું પડ્યું. ગામમાં પણ એક પેઢી બદલાઇને બીજી બેઠી.

પહાડી પ્રદેશમાં ચોમાસાનો ધોધમાર વરસાદ શરૂ થયો હતો. મહીનાઓ સુધી આખી ખીણ વાદળ અને ધુમ્મસથી ઘેરાએલી રહી. આશરે એક માસ લગી પુરણ ભગતને ગામ દેખાતું બંધ થયું. તે માત્ર વૃક્ષો ઉપરથી વરસાદની ધારાઓ અને પહાડના મોટા ધોધ સાંભળતા. છેવટે વરસાદ ઉઘડ્યો, આકાશ ખુલ્યું, સૂર્ય તપ્યો અને દેવદારોનો સુગંધ ફેરવા લાગ્યો. અઠવાડીઉં નહિ વીત્યું હોય ત્યાં તો પાછો વરસાદ પડ્યો અને પર્વતનાં પડ જેવી કેટલી યે શીલાઓ ઉખેડી ગયો. તે રાતે ભગતે મોટું તાપણું કર્યું અને બડાસીંગ, શોણ તથા વાંદરાઓને તાપવા માટે સાદ પાડી પાડી બોલાવ્યાં; પણ કોઈ જ ન આવ્યું. વાટ જોઇને એ થાક્યા. એમને સૌને શું થયું હશે, તેનો વિચાર કરતા કરતા ભગત ઉંઘમાં પડ્યા.

હજારો ઢોલ પીટાતા હોય એવો જોસબંધ વરસાદ મધરાતે પડવો શરૂ થયો. ભગતને લાગ્યું કે કોઇક કામળ ખેંચી પોતાને જગાડે છે. હાથ લાંબો કરી જુએ છે તો લંગુરનો હાથ ! ઉંઘમાં ને ઉંઘમાં એમણે કહ્યું: 'ભાઇ, ઝાડના કરતાં અહીં સુખરૂપ છે; આવ, મારી કામળાની હુંફમાં.' લંગુર તો એમનો હાથ ઝાલી જોરથી ખેંચતો હતો. પુરણ ભગતે પુછ્યું, 'ભાઇ, તું ભુખ્યો છે ? ખાવાનું જોઇએ છે ? થોડીવાર થોભ, હું રાંધી આપું.' ઉઠીને જેવા એ અગ્નિમાં લાકડાં સંકોરવા જાય છે તેવો જ પેલો લંગુર બારણા ભણી દોડ્યો, ભયની ચીચીઆરી પાડી અને પાછો ભગતના પગ પકડવા લાગ્યો. ભગતે કહ્યું, 'બાપુ, તને શું થાય છે ? જો, બડાસીંગ પણ આ આવ્યો. બહાર જવા જેવું નથી.' બડાસીંગ આવ્યો એવો જમીન ઉપર ધીમેધીમે પગ ઠોકવા અને ભગતની બાજુમાં પોતાનાં શીંગડાં ભરાવવા મંડ્યો. ભગત બોલ્યા, 'અરે, અરે, રાતવાસો રહેવા દઉં છું તેનો આ બદલો ? ' સાબર તો એમને બારણા ભણી ખેંચતો જ ગયો. એટલામાં ભગતે એક મોટો અવાજ સાંભળ્યો અને વીજળીના પ્રકાશમાં બે શીલાઓ એકાએક ધસી પડતી જોઇ. તે મનમાં જ બોલ્યા, 'હાં, હાં, સમજ્યો. પહાડ પડે છે. પણ તેમાં મારે શું ? હું તો બીજે ઠેકાણે નહિ જાઉં.' આમ વિચાર કરે છે એટલામાં એમની નજર પોતાના ભિક્ષાપાત્ર ઉપર પડી. તરત જ તેમના ચહેરા ઉપરના ભાવ ફરી ગયા. એ ગણગણ્યા, 'હું આવ્યો છું તે દિવસથી ગામલોકે મને અન્ન આપી પોષ્યો છે. જો હું જલદી ચેતાવવા નહિ જાઉં તો આવતી કાલે એક પણ માણસ જીવતો નહિ હોય ! ' તેમણે બડાસીંગને કહ્યું, 'બાપુ, જરા મને તાપણા આગળ જવા દે.' ભગતે એક મોટું ખોડચું મશાલ તરીકે લીધું: 'જરા આગળ થા અને મને તારી પીઠ પર બેસવા દે.' એમ કહી તે બડાસીંગ ઉપર સવાર થયા. ડાબે હાથે તેમણે શીંગડું ઝાલ્યું અને જમણા હાથમાં મશાલ લીધી. એકદમ એ જંગલના ઢોળાણમાં ઉતર્યા. પવન પડી ગયો હતો, પણ વરસાદને લીધે મશાલ હોલાવા જેવી થઇ જતી. તેઓએ જંગલ પસાર કર્યું. તરત ભગતના સાથીઓ ભેગા થઇ ગયા. વાંદરાઓનું ટોળું કુદકા મારી દોડ્યું અને પાછળ હુંફ, હુંફ, કરતું શોણ પણ ચાલ્યું. વરસાદને લીધે એના ઘેરા વાળની વાટો વણાઇને લટકતી હતી. પગ નીચે પાણીના ધોધ વહેતા હતા, તોપણ મુશ્કેલીથી બડાસીંગને અડેલી, ભગતને પાસે રહી એ પંથ કાપતું આગળ ધસ્યું.

માણસની વાસ આવવાથી બડાસીંગ ગામને પાદર

ખંભાવાડ આગળ અટક્યો. ભગતે જોયું તો જણાયું કે તે ઠેકાણેથી ગામની એક શેરી શરૂ થતી હતી. શેરીને છેડે એક લુહારનું ઘર હતું. ભગતે ઉતરીને લુહારના ઘરનાં બંધ બારણાં પાવડી વડે ઠોકયાં અને સાદ પાડ્યો. 'ઉઠો; ઝટ બહાર નીકળો, ને નસાય તેમ નાસો.' લુહારની સ્ત્રીએ ભગતને ઓળખ્યા. થોડીવારમાં ગામની નાની વસ્તીને જાણ પડી ગઇ. વાંદરાંઓનું ટોળું ભગતને ત્યાંથી ઝટ નીકળી જવા માટે ખેંચાખેંચ કરવા લાગ્યું. ગામલોક બધું ભેગું થઇ ગયું. ભગતે બુમ પાડી, 'જેમ ભગાય તેમ ભાગો. આ ખીણમાં થઇને સૌ સામી ટેકરી ઉપર ચડી જાઓ. બધાંને સંભાળીને લઇ જાઓ. અમે આ આવ્યા.' લોકો ઝપાટાબંધ દોડ્યા તેમની પાછળ ભગત અને તેમનો સંઘ હતો. ટેકરી ઉપર પાંચસો ફુટ ચડી બહાસીંગ ઉભો. સૌ ક્ષેમકુશળ આવી પહોંચ્યાં હતાં.



પણ ઠંડી અને મહેનતને લીધે વૃદ્ધ ભગત બેભાન થઇ ભોંયે ઢળી પડ્યા. પડતાં પડતાં પણ ગામલોકોની મશાલો તરફ નજર કરી એ બોલ્યા, 'તમે સૌ આવી ગયાં?' બહાસીંગ તરફ જોઇને તેમણે કહ્યું, 'બાપુ, મારી સાથે રહેજે; હું જાઉં ત્યાં સુધી.' એવામાં જાણે આભ તુટી પડ્યું હોય એવો ભયાનક કડેડાટ થયો અને પાંચેક પળ સુધી તે અવાજ ચાલ્યો. બધે અંધારૂં ઘોર હતું. સઘળાં માણસો રાતની રાત દેવદારનાં ઝાડોમાં લપાઇ બેઠાં. પ્હો ફાટતાં જુએ છે તો દહેરી, જંગલ, રસ્તો કે ગામનું નામનીશાન નહોતું.

ગામલોક ભગતનો આભાર માનવા આવ્યાં. બહાસીંગ ભગત ઉપર ઝુકી રહ્યો હતો. તે ગામલોકને જોઇ જરા દૂર ઉભો. એની આંખમાંથી આંસુ ટપકતાં હતાં. ઝાડની નીચી ડાળીઓ ઉપર વાંદરાંઓએ ચીચીઆરી મચાવી હતી, અને એક ટેકરા ઉપર શોણુ ફુસકાં લઇ રડતું હતું. ભગત ઝાડને અઢેલી, પદ્માસન વાળી. સમાધિસ્થ થયા હતા.

ગામલોકે ત્યાં એમની સમાત બાંધી અને તે ટેકરીનું નામ 'ભગતની ટેકરી' પાડ્યું. આજ લગી તેઓ દીપધુપ, પુષ્પ અને પ્રસાદથી એ સમાતની પૂજા કરે છે.

રડયાર્ડ કિપ્લિંગ





# ગિરનારની યાત્રા

: ગયા અંકથી ચાલુ :



સમુદ્રકાંઠે ફરતાં બાળકો છીપોલીઓ વીણવા મંડી જાય છે, વીણીને ગજવામાં ભરે છે; પણ આગળ ચાલતાં જ્યારે જાતજાતની નવાઇભરી એવી અસંખ્ય છીપોલીઓ તે જુએ છે ત્યારે તે ધરાઇ જાય છે અને પોતાની પાસેની બધી છીપોલીઓ પણ ફેંકી દે છે. અમારૂં પણ એમ જ થયું. એકએકથી ચડીઆતાં સુંદર ચિત્રોવાળા કોઇ મોટા પુસ્તકનાં પાનાં એક પછી એક ફેરવતાં જેમ પાને પાને નવું નવું સૌન્દર્ય લાગે છે, તેમ ગિરનારની ટુકો જેમ જેમ અમે વટાવતા ગયા તેમ તેમ સૃષ્ટિસૌન્દર્યના એકએકથી ચડીઆતા દેખાવો અમારી નજરે પડવા લાગ્યા.

રસ્તામાં પડ્યાં પડ્યાં થઇ રહેલા નાનામોટા પથરાઓ નીચેની ખીણમાં ગબડાવી, તેનો અવાજ સાંભળવા કાન માંડી પ્રયત્ન કરતા, તથા હર્ષના આવેશમાં નાચતા કુદતા અમે આગળ ચાલ્યા, અને 'ગોરખનાથ' નામની ટુક પર આવી પહોંચ્યા. આ શિખર પર એક બાવો રહે છે અને ગોરખનાથની પુજા કરે છે. એ સિવાય અહીં સામસામા ઢળી પડેલા બે મોટા પત્થરો વચ્ચે કુદરતી બની રહેલા નાનકડા પોલાણને 'પાપપુણ્યની બારી' માની શ્રદ્ધાળુ લોકો તેમાંથી ગળકી જવાના પ્રયત્નો કરે છે. પાપી હોય તે તેમાંથી ન નીકળી જઇ શકે એવી લોકોમાં માન્યતા છે. આ ટેકરી પર પવનનું જોર બહુ જ લાગ્યું. સુસવાટા તો એવા બોલતા હતા કે બસ. અમને લાગ્યું કે આ પવનના જોરથી બાવાજીની મઢી કોઇવાર હવામાં સફર કરવા ઉડી નીકળતી હશે!

આ જગ્યા પરથી ગિરનારનો પાછલો ભાગ સ્પષ્ટ જણાતો હતો. ગોરખનાથ પછી આવતા 'ગુરુ દત્તાત્રેય'ના શિખર પર પહોંચવાને અમારે લગભગ પાંચસોએક પગથીઆં નીચે ઉતરવું પડ્યું. આગળ જતાં એક બાવાની મઢી આવી. આટલે દૂર એકાન્તમાં આવેલા આ સ્થળેથી ગિરનારના અઘોરી, વાઘ, સિંહ કે જંગલની ગુફાઓની કંઇ અદ્‌ભુત વાતો અને માહીતીઓ સાંભળવા મળશે એવી આશાએ અમે એ મઢીમાં રહેતા બાવા જોડે વાતે વળગ્યા. પણ એ મહાત્માએ તો 'પૈસા' સિવાય બીજી કોઇ જાતની વાત કરવાની ઇચ્છા દર્શાવી જ નહિ. આવાં સ્થાનોમાં પણ પૈસાનું આટલું જોર જોઇ અમને નવાઇ લાગી.

એ મઢીથી થોડે દૂર કમંડલુ કુંડ નામની જગ્યા આવે છે. ચોમાસામાં એ બાંધેલી જગ્યામાં પાણી ભરાઇ રહે છે, અને પત્થરની ફાટોમાંથી થોડું થોડું પાણી ઝમ્યા કરે છે. એની આસપાસ કોઇ ઠેકાણે પાંડવ ગુફા નામની એક જગ્યા આવેલી છે એમ અમે સાંભળ્યું હતું. મઢીના બાવા પાસેથી તેની માહીતી માગતાં તેણે બતાવવાની ઘસીને ના પાડી. આ જ જગ્યાએથી ગિરનારના છેલ્લા શિખર 'કાલકા' ઉપર જવાનો રસ્તો શરૂ થાય છે. અમે ત્યાં જવા તૈયાર થયા તો ત્યાં પણ પેલા આપખુદ બાવાએ, જાણે પોતાની જ આણ વર્તી રહેલી હોય તેમ, આડા ફરી અમને જવા ન દીધા. અમારી સાથેના ઉગતા કુમારોનાં ઉછળતાં લોહી આ આપખુદીથી ઉકળી ઉઠયાં; પણ લાકડીઓ ઉડવાની અણી પર આવેલી એ તકરાર અમે ડહાપણથી સંકેલી લીધી.

આ આપખુદી કોઇ પણ રીતે ટાળવી તો ખરી જ

એવો નિશ્ચય કરી, હુરતને માટે તો અમે પાછા વળ્યા અને "ગુરુ દત્તાત્રેય"ની અતિ વિકટ, ઉંચી ને સીધી ગણાતી ટુક પર ચડ્યા. અહીંથી ચોતરફ ઘણે જ દૂર સુધીના સપાટ પ્રદેશ પર નજર પડતી હતી. દૂરબીનથી એ બધો રમણીય પ્રદેશ જોઇ અમે પાછા વળ્યા અને નીચે આવી કાળકાની ટુક પર જવાની યોજના ઘડવા બેઠા.

અમારી ટોળીના અમે બે ભાગ પાડી નાખ્યા. એક મજબુત નો સુનંદા વિદ્યાર્થીઓની ટુકડીને ટેકરાની ઝાડી ઓળંગાવી કાળકા તરફ રવાના કરી. બીજી ટુકડીને બીજે દહાડે સાધારણ મુસાફરોને રસ્તે કાળકા લઇ જવાનું નક્કી કર્યું. તે ટુકડી, કાળકા તરફ જતા પોતાના સાથીદારો તરફ દૂરબીનમાંથી લાંબી નજરો ફેંકતી ઉતારા તરફ પાછી વળી. રસ્તામાં જ્ઞાનના ભંડાર રૂપ એક સ્વાગી મળ્યા. તેમની પાસેથી રાજનીતિ, વિજ્ઞાન; તત્ત્વજ્ઞાન વગેરે અનેક વિષયો પર બેએક કલાક સુધી ઉપદેશ સાંભળી ને મુકામે પહોંગી.

પેલી ટુકડી તો ઠેઠ કાળકા પહોંચી. લોકોના માન્યતા એવી છે કે કાળકાનો માર્ગ અતિશયો વિકટ, વાઘ દીપડાથી ભરેલો તથા ભયાનક છે. પણ અમારી ટોળી તો વાઘ કે દીપડો કંઇ પણ જોયા વિના અને એક પણ માણસ ખોયા વિના સહીસલામત આનંદપૂર્વક પાછી આવી. પાછા વળતાં તો ચેલા બાવાની મદી આગળને રસ્તે થઇને જ આવ્યા. બાવો પણ આથી સમજી ગયો, અને અમને વધારે છેડવાનું મુકી દઇ બીજે દહાડે સૌને વગર અટકાવ્યે કાળકા જવા દીધા.

## ૩

રાત્રે શરીરમાં સોંસરા પેસી જતા પવનના સુસવાટા લાગતાં, જુનાગઢના મન્દિરમાં નકામા ભાર રૂપ ગણીને રહેવા દીધેલાં અમારાં ઓઢવા-પાથરવાનાં સાંભરી આવ્યાં. પહેરણ પર પહેરણો ચડાવી, ટુંટીઆં વાળી જેમતેમ રાત પુરી કરી અને સવારના તડકાની હુંફની આશાએ ઓરડી બહાર નીકળ્યા. પણ તે વેળા તો આસપાસનો દેખાવ બધો બદલાઇ ગયો હતો. ચોમેર જાણે રૂના ઢગલા ભરી દીધા હોય એવું ઘાડું ધુમસ જામેલું હતું. રાતની ઠંડી ખમ્યા પછી આવી સ્થિતિમાં બહાર નીકળવું જોખમકારક લાગવાથી, આખો દિવસ આવું રહે તો અમારામાંના કેટલાનું હૃદય બંધ પડી જાય તેની ગણતરી કરતા અમે આઠ વાગ્યા સુધી બેસી રહ્યા. એટલામાં તો સૂર્યનારાયણે સવારી કરી ધુમસને જોતજોતામાં વીખેરી નાખ્યું, અને જાણે મેલ ધોવાઇ જઇ બધું સ્વચ્છ બન્યું હોય તેમ આસપાસનો દેખાવ વધારે સુંદર લાગ્યો.

અમારા ઉતારાની પાસે જ 'પત્થરચટી' નામનું એક નાનું સ્થાન હતું. પહેલાંના વખતમાં એક સાધુ પત્થર ચાટીને જ અહીં રહેતા, એ ઉપરથી એ નામ પડેલું કહેવાય છે. તેમનાં શિષ્યોએ અહીં મકાન બંધાવ્યું અને આવાજીના સ્મારક રૂપે મંદિરની સ્થાપના કરી. અહીંની રેતીમાં સોનાના કણ જેવું કંઇક ચળકતું અમને જણાયું. આ સ્થાનથી પણ નીચે આગળ જતાં ભૈરવજપ, ભરતવન, શેષાવન, હનુમાનધારા વગેરે જગ્યાઓ આવેલી છે. અમે તે બધી ઘુમી વળ્યા. તેની પેલીમેર વિકટ જગ્યાઓમાં અઘોરીઓનાં સ્થાનકો હોવાનું કહેવાય છે.

ભૈરવજપ વિષે એવું કહેવાય છે કે એ ખડક પર ચડીને નીચે ખીણમાં ભુસકો મારવાથી મોક્ષ મળે છે.* હાલ તો આ ખડક પર ચડવું પણ મુશ્કેલ લાગે છે. અમારામાંના ઘણાએ તે પર ચડવાના પ્રયત્નો કર્યા, પણ ઠેઠ તો કોઇ પહોંચી શક્યું નહિ. અહીં ચડીને અમે એક ફોટોગ્રાફ લેવડાવ્યો. ખડક પર 'સીતારામ' 'રામ' વગેરે અક્ષરો ઉંચે કોતરાએલા નજરે પડે છે. અમારી અગાઉ ઉપર ચડનારાઓએ પ્રયત્નો કર્યા હશે, અને પોતે જ્યાં સુધી પહોંચી શક્યા હશે ત્યાં એ અક્ષરો કોતર્યા હશે એમ અમે કલ્પના કરી. ઘણાં વરસોથી કોઇએ ભૈરવજપ ખાધો હોય એવું સાંભળવામાં નથી.

ભૈરવજપથી ઉતરી કરમદી, આંબા, સીતાફળી, આસોપાલવ અને બીજાં અનેક જાતનાં ઝાડોનાં ઝુંડથી ઘટાઘોર થઇ રહેલા એક વનમાં અમે પ્રવેશ

* વધારે માહીતી માટે જુઓ શ્રી. કાલેલકરનો 'હિમાલયનો પ્રવાસ' પાનું ૧૨ મું.

કર્યો. પુરાણની કથાઓમાં વાંચેલાં વનનાં વર્ણનોનો અમને અહીં સાક્ષાત્કાર થતો હોય એમ લાગ્યું; અને બાવળ તથા કાંટાવાળાં ઝાંખરાંથી ઉભરાતાં અમે અત્યાર સુધી જોએલાં વનો ભુલાવા લાગ્યાં. બપોરના પ્રખર સૂર્યનાં કિરણો પણ ન ભેદી શકે એવી ઘાટી ઘટાઓ તળે પત્થરોની કુદરતી ગુફાઓ વૈરાગીઓની તપશ્ચર્યા માટે યોગ્ય સ્થાનો સુચવતી હતી. ભરત નામના ઋષિએ અહીં તપશ્ચર્યા કરી હશે તેથી આ વનનું નામ ભરતવન પડ્યું હશે. અહીંથી આગળ નીચે જઇ અમે એના જેવું જ શેષાવન જોઈ હનુમાનધારા પહોંચ્યા.

હનુમાનધારા આગળ લીંબોઇ તથા આંબાનાં ઝાડ સારીપેઠે જોવામાં આવ્યાં. આ ઠેકાણે હનુમાનજીની મૂર્તિ છે તથા તેના મુખમાંથી સતત પાણી ટપકયા કરે છે. આથી નીચે આગળ મધ્ય જંગલમાં પર્ણકુટી બાંધી રહેતા ઝીણાબાવાની મઢી તરફ જવાનો રસ્તો અહીંથી છુટો પડે છે. કંઈ વિશેષ જોવાનું ન લાગવાથી અમે એ સ્થાન પડતું મુક્યું અને બપોર થએલા હોવાથી ઉતારે આવી જમીને આરામ લીધો.

જરા દહાડો નમતાં, આગલે દિવસે કાળકા જઈ આવેલી ટુકડીમાંથી થોડાની સરદારી નીચે બાકી રહેલા બધા કાળકા જઇ આવ્યા, અને ત્યાંથી પાછા ફરતાં પૂર્ણ કૌતક તથા શ્રદ્ધાથી પેલી પાંડવગુફાની શોધ કરવા લાગ્યા. અંધારૂં થવા માંડ્યું, ચોમેરથી ધુમસની સવારી ધસમસતી ચડી આવી અને ધીમે ધીમે સામે આવતાનું મોં સુઝવું પણ અશક્ય થઈ પડ્યું. પણ અંતે ઇશ્વરે અમારી મહેનતનો બદલો આપ્યો. પાંડવ ગુફા જડી. ફાનસ ચેતાવી અમે ગુફામાં ઉતર્યા અને ત્યાંનું અમૃત જેવું મીઠું શીતળ પાણી પીધું. રાતોરાત અહીં જ સુઇ રહેવાનો વિચાર આવ્યો, પણ અમારા બીજા સાથીઓને ચિંતા થાય એવું હોવાથી અમે ઉપડ્યા, અને રાત્રે મોડા, ટાઢે હેરાન થતા ઉતારે આવ્યા.

પેલા આપખુદ બાવાજીની મઢીથી માત્ર પાંચ જ મીનીટને રસ્તે આ ગુફા હોવા છતાં તેણે અમને તે બતાવી નહિ. અલબત્ત, રસ્તો જેટલો નજીક છે તેટલો જ વિકટ છે. પત્થરને બાઝી બાઝીને ઉતરવાનું, અને તેમાં જો જરાક હાથ લપસે તો સારીપેઠે હાડકાં રંગાય એમાં તો શંકા જ નહિ. પહેલાં કોઈ છોકરાઓની ટુકડી અહીં આવેલી, અને તેમાંના એક જણને અહીં સખત વાગેલું. આથી કદાચ બાવાજીએ અમને ના કહી હોય.

મોટા પત્થર કોરાઇને કુદરતીરીતે પાંડવગુફા બનેલી છે. ત્યાંનું પાણી તો એટલું મીઠું કે અમે ધરાઈ ધરાઇને પીધું, અને મસકો પણ ભરી લીધી. ગિરનાર પરનાં ભરતવન, શેષાવન ( કદાચ સીતાવન હોય ) હનુમાનધારા, પાંડવગુફા વગેરે નામો પરથી રામાયણ અને મહાભારત આપણા જીવનમાં કેટલાં ગુંથાઈ ગયાં છે તે સ્પષ્ટ સમજાય છે. આવાં યાત્રાનાં સ્થળોએ જ ધર્મને આપણા હૃદયમાં જીવતો રાખ્યો છે.

ગિરનાર પરનો અમારો ત્રીજો દિવસ સૌથી વધુ સુંદર હતો. ધુમસ અને ટાઢ ઓછાં થઈ ગયાં, પવન ધીમો પડી ગયો અને ઠંડી મધુર લહરીઓથી અમારાં મન નાચી ઉઠ્યાં. તે દહાડે અમે નીચે ઉતરવાનો ઇરાદો રાખેલો, પણ તેમ બની ન શક્યું. સાતપુડા નામની બાકી રહી ગએલી જગ્યા જોવા અમે સલચાયા, એ ઠેકાણે પાંડવગુફા જેવું જ મીઠું પાણી મળ્યું. ગિરનાર પર હવા ખાવા આવનાર શ્રીમંતો સારીપેઠે નાણાં ખર્ચીને આ જગ્યાએથી પાણી મંગાવે છે !

બપોરે કંઇ ખાસ કામ ન હોવાથી આરામ લીધો અને થોડો સંતસમાગમ કર્યો. અમારી ઉછળતી વૃત્તિઓને દબાવી, ટરેલ, ગંભીર અને અનુભવી સાધુઓનો ઉપદેશ શ્રવણ કર્યો. અમારા જેવા શ્રોતાજનો પહેલી જ વાર મળ્યા હોય એવો તેઓના ચ્હેરા પરથી ભાસ થતો હતો. સાંજ આમતેમ આથડવામાં ગાળી અને સવારે કુચ કરવાની હોવાથી સામાન સંભાળી, બાંધી લઇ, જોએલાં સ્થળોને ફરી ફરી યાદ કરતા સુઇ ગયા.

ગોરખનાથની ટુક પર ઉભા રહી બન્ને બાજુએ ગીચ જંગલમાં નજર કરતાં બે સપાટ સ્થળો નજરે પડે છે. એક બાજુ ઝીણાબાવાની મઢી, અને બીજી બાજુ બોરદેવીનું સ્થાન. અમારો વિચાર બોરદેવી જવાનો થયો. જુનાગઢથી સરળ રસ્તે ત્યાં જઇ શકાય છે ખરું, પણ

તેમ કરતાં એક દિવસ વધારે થાય એમ હોવાથી, પાંડવ ગુફા આગળથી સોંસરા જંગલમાં પડી અમે બોરદેવી તરફ કુચ કરવાનો નિશ્ચય કર્યો. ધીરજ અને સહનશીલતાની બરોબર કસોટી કરે એવું આ સાહસ હોવાથી દરેક જણને તેની અગત્ય સમજાવી. લગભગ બધા જણ હિમ્મતથી તે માર્ગે આવવા સંમત થયા. પાંડવ ગુફા આગળ જઈ નાસ્તો કરી પાણીની મસકો ભરી લીધી અને રસ્તામાં રખેને પાણી ન મળે તેથી સાવચેતી રાખી, કોઇએ પણ રજા વિના પાણી ન પીવાની સખત આજ્ઞા કરી કુચ શરૂ કરી. અમારામાંના ઘણાને અગાઉ આના કરતાં વિકટ મુસાફરીઓમાં વધારે કપરા અનુભવો થએલા, એટલે તેઓ તો બેફીકર હતા.

## હસવું ને હસવું

: અંજની ગીત :

વ્યોમે ધર્મતણો ધ્વજ ધારી,
કુચ કરંતી તારી સવારી;
શૂરા સૈનિક થઇને મારે
ધસવું ને હસવું.

છો ગરજે દળ અસુર કેરાં,
કે વર્ષે બાણો વજ્રનાં;
મૃત્યુના મોંમાં યે મારે
વસવું ને હસવું.

વીરોનાં ધડ માથાં ઢળીઆં,
કૈં કૈં પગલાં પાછાં વળીઆં;
તો ય ધરી શ્રદ્ધા મારે, ના-
ખસવું ને હસવું.

રોપેલો રણધ્વજ ધારીને,
ઉભું એકલડો મેદાને;
છેલ્લા યે ઉચ્છ્વાસે મારે
હસવું ને હસવું.

લશ્કરી સીપાઇઓની પણ કસોટી કરે એવી ચાર કલાકની આકરી મુસાફરી પછી અમે બોરદેવી પહોંચ્યા. ઉપરથી જોતાં ફક્ત એક જ કલાકનો માર્ગ હોય એમ લાગતું હતું. ટુંકામાં ટુંકે રસ્તે અને બીલકુલ મુશ્કેલી વિના અમે આ સાહસમાં સફળ નીવડ્યા.

છાશ અને પાણી સિવાય અહીં કશો જ ખોરાક મળ્યો નહિ, એટલે આટલા આકરા થાક પછીની બપોર અમારે ભુખ્યા જ વીતાવવી પડી. મધ્યાહ્નના અસહ્ય તાપથી શેકાએલાં પગનાં તળીઆં પસવારતા, ભુખ અને થાકના એકસામટા હુમલાથી હારી જઇ અમે ઉંઘી ગયા.

સ્વપ્ને યે ન ધારેલા એવા આ સ્થાનના સત્કારે અમને તેને વિષે તદ્દન બેપરવા કરી દીધા. ત્યાં બોરડીના ઝાડ તળે માતાજીની મૂર્તિ, અને ત્યાંનાં માણસોને પોતાનાં જેવાં જ ગણી તેમની સાથે હળીમળી રહેનાર દોરઢાંખર સિવાય બીજું ભાગ્યે જ જોવાનું હતું. અંતે ઇશ્વરે જ આવો પ્રસંગ આણ્યો માની અમે ઉલ્લાસથી જુનાગઢ તરફ ચાલી નીકળ્યા.

જયકૃષ્ણ પુરાણી





# કિરીટ

લેખક
શ્રી ધનગોપાલ
ચિત્રકારઃ રવિશંકર પંડિત

આખરે અમે શહેરમાં જવા ઉપડ્યા. કિરીટ ને કપિ તો હવે દિલોજાન દોસ્તો બની ગયા હતા. દુધનાં સરોવર રેડી રહ્યાં હોય એવી અજવાળી રાત હતી અને કિરીટ બેપરવાઈથી બાદશાહની પેઠે ધીમે ધીમે ચાલ્યો જતો હતો. પણ કપિને કેમે ય ચેન પડતું નહોતું. કોઈકોઈવાર સાપનો ફુંફાડો કે ઘુવડની ચીચીઆરી સાંભળતાં એ ચમકી ઉઠતો.

તમને કદાચ ખબર નહિ હોય કે વાંદરાંને ને સાપને બારમો ચંદ્રમા. વાંદરાની જાત જ અટકચાળી, એટલે એનાં ફળ એને ઘણીવાર ભોગવવાં પડે છે. સાપ ઘણું-ખરું પંખીઓના માળા વીંખી નાખી તેમાંનાં ઇંડાં કે નાનાં બચ્ચાં ખાઈ જીવે છે. એટલે કોઈ માળામાં ચોરી કરવા સાપ ભરાયો હોય, ત્યાં રમતમાં ને રમતમાં વાંદરાભાઈ અંદર હાથ નાખે, એટલે કાકો ફટકાવે! સાધારણ રીતે કોઈ પણ પ્રાણી—કે માણસ પણ—સાપને છેડતું નથી; પણ તમે ધ્યાન રાખીને જોજો, કે ભુલે-ચુકે ય વાંદરાની નજરે ક્યાંક સાપ ચડ્યો કે તરત એ તેના પર ઝડપ મારી પકડવાનો. પછી તો સાપ ફટકાવે એટલે ઝપ મારીને પડતો મુકી ચીચીઆરી પાડતો ભાગે ને જમને ઘેર પહોંચે. પણ અટકચાળી જાત કોને કહે?

મેં ઘણીવાર એવા મરેલા સાપ પણ જોયા છે કે જેને વાંદરાએ પકડીને મરડીમચડીને તેની કરોડ ભાંગી ફેંકી દીધા હોય. પણ આમ બહુ ઓછું બને છે; ઘણું-ખરું તો વાંદરો જ સાપના દંશનો ભોગ થઇ પડે છે.

કપિ તો અમારા સહવાસમાં ઉછરેલો, ને જંગલનો અજાણ્યો, એટલે જંગલના ચિત્રવિચિત્ર અવાજોથી તે ફફડી ઉઠતો. છેવટે મેં તેને પડખામાં લઇ પંપાળ્યો ને કહ્યું કે ' અહીં દોસ્ત કિરીટની પીઠ પર કોઈ તારો વાળ પણ વાંકો કરનાર નથી. માટે છાનોમાનો જંપી જા. ' આથી તેને કંઇક શાતા વળી લાગી.

આશરે સવારના ચારેકનો શુમાર હશે એવામાં કિરીટ એકાએક ચાલતો ચાલતો થંભી ગયો. હું તો ઉંઘમાં હતો, પણ કપિએ મને હાથ ખેંચી જગાડ્યો. જાગતાં વેંત મને લાગ્યું કે જાણે કાળાં કાળાં ઘેર વાદળાં અમારે પડખે થઇને સુસવાટ કરતાં જતાં હોય! કપિની આંખો ભય અને કુતૂહલથી ફાટી રહી હતી. ફિક્કો ને આછો પડતો પાછલી રાતનો ચંદ્રમા ઘેરાં વાદળાંમાં ડુબતો ઝાંખાં કિરણ ફેંકતો હતો. અમે શું જોયું ને શું સાંભળ્યું તેનું મને ભાન ન રહ્યું! જાણે કોઈ સેંકડો જંગલી હાથીઓનું મોટું ટોળું કોઈ ગેબી

ઉંડા ઉંડા શોર મચાવતું પસાર થતું હોય, કે ઘનઘોર વાદળના ગોટેગોટા જાણે જંગલમાં ચરવા નીકળ્યા હોય એવો ભેદી સન્નાટો ચોતરફ છાઇ રહ્યો હતો. એ શું હતું એનો ભેદ હજી હું ઉકેલી શક્યો નથી.

અચાનક કોઇ પંખીનો પ્રભાતનો પહેલો ટહુકો સંભળાયો અને એકાએક જંગલ આખું પ્રકાશમાં ઝળહળી ઉઠ્યું. અરુણની મધુરી બંસી જાણે પૂર્વ દિશાની ગુફામાંથી સંગીત રેલાવી રહી હતી ને પંખીઓ તેમાં સૂર પુરતાં હતાં. ધીમે ધીમે સુવર્ણરથમાં સૂર્યદેવની સવારી આવી પહોંચી. લગભગ દોઢ કલાક વીતી ગયો હશે, પણ અમે પ્રભાતની આ લીલામાં એટલા લીન થઇ ગયા હતા કે કિરીટે પાછું ક્યારે ચાલવા માંડેલું તેની પણ મને ખબર ન રહી.

એક નદીને કાંઠે આવી અમે મુકામ કર્યો. મેં કિરીટને નવડાવ્યો. કપિ જંગલમાં પેટપુજા કરવા દોડ્યો. પછી હું પણ નાહ્યો અને નદીના પાણીમાં પૂર્વાભિમુખે ઉભા રહી સૂર્યદેવને અર્ઘ્ય અર્પ્યો.

સવાર વીતતું હતું, કિરીટ પણ જંગલમાં ચારો કરવા ઉપડી ગયો હતો ને હું એક ઝાડ તળે રાંધતો હતો, એવામાં વણઝારાની પોઠ આવતી મેં જોઇ. કપિએ તો ઝાડની ટોચેથી એ દૂરથી જોઇ હશે એટલે કુદતો કુદતો ને હાંફતો હાંફતો આવી મારી આગળ તેણે કલબલાટ મચાવી મુક્યો. વણઝારા લોકો ટુંકો રસ્તો જાણતા હોય છે, ને વળી મુસાફરીમાં આ સાથ ભલો મળ્યો એમ ધારી મેં વણઝારની સાથે જ મુસાફરી કરવાનો મનસુબો કર્યો.

ધીમે ધીમે વણઝારનાં ઉંટની લાંબી ડોકો દેખાવા માંડી. ઉંટની સુંઘવાની શક્તિ બહુ તીવ્ર હોય છે. એ ઉંચું પ્રાણી પોતાની લાંબી ડોક ચારે તરફ ફેરવી સ્થળ સ્થળની વાસ લેતું જાય છે. એમ કહેવાય છે કે રણની મુસાફરીમાં તેને પાણીની વાસ આવે છે, એટલે તે મુસાફરોને એ તરફ લઇ જાય છે. આ કારણથી લાંબી મુસાફરીને માટે ઉંટ એ બહુ ઉત્તમ પ્રાણી ગણાય છે.

હાથી સૌ પ્રાણીઓમાં કુલીન મનાય છે; ને ઉંટ તો બીચારૂં મજુરી કરનારૂં વેઠીઉં ગણાય ! તેથી કિરીટે, જાણે પોતે મોટા રાયજાદા હોય એમ ઉંટને જોઇને તિરસ્કારથી ફુંફાડો માર્યો અને અતડો રહેવા માંડ્યો. પણ મને એની એ ખોટી મોટાઇ પાલવે એમ નહોતી એટલે મેં તો વણઝારની પાછળ પાછળ સોએક વાર દૂર રહીને મુસાફરી કરવા માંડી. અને એ દૂર રહેવામાં જ માલ હતો; કારણકે નહિતર વળી કપિને ક્યાંક ઉંટના ડોકા ઉપર કુદાકુદ કરવાનું મન થાત તો એક-માંથી બીજી બલા ઉભી થાત, ને એ તોડ-વછોડમાં કિરીટને સુંઢ વતી ઉંટની લાંબી લાંબી ડોકો મરડી નાખવી પડત !



બપોરવેળા થઇ એટલે વણઝાર અટકી ને પ્રાણીઓને જુદાં જુદાં ઝાડે બાંધી પડાવ નાખ્યો. ભાણુ જુએ તો અમે શહેરમાં ખુરશીથા પલંગથી જઇએ તેમ હતું એટલે સૌએ નીરાંતે બપોરાં કરી આરામ લીધો. સાડાત્રણેક વાગ્યા હશે ત્યાં પાસેની ઝાડીમાંથી કોયલ ટહુકી. કપિમામ એ સાંભળવા હાલ્લાદમરા થઇ ઝાડે ચડ્યા. ઝાડમાં જ નાનેથી મોટા થએલો, એટલે એ ઝાડ પરથી આવતા જુદા જુદા સૂર ઓળખતો ને તેમાં એને રસ પડતો. અરધી કલાકમાં તો વણઝાર માર્ગે પડી.

ઘેરાતી જતી સંધ્યાના જાદુઈ પડદા પાછળ સૂર્ય અદૃશ્ય થતો હતો એ વેળા અમે હિન્દુસ્તાનની સૌથી પુરાણી નગરી કાશીપુરીમાં પ્રવેશ કર્યો. પતિત-પાવની ગંગાનાં વેગવતા પાણી, કાંઠા પરનાં મકાનો ને મન્દિરોની દીવાલો તથા ઘાટનાં પગથીઆંના પથ્થરને, પતિતોનાં અંતરની જેમ, ધોઇધોઇને ઢીલાં કરતાં હતાં. કાશીના ગંગાકાંઠાનાં મકાનો ને મસ્જીદો, મન્દિરો ને બુરજો જો ધ્યાનથી નીરખીને જોઇએ તો, ના એક બાજુ સહેજ નમી ગએલા લાગે છે. આનું કારણ એ છે કે ગંગાનાં પાણી અથડાઇ અથડાઇને કનારા પર આવેલાં એ મકાનોના પાયા ઘસવી નાખે છે. રાતની શાન્તિમા તમે એકધ્યાન થઇ સાંભળો તો ધીમુધીમુ ઘુઘવતી ગંગા કેમ જાણે એ મકાનોના પાયા કોરી ખાતી હોય એવો ભાસ થાય.

બનારસની સાંકડી બજારોમા અમારી વણઝારને એકએકની લાંબી હારમાં ચાલવું પડ્યું. સૌની આગળ ઉંટ હતાં. કપિ છાપરે છાપરે કુદતો, ને ઘડીએ ઘડીએ મારે ખભે કુદી આવી કલબલાટ કરી જતો. કિરીટને બે પડખે લટકતી રૂપાની ઘંટડીઓનો મીઠો રવ સંધ્યાની મધુરી શાન્તિમાં મળી જતો હતો. રંગબેરંગી વસ્ત્રો પહેરી લોકો બજારમાં આવજા કરી રહ્યા હતા. ઘરનાં છાપરાં ને અગાસીએ પર કબુતરો ઘુઘવતાં હતાં ને અટારીઓમાં વિશ્રાન્તિ લેતી સ્ત્રીઓ કલ્લોલ કરતી હતી.

અમે થોડે દૂર નહિ ગયા હોઇએ એટલામાં કિરીટે સુંઢ લંબાવીને અટારીએ ઉભેલી ઉભેલી એક રમણીના હાથમાંથી મોરપીંછનો ભરેલો પંખો સરકાવી લીધો, અને મને તે આપવા સુંઢ લંબાવી. મેં તેને પંખો સ્ત્રીને પાછો આપી દેવા કહ્યું, પરંતુ પેલી સ્ત્રીએ અટારી પરથી હસીને કહ્યું, 'ભલે રહ્યો, ભલે રહ્યો, એ હવે. એકવાર ચોરી કરીને પાછા શાહુકારી બતાવવા શાના આવો છો ? હાથી જેડો ચાલાક લાગે છે. પણ એ કંઈ તારા કરતાં ઓછો પાજી નથી.' મેં પંખો લઈ પેલી સ્ત્રીને નમન કર્યું ને આગળ ચાલવા માંડ્યું.

સાંજ થોડાંક ડગલાં આગળ ગયા હઈશું એટલામાં ચીસો પાડતો ને કલબલાટ મચાવતો કપિ ધબ દઇને આવીને અમારે માથે પડ્યો. મેં ઉંચે જોયું તો પાસેના છાપરા પર એક માણસ ખુબ ક્રોધે ભરાઇને હાથમાં મોટો ધોકો લઇ અમારા તરફ ઉગામી રહ્યો હતો અને ગાળોનો વરસાદ વરસાવતો હતો. મેં હાથીને ઉભો રાખી તેને પુછ્યું, 'કેમ ભાઇ, આ ટાંકે પહોરે આટલા બધા ફીકળી જવાનું કંઇ કારણ ?'

'આ તારો વાંદરો !' એણે ચીડાઇને કહ્યું, 'આવીને મારા પાંજરામાંના પોપટને અધો પીંખી ગયો, ને પીછાં બીછાં ફફેડીને કરી મુક્યો નરો ભુંજેલા ગાજર જેવો ! મોટા નવાબજાદા થઇને હાથીએ ચડી નીકળ્યા છો, તે વાંદરાને કબજે રાખીએ. મારે હાથ પડ્યો હોત તો તો ઘણો યે આ ધોકે ધોકે પુરો કર્યો હોત !' મેં તેની માફી માગી અને રસ્તે પડ્યો.

બીજે દહાડે મળસકે, ગંગાસ્નાન માટે જનારાંના પગરવ ને કોલાહલ સાંભળી હું ઉઠ્યો અને પ્રાણીઓને ત્યાં જ સુતાં મુકી નદીએ ગયો. ઘાટનાં પગથીઆં માણસોથી ઉભરાતાં હતાં. કોઇ સ્નાનસંધ્યા કરતાં હતાં, તો કોઇ અર્ધ્ય આપવા માટે સૂર્યોદય થવાની રાહ જોતાં હતાં. હું નાહી રહ્યો એટલામાં તો પૂર્વ દિશા કુંકુમ રંગે રંગાઇ ઉઠી અને જોતજોતામાં સૂર્યનાં કિરણો કુદી આવી ગંગાનાં પાણી પર ગેલ કરવા લાગ્યાં. ગંગાના સ્તોત્ર ભણતા, શ્લોકો ગણગણતા ને અર્ધ્ય આપતા ભાવિક યાત્રાળુઓનાં ટોળાં, તેમનાં પવિત્ર ભાવમય ખુબ ઉપર પ્રકાશ પાડતાં ગંગાનાં ચમકતાં



કિરીટે સૂંઢ લંબાવીને અટારીએ ઉભેલી રમણીના હાથમાંથી મોરપીંછનો ભરેલો પંખો સરકાવી લીધો.

પાણી, ને પ્રભાતનું મંગલ વાતાવરણ. એ સૌ અંતરને આલ્હાદ પમાડી પુનિત બનાવે એવું હતું. પણ આ બધું જોવા હું રોકાઇ શકું તેમ નહોતું, કારણકે કિરીટ ને કપિને રેઢા મુકીને આવ્યો હતો તેની ચિંતા મારા મનમાં પેઠી હતી.

જઇને જોઉં છું તો અજબ તાલ મચી રહ્યો હતો! કપિ કિરીટની ગરદન ઉપર ચડી બેઠો હતો; અને કિરીટ આ ચટકચાળા પ્રાણીથી છંછેડાઇ ઉઠી ચીસો પાડતો આમતેમ ઘુમતો હતો ને સુંઢ વતી વાંદરાને પકડવા યત્ન કરી રહ્યો હતો. હાથીમાં એવી શક્તિ હોય છે કે તે પોતાની પીઠ પરની ચામડી ઉંચી-નીચી ચાહે તેમ સરકાવી શકે છે, ને ઉપર બેઠેલો અજાણ્યો હોય તો તેને પાડી ભોંયભેગો કરી દે છે. પણ તેની ગરદન પર બેસનાર આગળ તેની કંઇ કારી ચાલતી નથી; કારણકે ત્યાંની ચામડી એ સરકાવી નથી શકતો. કપિ ઉસ્તાદ હતો એટલે આ યુક્તિ જાણી

ગયો હતો, ને ડાહ્યોડમરો થઇ કિરીટની ગરદન પર ચોંટી રહ્યો હતો.

જતાંવેંત મેં કિરીટને બૂમ પાડી એટલે તે ધ્રુમતો અટક્યો ને ધ્રુજતો ધ્રુજતો મારી પાસે આવ્યો. મેં કપિને ધમકાવી નીચે ઉતરવાનું કહ્યું; પણ તે તો જાણે કંઇ જાણતો જ ન હોય તેમ ભોળો ભટાક બની મારી સામે જોઇ રહ્યો. આથી ચીડાઇને મેં તેના પર એક પત્થર ફેંક્યો. ચીસો પાડતો તે ત્યાંથી કુદી ઝાડે ચડી બેઠો. મેં કિરીટને થાબડી આશ્વાસન દીધું ને તેનો કાન પકડી શહેરમાં દોરી ચાલ્યો.

કિરીટ મારે પડખે ચાલ્યો આવતો હતો. એવામાં એક ઘરની પછીતને છેડે એક દરમાંથી ઉંદર નીકળતો એની નજરે પડ્યો. ઉંદરને જોતાં જ કિરીટે પોતાની સુંઢ વાળીને મોંમાં ખોસી દીધી ને ઉભી પુંછડીએ નાઠો.

હાથી દુનીઆમાં કશાથી ડરતો નથી; ફક્ત ઉંદર સિવાય. કારણકે ઉંદર તેની સુંઢમાં પેસી જઇ ત્યાંથી નસકોરા વાટે તેના મગજમાં ઘુસી જાય છે, અને તેથી હાથી માથાં પછાડી પછાડીને મરે છે, એમ કહેવાય છે.

બજારમાં ચોતરફ ગભરાટ ફેલાઇ રહ્યો. હું આ જોઇને બહુ ઝંખવાણો પડી ગયો. આગળ કિરીટ ને પાછળ હું, એમ દોડતા દોડતા અમે અમારે મુકામે આવી પહોંચ્યા. અપૂર્ણ ]

## ક્ષત્રિય અને બ્રાહ્મણ

: મનહર છંદ :

એક સમે એક ક્ષત્રિ આગળ બ્રાહ્મણે કહ્યું,
'અરે આજ અસલના ક્ષત્રિ યાદ આવીઆ;
દેશમાં ન થવા દેતા પરદેશીનો પ્રવેશ,
જેઓએ સંગ્રામ સજી જશ સંપડાવીઆ.
અરે, આ ભરતખંડ ભૂમિએ એવા ભૂપાળ,
શૂરવીર, ધીર, ગુણવાળા ક્યાં ગુમાવીઆ?'
કહે દલપતરામ, સુણીને ક્ષત્રિયે કહ્યું,
'અસલના ઋષિઓના રક્ષણે સીધાવીઆ.'

કવિ દલપતરામ






પરશુરામે પૃથ્વીને એકવીસ વાર નક્ષત્રી કરીને બ્રાહ્મણોને વહેંચી દીધી હતી. પણ એ વિના-મહેનતે મળી ગએલી ધરતીનું રક્ષણ બ્રાહ્મણો ન કરી શક્યા. અસુરો ધરણીમાતાની કાયાને ખુંદવા લાગ્યા. આથી ત્રાસીને દેવતાઓએ ભેગા થઇને આબુ પર્વત ઉપર એક અગ્નિકુંડ પ્રગટાવ્યો. એ અગ્નિકુંડની ઝાળમાં ચાર મોટા દેવતાઓએ જવના દાણા છાંટ્યા. તે જ ઘડીએ, એક પછી એક ચાર વીર પુરુષો અંદરથી પ્રગટ થયા. સોળે કળાએ શોભતો તેજસ્વી નર નીકળ્યો તે સોળંકી કહેવાયો. ચારે ભુજામાં હથીઆર ધારણ કરીને હાજર થયો તે ચહુઆણ (ચોહાણ) કહેવાયો. કુંડમાંથી નીકળતાં નીકળતાં પગમાં પોતાનું ચીર ભરાવાથી જે પડી ગયો તેનું નામ પડીઆર પડ્યું. એ ત્રણે તો હાથ જોડીને આજ્ઞા માગતા માગતા નીકળ્યા. આથી દેવતાઓ નિરાશ થયા. છેવટે અગ્નિના ભડકામાંથી 'માર માર'ની ત્રાડ દેતો જે બહાર આવ્યો ને આવીને 'પર' નામના રાક્ષસને જેણે સંહાર્યો તે પરમાર નામે ઓળખાણો. આબુ, ઉજ્જેન ને ચિત્તોડ ઉપર એના વંશની આણ વર્તી ગઇ. ચિત્તોડગઢનાં તોરણ બાંધનાર આ પરમાર વંશનો જ એક પુરુષ હતો.

એ જ વંશનો એક વેલો સિંધના રણવગડામાં પણ ઉતરી આવ્યો. એ વેલો ચલાવનાર મૂળ પુરુષ સોઢાજી. તેના વંશજો સોઢા પરમાર કહેવાયા. સોઢા પરમારોના હાથનો ઉમરકોટ તાલુકો એક વેળા એમની પડતી દશામાં છુટી ગયો, ને નગરપારકરનો નાનો તાલુકો રહ્યો. ત્યાંનું બેસણું પણ ગયું. ને થરપારકર રહ્યું. થરપારકરનું રાજ એટલે તો માત્ર રેતીના રણનું રાજ. રાજધણીને રિદ્ધિસિદ્ધિમાં ઢોર સિવાય બીજું કાંઇ યે ન હોય. માલધારી રાજા પોતાનો માલ ચારીને ગુજારો કરતા, નેસડામાં રહીને રાજમહેલની મઝા લેતા, રોટલા ને દુધ આરોગી અમૃતના ઓડકાર ખાતા ને રૈયતની સાથોસાથ રહી જીવ સાટે રક્ષા કરતા.

બાપુ રતનુજી તો કૈલાસ સીધાવેલ, પણ મા જોમબાઇ હજી બેઠાં હતાં. મા જોમબાઇને ચાર દીકરા. અખોજી, આસોજી, લખધીરજી ને મુંજોજી. મા અને દીકરા ગોડી પારસનાથજીનાં પરમ ભક્ત હતાં.

સંવત ૧૪૭૪માં પારકરમાં કાળો દુકાળ પડ્યો. તાવડામાં ધાણી ફુટે એમ માલધારીઓનાં ઢોર ટપોટપ મરવા માંડ્યાં. આથી ત્રાસીને બે હજાર સોઢાઓ પોતાના ઢોર લઇ દુકાળ વર્તવા સોરઠમાં ચાલી નીકળવા તૈયાર થયા. ત્યારે ચારે ભાઇને ચિંતા થઇ કે એ પારકા મુલકમાં આપણી આ રૈયત જાય તેની રક્ષા કોણ કરશે? તેથી અખોજી બોલ્યા કે 'ભાઇ લખધીર, તું ને મુંજો માણસોની સાથે જાઓ; હું ને આસો આંહી રહેશું.' લખધીરજી ને મુંજોજી પોતપોતાની ઘોડી પલાણી તૈયાર થયા. ત્યાં મા જોમબાઇ બોલ્યાં કે 'બાપ, આપણી રૈયતને પરદેશમાં મા ક્યાંથી મળશે? માટે હું ય સાથે ચાલીશ.'

માતાજી રથમાં બેઠાં, ને બે હજાર સોઢાઓ એના રથને વીંટી વળીને પોતપોતાનાં ઢોર હાંકતા હાંકતા, રસ્તે ચાલતા ચાલતા, દર મજલ મુકામ કરતા ચાલી નીકળ્યા.

પણ લખધીરજીને તો નીમ હતું કે રોજ પોતાના ઇષ્ટદેવ ગોડી પારસનાથનાં દર્શન કર્યા પછી જ અન્ન-

પાણી ખપે. આ દેવતાની પ્રતિમા પીલુ ગામમાં હતી. રોજ પ્રભાતે, જ્યાં મુકામ પડ્યો હોય ત્યાંથી લખધારજી પોતાની હંસલી ઘોડીને પાછી ફેરીને પીલુ જઈ પહોંચે ને દર્શન કરી પાછા આવી પછી જ અન્ન આરોગે. એ રીતે તો જેમજેમ લાંબો પલ્લો થતો ગયો તેમતેમ પીલુ પહોંચવામાં મોડું થવા માંડ્યું. એક પહોર, બે પહોર, ચાર પહોર, ને પછી તો બબ્બે દિવસના કડાકા થવા લાગ્યા. એવામાં એક રાતે લખધીરજીના સ્વપ્નમાં ઇષ્ટદેવ આવ્યા ને બોલ્યા, ‘બેટા, કાલ પ્રાગડના દોરા ફૂટતાં જ તને એક ગામનું ધણ સામું મળશે. તેમાં એક કુંવારી કાળી ગાય મોખરે ચાલતી હશે. એ ગાય પોતાનો આગલો પગ ઉંચો કરી તારી સામે જોઈ જ્યાં જમીન ખોતરે ત્યાં ખોદજે તો તને એક પ્રતિમા જડશે. એ પ્રતિમાનાં દર્શન કરી રોજ જમજે. રથમાં તેને પધરાવી સાથે લઈ જજે, ને જ્યાં રથ ઉભો રહી જાય ને ચસકે નહિ ત્યાં તારા મુકામ કરી કાયમ થજે. તારી ફતેહ થશે.’

બીજે દિવસે પ્રભાતે સ્વપ્નાની વાત સાચી પડી. પાંચાળ ભૂમિમાં માંડવ ડુંગરની ધાર ઉપર જ ગાય મળી ને મૂર્ત જડી. એ માંડવરાજની પ્રતિમાને માતા જેમબાઇ ખોળામાં લઇ બેઠા, ને સોનાના થાળ સરખી પાંચાળ ભૂમિમા મોતીના દાણા જેવા વેરાએલાં ગામડા જોતા જોતા અગ્નિપુત્ર પરમારો આગળ ચાલ્યા.

ચાલતાં ચાલતાં એક દિવસ એક રૂપાળા પ્રદેશની અંદર એક નાની નદીની બરાબર વચમાં દેવનો રથ ઉભો થઇ રહ્યો. ઘણા બળદ જોડીને ખેંચ્યો, પણ પૈડાં ચસક્યાં નહિ. નાડાં બાંધીને રથ તાણ્યો, પણ નાડા તુટી ગયાં. લખધીરજીએ પોતાની પાઘડીનો છેડો ગળે વીંટી, પ્રતિમાની સામે હાથ જોડી કહ્યું કે ‘હે દેવ! તે દિવસ સ્વપ્નામાં તમે કહેલું મને યાદ છે કે જ્યાં રથ થંભે ત્યાં મારે ગામ બાંધી રહેવું. પણ પ્રભુ, આ નદીને અધગાળે કંઇ ગામ બંધાશે? સામે કાંઠે પધારો તો ત્યાં જ આપની સ્થાપના કરૂં.’ એટલું બોલી પોતે પૈડાને જરા હાથ દીધો, ત્યાં તો આરસ-પહાણની બોં હોય તેમ રથ રડવા લાગ્યો. સામે કાંઠે જઈ ઉચાળા છોડ્યા, નાનાં ઝુંપડાં ઉભાં કરી દીધાં અને ચોપાસના નિર્જન મુલક ઉપર પરમારોની સિંધી ગાયો, ભેંશો, બકરાં, ઘેટાં ને ઉંટ ગળે બાંધેલી ટોકરીઓનો રણુકાર ગજવતાં લ્હેરથી ચરવા લાગ્યાં. જે નેરામાં રથ થંભી ગયો હતો તે અત્યારે પણ ‘નાડા-તોડીઉ’ એ નામથી ઓળખાય છે.

પણ પારકી ભૂમિમાં એના ધણીની રજા વિના કેમ રહેવાય? પરમારનો દીકરો ને વળી પ્રભુનો સેવક લખધીરજી તપાસ કરવા મંડ્યો. ખબર પડી કે વઢવાણના રાજા વીસળદેવ વાઘેલાનો એ મુલક છે. નાના ભાઇ મુંજાજીને હાથ વસ્તીને બજાવી લખધીરજી વઢવાણ આવ્યા. દરબારગઢની ડેલીએ બેઠા બેઠા વીસળદેવ ચોપાટ રમતા હતા. ત્યાં જવાન પરમારે ઘોડી પરથી ઉતરી, ઘોડીના પગમાં તાળાબંધ નેવળ નાખી, બગલમાં લગામ પરોવીને રાજાને જઈ રામરામ કર્યા. કદાવર શરીર, પાણીદાર છતાં ભક્તિભાવભીની બે મોટી આંખો, ને હજી ગઇ કાલે જ આબુના અગ્નિકુંડમાંથી ‘માર માર’ કરતો પ્રગટ થયો હોય એવો દેવતાઇ તેજસ્વી ચહેરો. જોતાંવેંત એક જુગની જુની ઓળખાણ હોય તેમ પરમારપુત્ર વીશળદેવજીના હૈયામાં વસી ગયો. મહેમાન ક્યાં રહે છે, કેમ આવેલ છે, નામ શું છે, એવું કાંઇ પણ પુછ્યા વિના પાધરો રાજાએ સવાલ કર્યો કે ‘ચોપાટે રમશો?’

જવાબ મળ્યો, ‘જેવી મરજી.’

‘ત્યારે ઘોડી બાંધી ઘો.’

‘ના બાપુ, ઘોડી મારી હેવાઈ છે. બીજે નહિ બંધાય. એક તરણું પણ મોંમાં નહિ લે. હું બેસીશ ત્યાં સુધી ઉભી જ રહેશે.’

હંસલી પણ જાણે વાતચીત સમજી હોય તેમ એણે કાનસુરી માંડી ને હણહણાટી દીધી. વીસળદેવજીના હૈયામાં વધુ પ્રેમ પુરાણો. અને ચોપાટ ખેલવામાં લખધીરજીનો સાધેલ હાથ જોઇને તો વીસળદેવ પુરો મોહ પામી ગયા.

સાંજ પડી એટલે વીસળદેવે ઓળખાણ પુછી. લખધીરજીએ બધી વાત કહી સંભળાવી કે ‘દુકાળ



માર : અષાઢ '૮૦ એક તેતરને કારણે

ઘોડીને એડ મારી લખધીરજીએ કહ્યું, 'મા, રામરામ! રજપૂતનાં ઘોડાં ને રજપૂતનાં માથાં એક સાથે લેવાય, એ હવે ભૂલશો મા.'



કુમાર: અષાડ '૮૦

એક તેતરને કારણે

લડાઇમાં પોતાના શૂરા સોદ્ધા મર્યા, મુંજેજી મર્યો, પણ શરણે આવેલા તેતરને પરમારની જનેતાએ ન સોંપ્યા.

વર્તવા વસ્તીને લઇ આવ્યો છું. રજા આપો તો માલ ચારીએ.'

વીસળદેવ બોલ્યા, 'એ સો તો કુંડાળું પડી છે. તમે પંચાળી પડ્યા હોત તોપણ બની શકત. પણ તમે નીતિ ન તજી તેથી એ આખી ધરતી હું તમને જ સોંપું છું. સુખેથી ગામ બાંધો. પણ ઉભા રહો. એક શરત છે. રોજ આંહીં ચોપાટ રમવા આવવું પડશે.'

લખધીરજીએ શરત કબુલ કરી. હંસલીના મોયલા પગમાંથી નેવળ છોડી, રાંગ વાળી પોતાના પડાવ તરફ ચડી ગયા. ડાયરો જોઇ રહ્યો કે 'વાહ રજપુત!'

એક દિવસ સાંજે લખધીરજી વઢવાણથી ચોપાટે રમી પાછા આવ્યા ત્યારે મુંજાજીએ વાત કરી કે 'ભાઇ, આજ તો હું પૂજા કરતો હતો ત્યારે માંડવરાજ બે વાર મારી સામે જોઇને હસ્યા.'

ચતુર લખધીરજીએ આ સાંભળી વાત રોળીટોળી નાખી; પણ અંતરમાં એને ફાળ પડી ગઇ કે નક્કી મુંજાજીને માથે ભાર છે. તે વગર પ્રતિમા હસે નહિ.

એ વાત તો વીસરાઇ ગઇ. રોજ સવારે હંસલી પલાણીને લખધીરજી વઢવાણ જાય ને સાંજે પાછા આવે. બધા પરમારો રાત દિ' હીલોળા લે છે.

'માડી, સાંભળ્યું કે?'

'શું છે દીકરી?'

'આ ઓલ્યો રજપુત રોજ મારા બાપુ પાસે ચોપાટ રમવા આવે છે એ ખબર છે ને?'

'હા, એ આવે છે ત્યારથી દરબારે ઓરડે આવવાનું ય ઓછું કરી નાખ્યું છે. કોણ જાણે શું કામણ કરી મેલ્યું છે!'

'મા, તમે બહુ ભોળાં છો. સાચી વાત કહું? એ રજપુત આવ્યો છે સિંધમાંથી. એને એક જુવાન દીકરી છે. મારા બાપુને એની જોડે પરણવું છે, એટલે આ રજપુતને જમીન કાઢી આપી છે. રોજ આંહીં ચોપાટે રમવા બોલાવે છે. પોતે પણ ત્યાં આવજા રાખે છે.'

વીસળદેવનાં રાણી અને એની વડારણ વચ્ચે એક દિવસ આવી વાત થઇ. લખધીરજીની લાગવગ વીસળદેવજી ઉપર એટલીબધી જામી ગએલી કે એના વિના ખાવું ન ભાવે. આ પ્રીતિ વઢવાણના દરબારી નોકરોથી નહોતી ખમાતી. એટલે લખધીરજીનો પગ કાઢવા માટે કામદારે આવી ખટપટ રાણીવાસમાં ઉભી કરી હતી.

રાણીને તો હાડોહાડ વ્યાપી ગઇ કે નક્કી શોક્ય આવશે. આથી એનાં રુવાંડાં સડ સડ ઉભાં થઇ ગયાં. એનું પીઅર સાયલે હતું. પીઅરીઆં ચભાડ જાતનાં રજપુત હતાં. પોતાના બાઠભત્રીજાને બોલાવી, બધી વાત સમજાવી રાણી ફુંફાડી ઉઠી કે 'મારું ચલણ છે ત્યાં સુધી વઢવાણમાં તમે મોજ કરો છો. રાજા નવી લાવશે એટલે તમારો પગ પણ અહીંથી નીકળશે. માટે ભલું ઇચ્છતા હો તો જાઓ, એ કાળમુખા રજપુતોના લમણા વીંખી નાખો ને એને મારી પાર કરતો રસ્તો પકડાવો.'

સંવત ૧૪૭૪ની ફાગણ સુદ ત્રીજ હતી. પ્રતિમાજી હસ્યાં હતાં તેનું પરિણામ આવી પહોંચ્યું. ચભાડના ઘોડા સાયલેથી ચડી ચુક્યા. પણ પરદેશીઓને મારવાનું કાંઇક નિમિત્ત તો પ્રથમ શોધવું જોઇએ. તેથી પરમારોનો પડાવ પડ્યો હતો એટલામાં જ એક તેતરને ચભાડોએ તીર મારી વીંધ્યો. ઘાયલ થએલો તેતર ચોતરફ શીકારીઓ વચ્ચે ઘેરાઇ જવાથી જેમબાઇ માતા પૂજા કરતાં હતાં તેની પ્રતિમાના બાજોઠ હેઠે ચીસો પાડતો ને બીક ફફડતો આવી લપાઇ ગયો. માતાએ એ લોહીતરબોળ પંખીને છાતીસરસું લઇને પંપાળવા માંડ્યું.

ત્યાં તો ચભાડ આવી પહોંચ્યા ને બોલ્યા કે 'અમારો શીકાર સોંપી દો.' જવાબમાં માતાજીએ કહેવડાવ્યું કે

સરણ ગયો સોંપે નહિ, રજપુતાંરી રીત;
મરે તોય મુકે નહિ, (જો) ક્ષત્રી હોય ખચીત.

ચભાડોને તો એટલું જ જોઇતું હતું. એમણે તલવારો ખેંચી. માતાએ કહેવરાવ્યું કે 'શામાટે કાકા ઝેર વાવો છો? તમે કહો તો મારાં ઘેટાં આપું; કહો તો ગાયોભેંશો દઉં; કહો તો તમારા સરદારને મારી દીકરી દઇ વડાલાં સગાં કરું; પણ મારી ઓથે આવેલું પંખી તો ન સોંપું. પણ ચભાડો ન માન્યા. એટલે

મુંજને માતા કહે, સુણ સોઢાના સામ,
કળમાં બળ દાંખો હવે, કરો ભલેરાં કામ.

માતાની આજ્ઞા મળતાં એમ હજાર સોઢા ઉભા થઇ ગયા.

સંવત ચૌદ ચમોતરે, સોઢે કર્યો સંગ્રામ;
રણ બાંધી રતનેસરે, નવખંડ રાખ્યું નામ.
વાર સનીચર, સુદ પખે, દાહા પુરણ ત્રીજ;
રણ બાંધે રતનેસરો, ધારણ મુંજે ધીજ.
રંગભૂમિમાં રણ હુવો, રુધિર ગયો રંગરેલ;
રમત રાજવી રમ ગયો, ક્ષત્રી મુંજો ખેલ.
રીતે મુંજે રણ રહ્યો, પારકરો પરમાર;
વનમાં જોતી વાટડી, ક્યારે આવ કુમાર.
આ અવનિથી ઉઠ ગયો, સોઢાનો સરદાર;
પાટ ચબાડાં પાંચસો, પડયો મુંજ પરમાર.
પડયા ચબાડટ પાંચસેં, સોઢા વીસું સાત;
એક તેતરને કારણે, અલ* રાખી અખીઆત.

ચબાડો મર્યા, પોતાના શૂરા સોઢા મર્યા, મુંજોજી મર્યો, પણ શરણે આવેલા તેતરને પરમારની જનેતાએ ન સોપ્યો.

લખધીરજી તો એ વેળા વીસળદેવની ડેલીમાં ચોપાટ રમવામાં મશગુલ હતા. એને આ દગાની ખબર નહોતી. વીસળદેવની રાણીએ લખધીરજીને પણ તે જ દિવસે ત્યાં ને ત્યાં ટુંકો કરવાનું કાવતરૂં રચેલું. સાંજ પડી એટલે વીસળદેવજીને રાણીએ અંદર બોલાવી લીધા અને કહ્યું કે 'હવે આંહી બેસો.'

'પણ મહેમાન એકલા બેઠા છે.' વીસળદેવે કહ્યું.

'મહેમાનને એકલા નહિ રાખું. હમણાં એના ભાઇઓની સાથે જ સ્વરગાપુરીનો સાથ પકડાવી દઇશ.'

'રાણી, શું બોલો છો?'

'ઠીક બોલું છું. એની દીકરી હારે તમારે પરણવું'તું કાં?'

'અરે, તમે આ શી વાત કરો છો?'

'હું બધું ય જાણું છું. પણ આજ તો મારા ભાઇઓએ એ તમામને જમપુરીમાં પહોંચતા કર્યા હશે.'

વીસળદેવ બધો ભેદ સમજ્યો. દોડતો દોડતો ડેલીએ આવી લખધીરજીને કહે કે 'ભાઇ, જલદી ભાગ. તારે માથે આફત છે. ફરી આવીશ મા.'

જય દઇને લખધીરજી ઘોડી પર પલાણ્યો. પણ ગઢ વળોટવા જાય ત્યાં તો રાણીના કાવતરાબાજો આડા ફર્યા.

'મને કોઇ રીતે જવા દો?' તેણે પુછ્યું.

'હા; તારી હંસલી દેતો જા.'

'ખુશીથી. પણ દરવાજે, આંહી બજારમાં હું ગરાશીઓ ઉડીને હેઠો હાલીશ તો મારી આબરૂ જાશે.'

દરવાજે પહોંચીને લખધીરજીએ હંસલીને એડ મારી ત્યાં તો હંસલી ઉડીને એક નાકાવા જઈ ઉભી. લખધીરજી બોલ્યા, 'બા, રામરામ! રજપુતનાં ઘોડાં ને રજપુતનાં માથાં એય હારે લેવાય, એ હવે ભુલશો મા.'

હંસલીને જાણે પાંખો આવી. ઘણું યે દોડવા જાય; પણ શું કરે? પગમાંથી નેવળ કાઢતાં લખધીરજી ભુલી ગયા હતા. પાછળ વઢવાણની વાર હતી એટલે ઉતરીને નેવળ છોડાય એમ નહોતું. એટલે હંસલીને તો છલંગો જ મારવાનું રહ્યું. હંસલી ધરતી પર ચાલે તે કરતાં તો ત્રણગણું હવામાં ઉડવા લાગી. એમ કરતાં રસ્તામાં અઢાર વીસ હાથનો એક વોંકળો આવ્યો. પાણી ભરપુર હતું. લખધીરજીએ એડ મારી કે હંસલી ઉડીને સામે કાંઠે જઈ પડી. તે જ ઘડીએ ઘોડીના પગની નેવળ તુટી પડી. ત્યારથી એ વોંકળાનું નામ 'ઘોડાટપ' કહેવાય છે.

રસ્તામાં જ લખધીરજીને ફાળ પડી ગઇ હતી. મુકામ પર આવીને જુએ તો મા મુંજાજીના શબનું માથું ખોળામાં લઇને બેઠાં હતાં. એક તેતરને કારણે મુંજો મરે એ વાત સાંભળી લખધીરજીની છાતી સવા વેંત ઉંચી ચડી. માને કહે, 'મા, આજ રોવાનું ન હોય. આજ તો ધોળમંગળ ગાવાનો દિવસ છે. આજ તમારી કુંખ દીપાવી મુંજો સ્વર્ગે ગયો. જોવું એનું મોં? હમણાં ઉઠીને જાણે તમને ઠપકો દેશે. આવું મોત તો તમારા ચારે દીકરાને માટે માગજો, માડી!'

*અલ=પૃથ્વી

'બાપ લખધીર !' મા જોમબાઈ બોલ્યાં, ' તારો બાપ સ્વર્ગે સીધાવ્યા તે દિ' આ મુંજો પેટમાં હતો. એ કારણે મારાથી એની સંગાથે જવાણું નહિ. આજ તારા બાપની ને મારી વચ્ચે વીસ વીસ વરસનું છેટું પડી ગયું. હવે તો મુંજાને સથવારે જ મને રાજી થઇને જાવા દે.'

ચેહ ખડકાની માતાજી દીકરાનું શબ લઇને સતી થયાં. આજ પણ એ જગ્યાએ જોમબાઇ માતાનો પાળીઓ છે. આજ પણ જે બાઇને છાતીએ ધાવણ ન આવતું હોય તે એ પાળીઆને પોતાનું કાપડું અડાડી આવે તો ધાવણની સેડો છુટે છે.

મા અને ભાઇને સ્વર્ગે વળાવીને લખધીરજી શોકમાં નહોતા પડી ગયા. એમણે એ ઠેકાણે ગામ બાંધ્યું. એક રબારણ રોજ મીઠું દુધ આપી જતી તેને બહેન કહેલી. એ રબારણનું નામ મુળી હતું. કોઇ કહે છે કે એ ઢેઢ હતી. એ મુળીની માગણીથી પરમારે ગામનું નામ મુળી રાખ્યું. એ રીતે આજનું મુળી સોઢા પરમારોની રાજધાની બન્યું. એ પછી તો પાંચસો પાંચસો ચોમાસાં પાંચાળની રડીઆળી કાયા ઉપર વરસી ગયાં છે.

—'સૌરાષ્ટ્રની રસધાર'ના અપ્રકટ બીજા ભાગમાંથી

# ઉગતી પ્રજાના

## ઉગતા લેખકો માટે

**: એક નવી તક :**

'કુમાર'માં હવે પછીથી એક નવી બાબત ઉમેરવાની છે. તે એ કે 'કુમાર'ના વાંચનારાઓ માટે બે પાનાં આપવામાં આવશે.

'કુમાર'ના તંત્રીમંડળનો મુળ આશય તો 'કુમાર'માં માત્ર ઉંચી કોટિના લેખો આપવાનો જ છે; પરંતુ અમારા ઘણા વાંચનારાઓનો લખવાનો ઉમંગ એટલો બધો જણાયો છે કે અમારી પાસે તેમના લેખોનો ગંજ થઇ પડ્યો છે. તેમાંથી પ્રસિદ્ધ નહિ કરવા ધારેલા કેટલાક લેખો જે સારા જણાશે તે અપાશે.

આ ગોઠવણ હરીફાઈ માટે નથી. તેમાં ઇનામ કે બદલો મળશે નહિ. 'કુમાર'નું કોઇ પણ ગ્રાહક પોતાની ટુંકી વાર્તા, અવલોકન, પ્રવાસ, કવિતા, કોઈ પ્રાણી કે કુદરતનો અભ્યાસ, કોઈ ઉપયોગી વસ્તુની બનાવટ અથવા કોઇ રસવાળો પ્રસંગ લખી મોકલશે તે લેવામાં આવશે. લખનારાઓએ નીચેના નિયમો ધ્યાનમાં રાખવા.

¶ 'કુમાર'નું કોઇ પણ ગ્રાહક લેખ મોકલી શકે.

¶ લેખ ચોકખા અક્ષરે, શાહીથી, કાગળની એક જ બાજુએ લખેલો હોવો જોઇએ.

¶ દરેક લેખ સ્વતંત્ર વિચાર, અવલોકન કે અનુભવથી લખેલો હોવો જોઈએ. અનુવાદ, ઉતારા કે ફેરફાર કરી લખેલા લેખો નહિ ચાલે.

¶ કોઈ પણ લેખ ૫૦૦ શબ્દોથી વધારે ન હોવો જોઇએ. નાના ટુચકા ૧૫૦ શબ્દોથી લાંબા નહિ ચાલે. ખાસ ગુણવાળા લેખમાં તંત્રી છુટ મુકી શકશે. લેખના અંગનાં જરૂરી ફોટા કે ચિત્રો હોય તો સાથે મોકલવાં.

¶ લેખની શરૂઆતમાં મથાળે જ ડાબે ખુણે લખનારનું પુરે નામ, ગ્રાહકનંબર, સરનામું, તથા લેખ કેટલા શબ્દોનો છે તેની વિગત સ્પષ્ટ લખવાં જોઇએ.

¶ તંત્રીમંડળને લાયક જણાશે તે જ લેખ છપાશે. નહિ છપાએલા લેખો વિષે કશો જ ખુલાસો કરવા તંત્રીમંડળ બંધાતું નથી.

¶ લેખની સાથે, વળતા પોસ્ટેજ પુરતી ટીકીટો અને પોતાના સરનામાવાળો કાગળ લેખક મોકલશે હશે તો જ ન સ્વીકારેલા લેખો પાછા મોકલાશે.



# આકાશદર્શન

દૃષ્ટિ પાંચગી

## મઘા, ફાલ્ગુની અને મણિમાળા

અષાડની અમાસ (તા. ૩૧મી જુલાઇ); સૂર્યોદય ૬ ક. ૧૧ મી.; સૂર્યાસ્ત ૭ ક. ૨૦ મી.

ત્રીજા અંકમાં સપ્તર્ષિના બે તારા (પુલહ અને ક્રતુ) ને સીધી લીટીથી જોડી તે લીટીને ક્રતુની દિશામાં લંબાવવાથી ધ્રુવને ખોળી કાઢવાનું બતાવ્યું હતું. આ લીટીને ઉલટી-એટલે પુલહની દિશામાં-લંબાવવાથી તે મઘા અને ફાલ્ગુનીની વચ્ચે થઇને પસાર થશે. ક્રતુથી ધ્રુવના અંતર કરતાં પુલહથી મઘા-ફાલ્ગુનીના પ્રદેશનું અંતર લગભગ દોઢગણું છે. મઘાનો આકાર દાતરડા જેવો છે. દાતરડાના હાથાને છેડે જે તારો છે તે મઘાના બધા તારામાં વધારે તેજસ્વી છે. તેને મઘાની 'યોગતારા' કહીશું. કોઇ પણ નક્ષત્રનો સૌથી તેજસ્વી તારો તે એ નક્ષત્રની 'યોગતારા' કહેવાય. જેમકે ગયા અંકમાં આવેલો 'પારિજાત' તારો જ્યેષ્ઠાની અથવા તો વૃશ્ચિકની 'યોગતારા' કહેવાય. મઘા-યોગતારાનાં ઉદય અને યામ્યોત્તર દિવસના છે. અસ્ત રાતના ૮ ક. ૩૧ મીનીટે છે. આાં વખત સૂર્યાસ્ત પછી બહુ જલદી હોવાથી મઘા જોવા માટે વધારે સારી રાત્રિએ અષાડ વદની શરૂઆતની છે. અમાસ કરતાં જેટલા દિવસ આગાઉ જુઓ તે દરેક દીઠ ૪ મીનીટ ઉપરના વખતમાં ઉમેરવાથી તે રાત્રે મઘા-યોગતારાનો અસ્ત સમય આવશે.




ફાલ્ગુનીના ચાર તારા છે અને તે ચાર તારા મળીને ખાટલા જેવો એક લંબચોરસ થાય છે. એમાં પશ્ચિમ તરફના બે તારા 'પૂર્વા ફાલ્ગુની' અને પૂર્વ તરફના બે તારા 'ઉત્તરા ફાલ્ગુની' કહેવાય છે. ઉત્તરા ફાલ્ગુનીનો ઉત્તર તરફનો તારો ચારે તારામાં સૌથી ઝાંખો છે. અને દક્ષિણ તરફનો તારો ચારે તારામાં સૌથી તેજસ્વી છે; તેથી તેને 'ઉત્તરાફાલ્ગુની-યોગતારા' અથવા 'ફાલ્ગુની-યોગતારા' કહી શકાય. ફાલ્ગુની-યોગતારાનાં ઉદય અને યામ્યોત્તર દિવસના છે. અસ્ત રાતના ૧૦ ક. ૧૬ મીનીટે છે.

સપ્તર્ષિ, સ્વાતિ, ચિત્રા, હસ્ત, મઘા અને ફાલ્ગુની મળીને એક સુંદર ઘરેણાના જેવો આકાર થાય છે. સપ્તર્ષિ, સ્વાતિ, ચિત્રા અને હસ્ત મળીને એક મણિમાળા થાય છે. સપ્તર્ષિ તથા હસ્ત આ મણિમાળાના બે છેડાના બે આંકડા છે. (જુઓ સાથેનું ચિત્ર) મઘાને એક છુટો આંકડો સમજો, અને તેમાં ભેરવેલી એક બારીક સાંકળી વડે ફાલ્ગુનીની લંબચોરસ ચકતી લટકાવેલી છે એવી કલ્પના કરો, એટલે એક અતિ મનોહર ઘરેણું ખડું થશે.

હવે તો ચોમાસું બેઠું છે એટલે રાત્રિએ વાદળાંઓથી ઘેરાએલી રહેવાની. પરંતુ બધી જ રાત્રિએ કંઇ એવી નહિ હોય. આકાશદર્શનનો રસ ધરાવનારાઓને

તો એકાદ સ્વચ્છ રાત્રિ મળી જ જવાની. અને એ લાગ તેઓ ભૂલવાના નહિ. એમ કરતાં અમાસથી જેટલા દિવસ મોડુંવહેલું થામ તે દરેક દિવસ દીઠ ચાર મીનીટ ઉદયઅસ્તના સમયોમાં વધારતા ઘટાડતા રહેવું.

ગયા અંકના લેખની શરૂઆતમાં છાપની બે ભૂલો રહી ગઇ છે તે વાચકે સુધારી લેવી. એક તો, જેની અમાસની તારીખ ત્રીજી જુલાઈ છાપી છે તે બીજી જુલાઈ જોઇએ, અને તે દિવસનો સૂર્યોદય ૫ ક. ૪૮ મી. છાપ્યો છે તે ૫ ક. ૫૮ મી. જોઇએ.

હરિહર ભટ્ટ




દરદી દૂર દેશામાં કે દરીઆમાં હોય તોપણ તેના હૃદયના ધબકારા સાંભળી શકાય એવું એક યંત્ર રેડીઅમની મદદથી જર્મનીએ બનાવ્યું છે !

ઇગ્લંડમાં વાયરલેસ રાખવાના છ લાખ પરવાના તો અપાઇ ગયા છે.

ઉરૂગુઆઇનો એક શિક્ષક રજાના બાર દિવસ ગાળવા છ હજાર માઇલની મુસાફરી કરી ઇગ્લંડ ગયો હતો !

ઇટાલીના એક રહેવાશીએ પાણીમાં ૩૦૦ વાર ઉંડે પેસી શકે એવું તેજનું કિરણ શોધી કાઢ્યું છે.

સિંધુ નદીમાંથી સુએઝની નહેર કરતાં વધુ મોટી ત્રણ નહેરો બંધાઇને આસપાસનો મુલક ફળદ્રુપ કરશે.

ફ્રાન્સમાં અમીરની પદવી ઉપર કર લેવાની સુચના થઇ છે.

ઑસ્ટ્રીઆ, હોલાંડ, નૉર્વે, પોર્ટુગલ, ઇટાલી, રૂમાનીઆ અને સ્વીડનમાં ફાંસીની સજા નાબુદ થઇ છે.

રશીઆના રાજકુમાર ને રાજકુમારીએ પૅરીસમાં હોટલ માંડી છે. તેમાં રશીઆના અમીરો નોકરો તરીકે કામ કરે છે.

ફ્રાન્સમાં જે ખેડુતો પોતાની જમીન ૩૦૦ વરસ ઉપર થયાં ખેડી રહ્યા છે, તેમને રાજ્ય તરફથી ચાંદ મળવાનો છે.

જર્મનીના વિજ્ઞાનશાસ્ત્રી હર ઑબર્થ, ઑલ્કોહોલ કે હાઇડ્રોજન અને ઑક્સિજનના મિશ્રણના ભડકાઓથી બળ ઉત્પન્ન કરી એક અજબ હવાઇ તૈયાર કરવાના છે. તે હવાઈ છોડવાથી ચંદ્ર સુધી ઉડી શકશે. ચંદ્ર પૃથ્વીથી ૨૪૯,૦૦૦ માઈલ છેટે છે. આ પ્રસંગ જોવાને ચંદ્ર ૫૦૦ ફુટ જ દૂર દેખાય એવાં દુરબીન બનાવશે. આ પ્રયોગ ફતેહમંદ નીવડશે તો હવાઇમાં માણસો બેસે તેવી ગોઠવણ થશે. આ હવાઇ 'ચંદ્રનું બાણ' કહેવાય છે.

ઝેરી વાયુ બનાવવાના પ્રયોગમાં જર્મનીના સાત કારીગરો એ વાયુની અસરથી મરણવશ થયા છે. કાકણ પોતાનાં છોકરાં પહેલાં ભરખે !

બંગાળાની સરકાર જમીનમાંથી વાંસના બનાવેલા નળ વાટે પાણી ખેંચવાના અખતરા કરે છે. વાંસના નળની બનાવટના માત્ર સાડા પાંચ રૂપીઆ ખર્ચ થાય છે, જેથી ગરીબ લોક પણ એનો ઉપયોગ કરી શકશે. જાપાનમાં આવા નળ ખુબ વપરાશમાં છે. આ જાતનું બોરીંગ એક કલાકનું ૭૦૦ ગૅલન પાણી આપે છે. તે પાણી પીવાના તથા ખેતરને પણ પાવાના કામમાં આવી શકે.

સુતી વખતે ઘોરવાનો અવગુણ હવાની નળીમાં ઓપરેશન કરવાથી ટળી શકે છે.

આફ્રિકાના વિક્ટોરીઆના જળધોધ નાયાગરાના ધોધ કરતાં બમણા એટલે ૪૨૦ ફુટ ઉંચા છે.

વીજળી એક મીનીટમાં અગીઆર લાખ માઇલ દૂર જઇ શકે છે.

ઘોડાની ઉમર તેના દાંતની સ્થિતિ ઉપરથી જાણવામાં આવે છે.

છોકરાંઓ જ બધી વસ્તુઓ ખોઇ નાખે છે એવું કંઇ નથી: સરકાર પણ કયારેક એવી ગંભીર ભુલ કરી બેસે છે. હજુ હમણાં જ સરકારે જટલૅન્ડની લડાઇનો એક અગત્યના કોલકરારનો દસ્તાવેજ ખોઇ નાખ્યો છે.

દુનીઆમાં તદ્દન એકાન્ત જીવન ગાળનાર બે માણસો છે, તેઓ ઉત્તર ધ્રુવના દરીયા ઉપરના વાયરલેસ સ્ટેશનની તથા વેધશાળાની સંભાળ રાખે છે. તેઓને વરસમાં માત્ર એકવાર ખોરાક પહોંચાડવામાં આવે છે !

મોરોક્કોમાં સુચનાં ઝાડનાં વનનાં વન છે.

"વીસમી સદી"ની ધાટી પર નીકળતું સુન્દર સચિત્ર માસિક.

| | | |
|---|---|---|
| દર માસે ૭૫ પૃષ્ટના ઉમદા વાંચનથી ભરપૂર ! | **નવચેતન** અને **રંગભૂમિ.** | દર માસે ૪૦ કળાપૂર્ણ ચિત્રોથી શણગારેલુ |

"વીસમી સદી"ની ખોટ અમુક અંશે પૂરી પાડતાં આ માસિક "નવચેતન" એપ્રીલ ૧૯૨૨થી શરુ થયું છે અને ટુંક મુદતમાં તે એટલું બધું લોકપ્રિય થયું છે કે આ માસિક વગર કોઇ પણ જાહેર સંસ્થા તથા લાઇબ્રેરી અધુરીજ ગણાય છે. વળી એપ્રીલ ૧૯૨૪થી મુંબાઇનું "રંગભૂમિ" ત્રિમાસિક "નવચેતન" સાથે ભળી જતાં હવે તે અતી આકર્ષક સ્વરૂપમાં પ્રગટ થાય છે.

તે દર માસે નિયમિત પ્રગટ થાય છે.

ગુજરાતના સર્વ અગ્રગણ્ય લેખકો અને ચિત્રકારો તેમાં પોતાનો ફાળો આપે છે, તે ઉપરાંત બંગાળી સાહિત્યની કૃતિઓ તથા કુશળ બંગાળી ચિત્રકારોના ચિત્રો પણ તેમાં પ્રગટ થાય છે.

તે કોઇ એકજ કોમ, એકજ પક્ષ કે એકજ વિષય માટે પ્રગટ થતું નથી, પણ સાર્વજનિક હોઇ તેમાં સાહિત્ય, વિજ્ઞાન, જીવનચરિત્ર, વાર્તા, હાસ્ય ઇત્યાદિ સર્વ વિગતો પ્રગટ થાય છે.

તે ચિત્રોની કળામાં, શોભોમાં અને સ્વચ્છ છપાઇમાં ખીનહરીફ છે.

તેમાં સાધારણ જનસમાજ પચાવી શકે તેવા સહેલા વિષયો સાદી ભાષામાં હોય છે તેમજ વિદ્વાનોને રૂચે એવું ઉચ્ચ પ્રકારનું લખાણ પણ હોય છે.

તેના વ્યવસ્થાપકો ગ્રાહકોને સંતોષ આપવા બનતું કરતા ચૂકતા નથી

દીવાળીના શુભ પ્રસંગ પર તેમજ માસિકનું નવું વર્ષ શરૂ થતાં એપ્રીલ માસમાં એમ બે ખાસ દળદાર અને સુશોભિત અંકો ગ્રાહકને મળે છે.

## અમારા લેખકો

રા. ન્હાનાલાલ કવિ, રા. કૃષ્ણલાલ ઝવેરી, રા. બ. રમણભાઇ નીલકંઠ, રા. બ. હરગોવિંદ કાંટાવાળા, કવિ અરદેશર ખબરદાર, રા. લલિત, પ્રો. બ. ક. ઠાકોર, અ. સૌ. બ્હેન લીલાવતી, રા. કાન્તિલાલ પંડ્યા, રા. નૃસિંહદાસ વિભાકર, રા. મૂલજી વેદ, રા. ચંદ્રશંકર બુચ. રા. ઓલીયા જોશી, ડૉ. હરિપ્રસાદ દેશાઇ, રા. મસ્તફકીર, પ્રો હરિલાલ મુલાણી, રા. ધૂમકેતુ, રા. છોટાલાલ જાગીરદાર, રા. તારાચંદ્ર અડાલજા, રા. દુર્ગાશંકર શાસ્ત્રી, રા ચીમનલાલ લુહાર, રા. દેશળજી પરમાર, રા. ઇન્સાન, રા. કરીમ મહમદ માસ્તર, રા. શયદા વિગેરે વિગેરે.

## અમારા ચિત્રકારો

શ્રીયુત એમ. વી. ધુરંધર, રા. રવિશંકર રાવલ, પ્રસિધ્ધ બંગાળી ચિત્રકાર શ્રીયુત એચ. મઝુમદાર, શ્રીમાન પુરૂષોત્તમ, રા. રવિશંકર પન્ડિત, રા. દત્તાત્રય રા. ચંદુલાલ શાહ, રા. જાલમગર ગોંસાઇ વિગેરે.

### લવાજમ.

પોસ્ટેજ સાથે હિન્દુસ્તાનના કોઇ પણ ભાગ માટે રૂા. ૬ા≈ છે.

હિંદ બહાર રૂા. ૭ા અને છુટક નકલનો રૂા. ૦ાા છે.

ગ્રાહક ગમે તે માસથી થઇ શકાય છે. લવાજમ અગાઉથીજ લેવાય છે.

### જાહેર ખબરના ભાવ.

જાહેર ખબરના ભાવ નીચે મુજબ છેઃ—

| | બાર માસ | છ માસ | ત્રણ માસ | એક માસ |
|---|---|---|---|---|
| આખું પાનું | રૂ. ૯૦) | રૂ. ૫૦) | રૂા. ૨૭ાા | રૂ. ૧૦) |
| અડધું પાનું | રૂ. ૫૦) | રૂ. ૨૭ાા | રૂ. ૧૫ | રૂ. ૫ાા |
| પા પાનું | રૂ. ૨૯ાા | રૂ. ૧૫ | રૂ. ૭ાા | રૂ. ૩ |

અંદરના પુંઠા પર સવાયા તથા બહારના પુંઠા પર દોઢા ભાવ.

ત્રણ માસનાં નાણાં અગાઉથી લેવાશે. તેથી વધુ મુદતની જાહેર ખબરનાં નાણાં દર ત્રણ માસે એડવાન્સ લેવાશે.

આ માસિકને લગતો સર્વ પત્રવ્યવહાર નીચેને શીરનામે કરવો :—

**ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.**
અધિપતિ અને માલિક "નવચેતન અને રંગભૂમિ"
નંબર ૬, કુપર લેઇન, કલકત્તા.

ધી ગુર્જર પ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ, ૨૭, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા.

# કુમાર

ગુજરાતી પ્રજાનું માસિક

તંત્રી
રવિશંકર રાવળ

વર્ષ ૧ :: અંક ૮

શ્રાવણ
વીરપસલી અંક
૧૯૮૦





લવાજમ

વરસના રૂ. ૬ :: છ માસના રૂ. ૩
પરદેશના રૂ. ૭
છુટક નકલના દસ આના

કુમાર કાર્યાલય
૪૪૮૦, રાયપુરઃ અમદાવાદ

પુસ્તક પહેલું
અંક : ૮




સંવત ૧૯૮૦
શ્રાવણ

ઉગતી પ્રજાનું માસિક
તંત્રી : રવિશંકર રાવળ
કુમાર કાર્યાલય : ૪૪૮૦, રાયપુર : અમદાવાદ


| | |
|---|---|
| મીરાંબાઇ | મુખચિત્ર |
| રક્ષાબંધન | ૨૮૩ |
| મિજલસ | ૨૮૪ |
| મીરાંબાઇ | ૨૮૬ |
| બ્હેનના શણગાર (કાવ્ય) નાનાલાલ દલપતરામ કવિ | ૨૮૮–૮૯ |
| ભાઇબ્હેન (કાવ્ય) | ૨૯૧ |
| વરસાદ વિનોદિની ર. નીલકંઠ | ૨૯૨ |
| મધરાત (કાવ્ય) ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ | ૨૯૫ |
| દીકરો! | ૨૯૬ |
| દેશદેશની કન્યાઓ (ફોટો) | ૨૯૮ |
| ગ્રીક કન્યાઓની ક્રીડા (ચિત્ર) | ૨૯૯ |
| રંગોળી | ૨૯૯ |
| મેંદીનાં પાન | ૩૦૨ |
| ઇતિહાસદર્શન | ૩૦૩ |
| પુછો તંત્રીને | ૩૦૫ |
| મુઆમડાની વાર્તા | ૩૦૬ |
| અથાણું | ૩૦૮ |
| ખરી બનેલી વાતો | ૩૦૯ |
| જરા ઉપયોગનું | ૩૧૨ |
| બ્હેનની આશીષ | ૩૧૩ |
| તમારી ફુરસદે | ૩૧૫ |
| આકાશદર્શન | ૩૧૬ |
| ઉગતી પ્રજા | ૩૧૮ |
| પુસ્તકો: નવાં અને જુનાં | ૩૧૯ |
| માધુકરી | ૩૨૦ |


**બહારગામના એજન્ટો**

નવજીવન કાર્યાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ–૨.
વર્ધમાન ઍન્ડ સન્સ, ૧, પાયધુની, મુંબાઇ–૩.
જોશી બ્રધર્સ, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ–૧.
કરાંચી બુકડેપૉ, નેપીઅર રોડ, કરાંચી.
યુગાન્તર કાર્યાલય, લાલગેટ સામે, સુરત.



કુમાર
વીરપસલી અંક
૧૯૮૦

**મીરાંબાઈ**
(ચિત્રકાર: રવિશંકર રાવળ)




# રક્ષાબંધન

મંગળાગૌરીનું વ્રત ઉજવી આજ હું તને રાખડી બાંધવા આવી છું, ભાઈ.

મારા હાથના કાંતેલ સુતરની આ કુંકુમભરી રાખડી છે. પંચગવ્યથી,* મંત્રથી અને દીપધુપથી એને પવિત્ર કરી દેવને ધરી હતી. હવે એને તારે હાથે બાંધું છું.

ચોમાસાનો નાગે તને નહિ કરડે. રોગની શરદ ઋતુ નિરભય ગાળી સો વરસનો થજે, વીરા.

ગુરુજને તને ઉપનયન દઈ બ્રાહ્મણ બનાવ્યો, અને તું અધ્યયન કરવા ગુરુને આશ્રમે જાય છે તેથી હું ક્ષેમ ઈચ્છવા આવી છું.

સ્વદેશના રક્ષણે તું સૈનિક થઈ યુદ્ધે સીધાવે છે, તો રક્ષાબંધનની સાથે જ તારી બેનની આશિષ છે કે ' તારો જય હો. '

અરે, આ હિંસાની લડાઈ તે કેટલીક લંબાશે ? લાવને, રણમેદાનમાં જઈ આજે જ શત્રુરાજાને ભાઈ કરી રાખડી બાંધી આવું. ધર્મની માનેલ બેન ખાતર પણ એ સલાહસંપ કરી પાછા જશે.

અને તું તો વણજવેપાર માટે વહાણ ભરી સફરે જાય છેને ? ભલે સીધાવ, ભાઈ. સંમૃદ્ધ થઈ તું ક્ષેમકુશળ ઘેર વળજે.

શ્રાવણી પુનમના ચંદ્રને વાદળાં વળુંધે છે; તારા જીવનમાર્ગમાં પણ વિઘ્નો નડશેઃ પણ વીર, બેનની રાખડીએ ચંદ્ર શો તું ફરી અખંડ પ્રકાશશે.

* ગાયથી ઉત્પન્ન થએલા પાંચ પદાર્થઃ દુધ, દહીં, ઘી, છાણ અને મૂત્ર.




## લક્ષાધિપતિ

એ શબ્દ સાંભળીને ઘડીભર તમને એમ થતું હશે કે તમે પણ લક્ષાધિપતિ હોત તો કેવું ?

પણ માનશો ? તમે સાચ્ચે જ લક્ષાધિપતિ છો ! આપણામાંના દરેક જણ લક્ષાધિપતિ છે. હું, તમે, આપણે સૌ લક્ષાધિપતિ છીએ.

દુનીઆ આખીમાં અત્યારે સૌથી વધારેમાં વધારે પૈસાદાર માણસ મિ. રૉકફેલર કરીને એક અમેરિકન ગણાય છે. પરંતુ એ રૉકફેલરની દોલત પણ આપણી દોલત આગળ કંઇ જ વિસાતમાં નથી.

તેની પાસે મહોરો કેટલી છે તે ગણી શકાય છે. તેના હીસાબનીશો તેની ઉપજ તથા ખર્ચના આંકડા ગણી શકે છે. પણ ઇશ્વર તરફથી આપણને મળેલી દોલતનું માપ કાઢવાને તો કોઇપણ સમર્થ નથી. ખરે, ખરા ધનવાન તો આપણે છીએ. પણ આપણે એ દોલતનો શો ઉપયોગ કરીએ છીએ ?

મહોરો, સોનાચાંદી ને હીરાઝવેર કરતાં યે કીંમતી એવા તમારી લાખો—કરોડો પળોનો તમે શો ઉપયોગ કરોછો ?

કોઇ માણસ ઉડાઉ હોય, ખુબ પૈસા ઉડાવતા હોય, લાખો રૂપીઆ વેડફી નાખતા હોય, તેના તરફ દુનીઆ કેવો અણગમો બતાવે છે ? એને માટે કોઇને ચાહ નથી. માન નથી: સૌ એને મૂર્ખ—ગુનેહગાર ગણે છે. પણ ખચિત માનજો કે ઇશ્વરની આપેલી અણમુલ પળો તમે વેડફી નાખતા હો, તમારો અમૂલ્ય સમય ગુમાવતા હો, તો તમે એ પૈસાના ઉડાઉગીર કરતાં પણ મોટા ઉડાઉગીર છો; એના કરતાં વધુ મૂર્ખ છો—વધારે ગુનેહગાર છો.

રૉકફેલર કદાચ દુનીઆમાં એક હશે; એનાથી ઉતરતા એના જેવા બીજા બેપાંચ હશે; પણ લાખો પળોના માલિક ધનપતિઓનું—સમયના શ્રીમંતોનું ટોળું કેવડું મોટું છે એનો ખ્યાલ તો કરો ! દરેક ઘરમાં, દરેક પોળમાં, નીશાળમાં, કારખાનામાં દુકાનમાં કે બજારમાં—ઠેરઠેર તમારા જેવા અસંખ્ય અમુલી પળોના માલિકો વસે છે.

એક જ પળનો ખ્યાલ બાંધો અને તેની કીંમત વિચારો. એ એક પળમાં તો તમે અમર થઇ શકો. એ એક જ પળમાં તમે કોઇ નવો વિચાર દુનીઆમાં સુઝી શકો; એક જ પળમાં તમે કોઇ નવી બનાવટ શોધી કાઢી શકો: અથવા જ્ઞાનનો કોઇ મહાન ભેદ બાહાર લાવી શકો. એક જ પળમાં કોઇક ગરીબનું દુઃખ ફેડી શકો કે કોઇ ગમગીન ચહેરા પર હાસ્ય ચમકાવી શકો.

### હલકું સાહિત્ય

બેન વાંચે ને ભાઇ સાંભળે, દીકરો માબાપને વાંચી સંભળાવે, ગમે તે ગમે તેની આગળ નિખાલસપણે રસથી વાંચી શકે, નાનાં બાળકોને જેમાંથી વાર્તાઓ કહી, ચિત્રો બતાવી આનંદ આપી શકાય, એવું નિર્દોષ વાંચન અળગું કરીને આપણા દેશનાં માણસોનાં ટોળેટોળાં હલકા રસની હલકી વાતોમાં ખુબ ખર્ચ કરી શકે છે અને માણી શકે છે, એ જોઈ દરેક સજ્જનને તો ખેદ જ થતો હશે. પણ એ જોવા છતાં પણ કેટલાં ઓછાં માણસો સારા વાંચનને ટેકો આપી નડારાંની સામે વાંધો ઉઠાવે છે ?

ગયો અંક વાંચનારાઓને અતિશય પસંદ પડેલો એવા જથ્થાબંધ અભિપ્રાયો અમને મળ્યા છે. વાંચનારને શું ગમે છે, એમને શું આપવું

'ઓહો, આટલું જ કામ ને ? એ તો કાલે થશે. ઇશ્વરે જીંદગી આખી આપી છે; ચાર દહાડા મોજ તો કરી લઇએ.' એમ વિચારી તમે બેદરકારીથી એશઆરામમાં ડુબી જાઓ છો.

અથવા તો 'અરે, રામ ! આવડી તે વિપત્તિ ? નવું સાંધું ત્યાં તેર તુટે છે. ચોતરફથી આપદા જ આપદા ! કંઇ આરોવારો હશે ?' એવા નીસાસા નાખી કપાળે હાથ દઇ તમે નિરાશા ને ગમગીનીમાં ડુબી પડો છો.

પણ એ એક જ પળે તમને ખ્યાલ આવે છે કે કીંમતી સમય ચાલ્યો જાય છે—એળે જાય છે.

અને મોજશોખને થપ્પડી મુકી, કે નિરાશાને દૂર ફેંકી દઇ તમે ચટાપ દઇને ઉભા થાઓ છો; ટટ્ટાર થઇ, છાતી ફુલાવી, ઉંચું માથું કરી કર્તવ્ય કામે લાગો છો.

અને નહિ તો પછી, તમારી જીંદગીનો અમુલો સમય તમે રોળ-ટપ્પામાં, મોજશોખમાં, આળસમાં, નિરાશામાં કે દુર્વ્યસનમાં ગુમાવી દુનીઆમાં દુઃખ અને દાળદરનો વધારો કરો છો.

ચાલતી પળનો મહીમા અપાર છે; તેનું મુલ અમુલ છે. એવી લાખો કરોડો પળોના આપણે માલિક છીએ. તેનો યોગ્ય ને સુંદર ઉપયોગ કરવાને ઇશ્વરે આપણને તેનો ભંડાર ભરી આપ્યો છે.

લોભીઆ ધન સંઘરી મુકે છે; એકલપેટા જાત માટે જ ખર્ચે છે; ઉડાઉ લોકો નકામું વેડફે છે; પણ સમયના ઓ ધનપતિઓ ! ઓ સમયપતિઓ ! તમે ધારો તો તમારા ધનથી તમે આ દુનીઆને નવો અવતાર આપી શકો એટલી શક્તિ ધરાવો છો.

સોનાથી પણ સમય ચડે. આપણી એકેએક પળ બહુમુલ રત્ન કરતાં પણ કીંમતી છે. એ એક એક પળમાં આપણા પોતા માટે, આપણા કુટુંબ માટે, પાડોશી માટે, દેશજનો માટે, સારા વિશ્વ માટે આરોગ્ય, જ્ઞાન અને કલ્યાણ મેળવી આપવાની શક્તિ રહેલી છે.

આવી અણમુલ પળોના અખુટ ભંડારને તમે વેડફી નાખશો ? 'ઓ જાય, ઓ જાય' કરતા રહીએ, ને આંખના પલકારામાં એકેક પળ ઉડતી જાય છે તેને એળે જવા દેશો ?

કેમ જવા દેવાય ? એ એકેએક પળનો બરોબર કસ કાઢો; તેનો વિચારપૂર્વક પુરેપુરો ઉપયોગ કરી લો.

અને પછી ?

પછી તમે ખચિત માનજો કે દુનીઆમાં તમે ગમે તેવા સાધારણ માણસ હશો તોપણ તમારું કલ્યાણ સાધી શકશો અને જગતના કલ્યાણમાં અનેક રીતે ઉપયોગમાં આવી શકશો.

હવે 'કુમાર'ની જરૂર ન હોય તો એણે બંધ જ થઇ જવું જોઇએ. પણ ગયા છ માસના હીસા-બને અંતે ખોટના ભારે આંકડાઓની સાથે અમે એ પણ જોયું છે કે લોકોને 'કુમાર' ગમ્યું છે; તેમને 'કુમાર' જોઇએ છે. પરંતુ એની પા-છળ કરવા પડતા મોટા ખર્ચને પહોંચી વળવા જેટલો ટેકો એને હજી નથી મળ્યો. 'કુમાર' વધારે દળદાર, અને છતાં બને તો સસ્તું પણ થાય એ અમારી નેમ છે. અને તેને માટે ગ્રાહકોના ટેકાની જરૂર છે. અમારો તો નિશ્ચય છે કે જાતે ઘણાંમાં ઘણો ભોગ આપતું છતાં, અને દૂર જ-ઈને મોટી નુકશાની-માં ઉતરવું છતાં પણ 'કુમાર' તેના ગ્રાહ-કોની એક પાઇ પણ ખોટી ન થવા દે. વાંચનારા જો 'કુમાર'ને પગભર અને સબળ કરવા ટેકો આપશે તો અમે હિમ્મતથી કહી શ-કીએ છીએ કે થોડા જ વખતમાં તેને, હાલ છે તે કરતાં પણ વધારે સુંદર, વધારે ઉપયોગી અને બને તો સસ્તું પણ, બનાવવા આગે ચૂકીશું નહિ.

ર સસ્તું કરીને એ છાં મેળવી લઇએ.

**નિશ્ચય**

ત્વેતા છે કે પ્રજાને

**મિત્રો કરવાનો સહેલામાં સહેલો રસ્તો એ છે કે કોઇને દુશ્મન ન કરવા.**



# મીરાંબાઈ

વૈષ્ણવધર્મના ઉદયકાળે કૃષ્ણચંદ્રના સાચા પ્રેમની બીજ ઉગી તે મીરાંબાઈ.

મીરાંમોહનનો અલૌકિક લગ્નસંબંધ આપણને ગઈ કાલ જેટલો જ નાનો લાગે છે. ગોપીઓનું જે જીવન પદ અને ભજનમાં ગવાતું, તેને મીરાંબાઈએ સાક્ષાત જીવી બતાવ્યું અને સાચો સ્નેહ સમજાવ્યો.

સંસારીઓની ખોટી શરમ તજી, નાનામોટા ત્રાસ વેઠી, જેણે ઇષ્ટદેવની ભક્તિ જીવતાં સુધી કરી એટલું જ નહિ, પણ જે ઇષ્ટદેવ સાથે એકાકાર થઈ ગઈ, એ મીરાં પોતે જ 'ભક્તિ'નો અવતાર નહિ તો બીજું શું?

વણખેડી જમીન જેવી ગુજરાતી ભાષા વેરાન હતી તે વેળા એમાં ફુલ જેવાં અમર પદ ઉતારનાર એ મારવાડની રણવેલ મીરાંબાઈ. ગુજરાતી કવિતાની એ માતા છે.

મીરાંબાઈનું સંપૂર્ણ ચરિત્ર એમનાં પદોમાં ભર્યું છે; કારણકે એમનું આચરણ અને એમનું લખાણ એ જુદાં જુદાં નહોતાં.

ખરા અંતઃકરણની એક પણ લીટી લખાય તો માનવીનું હૃદય તેને સંભારી રાખે છે, તેની ખાતરી 'મીરાંકે પ્રભુ ગિરધર નાગર' છે. મીરાંના પ્રભુ એક ગિરધર, અને એ એક ગિરધરના જ ગુણગાનઃ આટલો એમના જીવનનો ટુંક સાર છે.

ગોસ્વામી તુલસીદાસ અને નરસિંહ મહેતાની જેમ મીરાંબાઈના જીવનમાં પણ કેટલીક ચમત્કારિક વાતો બની છે. 'એ વાતો ખોટી છે' એમ કહેવાની શંકા સૌને થશે; પણ 'એ વાતો સાચી છે' એમ કહેવા જેટલી શ્રદ્ધા કોઈનામાં ક્યાં છે? શંકા કરતાં શ્રદ્ધા વધુ બલવતી છે.

મીરાં કાંઈ એક મેવાડની કે ગુજરાતની જ નથી, પણ હિન્દુસ્તાન આખાની છે—સારી કૃષ્ણભૂમિની છે.

એક ઠેકાણે બાઈ મીરાં કહે છે કે

દિલ ખોલીને દીવો કરો રે.

એમણે તેમ કર્યું છે. તો આપણે પણ મીરાંના જીવનદીવડામાંથી થોડું અજવાળું ભરીએ.

**જન્મના સંસ્કાર**

'ભાઇ, મંગળાના દર્શન કરવા ચાલ.'

'બેન, તું તો ઘેલી તેટલી વહેલી. ચતુર્ભુજની હવેલીએ જવું હોય તો તો જાણે ઠીક.'

'પણ જયમલ, દાદાજી અને કાકા બન્ને દર્શન કરી ગયા. મેં દીપધુપ કરી ફુલ ચડાવી પ્રસાદ પણ ધરી લીધો. હુ સેવામાંથી ઉઠી તે તું તો હજુ નાવણ જ કરે છે. જલદી ચાલ નહિ તો દર્શન બંધ થઇ જશે.'

'મીરાં, ઠાકોરજીનાં દર્શન દેનારી ન દેનારી પણ મારી બેનને?'

'ના, એ ન ચાલે. ભગવાન આગળ ભાઇબાઈ કેવા?'

*

રાવ જોધાના સ્થાપેલ જોધપુરના દુદાજી રાઠોડને મેડતા પરગણું મળ્યું. તેને બે દીકરા: વીરમજી અને રત્નસિંહ. વીરમજીનો પુત્ર જયમલ અને રત્નસિંહની કુંવરી ભક્તકવિ મીરાંબાઈ.

ફટાયા કુંવર રત્નસિંહને જીવાઇમાં કુડકી અને વાજોલી એમ બાર ગામ મળ્યાં હતાં. મીરાંબાઇનો જન્મ આ કુડકી ગામમાં સંવત ૧૫૫૫માં થયો હતો. શીલાલેખ બોલે છે કે મેડતા મુળ મેડન્તકપુર કહેવાતું. કાળબળે એ શહેર નાશ પામ્યું; તેને પાછું દુદાજીએ વસાવ્યું. મીરાંનો જન્મ પાછળથી અવતાર મનાયો તેથી આજ પણ અજમેરની આસપાસનો વીસ કોસનો પ્રદેશ 'મીરાંબાઇકા દેશ' નામે ઓળખાય છે.

આ વૈષ્ણવ રાજકુટુંબના ધાર્મિક સંસ્કાર મીરાંના મનમાં ઉંડા રમતા હતા. દાદાને એ દર્શને જતા જોતી, પુન્ય કરતાં દેખતી અને પદ ગાતા સાંભળતી. પોતે પણ આમાં સાથ પુરાવતી અને રસપૂર્વક ઠાકોરજીને નવા વાઘા સજાવી શણગારતી.

એક વેલાનાં બે ફુલ જેવાં પીતરાઇ ભાઇબેન મીરાં અને જયમલ બાળપણ ભેગું જ ગાળતાં.

**'વરીઆ વરીઆ શ્રી ગિરધરલાલ'**

મીરાં દસેક વરસની થઈ એવામાં દુદાજીના દરબારમાં એક સાધુ આવ્યો. સાધુ પાસે શ્રીકૃષ્ણની એક મૂર્તિ હતી. એ મૂર્તિ જોતાં જ મીરાં મોહી. એણે પેલા સાધુને મૂર્તિનું નામ પુછ્યું. જવાબ મળ્યો, 'શ્રી ગિરિધરલાલજી.'

મીરાં બોલી, 'એ તો ટચલી આંગળીએ માથે ગોવર્દ્ધન ધારે ને હાથમાં બંસી બજાવે; વાહ! મને એ બહુ ગમે છે. તમે આપશો? હું ભાવથી રોજ પુજા કરીશ.'

'કાંઈ બચ્ચાબાલાના ખેલ હશે?' કહીને સાધુ તો ચાલ્યો ગયો. મીરાં તો ધ્રુસકે ધ્રુસકે રડવા માંડી. 'ગિરધરલાલ ગિરધરલાલ' કહીને સાદ પાડવા લાગી. એ તો ન ખાય ને ન પીએ. દિવસે દિવસે સોરાઇને સુકાતી જાય. જ્યારે જયમલે આ વાત જાણી ત્યારે બેનનો ભક્તિભાવ સંતોષવા એ પેલા સાધુ પાસે ગયો અને તેને મૂર્તિ આપવા ખુબ કહ્યું. સાધુ એક ટળીને બે ન થયો. આખરે કેટલીક રકઝક પછી એટલું માન્યો કે જો ગિરધરલાલજી પોતે સ્વપ્નમાં આવીને મને કહે તો સોંપું. મીરાંની અચળ શ્રદ્ધા, અપવાસનું તપ અને સાચો ભક્તિભાવ ફળ્યાં. સાધુના સ્વપ્નમાં ગિરધરલાલ આવ્યા અને બોલ્યા કે 'તારૂં કલ્યાણ ઇચ્છે તો મને મીરાંને દઇ દે.' સાધુ તો વહેલો ઉઠીને મૂર્તિ મીરાંને ખોળે મુકી આવ્યો. મનગમતી મૂર્તિ મળી ગઈ એટલે મીરાં તો સેવાપુજામાં મશગુલ રહે, ઠાકોરજીને નામે નાનાં પદ બનાવી પ્રેમ કરે અને એકાન્તે એકલી પડી વાતો માંડે.

એકવાર મીરાંની અટારી આગળથી વરઘોડો નીકળ્યો. મીરાં તો ઝટ લઇને જોવા દોડી. એણે પોતાની માતાને પુછ્યું. 'મા, મા, આ શું?'

'એ વરઘોડો. વર પરણવા જાય છે.'

'અમે જેમ રાધાકૃષ્ણના વિવાહ કરીએ છીએ તેમ?'

'હા'

'ત્યારે મા, મને પરણાવોને? મારો વર કોણ થશે?'

'તારો વર શ્રી ગિરધરલાલ.'

થયું. માએ દીકરીને વર દીધો અને ભોળી દીકરીએ તેને સ્વીકારી લીધો. મનમાં તે પોતાના ઇષ્ટદેવને પરણી. આ પછી થોડે વખતે મીરાંની માતા સ્વર્ગવાસી થઇ.

**લગ્નવિધિ**

મેવાડની રાજધાની ચિત્તદુર્ગ અથવા ચિત્તોડની

ગાદીએ રાણો સંગ હતો. (ઈ. સ. ૧૫૦૯–૧૫૨૮) તેનો પાટવી કુંવર ભોજરાજ. રાણા સંગને બીજા પણ પુત્રો: રાણો રત્નસિંહ, રાણો વિક્રમાદિત્ય અને રાણો ઉદયસિંહ રાણાનું કુળ શૈવધર્મી હતું. અગાઉ પણ ધર્મભેદ ગણ્યા વગર મેવાડ અને જોધપુર ઘણીવાર લગ્નગાંઠથી બંધાએલાં હતાં. એટલે આ વેળા પણ મીરાંનો વિવાહ એના પિતાએ મેવાડના પાટવી કુમાર ભોજરાજ સાથે કર્યો, અને સંવત ૧૫૭૩ મા લગનજોગ મીરાંનાં તોરણ લીધાં, ધામધુમથી વાજતેગાજતે મેવાડની જાન આવી. ઢોલ વાગ્યા અને સામૈયાં થયાં મીરાં મંગળ વરતે છે અને ખોળામાં 'ગિરધરલાલજી' રાખ્યા છે. પીઅરપક્ષે ખુબ દાયજો પુર્યો. પાલખીમા ગિરધરલાલને પધરાવી મીરાં સાસરે ચાલી.

ચિત્તોડમાં રાણાજીને ઘેર કુળદેવી આગળ મીંઢળ છોડાવવા મીરાંને લઇ જવામા આવી. સાસુએ મીરાંને દુર્ગાદેવીને પગે લાગવા કહ્યું. મીરાંએ ના પાડી.

'વહુ, એ આપણા કુળની રીત છે. તમારૂં સૌભાગ્ય અખંડ રહેશે.'

'એમ હોય તો તો કોઈ બાઇ વિધવા જ ન હોય.'

'ઇશ્વિરે તમને ઉંચુ કુળ અને મોટું રાજ્ય આપ્યું છે. વળી લોક બુરૂં બોલશે.'

'રાજ્ય મારે નથી ભોગવવું, અને લોક ઝખ મારે છે. હું માગ ગિરધરલાલ વિના કોઇને નહિ નમું.'

બહુ બહુ ફોસલાવ્યા છતાં પણ મીરાંવહુ ન માની તેથી સાસુ રોષે ભરાઇ. તેણે આ વાત કુમારને કહેવડાવી. આખરે એવું થયું કે તે દિવસથી હઠીલી મીરાંને એક ભુતીઆ મહેલમાં એકલવાસ અપાયો અને કુમાર ભોજરાજ એને છાંડીને તરત બીજી સ્ત્રી પરણ્યા. ઓરડાની ભયંકર એકાન્તમાં મીરાં તો ઇષ્ટદેવની પુજા કરવા લાગી. ઠાકોરજીનો વાસ થવાથી અને ભજનનાં સંગીતથી ભુતીઆ મહેલનું વાતાવરણ પવિત્ર અને મધુર થઇ ગયું. અબોલાનાં એકબે વરસ આમ ગયાં અને ભોજરાજ કુંવરપદે જ મૃત્યુ પામ્યા. દુનીઆની નજરે મીરાં વિધવા બની. સંસારે ચડાવેલો ચુડો આમ આજ ઉતર્યો. પણ મોહન વરની બાળ-કુંવારી મીરાંને તો રાંડવાનો ભે ક્યારનો ટળી ગયો હતો.



પ્રેમને પંથે

સંસારી મોહની વાસના મુકી મીરાંબાઇ ન્યારા રસ્તા ઉપર ચડી હતી. આજલગી એની ભક્તિ સંસારના પાતળા પડદાથી ઢંકાએલી હતી. પતિના મૃત્યુ પછી એણે 'પૂર્વ જનમની પ્રીત' જાહેર કરી, દીધેલો કોલ પાળ્યો, અને ગાયું કે

'વરીઆ વરીઆ શ્રી ગિરધરલાલ, જાણે જગ કાંઈ નથી છાનું.'

સૌ કોઇને એણે સમજાવ્યું કે

'ઓઢું હું કાળો કામળો, દુજો ડાઘ ન લાગે કોઈ.'

ખોટી લોકલાજ ખોઇને મીરાંએ સાધુસમાગમ શોધ્યો,

## બ્હેનના શણગાર

'કાનની પછેડી ફુલડાં ભાત' એ લોકગીતનો ઢાળ

કેસરી કેવડો બ્હેનને માથે,
ઉજળો મોગરો બ્હેનને હાથે;

હજારી ગોટા ને ગુલાબી હાર,
બ્હેનને ધરાવશું એવા શણગાર.

કેવડે કેવડે ન્હાનેરા નખ,
બ્હેનના અમશું આછેરા ડંખ;

મોગરે મોગરે કુમળાં પાન,
બ્હેનનાં પામશું પુણ્યનાં દાન.

હજારી ગોટાનાં હજાર બાણ,
બ્હેનને ડુલાવવાની દેવની આણ.

ગુલાબપાંદડી ફોરે સુવાસ,
બ્હેનને હસવે એવો ઉલ્લાસ.

ફુલડે ફુલડે મધની રેલ:
બ્હેનને અંગ અંગ એવાં હેત.

સંતજનને બોલાવી મંડળીઓ બનાવી અને કૃષ્ણભજન કરવા માંડ્યું. પોતાને રાજઓરડે છડેચોક હાથે કરતાલ લઈ, પગે ઘુઘરા બાંધી, પદો ગાઈ ધુનભર એ નાચી.

અહીંથી મીરાંએ સમાજની જડ રૂઢિઓ સામે બંડ ઉઠાવ્યું. મીરાંએ માન્યું કે 'ખોટું છે તેને ખરૂં માનવું અને ખરૂં છે તેને ખોટું ગણી છોડી દેવું એ વિશુદ્ધ પ્રેમ કે સાચા ભક્તિનો માર્ગ હોય નહિ.' પરિણામે આ બંડખોર અબળા દંડ ભર્યા વગર ન જ બચી. સાચને સોનાની પેઠે તાવ્યા વગર—કસોટી કર્યા વગર સમાજ સ્વીકારતો જ નથી. 'પ્રેમપંથ તો પાવકની જ્વાળા' છે; પણ પ્રભુ પોતાના પ્રેમપાત્ર ભક્તને બચાવવા હાજર જ હોય છે.

સંવત ૧૫૮૪માં રાણા સંગનું મૃત્યુ થયુ અને કુંવર રત્નસિંહ ગાદીએ આવ્યો. આ વખતે નાનો ભાઈ વિક્રમાદિત્ય રણથંભોરમાં હતો. એને મેવાડની ગાદી પચાવી પાડી રાણા બનવાનું મન થયું. આથી ભાઈઓ વચ્ચે વિરોધ પડ્યો. બન્ને જણાએ રણથંભોર આપી દેવાની શરતે મોગલ બાદશાહ બાબરની મદદ માગી. આમ ચિત્તોડના રાજવંશમાં કુસંપનું બીજ રોપાયું. સંવત ૧૫૮૮માં રાણો રત્નસિંહ લડાઈમાં મર્યો અને રાજ્યસિંહાસને વિક્રમાદિત્ય બેઠો. એની ઉંમર માત્ર વીસ વરસની હતી. એ સ્વભાવે બાલિશ અને વૃત્તિનો ક્રૂર હતો. પટાવતવર્ગ પણ તેના છીછરા-છળાપણાથી અત્યંત અસંતોષી રહેતો. પારકાંના મત માની એણે મીરાં જેવી સતીને પીડવા માંડી.

### સત્સંગનો રસ

દરબારગઢમાં ચંપા અને ચમેલી નામે બે દાસીઓ હતી. રાણાએ તેમને મીરાંને ઓરડે મોકલી. તેઓએ બાવા-જોગીઓનો સંગ છોડી દેવાની સલાહ દીધી. વધુમાં તેઓએ કહ્યું કે 'તમે મોટા ઘરનાં વહુ છો. આમા મેવાડની આબરૂ જાય છે. રાણાજી નાહક વગોવાય છે. ધર્મ પાળવો હોય તો બીજી રીતે ક્યાં નથી પળાતો ? ઓઝલપડદો છોડયે તમને ભગવાન મળશે ?' મીરાં તો આ સાંભળીને પ્રેમભાવથી કૃષ્ણનાં પદ ગાતી ભજનમાં વધુ મસ્ત થતી.

પણ મીરાંના થોડાક સહવાસથી બન્ને દાસીઓના મનમા એના તરફ પક્ષપાત થયો—પૂજ્યભાવ જાગ્યો. સુંદર સ્વચ્છતા અને નિર્મળ ભક્તિ જોઈને તેમને કૃષ્ણપ્રભુ માટે આદરભાવ ઉપજ્યો. સંસારી વાતોમાં, ખરાબ ગપ્પાંમા કે નકામી કુથલીમા નાહક વખત ગુમાવવો મુકી તેઓ પાદપુજા ને ભજનકીર્તન કરવા મંડી, અને ધીમેધીમે તેઓ મીરાંની શિષ્યાઓ બની મંડળીમાં ભળી ગઈ. રાણાજીને જ્યારે આ બાબતની જાણ થઈ ત્યારે એ હેરત પામ્યો. સત્સંગના રસની એને શી ખબર ? બીજાં કેટલાંક માણસ મોકલ્યાં તેઓ

પણ મીરાંના સત્સંગી થઇ ગયાં. ચોકીદારો જ ચોરના સાથી બને છે એ જાણી રાણો પારાવાર ખીજાયો. પણ શું કરે? અંતે તેણે પોતાની બેન ઉદાબાઇને મીરાં પાસે મોકલી. ભાભી નણંદ વચ્ચે ઘણી વાતચીત અને સમજાવટ ચાલી.

ઉદા: ભાભી, મોતીની માળા, રત્નજડિત ઘરેણાં અને જરીઆન ચીર પહેરો ને આ ઇંદગી છોડી દો.

મીરાં: બાઇ, શીલ ને સંતોષમાં મને બધું મળ્યું છે.

ઉદા: સાધુડાંનાં ટોળાં મેલીને રંગમહેલે ચાલો.

મીરાં: સાધુસંત મારા માબાપ છે. હું તેમને વેચાઇ છું.

ઉદા: ભાભી, આ છાપાંતિલક છોડીને શિવધર્મ પાળશો તો કાયાનું કલ્યાણ થઇ જશે.

મીરાં: મેં તો કૃષ્ણભક્તિની ચુંદડી ઓઢી છે. સૌ ધર્મોમાં સરખું કલ્યાણ છે.

ઉદા: ભાભી, તમે તો અમારૂં કુળ બોળ્યું. આખું શહેર તમારી નિંદા કરે છે.

મીરાં: બાઇ, બોલે તેમને બોલવા દો: આપણે ભગવદ્ નામથી કોઇને શરમાવા જેવું નથી.

ઉદા: ભાભી, રાણોજી તમારા જ્ઞાનની પોથી માગે છે.

મીરાં: મારી પોથી તો ખાંડાની ધાર છે. હાથમાં ધારવી એ સહેલી નથી.

મીરાંના સરળ સ્વભાવથી મનમાં ઉદાબાઇ એને ચાહતી. રાણાથી છાની એ મીરાંને મન્દિરે જતી આવતી. એક વખત તે એકલી ગઈ અને મીરાંને સરસ પદ ગાતાં સાંભળી. એ પદ તેણે એવા તો કરુણ ભાવથી અને મધુર રાગથી ગાયું કે ઉદાબાઇ કૃષ્ણનો મહિમા સમજી અને મીરાંની સખી બની ગઇ. આ પછી એક બીજી બાઇએ મીરાંને મનાવવા માથે લીધું, પણ તે યે ભક્તિના રંગે રંગાઇ. ફરીથી એણે રાણા સામું ન જોયું.

### કૃષ્ણદર્શન

કોઇએક પ્રસંગે ઉદાબાઇએ મીરાંને વિનતિ કરી કે મને હરિદર્શન કરાવો. મીરાંએ જાણ્યું કે એ માગણી સાચા દિલની છે. એમણે ચંપાચમેલી વગેરેનો સાથ ભેળો કર્યો, પુજાની સામગ્રી તૈયાર કરી અને હાથમાં કરતાલ લઇ, પગે ઘુઘરા બાંધી, કૃષ્ણવિરહનાં પદ બનાવી-ગાયા કર્યું. આમ અધરાત થવા આવી અને ભક્તિની ધારા અતુટ ચાલી. આખું વાતાવરણ એકરસ બન્યું. મીરાંનો પ્રેમભાવ વધુ ને વધુ ગાઢ થતો ગયો. અંતે હરિદર્શન થયાં. 'આવી અધીરી કેમ થઇ?' કહી કૃષ્ણપ્રભુ મીરાંને ભેટયા અને તેઓએ ભેળાં બેસી ભોજન કર્યું! જોનાર ભક્તવર્ગ તો અંજાઇ જ ગયો. આ પ્રસંગથી ઉદાબાઇનો ભાવ એટલો વધ્યો કે મીરાંને એ પોતાની ગુરુ માનવા લાગી. પણ આથી સંસારને કુંડું પડયું. રાણાની શંકા સબળ થઇ કે 'રાંડ પોતે બગડે છે અને બીજાંને ય બગાડે છે.'

### સંસારના તાપ

દુનીઆદારીનો દવ સળગ્યો અને જ્વાળાઓ મીરાંને લાગવા માંડી. પરંતુ એ પોતાને પંથે શ્રદ્ધાપૂર્વક ચાલી. ચોતરફથી એના ઉપર આક્ષેપો ચાલુ હતા. લોકડીઆંની જીભ સળવળી અને ગમ્યું તે બોલી. પવિત્ર પ્રેમના સૂક્ષ્મ સ્વરૂપને પુજનાર મીરાંને ભ્રષ્ટ કહેનારાં પણ ઘણાંક હતાં. ભક્ત હૃદય ફુલ જેવું કોમળ તેમજ વજ્ર જેવું કઠણ હોય છે. મીરાંબાઇ પોતાના નિશ્ચયથી રજમાત્ર ન ચળી. જગતનો છેહ એને મધ સમ મીઠો લાગ્યો.

હવે મીરાંનો જીવ લેવાનો વિચાર રાણાના મનમાં ઘોળાવા લાગ્યો. વાતવાતમાં એણે એકવાર મીરાંને ઝેર દેવાની ધમકી આપી હતી તે યાદ આવ્યું. ક્રોધમાં ને ક્રોધમાં એણે ઝેરની પ્યાલી ભરી મીરાંને મોકલી અને કહેવડાવ્યું કે 'ઠાકોરજીનું ચરણામૃત છે.' એટેલી મંડળીમાં ઉદાબાઇ હતી. તે રાણાનો આ સંકેત લાંબા સમયથી જાણતી હતી. તેણે જણાવ્યું કે 'મીરાં, એ ઝેર છે. તમે ન પીશો. હું એ વાત જાણું છું.'

'બાઇ, એ હરિનું ચરણામૃત છે. હું એ નહિ તરછોડું.'

'પણ ઝેરનું ચરણામૃત હોય તે કાંઇ પીવાય ખરૂં?'

'હા, ઝેર જો ઠાકોરજીને ધરાય તો અમૃત થઇ જાય.' એમ કહી કૃષ્ણસ્મરણ કરી એ ઝેર પી ગઇ. વિષની કાંઇ અસર એને ન થઈ. ઉલટી એના મુખ ઉપર દિવ્ય કાન્તિ દેખાઈ.

મીરાં પોતાને ઓરડે એકલી બેઠી છે અને પુજા કરે છે. ભાવાવેશની ઘડીમાં એ ગાંડી થઇને પ્રભુ સંગે વાતો કરે છે, પદ ગાય છે ને વળી વાતોએ ચડે છે. રાણાના મોકલેલ ચોકીદારે સાંભળ્યું કે મીરાં કોઇ પરપુરુષથી વાત કરી રહી છે. એકદમ દોડીને એ રાણા પાસે ગયો. રાણો તો સમાચાર સાંભળતાં વેંત રાતોપીળો થઇ ગયો. નાગી તલવાર લઇ ધસ્યો ને આવ્યો મીરાંને ઓરડે. એ તાડુક્યોઃ

'તું કોની સાથે વાત કરતી હતી ?'

'રાણાજી, બીજું કોણ હોય ? આ તમારી સમક્ષ મારા ઠાકોરજી બીરાજે છે.'

'ના ના, લુચ્ચી ! તું જુઠ્ઠી છે. કોઇક માણસ હતો.'

'મારા લાલજી વિના કોઇ જ નહિ.'

'કોઇ નહિ, કેમ?' કહેતાંક રાણો મીરાંને મારવા દોડ્યો. પણ એ શું જુએ છે? બે મીરાં, ત્રણ મીરાં અને ચાર મીરાં ! એની આંખ ફાટી ગઇ. ચીસ નાખતો રાણો ભોંય ઢળ્યો. કોઇ ભયંકર આકાર તેની નજર આગળ તરવા લાગ્યો. થોડીવારે ભાન આવતાં ભોંઠો પડી ભાગ્યો અને બોલતો ગયો કે 'આવો બીહામણો દેવ !'

રાણો આમાં નિષ્ફળ થયો તેથી તેના ગુસ્સાનો પાર ન રહ્યો. એને મીરાંને મારી નાખવાની ધારણા હતી. પહેલાં એણે વીંછી વળગાડી ફુલની માળા મીરાંને મોકલેલી હતી; પણ વીંછી પણ રંગીન ફુલો થઇ ગયા હતા. હવે રાણાને મીરાંનો પ્રાણ લેવાનો નવો ઉપાય સુઝ્યો. તેણે એક દાબડો લીધો અને અંદર વાસુકીના બચ્ચા જેવો લીલોકાચ એક નાગ પુર્યો. 'રાણાએ તમારા માટે એક સુંદર શાલિગ્રામ મોકલ્યો છે' એમ કહેવડાવીને દાબડો એક માણસ મારફત મીરાંને મન્દિર પહોંચાડ્યો. મીરાં કંઇક અંશે પ્રથમના અનુભવથી પામી ગયાં કે મારા મોહનની મશ્કરી કરાઇ છે. છતાં તેણે ડબ્બો લઇ લીધો. તેનું ઢાંકણું ઉઘાડતાં એ બોલ્યાં કે

'ડબ્બાકે શાલિગ્રામ !
કાયકુ બોલત નહીંયાં?
હમ બોલત,
તુમ બોલત નાહીં;
કાયકુ મૌન ધરે, પૈયાં?'

'હે ડબ્બાના શાલિગ્રામ ! તમે કેમ બોલતા નથી ? આ હું તો બોલું છું; પણ હે પીયુ ! તમે કેમ મુંગા છો ?' ઢાંકણું ઉઘાડ્યું ને અંદરથી સુંદર શાલિગ્રામ નીકળ્યા ! આમાં પણ રાણો ન ફાવ્યો એટલે થાકીને—કંટાળીને એણે મીરાંને દેશનિકાલ થવાનો હુકમ કર્યો. પછીથી મીરાં પોતાને પીઅર મેડતે જઇ રહ્યાં.

*

### ભાઈ ને બ્હેન

'બ્હેન તારી તો બલિહારી. તને મારાં વંદન છે.'

'હા ભાઇ. હું તો કૃષ્ણને નામે તરી.

'હવે આ ગરીબ ભાઇને કંઇક ભગવદ્‌પ્રસાદ દેજે.'

'મારા ગિરધરલાલ આપશે. હું શું આપીશ ?'

'પુરા ભાવથી હું પુજા કરું છું. મને ય શ્યામની લગની છે. પ્રભુ દર્શન આપે ત્યારે.'

'સેવાનું ફળ સૌને મળી રહે છે, જયમલ. શ્રદ્ધા રાખ.'

卐 卐

### ભાઇબ્હેન

'સોનલા ગેડી ને રૂપલા દડુલીઓ રે' એ લોકગીતનો ઢાળ

કેવડો લીલો ને લીલી લીમડી રે,
લીલુડાં ભાઇ ને બ્હેનનાં હેતઃ
દેવની દીધેલ ભાઇબ્હેન બેલડી રે.

મોરલો સુનો ને સુની વાદળી રે,
વીખુટાં બેઉ ઝુરે પરદેશઃ
દેવની દીધેલ ભાઇબ્હેન બેલડી રે.

મોગરો ડોલે ને ફરકે પાંદડી રે,
ભાઇબ્હેન હુઇયે રસસંકેતઃ
દેવની દીધેલ ભાઇબ્હેન બેલડી રે.

મેહુલો બોલે ને ઝબુકે વીજળી રે,
ભાઇબ્હેન ઝીલે અબોલ સંદેશઃ
દેવની દીધેલ ભાઇબ્હેન બેલડી રે.

卐 卐

પણ મીરાંના સત્સંગી થઇ ગયાં. ચોકીદારો જ ચોરના સાથી બને છે એ જાણી રાણો પારાવાર ચીડાયો. પણ શું કરે? અંતે તેણે પોતાની બેન ઉદાબાઇને મીરાં પાસે મોકલી. ભાભી નણંદ વચ્ચે ઘણી વાતચીત અને સમજાવટ ચાલી.

ઉદાઃ ભાભી, મોતીની માળા, રત્નજડિત ઘરેણાં અને જરીઆન ચીર પહેરો ને આ હઠ છોડી દો.

મીરાંઃ બાઇ, શીલ ને સંતોષમાં મને બધું મળ્યું છે.

ઉદાઃ સાધુડાંનાં ટોળાં મેલીને રંગમહેલે ચાલો.

મીરાંઃ સાધુસંત મારાં માબાપ છે. હું તેમને વેચાઇ છું.

ઉદાઃ ભાભી, આ છાપાંતિલક છોડીને શિવધર્મ પાળશો તો કાયાનું કલ્યાણ થઇ જશે.

મીરાંઃ મેં તો કૃષ્ણભક્તિની ચુંદડી ઓઢી છે. સૌ ધર્મોમાં સરખું કલ્યાણ છે.

ઉદાઃ ભાભી, તમે તો અમારૂં કુળ બોળ્યું. આખું શહેર તમારી નિંદા કરે છે.

મીરાંઃ બાઇ, બોલે તેમને બોલવા દો; બાકી ભગવદ્ નામથી કોઇને શરમાવા જેવું નથી.

ઉદાઃ ભાભી, રાણોજી તમારા જ્ઞાનની પોથી માગે છે.

મીરાંઃ મારી પોથી તો ખાંડાની ધાર છે. હાથમાં ધારવી એ સહેલી નથી.

મીરાંના સરળ સ્વભાવથી મનમા ઉદાબાઇ એને ચાહતી. રાણાથી છાની એ મીરાંને મન્દિરે જતી આવતી. એક વખત તે એકલી ગઈ અને મીરાંને સરસ પદ ગાતાં સાંભળી. એ પદ તેણે એવા તો કરુણ ભાવથી અને મધુર રાગથી ગાયું કે ઉદાબાઇ કૃષ્ણનો મહિમા સમજી અને મીરાંના સખી બની ગઇ. આ પછી એક બીજી બાઇએ મીરાંને મનાવવા માથે લીધું, પણ તે યે ભક્તિના રંગે રંગાઇ. ફરીથી એણે રાણા સામું ન જોયું.

### કૃષ્ણદર્શન

કોઇએક પ્રસંગે ઉદાબાઇએ મીરાંને વિનતિ કરી કે મને હરિદર્શન કરાવો. મીરાંએ જાણ્યું કે એ માગણી સાચા દિલની છે. એમણે ચંપાચમેલી વગેરેનો સાથ ભેળો કર્યો, પુજાની સામગ્રી તૈયાર કરી અને હાથમાં કરતાલ લઇ, પગે ઘુઘરા બાંધી, કૃષ્ણવિરહનાં પદ બનાવી ગાયા કર્યું. આમ અધરાત થવા આવી અને ભક્તિની ધારા અતુટ ચાલી. આખું વાતાવરણ એકરસ બન્યું. મીરાંનો પ્રેમભાવ વધુ ને વધુ ગાઢ થતો ગયો. અંતે હરિદર્શન થયાં. 'આવી અધીરી કેમ થઇ?' કહી કૃષ્ણપ્રભુ મીરાંને ભેટયા અને તેઓએ ભેળાં બેસી ભોજન કર્યું! જોનારે ભક્તવશે તો અંજાઇ જ ગયો. આ પ્રસંગથી ઉદાબાઇનો ભાવ એટલો વધ્યો કે મીરાંને એ પોતાની ગુરુ માનવા લાગી. પણ આથી સંસારને દુઃખ પડ્યું. રાણાની શંકા સબળ થઇ કે 'રાંડ પોતે બગડે છે અને બીજાંને ય બગાડે છે.'

### સંસારના તાપ

દુનીઆદારીનો દવ સળગ્યો અને જ્વાળાઓ મીરાંને લાગવા માંડી. પરંતુ એ પોતાને પંથે શ્રદ્ધાપૂર્વક ચાલી. ચોતરફથી એના ઉપર આક્ષેપો ચાલુ હતા. લોકડીઆંની જીભ સળવળી અને ગમ્યું તે બોલી. પવિત્ર પ્રેમના સૂક્ષ્મ સ્વરૂપને પુજનાર મીરાંને ભ્રષ્ટ કહેનારાં પણ ઘણાંક હતાં. ભક્તં હૃદય ફુલ જેવું કોમળ તેમજ વજ્ર જેવું કઠણ હોય છે. મીરાંબાઇ પોતાના નિશ્ચયથી રજમાત્ર ન ચળી. જગતનો છેહ એને મધ સમ મીઠો લાગ્યો.

હવે મીરાંનો જીવ લેવાનો વિચાર રાણાના મનમાં ઘોળાવા લાગ્યો. વાતવાતમાં એણે એકવાર મીરાંને ઝેર દેવાની ધમકી આપી હતી તે યાદ આવ્યું. ક્રોધમાં ને ક્રોધમાં એણે ઝેરની પ્યાલી ભરી મીરાંને મોકલી અને કહેવડાવ્યું કે 'ઠાકોરજીનું ચરણામૃત છે.' એટેલી મંડળીમાં ઉદાબાઇ હતી. તે રાણાનો આ સંકેત લાંબા સમયથી જાણતી હતી. તેણે જણાવ્યું કે 'મીરાં, એ ઝેર છે. તમે ન પીશો. હું એ વાત જાણું છું.'

'બાઇ, એ હરિનું ચરણામૃત છે. હું એ નહિ તરછોડું.'

'પણ ઝેરનું ચરણામૃત હોય તે કાંઇ પીવાય ખરૂં?'

'હા, ઝેર જો ઠાકોરજીને ધરાય તો અમૃત થઇ જાય.' એમ કહી કૃષ્ણસ્મરણ કરી એ ઝેર પી ગઇ. વિષની કાંઇ અસર એને ન થઈ. ઉલટી એના મુખ ઉપર દિવ્ય કાન્તિ દેખાઈ.

મીરાં પોતાને ઓરડે એકલી બેઠી છે અને પુજા કરે છે. ભાવાવેશની ઘડીમાં એ ગાંડી થઇને પ્રભુ સંગે વાતો કરે છે, પદ ગાય છે ને વળી વાતોએ ચડે છે. રાણાના મોકલેલ ચોકીદારે સાંભળ્યું કે મીરાં કોઇ પરપુરુષથી વાત કરી રહી છે. એકદમ દોડીને એ રાણા પાસે ગયો. રાણો તો સમાચાર સાંભળતાં વેંત રાતોપીળો થઇ ગયો. નાગી તલવાર લઇ ધસ્યો ને આવ્યો મીરાંને ઓરડે. એ તાડુક્યોઃ

'તું કોની સાથે વાત કરતી હતી?'

'રાણાજી, બીજું કોણ હોય? આ તમારી સમક્ષ મારા ઠાકોરજી બીરાજે છે.'

'ના ના, લુચ્ચી! તું જુઠી છે. કોઇક માણસ હતો.'

'મારા લાલજી વિના કોઇ જં નહિ.'

'કોઇ નહિ, કેમ?' કહેતાંક રાણો મીરાંને મારવા દોડ્યો. પણ એ શું જુએ છે? બે મીરાં, ત્રણ મીરાં અને ચાર મીરાં! એની આંખ ફાટી ગઇ. ચીસ નાખતો રાણો ભોંય ઢળ્યો. કોઇ ભયંકર આકાર તેની નજર આગળ તરવા લાગ્યો. થોડીવારે ભાન આવતાં ભોંઠો પડી ભાગ્યો અને બોલતો ગયો કે 'આવો બીહામણો દેવ!'

રાણો આમાં નિષ્ફળ થયો તેથી તેના ગુસ્સાનો પાર ન રહ્યો. એને મીરાંને મારી નાખવાની ધારણા હતી. પહેલાં એણે વીંછી વળગાડી ફુલની માળા મીરાંને મોકલેલી હતી; પણ વીંછી પણ રંગીન ફુલો થઇ ગયા હતા. હવે રાણાને મીરાંનો પ્રાણ લેવાનો નવો ઉપાય સુઝ્યો. તેણે એક દાબડો લીધો અને અંદર વાસુકીના બચ્ચા જેવો લીલોકાચ એક નાગ પુર્યો. 'રાણાએ તમારા માટે એક સુંદર શાલિગ્રામ મોકલ્યો છે' એમ કહેવડાવીને દાબડો એક માણસ મારફત મીરાંને મન્દિર પહોંચાડ્યો. મીરાં કંઇક અંશે પ્રથમના અનુભવથી પામી ગયાં કે મારા મોહનની મશ્કરી કરાય છે. છતા તેણે ડબ્બો લઇ લીધો. તેનું ઢાંકણું ઉઘાડતાં એ બોલ્યાં કે

'ડબ્બાકે શાલિગ્રામ!
કાયકુ બોલત નહીંયાં?
હમ બોલત,
તુમ બોલત નાહીં;
કાયકુ મૌન ધરે, પૈયાં?'

'હે ડબ્બાના શાલિગ્રામ! તમે કેમ બોલતા નથી? આ હું તો બોલું છું; પણ હે પીયુ! તમે કેમ મુંગા છો?' ઢાંકણું ઉઘાડ્યું ને અંદરથી સુંદર શાલિગ્રામ નીકળ્યા! આમાં પણ રાણો ન ફાવ્યો એટલે થાકીને—કંટાળીને એણે મીરાંને દેશનિકાલ થવાનો હુકમ કર્યો. પછીથી મીરાં પોતાને પીઅર મેડતે જઇ રહ્યાં.

*

### ભાઈ ને બ્હેન

'બ્હેન તારી તો બલિહારી. તને મારાં વંદન છે.'

'હા ભાઇ. હું તો કૃષ્ણને નામે તરી.

'હવે આ ગરીબ ભાઇને કંઇક ભગવદ્પ્રસાદ દેજે.'

'મારા ગિરધરલાલ આપશે. હું શું આપીશ?'

'પુરા ભાવથી હું પુજા કરું છું. મને શ્યામની લગની છે. પ્રભુ દર્શન આપે ત્યારે.'

'સંતોનું ફળ સૌને મળી રહે છે, જયમલ. ધરા રાખ.'

### ભાઇબ્હેન

'સોનલા ગેડી ને રૂપલા દડુલીઓ રે' એ લોકગીતનો ઢાળ

કેવડો લીલો ને લીલી લીમડી રે,
લીલુડાં ભાઇ ને બ્હેનનાં હેતઃ
દેવની દીધેલ ભાઇબ્હેન બેલડી રે.

મોરલો સુનો ને સુની વાદળી રે,
વીખુટાં બેઉ ઝુરે પરદેશઃ
દેવની દીધેલ ભાઇબ્હેન બેલડી રે.

મોગરો ડોલે ને ફરકે પાંદડી રે,
ભાઇબ્હેન હૈયે રસસંકેતઃ
દેવની દીધેલ ભાઇબ્હેન બેલડી રે.

મેહુલો બોલે ને ઝબુકે વીજળી રે,
ભાઇબ્હેન ઝીલે અબોલ સંદેશઃ
દેવની દીધેલ ભાઇબ્હેન બેલડી રે.

પણ આખરે તેમને સંધિ કરવાની ફરજ પડી. એ સલાહ પણ લાંબો સમય ન રહી ને ફરીવાર લડાઇ થઇ. વિક્રમાદિત્યની માતા કરમેતી રાણીએ હુમાયુને કુમકે આવવા લખ્યું. મદદ આવતાં વાર થઇ તેથી કરમેતી રાણી પદ્માવતીએ વિક્રમાદિત્યને તથા ઉદયસિંહને બુંદી રવાના કર્યા ને પોતે હથીઆર બાંધી લઢી. લડતાં લડતાં આ ક્ષત્રિયાણીએ પ્રાણ હોમ્યો. ત્રીસ હજારનું રજપુતદળ કેસરીઆં કરીને કપાયું. તેર હજાર રજપુતાણીઓ ચિતાપ્રવેશ કરી બળી મુઇ. ચિત્તોડ મુસલમાનોના કબજામાં ગયું. થોડો સમય ગયે બહાદુરશાહને હુમાયુએ મંદોસર આગળ હરાવ્યો ને વિક્રમાદિત્યને ગાદી પાછી આપી. આ કડવા અનુભવ પછી પણ રાણા વિક્રમાદિત્યની બુદ્ધિ ઠેકાણે ન આવી. અંદરના અંટસ અને કજીઆટંટા એ વધારતો જ ગયો. છેવટે સંવત ૧૫૯૨માં વનવીર નામનો એક શખ્સ તેનું ખુન કરી ગાદીએ ચડી બેઠો. આખરે કુમાર ઉદયસિંહે આવી વનવીરને હરાવી પિતાની ગાદી લીધી. આમ મીરાંના ગયા બાદ મેવાડની ભુંડી હાલત થઇ પડી.

મેડતાની દશા પણ એથી વધુ સારી ન હતી. જોધપુરના રાવે વીરમજીને હરાવ્યો. વીરમજી ખુબ ભટક્યો અને છેવટે હુમાયુ કને ગયો. વીરમજીએ હુમાયુની મદદથી મેડતા લીધું; પણ પાછું ખોયું. સંવત ૧૬૦૦ માં વીરમજીના મૃત્યુ પછી જયમલ પણ બાપનું રાજ્ય મેળવવા મરી મથ્યો; પરતુ ફોગટ. આથી તે ચિત્તોડમાં રહેવા લાગ્યો. સંવત ૧૬૨૪માં અકબર બાદશાહ ચિત્તોડ પર ચડી આવ્યો. રાણા ઉદયસિંહે જયમલને ગઢ સોંપ્યો અને પોતે નાસી છુટ્યો. જયમલે તથા એના સાગરીત ફત્તાએ ૭ માસ ઘેરો ટકાવી રાખ્યો. આખરે અકબરની ગોળીથી એ વીંધાયો. પણ બાદશાહ તે બન્નેની બહા-દુરીથી એટલો તો અંજાયો કે તેમનાં બાવલાં કરી તેણે આ-ગ્રાના દરવાજા આગળ ખડાં કરાવ્યાં. મુસલમાની ઇતિહાસ-માં આ બે વીરનરોની યોગ્ય સ્તુતિ કરાઇ છે. એ બન્નેમાં દસ-દસ માણસનું બળ હતું એમ મનાય છે. વીર જયમલ તો 'ચિત્તોડના જોદ્ધા અને અક-બરના ગર્વ ગાળનાર' તરીકે પ્રખ્યાત છે.

### યાત્રા

મેડતાથી નીકળી મીરાં-બાઇ વૃન્દાવન તરફ ગયાં. કાશીને રસ્તે એમણે રૈદાસ નામે સાધુને પોતાના ગુરુ

કારણ વગર કે નાના જેવા કારણ માટે, બધાં ખડખડ હસવા લાગ્યાં. સામેના ડૉક્ટરના ઘરનાં છોકરાંઓ બારીએ ઉભાં રહી, ફુટપાથ ઉપર ચાલતાં માણસોની છત્રીઓ ઉપર લોટા ભરીભરીને પાણી રેડી નાસી જતાં હતાં. કેવું નિર્દોષ તેમનું તોફાન ! રબારીનો એક બારેક વર્ષનો છોકરો તો રસ્તા પર નીરાંતે ચાલ્યો જતો હતો. કદાચ તેના મનમાં એમ હશે કે હવે એકવાર પલળ્યા પછી નકામા ઉતાવળા શું કામ ચાલવું ?

ધીમે ધીમે વરસાદ થંભી ગયો. નીશાળેથી પાછી આવેલી કન્યાઓ ચોપડીઓ કપડાં નીચે ઢાંકી, હાથમાં ચંપલ ઉપાડી આનંદથી ઉતાવળે પગલે રસ્તે પડી. લોકોને ઓટલે ચડી ગએલા નવરા માણસો ફરી રખડવા નીકળી પડ્યા.

આભમાં જાણે કોઇએ મોટો હથોડો માર્યો હોય તેમ, એકદમ આકાશનાં વાદળાં છુટાં પડી ચોતરફ નાસવા મંડ્યાં. રસ્તાની બે બાજુની નીકોમાં, દૂરના મહોલ્લાઓમાંથી છોકરાઓએ તરતી મુકેલી કાગળની હોડીઓ તણાઇ આવવા લાગી.

ધીમેથી સૂર્ય આથમતો આથમતો વાદળાંમાંથી બહાર નીકળ્યો. તરત, રસ્તે જતા એક કૉલેજીઅને મેઘધનુષ જોવા આકાશ તરફ ઉંચે નજર કરી; અને જોયું પણ ખરૂં. પણ પાસે જ ચાલતા કોઇક નાનકડા નીશાળીઆને તે બતાવે તો તો પછી એ કૉલેજીઅન શાનો ?



કુદરતનાં રસીઆં નરનાર ફરવા નીકળી પડ્યાં. સાફ થઇ ગએલા રસ્તા પર ધોવાઇ નીકળેલા પત્થરોની ઉપર સૂર્યનાં છેલ્લાં કિરણો પડ્યાં, ને પાછું અંધારૂં શરૂ થયું.

વિનોદિની ર. નીલકંઠ

# દીકરો!

બાપનું બિરદ જાળવનાર એક કાઠી કન્યાની કહાણી

'સૌરાષ્ટ્રની રસધાર'
—ના અપ્રકટ બીજા ભાગમાંથી

ચિત્રકાર
રવિશંકર પંડિત



ત્યાં ઉભાં ઉભાં બે હાથે ઝાલીને એ જોગમાયાએ

ચલાળા ગામથી ચાર ગાઉ ઉપર, બરાબર ગીરને કાંઠે, શેલ નામની એક નદી ચાલી જાય છે. કાળા પત્થરોની એની ભેંકારડી ભેખડો વચ્ચે ધીરાં ધીરાં ગરજતાં એના પાણી વહ્યા જાય છે;—જાણે કોઇ ભુતાવળનાં છોકરાં માને ધાવતાં ધાવતાં હોંકારા કરી રહ્યાં છે.

એ વિકરાળ નદીને કાંઠે, પંખીના માળા જેવડું નાનું, લાખાપાદર નામનું ગામડું છે. લાખાપાદરની ચોપાસ નદીઓ જ ચાલી જાય છે. ચોમાસામાં તો જાણે પાતાળલોકની નાગકન્યાઓ પૃથ્વી ઉપર નાચ કરવા નીકળી હોય, તેમ અનેક ઝરણાં ફુટી નીકળે છે. સતજુગના ઋષિ જેવા એક જુના વડલાની છાંય હેઠે, પત્થરની ભેખડમાંથી પાણીનો મોટો ધોધ પડે છે. એ ધોધની આસપાસ લોકોએ ગૌમુખ બાંધી ગૌમુખી ગંગા સ્થાપ્યાં છે. પડખે જ શંકર બેઠા છે. કુદરતે એકસામટી ગુલાબી કરેણ ઉગાડી છે. આંબાની ઘટા જામી છે. નીચે એ ગૌમુખીને ઝીલનારો, કુદરત માતાએ જાણે માપીમાપીને કંડારેલો, નિર્મળ કુંડ આવેલો છે. નીચાણમાં ઉંડો ધરો છે. વડલા ઉપર મોરલા ટૌકે છે; ગૌમુખીનાં નીર ખળખળે છે; કુંડમાં નાની માછલીઓ તગમગે છે; ને ધુનામાં મગર શેલે છે. કુદરતના રૂપમાં કોમળ અને વિકરાળ, બેય રેખા કેવી જુક્તિથી આંકેલી છે! એવે સ્થળે જન્મનારાં માનવી પણ એક વખત એવાં જ કોમળ અને વિકરાળ હતાં—શુરવીર અને પ્રેમી હતાં.

એ ગામનાં તોરણ બાંધનાર લાખાવાળા નામે એક કાઠી દરબાર થઇ ગયા. લાખાવાળા જેવા પરાક્રમી હતા, તેવા જ પ્રભુભક્ત હતા.

એક દિવસ લાખાવાળા દરબાર કુંડલા ગામે કોઇકને કારજે ગએલા. આસપાસના બીજા ઘણા કાઠી ગલઢેરા આવેલા. કામગીઆવાડનો બોલો કામળીઓ



ભોજાના પહોળા ખરડામાં આલાનો પા ટકો

પણ આવેલો. ભોજને કામળીઓ ભયાનક લુટારો હતો. મુલકની ગણોલીઓ ચોરણને આવે એને ભોજો કામળીઓ સંભરતો. એનું નામ લેતાં તો છોકરાં છાનાં રહી જતાં.

કુંડલામાં બેઠો થએલ કાઠી ડાયરો ભોજા કામળીઆનાં શૌર્યનાં વખાણ કરવા મંડ્યો. એકેએક કાઠી ભોજાને સાડું લગાડવા મંડ્યો: 'આ ભોજો ક્યાંય થાય?' 'ભોજભાઈની તો કે કાંઈ!' 'ભોજે તો મોટા ગઢપતિને ધ્રુજાવ્યા!' એવી એવી તારીફ પછી બેઠા એક ભોજો, રૂપે મઢેલા હોકાની ધીરી ધીરી ઘુંટ તાણી રહ્યો છે. બધા કાઠી એની પાસે કીડી જેવા લાગે છે.

ભોજાનાં બહુ વખાણ થવા મંડ્યા ત્યારે લાખાવાળાથી ન રહેવાયું. એણે ધીરે રહીને વચન કાઢ્યું કે 'હા, બા હા; ભોજો મલકનો બાદશાહ. ને કાઠી એનાં કુતરાં! ભોજો સાંઢ ને કાઠી એના બાંટ!'

ડાયરો થંભી ગયો. ધગાવેલા ત્રાંબા જેવી લાલઘુમ આંખો કરીને, ભોજે એના પાડના જેવા કાંધમાંથી અવાજ કાઢ્યો કે 'એ કોણ?'

'ભોજા, એ તો હું લાખોવાળો.'

'ઠીક, લાખાવાળા! લાખાપાદર મારો. હવે ગઢ ચણાવજે. ભારી થાજે.'

'ભારી તો મા જણે ત્યારે થઈને જ સૌ આવે છે; ત્યાર પછી ભારી થવાય નહિ. અને લાખાપાદરને તો જીવતા શરીરોનો જ ગઢ શોભે. માટે ભોજા, તું આવજે. વખાણીશ એવી મહેમાનગતી કરશું.'

સૌ પોતપોતાને ઘેર ગયા. લાખાવાળાને તે દિવસથી ભણકારા વાગી ગયા કે નક્કી ભોજો લાખાપાદર ઉપર પડશે. તે દિવસથી લાખોવાળો પરગામ જઈને રાત નથી રોકાતા. જ્યાં જાય ત્યાંથી ઝાલરટાણે તો ઝાંપામાં આવી જ પહોંચે.

એ વાતને તો છ-આઠ મહીના થઈ ગયા. લાખાવાળાને લાગ્યું કે ભોજો કાં તો ભુલી ગયો ને કાં તો થાકી ગયો. એ રીતે મનમાંથી ફડકો ઓછો થયો.

એક દિવસ લાખોવાળો કુંડલે ગયા. કુંડલાના ગલઢેરા કહે કે 'લાખ વાતે પણ આજની રાત નહિ જવા દઈએ.' લાખોવાળો બોલ્યા કે 'બા, રાતે ગામ રેઢું મુકાય નહિ. ભોજાને નોતરાં દીધાં છે.'

'હવે ઠીક. ભોજો ક્યાં તમારી વાંસે ભમતો રહે છે?'

કચવાતે મને લાખાવાળા રાકાણુ. રાતે ઢોલીઆમાં એને ઉંઘ ન આવી.

આંહી લાખાપાદરમાં સાંજ પડી ત્યાં-વાવડ મળ્યા કે 'ભોજો કટક લઇને આવે છે!' ગામનો ઝાંપો બંધ કરી, આડાં ગાડાં ગોઠવી, લોકો હથીઆર લઈ ઉભા રહ્યા. પણ દરબાર વિના લોકોની છાતી ભાંગી ગઇ.

ભોજાનું કટક પડ્યું. ઝાંપા ઉપર લાખાપાદરના કેંક જુવાન કામ આવ્યા. ઝાંપો તુટ્યો. કટક ગામમાં પેસીને વસ્તીને ધમરોળવા મંડ્યું. નક્કી કર્યું હતું કે લુંટ કરીને સૌએ પરબારા ગામને સીમાડે કોઇ ઝાડ નીચે મળવું. તે પ્રમાણે સૌ ચાલવા મંડ્યા.

ગામમાં કબ્રસ્તાન જેવી શાન્તિ છવાઈ ગઇ. ભોજે કામળીઓ સમજ્યો કે લાખોવાળો ઘરમાં સંતાઈ રહ્યો છે. એટલે એ લાખાવાળાના ફળીઆમાં જઇને હાકલા કરવા મંડ્યો કે 'કાઠી બારો નીકળ, બારો નીકળ.'

ઓરડામાં ઉભી ઉભી લાખાવાળાની સ્ત્રી થરથરતી હતી. એણે જવાબ દીધો કે 'ભોજા, કાઠી ઘરે હોત તો તો -શેલને સામે કાંઠે તને લેવા આવત; સંતાત નહિ.'

ઉંચી ઓસરીની એક થાંભલીને ટેકો દઇને લાખાવાળાની દીકરી ઉભી હતી. પંદર વરસની ઉમર થઇ હશે. ભોજાના પડકારા, લોહીતરબોળ ભાલું, કે લાલઘુમ આંખો એ છોકરીને મન જાણે કાંઇક જોવા જેવું લાગતું હતું—બીવા જેવું નહિ. એ શાન્ત હતી. અંધારી રાતે જોગમાયા જેવી લાગતી હતી. મોતની લીલા તો જાણે ખુબ નીરખી હોય તેવી ઠરેલી એની મુખમુદ્રા! પેલા વડલાને છાંયે રમેલી અને ધરામાં નાહી નાહીને વજ્જર જેવી બનેલી એની કાયા હતી.

ભોજે જોયું તો ફળીમાં એ બાઇ-ઉભી હતી તે થાંભલી પાસે એક વછેરો બાંધેલો. બાપ સગા દીકરાને ચડવા ન દે એવો એ વછેરો! લાખાવાળાનો આતમારામ એ વછેરો! ભોજે વિચાર્યું કે 'આ વછેરો લઈ જઇને જગતને બતાવીશ; લાખોવાળો જીવશે ત્યાં લગી નીચું જોઇને હાલશે!'

પોતાના હાથમાં ભાલું હતું તે ઓસરીની કોરે ટેકવીને વછેરાના પગની પછાડી છોડવા ભોજો નીચે બેઠો. માથું નીચું રાખીને એ પછાડી-છોડવા મંડ્યો. બરડો બરાબર લાખાવાળાની દીકરીના સામો-રહ્યો.

ઓરડામાંથી મા કહે છે કે 'બેટા, આંહી આવતી રહે.' પણ કાઠીની દીકરી શું જોઇ રહી છે? તૈયાર ભાલું, તૈયાર બરડો અને નિર્જન ફળીઉં! વિચાર કરવાનો વખત નહોતો. એણે ભાલું ઉપાડ્યું; ત્યાં ઉભાં ઉભાં બે હાથે ઝાલીને એ જોગમાયાએ ભોજાના પહોળા બરડામાં ભાલાનો ઘા મુક્યો. ભચ દેતું ભાલું સોંસરવું ગયું; ભોજાને ધરતી સાથે જડી દીધો!

નીચે ઉતરી, ભોજાની જ તરવાર કાઢી દીકરીએ એને ઝટકા મુક્યા. શરીરના કટકા કર્યા. પછી માને બોલાવી કે 'માડી, પછેડી લાવ્ય; ગાંસડી બાંધીએ.'

ગાંસડી બાંધીને ઓરડામાં મુકી દીધી. કોઇને ખબર ન પડવા દીધી.

ગામમાંથી આખી ફોજ નીકળી ગઇ હતી. સૌને મન એમ હતું કે ભોજો મોઢાઆગળ નીકળી ગયો હશે.

દીકરીએ તે જ ટાણે ગઢવીને બોલાવ્યા. દીકરી કહે કે 'ગઢવી, કુંડલે જાઓ, ને બાપુને કહો કે પરબારા ક્યાંય ન જાય. આંહી આવીને એકવાર મારે મોઢે થઇને પછી ભલે ભોજાની વાંસે જાય. પણ પરબારા જાય તો મને મરતી દેખે.'

ગઢવી કુંડલે પહોંચ્યા. દરબારે વાત સાંભળી કે ભોજે ગામ ભાંગ્યું. લાખાવાળાને માથે જાણે સાતે આકાશ તુટી પડ્યાં! 'હવે હું શું મોઢું લઇને લાખાપાદર આવું? પરબારો શત્રુઓને હાથે મરીશ.'

પણ એકની એક દીકરીના સમ! ડાહી દીકરી શું કામ બોલાવતી હશે? મારા સંતાનને માઠું મોઢું કાળું કરવાની કુમતી ન સુઝે. કંઇક કારણ હશે. જાઉં.'

દરબાર ઘેર પહોંચ્યા, ત્યાં ધારે રહીને દીકરીએ કહ્યું, 'બાપુ, તમારે જાવું હોય તો ભલે; પણ કટક કોઇ નથી ગયું. એક જણને આંહી રાખ્યો છે.'

એમ કહી ઓરડામાં લઇ જઇ ગાંસડી છોડી બતાવી. લાખાવાળાએ મોઢું ઓળખ્યું. એ તો ભોજો પોતે!

દરબારનું હૈયું હરખથી અને ગર્વથી ફાટવા લાગ્યું. એણે દીકરીને માથે હાથ મુક્યો ને બોલ્યા કે 'જગત કહેતું કે મારે દીકરી છે. પણ ના, આજ જાણ્યું કે મારે તો દીકરો છે!'

'વાળી સમાર્યો ચોક ત્યાં આવો હરિ હરિ.'

નાનાલાલ

જૂના કાળથી જ ચિત્રકળા હિન્દુસ્તાનના લોકોના જીવનમાં—રોજના વહેવારમાં ગુંથાઇ ગઇ છે. ચિત્રકળા એટલે નીશાળમાં એકાદ પાનું પેન્સિલના લીટાથી ભરી મુકવું, અથવા એકએ જેવાંતેવાં ફુલપાન ચીતરી બેસી રહેવું એ નહિ. કોઇ પણ ભાવ, કોઇ પણ આકાર કે કોઇ પણ વસ્તુ સુંદર અને મનોહર રૂપમાં રજુ કરવાની કળા એ ચિત્રકળા છે. આ કળા બતાવવાની સારામાં સારી જગ્યા ઘર અથવા દેવસ્થાન છે.



ઘર કે દેવસ્થાન એ કેઈ માણસોએ ઉભાં કરેલાં પત્થરોનાં ખોખાં નથી. જેમ કીડી કોશેટા બનાવે છે, પંખીઓ સુંદર માળા બાંધે છે, દરીઆનાં જીવડાં છીપોલીઓ કે શંખો રચે છે, તેમ જ માણુસ પોતાનાં કપડાંની રચના કરે છે અને રહેવાને માટે ઘર બનાવે છે. એ ઘર માણસની ઇચ્છાઓ, જરૂરીઆતો, શોખ અને સગવડોથી ભરેલું હોવું જોઇએ; તેનું રૂપ અંદર રહેનાર માણસનું જીવન બતાવી આપે એવું હોવું જોઇએ.

ઘર એ કોઇ સંચામાંથી બનાવી કાઢેલું બાકસ ન હોય. એ પણ એક જીવતીજાગતી વસ્તુ હોવી જોઇએ. બારણું એ ઘરનું મુખ હોય, બારણા ઉપરનો ભાગ એ ઘરનું કપાળ, અને બારીઓ એની આંખો.

માણસના દેહને જેટલી સુઘડતા અને શણગારો હોય તેટલા ઘરને પણ જોઇએ. આથી જ ઘરનું બારણું અને બારસાખ માણુસો અનેક નકશી અને તોરણો વડે શણગારવા સારૂ મહેનત લે છે. દુનીઆના સૌ દેશોમાં આ ભાવ એકસરખો છે.

ઘરના મુખ્ય બારણાની આગળનો ભાગ તે આંગણું. બારણામાં ઉભેલો માણસ આંગણામાં પહેલી નજર કરે છે. ઘેર મળવા આવનારા લોકો પ્રથમ આંગણામાં કરે છે. આંગણામાં જ તેમનો સત્કાર થાય છે. આથી આંગણું એ બારણા જેટલો જ જરૂરનો ભાગ ગણાય છે. અને તેની શોભા પણ લોકો તેટલા જ ઉંચા ભાવથી કરે છે.

દરેક જણ પોતાનું આંગણું સ્વચ્છ અને રમણીય કરવાને મહેનત લે છે. આંગણાની બન્ને બાજુ ઝાડ રોપે છે, સ્તંભો ખોડે છે, ફુલપાનનાં કુંડાં ગોઠવે છે.

પણ બારણાની સામેનો રસ્તો તો ચાલવાને સારૂ ખુલ્લો જ રાખવો પડે; એટલે તેના ઉપર બીજી કઇ રીતે શોભા થઇ શકે? ગરીબ કે તવંગર, સૌને લાગ્યું તો ખરૂં જ કે એ જગ્યાએ પણ કંઇક શોભા તો કરવી જ. એટલે કોઇ પાણી છાંટે છે; કોઇ ગાયના છાણ વડે લીંપે છે; કોઇ આરસની તકતીઓ જડાવે છે, અને પ્રસંગે ત્યાં ગાલીચા પણ પાથરે છે.

ત્યારે, એટલું તો નહી. કે પોતાને આંગણે આવતાજતાને આકર્ષણ થાય અને ઘરમાંથી નીકળતાં માણસોને આનંદ થાય એટલા માટે આંગણું સ્વચ્છ



અને સુંદર તો હોવું જ જોઈએ.

આપણા આર્યો પહેલેથી જ ધર્મ અને કળાના તો ઉપાસક. એટલે તેમણે દરેક ઠેકાણે મંગળ અને સુંદર ભાવનાં ચિહ્નો કે મૂર્તિઓ ગોઠવ્યાં છે. ઘરના બારસાખ ઉપર ગણેશની મૂર્તિ અને મંગળ તોરણ રચ્યાં; દેવસ્થાનમાં, મન્દિરના દ્વાર સામે જ જમીન પર સુંદર કુલવેલ, ગરુડસ્તંભ અને દીપગ કોર્યાં; થાંભલાઓ ઉપર ખીલેલાં કમળપુટ અને અમૃતકળશ ચોડ્યા.

પણ ઘરના આંગણામાં કંઈ આવું બધું ન બની શકે. એટલે નિત્ય આંગણાં સ્વચ્છ કરી, ઉપર છાણ માટીનું સુંદર લીંપણ કરી, તે ઉપર ચાક, ચુના કે રંગબેરંગી માટી વડે સાથીઆઓ ને મંગળ આકૃતિઓ પાડવાનો રીવાજ ચલાવ્યો.

આ રીવાજ આખા હિન્દુસ્તાનમા હતો એમ સંસ્કૃત કાળની કથાઓ અને કાવ્યો ઉપરથી જણાય છે. પણ પાછળથી જેમ જેમ પરદેશના લોકોના હુમલા આપણા દેશપર થતા ગયા અને આપણા મુલકો દબાતા ગયા, તેમ તેમ એ રીવાજનો નાશ થ- ગયો. ઘરનાં અને આગણાંનાં શોભા શણગાર સ્ત્રીઓ જ કરતી. પણ મુસલમાનોના વખતમાં સ્ત્રીઓને ઓઝલમા રહેવું પડતું, તેથી એ રીવાજ નાબુદ થઇ ગયો. છતાં યે જે જે દેશ એવા પરદેશી હુમલાઓથી બચી શક્યા ત્યાં ત્યાં હજી પણ, આંગણાં શણગારવાની આ સુંદર કળા જીવતી રહી છે, અને ત્યાં હજી યે એ કળા જુદાં જુદાં રૂપ સજે છે.

હાલમાં રંગોળી અથવા રંગાવલિ પુરવાની રીત સૌથી વધારે મદ્રાસ તરફના મુલકમાં, દક્ષિણમાં અને બંગાળામાં તથા પારસી લોકોમાં પ્રચલિત છે. આપણા ગુજરાતમાં તો માત્ર દીવાળીના તહેવારોમાં જ આંગણે રંગોળી પુરાય છે. પણ તેમાં યે ખાસ સુંદર સંસ્કાર વાળું કામ તો ભાગ્યે જ હોય છે.

મહારાષ્ટ્રમા તો દક્ષિણી સ્ત્રીઓ અને કન્યાઓ સવારના પહોરમાં વહેલાં ઉઠી, ઘર વાળીચોળી,

આંગણું સ્વચ્છ કરી બારણાની આગળનો ભાગ લીંપે છે, અને તે પર એકાદ ફુલ, એકાદ સાથીઓ કે કમળનું મંગળ ચિહ્ન અથવા બીજી જાતજાતની આકૃતિઓ કરે છે. સફેદ રંગ માટે ચીરોડીનો ભુકો કે ચોખાનો લોટ લે છે; પીળા રંગ માટે હળદર વાપરે છે; લાલ રંગ માટે કંકુ કે ગુલાલ રાખે છે. નાનપણથી જ તેઓ આ કામમાં બરોબર લક્ષ આપી શીખી લે છે. અને ટેવાઈ જાય છે એટલે તો પછી તેમની ચપટીઓમાંથી ચોકખી રેખાઓ સપાટાબંધ ફુટતી આવે છે. મહારાષ્ટ્રની રંગોળીમાં મોટે ભાગે ભૂમિતિબંધ રચનાઓ હોય છે, એટલે તેમાં ચોરસને હીસાબે કેટલાંક બિન્દુ મુકીને તે પ્રમાણે આકૃતિઓ ગોઠવાય છે.



મદ્રાસ તરફની રંગોળી વધારે કળાપૂર્ણ હોય છે. તેમાં વધારે વળાંકો, વેલે અને વિવિધ આકૃતિઓ રચાય છે. એટલી આલેખનશક્તિ તો ત્યાંની સ્ત્રીઓમાં સહજ હોય છે. મનમાંથી અવનવા આકાર ઉપજાવવાની તથા ચીતરવાની એમની શક્તિ જોઈને એમની કલ્પના અને કુશળતા માટે આપણને માન તથા આશ્ચર્ય થાય છે.

આ સ્ત્રીઓ કાંઈ કોઈ નીશાળમાં શીખેલી હોતી નથી; પણ નાનપણથી જ ઘરમાં શીખીને, તથા આસપાસના સંસ્કારમાંથી જોઈજોઈને સંસ્કાર પામીને તેઓ ચતુરાઈ મેળવે છે.

આવી ઘેરઘેર પુરાતી રંગોળીઓ ઉપરાંત રંગોળી પુરનારા બીજા ખાસ ઉસ્તાદો પણ હોય છે. તેમને દેવસ્થાનોમાં કે શ્રીમંત લોકોને ત્યાં ઉત્સવોમાં રંગોળીઓ પુરવા બોલાવવામાં આવે છે. કોલસાનો બારીક

ચુનો ભરી જમીનને સાવ કાળી કરી નાખી તે પર કાગળમાં કોરેલી જુદા જુદા આકારોની જાળીઓ વડે તેઓ રંગો ભરે છે. એમાં કુશળતાભર્યાં ગાલીચા ઉપજાવે છે, રંગોની પરસ્પર મિલાવટ કરી અટપટી આકૃતિઓ બનાવે છે, અને કોઈકોઈવાર પુરાણ કે ઇતિહાસના પ્રસંગો પણ આલેખે છે. કાળી ભોંય ઉપર એ રંગો અજબ તેજભર્યાં લાગે છે. આવતાજતા લોકો એ ઘડી ત્યાં ઠરીને આંખો તૃપ્ત કરી લે છે. કોઈનું ગાયન સાંભળીને જેવો આનંદ થાય તેવો આનંદ રંગોના આ ગાયનમાંથી આપણને આંખ દ્વારા મળે છે.

સ્ત્રીઓની આ કળાથી નગરજનો આંગણે આંગણે નિતનવી આકૃતિઓ જુએ, નિત્ય નવાં સર્જન થાય ને નવી કળા રચાય. તેમાંથી નવો ઉત્સાહ અને નવું ચેતન પ્રગટે એ શું ઓછું મુબારક છે ? અને આવી આકૃતિઓ સરજનારી સ્ત્રીઓ ઘરકામમાં પણ કેટલી ચતુર અને નિપુણ હોય !

ગરીબ કે તવંગર સૌને જેમાંથી કળાની પ્રસાદી એકસરખી મળે છે એવી રંગોળીની આ પ્રથા ગુજરાતમાં કેમ ન પ્રસરે? કેળવાયેલી બાળાઓ તો, જો ધારે તો આ વિચાર ઉપાડી લઈ, માતાપિતાને ઘેર કે સાસરવાસમાં આ મંગળ કાર્ય શરૂ કરે અને ચાલુ રાખે.

*[આ લેખમાં આપેલી રંગોળીની આકૃતિઓ 'પૂના, ચિત્રશાળા પ્રેસ' તરફથી બહાર પડેલા 'રંગોળી' નામના મરાઠી પુસ્તકમાંથી તથા 'આલેપન' નામના શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરના બંગાળી ગ્રંથમાંથી લેવામાં આવી છે. રંગોળીની કળામાં જેમને ખાસ રસ પડતો હોય એમને એ બન્ને પુસ્તકોનો ઉપયોગ કરવાની અમે ભલામણ કરીએ છીએ]

# મેંદીનાં પાન

સદ્ગુણી થવાનો સહેલામાં સહેલો રસ્તો એ છે કે આપણા દુર્ગુણો વીણી વીણીને કાઢી નાખવા.

દુનીઆમાં આટલું બધું ડહાપણ આપણી નજરે જોવા છતાં આપણી જાતને જ આપણે સૌથી વધારે ડાહી કેમ માનતા હઈશું?

ભૂલ ન કરે તે ડાહ્યું નથી; પણ એકની એક ભૂલ બીજી વાર ન કરે તે જ ડાહ્યું.

કુવા ઢાંકણ ઢાંકણું, ભિતર ઢાંકણ બાપ;
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર.

'અનુભવ'ને તમારો ખરો મિત્ર માનજો. એ તમારી ભૂલો જેટલી બતાવશે તેટલી બીજું કોઈ નથી બતાવવાનું.

અંગારો ગરમ હોય તો દઝાડે ને ઠંડો હોય તો હાથ કાળા કરે. દુર્જનનો સંગ તેવો સમજવો. તે બાળે તો અંગારા જેવો છે, ને રીઝે તો કોલસા જેવો છે.

હાથ દાનથી શોભે છે, શક્તિ ક્ષમાથી શોભે છે ને મોં સારી વાણી વડે.




સમરકંદ ને બલ્ખના મુલ્કમશહૂર મેદાનોમાં, સાહસ અને શૌર્ય માના દૂધની સાથે જ બાળકની રગેરગમાં જાય છે. એક વખત ઔરંગઝેબ ત્યાંના લોકો સામે યુદ્ધમાં ઘુમતો હતો. તેના કેટલાક ઘોડેસવારો એક નાના ગામડામા લુંટફાટ કરતા હતા. એટલામાં એક ડોશીએ કહ્યું, 'બેટા! જો જીવવાની આશા હોય તો ચાલ્યા જાઓ. મારી દીકરીઓ બહાર ગઈ છે તે જો આવી પહોંચશે તો તમારા બાર વાગી જશે!' પણ સાંભળે કોણ? તેમણે તો ડોશીને સાથે ઉપાડી ને લુંટનો સામાન લઇ આગળ ચાલ્યા. થોડે દૂર ગયા ત્યાં ડોશીએ ફરી કહ્યું, 'હજી પણ કહું છું કે તમારો જાન બચાવો; મારી દીકરીઓ આવે છે.'

થોડીવારમાં તો હાથમાં કામઠાં ને ખભે તીરનાં ભાથાંવાળી તાર્તાર કુમારિકાઓ ઘોડા પર આવી પહોંચી. જ્યારે તીરોના સપાટાથી સૈનિકો વીંધાઇને પડવા લાગ્યા, ને મોગલોનાં તીર તો કામઠે પણ પહોંચે નહિ એવી સ્થિતિ થઇ ત્યારે મોગલો બધી લુંટ એમ ને એમ પડતી મુકી રવાના થઇ ગયા.

શાહજહાનનો વડો શાહજાદો દારા, ઔરંગઝેબના હાથથી હારીને ઇરાન તરફ નાસી જવા માટે તૈયાર થઈ રહ્યો હતો. સિંધુ નદી ઉતરીને બલુચિસ્તાન તરફથી ઇરાનમા જવા માટે હવે તો તેની સાથે ફક્ત ગણ્યાગાંઠ્યા બસો ત્રણસો વિશ્વાસપાત્ર નોકરો જ હતા. એટલામાં અચાનક દારાના મનમાં એક વિચાર સ્ફુર્યો. બોલન-ઘાટથી માત્ર પાંચ માઇલ દૂર દાદરમાં જીવણખાન પઠાણની રાજધાની હતી. બાદશાહ શાહજહાને, એક વખત જીવણખાનને કોઇ ભયંકર અપરાધ માટે દેહાંત દંડની સજા કરેલી તે વેળા દારાએ વચ્ચે પડી તે માફ કરાવી હતી. આ પ્રસંગ સંભારી દારા, પોતાની સ્ત્રી નાદીરાબેગમ તથા બે શાહજાદીઓ અને સૌથી નાના પુત્ર સિપેહશિકોહ સાથે ત્યાં જવા તૈયાર થયો. બેગમ અને ત્રણ છોકરાં આ નિશ્ચય સાંભળી બોરબોર પાણીએ રોયાં ને ત્યાં ન જવા દારાને વારંવાર વીનવ્યો. પરંતુ દર ક્ષણે પાછળ લશ્કરના ભણકારા વાગતા હતા; ને દરેક પળ જીવનની છેલ્લી પળ જેવી અમૂલ્ય હતી. સૌનાં આંસુ વ્યર્થ ગયાં, ને દારાને પણ આ ઘડીએ, કોણ જાણે કેમ, ઇરાન જવા કરતાં આ પઠાણ-ને આશ્રયે જવું વધારે સહીસલામતી ભરેલું લાગ્યું.

જીવણખાન પઠાણે પ્રથમ તો દારાને બહુ સારો આવકાર આપ્યો. પણ સોનૈયાથી લાદેલાં ખચ્ચરો દારા સાથે છે, ને તેના રક્ષણ માટે માત્ર ત્રણસો માણસો છે એ જોઇ, પઠાણને પાછળથી દુર્બુદ્ધિ સુઝી. થાક, ભુખ ને ઉજાગરાથી સૌ ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યાં હતાં, એટલે જેવાં પથારીમાં પડ્યાં કે તરત ઘસઘસાટ ઉંઘી ગયાં. રાત્રે જીવણખાન પઠાણ દારાના તંબુમાં પેઠો. પ્રથમ તો અંગરક્ષકોને ઠાર કર્યા. બાળક છતાં, બાદ-શાહી લોહીનો નાનો શાહજાદો સિપેહશિકોહ ગરબડાટથી જાગી ઉઠ્યો, ને જાગતાં જ તીરકામઠાંથી ત્રણ ચાર જણને ઠાર કર્યા. શાહજાદાની કારમી ચીસથી દારા જાગી ઉઠ્યો. તે વખતે સિપેહશિકોહને બાંધી લેવામાં

આવ્યો હતો. આખી મોગલ શહેનશાહતને પોતાના બુદ્ધિબળથી ચકિત કરનાર સમ્રાટ્ અકબરનો વંશજ, એક તુચ્છ જાગીરદાર પાસે, નિઃશ્વાસ નાખતો ઉભો હતો. તેનામાં અત્યારે પોતાના વ્હાલા પુત્રને પણ છોડાવવા જેટલું બળ ન હતું. સમય કેવો દગાખોર છે!

જીવણખાન તેમને કેદ કરી દિલ્હીમાં ઔરંગઝેબ પાસે પહોંચાડી આવ્યો. દારાને અને તેના શાહજાદાને એક ઘરડા દુબળા હાથી પર બેસાડી, માત્ર એક હલકી શાલ ઓઢાડી, આખા દિલ્હીમાં ફેરવવામાં આવ્યા! દિલ્હીના મહોલ્લે મહોલ્લામાંથી સ્ત્રીઓ અને બાળકોનાં રુદનના સ્વર સંભળાતા હતા; ફકીરો અને ગરીબો પોતાના પરમ પ્રિય શાહજાદાને આ અવસ્થામાં જોઈ હૈયાફાટ રોતા હતા; અને આખા શહેરમાં સર્વત્ર ભારે ગમગીની ફેલાઈ ગઈ હતી.

હયદરાબાદ નામે દારાની પ્રિય વાડી તરફ આ સરઘસ ચાલ્યું ત્યારે એક ગરીબ ભીખારીએ, પોતાની વૃદ્ધાવસ્થાથી નબળી પડેલી આંખે હાથ ધરીને ઉંચું જોયું. પોતાના હમેશના દાતા સખીદિલ શાહજાદા દારાને તેણે નીચે મોઢે એક ગંદા હાથી પર બેઠેલા જોયો. દુઃખની એક ભારે હાય મારી તે બોલ્યો, ઓ શાહાનશાહના શાહાનશાહ! આજે તારી આ અવસ્થા જોઈને હૈયું ફાટી જાય છે. તેં આ સ્થાને હમેશાં ગરીબોને નવાજ્યા છે. કાળ કેવો ક્રૂર છે કે આજે એ ગરીબનવાજને જોઈને મારા મોંમાથી ધન્યવાદ સરવાને બદલે આંખમાંથી આંસુ વહે છે!'

આ શબ્દો દારાના કાનપર સ્પષ્ટ રીતે અથડાયા. તેનું નીચે નમેલું મોં જરાક ઉંચું થયું, ફકીર તરફ જોઈ રહ્યું, ને જુની પિછાન તથા કરેલા ઉપકારોની સુખદ યાદથી, આટલા સંકટમાં પણ તેના મોં પર સ્વર્ગીય સ્મિત ઝળક્યું. તેનો હાથ જરા ઉંચો થયો ને ખભાપર પાછો પડ્યો.

બીજી જ ક્ષણે શાહજાદા દારાનું ખુલ્લું શરીર દિલ્હીના આકરા તાપમાં તપતું દેખાયું. તેના શરીર પરની મેલી શાલ ગરીબ ફકીરના માથે ઢંકી રહી હતી! ફકીર શાલ ખસેડી દૂર ચાલ્યો જતો હાથી તરફ જોયું તો શાહજાદાનું માથું પાછું છાતી પર ઝુકી ગયું હતું.

મોગલ શહેનશાહ મહમ્મદશાહ જ્યારે દિલ્હીની ગાદીપર હતો ત્યારે મેવાડની ગાદીપર રાણો સંગ્રામસિંહ હતો. તે રાણાએ મેવાડનું ગૌરવ ફરી પ્રાપ્ત કર્યું હતું. મેવાડમાં રાણાના જુદા જુદા ખાનગી ખર્ચ માટે જુદી જુદી જમીનની ઉપજ પહેલેથી જ તે ખાતે રાખવામાં આવે છે. આ જમીનને 'ઘુઆ' કહે છે. એક વખત એવું બન્યું કે રાણાજીએ પોતાના ખાનગી ખર્ચમાંથી એક 'ઘુઓ' કમી કર્યો. ત્યાર પછી થોડા દિવસે રાણો જમવા બેઠેલા, ત્યાં ભાણામાં દહીં મુકવામાં આવ્યું હતું, પણ સાકર મુકેલી નહિ. આ માટે રાણાજીએ પોતાના નોકરને ઠપકો આપ્યો, ત્યારે નોકરે જવાબ વાળ્યો કે 'મહારાજ! મંત્રીજીએ આપની આજ્ઞાથી, સાકરને માટે જે 'ઘુઓ' હતો તે રાજ્યમાં ભેળવી દીધેલો છે!

'ઠીક' એટલું જ બોલીને રાણાજીએ ભોજન કરી લીધું. પણ રાજ્યમાં ભળી ગયેલું પોતાનું ખાનગી ખર્ચ પાછું મેળવવા એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ.

ઈ.સ. ૧૭૪૦માં દિલ્હીની ગાદીપર કમનસીબ મહમ્મદશાહ હતો. તે વખતે દિલ્હીનો રાજસુગર અસ્તમાં જતો હતો. દક્ષિણ હયદરાબાદમાં નિઝામ-ઉલ-મુલ્કે પોતાની સ્વતંત્ર સત્તા સ્થાપી હતી, અને અયોધ્યામાં સાદતખાં નામે સરદારે સ્વતંત્ર નવાબી સ્થાપી હતી. મહમ્મદશાહ બહુ નબળો, એટલે તેની પાસેથી વજીરપદ મેળવવા માટે આ બન્ને સરદારો વચ્ચે સ્પર્ધા થઈ રહી હતી. એ વખતે ખબર મળ્યા કે નાદિરશાહ દિલ્હી પર આવે છે. લોકોમાં આ ખબર ફેલાતાં જ નાસભાગ શરૂ થઈ. સૌ સરદારો પણ નાસવા લાગ્યા. પરંતુ સાદતખાં ને નિઝામ બન્ને મહમ્મદશાહની મદદે આવ્યા. પણ એ બન્નેમાંથી સાદતખાંએ તો માત્ર દેખાવ જ કર્યો હતો. નાદિરશાહને આમંત્રણ કરનાર તે પોતે જ હતો. ઘરના કજીઆમાં આ પ્રમાણે ત્રીજાને ન્યાયાધીશ નીમવાથી જે ભારે બુરૂં પરિણામ આવ્યું તે આપણે સૌ જાણીએ છીએ. કર્નાલ પાસે થએલા યુદ્ધમાં મહમ્મદશાહ હાર્યો ને નિઝામની મદદથી નાદિરશાહ સાથે સંધિના સંદેશા ચલાવ્યા; અને સંધિ પર સહી પણ થઈ ગઈ. પરંતુ નિઝામને

મળેલા આ માન માટે સાદતખાંના મનમાં ખટકો રહી ગયો. તેણે સમય જોઇ અતિ નીચ કામ કર્યું. નાદિરશાહને તેણે છુપી રીતે કહાવ્યું કે 'આપને જે અઢી કરોડ રૂપીઆની રકમ આપવાની નિઝામે કહેલી છે, તે તો પોતે એ એકલો જ આપી શકે એટલો માલદાર છે. બાકી દિલ્હીની તીજોરીમાં તો અઢળક દોલત ભરી છે!'

થઇ રહ્યું. બીજે દિવસે નાદિરે મોગલોના ખજાનાની ચાવી માગી. મહમ્મદશાહ બાપડો જેમ બેસી રહ્યો ને છેક અકબરના વખતથી ભેગી થએલી, મોગલ શહેનશાહતની બધી સમૃદ્ધિ નાદિરના હાથમાં આવી. આ રકમ ૪૦ કરોડ જેટલી ગંજાવર હતી! અને ત્યાર પછી બીજે દિવસે દિલ્હીમાં લુટ ચાલી. આખા દિલ્હી શહેરમાં પથ્થરની માફક માણસનાં મુડદાં રખડવા લાગ્યાં અને લોહીના પ્રવાહથી શહેરના રસ્તા ભરાઇ ગયા. દિલ્હી પર આ જુલમ થતો જોઇ શહેનશાહ મહમ્મદશાહનું દિલ ચુરેચુરા થઇ ગયું. પણ તેનામાં તેજ રહ્યું ન હતું. નાદિરશાહ આ બધો સમય [illegible] રકમ-ઉદ્દૌલા નામની નાની મસ્જીદમાં બેસી ચુપચુપ બધું જોયા કરતો હતો. મહમ્મદશાહ ત્યાં ગયો, ને પોતાનું માથું નમાવીને છાનોમાનો ઉભો રહ્યો. એની આંખમાંથી આંસુ ચાલ્યા જતાં હતાં, ને તે વારંવાર 'મારી રૈયતના જાન બચાવો' એમ પ્રાર્થના કરતો હતો. નાદિરશાહે જ્યારે એ 'કત્લે આમ' બંધ કરવાનો હુકમ કર્યો ત્યારે એક લાખ ને વીસ હજાર માણસો મરણ શરણ થઇ ચુક્યાં હતાં!

જે માણસ આ વિનાશનું મુળ હતો તે દેશદ્રોહી સાદતખાંનું પણ નાદિરે અપમાન કરી તેને કાઢી મુક્યો. તે જ રાતે સાદતખાં ઝેરનો પ્યાલો પીને સુતો!

પરદેશીની સોડનો આધાર લઇ, પોતાના દેશ પર જુલમ કરાવનાર દરેક મનુષ્ય આવી રીતે કમોતે મર્યાના ઘણા ઉલ્લેખ ઇતિહાસમાં છે.

—'ધૂમકેતુ'

---

## કિરીટ

ની વાતનો હપતો આ અંકમાં નહિ આપી શકાયો તે આવતા અંકમાં અતિ સુંદર ચિત્રો સાથે આવશે.

---




ગંજીપાની રમત કોણે શોધી કાઢી એ ચોક્કસ નથી; પણ ઇટાલીના વિટર્બો શહેરમાં ઇ. સ. ૧૩૭૯ માં એ પ્રથમ રમાઇ હતી એટલી માહીતી મળે છે.

સત્યનારાયણની મુળ કથા શી હશે તે વિષે કંઇ ચોક્કસ તો ન કહી શકાય, પણ અનુમાન કરીએ કે કથાનો પૂજાવિધિ, તેનું માહાત્મ્ય તથા તેથી થતી ફલપ્રાપ્તિ વગેરેની લગતી હકીકત તેમાં હોય. સાધુવાણીઆ વગેરેની વાતો છે તે, લોકો ઉપર કથાનું તાત્પર્ય અને પ્રભાવ ઠસાવવા માટે યોજી કાઢેલા દાખલાઓ માત્ર હશે. અથવા એમ પણ હોય કે કથાના આચાર્યો જેમ જેમ ચમત્કાર વધતા ગયા હોય તેમ તેમ એ વાતાંગો અંદર દાખલ થતા ગયા હોય.

માથાના વાળનો જેટલો ભાગ બહાર દેખાય છે તેટલો તો જડ જ સમજવો; પરંતુ શરીરની સાથે તેનું મુળ જ્યાં જોડાએલું હોય છે તે ભાગ જીવતો હોય છે. આપણા નખની પેઠે જ. બહારનો એટલો જડ અને અંદરનો એટલો જીવતો.

માણસની જીંદગી ખરેખર સો વરસની ગણાય. માણસ ખાવાપીવામાં નિયમિત રહે, વ્યસન કોઇ જાતનું ન હોય ને સાદું, સંતોષી ને કુદરતી જીવન ગાળતો હોય તો આ જમાનામાં પણ તે સો વર્ષ જીવી શકે.

### નવા સવાલ

રેડીઅમ શા ઉપયોગમાં આવે છે?

વીજળીના વેગનું માપ કોણે કાઢ્યું?

કુવામાં વાસ શાથી હોય છે?

પહેલવહેલી ટ્રામગાડી કોણે શોધી?

ધરતીકંપ શાથી થાય છે?

પાણીનું ટીપું ચોરસ નહિ, ત્રિકોણ નહિ અને ગોળ જ છે તેનું શું કારણ?



# મુઆ મડાની વાર્તા

એક હતો બ્રાહ્મણ. એને એક દીકરી. તે છેક નાની સાતઆઠ વરસની હતી ત્યારથી જ્યારે જ્યારે બહાર જાય અને ઘરમાં આવે ત્યારે ત્યારે છાપરા ઉપરથી તેને કાને અવાજ આવે કે 'આવતી હોય તો આવ, નહિતર વગર તેડે આવીશ!'

છોડી રોજ તપાસ કરે કે 'આ તે કોણ બોલાવતુ હશે? પણ કોઈ દેખાય નહિ ને અવાજ આવ્યા કરે! તેના મનમાં બીક લાગવા માંડી કે આ તે રોજ કોણ બોલાવતું હશે? એમ કરતાં કરતાં કેટલાક દિવસ વહી ગયા, ત્યારે એકવાર છોડીએ પોતાના બાપને વાત કરી કે 'બાપા, હું કોઈને દેખતી નથી પણ મારે કાને રોજ આવો અવાજ આવે છે ને હું બહુ બીઉં છું.' તેનો બાપ એકવાર સાથે તપાસ કરવા નીકળ્યો તો તેના કાન પર પણ એ જ અવાજ આવ્યો. ત્યારે બાપને પણ બીક લાગી.

બ્રાહ્મણ એ ગામના કોઇ મોટા જોશી પાસે ગયો, અને દીકરીના જોશ જોવડાવ્યા. જોશીએ કહ્યું, 'તમારી દીકરી મુએલા માણસને પરણશે.'

આ સાંભળી બ્રાહ્મણ તો ઘણો જ ગભરાઈ ગયો. તેણે વિચાર્યું કે દીકરીનું આવું દુઃખ જોવાનું આવે તેના કરતાં તેને કોઈ દૂરના જંગલમાં મુકી આવવી સારી. બીજે દિવસે ભાતુંપોતું કરાવી દીકરીને સાથે લઈ તે જંગલ તરફ ગયો.

ચાલતાં ચાલતાં બપોરના બાર વાગ્યા ત્યારે તેણે ભાતું ખાવાનો વિચાર કર્યો, પણ નજીકમાં પાણી દેખાતું ન હતું. ઝાડ ઉપર ચડીને દૂર નજર કરી તો એક મકાન નજરે પડ્યું. દીકરીએ કહ્યું, 'બાપા, તમે અહીં બેસો; હું ત્યાં જઇને પાણી ભરી આવું, પછી આપણે ભાતું ખાઇએ.' આમ કહી દીકરી પાણી ભરવા ચાલી.

મકાન આગળ આવીને તે અંદર ગઇ, ત્યાં સામે જ હેલ પાણીનાં માટલાં જોવામાં આવ્યાં. આ જોઇને તે તો ખુશખુશ થઇ ગઇ અને ઓરડામાં પાણી ભરવા ગઈ પણ જેવી અંદર પેઠી તેવાં જ બારણાં ભડાક કરતાં બંધ થઇ ગયાં! છોડીએ બારણાં ઉઘાડવાની બહુ મહેનત કરી, પણ ઉઘડયાં નહિ. આથી તે નિરાશ થઇને બારણા પાસે ઉભી રહી.

બાપ ઘણીવાર રાહ જોઈ ત્યાં આવ્યો, પણ ત્યાં તો તેને જણાયું કે દીકરી અંદર છે અને બારણાં બંધ થઇ ગયાં છે! બાપે પણ બારણાં ઉઘાડવા ઘણી મહેનત કરી, પરંતુ કંઇ વળ્યું નહિ. છેવટે દીકરીએ કહ્યું, 'બાપા, તમે તમારે ઘેર જાઓ. મારા નસીબમાં માંડયું હશે તે થશે.' આખરે થાકીને બાપ લાચાર થઇ ઘર તરફ પાછો વળ્યો.'

બ્રાહ્મણની છોકરીએ તો પછી મકાનના જુદા જુદા ભાગમાં ફરીને તપાસ કરવા માંડી, ત્યાં તો એ મકાનમાં બીજા સાત ઓરડા દેખાયા. એકમાં લુગડાં હતાં, એકમાં અનાજ હતું, એકમાં વાસણ હતાં: એમ ૭ માં જુદી જુદી વસ્તુઓ ભરી હતી. સાતમામાં જઇને જુએ છે તો તેમાં એક પુરુષનું મડદું પડેલું હતું અને એને રૂંવાડે રૂંવાડે શુળો ખોસેલી હતી! છોડીએ વિચાર કર્યો, 'અહીં હું એકલી બેઠી બેઠી શું કરીશ? લાવને આના શરીરમાંથી શુળો તો કાઢું. જોઇએ શું થાય છે!' તે તો શુળો કાઢવા

બેઠી. ૭ દિવસ અને ૭ રાત, ભુખ્યા ને તરસ્યાં, એક જગ્યાએ બેસીને તેણે શુળો કાઢયા કરી. સાતમે દિવસે જ્યારે માત્ર સાત જ શુળો બાકી રહી ત્યારે તેને ઝોલાં આવવા લાગ્યાં અને શરીરમાં અતિશય થાક જણાવા માંડયો. આરામ લેવા માટે ઉઠીને તે જરા બહાર આવીને ઉભી રહી. ત્યાં એક વણઝારો પોઠ લઇને નીકળ્યો. એની સાથે બારતેર વર્ષની એક દીકરી હતી. છોડીએ વિચાર કર્યો કે હું એકલી છું, તો લાવને પૈસા આપીને વણઝારા પાસેથી દાસી તરીકે આ દીકરીને ખરીદી લઉં.

તેણે વણઝારાને કહ્યું કે તું મને આ દીકરી આપ અને તારે જોઇએ તેટલું નાણું લે. તેણે તો એ વણઝારાની પોઠો બધી સોનાથી ભરી દીધી. વણઝારો પોઠો ભરીને દીકરી સોંપીને ચાલતો થયો.

વણઝારાના ગયા પછી પેલી બ્રાહ્મણની છોડીએ વણઝારાની દીકરીને કહ્યું કે 'આ માણસના કપાળમાં સાત શુળો બાકી રહી છે તે તું કાઢ, મને ઉંઘ આવે છે એટલે હું સુઇ જાઉં છું.' એમ કહીને બ્રાહ્મણની દીકરી તો સુઇ ગઇ.

વણઝારાની દીકરીએ તો મડાના કપાળમાંથી સાત શુળો ખેંચીને કાઢી નાખી, ત્યાં તો મડું આળસ મરડીને બેઠું થયું! તે બોલ્યું, 'હાશ, શુળો ખેંચી કાઢી મને કોણે સજીવન કર્યો?' વણઝારાની છોડીએ કહ્યું, 'મેં.' પેલા માણસે કહ્યું, 'માગ માગ.' વણઝારાની છોડીએ કહ્યું, 'માગું એ કે આ સુતી છે તે તમારી અણમાનીતી સ્ત્રી થાય અને હું માનીતી.' પેલા માણસે કહ્યું, 'ભલે, તેમ.' પછી તેણે એ વણઝારાની દીકરીને ઘરનું બધું રાચરચીલું ને માલમીલકત બતાવી દીધાં, અને ઘર તેને સોંપી દઇ રસોઈ કરવા કહ્યું.

બ્રાહ્મણની દીકરી ઉંઘમાંથી ઉઠી તો તેને ખબર પડી કે આ તો દાસી રાણી બની ગઇ ને હું દાસી થઇ! એ તો ઉંડા વિચારમાં પડીને શોચ કરવા લાગી. વણઝારાની દીકરીએ તો શેઠાણી બનીને બ્રાહ્મણની દીકરીને બહુ દુઃખ દેવા માંડયું અને ઘરનું બધું કામ તે એની પાસે કરાવવા લાગી.

બ્રાહ્મણની દીકરી તો વિમાસણમાં જ રહી. પોતાની ખરી વાત પુરુષના માન્યામાં કેમ આવે, અને સાચી રાણીનો હક પોતાનો છે એની ખાતરી કેમ કરાવવી એના વિચારમાં તે રાતદિવસ શોષાવા લાગી. આમ કરતાં કરતાં એક દિવસ પેલા માણસને બહારગામ



'તો હું પટોળાં દેશ' નગી રાણીને ચાર કટકા થશે'

જવાનું થયું. તેણે માનીતીને પુછ્યું કે ગામથી કંઈ મંગાવવું છે? ત્યારે તેણે તો ઘણી નવી નવી વસ્તુઓ મંગાવી. પછી એ બ્રાહ્મણની દીકરી પાસે ગયો અને તેને કંઈ મંગાવવું હોય તો કહેવાનું કહ્યું. એ બાઈએ કહ્યું, 'મારે બીજું તો કંઈ નથી મંગાવવું; પણ મારે માટે ફક્ત એક કોડીયું, એક પથરો, થોડુંક રૂ, થોડોક સીંદુર અને દીવાસળી લેતા આવજો.' પેલો કહે, 'ઠીક.' પછી તે તો ગામ ગયો. વળતી વખતે તેણે માનીના માટે બધી ચીજો લીધી, અને અણમાનીની માટેની ચીજો પણ લીધી. ઘેર આવીને તેણે બન્નેને તેમની મંગાવેલી ચીજો આપી.

અણમાનીતીએ વિચિત્ર ચીજો મંગાવી હતી તેથી તે વિચારમાં તો પડી ગયો હતો, અને એ મંગાવેલી વસ્તુઓનું શું કરે છે તેની તપાસ રાખ્યા કરતો હતો.

રાત પડી ત્યારે બ્રાહ્મણની દીકરીએ પથરાને સીંદુર ચોપડ્યો, ને કોડીઆમાં દીવો કરી હાથ જોડી બેઠી. પછી પોતાના વીતકની બધી વાત પહેલેથી તે છેલ્લે સુધી એ પત્થરને કહી. અને છેવટે પત્થર આગળ હાથ જોડીને તેણે કહ્યું કે 'જો આ વાત સાચી હોય, તો હે પત્થરના દેવ, તમે ફાટીને ચાર કટકા થજો.' તરત જ પત્થરના ચાર કટકા થઈ ગયા!

પેલો માણસ સંતાઈને આ બધું જોતો હતો. તે આ જોઈને આશ્ચર્ય પામ્યો. વણઝારાની છોકરીને ધમકાવીને પુછતાં ખરી હકીકત તેના જાણવામાં આવી, અને એની ખાતરી થઈ કે બ્રાહ્મણની છોડી જ પોતાની સાચી સ્ત્રી છે.

પછી તેણે બ્રાહ્મણની છોડીને રાખી ને પેલી વણઝારાની છોકરીને કાઢી મેલી.

ગિજુભાઈ



પગારવાળો-(મેનેજરને) સાહેબ, મને ગઈ કાલ રાતના ઓવરટાઈમનો પગાર મળવો જોઈએ.

મેનેજર-કેમ?

પગારવાળો-ગઈ કાલે આખી રાત મને ઑફિસના કામનાં જ સ્વપ્નાં આવ્યાં છે!

●

શેઠ-(વીજળીના દુકાનદારને) કેમ, મારા ઘરની વીજળીની ઘંટડી ખરાબ થઈ ગઈ છે તે સમી કરવા હજી સુધી તમારો માણસ ન આવ્યો? મને કેટલી આપદા પડે છે તે જાણો છો?

દુકાનદાર-અરે સાહેબ, ભુલ તે મારી કે તમારી? મારો માણસ તો ક્યારનો તમારે ઘેર જઈ આવ્યો. તેણે ઘણીવાર ઘંટડી દબાવી, પણ અંદરથી કોઈએ જવાબ જ ન આપ્યો ને! એટલે તે સમજ્યો કે કોઈ ઘેર નથી; તેથી પાછો આવ્યો.

●

ચંચળ-સાહેબ, મારે રેચ માટે એક તૈયાર ડોઝ જોઈએ છે. એરંડીઉં આપશો તો ચાલશે.

કમ્પાઉન્ડર વારુ, સબુર કરો.

ચંચળ-કેટલાક રેચ તો એવા ખરાબ હોય છે કે તોબા ભગવાન! અને સ્વાદમાં પણ એવા, કે પીતાં પીતાંમાં તો જીવ નખાઈ જાય.

કમ્પાઉન્ડર-ના, રે ના. તમે ભુલો છો. રેચ તો એવા હોય છે કે તમને ખબર પણ ન પડે, ને તમે રાજી થઈને પી જાઓ.

થોડીવાર પછી કમ્પાઉન્ડર સોડાવૉટરનો એક ગ્લાસ ચંચળ આગળ ધરે છે. ચંચળ તેમ ધારી તે પી જાય છે.

ચંચળ-(થોડી વાર રહીને) કેમ? દવા આપો છો ને? મને મોડું થાય છે.

કમ્પાઉન્ડર-ઓહો! તમને ખબર ન પડી ને? જોયું? તમે પી ગયાં તે જ રેચની દવા હતી.

ચંચળ-નખ્ખોદ જાય તારું! મારે તો રેચ મારી બા માટે જોઈતો હતો!

●

એક ગામડીઓ શહેરમાં ફરતાં ફરતાં સીનેમાના મકાન આગળ વાઘ, સિંહ, હાથી વગેરેનાં મોટાં ચિત્રો જોતો ઉભો હતો. તેણે એકાએક પોતાના ભત્રીજાને કહ્યું, 'ભગાભાઈ! હું તો આજ રાતે જવાનો એટલે નીરાંત છે.'

'કેમ, નીરાંત શેની?' ભગાએ પુછ્યું. "જોને" બુઢા ગામડીઆએ ચિત્રો પર લખેલા મોટા અક્ષરો વંચાવ્યા: 'શનીવારે રાતે ખુલ્લું મુકવામાં આવશે' "આ બધાં ખુલ્લાં મુકાશે ત્યારે શું થશે?"

ત્યારે મારી ભાળી વાર્તા કહે કે સાધુસંતોનાં સુંદર પદ ગાય. નાનો ભગવાન કાંઈક ટીખળ કરી આખી મંડળીને ખડખડાટ હસાવે. એમ કલાક બે કલાક વીતે અને સૌનો ઉત્સાહ શમે ત્યારે હીરમા વાતચીતનો પ્રવાહ ચલાવે. એકવાર પોતાના જીવનનો એક પ્રસંગ એમણે કહેલો તે મને યાદ આવે છે.

'હું કુંવારી હતી ત્યારે કુટુંબમાં ડહાપણી અને ડાહી ગણાતી. ગામ બહાર કનકેશ્વર મહાદેવનું મન્દિર. શંકર ભગવાન ઉપર મને એટલો ભાવ કે સવારસાંજ દર્શન ન ચુકતી. ઘેર પણ હું સવારે નાહીધોઇ શિવલિંગની પુજા કરતી. મને શ્લોક કે સ્તુતિ જેવું કાંઈ ન આવડતું; પણ 'ૐ નમઃ શિવાય' નો જપ કરતી. પણ ચમત્કાર તો એ બનતો કે ઘીનો દીવો કરૂં કે તરત એની મેળે ધુપની વાસ આવે. ઘરનાં સૌને નવાઇ લાગતી. પુજા વખતે જ ધુપની સુવાસ આવે એમ નહિ; પણ દિવસમાં જેટલી વાર હું શંકરનું ધ્યાન કરૂં તેટલી વાર ચોમેર ધુપનો સુગન્ધ ફેલાવા માંડે.'

'પછી તો હું પરણી. ત્યારે પણ એક બે વરસ સુધી એમ થયા કર્યું. જેમ જેમ સંસારમાં હું રચીપચી રહેવા લાગી તેમ તેમ શંકરની ઉપાસના ઓછી થઇ અને ધુપ થતો અટક્યો. મારી જીંદગીનો એ ચમત્કાર હું ભુલી નથી.'

આટલું બોલતા બોલતાંમાં તો હીરમાની આંખોમાંથી બોર બોર જેવડાં આંસુ ચાલ્યાં. કદાચ એમને ખોવાએલા પાવિત્ર્યનો શોક થતો હશે અથવા મધુર બાળપણ સાંભરી આવતું હશે. પણ અમે બાળકો શું બોલી શકીએ?

વાતાવરણ એકદમ શાન્ત, ગંભીર અને પવિત્ર બન્યું. બારના ટકોરા પડ્યા. મંડળી વીખરાઈ. મેં પથારીએ સુતાં માગ્યું, 'હે શંભુ! મારૂં હૃદય એવું નિર્દોષ ન કરે?'

પચાસેક વરસ પહેલાંની આ વાત છે. અમારા પાડોશમાં કંસારાનાં ઘણાં ઘર છે. હાલમાં તો ઘણાંખરાં વાસણો વિલાયતી સંચામાં દબાવીને બનાવેલાં આવે છે અને કંસારા તે વેચે છે. એ વખતમાં તો બધી જાતનાં વાસણો કંસારા હાથે જ બનાવતા. હાંડા, ગાગર, વટલોઈ વગેરે વાસણોને સંઘાડા ઉપર ઉતારવાં પડે છે. એ વખતમાં એકેક કંસારાને ત્યાં એકેક બબ્બે સંઘાડા તો ચાલતા જ. પુરુષો દુકાને વાસણ ઘડે ને વેપાર કરે, અને સ્ત્રીઓ ઘેર ઘરકામથી પરવારી સંઘાડે બેસે. સંઘાડાપર વાસણો છોલાય તેનો છોલ તો ઉતરે જ. એ છોલ તેઓ તારવી લઇ સાંજે વાસીદું વાળે અને કચરો ઉકરડે નાખી આવે. એ વખતે અમારી પાડોશમાં કંકુ કરીને એક બહુ જ ગરીબ અને વિધવા કંસારી બાઈ રહેતી હતી. એને નાના નાના ચાર દીકરા. તે બીચારી ગરીબ, એટલે એને ઘેર સંઘાડો નહોતો. દળણાં દળીને કે કોઇને ઘેર સંઘાડો તાણવાની મજુરી કરીને કંકુબાઇ પોતાનું ને છોકરાંનું ભરણપોષણ ચલાવે. સાંજ પડે અને બધા કંસારાનાં ઘરમાંથી છોલ વાળો કચરો ઉકરડે ભેગો થાય, એટલે કંકુબાઇ સુપડું ને સાવરણી લઇ ઉકરડે જાય. પેલો નાખી દીધેલો કચરો ત્યાંથી વાળી લાવે, અને રાતે ઘરમાં બેસીને તેમાંથી મોટા મોટા કચરો ઝાટકી નાખી બાકીનો છોલ ભળેલો કચરો ઘરની કોઠીમાં ભરે. આમ કરતાં કરતાં વરસો વીતી ગયાં. કંકુબાઇના ઘરમાં ચાર કોઠીઓ હતી તે ચારે ય છોલવાળા કચરાથી ભરાઇ ગઈ. કંકુબાઇ ઘરડાં થઇને આખરે ગુજરી ગયાં. મા મરી ગયા પછી ચારે દીકરાઓએ કોઠીઓમાંનો કચરો બહાર કાઢી સાફ કર્યો અને તેમાંથી છોલ તારવી કાઢીને તેને ગાળ્યો તો એમાંથી સાતમણ પિત્તળ નીકળ્યું! તે વડે તેમણે વેપાર કર્યો, અને ધીમે ધીમે તેઓ પૈસાદાર થઇ ગયા.

તારા બાપુને—ગામ નોકરી હતી, અને મારે કાકાના લગન માટે આગળથી ઘેર આવવા નીકળવું પડ્યું. તે વખતે એ બાજુ રેલ થઇ નહોતી; એટલે મારે બે દિવસનો રસ્તો ગાડામાં બેસીને કાપવાનો હતો. એક પાલાવાળું ગાડું જતું હતું તેમાં બેસાર તરીકે બે સોનારણો, તેની સાસુ અને હું એટલાં હતાં. પહેલા દિવસની મુસાફરી પુરી કરી બીજી રાતને પાછલે પહોરે ગાડામાં જાગતી જાગતી જોવા લાગી, તો અમારા ગાડા પાછળ ઘોડે હડે કોઇ ચાર જણ બુકાનાં બાંધી આવતા જણાયા. અજવાળી રાત હતી, એટલે

આકારો ચોક્ખા દેખાતા હતા. એ બાજુ લુટારૂનો બો સંભળાતો એટલે મને તો ખાતરી થઇ કે નક્કી આ લુટારૂ હોવા જોઇએ. હું કંઇ બોલું તો તે પણ સંભળાય એટલે છેટે તેઓ હતા. એટલે હવે બીજાને ચેતવવાં પણ કેવી રીતે? મેં તો બેઠાં બેઠાં મારા પગનાં કલ્લાંના પેચ ફેરવીને હળવેથી કાઢી, ગાડામાં હેઠે ખડ પાથરેલું તેમાં સંતાડી દીધાં; અને ગળામાં નહિ જેવું ઘરેણું હતું તે કાપડામાં સેરવી દીધું. મારી આ હીલચાલની કોઇને ખબર પડી નહિ. પણ પેલી સોનારણો ઘરેણાંગાંઠાં ખુબ ઠાસવીને નીકળેલી એમને ચેતવવી મુશ્કેલ હતી. બોલું તો પેલા સાંભળે; એટલે તેમના ગળામાં હાથ નાખી ખુબ હલાવું, અને પાછળ આવનારા તરફ ધ્યાન ખેંચું. પણ એ તો સમજે નહિ, ને ઉલટી 'બેન, આમ શું કરો છો?' એમ તાણીને બોલી ઉઠે. હવે મારે એને કહેવું શી રીતે? એટલામાં તો પેલા ચારમાંથી બે જણ આગળ થયા અને બળદની રાશ પકડી. ગાડાવાળાને દમ માર્યો, 'અલ્યા, ઉભું રાખ; નહિ તો મરી ગયો જાણજે.' ગાડાવાળો બીચારો ગરીબ; અને ચાર જણ સામે એકલો શું કરે? એટલે થથરતો થથરતો બાજુએ જઇ ઉભો રહ્યો. પછી પેલા અમને કહે 'બાઇઓ, ઉતરો હેઠે.' અમે ચારે જણીઓ નીચે ઉતરી. પેલા બોલ્યા, 'જે હોય તે કાઢી આપો, નહિ તો ભુંડા હાલ થશે.' સોનારણો તો રોતી કકળતી બધું ઉતારવા મંડી. એણે મને પુછ્યું, 'બાઇ, તારી પાસે શું છે?' મેં કહ્યું, 'ભાઇ, હું તો ગરીબ માણસ છું; હાથમાં સૌભાગ્યની આ ચીપ વગરની ચુડી જ છે; બાકી કાંઇ નથી.' સોનારણ ડોસી કહે, 'હા ભાઇ, હા. એની પાસે કંઇ છે નહિ. ચુડીમાં તમારૂં શું વળે એમ છે?' એટલે તેઓએ મારૂં નામ ન લીધું, અને સોનારણો પાસેથી જે મળ્યું તે લઇને ચાલતા થયા.

ઉજ્જડ વગડામાં પાછલી રાતે અમે કોને સાદ પાડીએ? એટલે મુંગા મુંગા ગાડામાં બેસી, બીજે ગામ જઇ ફોજદારને ફરીઆદ કરી. ફોજદારે સોનારણોનાં નામઠામ લખી લીધાં અને અમને જવા દીધાં. સવાર પડી ગઇ હતી અને આપણું ગામ નજીક દેખાયુ એટલે મેં તો ખડમાંથી મારાં કલ્લાં કાઢી પહેરી લીધાં અને ગળાનું ઘરેણું પણ પહેર્યું. પેલી સોનારણો તો છક જ થઇ ગઇ! 'અરે બેન, તમારૂં આ બધું કેમ બચી ગયું?' મેં તેમને બધી વાત કહી યાદ આપ્યું કે મેં તો તમને પહેલેથી ચેતવવા માંડેલાં ને નીશાનીઓ કરેલી, પણ એ વેળા તમે વાતોના રસમાં તે સમજ્યાં નહિ. નહિતો તમારૂં યે બચી જાત.' હું સલામત ઘેર પહોંચી. સોનારણોનું શું થયું તે મને ખબર નથી.

## વિદ્યાર્થી ફોટોગ્રાફરો માટે

# ઈનામ

શોખથી ફોટોગ્રાફી કરનારાઓ ઘણીવાર સરસ ફોટોગ્રાફો પાડી લાવે છે. એવા ઉગતા વિદ્યાર્થીઓનું કામ બહાર લાવવા, સુધારવા, તથા તેમને ઉત્તેજન આપવાના ઇરાદાથી અમે એક યોજના ઘડી છે. એવા વિદ્યાર્થી ફોટોગ્રાફરોના ફોટોચિત્રોનું એક સુંદર પાનું દર બીજે કે ત્રીજે મહીને 'કુમાર'માં આપીશું અને એમાંના સૌથી સરસ ફોટોચિત્ર માટે પાંચ રૂપીઆનું ઇનામ આપીશું. નીચેના નિયમો ધ્યાનમાં રાખવા.

દરેક ફોટોગ્રાફ પોસ્ટકાર્ડ સાઇઝથી મોટો ન હોવો જોઇએ.

ફોટાને પુંઠા ઉપર ચોડ્યા વિના જ મોકલવો.

મોકલનારે તેની પાછળ પોતાનું નામ, ઠેકાણું, ફોટોગ્રાફની ટુંકી વિગત, ફોટો લીધાની તારીખ અને પોતાની ઉમર લખી જણાવવાં.

ફોટોગ્રાફમાં ગુજરાતના કે હિન્દુસ્તાનના જીવનમાંથી દ્રશ્યો, કુદરત કે પ્રાણીની સૃષ્ટિનાં ચિત્રો, અજબ વસ્તુઓ, વિચિત્ર પ્રાણીઓ અને બનાવો, અકસ્માતો, પ્રાચીન મકાનોનાં ચિત્રો વગેરે ચાલશે.

આશા છે કે કુમારના વાંચનારા તથા તેમના મિત્રો આ યોજનામાં ભાગ લેશે.

પત્રવ્યવહાર 'કુમારના તંત્રી'ને સરનામે કરવો.

આ મારી પાડોશમાં હીરૂબાઇ નામની આધેડ ઉમરની એક વિધવા બાઇ રહેતી. તેને પચીસત્રીસ વરસનો એક દીકરો. તે પરદેશ કમાતો. પરદેશ જતી વખતે તે પોતાના એક ઓળખીતા

દુકાનદારને કહેતો ગયેલો કે મારી માને જે કંઈ પરચુરણ ચીજ જોઈએ તે મારે ખાતે માંડીને આપવી. હું પરદેશથી આવીને હીસાબ ચુકવી આપીશ. દીકરો ઘરમાં દાણા લુગડાં તો બંધીને ગયો હતો, અને ઘેર બે ભેંશો હતી એટલે ખોરાકપોશાકની તો ડીરૂબાઈને નીરાંત હતી. હીરૂબાઈના મનને અરમાન કે દીકરો પરદેશ કમાય છે; એટલે હાથનાં બધું મોકળાં. પરચુરણ ચીજ જોઈએ તે હીરૂબાઈ પેલી દુકાનેથી લઈ આવે, અને વેપારી તેના દીકરાને ખાતે માંડે. આમ કરતા આઠેક મહીના વીતી ગયા. દીકરો પરદેશથી ઘેર આવ્યો અને પેલા દુકાનદાર પાસે હીસાબ ચોકખો કરવા ગયો તો તેને ખાતે ખાસ્સી દોઢસોએક રૂપીઆની રકમ નીકળી! દીકરો તો આભા જેવો જ બની ગયો! ચોપડામાં જુએ તો ખાતાની રકમ બરોબર વીગતવાર લખી હતી:

એક પૈસાની દીવાસળીની ડાબલી—હસ્તે બાઈ હીરૂ.
બે પૈસાની છીંકણી—હસ્તે બાઈ હીરૂ.
પૈસાનું ધુપેલ—હસ્તે બાઈ હીરૂ.
એક આનાનું ઘાસતેલ—હસ્તે બાઈ હીરૂ.
ત્રણ પૈસાનો સાબુ—હસ્તે બાઈ હીરૂ.

વગેરે. આમ બધી ચાલે વિગતવાર 'હસ્તે બાઈ હીરૂ' માંડેલી હતી. અને છેડે ખાસ્સો દોઢસો રૂપીઆનો સરવાળો હતો. દીકરાએ મુંગે મોઢે રૂપીઆ ગણી આપ્યા.

---

# જરા ઉપયોગનું

શાકમાં મીઠું વધારે પડી ગયું હોય તો પોંઉંવાના પાકરાની દાંડલીના ટુકડા કરીને તેમાં નાખજો એમા મીઠું ચુસી લેવાના ગુણ છે.

રૂપાની વસ્તુઓ કે વાસણો સાફ કરવા હોય તો બટેટા બાફેલા પાણીથી ધોઇ નાખજો ચકચકતા થશે.

શાલ મસુરીઆ કે પોચા આફીસમા જ ભરના પહેલાં તેને પટાળું કરી તેમાં કપુરનો થોડો થોડો ભુકો છાંટી દેજો એથી તે બગડશે કે ગંધાશે નહિ, તેમ જીવાત પણ નહિ થાય સુનારના મગજને તેથા આરામ ને ઠંડક મળશે. અને વળી સુગંધની સુગંધ

કદાચ ગએલો રકુ લાકડામાંથી કાઢતો હોય તો એકાદ બીલો લાલચોળ તપાવી રકુના માથા પર થોડી વાર દબાવી રાખજો. એથી કાટ બળી જઈ રકુ ઢીલો થશે ને મહેલાઇથી નીકળી શકશે.

ઘરમાં કીડીઓ બહુ થતી હોય ત્યાં ગંધક મુકવાથી એકદમ નાસી જશે.

ધાબળી, કામળા કે એવાં બીજાં ગરમ કપડાંમાં ફટકડીનો ભુકો છાંટીને રાખવાથી તેમાં ઉધાઈ કે બીજાં જંતુઓ નહિ થાય ને કપડાં સારાં રહેશે

ચોમાસાના ભેજથી કે પાણી લાગવાથી ટીકીટો અરસપરસ ચોંટી ગઇ હોય તો તપાવેલા ચમચા, તાવેથા કે નળીઆના ટુકડા પર થોડીવાર દબાવી રાખજો: એટલે સુકાઈને ઉખડી જશે.

પતરાંના ડબા પર ચિઠ્ઠી ચોડતાં પહેલાં ત્યાં થોડો ડુંગળીનો રસ ચોપડજો. એથી ચિઠ્ઠી મજબુત ચોંટશે.

ફુલદાનના પાણીમાં થોડી સાકર નાખીને પછી તેમાં ફુલ રાખવાથી એ વધારે લાંબો વખત તાજાં રહે છે

રંગીન રૂમાલ ધોતાં પહેલાં પાણીમાં થોડું મીઠું નાખજો. એથી રંગ ન ઉતરતાં ઉલટો પાકો થશે પાણી ઠંડું હોવું જોઇએ.

જુના ફોટોગ્રાફ પર પડેલા ડાઘને મેથીલેટેડ સ્પીરીટવાળા રૂના પોતા વડે ઘસી કાઢી શકાય છે.

ઉંડા અંધારા કુવામાં કંઇ નજર ન પડતી હોય તેમાં જોવું હોય તો કપુરના કકડા સળગાવી તેમાં નાખવા. કપુર સળગતું સળગતું પાણ્ પાણી ઉપર તરી શકે છે, તેથી કુવામાં અજવાળું થઇ રહેશે.





# બ્હેનની આશીષ



ઝમકુનું લગ્ન થઇ ગયા પછી થોડે આંતરે એનાં માબાપ ગુજરી ગયાં. પીઅરમાં કે મોસાળમાં કોઇ એને નહોતું. નિરાધાર ઝમકુ આવડા મોટા જગતમાં એકલવાઈ થઈ ગઈ. એની સાસરી તો કાંટાળા થોરની વાડ જેવી; ને સાસુ તો ચોકખી વાઘણ જોઈ લ્યો! ગરીબ ગાય જેવી ઝમકુને માથે ત્રીશે દહાડા કામનો ઢસરડો, ને માથે ગાળો સાથે ભૂખ ને ઉપર વળી દુઃખ. આમ કેટલા યે દિવસો વીત્યા. બીચારી ઝમકુ આ કેર ખમીને ધીમે ધીમે રીઢી થતી ગઇ.

ઓછામાં પુરૂં ઝમકુને સીમંત આવ્યું. સાસુ રોજ ટોણાં મારવા લાગી કે 'તારા પીઅરમાં કોણ મુઆં છે તે તને કાપડાની કંસ સરખી યે કરશે?' ઝમકુ મુંગી બનીને સાસુના સૌ બોલ સાંખી રહેતી.

એક વખત ઝમકુને 'દોહદ' જાગી. એને ખીર ખાવાનું મન થયું. પણ કહે કોને? એનું કોઇ પુરું સાંભળે એમ પણ નહોતું, ત્યાં ખીર કરીને તો કોણ જ ખવડાવે? એટલે ઝમકુ મનમાં ને મનમાં સમસમી રહી.

એવામાં કોઈ મોટું પરબ આવ્યું. સાસુએ કહ્યું 'વહુ, આજે ખીર કરજે.' ઝમકુને તો ભાવતું'તું ને વૈદે બતાવ્યું. ખુબ હોંશે હોંશે એણે ખીર રાંધી. પણ સાસુ બડી પહોંચેલી! બધાં જમવા બેઠાં એટલે સાસુએ, વહુને વાસ્તે પાછળ કંઇ ન રહે એમ, બધી જ ખીર સૌને પીરસી દીધી, અને તપેલું ખાલી કરી રસોડા તરફ હડસેલી મેલ્યું.

ઝમકુએ તપેલા સામું જોઇને ઉંડો નીસાસો નાખ્યો. એની આંખોમાંથી ડળક ડળક આંસુ ખરવા લાગ્યાં, ને છાતીએ ડુમો ભરાઇ આવ્યો. પણ એના અંતરની આ પીડા જાણે એવું કોઈ જ નહોતું.

ઘરનાં સૌ ખાઇપી રસ્તે પડ્યાં, અને સાસુએ સુવા માટે લાંબી સોડ તાણી. ઝમકુએ ખાધું ન ખાધું ને એ ઢગલોએક વાસણ માંજવા બેઠી. ફરી તેણે ખીરનું તપેલું હાથમાં લઇને જોયું તો તળીએ દાઝેલી ખીરના ઉખરડા ચોંટેલા દીઠા. ખીરનો થોડો સરખો પણ સ્વાદ મળશે એમ જાણી એ રાજી થઇ, ને તપેલીમાંથી બધા ઉખરડા ઉખેડી લીધા. કદાચ અહીં ખાઇશ ને સાસુ જોઇ જશે તો એ પણ ખાવા નહિ દે, એમ ધારી તેણે એ ઉખરડા એક વાટકામાં ભરી ઢાંકી રાખ્યા, ને નદીએ પાણી ભરવા જઇશ ત્યારે ત્યાં લઇ જઇને ખાઇશ એવો વિચાર કરી રાખી મુક્યા. કામકાજથી પરવારી પાણીના બેડામાં પેલો વાટકો સંતાડી લઇ તે નદીએ ગઇ.

નદીને કાંઠે એક મોટો રાફડો હતો. ત્યાં આગળ હાંડો ને ખીરનો વાટકો મુકીને, ગાગરમાં પીવાનું પાણી ભરી લાવવા તે નદી તરફ ચાલી.

પેલા રાફડામાં એક નાગણી રહે. એ પણ સગર્ભા હતી. એને ખીરની મીઠી વાસ આવી એટલે તે રાફડામાંથી બહાર નીકળી. જુએ છે તો ખીરના ઉખરડા. બધા ઉખરડા ખાઇને એ તો પાછી રાફડામાં પેસી ગઇ.

પાછી આવીને ઝમકુ જુએ તો વાટકો ખાલી ખમ! આ જોઇ ઘડીભર તો એ થંભી ગઇ. પેટમાં દુઃખનો મોટો શેરડો પડ્યો. પણ પછી વિચાર કરીને બોલી, 'હશે; હું જેવી કોઇએ ખાધું હશે. ભલે; જેણે ખાધું હોય એનું પેટ ઠરજો!'

રાફડામાં બેઠેલી નાગણી આ શબ્દો સાંભળીને ચકિત થઇ ગઇ! તેણે વિચાર્યું કે 'આ બાઈ બહુ ભલી છે; પણ દુઃખણી લાગે છે. ચાલ એની વાત પૂછું.' આમ વિચારી નાગણી સ્ત્રીનું રૂપ લઇ ઝમકુ પાસે આવી; ને તેને હેતથી બોલાવીને એનાં વીતક પુછવા લાગી. ધીરે ધીરે ઝમકુએ બધું કહ્યું. નાગણીએ પુછ્યું 'બેન, તું જરા મારી સાથે આવીશ?' ઝમકુ કહે, 'ક્યાં?' નાગણી કહે, 'અહીં; થોડે દૂર. પણ જો, તું ડરીશ નહિ. અમે નાગલોક છીએ.'

ઝમકુ તો નાગણીની પાછળ પાછળ ચાલી. થોડે

આધે એક ભોંયરા જેવું હતું તેમાં બન્ને પેઠાં અને અંદર ખુબ ઉંડાણમાં જતાં, હીરા અને રત્નોથી ઝળહળતા અતિ પ્રકાશમાન ઓરડાઓમાં આવી પહોંચ્યાં. ખંડોમાં ઠેકઠેકાણે અનેક પ્રકારના વૈભવોની ઉંચી સામગ્રીઓ ભરી હતી. જ્યાં જુએ ત્યાં સોનું, રૂપું, મણિ, માણેક ને રત્નોના જ ઢગલા! ઝમકુ તો આ બધું જોઇને હેરત પામી ગઇ. નાગણી બોલી, 'બેટા, આજથી તારૂં પીઅર અમે છીએ એમ જ માનજે. તારા ખીરના ઉખરડા મેં જ ખાધા છે. તારા સુખ-દુઃખમાં અમે બનશે તેટલો ભાગ લઇશું. તું કોઇ વાતે મુઝાઇશ નહિ. હવે જા, તારે મોડું થશે. પણ જો, તારા સીમંતનો પ્રસંગ આવે ત્યારે સીમંતની કંકોત્રી આ રાફડાના દરમાં જરૂર નાખી જજે. ભુલીશ મા.'

ઘેર આવીને ઝમકુ કામે વળગી. તેના અંતરમાંથી દુઃખની છાયા ઉડી ગઇ. હવે તો એને સઘળે સુખ સુખ જ લાગવા માંડ્યું. એમ કરતાં સીમંતનો શુભ પ્રસંગ આવી પહોંચ્યો. ઝમકુએ સાસુને કહ્યું, 'મારા પીઅરમાં તો કોઇ નથી. પણ મને દીકરી જેવી જાણે એવા ઓળખીતા છે. જો એક નામ વિનાની કંકોત્રી લખી આપો તો એને મોકલાવું. કોઇ આવે તો ઠીક, નહિ તો કાંઇ નહિ.'

સાસુજી તાડુક્યાં, 'તારે નપીઅરીને વળી કંકોત્રી શી? કોણ કાકો આવવાનો છે? શા ઢગલા વાળી દેવાનો છે?'

પણ સસરાને વહુનું દાઝ્યું. એ કહે કે 'એમ છે તો આપણે શો ખરચ છે? ભલેને કંકોત્રી લઇ જાય. એમાં શું?' આમ કહીને એક કોરી કંકોત્રી લખીને વહુના હાથમાં આપી. ઝમકુએ કંકોત્રી સાચવીને સાડીને છેડે બાંધી. પાણી ભરવા ગઇ ત્યારે રાફડાના દરમાં મુકતી આવી.

સીમંતનો મંગળ તિથિવાર આવ્યો. ઘરમાં ધોળ મંગળ ગવાઇ રહ્યાં છે. સૌ કલ્લોલમાં છે. એવામાં રાજકુંવર જેવા કાંતિમાન બે ભાઇઓ બારણે આવીને ઉભા અને ઝમકુને બ્હેન કહીને બોલાવી. ઝમકુ તેમને ઓળખી ગઇ, ને હરખઘેલી થઇ દુખણાં લીધાં. લોકો પુછવા લાગ્યા કે 'રાજાના કુંવર જેવા આ કોણ છે?' ઝમકુ ઉમંગભરી કહે કે 'મારા જીમના માનેલ ભાઇ છે.'

તેમની કાંતિ અને ઠાઠ જોઇને ઝમકુની સાસુ તો સડક જ બની ગઇ! હવે તો એ ઝમકુવહુની ખાતરચાકરી ને ખુશામત કરવા લાગી.

મોસાળામાં મોટામોટા થાળ સોનારૂપાની મહોરોથી છલકાઇ ગયા; હીરામોતી જડિત ઘરેણાંના ઢગલા થયા; અને કીનખાબ તથા હીરાગળ વસ્ત્રોના તો અંબાર રચાયા. ઘરના, સગાંવહાલાંના ને પાડ-પાડોશના લોકો પણ ઝમકુના ભાઇની પહેરામણીથી શોભી ઉઠ્યાં. ઝમકુના હરખનો તો પાર જ ક્યાંથી હોય?

સીમંત પ્રસંગ પછી ભાઇઓએ ઝમકુને પોતાને ઘેર તેડી જવા કહ્યું. લાખોની આવકથી અંજાઇ ગએલી એની સાસુએ ખુશીથી હા કહી.

ઝમકુ નાગને ઘેર આવી. નાગનો આખો પરિવાર બ્હેનના ઉપર વહાલ કરવા લાગ્યો. દિવસો જતા ઝમકુને પુત્ર અવતર્યો. નાગના ઘરમાં કલ્લોલ થઇ રહ્યો. આખા કુટુંબમાં ઝમકુ દીકરી જેવી વહાલી થઇ પડી.

થોડા દહાડા ગયા એટલે નાગણીને બચ્ચાં અવતરવાનો સમય થયો. તેણે ઝમકુને કહ્યું, 'બેટા, અમારો નાગનો રીવાજ છે કે બચ્ચાં જેમ જન્મે તેમ અમે તેમને ખાઇ જઇએ. જો, હું બચ્ચાં મુકું અને ખાઉં ત્યારે તું દીવો ધરીને ઉભી રહેજે. જરા યે ગભરાઇશ મા.' ઝમકુ દીવો ધરીને ઉભી.

નાગણીએ બચ્ચાં મુકવા ને ખાવા માંડ્યાં. તેમાંથી બચવા માટે બચ્ચાં નાસભાગ કરવા લાગ્યાં. એવામાં એકાદ ઝમકુને પગે વીંટાઇ ગયું. તેથી તે ગભરાઇ, ને હાથમાંથી દીવો સરી પડ્યો. અંધારૂં ઘોર થઇ ગયું. નાગણીને બચ્ચાં બરાબર નહિ દેખાવાથી કોઇની પુંછડી ખવાઇને બાંડી થઇ ગઇ, તો કોઇ ખાંડું થઇ ગયું. આ ઉપરથી એમનાં નામ 'ખાંડીઆં બાંડીઆં' પડ્યું. એ વાત તો વીતી ગઇ.

ઝમકુને સાસરે પાછી વળાવવાનો સમય આવી લાગ્યો. નાગલોકોએ અનેક જાતનાં વસ્ત્રો, અલંકારો અને સોનૈયાથી બ્હેનને ભરી દીધી! ઝમકુ વૃદ્ધ નાગ પિતાની રજા લેવા ગઈ. નાગપિતાએ આશીષ દીધી, 'બેટા, સુખી રહેજે અને જે કોઇ જોઇએ તે મંગાવી લેજે. દીકરી, મેં તો તને કાંઇ આપ્યું નથી. પણ તું મારા મોંમાં તારા હાથ નાખ.' ઝમકુએ એમ કર્યું. બન્ને હાથ જેટલા અંદર ગયા તેટલા હીરામોતીનાં કંકણ, ચુડી ને વેઢવીંટીઓથી લુમઝુમ ભરાઈ ગયા. ઝમકુ રજા લઇને નાગભાઇઓ સાથે પોતાને સાસરે આવી.

ખાંડીઆંબાંડીઆં સમજુ થયાં ત્યારે એમને ખબર પડી કે બ્હેને દીવો પાડી નાખેલો તેથી અંધારામાં માએ બચકાં ભર્યાં, અને તેઓ ખાંડાંબાડાં બેડોળ થયાં. સૌએ મળીને વિચાર કર્યો કે આપણે એ ભુંડી બેનને જઇ કરડીએ. સઘળાં ભેગાં મળી ઝમકુને કરડવા ચાલ્યાં.

એક જઇને ઝમકુને પાણીઆરે બેઠું. બીજું ઉમરે, ત્રીજું ઘંટી ઉપર, ને ચોથું ચુલે બેઠું.

સવારે ઉઠીને ઝમકુ બહાર આવવા ગઇ ત્યાં ઉમરે ખાંડીઉં પગે અથડાયું. એટલે ઝમકુ બોલી, 'ખમ્મા, મારાં ખાંડીઆંબાંડીઆં વીર, જેણે પુર્યાં સોનાનાં ચીર.'

આ સાંભળીને ખાંડીએ વિચાર્યું કે 'અહો! આવી બ્હેન! સવારમાં ઉઠતાં જ અમને ક્ષેમ કલ્યાણ ઇચ્છે છે! આવી બ્હેનને કેમ કરડાય?'

ઝમકુ પાણીઆરે ગઇ ત્યાં બાંડીઉં પગે અથડાયું. ત્યાં પણ ઝમકુએ આશીષ દીધી, 'ખમ્મા, મારાં ખાંડીઆંબાંડીઆં વીર, જેણે પુર્યાં સોનાનાં ચીર.' આ સાંભળીને બાંડીઉં પણ ખુશ થઈ ગયું. ઘંટીએ અને ચુલે ઝમકુ ગઇ, તો ત્યાં પણ એમ જ બન્યું. ખાંડીઆંબાંડીઆં તો રાજીરાજી થઈ ગયાં.

સૌ ભાઇઓએ પાછા જઇ માને વાત કરી. તેમની મા કહે, 'અરે મુરખાંઓ, બ્હેનને કરડવાની કુબુદ્ધિ ક્યાંથી સુઝી? બ્હેનની આશીષથી તો સુખી થઇએ. બ્હેનની આશીષે દુઃખ ટળે. બ્હેનની આશીષ વડે આપણું કલ્યાણ થાય. તમે સૌ બ્હેન પાસે જઇને પગે પડો, બ્હેનની માફી માગો અને તમારી વહાલામાં વહાલી વસ્તુઓ બ્હેન માટે લઇ જાઓ. તે બ્હેનને આપી કહેજો કે 'આ અમારી વીરપસલી તું લે.' જો એ રાજી થઇને લે તો તમારૂં પાપ છુટે.'

આ સાંભળી ખાંડીઆંબાંડીઆં ભારે ભારે ચીજોની વીરપસલી લઇને બ્હેનને ઘેર મહેમાન થયાં. બ્હેને પ્રાણ પાથરીને સૌની સેવાચાકરી કરી. ઝમકુ તો ભાઇઓને જુએ જુએ, ને એને હરખનાં આંસુ આવે! ભાઇઓએ પણ બ્હેનને પગે પડીને વીરપસલી દીધી. બ્હેન તો ભાઇનાં મોં જોઇને જ ઘેલીઘેલી હતી, તેમાં વળી ભેટો મળી! બ્હેનનું ઘર ભાઇની ભેટોથી ભરાઈ ગયું અને બ્હેને અંતરના ઉમળકાથી ભાઇઓને આશીષ આપી.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

---

## તમારી ફુરસદે

કાચ કે ધાતુની તમારી કોઇ વસ્તુ ઉપર તમે સહેલાઇથી પોતાનું નામ કોતરી શકો. વસ્તુ ઉપર જે જગ્યાએ તમારૂં નામ લખવું હોય ત્યાં, મીણનું કે મીણબત્તી પીગાળીને તેના રસનું એક પાતળું પડ ચાઢો. પછી એક અણીદાર સોયા વડે, તે મીણના પડ સોંસરૂં તમારૂં નામ કોરો.



અક્ષરો કોરાઇ રહ્યા પછી, જો કાચની વસ્તુ હોય તો હાઇડ્રોક્લોરિક ઍસિડ, અને ધાતુની હોય તો નાઇટ્રિક ઍસિડમાં એક પીંછી બોળી નામ કોરેલી જગ્યા પર લગાવો. ઍસિડ અક્ષરો કોરેલી જગ્યા સોંસરો નીચે જઇ કાચ કે ધાતુ પર તમારૂં નામ કોરી નાખશે, અને મીણનું પડ લગાવેલી બીજી જગ્યા સલામત રહેશે. પછી મીણનું પડ ઓગાળીને કાઢી નાખી વસ્તુને સાફ કરી નાખશો તો તમારૂં નામ કોતરાઇ રહેલું જણાશે.



# આકાશદર્શન દૃષ્ટિ છઠ્ઠી

**અભિજિત્ અને શ્રવણ: તથા મંગળ વિષે કંઈક વધુ**

શ્રાવણની અમાસ: તા. ૩૦મી ઑગસ્ટ, શનિવાર: સૂર્યોદય ૬ ક. ૨૩ મીનીટ; સૂર્યાસ્ત ૬ ક. ૫૭ મીનીટ.

સપ્તર્ષિના છેલ્લા (પુંછડાના) બે તારા મરીચિ અને વસિષ્ઠને જોડશો અને એ લીટી સાથે લગભગ કાટખુણો કરે એવી લીટી મરીચિમાંથી દક્ષિણ તરફ દોરશો, તો તે નવી લીટી એક અત્યંત ચળકતા તારામાં થઈને જશે. ( જુઓ સાથેનું ચિત્ર ) આ તારાનું નામ 'અભિજિત્.' જેમ હાલમાં ધ્રુવ સ્થિર દેખાય છે અને બીજા તારાઓ તેની આસપાસ ફરતા દેખાય છે, તેવી જ રીતે હજારો વર્ષ પહેલાં અભિજિત્ સ્થિર દેખાતો અને બીજા તારાઓ(ધ્રુવ સુદ્ધાં) તેની આસપાસ ફરતા દેખાતા. આનો પુરાવો આપણાં શાસ્ત્રોમાંથી મળે છે. અભિજિત્નું યામ્યોત્તર સાંજના ૭ ક. ૫૯ મીનીટે, અને અસ્ત રાતના ૩ ક. ૨૦ મીનીટે છે.

વસિષ્ઠ અને અભિજિત્ને જોડનારી લીટીને અભિજિત્ની દિશામાં લંબાવવાથી તે શ્રવણના ત્રણ તારાઓમાં થઈને જશે. આ ત્રણ તારાઓ મૃગ-(નક્ષત્ર)ના પેટમાંના બાણની પેઠે એક જ સીધી લીટીમાં આવેલા છે; અને એ ત્રણેમાં વચલો સૌથી ચળકતો છે. આ વચલાને આપણે 'શ્રવણ-યોગતારા' કહીશું. શ્રવણની વાર્તા રામાયણમાં પ્રસિદ્ધ છે. વચલો તારો તે પુત્ર શ્રવણ, અને આજુબાજુના બે તારા તે તેનાં માબાપ. એમને તે કાવડમાં બેસાડી ફેરવે છે. શ્રવણને આકાશગંગાના તટ પર વિચરતો આપણે જોઈએ છીએ, અને દૂર દશરથ (અભિજિત્) પણ માલુમ પડે છે.




પણ આ માસનું સૌથી અગત્યનું દૃશ્ય તો મંગળનું છે. મંગળનું ઓળખાણ આપણે *પાંચમા અંકમાં કર્યું છે. મંગળ આ માસમાં જેટલો પૃથ્વીની નજદીક આવે છે તેટલો નજદીક ૧૦૯ વર્ષ સુધીમાં પાછો કદિ આવતો નથી. જન્માષ્ટમી (તા. ૨૨મી ઑગસ્ટ) સુધીમાં તે આપણી વધારેમાં વધારે નજદીક આવતો જશે, અને ત્યારપછી તે દૂર જતો જશે. એટલે જન્માષ્ટમીને દિવસે તે વધારેમાં વધારે નજદીક હશે. આ દિવસોમાં તે ખુબ લાલ અને સ્હેજ મોટો દેખાશે.

પૃથ્વી ઉપર તો આપણે ટેલિફોન તાર કે વાયરલેસથી દૂર દૂર સંદેશા મોકલી વાતો કરી શકીએ છીએ. પણ હવે તો મોટા બુદ્ધિમાન ખગોળશાસ્ત્રીઓએ મંગળ ઉપર પણ સંદેશા મોકલવાના પ્રયત્નો કરવા માંડ્યા છે. કારણકે એમ મનાય છે કે મંગળ પણ આપણી પૃથ્વી જેવી જ એક પૃથ્વી છે, અને એના ઉપર પણ માણસો રહે છે.

આપણી પૃથ્વીને એક ચંદ્ર છે, તો મંગળને

બે છે. આપણી પૃથ્વી પોતાની ધરી ઉપર ૨૪ કલાકમાં ફરી રહે છે, તો મંગળને પોતાની ધરી પર ફરતાં ૨૪ કલાક ને ૩૭ મીનીટ થાય છે. પણ સૂર્યની આસપાસ ફરવાની એની ચાલ પૃથ્વી કરતાં ઘણી જ ધીમી છે. પૃથ્વીને સૂર્યની ચોમેર ફરી રહેતાં ૩૬૫ દહાડા લાગે છે, જ્યારે મંગળને ૬૮૭ દિવસ લાગે છે.

કદમાં મંગળ પૃથ્વી કરતાં બહુ જ નાનો છે; માત્ર પૃથ્વીના સાતમા ભાગ જેવડો. ગ્રહ જેમ નાનો તેમ એના ઉપર ગુરુત્વાકર્ષણ ઓછું હોય. તેથી મંગળ ઉપર આપણી પૃથ્વીના ⅖ ભાગ જેટલું જ ગુરુત્વાકર્ષણ છે. એટલે વસ્તુઓના વજનમાં પણ ફેર પડે. જે ચીજ અહીં તોલમાં પાંચ શેર લાગે તે ત્યાં બશેર થાય! અહીં જે માણસ બે ફુટ કુદી શકે તે જ માણસ મંગળ ઉપર તેટલા જ બળમાં પાંચ ફુટ કુદી શકે!

કહે છે કે મંગળ ઉપર પાણી બહુ ઓછું છે. આપણે ત્યાં ત્રણ ભાગનું પાણી ને એક ભાગની જમીન છે; પણ મંગળમાં તો એક જ ભાગનું પાણી અને ત્રણ ભાગની જમીન છે. અને એ જમીન પણ ઘણીખરી ભુરાં રણવાળી છે. ત્યાંની જમીનનો રંગ રાતો હશે, તેથી જ તે રાતો દેખાય છે. લીલોતરી ને ઝાડપાન ત્યાં બહુ જ ઓછાં ઉગે છે. ત્યાંની હવા પણ બહુ જ પાતળી અને સુકી. આપણે તો ત્યાં જીવી પણ ન શકીએ.

મંગળ પૃથ્વીની ધરી બહારનો પાસેમાં પાસેનો ગ્રહ છે. એટલે દુરબીનમાંથી બીજા બધા કરતાં તે મોટો અને ચોકખો દેખાય છે. દુરબીનમાંથી જોતાં મંગળના ઉત્તરદક્ષિણના બે છેડા ઉપર ધોળાં ધાબાં અને વચ્ચે આડીઅવળી લીટીઓ દેખાય છે. ખગોળશાસ્ત્રીઓ એવી કલ્પના કરે છે કે એ ધોળાં ધાબાં તે એના ઉત્તર તથા દક્ષિણ ધ્રુવ ઉપર જામેલા બરફનાં છે. ત્યાંના ઉનાળામાં એ બરફ પીગળે છે તેથી એ ડાઘ નાના થતા દેખાય છે. અને જે આડીઉભી આકૃતિવાળી લીટીઓ દેખાય છે તે ત્યાંની ગંજાવર મોટી નહેરો હશે. કારણકે મંગળમાં પાણી તો ઓછું છે જ. તેથી ઉનાળામાં ધ્રુવ તરફથી પીગળી આવેલા બરફનું પાણી ઝીલી લઇ તેનો ઉપયોગ કરવા માટે એ નહેરો બાંધી હશે.

આટલે બધે દૂરથી પણ મંગળ પરની એ નહેરો દેખાય છે તો એ કેટલી મોટી હશે? અને એવી રાક્ષસી નહેરો બાંધનારા લોકો કેટલા બુદ્ધિમાન હશે? આવી કલ્પના કરીને, આપણી પૃથ્વીના મોટા મોટા બુદ્ધિમાન ખગોળશાસ્ત્રીઓ મંગળના લોકો ઉપર સંદેશા મોકલીને તેમની સાથે વાતચીત કરવાના, અથવા બને તો એમના તરફથી કંઈ પણ સંદેશા કે માહીતી મળે તો તે મેળવવાના અનેક પ્રયત્નો કર્યાં કરે છે.

અને એવા પ્રયત્નો માટે વધારે સારામાં સારો અવસર હવે આવી પહોંચ્યો છે. આવતી જન્માષ્ટમીએ (૨૨મી ઑગસ્ટે) મંગળ આપણી પૃથ્વીની નજીકમાં નજીક આવવાનો છે. એ વેળા તેના ઉપર જુદી જુદી રીતે સંદેશા મોકલવાની અનેક તૈયારીઓ ખગોળશાસ્ત્રીઓએ કરી રાખી છે. વળી મંગળ એટલો બધો નજીક આવે છે એ તકનો લાભ લઇ તેના ઉપર શું છે તે જોવા સારૂ તથા બની શકે તો તેની છબીઓ પાડી લેવા સારૂ મોટાં શક્તિશાળી દુરબીનો અને કૅમેરાઓ પણ તૈયાર કરવામાં આવ્યા છે. હવે શું થાય છે તે જોઇએ.

જન્માષ્ટમીની રાતે તેનું યામ્યોત્તર ૧૨ ક. ૫૧ મીનીટે થશે. તેના ઉદય અને અસ્ત અનુક્રમે સૂર્યાસ્ત અને સૂર્યોદય વખતે જ (લગભગ) થવાથી દેખાશે નહિ.

હરિહર ભટ્ટ






## ત્રીજું વિદ્યાર્થી સંમેલન : ઉમરેઠ

પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના પ્રમુખપણા નીચે 'ઉમરેઠ વિદ્યાર્થી મંડળ' નામનું ઉગતી પ્રજાનું એક મંડળ ઉમરેઠમાં અનેક વર્ષોથી સ્થપાયું છે. તેનો ઉદ્દેશ એવો છે કે "વિદ્યાર્થીઓનાં શરીર સુંદર ને સુદૃઢ થાય, તેમનાં મન કેળવાય, નીતિના માર્ગે તેમને અપરા ન પડે એમ થાય, સાહિત્ય અને કળાના અભ્યાસથી તેમનું જીવન રસભીનું થાય, મનુષ્યમાત્રના ધર્મનાં વિશાળ તત્ત્વો જાણી તેમની જીંદગી પ્રભુમય થાય, એવા ઉદ્દેશ પોષવાને દર વર્ષે એક 'સંમેલન' ભરવાની યોજના રાખવી." અને "એ વિદ્યાર્થી સંમેલન વિદ્યાર્થીના પ્રશ્નોમાં રસ લેનાર દરેક વ્યક્તિને માટે છે."

આવું ત્રીજું સંમેલન આવતી દીવાળી ઉપર ભરાશે. એ પ્રસંગે લેખો લખાવી વંચાવવાનો કાર્યક્રમ રાખવામાં આવ્યો છે. વિદ્યાર્થી આલમમાં બુદ્ધિ, વિવેક, જ્ઞાન વગેરેના સંસ્કાર જાગે અને તેમનો આત્મા વિકસે એ ધ્યાનમાં રાખી વિદ્યાર્થીઓ લેખો લખી મોકલે એવી યોજના ઘડાઈ છે. એ વિષે 'ઉમરેઠ વિદ્યાર્થી મંડળ'ના મંત્રીઓ તરફથી મળેલી પત્રિકા અમે નીચે આપીએ છીએ.

"પ્રિય કુમાર મિત્રો,

ઉમરેઠમાં તમારા જેવા કુમારોનું એક 'વિદ્યાર્થી મંડળ' છે. મંડળના પ્રમુખ પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી છે. ભાવનાસૃષ્ટિના દ્રષ્ટા (લેખક) તરીકે તમે એમને ઓળખો છો. આ મંડળ તરફથી દર વર્ષે દીવાળી ઉપર ઉમરેઠના વિદ્યાર્થીઓનું અને વિદ્યાર્થીઓના પ્રશ્નોમાં રસ લેતા સજ્જનોનું એક સંમેલન ભરવામાં આવે છે. ગયા વર્ષના સંમેલનના પ્રમુખ શ્રી મટુભાઈ કાંટાવાળા થયા હતા. એમના ભાષણમાંના થોડા ઉતારા કુમારના પહેલા અંકમાં આવેલા એ તમે વાંચ્યા હશે. આવતા સંમેલનના પ્રમુખપદે કવિશ્રી નાનાલાલ બિરાજશે. ઉમરેઠના કુમારો તરફથી તમારી પાસે એક વિવેકભરી માગણી અહીં અમે કરીએ છીએ. સંમેલનના કાર્યક્રમમાં ગુજરાતના કુમારોને હાથે પ્રસિદ્ધ થતાં હસ્તલિખિત માસિકો વગેરે પત્રોનું તથા તેઓના કળામય નમુનાઓનું પ્રદર્શન ભરવાનો એક ક્રમ રાખવામાં આવ્યો છે. આવાં હસ્તલિખિત પત્રો તથા નમુનાઓ સંમેલન પછી સર્વને પાછા રવાના કરવામાં આવશે. જેમને આવાં હસ્તલિખિતો કે કળાના નમુના મોકલવા હોય તેઓએ આસો શુદ પુનમ પહેલાં અમને મળી જાય તેમ મોકલવાં. ગુજરાતના કુમારોને આ પત્ર દ્વારા અમે વિનંતિ કરીએ છીએ કે કળા અને સંસ્કારી મનોભાવના આ મેળામાં ફુલ નહિ તો ફુલની પાંખડી મોકલી મેળાને દીપાવશો. પત્રવ્યવહાર નીચેને સરનામે કરશો.

મંત્રીઓ, વિદ્યાર્થી સંમેલન સ્વાગત સમિતિ
ઉમરેઠ (જીલ્લો ખેડા)

## યુવક સંઘ : ભરૂચ

ભરૂચમાં ત્રણેક વર્ષ ઉપર બેત્રણ સંસ્થાઓ ચાલતી હતી. તેના મુખ્ય ચાલકોનું બહારગામ જવાનું થવાથી તે સંસ્થાઓનું કામ ધીમું પડ્યું. એટલે તા. ૮મી સપ્ટેમ્બર ૧૯૨૩ને દિવસે કેટલાક યુવકોએ, સામાન્ય કાર્યોમાં સાથે મળી કામ કરવા માટે 'આર્ય તત્ત્વબોધિની સભા' સ્થાપી. તેમાં પંદરથી ત્રીસ વર્ષની વયના યુવકો સભાસદ થઇ શકે એવો નિયમ હતો. ધીમે ધીમે તેમને મદ્રાસમાં ઉઘડેલી, વિશ્વબંધુત્વ પ્રચારક યુવક સંઘ (ધી ઇન્ટરનૅશનલ લીગ ઑફ યૂથ) ની શાખાની ખબર પડી અને પોતાની 'તત્ત્વબોધિની સભા'ના ઉદ્દેશો પણ એ 'સંઘ'ને મળતા હોવાથી પોતાની સભાને 'યુવક સંઘ'ના રૂપમાં ફેરવવા ઠરાવ્યું.

એ અરસામાં ડૉ. અરુન્ડેલ, જે 'વિશ્વ-યુવક સંઘ'ના એક સમર્થ પ્રચારક છે તે ભરૂચ આવ્યા, અને આ સભા સાથે વાતચીત કરી, ગઇ તા. ૧૮મી એપ્રિલ ૧૯૨૪ ને દિવસે તેમણે સર્વ સભાસદોની સંમતિથી 'આર્ય તત્ત્વબોધિની સભા'ને 'ભરૂચ યુવક સંઘ'ના રૂપમાં ફેરવી નાખી. એ યુવક સંઘના ઉદ્દેશો નીચે પ્રમાણે છે.

(૧) હિન્દની પ્રાચીન સંસ્કૃતિના અભ્યાસને ઉત્તેજન આપવા પ્રયાસ કરવા. (૨) જાતીય કે કોમીય ભેદભાવ રાખ્યા વિના વિશ્વબંધુત્વની ભાવના ખીલવવા પ્રયત્ન આદરવા. (૩) જુદા જુદા ધર્મો પ્રતિ સહિષ્ણુતા કેળવવા યત્ન કરવા. (૪) વિશ્વની ધાર્મિક, સામાજિક અને રાષ્ટ્રીય પરિસ્થિતિથી વાકેફ રહેવું જરૂરનું હોવાથી તે સંબંધનો અભ્યાસ કરવા સારુ યુવકવર્ગને પ્રોત્સાહન આપવું; પરન્તુ પોતાના નામ નીચે કોઇપણ પ્રકારના રાજકીય કે ધાર્મિક ઝગડાઓમાં ન પડવું. (૫) સંસ્થાનો

સભ્ય પોતાને જે યોગ્ય લાગે તે વ્યક્તિગત પ્રવૃત્તિ ઉપાડવા સ્વતંત્ર છે. (૬) આ સંસ્થા હમેશને માટે 'ઇન્ટરનૅશનલ લીગ ઑફ યૂથ'ની શાખા રહેશે.

અમને જણાવતાં આનંદ થાય છે કે જે ઉદ્દેશથી 'કુમાર' માસિક નીકળે છે તેવા જ ઉદ્દેશો પર ઠેરઠેર આવી સમિત્ર હીલચાલો શરૂ થઇ ચુકી છે. અમને આશા છે કે આવાં જુદાં જુદાં મંડળો અને સંઘોના સભાસદો ઉદારતાથી એકબીજાના કામમાં સહકાર આપતા રહેશે અને એ રીતે પોતાનો વિકાસ અને સમાજની સેવા કરશે. 'આઉટ-ડોર' અને 'ઇન-ડોર' રમતો તેઓ ભલે રમે; પણ સાથેસાથે ઉદ્યોગ અને નાના ધંધાના અભ્યાસવર્ગો પણ તેઓ ચાલુ કરે એમ અમે ઇચ્છીએ છીએ.

### મહાવીર વિદ્યાલયનું સંમેલન

ગઇ તા. ૩જી ઑગસ્ટને દિવસે મુંબાઇમાં મહાવીર વિદ્યાલયના જુના તથા હાલના વિદ્યાર્થીઓનું સ્નેહસંમેલન થયું હતું. એ પ્રસંગે જૈન કોમના બીજા વૃદ્ધ અને યુવાન આગેવાનોએ પણ હાજરી આપી હતી. મુંબાઇ જેવા કામકાજની ધમાલવાળા શહેરમાં વિદ્યાર્થીઓનાં આવાં મંડળો થતાં રહે એ બહુ ઇચ્છવાજોગ છે.

પણ સંમેલનના ઉત્સવોમાં તેમણે જે પ્રસંગો ગોઠવ્યા હતા તેમાં સ્થાનિક કૉલેજોનું અનુકરણ માત્ર કરવામાં ભુલ કરી હતી. જ્ઞાતિનાં આવાં સંમેલનોમાં નાનાંમોટાં સૌને રસ લેતાં કરવાં હોય તો તેમની સૌની સમજણ અને વખતની અનુકૂળતાનો વિચાર કરીને જ ઉત્સવનો કાર્યક્રમ ગોઠવવો જોઇએ. અને બધું કામ પણ સાદી અને સંસ્કારી ભાષામાં ચાલવું જોઇએ.

કેટલાક સંવાદો વગેરે જે નાટ્યપ્રયોગો ગોઠવ્યા હતા તેમાં બહુ જ છુટ અને અમર્યાદ ચેષ્ટાઓ હતી. એ દૂર કરીને ભવિષ્યમાં શુદ્ધ, સંસ્કારી વાતાવરણ ઉભું કરે, તથા જીવનની ભવ્ય બીનાઓ પ્રકટ કરે એવા પ્રસંગો ભજવી બતાવશે તો તેથી કોમને વધુ ફાયદો થશે. બીજી કોમોના અવગુણોની હાંસી કરવાના કરતાં પરકોમના સદ્ગુણો લેવાની હંસવૃત્તિ જ વિદ્યાર્થીઓએ તો રાખવી ઘટે. ભજવાએલા નાટ્યપ્રયોગોમાં રાણા પ્રતાપવાળો પ્રયોગ સારી રીતે રજુ થયો હતો; પરંતુ આ યુગમાં રવીન્દ્રનાથ ઠાકુરનાં 'મુક્ત ધારા' કે 'અચલાયતન' માંથી ચાલુ જમાનાને વધારે બંધબેસતા પ્રસંગો પણ મળી શકે.

શા. મોતીચંદ ગિરધરભાઇ કાપડીઆ જેવા સ્થિર પ્રકૃતિના સદુદ્યોગી પુરુષ મહાવીર વિદ્યાલયના મંત્રી છે એ જાણીને ઉગતી પ્રજા માટે બહુ આશા બાંધી શકીએ. તેમને અમારી વિજ્ઞપ્તિ છે કે કોમમાં સર્જકશક્તિનાં મારગો ઉત્પન્ન કરવા સારૂ તેમણે વિદ્યાલયમાં કલા અને સુવ્યવસ્થાનું વાતાવરણ લાવવું જોઇએ. જ્ઞાતિનાં બાળકો યુનિવર્સિટીની ડિગ્રીઓ મેળવી જાય તેથી જ સંતોષ લઇ બેસી રહેવું ઠીક નથી. તેમના સર્વદેશી વિકાસ માટે ઘણું થવું જોઇએ.

## પુસ્તકોઃ નવાં અને જુનાં



**કુમારિકાધર્મઃ લેખક-પ્રકાશક, માવજી દામજી શાહ. કીં. ૦-૪-૦**

બાળપણુ કરતાં યે કૌમાર વધુ નિર્દોષ અને તેજસ્વી હોય. કારણકે વય વધતાં તેજ અને રૂપ વધે એ કુદરતી છે. કૌમારવ્રત એ દેશનું ખરૂં દ્રવ્ય છે; એટલે કોઇ બાળકે કૌમારને યોગ્ય ગુણો અને ધર્મો ભુલવા ન જોઇએ.

એ ગુણો અને ધર્મો કયા છે તે આ નાના પુસ્તકના લેખક બતાવે છે. અને એ દરેક ઉપર શીખામણની પાંચ પાંચ વાતો મુકે છે. એ સઘળી વાતો સારી, ઉપયોગી અને અનુભવથી લખાએલી છે. ધર્મ, નીતિ અને વ્યવહારની નજરે જોતાં પણ આ બધું અમને અમૂલ્ય લાગ્યું છે.

પણ આપણી કુમારિકાઓને તો છીછરી વસ્તુઓ ને મોજશોખ ગમે છે. ધર્મ ને નીતિમાં તેમને શ્રદ્ધા નથી બેસતી, પણ શંકા થાય છે. ધર્મ ને, નીતિના આ નિયમો રસપૂર્વક વાંચીને પાળવા જેટલું દૈવત પ્રભુ આપણી કુમારિકાઓને આપો.



# માધુકરી

**તપસ્વિની રાબેયા**

ઇસ્લામ ધર્મમાં રાબેયા નામની એક મહા તપસ્વી બાઇ થઇ ગઇ. એ સ્ત્રી હોવા છતાં પણ તેનો ત્યાગ અને સંયમ કોઇ પણ પુરુષને શરમાવે એવાં હતાં.

એનો જન્મ બસરામાં એક ગરીબ કુટુંબમાં થયો હતો. અરબી ભાષામાં 'રાબા' શબ્દનો અર્થ 'ચોથું' એવો થાય છે. રાબેયા એના દરિદ્ર પિતાની ચોથી પુત્રી હોવી જોઈએ. નાનપણમાં જ તેનાં માતપિતા ગુજરી ગયાં અને બીજે જ વર્ષે બસરામાં મોટો દુકાળ પડ્યો. રાબેયાને પોતાનું ઘર છોડવું પડ્યું રસ્તામાં તેને નિરાધાર માની કેટલાક બદમાશોએ પકડી અને નજીવી રકમે એક શ્રીમંતને ત્યાં દાસી તરીકે વેચી દીધી.

રાબેયાનો માલિક—શેઠ ઘણો જ ક્રૂર માણસ હતો. તે એની પાસે સખત મજુરી કરાવતો, અને કામ પુરું ન કરી શકે તો નિષ્ઠુરપણે માર મારતો. આ અપમાન અને સજા રાબેયાને અસહ્ય લાગ્યાં તેથી એક દિવસે લાગ જોઇને પોતાના શેઠને ત્યાંથી એ નાસી છુટી. ઉતાવળમાં શ્વાસભેર નાસવા જતાં માર્ગમાં તે પડી ગઇ અને એથી તેનો હાથ ભાંગી ગયો. આવી અવસ્થામાં શું કરવું એનો તે વિચાર કરવા લાગી. તેની આંખ આગળ સર્વત્ર અંધકાર ફરી વળ્યો. છેવટે પાછી તે પોતાના જુના શેઠને ત્યાં જઈ રહી, અને દિવસની સખ્ત મજુરી પુરી થયે રાત્રે પ્રભુની ઉપાસનામાં ઘણોખરો સમય ગાળવા લાગી.

આ પ્રમાણે કેટલાક દિવસે નીકળી ગયા. એકવાર રાત્રે તેનો શેઠ અચાનક ઉંઘમાંથી જાગી ઉઠયો. તે વેળા રાબેયા પોતાની નાની ઓરડીમાં જમીન પર માથું મુકાવી નિત્યના નિયમ પ્રમાણે પરમાત્માની પ્રાર્થના કરતી હતી. રાબેયાનો અવાજ સાંભળી શેઠ તેની ઓરડી તરફ ગયો. ત્યાં જઇને જુએ છે તો રાબેયાનું મોં અપૂર્વ દૈવી તેજથી પ્રકાશતું હતું. શેઠને લાગ્યું કે પોતે જેને એક દાસી–ગુલામડી ગણે છે તે કોઇ સામાન્ય સ્ત્રી નથી. તે દિવસથી તેણે રાબેયાને પૂજનીય ગણી પોતાની નોકરીમાંથી મુક્ત કરી. તે પછી રાબેયા પોતાના શેઠની રજા મેળવી બહાર નીકળી પડી અને કઠોર તપશ્ચર્યા શરૂ કરી દીધી.

કુરાન તેનું અત્યંત માનીતું પુસ્તક હતું. રાતદિવસ તે કુરાનના જ વાંચન અને વિચારમાં લીન રહેતી. યોગાભ્યાસ માટે તેણે કેટલોક સમય અરણ્યમાં પણ ગાળ્યો હતો. ત્યાર પછી તે મક્કા તરફ ચાલી નીકળી, અને મક્કામાં જ તેનું અવસાન થયું. તે આખર સુધી કુમારી જ રહી હતી, અને ઇશ્વરની સેવામાં જ પોતાની જીંદગી ગાળી હતી. આજે એને થઇ ગયાને લગભગ ૧૨૦૦ વર્ષ થયાં હશે.

રાબેયાને કોઈએ એકવાર પુછ્યું કે 'તમે વિવાહ કેમ નથી કરતાં?' ત્યારે એણે જવાબ આપ્યો કે 'મારે શરીર જ ક્યાં છે? મેં મારૂં શરીર તો પ્રભુને અર્પી દીધું છે.'

રાબેયાની રહેણી વિષે એક જણ કહે છે કે "રાબેયાને ત્યાં જઇને મેં જોયું તો તેના ઘરમાં એક ભાંગેલો પાણીનો ઘડો પડયો હતો. એ ઘડામાંથી જ તે પાણી પીતી. પાથરવા માટે એક જુની સાદડી પડી હતી. ઓશીકા તરીકે એક ઇંટ મુકી હતી. મને આ દેખાવ જોઇ બહુ દુઃખ થયું. મેં કહ્યું, 'તપસ્વિની! મારા ઘણા મિત્રો શ્રીમંત છે. આપની આજ્ઞા હોય તો હું એમને આપને વિષે વાત કરૂં.' રાબેયાએ જવાબ દીધો કે 'ઈશ્વરની મદદ સિવાય હું કોઇની મદદ નથી માગતી. પ્રભુ શું ગરીબોને તેમની ગરીબાઇને કારણે જ ભુલી જતો હશે? ખુદાની નજરમાં તો ગરીબ ને અમીર સૌ સરખાં છે.'"

એક માણસે લખ્યું છે કે "એક દહાડો હું અને સુફીઆન, રાબેયા માંદી હતી તેને જોવા સારૂ ગયા. રાબેયાનો તપઃપ્રભાવ અમને એટલો બધો ઉગ્ર લાગ્યો કે અમારા મોંમાંથી કેમે કર્યો શબ્દ પણ ન નીકળે. છેવટે રાબેયાએ સુફીઆનને કહ્યું કે 'તમારે જે કંઇ કહેવું હોય તે કહી નાખો.' સુફીઆને કહ્યું કે 'આપ જો અંતઃકરણપૂર્વક ઇશ્વરની પ્રાર્થના કરો તો ખુદા જરૂર આપનું દર્દ દૂર કર્યા વિના ન રહે.'

આ સાંભળતાં જ રાબેયાની આંખમાં અનેરું તેજ ચમક્યું. તે બોલી, 'સુફીઆન! મને જે દર્દ થયું છે તે જ શું ખુદાની મરજીથી નથી થયું? શું તેમાં ઇશ્વરનો પોતાનો જ હાથ નથી? જો ઈશ્વરની ઇચ્છા જ એવી હોય તો પછી તેની વિરુદ્ધ અરજ ગુજારવી એ શું ઇશ્વરનું અપમાન કરવા બરાબર નથી? ભક્ત તો પોતાના માલિકની આજ્ઞા અને ઈચ્છા વિરુદ્ધ કંઇ પણ ન કરી શકે.'

(સુગંધર્મ, અષાડ–૧૯૮૦)

### બાર વર્ષનો બહાદુર કુમાર

ગોંડળના ચરખડી ગામે નદીકાંઠે ત્રણ સ્ત્રીઓ ન્હાતી હતી. રમત રમતમાં તે સ્ત્રીઓ ઉંડા પાણીમાં ન્હાવા ઉતરી અને જરા વધુ ઉંડા પાણીમાં ઉતરી જવાયાથી ડૂબવા લાગી. નદીના કાંઠા પર આ વખતે બ્રાહ્મણનો એક છોકરો બેઠેલો; તે તરત પાણીમાં પડ્યો, અને તે બાઇઓને તેણે બચાવી લીધી. પચીસ પચીસ વર્ષના આપણા ગ્રૅજ્યુએટો અને શિક્ષણના હિમાયતીઓ શરીરવિકાસની કળાઓ પર ધ્યાન આપશે? અફસોસ છે કે, આપણી બાળરમતો કે જેમાંથી આપણી બહાદુરીની તાલીમ અપાય છે, તે નવી કેળવણીએ ભુંસી નાખી છે. (સૌરાષ્ટ્ર, તા. ૧૨–૭–૨૪)

### વીર પુત્રોનો બાગ

'લંડનની મોટી પોસ્ટ ઑફિસની પાસે જ 'વીરપુત્રોનો બાગ' એ નામનો એક મોટો બગીચો છે. એ બાગમાં, લંડનમાં જે જે વીર કુમારો અત્યાર સુધીમાં પારકાંનું રક્ષણ કરતાં મરણ પામ્યા છે તેમનાં બાવલાં છે. એ સ્મારકોમાં નાનામાં નાનું બાવલું એક આઠ વર્ષના કુમારનું છે. તેણે પોતાની નાની બ્હેનનાં કપડાં સળગેલાં જોઇ તે ફાડી નાખી તેને બચાવેલી; પણ તેમ કરતાં તેનાં પોતાનાં કપડાં સળગી ઉઠ્યાં અને પોતે બળી ગયો. એનું નામ હેન્રી જેઇમ્સ બ્રિસ્ટો.

### અન્વાઈ માઈ

દ્રાવિડ પ્રાંતમાં અન્વાઇ માઇ નામે મીરાંબાઇ જેવી કોઇ મહાતેજસ્વી ભક્તાણી થઇ ગઇ. તે નિત્ય વિષ્ણુ-મંદિરમાં બેસી રહેતી. કોઇવાર તેની પીઠ મૂર્તિની તરફ હોય, તો કોઇવાર તે પોતાના લાંબા પગ બરોબર મૂર્તિની સામે પસારીને બેસે. કોઈ ભાવિક પણ બાળભક્ત એક વેળા ત્યાં દર્શને આવી ચઢ્યો. અન્વાઈ માઇનો ઇશ્વર સાથેનો ગાઢ સંબંધ આ ભક્ત નહોતો જાણતો; તેથી રાતી આંખ કરીને તેણે તો અન્વાઇ માઇને થોડી અસત્યામણી ગાળો સંભળાવી!

અન્વાઇ માઇ તો ખડખડ હસી ઉઠ્યાં. તેના હાસ્યથી મંદિર ગાજી ઉઠ્યું. માઈ પેલા ભક્તને સંબોધીને બોલ્યાં, 'આવ દીકરા! અહીં બેસ બાપુ! તું ક્યાંથી આવ્યો? તેં મને તીખું કહ્યું. પણ એક વાત મને કહે. હું તો ઘરડી થઇ પણ મને એકે ય જગ્યા એવી ન મળી કે જ્યાં ભગવાન ન હોય. જ્યાં પગ પસારું ત્યાં તે સામો ને સામો જ. હવે તું કોઈ એવી જગ્યા બતાવે કે જ્યાં તે નથી તો તો જરૂર તે દિશામાં પગ પસારું!'

પેલો બાળભક્ત તો વિનયી હતો. અજ્ઞાનને લીધે અન્વાઈ માઇને ઓળખી નહોતો શક્યો. એ તો ગભરાયો. આંખે તો મોતી સરખાં આંસુ ચટક્યાં, ને દડદડ માના અંગુઠા ઉપર ટપકવા માંડ્યાં. માએ પગ ખેંચી લીધા. પેલાએ પકડી લીધા. 'મા હું ભુલ્યો, મને માફ કરો; મને ઉગારો.' અન્વાઇએ પગ તાણી લીધા ને પોતાના મોટા હાથવતી તેને પકડીને ચાંપ્યો, બચીઓ ભરી ને વળી ખડખડ હસીને બોલી ઉઠ્યાં, 'જા, જા. વળી માફ તે શું કરવાનું હોય? તું તો મારો દીકરો છે. મને તારા જેવા ઘણા યે દીકરા છે, હો. તું ડાહ્યો દીકરો કે તારા મનમાં કંઇક શંકા આવી કે તુરત મને તેં કહી દીધી. જા, શ્રીરંગ ભગવાન તારી રક્ષા કરશે. પણ માને સંભારજે, હોં બેટા!'

(નવજીવન, તા. ૫–૬–૨૪)

### પરદુઃખભંજન મિ. સીમન્ડ્ઝ

દક્ષિણ આફ્રિકાની લડતને અંગે એક ડેપ્યુટેશન વીલાયત ગએલું. ગાંધીજી તેમાં હતા. એ વેળા તેમને મદદ કરનાર એક જુવાન અંગ્રેજ મિત્રનું સ્મરણ, ગાંધીજી 'સત્યાગ્રહના ઇતિહાસ' માં નીચે પ્રમાણે નોંધે છે.

"પણ બધાને એક કોરે મુકી દે એવી મદદ કરનાર દક્ષિણ આફ્રિકામાં મળેલો એક અંગ્રેજ મિત્ર હતો. ને હિન્દુસ્તાનમાં રહેલ. તેનું નામ સીમન્ડ્ઝ હતું. અંગ્રેજીમાં એક કહેવત છે કે 'દેવતાઓ જેઓની ઉપર વ્હાલ રાખે છે તેઓને તે પોતાની પાસે વહેલા લઈ જાય છે.' ભરજુવાનીમાં આ પરદુઃખભંજન અંગ્રેજને યમદૂત લઇ ગયો. પરદુઃખભંજન વિશેષણ વાપરવાનું ખાસ કારણ છે. આ ભલો ભાઇ જ્યારે મુંબાઈમાં હતો ત્યારે, એટલે ૧૮૯૭ ની સાલમાં, મરકીનાં હિન્દી દર્દીઓમાં બેધડક થઇને રખડેલ, અને તેઓને તેણે મદદ કરેલ. ચેપી રોગવાળાઓને સહાય કરતાં મરણનો લેશમાત્ર પણ ડર ન રાખવો એ તો તેના ખમીરમાં ઘડાઇ ગએલું હતું. તેનામાં જાતિ કે રંગદ્વેષનો છાંટો યે ન હતો. તેનો મીજાજ અતિશય સ્વતંત્ર હતો. તેનો એક સિદ્ધાંત હતો કે નાના પક્ષ એટલે 'માઇનૉરિટી' ની સાથે જ હંમેશાં સત્ય વસે છે. એ સિદ્ધાંતને વશ થઇને તે જોહાનિસબર્ગમાં મારી તરફ ખેંચાએલ; અને વિનોદમાં મને ઘણી વખત સંભળાવેલું કે જો તમારો પક્ષ મોટો હોય તો તમે ખચીત માનજો કે હું

તમને મુદ્દલ સાથ ન દઉં. કેમકે 'મેજૉરિટી'ના હાથમાં સત્ય પણ અસત્યનું સ્વરૂપ લે છે એમ હું માનનારો છું. એનું વાચન બહોળું હતું. જોહાનિસબર્ગના એક કરોડપતિ સર જ્યૉર્જ ફેરરનો તે અંગત વિશ્વાસુ મંત્રી હતો. શૉર્ટહૅન્ડ લખવામાં તે એક્કો હતો. વીલાયતમાં અમે પહોંચ્યા ત્યારે તે અનાયાસે જ આવી પહોંચેલ. મને તેના ઠેકાણાની પણ ખબર ન હતી. પણ અમે તો જાહેર માણસો રહ્યા, એટલે અખબારે ચડેલા; તેથી આ ભલા અંગ્રેજે અમને શોધી કાઢ્યા, અને જે કંઈ મદદ બની શકે તે કરવા તૈયારી બતાવી. ' મને પટાવાળાનું કામ સોંપશો તો એ પણ કરીશ; અને જો શૉર્ટહૅન્ડનો ખપ હોય, તો તો તમે જાણો જ છો કે મારા જેવો કુશળ માણસ તમને બીજો ન જ મળે. ' અમને તો બન્ને મદદ જોઈતી હતી. અને આ અંગ્રેજે રાત અને દહાડો, વગર પૈસે અમારૂં વૈતરૂં કર્યું છે એમ કહેવામાં હું લેશમાત્ર અતિશયોક્તિ નથી કરતો. રાતના બાર બાર અને એક એક વાગ્યા સુધી તો એ હમેશાં ટાઇપરાઇટર ઉપર હોય જ. સંદેશા લઇ જવા, ટપાલે જવું, એ પણ સીમન્ડ્ઝ કરે. અને બધું હસતે મુખે. મને ખબર હતી કે એની કમાણી મહીનાની લગભગ ૪૫ પૌંડ હતી. પણ એ બધું મિત્રો વગેરેને મદદ કરવામાં એ વાપરી નાખતો. તેની ઉમર તે વખતે ત્રીસેક વર્ષની હશે, પણ તે અવિવાહિત રહેલો અને એમ જ જીંદગી ગાળવા તેણે વિચાર રાખેલો. કંઈક પણ લેવા મેં એને ઘણો આગ્રહ કરેલો, પણ એમ કરવાની એણે ચોકખી ના પાડી. 'જો હું આ સેવાનો અવેજ લઉં તો હું ધર્મભ્રષ્ટ થાઉં ' એ તેનું વચન હતું. મને યાદ છે કે છેલ્લી રાત્રે અમારૂં બધું કામ આટોપતાં, સામાન વગેરે બાંધતાં, અમને સવારના ત્રણ વાગેલા; ત્યાંસુધી તે પણ જાગેલ. બીજે દિવસે અમને સ્ટીમર ઉપર વળાવીને જ તે અમારાથી વિખુટો પડ્યો. એ વિયોગ પણ દુઃખદાયી હતો. પરોપકાર એ ઘઉંવર્ણી ચામડીનો જ વારસો નથી એ મેં તો ઘણે પ્રસંગે અનુભવેલું છે."

(નવજીવન, તા. ૫-૬-૨૪.)

### ભલો જૉન ડેવી



એ કોણ હતો એમ જો તમે પુછશો, તો કોઇપણ અમેરિકાવાસી કહેશે કે 'વનસ્પતિનો વૈદ્ય, વ્હાલો જૉન.'

જૉન ડેવી ૮૮ વરસ ઉપર અમેરિકાના એક ખેતરમાં જન્મ્યો હતો. બહારથી એ બીજા કોઇ છોકરા જેવો જ દેખાતો; પણ એના અંતરમાં વનસ્પતિ તરફ અગાધ પ્રેમ ભર્યો હતો. જૉનનું કુટુંબ મોટું હતું. તેથી એ ઉઠતો કે તરત કામે જતો. છતાં પોતાની નવરાશની વેળા એ જંગલનાં ઝાડોમાં ગાળતો. પક્ષીઓ ને વૃક્ષોનો એ પરમ મિત્ર બની ગયો હતો. ઇતિહાસ, વિજ્ઞાન અને કળાની પાઠપરંપરા જૉન નહોતો ભણ્યો. અરે, એ લખીવાંચી પણ ન જાણતો.

એ એકવીસ વરસનો જુવાન થયો ત્યારે કોઇને એણે નામ લખતાં અને કાગળ વાંચતાં જોયો. તે જ દિવસે જૉન શહેરમાં ગયો અને પોતાના પૈસામાંથી એક શબ્દકોષ અને બાઇબલ ખરીદ્યાં. પાછા વળતાં આખે રસ્તે એ વિચારતો ગયો કે પેલો માણસ શીખ્યો તો મને કેમ ન આવડે? દહાડાનું કામ પુરૂં થયે એ રાત જાગી પુસ્તકોમાં કલાકોના કલાક ગાળતો અને વાંચતાં શીખતો.

આ દરમ્યાન એ વનસ્પતિનો પ્રેમ વિસર્યો ન હતો. વૃક્ષો સારૂં કામ કરવા તરફ એની જીંદગીનો ઝોક હતો.

જ્યારે જૉન આધેડ ઉમ્મરે પહોંચ્યો ત્યારે તેને ઉજ્જડ જેવા એક કબ્રસ્તાનના રખવાળની નોકરી મળી. ત્રણ વર્ષ સુધી જૉને વાળીચોળીને સાફ કરવાનું, વૃક્ષો વાવવાનું અને સમારવાનું કામ ચલાવ્યું. સમય જતાં એણે એક વાડી લીધી અને એ ફળફુલ તથા તાજાં શાક વેચવા લાગ્યો. ફુરસદનો વખત તેણે વનસ્પતિઉછેરનું પુસ્તક લખવામાં વીતાવ્યો. પણ એ પુસ્તક એને કોઇ છપાવી આપે નહિ. એ પુસ્તકનું નામ સાંભળીને સૌ મજાક કરતાઃ ' વૃક્ષોનો વૈદ્ય. '

પણ પહાડ હચમચાવે તેવી જોરાવર જૉનની શ્રદ્ધા હતી. તેણે પૈસા ઉછીના લીધા અને પુસ્તક છપાવી બહાર પાડ્યું. હાલ એ અમૂલ્ય પુસ્તકને ઘણાંઓ સંઘરી રાખે છે.

પ્રતિદિન જૉન પોતાના અંતરમાં શું શોચતો? રોગી ઝાડને સાજાં કરવાં, લીલી ઝાડીઓ અને જંગલોને જતન કરી જાળવવાં. દેશમાં ઝાડપાન ન હોય તો દેશ છાયાસુનો અને પક્ષીઓનાં ગીત વિનાનો સુકા રણ જેવો બની જાય.

હવે જૉને પોતાનું 'દેવદૂત' માસિક પ્રસિદ્ધ કર્યું. અત્યારલગી લોકો કેવળ બેદરકારીથી ઝાડની ડાળીઓ ભાંગતા અને ઝાડને થએલા જખમ રૂઝાવાની વાટ ન જોતા. પણ જૉન વૃક્ષોનો વાઢકાપશાસ્ત્રી (સરજન) બન્યો. ઝાડનાં સુકાએલાં અંગો એ સંભાળપૂર્વક કાપતો, જંતુનાશક પ્રવાહીથી જખમને ધોતો અને માટીથી એવી તો ચતુરાઇથી મલમપટ્ટા બાંધતો કે ઝાડ વધવા માંડે ત્યારે પણ એ બાંધેલો ભાગ છુટી ન પડતો. ઝાડની છાલ ઉપરથી સડેલો ભાગ કે ઉધઈનું કોરણ એ કાઢી સાફ કરતો. દરેક ઝાડને અનુકૂળ પડે તેવું ખાતર એ પુરતો.

પૂર્વે કોઇએ નહિ કરી હોય તેવી ગુપ્ત સેવા જૉન કરી ગયો છે. લોકો કહે છે કે અમેરિકાની લીલોતરીનો ખરો પ્રેમી ગયો.

આ માસિક, અમદાવાદ, સારંગપુર, નવજીવન મુદ્રણાલયમાં તંત્રી રવિશંકર મહાશંકર રાવળે છાપી, કુમાર કાર્યાલય, ૪૪૮૦, રાયપુર, અમદાવાદમાંથી પ્રગટ કર્યું.

# કુમાર



પુસ્તક પહેલું
અંક : ૯




સંવત ૧૯૮૦
ભાદરવો

ઉગતી પ્રજાનું માસિક
તંત્રી : રવિશંકર રાવળ
કુમાર કાર્યાલય : ૪૪૮૦, રાયપુર : અમદાવાદ



એ પ્રેમળ જ્યોતિ ... મુખચિત્ર
રાષ્ટ્રદેવ ... ૩૨૩
મિજલસ ... ૩૨૪
એ પ્રેમળ જ્યોતિ — મહાદેવ હરિભાઇ દેસાઇ ... ૩૨૬
ભાદરવો (કાવ્ય) — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ ... ૩૩૦
એલા આભે તો કનઈડખો — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ ... ૩૩૨
માનો સાદ (કાવ્ય)... 'હિમાલય' ... ૩૩૩
અથાણું ... ૩૩૫-૩૪૯
કાળા માથાનો માનવી શું ન કરે? ... ૩૩૬
કિરીટ — શ્રી ધનગોપાલ ... ૩૪૨
રાષ્ટ્રધ્વજ — પુરુષોત્તમ નારણદાસ ગાંધી ... ૩૪૮
ઇતિહાસદર્શન — 'ધૂમકેતુ' ... ૩૫૦
શાહજહાંનું મૃત્યુ (ચિત્ર) — ચિત્રકાર શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર ... ૩૫૦
ગાંધીજીને અમદાવાદ મ્યુનિસિ-પાલિટીનું માનપત્ર ( ફોટો ) ... ૩૫૧
પુછો તંત્રીને ... ૩૫૪
પુસ્તકો: નવાં અને જુનાં ... ૩૬૦
આકાશદર્શન — હરિહર ભટ્ટ ... ૩૬૧
માધુકરી ... ૩૬૨
લીલો મેવો ... ૩૬૪

લવાજમ

વરસના રૂ. ૬ — છ માસના રૂ. ૩
પરદેશના રૂ. ૭: છુટક નકલના દસ આના

બહારગામના એજન્ટો

નવજીવન કાર્યાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ-૨.
વર્ધમાન ઍન્ડ સન્સ, ૧, પાયધુની, મુંબાઇ-૩.
જોશી બ્રધર્સ, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ-૧.
કરાંચી બુકસ્ટૉલ, નેપીઅર રોડ, કરાંચી.
યુગાન્તર કાર્યાલય, લાલગેટ સામે, સુરત.




# રાષ્ટ્રદેવ

રાષ્ટ્રદેવ ! પિતાઓનો પણ પિતામહ તું છે; તેથી જ તો માબાપે જન્મ આપી મને તારે ચરણે ધર્યો છે.

કરોડ કરોડ લાગણીઓનું તારૂં હૃદય થયું છે, અને કરોડ કરોડ આંસુઓની તારી આંખ થઈ છે. તારા અણુ યે અણુમાં રાત ને દિવસ અથાક પ્રાણ ચાલી રહ્યા છે.

નાની આંખે મને નવું દર્શન લાધ્યું છે. નવા પ્રાણ અને નવી ભક્તિથી મારૂં મન ભર્યું રહે છે. નજર આગળ એક તારી જ મૂર્તિ તર્યા કરે છે.

હસતાં નેણ જેવાં ગામડાં અને પવિત્ર પાંપણ જેવી ખેતીવાડી મને કુદરતનો સંદેશ દઈ બોલાવી રહી છે.

ઉંચનીચના, નાતજાતના અને ધર્મના ખોટા બાધ નીકળતા જાય છે, અને અમે સૌ ભાઈઓ સાદા ને પવિત્ર, સ્વતંત્ર ને સંપીલા થઈ ભેટીએ છીએ.

આજ સ્વધર્મનો શંખનાદ થાય છે; અને દેશદેશની પ્રજાઓ વચ્ચે મારે તારો વાવટો ફરકતો રાખવાનો છે.

દેવ, તારા બાળસૈનિકની ટેક છે કે કલ્યાણના માર્ગમાંથી એક ડગલું પણ એ પાછું દેનાર નથી.

વીર પૂર્વજોનો આત્મા મારામાં છે. હવે તો માત્ર તારો આદેશ, રાષ્ટ્રદેવ !






## દુશ્મન

'કોઇને દુશ્મન ન કરવા એ મિત્રો કરવાનો. સહેલામાં સહેલો રસ્તો' ગયે મહીને બતાવ્યા પછી પણ આ મહીને તમને એક દુશ્મનની વાત કરવાની રહે છે.

કહે છે કે 'દુશ્મન તો દેવને પણ હોય છે.' ખરી વાત છે. દુશ્મન તો હોય જ. પણ સજ્જન તો એ કે જે દુશ્મન મિટાવી દે છે.

દુશ્મનના પણ પ્રકાર હોય છે. કેટલાક આપણી જોડે છડેચોક વેર બાંધે છે અને આપણને ખુલ્લી રીતે નુકસાન પહોંચાડે છે; કેટલાક છાની રીતે નડે છે; પણ કેટલાક તો મિત્ર બની જઈ આપણી બધી બાજી જાણી લે છે અને છાના ઘા કરે છે. દુનીઆ જાણે છે કે એ આપણો દુશ્મન છે; પણ આપણે તો એને દોસ્ત જ જાણીએ છીએ. અને એ આપણને સૌથી વધુ નુકસાન પહોંચાડે છે.

આજે હું તમને એવા જ દુશ્મન વિષે કહેવા માગું છું. આપણો દોસ્ત બની તે આવે છે. આવે છે ત્યારે તેની મોહબ્બત મીઠી લાગે છે; તે દિલોજાન દોસ્ત બને છે. પણ સાથે સાથે તે આપણને ફુંકી જતો હોય છે. છાનું છાનું તે આપણામાં ઝેર રેડે છે. એ સત્યાનાશીની આપણને જાણ પણ નથી થતી.

અને પછી તો સાપે છછુંદર ગળ્યા જેવો ઘાટ થાય છે. પાછળથી આપણને જાણ થાય છે કે એની દોસ્તી નુકસાનકારક છે—ઝેરીલી છે. પણ એ મુકાતી નથી. એ દોસ્તી અકારી હોય છે, છતાં છોડતાં આકરી લાગે છે.

પણ જે સજ્જન છે, જે વીર છે, જે મરદ છે તે ચેતી જાય છે. પોતાની સઘળી શક્તિ અને સાધન વડે એ તેની સામે થાય છે. તેની સાથે ખુલ્લું યુદ્ધ માંડે છે. દુશ્મન ઝેરીલો હોય છે, પણ વીરનો આગ્રહ દૃઢ અને પ્રયત્ન સબળ હોય છે. દુશ્મનને તે મારી હઠાવે જ છે.

જે સદાકાળ ચેતેલો નથી રહેતો, જે ગાફિલ રહે છે, તેને આવો કોઇ ને કોઈ દુશ્મન હોય છે. તમે વખાસર ચેતીને તપાસી લેજો કે આવો કોઇ દુશ્મન તમારામાં ઘર તો નથી કરતો ને?

એ દુશ્મનનું નામ 'કુટેવ' છે.—કુટેવ, ખરાબ આદત, વ્યસન.

થતી આવતી કુટેવનો નશો બહુ મધુરો હોય છે; મોહક હોય છે. ગાફિલ તેના પંજામાં તરત ફસાય છે. એટલે કુટેવો છોડવા ઇચ્છનારે પહેલી વાત તો ચેતતા રહેવાની છે; સાવધાન બની જવાની છે; સદાકાળ જાગ્રત રહેવાની છે.

તમારી જાત પર સખત પહેરો રાખો, તમારા મનના કડક ચોકીદાર બનો: રખે કોઇ કુટેવ, કોઈ ગેરઆદત, કોઇ વ્યસન તમારામાં ઘર કરે.

## ચારિત્ર્યની ઝળક

ગયે મહીને મલબાર પ્રાંતમાં ફરી વળેલી પાણીની રેલને લીધે ત્યાંનાં સંખ્યાબંધ ગામો ધોવાઈ ગયાં અને હજારો માણસો ઘરબાર, લુગડાંલત્તાં ને ખોરાક વિનાનાં થઇ નિરાધાર ભીખારીની દશામાં આવી પડ્યાં. એ સંકટ સમયે સહાય આપના ગાંધીજીએ દેશને જે સાદ દીધો છે તેનો જવાબ લોકોએ પૈસા ને કપડાંની મદદ વરસાવીને, પણી જ ઉદારથી અને સારી રીતે વાળ્યો છે. પણ એ સંકટનિવારણમાં આવેલા એક ફાળાની હકીકત ખાસ નોંધવા જેવી છે.

ગુજરાત મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને આ સંકટનિવારણમાં સહાય આપવાનું કહીને ગાંધીજીએ માગણી કરેલી કે 'તમારી પાસે જમા પડેલી રકમમાંથી, કે તમારી વધી પડેલી વસ્તુમાંથી આપો તેનો કશો અર્થ નથી. તે ઉપરાંત ચોખ્ખી અગવડ ભોગવીને તમે આપો.' અને વિદ્યાર્થીઓએ આનો જવાબ બહુ ઉત્તમ રીતે વાળ્યો છે. વિદ્યાપીઠના છાત્રાલયમાં રહેતા કોઈ વિદ્યાર્થીઓએ ઓછું ખાઇને, તો કોઇએ શાક કે દુધ છોડીને તેના બચેલા પૈસા મલબારફંડમાં આપ્યા છે. કેટલાકે તો, વિદ્યાપીઠનું જે મકાન હાલ બંધાય છે તેમાં એક દિવસ મજુરી કરીને તે દહાડાની કમાણી દેશના દુઃખી ભાઈઓ માટે આપી છે.

મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓનું આ આચરણ એ આપણી ઉગતી પ્રજાના ઘડાતા આવતા ચારિત્ર્યના આંકરૂપ છે. આવા પ્રસંગો એ આપણામાં રહેલા ગુજરાતની કસોટીઓ છે, અને આપણી ઉગતી પ્રજામાં એ કસોટીએ ચડી પોતાનું

હીર બતાવી આપવાની શક્તિ રહેલી છે, એ આપણો જયવારો સુચવે છે. મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓના એ આચરણમાં પોતાના દેશબાંધવો માટેની દાઝ, પોતાના રાષ્ટ્ર તરફની ભક્તિ, ને માનવજાતિ પ્રત્યેનો પ્રેમ ઝળકે છે; ને તેથી યે વધુ એમનું ચારિત્ર્ય તેમાં ઝળકે છે. આપણે એમનું અભિનંદન કરીએ.

અને આમ તમારા મન પર આકરો જાપતો રાખવા જેટલું, તમારી જાતના નિર્દય પહેરેગીર બનવા જેટલું બળ આવી જશે એટલે ગમે તેટલી જામેલી ને જુની કુટેવને પણ તમે ફગાવી દઇ શકશો.

ખસુસ માનજો કે માણસના મનની દૃઢતા અને અડગ શ્રદ્ધા આગળ દુનીઆની દરેક વસ્તુ હારી જાય છે. મુસીબતોના પહાડને તે હચમચાવીને ફંગોળી દઈ શકે છે; મુશ્કેલીઓના મહાસાગરને તે તરીને પાર કરે છે. દૃઢ મન અને અખુટ શ્રદ્ધા એ બે તમારામાં હોય તો કુટેવો છોડવાના માર્ગ તો અનેક છે.

એક માણસે પોતાની તમાકુ પીવાની કુટેવ છોડવા અથાગ પ્રયત્ન કરેલો. તેને વારંવાર તમાકુ પીવાનું મન થઇ આવતું. પણ તેણે બતાવેલી દૃઢતા અદ્ભુત હતી. તે હમેશાં પોતાના ગજવામાં જ તમાકુ લઇને ફરતો. જ્યારે જ્યારે તેને એ પીવાનું મન થઈ આવતું, ત્યારે ત્યારે ગજવામાંથી એ તમાકુ કાઢી તેની સામે જોઈ કહેતો, 'તું છે વનસ્પતિ, ને હું છું માણસ. હું તારા પર જરૂર વિજય મેળવવાનો.' અને સાચ્ચે જ તેણે પોતાની એ કુટેવ પર વિજય મેળવ્યો.

અભિમાન છોડી દઈ, તમારા મિત્રોમાં તમારી ખરાબ આદતોનો એકરાર કરજો, અને તેની સામે થવા માટે તમે માંડેલા પ્રયત્નો નિખાલસપણે જાહેર કરજો. એથી પણ તમું બળ મળશે.

એક અમેરિકને દારૂ પીવાની ટેવ કેમ છોડી તે જાણવા જેવું છે. તેણે છાપામાં જાહેરખબર આપી કે મેં દારૂ પીવાની ટેવ છોડી છે; અને હવેથી જે કોઈ મને દારૂ પીતો પકડશે તેને પચાસ ડોલર ઈનામ મળશે.

તમારામાં હોય તેટલું બળ એકઠું કરીને તમારી કુટેવો છોડવા કમ્મર કસો; અને આજથી જ તેની શરૂઆત કરો. આજે તમારા મનની નબળાઇને વશ થઇ જઇ એ વાત કાલ પર નાખશો, તો ખચિત માનજો કે એમ હમેશાં તમે હાર્યા પછી તમારા મનને છેતરશો કે 'હવે કાલથી યત્ન કરીશ.' ......અને એ કાલ કોઇ દિવસ નહિ આવે.

---

**કાંતજે સંભાળથી,**
**કાંતજે સદ્ભાવથી,**
**તાંતણો પણ, માનવી!**
**હરિહાથ તારો સોંપજે.**

---

## સસ્તું કુમાર

ગામડાંમાં વસતા કેટલાક ભાઇઓ અને ગરીબ વિદ્યાર્થીઓ તરફથી ઘણી વાર અમને કાગળો મળ્યા છે કે 'કુમાર' તેમને અત્યંત ગમતું હોવા છતાં તેનું લવાજમ ભારે લાગવાથી તેઓ મંગાવી નથી શકતા. એ જાણી અમને ઘણું દુઃખ થતું, પણ અમારો બીજો કશો ઉપાય નહોતો; કારણકે ભારે ખોટમાં ચાલતું 'કુમાર' આથી વધારે સસ્તું કરવાની અમારી શક્તિ નથી એ વાત હવે વારંવાર કહેવાની જરૂર નથી રહી. પરંતુ અમને જણાવતાં આનંદ થાય છે કે એક ઉદાર સજ્જને અમને એવી યોજના સુચવી છે કે જેથી આવાં ૨૫ ગરીબ ગ્રાહકો અરધે લવાજમે—એટલે ત્રણ રૂપીઆ ભરીને—એક વર્ષ સુધી કુમાર મેળવી શકે. એમના લવાજમના બાકીના ખુટતા ત્રણ રૂપીઆમાંના બે રૂપીઆ એમણે પોતે આપવાના કબુલેલા, અને બાકીના એક રૂપીઆની વ્યવસ્થા કુમાર કાર્યાલયે કરવાની હતી. પણ એક બીજા સજ્જને એ બાકીની ખોટ પણ પુરી પાડી આપવાનું વચન આપ્યું છે.

એટલે કુમારનું ચાલુ લવાજમ જેને ભરવું ન પોસાતું હોય તેવા, ગામડાંઓમાં વસનારા વાંચનાર ભાઇઓ તથા મંડળોને અમે ખબર આપીએ છીએ કે આ યોજના અનુસાર અમે ૨૫ ગ્રાહકોને ત્રણ રૂપીઆમાં એક વર્ષ સુધી 'કુમાર' આપી શકીશું. તે માટે કેટલીક સાદી શરતો છે તે આ નીચે આપી છે:

૧ જે સજ્જન, સન્નારી કે શિક્ષક નીચેની શરતો કબુલ કરશે તેને ત્રણ રૂપીઆમાં એક વર્ષ સુધી 'કુમાર' મેળવવાની આ યોજનાનો લાભ મળશે.

૨ આ યોજના પ્રમાણે ગ્રાહક થનારે 'કુમાર'નો દરેક અંક દસ છોકરાંઓ આગળ વાંચી બતાવવો, સમજાવવો તથા તેનાં ચિત્રો બતાવવાં.

૩ જે દસ બાળકો આગળ આ પ્રમાણે 'કુમાર'નું વાંચન કર્યું હોય તેમનાં પુરાં નામ દર મહીને 'કુમાર કાર્યાલય' ને લખી મોકલવાં.

૪ આ યોજનાનો લાભ ફક્ત એક જ વર્ષ સુધી મળશે; અને આખા વર્ષના જ ગ્રાહક થઈ શકાશે; છ માસના નહિ.

આ શરતે અરધે લવાજમે કુમાર મેળવવાની ઇચ્છા રાખનારે તાકીદે લખી જણાવવું. બીજા વાંચકોને પણ વિનંતિ છે કે, આ લાભ લઇ શકે તેવાં કોઇ ગામડાંઓ તેમના ધ્યાનમાં હોય તો ત્યાં આ ખબર આપવા જેટલી મહેરબાની દાખવવી.



# એ પ્રેમળ જ્યોતિ

[ જગતને જે જે મહાન પુરુષો મળ્યા છે તેમની યાદગીરી એમની જયન્તિ ઉજવીને જાળવવામાં આવે છે. વળી જે પરમાત્મ સત્તાએ તેમને આ જગતના કલ્યાણ કાજે અવતાર્યા તેનો પણ એ રીતે ઉપકાર મનાય છે.

ભાદરવા મહીનાની અંધારી બારશ એ ગાંધીજીના જન્મની પુણ્યતિથિ છે. આપણે એને 'રેંટીઆ બારશ'ના નામથી પણ ઓળખીએ છીએ. ગાંધીજી અને રેંટીઓ આમ અનોખા અને એક બને છે.

ગાંધીજી જગતમાં 'નરોત્તમ' છે. અતિ કઠોર તપસ્યા કરીને એમણે જીંદગીનું ઘડતર માંડ્યું, અને પરિણામે આજે એ મહા પુરુષ બની શક્યા છે. સત્ય, પ્રેમ અને અહિંસાના મર્મ ઉકેલી, એ સૌને પોતાના ચારિત્ર્યમાં વણી દઇ એમણે મનુષ્યનું અને સમાજનું બંધારણ નવેસરથી રચ્યું છે. આપણે મન એ ચમત્કાર જેવું લાગે છે. પણ આ નીચે આપેલો એમનો પરિચય પોકારીને કહે છે કે એમના જીવનમાં ચમત્કાર જેવી કોઈ વસ્તુ નથી; પ્રારબ્ધ જેવી કોઈ ચીજ નથી. કઠોર તપ, સતત પ્રયત્ન, જાગ્રત ચિંતન અને પોતાની જાતની આકરી કસોટી એ વડે જ એ 'નરોત્તમ' બની શક્યા છે.

'એ પ્રેમળ જ્યોતિ' જોનાર અને જાણવા મથનાર મહાદેવભાઈ ગાંધીજીની હુંફમાં રહેનાર શિષ્ય અને ભક્ત છે. મહાદેવભાઈનું પૂજકહૃદય પોતાની શ્રદ્ધા ને ભક્તિને બળે એ મહાપુરુષનું સુંદર અને ભવ્ય દર્શન કરે છે. એવા દર્શનનો અનુભવ બોલતો એમનો નીચેનો લેખ 'કુમાર'ના વાંચનારાઓ માટે મેળવવા અમે ભાગ્યશાળી થયા છીએ. એ વાંચીને વાંચનાર પણ ગાંધીજીનું એ ધન્ય દર્શન પામે એમ અમે ઇચ્છીએ છીએ. ]

'કિરણ સૂર્યનાં કેમ વર્ણીશ?' —અખો

કળાના સુંદર નમુનાનું એક જ માસિક 'કુમાર', અને તે યે કુમારોને માટેનું; એટલે ગાંધીજીની આવતી જન્મ-જયન્તિના અરસામાં નીકળનાર એના અંક માટે કાંઇ આપવાની ના શી રીતે પડાય? પણ મેં અશક્ય કરવાનું વચન આપી દીધેલું એમ કલમ હાથમાં લેતાં જ લાગે છે. અનેક ખગોળવેત્તાઓએ સૂર્યનાં વર્ણન આપવાનો પ્રયત્ન કર્યો છે, તેની પરિસીમાની ગણત્રી કરવાનો પ્રયત્ન કર્યો છે; અનેક ચિત્રકારોએ સૂર્યને ચીતરવાનો પ્રયત્ન કર્યો છે; પણ કોણ ફાવ્યો છે? જો એનાં કિરણ વર્ણવી શકાય તો ગાંધીજીનાં કિરણ વર્ણવી શકાય. જેમના પ્રચંડ મધ્યાહ્ને આપણે

જોયા, જેના તેજમાં કેવળ તેમના કરુણાકટાક્ષે જ બળ્યા વિના બચી જવાયું. જેમના સંધ્યાના સુભગ રંગો આજે દેખાઈ દે છે, જેમના પ્રખર તેજમાં રહેલી સૌમ્યતા, શીતળ નિર્મળ ચંદ્રમાના સુંવાળા તેજથી પણ આપણને માપવી પડશે, અને જેને આખરે પાછા પ્રાતઃકાળે વિલસતા સોનેરીએ પૃથ્વીને સુવર્ણમય કરતા આપણે જોઇશું તેનાં એ સહસ્રકોટિ સ્વરૂપો અને સહસ્રકોટિ કિરણો વર્ણવવાની મારી શક્તિ નથી.

વળી એક બીજી વાત છે. કોઇ કવિએ કહ્યું છે, 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ;' અને એક સાધુએ તેમાં ઉમેર્યું છે, 'જ્યાં ન પહોંચે કવિ ત્યાં પહોંચે અનુભવી.' ગાંધીજી તો અનુભવી રહ્યા; પોતાના અનુભવની જ જ્યાંત્યાં વાતો કરનારા, પારાવાર આત્મમંથન અને આત્મનિરીક્ષણના ઉદાહરણની આપણને ઝાંખી કરાવનારા રહ્યા. એમના અનુભવનાં વચનો જ સંઘરીએ તો પછી એમને વિષે ભાંગ્યુંતુટ્યું કાંઇ કહેવાની શી જરૂર રહે? છતાં કુમારના તંત્રી 'નવજીવન' અને 'યંગ ઇન્ડીઆ'માં આવતાં એમનાં અમર વચનોમાંથી મારી પાસે ઉતારા નથી માગતા તે હું જાણું છું. કારણ તેવા ઉતારા તો તેઓ મારા કરતાં વધારે કલામય રીતે કરી શકે છે. તેમની તો માગણી છે કે હું એ સૂર્યના પ્રકાશમાં બીજા કરતાં વધારે રહેવાનો અઘટિત અધિકાર ભોગવી રહ્યો છું, તો મારે મારું ઋણ અદા કર્યે જ છૂટકો.


ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં બૅરિસ્ટર તરીકે

સાચી વાત તો એ છે કે એ અઘટિત અધિકારમાં કશી વિશેષતા નથી. સૂર્યનો પ્રકાશ પ્રાણીમાત્રને સર્વ કાળે સર્વ સ્થાને મળી રહે છે. જે એ પ્રકા નો વધારે અનુભવ કરે તે જ તેને બરોબર વર્ણ શકે; જે તેનાં કિરણો પોતાના જીવનમાં વધારે વધારે ઝીલે તે જ તેનો મહિમા બરોબર ગાઇ શ એટલે જ ગાંધીજીનો મહિમા ગાનારાઓમાં, જેમ તેમને કદિ ન જોએલા એવા મૉ. રોલાઁ અને હોર જેવા અગ્રસ્થાને છે.

સેવાને કારણે એમણે જન્મ ધર્યો, પોતે તરી બીજાને તારવાને કારણે એમણે જન્મ ધર્યો, પોતા અપૂર્ણતા પુરી બીજાને અપૂર્ણતા પુરવાનો પ આપવાને જન્મ ધર્યો. આવી રીતે તરવાને પંથે અ પૂર્ણતાને પંથે પડેલાઓ ગાંધીજીના જન્મદિવસ પોતાના પુનર્જન્મના દિવસનો ઉત્સવ ઉજવી શકે આવા અસંખ્ય પુનર્જાતોમાંનો હું તો એક છું.

એમનાં પ્રથમ દર્શન થયાં ત્યારથી તે આજ સુ અસતો મા સદ્ગમય (અસત્યમાંથી મને સત્યમાં લ જા), તમસો મા જ્યોતિર્ગમય (અંધકારમાંથી મ પ્રકાશમાં લઇ જા), મૃત ર્મા અમૃતં ગમય (મૃત્યુમાં મને અમૃતમાં લઇ જ — ની પ્રાર્થના મેં એમ ચરણે ધરી છે; કારણ જે અસતમાં અનેક પ્ર ણીઓની જેમ મારું જીવ વીતતું હતું, જે તમસ મારું જીવન જતું હતું, પ્રતિપલ મૃત્યુમાં વીત જતી હતી તેનું ભાન મ તેમણે પ્રથમ કરાવ્યું. જ ભાન તેઓ આજે પ આખા જગતને કરા રહ્યા છે, અને આખું જ ગત જાણેઅજાણે પ્રકા એ અનિચ્છાએ મા જેવી જ પ્રાર્થના કરી ર છે એમ હું માનું છું.

પણ હું જોઉં છું કે હું તો 'કુમાર'ને માટે લખું છું એ વાત ભુલી ગયો. મને કુમાર જ ગણીને મારૂં ઘડતર ગાંધીજીએ કેવી રીતે શરૂ કર્યું તેની એકાદ બે વાત કરૂં તો તે કુમારોને વધારે રુચશે.

૧૯૧૭ની સાલમાં એક દિવસે બેતીઆમાં તેમણે મારૂં ઘડતર શરૂ કર્યું. એ દિવસ મારો જન્મદિવસ હતો. સવારે મને આજ્ઞા થઈ કે મારે રોટલી વણવી. હું કોઇ દિવસ ચુલા પાસે બેઠો નહોતો. મેં કહ્યું, 'મને શી રીતે આવડશે?' ગાંધીજી કહે, 'વેલણ, લોટ અને પાણી છે, પછી કેમ ન આવડે?' મેં લોટ બાંધવા માંડ્યો. પાસે એક જણ હતો તેની મદદ લઇ લોટ બાંધ્યો. આમ ચોરીથી લોટ બંધાવવાનું કામ ચાલતું હતું ત્યાં ગાંધીજી નાહીને આવ્યા. 'આ શું ચાલે છે? મારે તો લોટ તારી પાસે બંધાવવો હતો; રોટલી તારી પાસે વણાવવી હતી.' ગાંધીજીના શબ્દોમાં ખસુસ કરીને કડકાશ હતી. મારી ધીરજ ન રહી. મેં મારાં આંસુએ લોટને પલાળ્યો. હું વિમાસતો હતો ત્યાં તો ગાંધીજી પોતે બેઠા અને રોટલી વણવાનો પદાર્થપાઠ આપવા લાગ્યા. પછી મારી પાસે વણાવી, અને કાચીપાકી શેકેલી તે રોટલી પોતે ભાવપૂર્વક આનંદથી આરોગી. આનંદથી આરોગીને જ પોતાનાં વચનોની કડકાશ તેમણે કાઢી લીધી.



ગાંધીજી: સત્તર વર્ષના

मउ मेणाहूनि
आम्ही विष्णुदास
कठिण वज्रास
भेदूं ऐसे

એ ભીણથી પણ મુલાયમ અને કઠણ વજ્રને પણ ભેદે એવું પોતાનું સ્વરૂપ તેમણે પહેલે જ દિવસે મને દાખવી દીધું. મેં ગાંધીજીને કહ્યું, 'આજે મારો જન્મદિવસ છે.' ગાંધીજીએ કહ્યું, 'સાચે જ તારા જન્મની આજે શરૂઆત થાય છે.' તે દિવસથી તેમણે મારી અપંગતાનો નાશ કરવો શરૂ કર્યો. મને કપડાં ધોતાં પોતે શીખવ્યું, પાયખાનું સરસ સાફ કરતાં પોતે શીખવ્યું, મગની દાળને ઓરતાં પહેલાં તેનાં છોડાં સાફ કરતાં તેમણે શીખવ્યું, અને નાનામાં નાની વસ્તુ ઉત્તમમાં ઉત્તમ રીતે કરવાનો પાઠ તેમણે જ પ્રથમ આપ્યો. એક દિવસ પાટીઉ ઉપર ટીકીટ બરોબર ઠેકાણે નહોતી ચોડી તે ઉખેડાવીને બરોબર સ્થાને ચોડી દેખાડી; એકવાર કાગળ ચીરીને ખોટે ઠેકાણે નાખ્યા હતા તે વીણાવીને યોગ્ય સ્થાને નખાવ્યા. 'નાનું કામ સરસ રીતે કરવાની દરકાર ન રાખો, તો મોટા કામમાં પણ તમે બેદરકાર રહેવાના. योगः कर्मसु कौशलम् નો બીજો અર્થ નથી. એકાગ્રતા વિના એ ન થાય. જે કાળે જે કામ કરીએ તે મય થઈ જઈએ તો જ આ કૌશલ આવે.

એ કૌશલ આજે કેવું પ્રગટેલું સૌ જુએ છે ને

કહેવાની જરૂર નથી. પણ જાહેર પ્રવૃત્તિની હું વાત જ નથી કરવાનો. એમનું જાહેર જીવન તે એમના ખાનગી જીવનનો પડઘો છે. જેમ એમના જાહેર જીવનમાં કર્મ વાણીને વફાદાર છે, અને વાણી વિચારને વફાદાર છે, તેમ જ ખાનગી જીવનમાં પણ. પરંતુ ખાનગી જીવન અને જાહેર જીવનના વિભાગ શા સારૂ પાડું? એમના ખાનગી જીવનની સાથે જાહેર જીવનને એટલું બધું સગપણ છે કે એક ખાતાને માટે બનાવેલા નિયમો તેમણે બીજાં ખાતાંને લાગુ પાડ્યા છે અને લાગુ પાડ્યે જાય છે, અને તેમ કરતાં ખાનગી જીવનને પણ જાહેર જીવન જેટલું જ જાહેર કરી મુકે છે. ફ્રેંચ વિચારક પાસ્કલને વિષે કહેવાય છે કે તેણે પોતાના ખાનગી જીવનને એટલું બધું જાહેર કરી મુક્યું હતું કે જે અષ્ટકોણીઆ ઘરમાં તે રહેતો હતો તેની આસપાસ તેણે આઠે ખુણે કાચનાં જ બારીબારણાં બનાવડાવ્યાં હતાં, કે જેથી તેની કોઇ પણ પ્રવૃત્તિ સૌ કોઇ જોઇ શકે. ગુપ્તતા વિષેનો ગાંધીજીનો અણગમો એથી પણ આગળ જાય છે. અનેકવાર તેમને કહેતા સાંભળ્યા છે કે, 'મારી પાસે ગુપ્ત જેવી એકે વસ્તુ નથી. કેટલીક ક્રિયાઓ ખાનગી હોઈ શકે, પણ કોઇ પણ ક્રિયા—મનની કે શરીરની એવી ન હોવી જોઇએ કે જે આપણે બીજાને ન બતાવી શકીએ.' અને એ જ ધોરણે તેઓ અનેકવાર પોતાને લાગતી પોતાની ભુલો, પોતાના મનમાં ચાલતી અનેક ક્રિયાઓ જાહેરથી અજાણી નથી રાખતા. પાસ્કલનાં આચરણો જગજાહેર હતાં; ગાંધીજીના મનની બધી ક્રિયાઓ પણ જગજાહેર છે. એક કવિએ કહેલા

Let any record leap to light
He never shall be shamed.
(એનું કોઇ પણ કામ છતું થાય તોપણ એને કદી એમાં શરમાવાપણું નથી.) એ શબ્દો કોઇને વિષે સાચા હોય તો તે ગાંધીજીને વિષે તો છે જ. તમસમાંથી જ્યોતિમાં જવાનો માર્ગ જ એ છે; અને પોતાના જીવનના અનેક અનુભવો, પોતાની ખામીઓ અને ભુલો કહીને અનેકવાર તેમણે અનેક જણોની પાસે તેમજ મારી પાસે પોતપોતાનાં પાપો કબુલ કરાવ્યાં છે.

અને પાપ જાણ્યા પછી પાપમોચનનો ઉપાય પ્રાયશ્ચિત્ત જેવો બીજો કશો જ નથી એ પણ તેમનું જીવન પદે પદે સાક્ષી પુરે છે. પોતે પ્રખર પ્રાયશ્ચિત્ત કરે છે—પોતાને માટે અને પોતાનાંઓને માટે. જે વૃત્તિથી ચોરીચોરાને માટે તેમણે પાંચ દિવસના ઉપવાસ કરવાનું અને પ્રચંડ સત્યાગ્રહ બંધ કરવાનું પ્રાયશ્ચિત્ત કર્યું, જે વૃત્તિથી અસ્પૃશ્યતાના અઘોર પાપનું પ્રાયશ્ચિત્ત આજે તેઓ હિન્દુઓ પાસે માગી રહ્યા છે, તે જ વૃત્તિથી ખાનગી જીવનમાં પણ તેમણે અનેક પ્રાયશ્ચિત્તો કરેલાં છે ને કરાવેલાં છે. એ પ્રાયશ્ચિત્ત જ અસત્માંથી સત્માં જવાનાં, મૃત્યુમાંથી અમૃતમાં જવાનાં પગથીઆં છે એમ તેઓ વારંવાર જણાવે છે.


ગાંધીજી: દશ વર્ષના

"મારા પિતાશ્રીનો મારા ઉપર પારાવાર પ્રેમ હતો; તેમનું ઋણ તો જન્માંતરમાં યે મારાથી ન ભુલી શકાય. પણ હું તેમની ચોથી વારની પત્નીનો પુત્ર હતો, તેમનો ક્રોધ બહુ હતો એ વાત મારા મનમાંથી નીકળતી જ નથી. એ જ્ઞાન મને જે દિવસથી થયું તે જ દિવસે એકપત્નીવ્રત પાળવાનું અને ક્રોધને જીતવાનું મેં પણ લીધું."

મને કુમાર ગણીને તેમણે મારૂં ઘડતર શરૂ કર્યું એમ હું કહી ગયો. મને 'પોતાનો ગણીને' કહ્યું હોત તો તે વધારે ઠીક થાત. પ્રાણીમાત્રને પોતાના

[ આગળ પાને ૩૫૬ મે ચાલુ ]



# ભાદરવો

દયા દાનની દેવી જેવી,
વાદળીએ નભ ઢંકાયો;
લીલી લીલી કંચન સરખી,
વસુધામાં રસ ઉભરાયોઃ
મેઘ રહે જો ઝરમર ઝર્યો,
રસ ભાદરવે ભરપુર ભર્યો.

મગર સમી મતવાલી ભેંશો,
ધુનામાં હીલોળા કરે;
નદીઓની ભેખડ તોડીને,
માતેલો ધણખુંટ ફરેઃ
મનગમતા એ મોલ ચર્યો,
રસ ભાદરવે ભરપુર ભર્યો.

ચાગોક પર મોલ ગયા ને,
ઉપર આવ્યાં ધજ ફૂંડાં;
ખેડૂતને હોકારે ઉડતાં,
ચેથાંનાં ઝુંડેઝુંડાં:
સૃષ્ટિએ શણગાર ધર્યો,
રસ ભાદરવે ભરપુર ભર્યો.

પંકજ થયાં રસ વનસ્પતિના,
ઘાસ તણી સળીઓ પાકી;
ખુબ ફળી કુમળી કાકડીઓ,
ગ્રીંઓ ને ધરતી ઢાંકી:
ભીંડા તો ભારે વકર્યો,
રસ ભાદરવે ભરપુર ભર્યો.

પૂર્વજનાં સ્મરી પુનિત ચરિત્રો,
શ્રાદ્ધ કરે જન શ્રદ્ધાળુ;
ઘી દૂધની તો છોળો ઉછળે,
થયાં ક્રૂર પણ કરુણાળુ:
અંતર પિતૃસ્નેહ સમર્યો,
રસ ભાદરવે ભરપુર ભર્યો.

લાલ ચટક સીંદુર ઘોળીને,
દુર્વાનાં કૂંપળ લીધાં;
ગૃહદ્વારે મંગળમય ભાત,
ગણપતિનાં પૂજન કીધાં:
મોદક મિષ્ટ પ્રસાદ ધર્યો,
રસ ભાદરવે ભરપુર ભર્યો.

તીખા વાદળીઆ તડકા પર,
ઝરમર ઝીણાં જળ વરસે;
પર્વતની જે ઉંચી ભેખો,
પલળાને ધીમા ધરસે:
જળપ્રવાહ ઝટ જાય સર્યો,
રસ ભાદરવે ભરપુર ભર્યો.

વિજયમત્ત બે પવન દામિની,
મેઘરાજનાં ભૃત્ય ફરે;
લલિત અપ્સરા સમી વાદળી,
ઇંદ્રચાપ પર નૃત્ય કરે:
વ્યોમ અફાટ અહા વિસ્તર્યો,
રસ ભાદરવે ભરપુર ભર્યો.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ





# એલા આણે તો કનઈડચો

ગીર પાસેના એક નાના નેસડામાં કેટલાક ભરવાડો પોતાનાં ઢોર સાથે રહેતા હતા. ગીરનો પ્રદેશ એટલે ડુંગરા, ટેકરા અને જંગલનું તો પુછવું જ શું? ભારે વાંકી જમીન. નેસની આથમણી દિશાએ એવી વિકટ ડુંગરાળ જમીન વિસ્તરતી હતી. ઉગમણી તરફ ગીરની જમીન સપાટ થતી જતી હતી.

પશ્ચિમ ભાગના જંગલમાં વાઘ, વરૂ વગેરે પ્રાણીઓની વસ્તી હતી જ, છતાં ભરવાડો પોતાનો માલ તેનાથી સાચવીને ચરાવતા. કોઈ વખત જુજ નુકસાન પણ થતું; પણ કેટલીક મુદતથી એ તરફ વાઘની રંજાડ વધી પડવાથી જાનવરોનું ખુબ નુકસાન થવા લાગ્યું. એથી ભરવાડોએ એ દિશામાં ઢોર લઇને જવાનું થોડાએક વખતથી બંધ કર્યું હતું.

નેસડામાં ભોજો નામે એક ભરવાડ રહે. ભારે પહેલવાન આદમી. ઉચો પુરા પાંચ હાથ, અને ડીલની થડી નાખેલી નાની સરખી કોઠી જેવી! મુછોના થોભીઆ જોઇને તો છોકરાં બી જ જાય! તેના કાનમાં પણ વાળના થેરકા જામ્યા હતા. આખે શરીરે રુંવાડાં આછાં પાતળાં ખરાં; પણ મોટાં મોટાં. જાણે જાંબુવાન જોઈ લો!

પાડાના કાંધ જેવી ગરદન જામેલી; ને તેને ઘસીને ઢાલ જેવી પીઠ પર પથરાતો કાળો કામળો તેના એક ખભા પર આગળ પાછળ લટકતો રહેતો. એ કામળા પર એક હાથે પકડેલું ડુંધું (જાડી ડાંગ) કાયમ ખભા ઉપર તોળાએલું જ રહેતું. એ ડુંધાની ગેડી પણ જાણે મોટા જંગલી ભીલાડાંનું માથું જ તો! ભોજાનો સુંથણો ને એનું શેલું તો ગમે એટલે છેટેથી પણ વરતાય.

ભોજાની લોંઠકાઇ ને તાકાતની તો વાત જ શી? સીમમાં એ ઢોર ચરાવવા જાય ત્યારે બપોરના વાડીઓના કોસ છુટી ગયા હોય તો કોસનો વરત અને રાશ હાથમાં લઇ કાંડાને આંટી નાખે. પછી કોસને કુવામાં બોળે, અને પાછે પગે ચાલી, ભરેલો કોસ એક હાથે ખેંચી કાઢી ઢોરને પાણી પાય, અને પોતે પણ પીએ! ખાવા બેસે ત્યારે શેડખટકીઆં* કરતો ખાસ્સા ગાડાના પૈં જેવડા બે ત્રણ રોટલા ચટ કરી જાય!

એક દિવસ ભોજે વિચાર કર્યો કે 'માળાં, આથમણી શીમમાં દીપડાં (વાઘ-વાઘણ) બઉ થીઆં સે; તે હાલ્યની એક દી જોવા તો જઉં!' આ વિચાર તેણે પોતાના સંગાથી ભરવાડ કરમણને કહ્યો. કરમણ કહે 'ના ભાઈ. આપડે નથ આવવું. ઇ તો વકરી ગ્યાં સે, વકરી. હાથે કરીને ન્યાં મરવા કોણ જાય?'

ભોજો કહે 'એલા તું તો બીકણ દેખું. કાંઈ નૈ; તારે જોવા નો આવવું હોય તો રીયું. પણ આણીકોરે ઓરો રેજે ને મારાં ઢોર હાસવજે. હું એકલો જાશ; પસેં?'

કરમણ ઇમ હોય તો હાલ્ય આવું. આપડે તો ઢોર હાસવશું, ઓરાપોરા. તું તારે જાજે, જાનું

* રોટલાનો કકડો મોંમાં મુકી સાથે ભેંશ કે ગાયના આંચળમાંથી દુધની શેડ બારોબાર મોંમાં લેતી જવી ને ખાતા જવું એનું નામ શેડખટકીઆં.

હોય તો. પણ હું હાસું કઉં સું. ત્યાં લાડવો નથી ખાવો, હો?

ભોજો—હવે બેલેને મારી નાખે; પણ જોઇ તો ખરા જે દીપડાં કેવાંક થીઆં સે!

એકલો હાલ્યો. ભોજો થોડેક છેટે જઇ રસ્તાનો એકાદ વાંક વળ્યો હશે ત્યાં કરમણને વિચાર થયો કે 'હાલ્ય ને, જોઉં તો ખરો, કે ભોજો કેટલેક જાય સે!' એમ વિચાર કરી તે પણ પોતાનું મુંધું ખભે નાખી

## માનો સાદ

[ એક માતાએ બાળકને જન્મ દીધો. તેના શરીરના ભોગે, તેના રક્તના ટીપેટીપે બાળકનો દેહ બંધાયો, પોષાયો ને વૃદ્ધિ પામ્યો. જોઈજોઈને માનું હૈયું હરખાવા માંડ્યું. માતાએ માગ્યું કે બાળ ઘણું જીવો.

પણ કાળના વસારામાં મા શત્રુને પંજે પડી. પડીપડી એ સાદ દે છે. પોતાની મુક્તિ માટે એ બાળકના પ્રાણને પુકાર કરે છે.

કુમાર! જીવ વ્હાલો છે કે માનું હેત? તું જ તે બાળક છે અને ભરતભૂમિ તે માતા છે. ]

:ઢાળ:

જાગજો જાગજો રે મારાં નીંદરતાં છોરૂ રે,
નીંદરતાં છોરૂ રે;
માતાની ભીડું ભાંગવા.

આપણે આંગણે રે માંડી જગનની વેદિ રે,
જગનની વેદિ રે;
એ રે વેદિમાં બળિ આપવાં.

હોમ્યાં હોમ્યાં રે મેં તો જવ તલ ઘૃત રે,
જવ તલ ઘૃત રે;
ઉપર હોમ્યાં રે સમિધ સાંપડયાં.

હોમી હોમી રે મેં તો રિદ્ધિ ને સિદ્ધિ રે,
રિદ્ધિ ને સિદ્ધિ રે,
ઉપર હોમ્યાં રે અન્ન માહરાં.

તો ય ન ત્રુઠ્યો રે પેલો યજ્ઞનો દેવ રે,
યજ્ઞનો દેવ રે;
યજ્ઞ અધુરો આજ આંગણે.

જોઇશે જોઇશે રે કાંઈ વીરોનાં શિર રે,
વીરોનાં શિર રે;
સાથે જોઇશે રે સતીઓ સામટી.

ઉઠજો ઉઠજો રે મારાં ઘેલુડાં બાળ રે,
ઘેલુડાં બાળ રે;
વેળા વીત્યે વસમું લાગશે.

પરથમ પરોડે રે જાગ્યો ગૌડ બંગાળ રે,
વીર બંગાળ રે;
જેણે જાગીને જીવન પ્રેરીઆં.

વળતા જાગ્યા રે ગુરુ ગોવિંદના ચેલા રે,
ગોવિંદના ચેલા રે;
જેણે અકાલીદળ નોતર્યાં.

આજે ઉતરી રે ગુર્જર દેશે આશીષ રે,
દેશે આશીષ રે;
શિરને સાટે એ વધાવજો.

'હિમાંશુ'

ભોજા અને કરમણે આથમણી દિશાએ ઢોર હાંક્યાં. ઝાડી આવી એટલે જંગલને કાંઠે કરમણે ઢોરને ચરતાં કર્યાં અને ભોજો ખભે મુંધું લઇ આગળ પાછળ પાછળ ચાલ્યો. થોડેક આઘે જતાં તેણે એક ટેકરો દીઠો. તેના ઉપરથી છેટે સુધી નજર પડતી હતી. એટલે એ તો ત્યાં જઈ એક ઝાડ ઉપર ચડીને

બેઠો. ભોજો જ્યાં જાય ત્યાં ચોતરફ એની નજર પુગે તેમ હતું.

ભોજાને જતાં જતાં રસ્તામાં આડી નદી આવી. એ નદીમાં ઉતરવા જાય છે તેવો જ એકદમ અટક્યો ! નદીમાં પાણીનો એક ધરો હતો. તેને કાંઠે, નદીની ભેખડને વળતે છાંયે એક મોટો વાઘ સુતો હતો. ભોજે તે જોયો. તે મનમાં બબડ્યો, 'મારું હાળું... દીપડું હતું સે ને પણ....! ' પળેક વાર સ્થિર રહી તરત તે ધીમે પગલે, અવાજ ન થાય તેમ સાવચેતીથી વાઘ તરફ ચાલ્યો. છેક પાસે જઈ ભુંધું અને ધાબળો હળવેથી હેઠે મુક્યાં. વાઘ શિકાર કરી ધરાઇને સુતેલો, એટલે ભર ઉંઘમાં તેને આ ભરવાડની હીલચાલે કંઈ ડખલ કરી નહિ. ભોજો તો નીડરપણે આગળ વધ્યો, અને એક સપાટે વાઘનું લાંબું પહોળું પુંછડું ઝાલી એવો તો ઉલાળ્યો, કે વાઘ ભફાક કરતો પાણીના ધરામાં જઇ પડ્યો! આમ તો વાઘ ઘણું વિકરાળ પ્રાણી છે; પણ અચાનક ગભરાટમાં ઉંડા પાણીમાં પડ્યા પછી શું કરે ? ધુંઆપુંઆ થતો તે તરતો તરતો કિનારા તરફ ધસ્યો. ભોજો તેની મહેમાની કરવા ભુંધું તોળીને ઉભો જ હતો. વાઘ કાંઠે પગ મુકી ભોજા ઉપર તરાપ મારે તે પહેલાં તો બળદેવજીના મુશળ જેવું ભુંધું વાઘની ખોપરીને તોડીને લોહીથી છંટાઈ ગયું.

પણ એટલામાં તો ભોજે બીજી બાજુથી ત્રાડ આવતી સાંભળી. જુએ છે તો એક જબ્બર વાઘ દસેક હાથ પરથી પોતાના ઉપર ધસતો આવતો હતો! વિચાર કરવાનો વખત ન હતો. ભુંધું તૈયાર જ હતું. બસ, સામે ધસીને બે હાથે ઝીંક્યું. પણ વાઘે ચાલાકીથી લોંચી ખાધી, એટલે ઘા તેના પડખામાં આવ્યો. ભુંધું પડતાં જ વાઘ ગોથું તો ખાઇ ગયો, પણ એ અકળાટના આંચકાથી ભોજાના હાથમાંથી ભુંધું છુટી ગયું ! છંછેડાએલો વાઘ ભયાનક બની સામે ધસ્યો. ભોજાને ભુંધું લેવાનો વખત ન રહ્યો, એટલે તેણે પણ સામે ધસીને વાઘને બાથ ભીડાવી પછાડ્યો. વાઘના નખથી ભોજાનું શરીર ચીરાતું જતું હતું; પણ એકસામટું ભારે જોર કરી તેણે વાઘને ચત્તો પાડી, તેનું મોઢું બંધ કરવા સારૂ પોતાનું માથું વાઘના નીચલા જડબામાં દબાવી મજબુત ભીંસટ દીધી. વાઘનો ઘુંઘવાટ અને ગભરાટ વધી પડ્યાં. તે ખુબ જોરથી ઉછાળા મારવા લાગ્યો. તેના આ ઉછાળાનો લાભ લઇ ભોજો તેને મક્કમપણે ધીમે ધીમે પાણીના ધરા નજીક ધસડતો જતો હતો. એમ કરતાં ધરો હાથ બે હાથ દૂર રહ્યો એટલે પડખાભેર પડ્યાં પડ્યાં જ ભોજે વાઘના પેટમાં પગ ઠેરવી એવા તો જોરથી લાત મારીને છોડી દીધો કે તે ભફ લઇને ધરામાં જઇ પડ્યો ! તરત જ ભોજે ઉઠીને ભુંધું હાથ કર્યું, અને ધરાને કાંઠે કાળભૈરવ જેવો ખડો થઈ ગયો. વાઘ ઢબઢબતો કાંઠે આવ્યો કે ઉપરાઉપરી રીસમાં ને રીસમાં બે ભુંધાં એવાં તો ઝટકાર્યા કે વાઘ હરિચરણ !

મરતા વાઘના ઘુઘવાટા સાંભળી પાસેની કોઇ બોડમાંથી વિકરાળ વાઘણ બે મોટાં બચ્ચાં સાથે દોડી આવી. એક તો વાઘણ, ને વળી છંછેડાએલી ! એના છાકોટા ને ત્રાડથી ભોજાના હદામ ખાટા થઇ ગયા ! તે બોલ્યો, 'મારા હાળાની ! તું વળી ક્યાં વાંહે રહી ગઇ'તી ? લે હાલી આવ્ય, તારી જાતની...' એમ કરતોક ને સામો ધસ્યો, અને હતું એટલું જોર અજમાવી ભુંધાનો ઘા નાખ્યો. પણ વાઘણ પગમાં આવી ગઈ, અને ભુંધું પીઠ પર પડ્યું ! પડતાંવેંત કડાક કરતા ભુંધાના બે કટકા ! હવે ભોજાના પેટમાં ફાળ પડી ! પણ એમ કાંઈ હારી ખાય એવો એ નહોતો. પગને બાઝેલી વાઘણને તેણે ગળચી ઝાલીને છોડાવી, અને ધક્કો મારી પછાડી પોતે પણ ઉપર જ પડ્યો. તેના ભારે શરીરનું બધું વજન વાઘણની ગરદન ઉપર જ આવ્યું. એમ ને એમ તેણે વાઘણને દબાવી. તેનું નીચલું જડબું એક હાથે ભીડી દઈ ગરદનને બગલમાં દબાવી, અને પોતે ખુબ ભીંસ દેતો વાઘણથી કાટખુણે લાંબો થઇને પડ્યો ! વાઘણ ભારે ઉછાળા મારવા લાગી. તેને કાબુમાં રાખવા ભોજાનું સઘળું બળ ખપી જવા લાગ્યું. છુટાં રહેલાં બે બચ્ચાં પણ તેને છુટાંછવાયાં ઝાવાં નાખી ચારેકોરથી બટકાં ભરતાં હતાં. પણ એને તો ભોજો ત્રાંસી નજરે લાગ જોઇ એવી પાટુ મારતો કે બચ્ચું ત્રણ ગડથોલાં ખાઇ જતું

પણ હવે તેનું કૌવત ગળી જતું હોય એમ લાગ્યું. તેના શરીરમાં ધીમે ધીમે કંપ સ્ફુરતો જણાયો. છતાં ભારે હિમ્મતથી તે ટકી રહ્યો હતો. ભોજાને કંઈ ખબર નહોતી કે કરમણ આ બધું હુસૈન ટેકરી ઝાડ ઉપર બેઠો બેઠો જુએ છે. છતાં તેણે રામને ભરોસે શ્વાસભેર છેવટની રાડ પાડી કે 'એલા એ...કરમણ ધોડજે. આણે તો કનડાયો.'

એ સાંભળી ઝાડ ઉપર બેઠો બેઠો કરમણ બોલ્યો, 'એલા મેં તો નું દીધું કે ન્યાં લાકડો નથી ખાવો ? લેતો જા હવે !'

ભોજો—અરે બુંધા, ઈ બધી વાત પછે. હમણાં તો ધોડ્ય, નકર આ કુતરી (વાઘણ) મને ચીરી નાખશે.

કરમણ—નારે બાપ, હું તો નો આવું. ઈ મને ખાઈ જાય.

ભોજો—એલા બાયલા, તને ઈ (શું) ખાઈ જાશે ? મેં પકડી રાખી છે ને ! બીજું તો કાંઈ નૈ, પણ મને તારૂં બુંધું તો દઈ જા.

કરમણ હેઠે ઉતર્યો અને બીતો બીતો બુંધ લઈને આવ્યો. છેટે ઉભો રહીને કહે 'ક્યાં મુકું ?'

ભોજો બોલ્યો, 'હેઠ બુંધા ! બીસ તે શું ( શું ) ? ઓરો તો આવ. મેં એને પકડી રાખી છે. તું ઇના માથામાં બુંધું ઠોક્ય. જોજે હો, મને ભળવજે.'

કરમણને હિમ્મત આવી. તેણે પાસે આવીને વાઘણના માથામાં બે ચાર બુંધાં માર્યાં એટલે તે બેભાન થઈ ગઈ. તરત ભોજો ઉભો થઈને તેને ધરામાં ફેંકી દીધી, અને પેલાં બચકાં ભરતાં હતાં તે બચ્ચાંને એક પછી એક દોડી દોડીને પકડી જડબે ઝાલીને ચીરી નાખ્યાં !

હવે તેનો આવેશ ઉતર્યો અને અંગેઅંગ ઢીલાં થઈ કળવા લાગ્યાં. શરીરમાંથી લોહી પણ ખુબ વહ્યું હતું, એટલે લથડીને તે હેઠો પડી ગયો. ગાડે નાખી તેને ઘેર પહોંચાડ્યો.

છએક મહીના સુધી પાટાપીંડી કરાવ્યા, ભગર ભેંસનું શેડકઢું દુધ અંદર તાજા ઘીની ધાર કરી મનમાન્યું પીધું અને પાછો હતો તેવો અડીખમ પહેલવાન બની ગયો.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ



અમથાલાલ પ્રમાણિકપણા ઉપર ભાષણ આપતા હતા. પોતાના બચપણનો એક બનાવ ટાંકતાં એ બોલ્યા :

એક દહાડો હું નીશાળેથી ઘેર આવતો હતો. રસ્તામાં કેરીઓની ભરેલી એક લારી જોઈ. તેનો માલિક ત્યાં નહોતો; અને સુભાગ્યે રસ્તામાં પણ કોઈ નહોતું.

શ્રોતાઓ મોં વકાસી સાંભળી રહ્યા હતા.

અમથાલાલે આગળ ચલાવ્યું, 'કોઈને ન જોઈને હું હળવે રહીને લારી પાસે ગયો ને એક કેરી ઉપાડી લીધી; અને બે ડગલાં ચાલ્યો.'

શ્રોતાઓ હજી સાંભળતા જ હતા.

''પણ અચાનક હું અટક્યો. મારા મનમાંથી એક તીવ્ર વિચાર અચાનક પસાર થઈ ગયો. હું પાછો લારી પાસે ગયો. પેલી કેરી તેમાં પાછી મુકી દીધી—'

શ્રોતાઓ તાળીઓ પાડી ઉઠ્યા.

'—અને' અમથાલાલે આગળ ચલાવ્યું '—અને એક પાકી જોઈને કેરી ઉપાડી લઈ રસ્તે પડ્યો !

*

પરમાણંદ પંચોળી બહુ જ ભુલકણા. એક દહાડો એ બહારગામ જવા નીકળ્યા. ઘેરથી નીકળીને થોડે દૂર ગયા ત્યાં વરસાદ પડવા માંડ્યો. વરસાદ રહી ગયા પછી થોડી વારે ભીંજાને લુગડે એ ઘેર આવ્યા.

એમને આવે વેશે જોઈ એમનાં પત્નીએ પુછ્યું,'કેમ ? ક્યાંથી પાછા આવ્યા?'

'સ્ટેશનેથી.' જવાબ મળ્યો.

પત્ની તો એમનો ભુલકણો સ્વભાવ જાણતાં જ હતાં. એટલે પુછ્યું, 'છત્રી ક્યારે સાંભરી?'

'વરસાદ રહી ગયો, અને છત્રી બંધ કરવાનો વિચાર કરતો હતો ત્યારે જ સાંભર્યું કે હું છત્રી લાવ્યો જ નથી !'



# કાળા માથાનો માનવી શું ન કરે ?



માણસનું શરીર તો નાનું સરખું છે પણ એમાં અલૌકિક શક્તિ ભરી છે. એ શક્તિના બે મુખ્ય ભાગ છે. તે બુદ્ધિ અને લાગણી.

ઇશ્વરે મનુષ્યને વનસ્પતિ, જીવજંતુ અને પશુ-પક્ષીના કરતાં આ બે વસ્તુઓ વધુ અંશે આપી છે. એમને કોઇ વીસરે નહિ, પણ સદુપયોગ કરી ખીલવે એ મનુષ્યનો ધર્મ છે. જો પ્રભુએ બુદ્ધિ અને લાગણી ન દીધી હોત તો જગત એક પગ પણ ન ચાલત. સઘળે અંધાધુની ફેલાઇ જાત અને આખી દુનીઆ નાબુદ થાત. જો માણસ ઇશ્વરની દીધેલી એ બક્ષીસો વાપરે જ નહિ તો તે જીવી ન શકે. બુદ્ધિ અને લાગણી એ જીંદગીને જાળવવાની અને આગળ ધપાવવાની બે પાંખો છે.

લાગણીને લીધે ઘણી જાતના સ્નેહસંબંધો બંધાય છે, અને બુદ્ધિને લીધે અનેક પ્રકારની અવનવી શોધો થાય છે. સૃષ્ટિનું નિર્માણ થયું તે દહાડાથી એ સંબંધો અને શોધો શરૂ થયાં છે, અને ત્યારપછીનાં હજારો વરસોમાં નવી નવી શોધો કરતી કરતી માણસ જાત ઘણી આગળ ગઈ છે.



ઉપલા ચિત્રમાં આ જમાનાની બધી શોધો બતાવી છે, ને માણસની બુદ્ધિએ દુનીઆને કેટલી પલટાવી મુકી છે તે દર્શાવ્યું છે.

એક દિવસ એવો હતો કે જ્યારે મનુષ્ય કુદરતની સામે સાધન વિનાનો એકલો અપંગ જેવો ઉભો હતો. એની પાસે માત્ર બુદ્ધિ હતી. પણ એ બુદ્ધિની મદદ લઇને એણે જે જે કર્યું એમાં માણસજાતનો આખો ઇતિહાસ સમાઇ જાય છે.

પ્રથમ તો એણે પોતાની કુદરતી હાજતો પુરી પાડી. ગરમી ઉત્પન્ન કરવા એણે અગ્નિ શોધ્યો; રાંધવાની કળા શોધી, પ્રકાશનાં સાધનો શોધ્યાં, ટાઢતડકા અને વરસાદથી બચવાને જુદી જુદી તરેહની ગોઠવણો તેણે અજમાવી ઘરો બાંધ્યાં. બીજાઓથી પોતાનું રક્ષણ કરવા પત્થરનાં, લાકડાનાં અને ધાતુનાં હથીઆરો બનાવ્યાં. પછી તો ધાતુ ગાળવાનું, વાળવાનું અને ઘડવાનું પણ સુઝયું.

પણ એ અરસામાં મોટામાં મોટી શોધ તો ખેતીવાડીની ગણી શકાય. માણસે હળ બનાવી જમીન ખેડી અને બીજ વાવ્યું; પાક તૈયાર કર્યો અને સૌને અનાજ આપ્યું. એ પહેલો પ્રસંગ કેવો આનંદજનક હશે ?

એ શોધનો ઉપયોગ અને ઉપભોગ માણસજાત જીવશે ત્યાં સગી કરશે. એવી જ અજબ શોધ વસ્ત્રોની મનાએલી છે. ઝાડની છાલનાં વલ્કલ છોડીને માણસે કપાસના છોડમાંથી રૂ લીધું, રેંટીઆમાંથી તેના તાર કાઢ્યા અને તાણાવાણા બાંધી શાળ વડે વસ્ત્ર વણ્યું. એવું પહેલું વસ્ત્ર પહેરનારના મનમાં કેવો ભાવ અને આનંદ ઉપજ્યો હશે? એ શોધ આપણે કદી ભુલવાના જ નહિ.

નીશાનીઓ અને સંકેત વાપરવા સુધી જ્યારે માણસોએ પદાર્થોનાં નામ પાડી ભાષા બનાવી હશે અને સઘળાં તેનો ઉપયોગ કરતાં થયાં હશે ત્યારે મનુષ્યના વિકાસમાં એક પગલું આગળ ભરાયું. જે જીભ આજલગી બોબડી તોતડી રહી હશે તે ધીમે ધીમે સરસ્વતી માતાનું આસન થયું; અને જ્યારે એ બોલાતી ભાષાના અક્ષરો અને શબ્દો, વાક્યો અને અર્થો ગોઠવી લખવાની ભાષા તૈયાર થઈ હશે ત્યારે? ત્યારે તો પથ્થરની શીલાઓમાં અને તાડપત્રોમાં દુનીઆનો ઇતિહાસ વંશપરંપરા સંઘરી મુકવાનું અને વહેતો રાખવાનું સાધન મળ્યું. યુગયુગ પહેલાનું એ જ્ઞાન હજુ આપણને એ ભાષા મારફત મળી શકે છે. આટલો તો સૃષ્ટિની શરૂઆતનો જુનો ઇતિહાસ.

પણ માણસજાતની બુદ્ધિ ક્યારે થાકીને બેઠી છે કે ફક્ત હથીઆરો અથવા હાથસાધનોથી સંતોષ લે?

પહેલાં તો માણસે પદાર્થોના ગુણ જાણ્યા. જુદા જુદા પદાર્થોને ભેગા કરી બનેલા મિશ્રણનો અભ્યાસ કર્યો. અમુક પ્રમાણમાં અમુક પદાર્થો ભેગાવવાથી અમુક પરિણામ આવે અને તેને મનુષ્યના જીવનમાં ઉપયોગી કરાય તેની ખાતરી એણે કરી, તથા સંસારના વ્યવહારમાં એ શોધથી કેવી અને કેટલી સરળતા થાય એ પણ જોયું. હાલ બજારમાંથી વેચાતો મળતો બધો માલ આવા વિચારનું ફળ છે.

વળી એવું કાંઈ નથી કે કોઈ માણસ પોતે એકલો જ એક આખી શોધ કરી શકે. ઘણી વે વાર એવું બન્યું છે કે એક માણસ મહેનત કરી કરીને અમુક વિચાર ગોઠવે અને મરી જાય. બીજો માણસ એ વિચારને ઉપાડી લઈ આગળ ચાલે. એના મરણ પછી કોઈ ત્રીજો વળી એ વિચારની ગોઠવણ પ્રમાણે જેવુંતેવું યંત્ર બનાવે. એ ન ચાલે. વળી એ કાંઈક ફેરફાર કરે. યંત્ર થોડુંક ચાલે ને બંધ પડે. પેલો માણસ નિરાશ બને. કોઈ ચોથો માણસ એ યંત્રને નવું રૂપ આપી સુધારે. આથી કામ વધુ સહેલું અને સસ્તું થાય. આવી રીતે ધીમે ધીમે શોધ આગળ ને આગળ વધતી



એકલી ઓગણીસમી સદીમાં જ માણસની બુદ્ધિએ [illegible] મહાન શોધો કરી છે તે અહીં બતાવી છે. પહેલાં [illegible] સમાચાર ઘોડેસવાર એપીઆ લઈ જતા, તે અત્યારે તારથી મોકલી શકાય છે. હાથે સીવવાની [illegible] સીવવાના સંચાએ દાબી દીધી છે; અને ખુબ લખવા વાંચવાના આ જમાનામાં હાથે લખી [illegible] ફેલાણી [illegible], તે જહેમત ટાઈપરાઈટરે બચાવી [illegible] અને [illegible] છાપવાની યોજના કરી મુકી છે.

ચાલે. આવી શોધો ઉપયોગી, સારી અને સોંઘી રહે તથા એ ઘરઘરના કામમાં આવે એટલી જથ્થાબંધ નીકળે એ તે દરેકનો મુળ હેતુ હોય છે.

દાખલા તરીકે, ક્યાં આપણાં ઘરમાં બાળવાનો ધુમાડીઓ ને ઝાંખો ઘાસતેલનો પતરાંનો ડબ્બો, અને ક્યાં 'હરિકેન' ફાનસ? એ ફાનસની વાટમાં ને મોઢીઆમાં, ગોઠવણમાં ને રક્ષણમાં કેટલો ફેર પડ્યો છે? એ ફાનસની બનાવટમાં ઘણી બુદ્ધિ, આવડત અને કળાનો ગ્રીણવટથી ઉપયોગ થયો છે. પણ આપણે એ જુના પુરાણા ડબામાં કશો ફેરફાર કરી ન શક્યા અને પરિણામે દેશના લાખો રૂપીઆ પર મુલકમાં ચાલ્યા જાય છે.



પહેલાં માણસને આગબોટો અને આગગાડીઓ પર માલ ચઢાવવા ઉતારવામાં કેટલી બધી અંગમહેનત પડતી? માણસની બુદ્ધિએ શોધી કાઢેલી યાંત્રિક કપ્પીઓએ એ બધી મહેનત અત્યારે બચાવી દીધી છે, અને તે વડે ગમે તેટલા ભારે બોજા બહુ જ સહેલાઈથી ચઢાવી ઉતારી શકાય છે.

ઇ. સ. ૧૨૦૦ ની આસપાસ યુરપમાં ધ્રુવકાંટો (મૅગ્નેટિક કોમ્પાસ) શોધાયો. તે જ સમયમાં બંદૂક ફોડવાનો દારૂ અને આશરે ઇ. સ. ૧૪૫૦ માં છાપવાની કળા હાથ લાગી. પણ તે પહેલાં આ ત્રણે શોધો ચીનમાં તો ક્યારની યે શોધાઇ ગઇ હતી.



દાગુરેએ પહેલવહેલો શોધી કાઢેલો કૅમેરા પહેલાં આ વડે ત્રાંબાની પ્લેટો ઉપર છબીઓ લેવામાં આવતી.

આપણે આગળ ચાલીએ. સને ૧૬૦૯ માં પહેલવહેલું દૂરબીન ગૅલીલીઓએ શોધ્યું. લોલકવાળું ઘડીઆળ સને ૧૬૫૭માં બન્યું. ઇ. સ. ૧૬૬૦માં હ્યુવન હુક નામના શખ્શે સૂક્ષ્મદર્શક યંત્ર ગોઠવ્યું અને ઇ. સ. ૧૭૬૯માં સ્કૉટલંડના મિ. વૉટે વરાળનું અંજીન બહાર પાડ્યું.

સને ૧૭૬૩ થી ૧૭૬૯ સુધીમાં મિ. હારગ્રીવ્ઝ આર્કરાઇટે તથા ક્રૅમ્પ્ટને રૂ કાંતવાનો સંચો શોધી કાઢી દુનીઆ આગળ મુક્યો તે પહેલાં આખી દુનીઆ રેંટીએ સુતર કાંતતી ને તેનાં કપડાં વણીને પહેરતી. સને ૧૭૯૨માં મિ. મરડૉકે ગ્યાસની બત્તીનો પ્રયોગ



આ લાગે છે તો નાનકડા હારમોનીઅમ જેવું રમકડું, પણ ખરું જોતાં એ ટાઇપરાઇટર છે. ઈ. સ. ૧૮૬૮માં પહેલવહેલું ટાઇપરાઇટર શોધાયું તે આવું હતું. એ વખતે તો તે વડે હાથના લખાણ કરતાં પણ ઓછી ઝડપે છાપી શકાતું; ને અક્ષરો પણ વાંકાચુંકા આવતા. હાલનાં ટાઇપરાઇટર તો એનાથી ક્યાં ચઢીઆતાં છે. પણ આજના ટાઇપરાઇટરનો દાદો આ.



ઉપલું ચિત્ર સ્ટીવન્સને પહેલવહેલા શોધી કાઢેલા 'હવાઈ' નામના રેલ્વે એંજીનનું છે, અને નીચલું હાલના એંજીનનું છે. એ બેને સરખાવી જોઈએ છીએ ત્યારે આપણને લાગે છે કે માણસની બુદ્ધિ શોધખોળ વડે કેટલા સુધારા અને સરળતા કરી શકે છે.

અમલમાં મેલ્યો. સને ૧૭૮૫માં કાર્ટરાઇટ નામના માણસે કપડાં વણવાની યાંત્રિક શાળ (પાવરલૂમ) શોધી. ઇ. સ. ૧૮૦૭માં ફુલ્ટને આગબોટની શોધ કરી તે 'ક્લાઇડ' નદીમાં ચલાવી અને ઇ. સ. ૧૮૭૪માં મિ. સ્ટીવન્સને પહેલું રેલવેનું એંજીન દોડાવ્યું. સને ૧૮૩૯માં મિ. ડાગુરેએ ફોટોગ્રાફી શોધી તેની મદદ વડે આબેહુબ છબી પાડવાનું કામ શરૂ કર્યું. સને ૧૮૩૧માં ઇલેક્ટ્રિક મોટર અને ડાયનેમો શોધાયાં. ઇ. સ. ૧૮૪૯માં મિ. મોર્સે તારનું યંત્ર કાઢ્યું. સને ૧૮૪૬માં મિ હોવેએ સીવવાના સંચા શોધી સ્ત્રીઓની અને દરજીઓની તકલીફ બચાવી દીધી. સને ૧૮૭૬માં મિ. બેલે ટેલિફોન શોધ્યો, અને સને ૧૮૮૪માં મિ. મરજેનથેલર નામના ગૃહસ્થે ટાઇપરાઇટરની પેઠે સંચા પર આંગળીઓ દબાવી બીબાં ગોઠવવાની 'લીનોટાઇપ પ્રિન્ટિંગ'ની રીત છાપખાનામાં મુકી.

બીજા શોધકોએ વળી કોઈ નવી જ દિશામાં કામ કરવા માંડ્યું. મોટરકાર, સબમરીન, એરોપ્લેન વગેરે શોધાયાં. દરેક કારીગીરીમાં વિજ્ઞાનનો સારી રીતે સહકાર અને ઉપયોગ થવા માંડ્યો. વીજળીનો દાદો એડિસન વીજળીને કાબુમાં લઇ તેનો ગમે તેમ ઉપયોગ કરવા લાગ્યો. વીજળિક અને વરાળ બળને ગમે તે ઉપયોગમાં લઇ શકાય એવાં એંજીનો બહાર પડ્યાં. લાકડાનાં વહાણોમાંથી લોખંડની આગબોટો થઈ. દીવાસળી, રૂ પીલવાનાં જીન, ગોળ કરવતીઓ, ઘડીઆળો, ચશ્મા, લાકડાના મેદામાંથી કાગળની બનાવટ, રંગો, ગ્રામોફોન. સીનેમા, ટાંકણીથી માંડીને



દુનીઆમાં પહેલવહેલી આગબોટ 'ધૂમકેતુ' નામની શોધાઇ અને તે ક્લાઇડ નદીમાં તરાવવામાં આવી તેનું ઉપલું ચિત્ર છે. અને ત્યાર પછી તેમાં સુધારાવધારા કરી કરીને કાળા માથાના માનવીએ એ જંગી આગબોટો ઉપજાવી કે જે વડે હવે અત્યારે મોટા મહાસાગરો પાર કરે છે; તેની એક આગબોટ બીજા ચિત્રમાં બતાવી છે.



ક્યાં ઉપર બતાવેલી જુની ઘોડાગાડી, અને ક્યાં હાલની મોટર? એ ફેરફાર કરનાર પણ માણસની જ બુદ્ધિ ને?

દરેક મોટી ચીજ બનાવવાનાં અનેક યંત્રો, એવી એવી અનેક શોધો બહાર પડી. અને હજી પણ કોઈકમાં સુધારો તો કંઇક નવું એવું બહાર પડયે જ જાય છે. તાર વિનાના વાયરલેસ સંદેશા શોધાયા અને એમાંથી હવે વળી સર્વસામાન્ય થઈ પડેલો રેડીઓનો પ્રયોગ તો અત્યારે અમેરિકામાં ઘેરેઘેર ચાલુ થયો છે. આ સૌને તળીએ જુઓ તો વિજ્ઞાન અને બુદ્ધિની રમત છે: સમાજના જ્ઞાનનો વિકાસ છે.

એક વાત અહીં યાદ રાખવા જેવી છે, કે જ્યારે જ્યારે કોઇ નવી શોધ થઈ છે ત્યારે ત્યારે જુનું છોડીને નવું લેતાં લોકોએ નામરજી બતાવી છે.

સને ૧૭૯૨માં જ્યારે મિ. મરડોકે પોતાના ઘરમાં અને દીવાનખાનામાં કોલગૅસની બત્તી સળગાવી ત્યારે લોકોએ વિરોધ લીધો. તેઓએ માન્યું કે એ બત્તી પ્રકાશિત હોવા છતાં તેના ધુમાડાથી ઘરો સળગી ઉડશે અને ગૅસનું યંત્ર હલકું હશે તો બલુન માફક ઉડી જશે! મિ. હૉવેનો સીવવાનો સંચો પહેલાં સાઉથ કેન્સિંગ્ટનના પ્રદર્શનમાં રજુ થયો હતો. ત્યાં તે લાંબા વખત સુધી નકામો પડી રહ્યો. આથી શોધનાર નિરાશ થઈ શોધનો પોતાનો હક વેચી નાખવા તૈયાર થયો. પણ પાછળથી એ ઘણું ધન રળ્યો.

ઇંગ્લંડમાં કાંતવા-વણવાનાં યંત્રો થયાં ત્યારે વણકર-વર્ગે પોતાનો ધંધો પડી ભાંગશે એ બીકે, સંચાઓનો નાંશ કરવા યત્નો કર્યા હતા. એવો અનુભવ અહીં અમદાવાદમાં પણ પહેલવહેલી મીલ નાંખનાર રા. બ. રણછોડભાઇ છોટાલાલ (સ્વ. સર ચીનુભાઈના દાદા) ને થયો હતો. એમને હજુ લોકો રણછોડભાઇ રેંટીઆ-વાળાના નામથી ઓળખે છે.

કેટલીક શોધોનો ઇતિહાસ તો વળી બહુ વિચિત્ર છે. શોધ કરનારને ગાળો અને તિરસ્કાર સીવાય કાંઈ મળતું નહોતું. કેટલાક બીચારાને તો ઘર કે કારખાનું



ઈ. સ. ૧૯૦૩ માં પહેલું યાંત્રિક વિમાન ઉડાડવામાં આવ્યું તેના (ઉપલા ચિત્ર) માં અને નીચે બતાવેલા હાલના એરોપ્લેનમાં કેટલો બધો ફેર છે!



છાપવાની કળા પ્રથમ શોધાઈ ત્યારે ઊભા ચિત્રમાં બનાવ્યા પ્રમાણે માણસ હાથેથી એકેક પાનું છાપી શકતો. અત્યારે, નીચલા ચિત્રમાં બતાવેલા મશિન વડે માણસ એકીસાથે મોટાં મોટાં સંખ્યાબંધ પાનાં અદ્‌ભુત ઝડપથી અને ઘણી જ સહેલાઈથી છાપી શકે છે. એ કામ પણ કાળા માથાના માનવીનું જ.



દર સેકન્ડે ૨૭૦,૦૦૦ ઘનફુટ પાણીનો ધોધ પડે એ કલ્પના કરશો ! એ ધોધની શક્તિનો લાભ લઈ માણસે તેમાંથી વીજળિક બળ પુરું પાડનાર ડાઇનેમો કાઢ્યા છે, તેનું ઉપરનું ચિત્ર છે. તે દુનીઆમાં મોટામાં મોટું પાવરસ્ટેશન ગણાય છે. પહેલો જે ડાઇનેમો શોધાયો તેનું નાનું ચિત્ર જમણી બાજુ ખુણે આપેલું છે.

બધું પોતાના ઝુંપડામાં જ. કોઇ તો ગરીબાઈમાં જ ગુંગળાઈ મર્યા છે. હવે તો દેશીદેશમાં શોધકની કદર થાય છે અને તેમને માન ને ધન બન્ને મળે છે.

હજી પણ નવાઈ પમાડે તેવી શોધો તો દરરોજ થતી જ જાય છે. રેડીઓ વડે તમે જલસાઓના રંગ અને ગાયનોની લિજ્જત લઈ શકો છો; આપણે તમારા ઘરમાં જ સાંભળી શકો છો; તમારો ફોટો ઘેર બેઠાં દૂર દેશાવર મોકલી શકો છો. સીનેમામાં ફક્ત મુંગાં ચિત્રો જુઓ છો તેને બદલે બોલતી છબીઓ જોઈ શકશો. સાઇકલોને કદાચ તમે હવામાં ચાલતી જોશો. આ બધું જોઇએ છીએ, સાંભળીએ છીએ ત્યારે એમ થાય છે કે કાળા માથાનો માનવી શું નહિ કરે ?






# કિરીટ

લેખક
શ્રી ધનગોપાલ
ચિત્રકાર: રવિશંકર પંડિત

કપિ ત્યારનો હજુ ઝાડ પર જ બેઠો હતો. મને જોઈને તેણે પોતાના હાથમાંની એક નાનીસરખી પૈસાની થેલી આમતેમ હલાવવા માંડી. એ જોઈને મારા પેટમાં ફાળ પડી.'

અજાણ્યા શહેરમાં કોઈની પૈસાની થેલી આપણો વાંદરો ચોરી લાવે એ કેટલું નામોશીભર્યું કહેવાય ? અને જો-કોઈને ખબર ન હોય કે વાંદરો જ ઉપાડી ગયો છે, તો એ ચોરીનું આળ કોઈ બીચારા નિર્દોષને માટે આવી ચડે ને નકામો તે માર્યો જાય.

આખરે પણ વાંદરાની જાત ખરીને ? બધાં વાંદરાં એવાં જ અટકચાળાં ને ઉડાઉગીર હોય છે. એકવાર, હું નાનો હતો ત્યારે, મારી બે વરસની નાની બહેનને અમે ઓસરીમાં એક ટોપલીમાં સુવાડી રાખેલી. થોડી વારમાં તેનો રડવાનો અવાજ સંભળાયો. જઈને જોઈએ તો ટોપલી ન મળે ! રડવાનો અવાજ એક ઝાડ પરથી આવતો હતો. ત્યાં જોયું તો એક મોટું માંકડું હાથમાં ટોપલી પકડી ઉંચે ઉંચે બેઠું હતું, ને તેમાં પડી પડી મારી બહેન ચીસો પાડતી હતી. તેને પકડવા ઝાડે ચડીએ તો એ તો ત્યાંથી નાસી બીજે ઝાડે કૂદી જાય; ને એ કૂદાકૂદમાં ક્યાંક બાળક ટોપલીમાંથી ઉછળી પડે તો એનાં તો સો યે વરસ પુરાં ! હવે શું થાય ?

પણ મારા બાપાએ યુક્તિ શોધી કાઢી. ઘરમાં જેટલાં ફળફળાદિ હતાં તે બધાં ઓસરીમાં પાથરી દીધાં, ને બીજાં લાવવા માટે સાથીને બજારમાં મોકલ્યો. વાંદરાએ થોડાં ફળ જોઈને ઝાડપર બેઠાં બેઠાં જ માથું ધુણાવ્યું, કે એટલી લાંચ બસ નથી ! એટલામાં બીજાં ફળ પણ આવી લાગ્યાં અને તે બધાં અમે ઓસરીમાં પાથરી દીધાં. હવે બાનુસાહેબ ઝાડપરથી ઉતર્યા. પણ અજબ જેવું તો એ હતું કે ઉતરવામાં એણે એટલી સંભાળ રાખી કે ટોપલી સહેજ પણ વાંકી ન વળે, કે બાળકને જરા પણ ઈજા ન પહોંચે. આખીરે તેણે ટોપલી હળવે રહીને ઉંબરા આગળ મુકી દીધી ને પોતે કેળાં ને સીતાફળના ઢગલા પર હાથ મારવા માંડ્યો. મારી બહેન ટોપલીમાં સલામત હતી. અમે ટોપલી ઘરમાં લઈ લીધી ને બારણાં બંધ કરી બારીના જાળીઆમાંથી જોવા લાગ્યા.

પેલો માંકડો તો ખાતો જાય ને કંઈક વિચિત્ર અવાજ કાઢી પોતાના સાથીઓને બોલાવતો જાય. થોડીક પળમાં તો અમારા છાપરા ને આસપાસનાં ઝાડો ઉપર હુકાહુક ને કુદાકુદ થઈ રહી અને અમારી

ઓસરીમાં વાંદરાંઓની મહેફિલ જામી.

કપિના હાથમાં નાણાંની થેલી જોઈ વર્ષો પહેલાંનો ઉપલો બનાવ મને યાદ આવ્યો, અને મેં વણઝારનાં બધાં માણસોને જઇને ખબર કરી કે કોઇની પૈસાની કોથળી ખોવાતી હોય તો તપાસી લે. અને સાચે જ, એક માણસ પોતાના નોકર પર પોતાની થેલીની ચોરીનું આળ ચડાવી તેની જોડે ઝગડી રહ્યો હતો. મેં તેને થોડાં કેળાં વેચાતાં લાવી ઝાડ નીચે મુકવાનું કહ્યું, અને સમજાવ્યું કે થોડીવાર એક પડખે લપાઇ રાહ જોશો એટલે વાંદરો કેળાં લેવા નીચે ઉતરી તમારી થેલી મુકી જશે.



માંકડું હાથમાં પોટલી પકડીને ઝાડપર છેક ઉંચે બેઠું હતું.

એક તો કિરીટના નાસવાથી હું ઝંખવાણો પડયો હતો, તેમાં આ નામોશીને લીધે મને વધુ દુઃખ થયું ને હું પાછો કિરીટને લઇ શહેરમાં ગયો.

અમે ચોતરફ જોતા મુંગા મુંગા ચાલ્યા જતા હતા, એવામાં કોણ જાણે ક્યાંથી કુતરાંનું એક મોટું ટોળું આવી ચડ્યું ને કિરીટને ઘેરી વળી ભસવા લાગ્યું. પણ એ તો બેદરકારીથી દૃઢ બની ચાલ્યો જતો હતો. થોડી વારમાં તો કુતરાંનાં ટોળાં પર ટોળાં આવવા લાગ્યાં અને અમે એટલા ઘેરાઇ વળ્યા કે આગળ ડગ દેવું પણ મુશ્કેલ થઇ પડ્યું. ભસવાનો શોર એટલો મચી રહ્યો કે કાનપડ્યું સંભળાય નહિ. કોઇકોઇએ તો કિરીટને પગે ઝાવાં નાખવાની પણ હિમ્મત કરવા માંડી. હવે હું મુંઝાયો. કુતરાંને હાંકવા લાકડી તો શું, પણ પથ્થર સરખો પણ મળે નહિ. હું તો હજી મુંઝવણમાં વિચાર કરતો હતો, એવામાં કિરીટે એક કુતરાને સુંઢેથી પકડી લીધું ને હવામાં ઉંચે ઉછાળ્યું. તે એને ભોંયે પછાડવાની તૈયારીમાં હતો એવામાં મેં કિરીટને કહ્યું, 'અરે, અરે, ભાઇ; આ શું? નાહક બીચારાને શા માટે મારી નાખે છે? એ કંઇ તને કરડવાનું નથી. મુકી દે નીચે એને.'

આ જ પળે કુતરાએ પણ એક કારમી ચીસ પાડી. કિરીટે તેને હળવે રહીને જમીન પર મુકી દીધું, પણ કુતરૂં તો બિચારૂં સુંઢની ભીંસણથી જ રામશરણ પામી ગયું હતું. આ જોઇ સૌ કુતરાં પલાયન કરી ગયાં.



અમારી ઓસરીમાં વાંદરાંઓની મહેફિલ જામી.

ઉપરાકુપરી આમ માઠા બનાવો બનવાથી હું તદ્દન બેચેન થઈ ગયો, ને કિરીટને લઇ વળી પાછો શહેર બહાર આવવા નીકળ્યો. કિરીટ સીધો ગંગાઘાટ તરફ વળ્યો અને શોકભરેલે હૈયે ધીમે ધીમે પગથીઆં ઉતરી નદીમાં જઈ પડ્યો. હું કાંઠે ઉભો ઉભો જોતો હતો. પોતે કંઇક ન કરવાનું પાપ આજ કર્યું છે એવું કિરીટને લાગી આવ્યું હતું, એટલે પતિતપાવની ગંગામાં સ્નાન કરી તે સ્વસ્થ થવા યત્ન કરતો હતો. પછી તો હું પણ નાહ્યો.



હું કપિને લઈ, તરીને નદી બહાર નીકળી ગયો.

બપોર ઢળવા આવ્યા હતા એટલે હું ને કિરીટ મુકામે પાછા આવ્યા. વણઝાર ચાલી ગઇ હતી, અને કપિ મારી રાહ જોતો ઝાડ પર બેઠો હતો. ઝાડ નીચે પડેલી કેળાંની છાલો પરથી હું સમજી શક્યો કે તેણે થેલી પાછી સોંપી દીધી હશે. મને ને કિરીટને ભુખ કકડીને લાગી હતી અને શહેરથી અમે તદ્દન કંટાળી ગયા હતા, એટલે મેં જલદી ઉપડવાનો ઠરાવ કર્યો, ને કપિને હાંક મારી. એક ક્ષણમાં તે કુદી આવી મારે ખભે બેઠો, ને અમે શહેરને છેલ્લી સલામ કરી. મારી ખાતરી થઈ ગઇ હતી કે પ્રાણીઓને શહેરમાં લઇ જવાં એ ઉપાધિ રૂપ જ છે. જંગલમાં ઉછરેલાંને શહેર કદિ ફાવવાનું નહિ.

પાછા ઘેર પહોંચતાં અમને ઘણા દિવસ લાગ્યા. અરધોએક પંથ કાપ્યા પછી એક દહાડો અમે એક નદીને કાંઠે આવી પહોંચ્યા. તેને સામે તીરે ઘાડું જંગલ આવેલું હતું. કિરીટ તાપ અને થાકથી એટલો હેરાન થઇ ગયો હતો કે નદીકિનારાની ભીનાશવાળી મીઠી વાસ આવતાંવેંત તે ગાંડાની પેઠે દોડી પાણીમાં જઇ પડ્યો. હું ને કપિ તેની પીઠ પર જ બેસી રહ્યા. પણ કિરીટ તો પાણી દેખીને જાણે ગાંડો બની ગયો હતો. તેણે તો નદીમાં આમતેમ ઘુમવા માંડ્યું. કપિ મને બાઝી પડ્યો હતો, કારણકે વાંદરાંઓને તરતાં નથી આવડતું હોતું. કિરીટને આમ રમતે ચડેલો જોઇ હું કપિને લઇ તરીને નદી બહાર નીકળી ગયો.

પોતાની પીઠ પરનો ભાર હલકો થવાથી કિરીટ વધારે આનંદથી નદીમાં ઘુમવા માંડ્યો, અને સુંઢ વડે પાણી ખેંચી ખેંચી, કાંઠા પર બેઠેલા કપિ સામે છાંટવા લાગ્યો. કપિએ આથી ચીડાઇને, પોતે ન ભીંજાય એટલે છેટે કાંઠા પર રહી, તેની સામે દાંતીઆં કરતાં આમતેમ કુદાકુદ કરી મુકી. વાંદરાં પાણીથી બહુ બીએ છે. એક તો એમને તરતાં નથી આવડતું હોતું તેથી; અને બીજું એ કે ઝાડની એક ડાળીએથી બીજી ડાળી પર કુદાકુદ કરવાની એમને ટેવ પડી ગએલી, તે પ્રમાણે તેઓ પાણીમાં પણ એક મોજા પરથી બીજા મોજા પર કુદવા જાય એટલે પરભારા તળીએ!

હાથી અને વાંદરાને રમતા મુકી હું થાકને લીધે નદીકાંઠે એક ઝાડ નીચે સુતો અને તરત ઉંઘી ગયો. થોડીવારે વાંદરાની ચીચીઆરી અને હાથીની ચીસો સાંભળી હું ઝબકીને જાગી ઉઠ્યો. જમીન પર બેઠો બેઠો કપિ થરથર કંપતો હતો, અને તેની સામે ઉભો ઉભો કિરીટ પોતાની સુંઢ હવામાં ઉછાળીને, પોતાનામાં હતું તેટલું જોર કાઢી ચીસો પાડતો હતો.

કોણીભર ઉભા થઇ મેં નજર કરી તો હાથીના આગલા પગ વચ્ચે એક મોટો સાપ દબાએલો મેં જોયો. મારૂં તો એ જોઇને લોહી જ ઠરી ગયું! જો કે કિરીટ પાંચ વર્ષનો થયો હતો એટલે તેની ચામડી એટલી જાડી બની ગઇ હતી કે તેમાં સાપની દાઢ ફુટ થાય એમ તો નહોતું. કપિ તો બીકથી શીંગડા જેવો જ બની ગયો હતો. નહોતો તે બેઠો હતો ત્યાંથી નાસી જઈ શકતો, નહોતો આગળ જઈ શકતો કે નહોતો મારી પાસે આવી શકતો. હું હળવેથી ઉઠી, કિરીટને આંટા ફરી, લપાતો લપાતો કપિની પાછળ

જાઇ બેઠો. તે એટલો બધો બીનો હતો કે તેને જો અડીએ તો આપણને જ ચોંટી પડે; કારણકે એને તો એમ જ લાગે કે એને સાપે ફટકાર્યો!

શું બન્યું હતું તે હવે મને સમજાયું. કિરીટનો એક પગ બરોબર સાપના વચગાળાના ભાગ પર આવેલો હતો. તેની કરોડ ભાગી જવાથી તે હાલી ચાલી શકે એમ તો નહોતું; પણ તેનો આગલો ભાગ સાબુત હતો, તે પર ઉભો થઈ હથેળી જેવડી ફેણ માંડી કિરીટના બીજા પગ પર તે ઝાવાં નાખતો હતો. પણ તેનાથી બહુ વાર ઉભું ન રહેવાતું, એટલે વળી પાછો જમીન પર પડી જતો. આ લાગ જોઇ કિરીટ પોતાનો બીજો પગ તેના પર મુકવા જતો, પણ એટલામાં તો નાગ પાછો ફેણ માંડી ઉભો થઇ ઝાવું નાખતો.

સાપની કરોડ ભાંગી ગઇ હતી, અને કિરીટનો એક પગ તેના ઉપર હતો એટલે તે હાલીચાલી શકે એમ તો નહોતું. તેથી મેં પાસે જઇ લાકડી વડે તેને ઠાર કરવાનો નિશ્ચય કર્યો. જેવો હું લાકડી લઈ આગળ વધ્યો તેવી જ સાપ પર ઠરી રહેલી વાંદરાની નજર મારા પર પડી, અને ચીચીઆરી પાડતો એ ત્યાંથી નાસી પાસેના ઝાડ પર ચડી ગયો.

જે પળે વાંદરો કુદ્યો તે જ પળે સાપે હાથીના પગના નખ પર દંશ દીધો. જોકે તેને કશી ઇજા નહોતી થઇ, પણ મને બીક પેઠી કે હવે કદાચ કિરીટ લાંબા વખત સુધી આ ભારે શરીરે પોતાના ત્રણ પગ પર નહિ ટકી શકે. અને જો તે લાંય પડ્યો તો સાપને તેની સુંઢ પર દંશ દેવાનો લાગ મળશે. હાથીના આખા શરીરમાં તેની સુંઢનો છેડો એ સુંવાળામાં સુંવાળો અને કોમળ ભાગ છે. ત્યાં જો દંશ લાગે તો અચુક ઝેર ચડે. એટલે ઝડપથી મેં સાપ પર લાકડીનો ઘા કર્યો. પણ તેની ફેણ પરથી તે છટકી ગયો. તરત મેં બીજો ઘા કરવા લાકડી ઉગામી. તે ચુકાવવા સાપ પડખાભેર પડી ગયો. અચાનક તે જ પળે કિરીટે પોતાનો બીજો પગ તેના માથા પર મુકી દીધો.

સાપ ચગદાઇ મુઓ હતો. કિરીટ ત્યાંથી દૂર જઇ નદીની રેતમાં પોતાના પગ ઘસીઘસીને સાફ કરવા લાગ્યો. મેં તેના પગમાં જોયું તો સાપનો દંશ ફુટ થયો નહોતો. એ જાણીને મારો જીવ હેઠે બેઠો, ને મેં કપિને ઝાડપરથી બોલાવવા સાદ કર્યો પણ પોતાના બીકણપણાથી તે એટલો શરમાયો હતો કે હેઠો જ ઉતર્યો નહિ.

સૂર્ય આથમતો જતો હતો. નદીને સામે કાંઠે જ ઘાડું જંગલ હતું. મને લાગ્યું કે નદી પર થઇને વહેતી પવનની લહરી જોડે માણસની ગંધ જંગલનાં વિકરાળ પ્રાણીઓને પહોંચી જશે. ઝપાટાબંધ સાંજ પડી ગઇ. નદીનાં મોજાં પર રમતાં સૂર્યનાં સોનેરી કિરણો ઉડી ઉડીને પશ્ચિમ દિશામાં જતાં રહ્યાં, અને અંધકારની જંગી કાળી તરવારે આવી દિવસને કાપી નાખી રાતથી જુદો પાડી દીધો.

હું હાથીની પીઠ પર ચડી ગયો. ઝાડની ટોચ પરથી આવતા પંખીના કલરવ શમી ગયા હતા, અને તમરાંના અવાજથી સાંજની શાન્તિ વધારે ભયંકર બનતી જતી હતી. એવામાં નદીને સામે કાંઠેથી વાઘની ભયાનક ત્રાડ સંભળાઇ. બીજી જ પળે સામા કાંઠા

પર ઘાસમાં ફરતું તેનું ચટાપટાવાળું શરીર મને દેખાયું. તેણે જોયું કે હું નદીને સામે કાંઠે હતો. વાઘના શરીર પરના પટા જે વાંકના હોય છે તેની જ જાતના વળાંકા તે ઘાસમાં પાડતો વાંકાચુંકો ચાલે છે. ઉંચા ઘાસમાં ગમે તે પ્રાણી ચાલ્યું હતું હોય, તોપણ તેની ચાલથી ઘાસમાં જે વાંકાચુંકા વળાંકા પડે તે ઉપરથી જંગલના અનુભવી અને ભોમીઆ લોકો કહી શકે છે કે એ કયું પ્રાણી ચાલ્યું જાય છે.

તે પ્રદેશ આખામાં જ્યાં જ્યાં વાઘની ત્રાડ સંભળાઇ ત્યાં સઘળે એક સન્નાટો છવાઇ ગયો. નાનાં પ્રાણીઓ જ્યાં હતાં ત્યાં ને ત્યાં જ બીકથી લપાઇ ગયાં અને વાઘ કયે રસ્તે જાય છે તે જોવા લાગ્યાં. ઝાડપાન ને ઘાસ પણ જાણે સ્તબ્ધ બની ગયાં હોય એવું લાગ્યું.

ધીમે ધીમે રાત પડતી ચાલી. મેં કિરીટને એક ઝાડ જોડે બાંધવાનો પ્રયત્ન કર્યો, પણ આજ તેને બંધાવું નહોતું. તેણે તો નદીકિનારા પર આમથી તેમ, જરા પણ અવાજ કર્યા વિના ટેલ્યા કર્યું. એકાએક તે ટેલતો અટકી ગયો અને કાન માંડી કંઇક ધ્યાનથી સાંભળતો હોય તેમ થંભી રહ્યો. હું પણ, તે શું કરે છે એ જોતો આતુરતાથી બેસી રહ્યો. એવામાં એકદમ નદીનું પાણી ઝાંખા પીળા રૂપેરી રંગથી રંગાઇ ગયું અને જંગલ આખાને પાંદડે પાંદડે જાણે શાન્તિ ધબકી રહી હોય એવો સુનકાર વ્યાપી રહ્યો. અચાનક પીળાશ પડતા ચન્દ્રનું બીહામણું લાગતું બિમ્બ જાણે જંગલ પર કુદી આવ્યું. એ જોઇને કિરીટ જોરથી છીંકોટા નાખ્યા અને તે બેચાર ડગલાં પાછળ હઠી ગયો.

હું પણ આશ્ચર્યથી દિગ્મૂઢ બની જોઇ રહ્યો; કારણકે આજનો ચન્દ્ર મને તદ્દન જુદો લાગ્યો. માણસજાતને આવું ચન્દ્રદર્શન ભાગ્યે જ થાય છે. એ ચન્દ્ર જંગલનાં પ્રાણીઓને ઉનાળાનો સંદેશો આપતો હતો; એ ચન્દ્રના દર્શનથી હાથીઓને મદ ચડતો; એ ચન્દ્રનો સંદેશો સાંભળી હાથીઓ શીકારે નીકળતા, યુદ્ધે ચડતા અને પોતાને માટે હાથણીઓ પસંદ કરવા અંદર અંદર દ્વંદ્વયુદ્ધ ખેલતા.

ઓચીંતો કિરીટ નદીના પાણીમાં કુદી પડ્યો. મેં તેને ઘણો યે વાર્યો, સમજાવ્યો પટાવ્યો, પણ એ તો એની ધુનમાં હતો. સામે કાંઠે પહોંચવા સારૂ તે ગાંડો બનીને નદી ઓળંગી રહ્યો હતો. ઘણી વાર તો તે આખો યે પાણીમાં ડુબી જતો. હું પણ ભીંજાઇ ગયો. નદી પાર કરી તે સામે તીરે પહોંચ્યો અને જંગલના ઘાડા અંધકારમાં અમે ભળી ગયા. અહીં ઝાડી એટલી ગીચ હતી કે જાણે ચન્દ્ર ઉગ્યો જ નથી એમ અમને લાગ્યું.

* * *

કેટલા કલાક વીત્યા હશે એ હું નથી કહી શકતો. મને લાગે છે કે હું ઉંઘી ગયો હતો. પણ કદાચ મેં આ બધું જાગતાં જાગતાં પણ જોયું હોય. વખતે કાગાનીંદરમાં હશે. શું હશે તે હજી હું ચોક્કસ નથી કહી શકતો. પણ અચાનક કિરીટનો ચહેરો બદલાઇ ગયો. તેણે પોતાની આંખો મારા તરફ ફેરવીને બોલવા માંડ્યુંઃ

"ભાઈ, આજે અમારા જંગલના ઉત્સવની રાત છે. હું ચાર મહીનાનો હતો અને મારી મા જોડે જંગલમાં રહેતો, તે દહાડે મારી માએ મને સંભળાવેલી એક વાત હું આજે તને કહેવા માગું છું. માણસોએ અમને પકડી લીધાં તે પહેલાંના થોડા જ દહાડા

## ચોમાસાની વીજળી

### પડે ત્યારે

કોઇ પણ ઉંચા ઘટાદાર ઝાડ તળે ઉભા રહેતા નહિ.

દરીઆકિનારા પર કે ખુલ્લા ખેતરમાં હો તો ઉભા ન રહેતાં જમીન પર સુઈ જવું.

ઉંચા મિનારા કે મકાનો પાસે ઉભા રહેતા નહિ.

લાકડાના થાંભલાવાળા કે માથે પતરાં જડેલા મકાન તળે આશરો લેતા નહિ.

તમારૂં ઘર શહેરની વચ્ચોવચ બીજાં ઘરો જોડે આવેલું હોય તો તેને વિષે કશી ચિંતા કરતા નહિ; તે સલામત છે.

તમારૂં ઘર ક્યાંય એકલું છુટું બાંધેલું હોય તો તેના પર વીજળી વહી લઇ જનારો સળીઓ નખાવવાનું ભુલતા નહિ.

દિવસની આ વાત છે. મારો જન્મ હિમાલયની તળેટીનાં જંગલોમાં થયો હતો. બરફથી ઢંકાએલાં એ ગિરિરાજનાં શિખરો અમે હમેશાં જોતા. એક દહાડો મેં મારી માને પુછ્યું કે 'મા, વાઘનું મોં આટલું બધું ગંધાતું કેમ હશે? જ્યાં જ્યાં વાઘ જાય છે ત્યાં ત્યાં એની ભુંડી નહારી વાસ આવ્યા જ કરે છે એ શું?'

મારી માએ જવાબ દીધો કે 'જંગલમાં રહેતાં પ્રાણીઓના ખોરાક બે જાતના હોય છે. કેટલાંક ઘાસપાન, કંદમુળ ને ફળફુલ ખાઇને જીવે છે; ને કેટલાંક, બીજાં પ્રાણીઓને મારી તેના માંસ પર નભે છે. પરમેશ્વરે વિચાર્યું કે જે બીજાં પ્રાણીઓને મારી ખાનાર છે તેનાથી બીજાંઓને ચેતાવવાં તો જોઇએ જ. તેથી તેણે એવાં માંસાહારી પ્રાણીઓમાં એવી દુર્ગંધ મુકી, કે જેથી તે દૂરથી આવતું હોય ત્યાંથી જ તેની વાસ પ્રાણીઓને આવે, અને સૌ પોતપોતાના બચાવની તૈયારી કરી લે.'"

મેં એ કાગાનીંદરમાં જ કિરીટને પુછ્યું, 'જંગલમાં તમે કેવી રીતે રહેતાં હતાં?'

તેણે જવાબ આપ્યો, "અમારૂં જંગલનું જીવન બધું આનંદમય જ હતું. તેમાં પણ અમને ઘણીવાર જહેમત પડતી; પરંતુ એ જહેમતમાં પણ આનંદ હતો. ઝાડનાં પાંદડાં ચીમળાવા ને પીળાં પડવા માંડતાં, એટલે અમે હિમાલયની તળેટી છોડી દક્ષિણ તરફ જવા ઉપડતાં. નદીઓ ને જંગલો ઓળંગતાં અમે દક્ષિણ તરફ મુસાફરી કર્યે જ રાખતાં. રસ્તામાં કોઇકોઇવાર અમે માણસોનાં રહેઠાણ આગળથી પણ પસાર થતાં. એકવાર અમે દરીઆકાંઠે જ્યાં નદી સમુદ્રને મળતી હતી તે પ્રદેશના એક જંગલમાં આવી પહોંચ્યાં. ત્યાં નદીના કાંઠા પર મગરો પોતાનાં મોં ખુલ્લાં કરી પડી હતી, અને પક્ષીઓ તેમનાં મોંમાં જઇ તેમના દાંત પરનાં જીવડાં ખાઇ જઈ તેમનાં મોં સાફ કરતાં હતાં. આ જોઇને મને મનમાં થયું કે 'અરેરે, ભગવાને અમારા દાંત સાફ કરનારાં પંખી પણ કેમ નહિ સરજાવ્યાં હોય?' પાણીનાં પ્રાણીઓમાં પણ જે બીજાંને મારી ખાનારાં હોય છે તેમને પરમેશ્વરનો પેલો કાયદો લાગુ પડે છે. તે બધાનાં મોં ગંધાય છે.

અમે મુસાફરી કરતા ત્યારે સૌથી આગળ મોટા નર હાથીઓ ચાલતા. તેમની પાછળ અમે નાના નાના હાથીઓ; અમારી પાછળ નાનાં બચ્ચાંવાળી માદા હાથણીઓ; અને સૌની પાછળ જુવાન માદાઓ અને નર હાથી ચાલતા. રાત્રે અમે સુતા ત્યારે મોટા હાથી એક મોટા ગોળ કુંડાળામાં ગોઠવાઇ જતા; તેમની વચ્ચે જુવાન નર હાથીઓ કુંડાળું કરતા, અને તેમની વચ્ચે જુવાન માદાઓનું કુંડાળું થતું. પછી એ ત્રેવડા કુંડાળાની વચ્ચે, ચોતરફ હાથી અને ઉપર આકાશના તારાઓના રક્ષણમાં, અમે નાનાં બચ્ચાંઓ સુતાં. ઘણી યે વાર ઉંઘમાં, હું અમારા મરી ગએલા વડવાઓને પોતાના વીજળીના જેવા દાંતના ચમકારા કરી આકાશમાં ચન્દ્રની સાથે લડાઇ કરતા જોતો."

મેં સ્વપ્નમાં પુછ્યું, "ગેંડો તમારો કંઇ સંબંધી થાય ખરો?"

"ગેંડો?" કિરીટે જવાબ આપ્યો, "હા ગેંડો એ પણ એક જાતનો હાથી જ છે. પણ તેને વિષે અમારામાં એક કથા છે. પરમેશ્વર એકવાર એક બહુ સુંદર હાથી ઘડતા હતા. તેમણે એના નાના નાના પગ, જાડી ચામડી વગેરે બધું તૈયાર કર્યું, એવામાં તેમને ઉંઘ આવી. દરમ્યાન સેતાને આવીને એ સુંદર હાથીનું મોં કદરૂપું ઘડી દીધું, અને તેને સુંઢ ચોંટાડવાને બદલે માથા પર શીંગડું ચોંટાડી દીધું! એટલે એમાંથી હાથીને બદલે ગેંડો પેદા થયો. ગેંડાને સેતાને ઘડ્યો છે તેથી જ તો એ આવો ક્રૂર, સ્વચ્છંદી ને વિકરાળ બન્યો છે. તે જ્યાં જાય છે ત્યાં સત્યાનાશ જ વાળી મુકે છે. ઝાડોને ઉખેડી મુકે છે, ભેખડો તોડી પાડે છે અને જે કંઈ પોતાની હડફેટે આવે તેના ચુરેચુરા ઉડાડી નાખે છે. વાઘ પણ તેનાથી ડર પામે છે, કારણકે તેની જાડી ચામડીમાં વાઘના નહોરની પણ કંઇ કારી ફાવતી નથી. જો, સાંભળ આ કડાકા. ગેંડો જ આવનો જણાય છે."

એટલામાં તો અમારી નજીકનું એક મોટું ઝાડ ભારે કડાકા સાથે નીચે પડ્યું અને ગેંડાનો હુંકારો સંભળાયો.

[ આવતા અંકમાં ચાલુ ]

# રાષ્ટ્રધ્વજ

જેમ શરીર અને નાક, તેમ રાષ્ટ્ર અને ધ્વજ. એક શીખ વીરને મોગલ બાદશાહે કેદ કરીને કહ્યું કે તારા માથાના વાળ મને કાપી આપ. બહાદુર શીખે જવાબમાં પોતાનું માથું કાપી આપ્યું.

દરેક રાષ્ટ્ર પોતાના સ્વભાવ પ્રમાણે, પોતાના આદર્શ પ્રમાણે પોતાનું નીશાન નક્કી કરે છે। છેક પૂર્વ તરફ વસનાર જાપાને પોતાની રાષ્ટ્રીય ધજા પર પ્રભાતનો સુરજ ચીતર્યો છે. પ્રભાતરવિ યૌવનનો અને પરાક્રમનો દ્યોતક છે. જાપાન એશીઆનું અગ્રેસર થવા માગે છે એ ભાવ પણ એ બાલસવિતાના ચિત્રમાં આવી જાય છે.

વિજયી રોમન લોકોએ પોતાની ધજા ઉપર ગરુડ બેસાડ્યો હતો. ગરુડ પક્ષીઓનો રાજા છે. તે આકાશમાં ઉડતાં થાકતો નથી. રોમન લોકો સામ્રાજ્યવાદી હતા. તેથી જ તેમણે ગરુડ પસંદ કર્યો હતો. અંગ્રેજ લોકોએ ઈંગ્લંડ, સ્કૉટલંડ અને આયર્લંડ—ત્રણેની એકતા સુચવનાર 'યુનીઅન જૅક' તૈયાર કર્યો છે, અને તેના ઉપર સિંહ બેસાડ્યો છે. સિંહ પશુંનો રાજા શઠાં આખા વનને ડરાવે તેમ તે પણ ડરાવે.



દરેક દેશ પોતાનું પ્રબલ આવી રીતે પ્રગટ કરે છે. પણ કોઇને એમ નથી સુઝતું કે પશુપક્ષીના આદર્શ દૃષ્ટિ આગળ રાખવામાં માણસની કંઈ પ્રતિષ્ઠા નથી. આપણે ઇશ્વરનાં બાળક એમ મોઢેથી કહેનારા, અને સિંહ કે ગરુડનું અનુકરણ કરીશું એવી ટેક બતાવનારા આપણાઓના ધ્યાનમાં નથી આવતું કે આમાં કેટલો વિરોધ રહેલો છે.

આપણી ધજા ઉપર રેંટીઓ છે. રેંટીઓ શું સુચવે છે? પ્રથમ તો મનુષ્યની બુદ્ધિ, શક્તિ, કળા. રૂમાંથી સુતર પેદા કરવું અને તેનાં કપડાં બનાવી પોતાની લાજ ઢાંકવી એ સભ્યતાનું પહેલું અને મોટામાં મોટું પગલું છે. રેંટીઓ ઘેરઘેર ચાલતા ઉદ્યોગનું નીશાન છે. રેંટીઓ કહે છે કે હું જ્યાં હોઉં ત્યાં કોઇને મરવા નહિ દઉં, અને મારવા પણ નહિ દઉં. રેંટીઓ કહે છે કે તવંગર ને ગરીબ બન્નેના હાથમાં હું છું. જ્યાં મારૂં ધર્મચક્ર ચાલે છે ત્યાં જોહુકમી અને ભુખમરો બન્નેનો નાશ છે. રેંટીઓ સુચવે છે કે રાષ્ટ્ર એકલા લડવૈયાઓનું—એકલા પુરુષોનું નથી; સ્ત્રી અને પુરુષ બન્નેનું છે.

આપણી ધજાનો રંગ કેવો હોય? મને લાગે છે કે શુદ્ધ ધોળો હોવો જોઇએ. દુનીઆના રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના નિયમ પ્રમાણે ધોળો રંગ શાન્તિસુચક છે. ધોળો રંગ જ્યાં જ્યાં ફરકે ત્યાં લડાઇ એકદમ બંધ થાય છે. ધોળો રંગ પવિત્રતા અને ખાનદાની પણ બતાવે છે. પણ હિન્દુસ્તાનમાં આજે શાન્તિ ક્યાં છે? બધી કોમો હજી ક્યાં એક થઈ છે? હિન્દુ અને મુસલમાન હજી

ક્યાં એક થયા છે ? એટલા માટે જ ધોળા રંગ નીચે મુસલમાનોનો લીલો અને હિન્દુઓનો લાલ હીંગળોક જેવો રંગ આપણે રાખ્યો છે.

આ રીતે આપણી ધ્વજ રાષ્ટ્રીયતાનું સંપૂર્ણ ચિહ્ન છે. એમ તો ધ્વજ એક ખાદીનો કકડો જ હોય છે; પણ આપણી ભાવનાથી આપણે તેને રાષ્ટ્રીય સ્વમાનનું લક્ષણ બનાવીએ છીએ. એ ધ્વજ ઉભી રહે એટલા માટે લાખો અને કરોડો હિન્દી બાળકો જ્યારે મરી ફીટવા તૈયાર હોય ત્યારે જ એ ધ્વજમાં ચૈતન્ય આવ્યું કહેવાય.

એક રીતે જોતાં જે દેશ સ્વતંત્ર હોય તેને જ ધ્વજ હોઇ શકે. પરતંત્રતાનું કલંક જે પ્રજાને માથે ચોંટેલું છે તે પ્રજાને માથે પોતાની ધ્વજ હોય નહિ જેનું માન આપણે સાચવી ન શકીએ તેવી ધ્વજ હાથમાં ધરવાની પણ આપણી લાયકાત નથી. પણ આજે આપણે સ્વરાજ લેવા તૈયાર થયા છીએ: સ્વરાજ આપણા હૃદયમાં ઉગ્યું છે; તેથી જ આપણે આપણી રાષ્ટ્રીય ધ્વજ હાથમાં લઇને ફરીએ છીએ. આપણી ધ્વજ ફરકાવીને આપણે બધા બાળકોને કહીએ છીએ કે અમે હિન્દુ-મુસલમાન તથા બીજા એક થઇશું અને રેંટીઓ ફેરવીશું તો સ્વરાજ આ ધ્વજની પેઠે આપણા હાથમાં જ છે.

દરેક દેશમાં દરેક જાહેર પ્રસંગે ઉત્સાહી લોકો પોતાના દેશની ધ્વજ હાથમાં લઇને ફરે છે. જાહેર મકાનો ઉપર પણ તે દિવસે ધ્વજ ફરકાવવામાં આવે છે. ધ્વજનું દર્શન કરતાંવેંત દેશભક્તો તેની આગળ શિર ઝુકાવે છે.

આપણા દેશમાં પણ જુવાનો સરઘસ કાઢે એમાં નવાઇ શી ? પણ સરકાર તે કેમ સહન કરે ? સરકારને થયું જ કે આ તો સ્વરાજ જામવા લાગ્યું. એને તો વખતસર દાબી દેવું જોઇએ. એમ વિચારી સરકારે નાગપુરમાં ખુબ પ્રયત્ન કર્યો. આપણા કેટલાક બાળકો એમ માનતા કે એક ઝુંડાની બાબતમાં તે કોણ લડવા બેસે ? તેમાં લાભ હાનિ કશી નથી. પણ બધા જ કંઇ એ વિચારના ન હતા. તેમણે વિચાર કર્યો કે આની પાછળ લાભ હાનિ કરતાં યે વધારે મહત્વનો—રાષ્ટ્રની આબરૂનો સવાલ છે. તેથી જ જમનાલાલજી જેવા દેશભક્તો, વિનોબા જેવા પ્રતિભાશાળી અધ્યાપકો અને દરેક પ્રાન્તના ઉગતા જુવાનો ધ્વજ પાછળ ખુવાર થવા તૈયાર થયા. આપણી શક્તિ જોઇ સરકારે પડતું મુક્યું અને ધ્વજનું માન સચવાયું.

આ તો નાનકડી જ લડત થઇ. આથી યે મોટી લડત હજી લડવાની આવવાની છે. તે વખતે આપણી સાચી પરીક્ષા થશે. હિન્દુ-મુસલમાન વગેરે બધી કોમ એક થાય, અને દેશમાં ઘેરઘેર રેંટીઆ ફરતા થઇ જાય ત્યારે જ દેશની ધ્વજ માનભેર ફરકતી ગણાય.

પુરુષોત્તમ નારણદાસ ગાંધી




શિક્ષક—પર્વતની વ્યાખ્યા બોલ.

મગન—જમીનનો ટુકડો ઉંચો થઇને આકાશમાં ગયો હોય તે.

•

ગામડીઓ—સા'બ, એક કવાટ ને એક કવર આપો.

ટપાલમાસ્તર—શું કરીશ ?

ગામડીઓ—કવાટ લખીને કવરમાં નાખીશ.

•

'ધીરુ, મેં આપેલા બન્ને કાગળો ટપાલમાં નાખ્યા કે ?'

'હા, પણ તમે ટીકીટો ખોટી ચોંટેલી. આફ્રિકાના કાગળ પર એક આનાની ને મુંબાઇના કાગળ પર બે આનાની.'

'અરે, એ તો ભારે થઇ !'

'ના, ના. એનો તો મેં ઉપાય કર્યો છે. બન્નેનાં સરનામાં બદલી નાખ્યાં; બસ ને ?'

•

ન્યાયાધીશ—(વકીલને) હવે દલીલો કાફી છે. તમે કોઇના નો એમ માનો છો ને, કે બે ને બે મળી ચાર ન થાય ?

બેરિસ્ટર—ન થાય એ સાચું. કે આગ સહેલું છે. બે ને બે મળીને બાવીસ પણ થાય.




નાદિરશાહે ૧૭૩૮ના મે માસની ૫મીએ દિલ્હી છોડયું. દિલ્હીમાં તે સત્તાવન દિવસ રહ્યો. જ્યારે તે ગયો ત્યારે હિન્દના શહેનશાહને નીચોવી નીચોવીને નીચે પ્રમાણે જર-જવાહીર સાથે લેતો ગયો:

૩૦ કરોડનાં સોનારૂપાનાં સુંદર વાસણો અને રોકડ;

૨૫ કરોડનાં રત્ન, જવાહીર વગેરે;

૯ કરોડનાં મયૂરાસન અને બીજાં નવ સિંહાસનો; તથા રત્નજડિત હથીઆરો ને રત્નમંડિત સુવર્ણની થાળીઓ;

૨ કરોડની બારીક કારીગીરીવાળી વસ્તુઓ;

૪ કરોડની બંદુકો તથા રાચરચીલું વગેરે;

આ ઉપરાંત ૩૦૦ હાથી, ૧૦,૦૦૦ ઘોડા અને ૧૦,૦૦૦ ઉંટ પણ સાથે લેતો ગયો.

*

ઇ. સ. ૧૭૫૭ની ૨૩મી જુનની સાંજે પાંચ વાગે પ્લાસીનું યુદ્ધ ખતમ થયું. સિરાજ-ઉદ્‌દૌલા નાસી ગયો અને મીરજાફર ગાદીએ બેઠો. તેણે ગાદી-નશીન થતાં નીચે પ્રમાણે પૈસા વેર્યા:

૧ કરોડ રૂપીઆ લડાઇના ખર્ચ પેટે આપ્યા;

૮૦ લાખ જે કેદીઓ મરાએલા તેમના કુટુંબના ભરણપોષણ માટે;

૨૫ લાખ સરકારી લશ્કર માટે;

૨૫ લાખ સરકારના નૌકાસૈન્ય માટે;

૨ લાખ ૮૦ હજાર કલાઇવે પોતે કાઉન્સિલના મેમ્બર તરીકે પડાવ્યા;

૨ લાખ 'કમાન્ડર-ઇન-ચીફ'ના હોદ્દાની રૂએ, કલાઇવે લીધા;

૧૬ લાખ કલાઇવે ખાનગી રીતે લીધા.

આ પ્રમાણે અઢી કરોડ ને એંશી હજાર રૂપીઆ આપી મીરજાફર નવાબ થયો! પોતાના પાણી વિ॥ ખરીદ કરેલી આ નવાબી ત્રણ જ વર્ષ પછી પડી ભાગી. ઇ. સ. ૧૭૬૦માં મીરજાફરને પદભ્રષ્ટ કર્યો ત્યારે મીરકાસમે ગાદીએ આવવા માટે પાછાં ની। પ્રમાણે અંગ્રેજ અધિકારીઓનાં મોં મીઠાં કરાવ્યાં:

૫૦ લાખ લડાઇના ખર્ચ પેટે આપ્યા;

૨ લાખ ૪૦ હજાર વાન્સીટાર્ટ સાહેબ માટે;

૨ લાખ ૧૬ હજાર હોલવેલ સાહેબ માટે;

૨ લાખ
૧ લાખ ૫૦ હજાર
૧ લાખ ૪ હજાર } બીજા ત્રણ અધિકારીઓ માટે.

આ પ્રમાણે ઓગણસાઠ લાખ ને વીસહજાર રૂપીઆ મીરકાસમે ગાદીનશીન થવા માટે આપ્યા!

*

જ્યારે હિન્દમાં પરદેશી વસ્તુઓ ઉભરાતી ન હતી, ત્યારે તેની દોલતનો હીસાબ કરોડો ને અબજોમાં થતો હતો. મ્હૈસુરનો વાઘ ટીપુ સુલતાન પડયો ત્યારે તેના ખજાનામાં અઢળક દોલત હતી. પણ તે ઉપરાંત નીચે પ્રમાણે તેનું પશુધન હતું:

૭૦૦૦ હાથી; ૬૦૦૦ ઉંટ; ૧૧૦૦૦ ઘો'; ૪૦૦,૦૦૦ બળદ; ૧૦૦,૦૦૦ ભેંશો; ૬૦૦,૦૦૦ ઘેટાં. કુલ ૧૧૨૪૦૦૦ પશુ.

જ્યારે ઇ. સ. ૧૯૧૯માં, આખા બ્રિટિશ હિન્દમાં થઇને કુલ પશુધન માત્ર ૧૯ કરોડ પશુઓનું હતું.

*

દિલ્હીની મોગલ સલ્તનતમાં અનેક સુંદર રાજકુમારીઓ થઇ ગઈ છે. પણ તે સૌમાં જહાનઆરાનું નામ તેની પિતૃભક્તિ માટે અત્યંત પ્રસિદ્ધ છે. ઈ. સ. ૧૬૫૮માં શાહજહાનની માંદગીની વાત સાંભળી તેના ચારે શાહજાદાઓ અરસપરસ લડાઇ કરવા નીકળ્યા. તેમાં મુરાદ અને ઔરંગઝેબ વિજય મેળવી આગ્રામાં આવ્યા. તે વખતે જહાનઆરાએ, મુરાદ અને ઔરંગઝેબના તંબુમાં જઇ, તેમને બળવો ન કરવા સમજાવ્યા હતા. તેમણે જ્યારે સંધિ કરવાની ચોખ્ખી ના પાડી, ત્યારે જહાનઆરાએ બન્નેને ધમકાવી કાઢ્યા, અને પોતે વૃદ્ધ પિતાની સેવામાં રહેવા, મરજીઆત જેલ સ્વીકારી લીધી! જેલમાં તેણે કમનસીબ દારાની પુત્રીઓની સંભાળ લેવામાં, અને વૃદ્ધ પિતાની તહેનાતમાં દિવસ અને રાત ગાળ્યાં. જઇફ શહેનશાહે, જહાનઆરાની જ સલાહથી, છેવટનાં વર્ષોમાં ઔરંગઝેબને તેનાં ક્રૂર કામોની માફી બક્ષી હતી. બરાબર સાત વર્ષ સુધી, સુખ કે દુઃખ ગણ્યા વિના, આ પવિત્ર સ્ત્રીએ પુત્રીધર્મ બજાવ્યા કર્યો. શાહજહાનના મૃત્યુ પછી ઔરંગઝેબને જહાનઆરાની પવિત્ર જીંદગીની અસર લાગી. તે જહાનઆરાને વારંવાર મળવા જતો અને જનાનખાનાનો તમામ કારભાર તેના હાથમાં મુકવાની દરખાસ્ત કરતો. જહાનઆરાએ પણ છેવટે તેને ખુશી કરવા જનાનખાનાનો કારભાર હાથમાં લીધો હતો. દારાની તથા મુરાદની શાહજાદીઓ, અને બીજી પણ અનાથ રાજકુમારીઓનું સાન્ત્વન અને પોષણ એ સાધ્વી જહાનઆરાને હાથે જ થયું હતું. બેગમ સાહેબ, બાદશાહ બેગમ, અને સાહીબત-ઉઝ્-ઝમાની (Mistress of the age—સમયમૂર્તિ) એવાં એવાં પ્રતિષ્ઠાભર્યાં નામોથી તે ઓળખાતી. ઔરંગઝેબને જે વાત કહેવાની કોઇની હિમ્મત ન ચાલે, તે જહાનઆરા તડાક ને ફડાક કહી દેતી. સત્તાવીસ વર્ષ સુધી ઔરંગઝેબનો ઘરખટલો ચલાવ્યા પછી તે ઇ. સ. ૧૬૮૧માં મૃત્યુ પામી. તેની કબર પર લખેલા નીચેના અંતિમ શબ્દો તેના કોમળ હૃદયની અને વિનયની સાક્ષી પુરે છે:

'મારી કબર પર નીલા હરીઆળા ઘાસ સિવાય બીજું કાંઈ રાખતા નહિ. દીન મનુષ્યને માટે એ જ યોગ્ય કફન છે. મરણાધીન અને ગરીબ જહાનઆરા અહીં સુતેલી છે. તેનો પિતા શાહજહાન હતો અને ગુરુ ચિશ્તી હતો!'



શાહજહાનના વખતમાં, મુમતાજમહાલના મૃત્યુ પછી એકહથ્થુ કારભાર કરનાર, અને ઔરંગઝેબ જેવા શહેનશાહના વખતમાં પણ એકચક્રી સત્તા ધરાવનાર બાદશાહી બેગમની કબર પર બસ આટલી જ કોમળ પ્રાર્થના છે. કેટલી સત્તા અને કેટલો વિનય!

*

જહાંગીર પછીના બધા મોગલ શહેનશાહોના છેલ્લા દિવસો આંખમાંથી આંસુ પડાવે તેવા છે. ઇ. સ. ૧૬૫૮ના જુનની આઠમી તારીખે શાહજહાને પોતાની સત્તા ગુમાવી અને આગ્રાના કિલ્લામાં કેદ થયો. શાહજહાનને ઔરંગઝેબના આ દુષ્ટ કૃત્ય માટે અત્યંત ગુસ્સો ચડયો હતો, અને કેદમાંથી પણ ઘણી

વખત, તે દારા અને શુજાને પ્રોત્સાહન આવતા છાના કાગળ લખી મોકલતો. છેવટે ઔરંગઝેબનો જાપ્તો એટલો સખ્ત થયો કે તેની રજા વિના એક ચિઠ્ઠી પણ બહાર જઇ શકે નહિ. ઔરંગઝેબ અને શાહજહાન વચ્ચે પત્રવ્યવહારમાં તો લડાઈ ચાલુ જ હતી, અને વૃદ્ધ શહેનશાહે ઔરંગઝેબને શાપ પણ આપ્યો હતો, કે તારો શાહજાદો પણ તારી સામે એ પ્રમાણે જ થશે. આ ઉપરથી ઔરંગઝેબને પોતાના શાહજાદાની એટલી બધી ધાસ્તી પેઠેલી કે એક વખત તો તેણે પોતાના વડા શાહજાદા શાહઆલમને શંકા ઉપરથી કેદમાં પણ પુરેલો. તેને છુટો કરવામાં આવ્યો

---

## યાદ છે ને ?

ગયા અંકમાં અમે જાહેર કરેલી

### ફોટોગ્રાફીની હરીફાઈ

માટે સૌથી સરસ ફોટોચિત્ર મોકલનારને પાંચ રૂપીઆનું ઈનામ મળવાનું છે તે ? વિદ્યાર્થી ફોટોગ્રાફરોમાં તેને માટે ઉત્સાહ આવ્યો જણાય છે, અને અમને સુંદર ફોટોગ્રાફો મળવા લાગ્યા છે. તમે પણ ભુલી ગયા હો તો સંભારીને તાકીદે મોકલી આપજો; અને તમારા મિત્રો ને ઓળખીતાઓને પણ ખબર આપજો. ગમે તે વિદ્યાર્થી ફોટોગ્રાફરને આ હરીફાઈમાં ભાગ લેવાની છુટ છે. ઘણે ભાગે તો 'દીવાળીના અંક'માં જ તમે એ હરીફાઈના નમુના જોવા પામશો.

---

ત્યારે ખડીઓ કલમ જનાનામાં લઇ જવાની તેને છુટ ન હતી; અને જ્યારે જ્યારે શાહજાદો લખે ત્યારે ત્યારે ઔરંગઝેબની એક જાસુસ સ્ત્રી હમેશાં હાજર રહેતી !

*

દારાએ નાસી જતી વખતે આગ્રાના કિલ્લામાં ર૭ લાખ રૂપીઆનું જરજવાહિર રાખ્યું હતું. આ જવાહિરમાં ચાર લાખ રૂપીઆની કિમ્મતની સો પારાની એક સુંદર મોતીની માળા હતી. એ માળાનાં બધાં મોતી એક જ રંગનાં, એક જ ઢબનાં અને સરખા વજનનાં હતાં, એ જવાહિર માટે ઔરંગઝેબે શાહજહાન પાસે માગણી કરી. શાહજહાને જવાહિર તો બધું આપી દીધું, પણ પેલી માળા આપવાની ના પાડી. ઔરંગઝેબે માળા પડાવવા ફાંફાં તો બહુ જ માર્યાં પણ પાછી છેવટે શાહજહાને દૃઢતાથી સંભળાવી દીધું કે એ માળા હું બંદગી કરવા માટે જ વાપરૂં છું અને ઔરંગઝેબે તેની આશા છોડી દેવી. નહિતર, એક પણ મોતી સાજું હાથમાં નહિ આવે.

*

ધીમે ધીમે પિતાપુત્ર વચ્ચેનો સંબંધ વધારે ને વધારે ઘસાતો ગયો, પણ જહાનઆરાના પ્રયત્નથી અંતે બન્ને વચ્ચે સમાધાન થયું ને છેવટનાં વર્ષોમાં તો શાહજહાને ઔરંગઝેબને માફી પણ બક્ષી. પછી શાહજહાન પણ, ઇશ્વરની ઇચ્છાને આધીન થઇ, પોતાનું જીવન ધર્મકાર્યમાં ગાળવા લાગ્યો. એક સ્વતંત્રતા સિવાય બીજી જે જોઈએ તે સગવડ શાહજહાનને મળી રહી; અને ઔરંગઝેબ પણ આજ્ઞાંકિત પુત્રની માફક તેના દરેક આજ્ઞા માનથી સાંભળતો ને સલાહ પણ લેતો.

પુત્રી કહો તો પુત્રી, અને મા કહો તો મા, એવી કર્તવ્યપરાયણ જહાનઆરાની હુંફમાં અને મુરાદ તથા દારાની નાની પુત્રીઓ સાથે, શાહજહાન પોતાનું દુઃખ ભુલવા લાગ્યો. કુરાનના વાંચનમાં, સૈયદ મહમ્મદના ધાર્મિક વાર્તાલાપમાં અને ગરીબોને દાન દેવામાં તે ધીમે ધીમે વ્યવહારની કડવાશ ભુલી ગયો. છેવટનાં વર્ષોમાં તો તે ફીલ્સુફી પર, અને મૃત્યુ પછી શું છે તે વાત પર વિચાર જ કર્યા કરતો. એની પ્રિય સારંગી પણ આ એકાંતમાં એની ઓછી મદદગાર ન હતી.

જે મૃત્યુની ધીમે ધીમે રાહ જોવાતી હતી તેણે ઇ. સ. ૧૬૬૬ના જાન્યુઆરી માસમાં દેખાવ દીધો. શાહજહાનને તા. ૭મીએ પ્રથમ તાવ આવ્યો અને પેટમાં સખ્ત દુઃખ થવા લાગ્યું. વૃંદાવન નામે એક પ્રવીણ વૈદે એ દુઃખ તો હઠાવ્યું; પણ પાછી નબળાઇ વધી ગઈ.

પરંતુ ચુમોતેર વર્ષના એનાં જર્જરિ શરીરમાં, એક સાંધે ત્યાં તેર તુટતાં હતાં. દવાની કાંઇ કારી લાગી નહિ અને પંદર દિવસ પછી ખબર પડી કે હવે મૃત્યુ

થશે જ એ ચોક્કસ છે. બાદશાહ શાહજહાન ભારે ધૈર્યથી આ કસોટી પાર કરતો હતો. તદ્દન શાંતિથી પોતાની ઉત્તરક્રિયા વિષે તેણે સુચના આપી, અને જનાનાની સર્વ શોકગ્રસ્ત સ્ત્રીઓને હિમ્મત દીધી; જહાનઆરાને પાછળ રહેલાંની સંભાળ રાખવા કહ્યું; પોતાનાં સગાંવહાલાં અને નોકરોની છેલ્લી રજા લઇ લીધી; પોતાનું વસીઅતનામું કરી નાખ્યું; અને પછી કુરાનેશરીફ વાંચવાનો હુકમ કર્યો. ચારે તરફ ભારે દિલગીરીનું વાતાવરણ ફેલાયું હતું. દારા અને મુરાદની અનાથ પુત્રીઓ, પોતાના મૃત્યુ પામતા પિતામહ તરફ છાનાં આંસુ સારતી જોઇ રહી હતી. ત્યારે પણ શાહજહાન સંપૂર્ણ ભાનમાં, કુરાનેશરીફ સાંભળતો સુતો હતો. તેની નજર પોતાની અત્યંત વહાલી બેગમ મુમતાજમહાલની આરામગાહ જગપ્રસિદ્ધ તાજમહાલ પર સ્થિર થઇ હતી. ધર્મ અને પ્રેમના આવા સુંદર સંયોગ કાળે, તેના મોંમાંથી નીચલા શબ્દો નીકળ્યા:

'ઓ ખુદા! આ લોકમાં અને પરલોકમાં મને અભય બનાવ અને નર્કની જ્વાળાથી મને ઉગારી લે!'

એ છેલ્લા શબ્દોની સાથે તેનો આત્મા ચાલ્યો ગયો. અને બીજે દિવસે એનું મૃત શરીર, જમના નદીની પેલી મેર તાજમહાલમાં તેની પ્રિય પત્નીને પડખે અનંત કાળ માટે સુતું.

*

મોગલ સલ્તનતના છેલ્લા વૈભવશાળી બાદશાહની આ વાત થઇ. હવે છેલ્લા નામના મોગલ શહેનશાહની કેદનું કરુણ બ્યાન સાંભળવા જેવું છે. આ પછી એકસો બાણું વર્ષે, છેલ્લો મોગલ બાદશાહ બહાદુરશાહ ૧૮૫૭ના બળવામાં સામેલ હતો માટે, દીવાને ખાસમાં ચાર અંગ્રેજ અધિકારીઓએ તેનો ન્યાય કર્યો, અને તેને રંગુનમાં જન્મકેદ રાખવામાં આવ્યો! તૈમુર, બાબર, અકબર અને શાહજહાનના વંશજને, જ્યારે તે કેદમાં હતો ત્યારે, જે અમાનુષી વર્તણુકથી રાખવામાં આવ્યો છે તેનું કરુણ વર્ણન, ઈ. સ. ૧૮૫૮ના મે માસની અગીઆરમી તારીખે, લંડનના સેંટ જેમ્સ હૉલમાં પાર્લમેંટના એક સભાસદે નીચે પ્રમાણે કરી બતાવ્યું હતું: 'હું તે અશક્ત અને વૃદ્ધ બાદશાહને મળ્યો છું, પણ તેના રાજમહેલમાં નહિ, એક સડી ગએલી ગંધાતી કોટડીમાં તે બિસ્તરા પર પડ્યો હતો. તેની પાસે ઓઢવા માટે એક જુની પુરાણી ફાટેલી ગોદડી સિવાય બીજું કાંઇ હતું નહિ. મેં તેને જોયો ત્યારે તેના ભૂતકાળના જીવનના પ્રસંગો તેના મનમાં ઘોળાતા હોય' એમ મને લાગ્યું. બહુ મુશ્કેલીથી તે બેઠો થયો, અને તેણે પોતાનો હાથ મને બતાવ્યો. એ હાથ રોગથી ખવાઈ ગએલો હતો, અને તેના પર માખીઓ બણબણતી હતી! એમ થવાનું એક કારણ એ હતું કે તેને પુરતું પાણી મળતું નહિ!



અત્યંત કરુણ સ્વરથી તેણે કહ્યું કે મને કાંઈ ખાવા મળતું નથી. આપણે જે વર્તણુક તેના તરફ ચલાવીએ છીએ તે વિષે હું કાંઇ મત આપતો નથી; પણ માત્ર એક સવાલ પુછું છું, કે આવી રીતે એક વખતના સુખી બાદશાહ પ્રત્યે વર્તણુક ચલાવવી તે આપણને છાજે તેવું છે?'

ઈ. સ. ૧૮૬૧ના નવેમ્બરની સાતમી તારીખે, રંગુનની જેલમાં બહાદુરશાહ મરણ પામ્યો, અને એ છેલ્લા મોગલ બાદશાહનું મુડદું પણ કાંઈ તોફાન ન કરી બેસે માટે, રાતના અંધારામાં, તે મકાન પાસે

જ કરાવવામાં આવ્યું ! ઉર્દૂ સાહિત્યમાં બહાદુરશાહનું નામ તેની સુંદર ગઝલોને માટે હજી પણ પ્રસિદ્ધ છે !

*

તુર્કસ્તાનના સુલતાનને હરાવીને તેમુરે કેદ કર્યો હતો. જ્યારે તેને કેદી અવસ્થામાં તૈમુર પાસે રજુ કરવામાં આવ્યો ત્યારે તૈમુર તેની સામે જોઈને હસ્યો. એ જોઈને સુલતાનને બહુ ક્રોધ ચઢ્યો. તેણે તૈમુરને કહ્યું, 'વિજયના મદમાં છકી જવું નકામું છે. આજે તું વિજયી છે ને કાલે તારું શું થશે તે કોને ખબર છે ?' તૈમુર વિદ્વાન માણસ હતો. તેણે જવાબ વાળ્યો, 'સુલતાન ! કેદી શત્રુને અપમાન કરીને હસું એવો મૂર્ખ હું નથી. પણ આ લડાઈમાં તમારી એક આંખ જવાથી, અને મારે એક પગ નહિ હોવાથી, આપણા બન્નેમાં જે બેડોળપણું આવ્યું છે, તે જોઈને મને મનમાં ને મનમાં વિચાર આવ્યો કે રાજ્યસમૃદ્ધિમાં એવું તે શું છે કે જેથી રાજાઓ અભિમાની બની જાય છે ? શરીરને સુરૂપ ને ઘાટીલું કરનાર તો માત્ર એક ઈશ્વર છે. પોતાના શરીરના ઘાટમાંથી રાજાઓ રૂપ વધારવાનું શું અભિમાન લેતા હશે ? આપણી રાજાઓની આવી મૂર્ખાઈ પર મને હસવું આવે છે !'




**રેડીઅમ** અતિશય કીમતી ધાતુ છે. સોના કરતાં પણ કીમતી. ઘણુંખરું તે દવાના ઉપયોગમાં આવે છે. એ સિવાય એવી કેટલીક ઘડીઆળો આવે છે કે જેમાં અંધારે પણ વખત જોઈ શકાય. એના આંકડા તથા કાંટા અંધારામાં ચમકતા હોય છે. એ આંકડા તથા કાંટાઓ ઉપર રેડીઅમ લગાડેલું હોવાથી તે ચમકે છે.

**ફુલોમાં વાસ હોવાનું કારણ** એ છે કે ફુલો પૃથ્વીમાંથી ઉગે છે; અને પૃથ્વીનો ગુણ ગંધ છે. ફુલ ઉગે છે ત્યારે તે એક જાતનું તેલ ઉત્પન્ન કરે છે એ તેલમાં દરેક ફુલના ગુણ પ્રમાણેની વાસ હોય છે. એ સુગન્ધ, રોપાઓને પોષણ આપે એવાં જંતુઓને આકર્ષે છે અને નુકસાનકારક જંતુઓને પાસે આવતાં અટકાવે છે.

**પહેલવહેલી ઘોડાની ટ્રામગાડી** ઇ. સ. ૧૮૬૦માં મિ. ટ્રેઇન નામના માણસે ન્યુયોર્કમાં ચલાવી.

**ધરતીકંપ થવા વિષે** ઘણી માન્યતાઓ છે: પૃથ્વીની અંદરનો ઓગળેલા ખડકોનો રસ (લાવા) જ્યારે બહુ ગરમ થાય છે ત્યારે પૃથ્વીના પાતળા પડને ધક્કા મારી હચમચાવે છે. બીજી માન્યતા એવી છે કે પૃથ્વીનાં પડો ઠરાં પડે છે ત્યારે સંકોચાઈ જાય છે તેથી ધરતી ધ્રુજે છે. ત્રીજી માન્યતા એવી છે કે દરીઆનું પાણી લાવા નામના રસ સાથે ભળવાથી સમુદ્રની અપાર ઠંડી વરાળ ઉત્પન્ન થાય છે તેથી ધરતી ધ્રુજે છે. પુરાણની કથા એવી છે કે પૃથ્વી શેષનાગની ફેણ ઉપર રહી છે. શેષનાગને ભાર લાગે ને ફણુગાર ફેણ હલાવે તેથી ધરતીકંપ થાય છે !

**પાણીનું ટીપું ગોળ હોવાનું કારણ** ગુરૂત્વમધ્યબિન્દુનો નિયમ છે. સૃષ્ટિના એ નિયમને અનુસારે બધી વસ્તુઓ મધ્યબિન્દુ તરફ આકર્ષાય છે. એક દાખલો લઈએ. કોઈ મદારીનો ખેલ થતો હોય કે કોઈ નવાઈ જેવી વસ્તુ જોવાની હોય ત્યારે લોકો ટોળે મળે છે. એ ટોળું કેવા આકારનું હોય છે ? ગોળ જ. કારણકે જોવાની વસ્તુ ચારે તરફથી લોકોને પોતા તરફ ખેંચે છે. એ ટોળું ચોરસ, ત્રિકોણ કે લંબગોળ નથી હોતું તેનું એ જ કારણ છે. ટોળામાં દરેક માણસ એ જોવાની વસ્તુ (મધ્યબિન્દુ) તરફ જોરથી આકર્ષાય છે, અને તેથી ટોળું સહજ જ ગોળ બની જાય છે. એ જ પ્રમાણે પાણીના ટીપાનું પણ સમજવું. પાણીનું ટીપું પાણીનાં અસંખ્ય નાનાં નાનાં અણુઓનું બનેલું છે. એ અણુઓ ગુરૂત્વમધ્યબિન્દુના નિયમ અનુસાર એકબીજાને વળગીને જોડાએલાં છે, તેથી તેનો આકાર ગોળ છે.

### નવા સવાલ

માસિકો અને પુસ્તકોમાં જે રંગીન ચિત્રો આવે છે તે કેમ છપાતાં હશે ?

એકથી દસ સુધીના અંક તથા કક્કો બારાખડી પહેલાં કોણે શોધી કાઢ્યાં ?

નકશો બનાવવાની શોધ પહેલવહેલી કોણે કરી ?

બી વાવવાથી ઝાડ કેવી રીતે ઉગતું હશે ?

સૂર્યની ગરમી સવારસાંજ ઓછી ને બપોરે કેમ વધારે લાગતી હશે ?

સૂર્ય ઉગતી ને આથમતી વખતે રતો કેમ દેખાય છે?



ચિત્રકાર: રવિશંકર પંડિત

પગને બાઝેલી વાઘણને તેણે ગળચી ઝાલીને છોડાવી, અને ધક્કો મારી પછાડી પોતે પણ ઉપર જ પડ્યો. —જુઓ પાનું ૩૩૪

[ અનુસંધાન પૃષ્ઠ ૩૨૯ થી ચાલુ ]

ગણવાનું તો આજે શાંત સત્યાગ્રહનો ઉપદેશ કરતાં જાહેર જીવનમાં તેઓ વારંવાર સૌને કહે છે પણ જેમણે તેમના જીવનનો એકે દિવસ પણ જોયો છે તે જોઈ શકે કે તેમના જીવનનો સાર એમાં જ આવી જાય છે.

ઘણાં વરસની વાત છે. ત્યારે રેંકની સાથેના અનુસંધાનના સાધન તરીકે રેંટીઓ ઉત્પન્ન થયો હતો;—એટલે રેંટીઆનો પ્રચાર ગાંધીજીએ શરૂ કર્યો ન હતો. અમે પટનાથી દિલ્લી જતા હતા. મોગલસરાઇ સ્ટેશન ઉપર ટીકીટ બદલાવવાની હતી. અતિશય ટાઢના દિવસો, એટલે મેં ગરમ પાટલુન અને ઓવરકોટ પહેરેલાં હતાં. પાટલુન પહેરતાં મેં રજા પણ લીધેલી. સ્ટેશન આવ્યું એટલે ઉતરીને હું ટીકીટ બદલાવવા ગયો, ને તરત બદલાવી લઇ આવ્યો. ગાંધીજીએ પુછ્યું, ' આટલી વારમાં ? તમે કોની પાસેથી લઇ આવ્યા ?' મેં ખુલાસો કર્યો. જરા વિચારમાં પડીને કહે, ' તમે અંગ્રેજીમાં વાત કરેલી કે હિન્દીમાં?' મેં કહ્યું, 'અંગ્રેજીમાં.' થઈ રહ્યું. વિષાદયુક્ત વાગ્ધારા ચાલી: ' હું જાણતો જ હતો. ઓવરકોટ અને પાટલુનનો ભભકો તો ખરો જ, અને તેમાં વળી અંગ્રેજીમાં વાત કરો એટલે પુછવું જ શું? પેલો અંબાઇને ટીકીટ આપે એમાં નવાઇ શેની ? પણ તમને ખબર નથી કે કોઈ મારા જેવો ગરીબડો ગાય જેવો ટીકીટ લેવા જાય તો તેને અર્ધો અર્ધો કલાક રોકે છે, અને ઘણીવાર તેમની ગાડી જાય છે ? તમારે સમજવું જ જોઇએ કે આપણે ત્રીજા વર્ગમાં ફરીએ છીએ તે ગરીબનાં દુઃખો અને હાડમારી જોવા, તેમની હાડમારીના સાથી થવા અને તેના ઉપાયો શોધવા. આપણે ગરીબની જેમ વર્તીએ, ગરીબની ભાષામાં બોલીએ તો પેલા આપણી સાથે, ગરીબની જોડે જેવી બેજવાબ રીતે વર્તે છે તેવી રીતે જ વર્તે; અને તેમ થાય એટલે આપણે તેમને ઠેકાણે આણી ભવિષ્યમાં ગરીબોની સાથે સરખી રીતે વર્તતાં શીખવીએ.' આ સાત વર્ષ ઉપર બનેલા પ્રસંગના ભણકારા હજી સુધી મારા કાનમાં વાગે છે, અને હવે તેમની અનેક પ્રવૃત્તિમાં એ પુરાણી ગરીબનિવાજ વૃત્તિ લાગુ પાડવામાં આવતી જોઉં છું.

બીજો એક પ્રસંગ આ જ સ્થાને યાદ આવે છે. આંચા સ્ટેશન ઉપરથી તુંદલા જવા માટે રાત્રે એક વાગે ગાડી ઉપડે છે. મે મહીનાનો દહાડો એટલે ગરમીનું તો પુછવું જ શું ? ગાંધીજી સુતા હતા અને હું પંખો નાખતો હતો. પંખાએ તેમને ઉંઘ આવતી હતી એમ નહિ, પણ મને સેવાનો સંતોષ મળતો હતો. પંખો નાખતાં નાખતાં મારી આંખ ઢળી ગઇ, અને પંખો ક્યારે હાથમાંથી પડી ગયો તેની ખબર ન રહી. પણ વચ્ચે આંખ ઉઘડી તો જોયું કે ગાંધીજી મને પંખો નાખતા હતા ! આપણે સેવક બનવાનો દાવો ગમે તેટલો કરીએ, પણ આદર્શ સેવક હોવાનો તેમનો દાવો કોણ ખુંચવી લઇ શકે એમ છે ? આજે ભયંકર માંદગીમાંથી ઉભા થઈ, શરીરની ઘણી અશક્તિ છતાં પણ સાજા માણસના કરતાં અનેકગણું કામ કરીને, આશ્રમમાં જે કોઇ બીમાર હોય તેની પાસે પહોંચી જઇ, તેને બે મીઠા શબ્દો કહી, અને પોતાનું અપ્રતિમ હાસ્ય હસી, તેનું દુઃખ ઓછું કરતા તો તેમને અનેક જણે જોયા છે.

અનેક ત્રિતાપથી દાઝેલા આ દેશના અને પરદેશના માણસો તેમને લાંબા કાગળો લખી પોતાનાં દુઃખ રડે છે. તેમને સૌને પોતાને હાથે કાગળ લખીને આશ્વાસન આપવાનો તેઓ પ્રયત્ન કરે છે. એકવાર એવો પત્ર પોતે લખ્યો અને મને ટપાલમાં નાખવા આપ્યો. એ કાગળ લઇને મેં ખીસામાં મુક્યો. તુરત જ ટ્રેનમાં બેસવાનું હતું. ટ્રેનમાં બેસી કોઇ મોટે સ્ટેશને તે નાખી દઇશ એમ કરીને તે પત્ર મેં મારા ગજવામાં રાખી મુક્યો હતો. રસ્તામાં તેમણે પુછ્યું, ' પેલો પત્ર નાખી દીધો કે ?' 'ના' સાંભળતાંની સાથે જ તેઓ અધીરા થયા: ' એ પત્ર અમુક કલાક વહેલો ટપાલમાં પડી શકતો હતો છતાં તમે કેમ રહેવા દીધો ? તમને ખબર નથી કે મેં એ હાથે લખેલો, અને તરત જ નાખવાનો હતો ? એ લખ્યો તે વેળા જે ભાવથી લખેલો તે ભાવની અસર એ કાગળ તમારી પાસે પડી રહેવાથી ઓછી થઇ ગઇ. એ કાગળ જેને લખ્યો છે તેને મોડો મળે તો

તો તમને શી સજા કરવી એ સુઝતું જ નથી. દરેક વસ્તુ વિચારપૂર્વક જ થાય છે, અને વિચારમાત્રમાં બળ રહેલું છે. એટલે કાગળો નાખવામાં પણ મારી સાથે તમે સમય ન સાચવો તે ન ચાલે.' એમ કહી નિયમિતતાની ઉપર મને મોટું વ્યાખ્યાન આપ્યું, અને કહ્યું, 'તન્મયતા અને નિયમિતતા જેવા નાના પાઠો શીખો તોપણ ઘણું છે.'

ગાંધીજી એક પણ વસ્તુ તન્મયતા વિના કરતા હોય એવું મારી જાણમાં નથી. એનું એક દૃષ્ટાન્ત આપું. ગોરખપુરમાં એક જંગી સભા હતી. એવી જંગી સભા મેં કદિ નથી જોઈ. લાખ માણસની મેદની જામી હતી. ગાંધીજી પહેલાં શૌકતઅલી, મહમદઅલી કે કિચલુ, કોનું ભાષણ ચાલતું હતું તે મને યાદ નથી. કોલાહલ ખુબ મચી રહ્યો હતો. તે વખતે ગાંધીજી 'યંગ ઇન્ડીઆ' માટે એક અદ્‌ભુત લેખ લખી રહ્યા હતા. કોલાહલથી, કે પાંચ મીનીટ પછી પોતાને બોલવું પડશે એ વિચારથી એમની તન્મયતામાં જરા પણ ખલેલ પહોંચતી નહોતી. ગાંધીજી કહે છે કે 'તન્મયતા વિના મેં કંઈ કામ કર્યું નથી.' આમ જેમની પ્રવૃત્તિમાત્ર વિચારમય છે, અને જેમનું એક કાર્ય પણ હેતુ વિના થતું નથી તેમના જીવનનો એક દિવસ લઇને દિવસના એક એક કાર્ય ઉપર મોટાં વાર્તિક રચી શકાય એમ છે. હું એ ગાવા બેસું તેના કરતાં જે અસંખ્ય જણો તેમના જરા સરખા પણ સંપર્કમાં આવ્યા છે તેઓ પોતપોતાના અનુભવમાં આવેલા પ્રસંગો સાચવે તો યે બસ છે.

જાગૃત ચિંતન અને વિચારપૂર્વક ઘડેલા પોતાના જીવનને જેઓ ચમત્કાર માને તેમને વિષે ગાંધીજીને સખત ચીડ છે. ચમત્કાર જેવી કોઈ વસ્તુ નથી, નસીબ જેવી કોઈ વસ્તુ નથી એમ વારંવાર તેઓ કહે છે. પોતાના જીવનને વિચારપૂર્વક ઘડવાની ક્રિયાને તેઓ અનેકવાર અનેક ઉપમાઓ આપે છે. કદિ કહે, 'મારી તો પ્રસવવેદના ચાલી રહી છે. એ વેદના પુરેપુરી સહન કર્યા પછી જ સત્કાર્ય સંતતિનો જન્મ થશે;' તો કદિ કહે, 'મારૂં તો ચીતારાના' જેવું કામ છે. ચીતારો થોડો જ કોઇને પુછવા જાય છે કે હવે ક્યાં લસરકો મારૂં? એ તો હરેક ઘડીએ પોતાની શક્તિ અને મતિ પ્રમાણે પીંછી લગાવ્યા જ કરે છે, અને આખરે સંપૂર્ણ ચિત્ર તૈયાર કરીને જગત આગળ તે મુકે છે.'

અનેકવાર માણસોને હતાશ થતા જોઇને તેમણે કહ્યું છે, 'મેં મારી અપૂર્ણતાઓને જીતવાનો કેટલો પ્રયત્ન કર્યો છે તેની તમને ખબર નથી. હજી મારામાં અપાર અપૂર્ણતા ભરેલી છે.' એકવાર પોતાની બાળકાળની કથા કહેતાં કહે, 'આજે મારામાં તમે જે નિર્ભયતા જુઓ છો તે નિર્ભયતા લઇને જ હું જન્મ્યો હતો શું? એ નીડરતા હું ૨૭ વર્ષનો હતો ત્યાં સુધી તો મારામાં ક્યાંયે નહોતી. ત્યારે તો હું બારે ડરકણ હતો. મને તો રાત્રે ઘરમાં દીવા વિના ઉંઘ ન આવતી. બહાર જતાં કોઈ સાથે ન હોય તો ઘરમાંથી પગલું મુકવાની હિમ્મત ન ચાલતી. મને ભુતપ્રેતની બીક લાગતી. વિલાયતમાં તો ચાર વર્ષમાં એક ઠેકાણે મેં ક્યાંય ભાષણ કર્યું હોય એમ યાદ નથી.'

એ ભીરુતાનો તેમણે કેટલે બધે અંશે નાશ કર્યો છે તે સૌ આજે જાણે છે. એ નાશ તેમણે સતત પ્રયત્નથી જ કર્યો. એમણે કદિ ચમત્કારનો ડોળ કર્યો નથી, દેવનો સંદેશો પોતાને મળેલો છે એવો પણ દાવો કર્યો નથી, પણ સતત પ્રયત્નથી જ પોતાની ઉન્નતિ સાધી છે. હજી તો તેઓ માને છે કે મારે પારાવાર તપ કરવું બાકી છે. સતત પ્રયત્નથી માણસ જેટલો ચડી શકે એટલો તેને તેઓ ચડાવવા માગે છે. મને જ્યારે જ્યારે નિરુત્સાહ થતો જોયો છે ત્યારે ત્યારે તેમણે કહ્યું છે કે 'માણસ નિરાશ થઇ શકે જ નહિ.' ગાંધીજીના જીવનમાંથી જ આ એક જ વસ્તુ—સતત પ્રયત્ન લઇ આપણે પોતાને ચડાવવા પ્રયત્ન કરીએ તોપણ આપણે ઘણું કર્યું કહેવાશે.

ગાંધીજી કહે છે કે 'જુઠું ન સહન કરવાની શક્તિ, અપમાન ન સહન કરવાની વૃત્તિ મારામાં મુળથી હતી. પ્રસંગ આવ્યે એ પ્રગટી નીકળી. ન ડગવાની, અને કર્યું છતું ને રાખવાની વૃત્તિ મારામાં બાળપણથી જ હતી એમ મને લાગે છે. મારા એક મોટાભાઇ સાથે

એકવાર કાંઈક વસ્તુઓ લેવા માટે પૈસા ચોરવાનું મન થયું. મોટાભાઈનાં હાથમાં સોનાની કડી હતી, તેમાંથી થોડું સોનું ઉખેડી તેને વટાવવા લઈ ગયા. પછી સંધ્યાકાળે મેં શી રીતે બતાવાય? એક નાનકડી ચિઠ્ઠી ઉપર બધું પાપ લખી કાઢ્યું, અને પિતાના હાથમાં એ ચિઠ્ઠી મૂકી દીધી. એકવાર માંસ ખાવાનું બન્યું તે પણ હું છાનું ન રાખી શક્યો એટલે જ મેં તે પ્રગટ કર્યું. એ છાનું ન રાખવાની વૃત્તિ પ્રથમથી જ છે. બાકી બીજી વિશેષતા કશી નથી. હું કાંઇ નીશાળમાં ભારે વિદ્યાર્થી હતો એમ ન સમજશો. એકાદ સ્કૉલરશિપ તો મને મળી હતી. પણ હું એવો એકલવાયો બેસી રહેતો, એવો ડરકણુ અને શરમાળ હતો કે બધા મને 'ઢ' જ માનતા. અને તે બરોબર હતું. મેં કાંઈ બહુ વાંચ્યું નથી. મારા કરતાં કદાચ તમે વધારે વાંચ્યું હશે.'

આ છેલ્લા વચનની સરળતામાં કટાક્ષ નહોતો જ, પણ મારી પોતાની સ્થિતિ જોઈને એ કટાક્ષરૂપે મેં મને લાગુ પાડ્યું. અનેક પુસ્તકો વાંચ્યા છતાં તેની કશી અસર જીવન ઉપર પડતી નથી, જ્યારે જીવન ઉપર અસર પાડવાને ખાતર જ ગાંધીજીએ પુસ્તકો વાંચ્યાં છે. રસ્કિનના જે પુસ્તકે ગાંધીજીના જીવનને ફેરવી નાખ્યું તે પુસ્તક ગાંધીજીના હાથમાં પહેલવહેલું મુકનાર માણસ જેવા પંદર વર્ષ ઉપર હતા તેવા ને તેવા જ આજે છે. ત્રીસ ત્રીસ વર્ષ ઉપર વાંચેલાં પુસ્તકો તેમના મનમાં એવાં રહી ગએલા છે કે તેનો ઉલ્લેખ તેઓ અણધાર્યે પ્રસંગે અને અણધારી રીતે કરે છે. એકવાર ગાંધીજી કલકત્તામાં સમાજસુધારા પરિષદ્‌ના પ્રમુખ તરીકેનું પોતાનું ભાષણ લખાવતા હતા. ભાષણમાં એક વાક્ય આવ્યું, 'આપણે એવી રીતે સેવા કરીએ કે જમણે હાથે જે કરીએ છીએ તેની ડાબાને ખબર પણ ન પડે; ત્યારે જ તે ઉત્તમ સેવા કહેવાય. સર ગિબીના કાર્યની ભારે અસર થઇ, કારણ તેની કોઇને ખબર નહોતી.' મેં પુછ્યું, 'એ સર ગિબી કોણ?' ત્રીસ વર્ષ ઉપર વિલાયતમાં એ નામની એક નવલકથા એમના હાથમાં આવેલી. તેમણે એક દિવસમાં એ પુરી કરીને છોડી. એ વાંચ્યાની વાત એમણે ખુબ આનંદથી મને કહી સંભળાવી. વિલાયતનાં પાયખાનાં તો અહીંનાં પાયખાનાં કરતાં અનેકગણાં સ્વચ્છ હોય છે. લંડનની કોઇ હૉટેલના પાયખાનામાં પોણો કલાક બેસીને એ પુસ્તક એમણે વાંચેલું. મને કહે, 'મુંગી સેવાનું માહાત્મ્ય ગાનાર એ એક સુંદર નવલકથા છે.'

ભગવદ્‌ગીતા તો તેમણે સેંકડો વાર વાંચી હશે. પણ બાઇબલ અનેક વર્ષ ઉપર વાંચ્યા પછી પાછું વાંચ્યું હોય કે નહિ તેની ખબર નથી. પણ એકવાર મારે બાઇબલમાંથી કેટલાક ઉત્તમ ફકરા જોઇતા હતા. એ માટે હું બાઈ એંડ્રુઝ પાસે ગયો. તેમણે મને કહ્યું, 'બાપુ એ ફકરા જેટલા જલદીથી બતાવશે તેટલા જલદીથી બીજું કોઇ નહિ બતાવે!' આજે જે જીવનની પવિત્રતા જોઇને ખ્રિસ્તીઓ હેરત પામે છે, અને ગાંધીજી ઉત્તમોત્તમ ખ્રિસ્તી છે એમ અભિમાનપૂર્વક કહે છે તેની કુંચી ગાંધીજીના અપાર સંકલ્પબળમાં તો છે જ, પણ તેમના આદર્શ વિદ્યાર્થીજીવનમાં પણ છે. તેમણે ઉત્તમ એવું કશું જ નથી વાંચ્યું કે જે તેમણે પોતાના જીવનની સાથે વણી ન લીધું હોય. *જેટલી સરળતાથી તેમની વાણીમાં સહજ* ભાવે બાઇબલનાં વચનો આવે છે, તેટલી જ સહજતાથી બાઇબલનું ઉપદેશામૃત તેમની કૃતિમાં ઉતરેલું આપણે જોઈ શકીએ છીએ. 'તારો જમણો હાથ તને આડે આવે તો તેને તોડી નાખ; તારી આંખ તને અણખત કરે તો તેને ફોડી નાખ,' એ બાઇબલનાં વચનોનો પ્રખર પ્રાયશ્ચિત્તભાવ એમના જીવનમાં જેટલો ઉતરેલો જોઇએ છીએ તેટલો ભાગ્યે જ ક્યાંય જોઇશું.

પ્રાયશ્ચિત્તભાવની વાત કરતાં પોતાના વિશેની તેમની પરીક્ષાની વાત પણ કહી દઉં. એ પરીક્ષા ભારે આકરી છે. ઘણીવાર એ જ પરીક્ષા તેઓ બીજાને લાગુ પાડે છે, અને બીજા ઉણા ઉતરે છે એટલે તેમને ગાંધીજીની ઉગ્રતા અસહ્ય લાગે છે. જેલમાંથી આવ્યા પછી પોતાની પાછળ થએલી અવ્યવસ્થા સમારવાનું તેમણે શરૂ કર્યું, તેમાં તેમને આકરા

ઉપાયો લેવા પડ્યા, તે ઉપાયોનો અનર્થ થયો, અને ઉપાય વ્યાધિના કરતાં પણ વધારે વસમો નીવડ્યો. એટલે પોતાના તત્ત્વની અને જીવનની બધી પ્રખરતા આજે તેમણે સમેટી લીધી છે. ઘણાને એ વસ્તુ પણ આશ્ચર્યકારક લાગે છે, પણ જેઓ એમનું ખાનગી જીવન જાણે છે, ખાનગી જીવનમાં પણ અનેકવાર 'હાર' માનીને તેમણે પ્રેમની અમોઘ ઔષધી લાગુ પાડી છે એવો જેને અનુભવ છે, તેમને જાહેરમાં સ્વીકારેલી એ 'હાર' આશ્ચર્યકારક નહિ લાગે. અનેકવાર તેમના મનની ગતિની સાથે આપણી ગતિ નથી ચાલી શકતી. છતાં થોડે વિચારે સમજાય છે કે જે એક જ વસ્તુ એમના જીવનનો ધર્મ થઇ પડેલી છે—જે પ્રેમની એમને 'સહજ સમાધિ' થએલી છે તે પ્રેમમાં જ તેમની નાની અને મોટી પ્રત્યેક કૃતિની કુંચી મળી આવે છે.

એ પ્રેમથી જ તેઓ વારંવાર હતાશોને ધીરજ આપવા માટે કહે છે, 'તમે નબળા છો તેમાં તમારો વાંક નથી. મારી નબળાઇનો તમારામાં પડઘો પડે છે. હું નિર્વિકારી હોઉં તો તમે નિર્વિકારી થાઓને? અહિંસાને હરેક ક્ષણ ભજતો હોવા છતાં અનેકવાર મારાથી ક્રોધ થઈ જાય છે; બ્રહ્મચર્ય પ્રયત્ને પળાય છે, અને સૂક્ષ્મ રૂપે પળાવાનું તો હજુ બાકી છે. આજે સત્યનું આચરણ જેટલું અનાયાસે થાય છે તેટલું બ્રહ્મચર્યનું આચરણ અનાયાસે થતું હોય તો મારી આસપાસના તમે સૌ પણ એ જ દશા ભોગવો.'

ગાંધીજી નિર્વિકારી થશે ત્યારે તેની આસપાસના કેટલા નિર્વિકારી થઈ શકશે તે તો નહિ કહી શકાય; કદાચ ભાગ્યે જ કોઈ થાય એવું વચન અંતરમાંથી નીકળી જાય છે. પણ તેમના જીવનમાંથી નીકળતા આશાના અમર સંદેશનો જો ઇનકાર કરીએ તો તો તેમનું જીવન જાણ્યું અને જોયું મિથ્યા થાય. એ જોવાનું અને જાણવાનું જેમને મળ્યું તે સૌ ધન્યભાગ્ય છે. એવા અનેક ધન્યભાગ્ય જીવોની સાથે આ દીન લેખકનું શિર પણ એ પ્રેમળ જ્યોતિના સ્મરણમાં નમે છે, અને સહજ ભાવે ઉદ્‌ગાર નીકળી જાય છેઃ

'ઓ અકૂલેર કૂલ, ઓ અગતિર ગતિ;
ઓ અનાથેર નાથ, ઓ પતિતેર પતિઃ
ઓ નયનેર આલો, ઓ રસનાર મધુ;
ઓ રતનેર હાર, ઓ પરાનેર બંધુ.'

મહાદેવ હરિભાઈ દેસાઈ










## નવાં ગીતો

લખનારઃ ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ; પ્રકાશક, નવજીવન પ્રકાશન મન્દિર, અમદાવાદ. કીંમત ત્રણ આના

વાડીમાં કોઇ નવો ઉગતો ફુલ-છોડ જોઇ માળીને જેટલો હર્ષ થાય તેટલો હર્ષ અમને ભાઈ ત્રિભુવનનાં આ 'નવાં ગીતો' દેખીને થયો છે.

'નવજીવન'માં પ્રગટ થએલા 'રતનબાનો ગરબો' અને 'નહિ નમશે, નહિ નમશે' એ બે રાસાથી ભાઇ ત્રિભુવન જાહેર અને જાણીતા થયા. ત્યાર પછી પ્રથમ 'શીઆળો' કાવ્યથી 'કુમાર'માં શરૂ થએલી અને હજી નિયમિત પ્રગટ થતી એમની કાવ્ય-માળાથી તો એ 'કુદરતના કવિ' તરીકે સિદ્ધ થયા છે.

'નવાં ગીતો' સાચે જ 'ગીતો' છે. એ સઘળાં અમુક રાગમાં ગાઇ શકાય છે. કેટલાંક કટાવમાં બન્યાં છે; કેટલાંક કાઠીઆવાડી ઢાળમાં થયાં છે; અને બીજાં ઘણાંક તો એક સુંદર 'નવીન ધુન'થી દખાયાં છે. 'નવાં ગીતો' જોકે બાળકો માટે છે, તોપણ એમાંનો મોટો ભાગ તો કૈશોરને યોગ્ય છે.

ભાઇ ત્રિભુવન સાચા કવિ છે. કુદરત અને કલ્પના એ બે સાચા કવિનાં અંગો છે, અને એ બન્ને 'નવાં ગીતો'ના લખનારમાં સુંદર રીતે ખીલેલાં છે. પ્રભાતનું મધુર ગાન રેલવવા જેમ ચંડોળ પક્ષી આભમાં ચડે, તેવા જ આ 'નવાં ગીતો'ના કવિ અમને લાગે છે.

પણ પ્રકાશન મન્દિરે આ 'નવાં ગીતો'માં 'ટ્રેન', 'ગોરો', 'નગારું', 'ભારતનિશાન' અને 'દેશગીત' એવાં ગીત ન લીધાં હોત—અથવા જુદાં છપાવ્યાં હોત તો કવિના કવિત્વને વધુ ન્યાય મળવા સંભવ હતો. અથવા લખનાર ભાઇએ પોતે જ ગીતોની પાનગીઓ વીણીચુંટીને આપી હોત તો સારૂં હતું.

જે 'ગોરો'ના ગીતનાં વખાણ થયાં છે તે અમને ખાસ ખુંચ્યું છે. ગોરાના અવગુણ અને નરી દુષ્ટતા ગાવામાં કુમારો આનંદ લે એમાં નથી ક્ષમા, નથી સુજનતા કે નથી કવિતા. અંગ્રેજ જાત માટે આવો ખોટો મત બાંધી કુમળી પ્રજા મન બગાડે એ પાપ છે. ભાઇ જુગતરામ આ 'માર્મિક ગીત'ની વાહવાહ કેમ કરાવે છે અને એવા જ બીજા વિષયો કેમ સુચવે છે એ અમારાથી સમજાતું નથી. એવાં ગીતોમાં કાવ્યનો સાચો આત્મા તો નથી જ.

'ચેહ'માં સંગીત અને ભાવનો સરસ મેળ છે કુદરતમાં જીવન અને ઇશ્વરનાં દર્શન થાય છે એમ કવિ ઠેરઠેર બતાવે છે. જુઓ 'ધોધ'ના ગીતમાંઃ

'હેઠાં હરખે હજારે
જાણે ઇશ્વર નજરે તરે!
કુદરતના એ આપે બોધ,
ધમધમતા જંગલના ધોધ.'

'મધરાત'ની પહેલી કડીની કેટલી ભવ્ય છે!

'રવિ શશીને પકડી પાડી,
ઉજ્જ્વળ અંબર ખેંચી લી
કલમ કરી કંઈ કાળાં રંગી,
વિશ્વ સકળ પર ઢાંકી દીધાં
પહેર્યું જગતને ધારણ ઘોર,
અંધારી મધરાત અષો

'નવાં ગીતો'ની ચોપડી આમ નાની, સોંઘી અને સાદા દેખાવની પણ સાથેસાથે તે અતિશય સરસ

આવા 'કુદરતના કવિ'ની પહે ઓળખાણ 'કુમાર' પોતાના વાં નારાઓને કરાવવા ભાગ્યશાળી થયું એ અમારે માટે આનંદની વાત છે.

ગુજરાતનું કૌમાર આ કવિની ત એમની કવિતાની વધુ ઓળખાણ રાખે એ ખરે જ ઇચ્છવાજોગ છે.

### સ્વીકાર

મહાન નેપોલીઅનઃ પ્રકાશ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ, કીંમત રૂા. ત્રણ

સ્વામી રામતીર્થ ગ્રંથ કજોઃ પ્રકાશક ઉપર પ્રમાણે, કીંમત રૂા. બે; અમદાવાદ બહાર રૂા. સવા બે.

સ્વામી વિવેકાનન્દ જીવનચરિ (ભાગ ૧) તથા વિવેકાનન્દ વચનામૃત લેખક અને પ્રકાશક, ડાહ્યાભાઈ રામચન્દ્ર મહેતા, અમદાવાદ.

શેરને માથે સવાશેર (એક ગમ્મત નાટિકા): લખનાર, 'ગાઇ પશુ'; ગુજરાત નૂતન કાર્યાલય, રહીમતુલ્લા બિલ્ડિંગ, પિકેટ રોડ, મુંબઈ નં. ૨ કીં. આને રૂા. ૦ા; આવતી કાલે રૂા. ગા.

હૃદયરણકારઃ લેખક અને પ્રકાશક, રમણિક ર. મહેતા, સાદરા. કીંમત ચાર આના.



# આકાશદર્શન દષ્ટિ સાતમી

**દેવયાની ભાદ્રપદા અને યામમત્સ્ય**

ભાદરવાની અમાસઃ સૂર્યોદય ૬ ક. ૩૧ મી.; સૂર્યાસ્ત ૬ ક. ૨૯ મી.

'દેવયાની' સપ્તર્ષિના જેટલી જ અગત્યની છે, કારણકે જ્યારે સપ્તર્ષિ દેખાતા નથી ત્યારે ઘણી વખત દેવયાની દેખાય છે. ધ્રુવની જે બાજુએ સપ્તર્ષિ છે તેની લગભગ સામી બાજુએ દેવયાની છે. (જુઓ આ કૉલમ નીચેનું ચિત્ર.) ધ્રુવથી દેવયાનીનું અંતર પણ ધ્રુવથી સપ્તર્ષિના અંતર જેટલું જ લગભગ છે. જ્યારે સપ્તર્ષિ આથમવાની તૈયારી કરતા હોય છે ત્યારે દેવયાની તરતની જ આખી ઉગી નીકળેલી હોય છે. એ વખતનો દેખાવ બહુ રમણીય લાગે છે. આ દેખાવ અમાસને દિને લગભગ સૂર્યાસ્ત વખતે થતો હોવાથી તે જોવા માટે વધારે સારા દિવસો ભાદરવા વદની શરૂઆતના છે. આ દિવસોમાં સૂર્યાસ્ત પછી લગભગ એક કલાકે આ દેખાવ જોઇ શકાશે. મેળાઓમાં 'ફજેતશાળકા' હોય છે, તેમાં એક જાત એવી હોય છે કે તેની બેઠકો ગાડીના પૈડાની પેઠે ઉપરનીચે ગયાં કરે છે. જાણે ધ્રુવ આવા એક ફાળકાની ધરી છે (જે સ્થિર રહે છે), અને સપ્તર્ષિ તથા દેવયાની ફાળકાની લગભગ સામસામેની બે બેઠકો છે. જેમ જેમ સપ્તર્ષિ નીચે જતા જાય છે, તેમ તેમ દેવયાની ઉપર આવતી જાય છે. દેવયાનીમાં પાંચ તારા છે અને તેમને જોડવાથી અંગ્રેજી અક્ષર W જેવો આકાર થાય છે. આ W માં ઉત્તર તરફ જે બે ખુણાઓ થાય છે તે દરેકના સરખા બે ભાગ કરનારી એવી બે સીધી લીટીઓ દોરીએ તો તેઓ ધ્રુવમાં જઇને મળે. દેવયાની પરથી ધ્રુવ શોધવાની આ રીત છે.

દેવયાનીના છેવટના પશ્ચિમ તરફના તારાને ધ્રુવ સાથે જોડનારી લીટીને દક્ષિણ તરફ લંબાવીએ તો તે લીટી બે ચળકતા તારામાં થઇને જશે. આ બે તારાની પશ્ચિમે આવેલા તેવા જ બીજા બે ચળકતા તારા મળીને એક લગભગ ચોરસ આકાર થાય છે. આ ચોરસને 'ભાદ્રપદા' કહે છે. (જુઓ આ કૉલમ નીચેનું ચિત્ર.) પશ્ચિમ તરફના બે તારા તે 'પૂર્વા ભાદ્રપદા' અને પૂર્વ તરફના બે તારા તે 'ઉત્તરા ભાદ્રપદા'. પૂર્વા ભાદ્રપદાના બે તારાને જોડનારી લીટીને ઉત્તર તરફ લંબાવીએ તો તે ધ્રુવમાં થઇને જશે; અને તે જ લીટીને દક્ષિણ તરફ લંબાવીએ તો તે એક અત્યંત તેજસ્વી તારામાં થઇને જશે. આ તારો યામ એટલે દક્ષિણ દિશામાં હોવાથી તેને 'યામમત્સ્ય' કહે છે. તે પહેલા મહત્ત્વ (દરજ્જા)નો તારો છે. તેનું યામ્યોત્તર રાતના ૧૦ ક. ૨૪ મીનીટે અને અસ્ત રાતના ૩ ક. ૨૮ મીનીટે થશે. ઉદય દિવસના હોવાથી દેખાશે નહિ.

**હરિહર ભટ્ટ**








# માધુકરી

## સાકરીઆ સ્વામી

સાકરીઆ સ્વામીનો આશ્રમ ચાંદોદમાં હતો. એમનું મુળ નામ વિશ્વેશ્વરાનન્દ સ્વામી. ઉમર સાઠેકની હશે. ગોર ઉજળું ભારેખમ શરીર, હસમુખો, શાન્તિમય ચહેરો, ભગવાં વસ્ત્રોથી શોભાયમાન દેહ, માથું મુંડાવેલું, હાથમાં દંડ અને ખાંધે ભારી સાકરથી ભરેલી એક ઝોળી.

જુવાનીમાં સત્તાવનના બળવા વખતે એમણે ઝાંસીની પ્રખ્યાત રાણી લક્ષ્મીબાઇના હાથ તળે એક અંગ્રેજ ટુકડીની સાથે જંગ ખેલેલો. રાણીજીના છેલ્લા દિવસો વિષે અનેક વાતો, પ્રસંગો એમને મોઢેથી સાંભળવા મળે. મહારાણીના મરણ પછી પોતાને હાથે એમનો પવિત્ર દેહ ચિતા પર મુકી, અગ્નિસંસ્કાર કરી હૃદયની બળતરામાં એમણે સંન્યાસ લીધેલો.

નાનાં મોટાં, સ્ત્રી પુરુષ સૌ કોઇને સાકર ખાવા આપવાની એમને એક ધુન લાગેલી, અને તેને લીધે જ એમને લોકો 'સાકરીઆ સ્વામી' કહેતા. એમના મઠનો વાર્ષિક ખર્ચ માત્ર રૂપીઆ બાર હજાર હતો ! સ્વામીજી એકાદ વાર રૂપીઆની ઉઘરાણીએ નીકળતા. કોઈ શેઠીઆને ત્યાં ચડાઇ કરી ગમે તેમ પૈસા કઢાવી લેતા. પછી આશ્રમે આવી મહા મહેનતે કઢાવેલો પૈસો બે દિવસમાં જ એકાદ મોટો ભોજન-સમારંભ કરી નાનામોટાંને ખવડાવી દેવામાં વાપરી નાખતા ! એ દિવસમાં એમના આશ્રમને રસ્તે થઇને નીકળનાર કોઇની યે મગદુર નહિ (પછી તે મોટો રાજા હોય કે શહેનશાહજાદો હોય) કે તેમની પાસેથી મીઠાઇ ખાધા સિવાય નાસીને છુટી જઈ શકે. કોઈ છુટવાનો પ્રયત્ન કરે તો બાવાજી તેમને પકડી, ગિરફતાર કરી આશ્રમમાં ગોંધી રાખતા. આટલી મહેનત કરી, દુઃખ વેઠી આ પૈસો ભેગો કરવો શો, અને તેને આ પ્રમાણે બે દિવસમાં ઉડાવી દેવો શો ? એક ભગવાને જાણે એનો અર્થ, અને બીજો જાણે એ અદ્ભુત મનુષ્યનો અંતરાત્મા ! તે પછી રોજના દસ પંદર સાધુસંતોની સેવા વગેરે મઠના ખરચ માટે જે જોઇતું તે અનાયાસે, વણમાગ્યું જ આવી મળી રહેતું.

(બાંગ્લાયુગનું બંગાળા)

## ગરીબ રેમિંગ્ટન

જેનું નામ દુનીઆના એક છેડાથી બીજા છેડા સુધી વિખ્યાત છે એવા એક યંત્રકારનું અવસાન થયું છે.

શેક્સપીઅર અને ન્યુટનનાં નામ જેટલાં જાણીતાં છે તેના કરતાં યે વધારે જાણીતાં નામ, જેમણે લોકોને જીવનમાં ઉપયોગી વસ્તુઓ આપી છે તેમનાં થયાં છે. સંસારનાં સુખ-સગવડ વધારવામાં તેઓનો ફાળો નજીવો નથી જ.

સ્વર્ગસ્થ એલીફાલેટ રેમિંગ્ટન જુવાનીમાં લુહારનાં હથીઆર બનાવતો. એક દિવસ એવો પણ આવ્યો કે જ્યારે દુનીઆભરમાં એની બંદુકની બનાવટ વખણાઈ. આમાં તે ધનવાન થઇ ગયો.

પણ રેમિંગ્ટને પોતાના ધનનું શું કર્યું ? તેણે કોઈ ઠાઠમાઠવાળો મહેલ ન બાંધ્યો, ઘરની આગબોટ ન કરી, કે યુરપની બાપદાબંધ સફર ન ઉડાવી. રેમિંગ્ટને મનથી માન્યું કે સાઇરેક્યુઝની વિદ્યાપીઠને સમૃદ્ધ કરવી. આથી તેણે પોતાનું ધન ખોબે ને ધોબે દાનમાં દેવા માંડ્યું. અંતે વિદ્યાપીઠના આચાર્યે કહ્યું કે દાતાએ પોતાને માટે કશું ધન બાકી રાખ્યું નથી. રેમિંગ્ટને ખરેખર કેળવણી પાછળ ભેખ લીધો હતો. એ શાન્ત માણસને પુસ્તકોનો પ્યાર હતો. વિદ્યાને એ પૂજતો અને ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરતો.

પણ સંજોગોએ એની પેઢી મુશ્કેલીમાં આવી પડી. બજારમાં બંદુકની નવી જાત દેખાઇ. રેમિંગ્ટનની બંદુક જુની ઢબની ગણાઇ. દેવાળું કાઢવાની અણી ઉપર વાત ગઈ. એની પેઢીએ બંદુકો બનાવવી મુકીને કોઇ નવી શોધ કાઢવાનો મનસુબો કર્યો. થોડા જ મહીનામાં દુનીઆની જીભે 'રેમિંગ્ટન ટાઇપ-રાઇટર'નું નામ ચડી ગયું. એના શુભચિંતકો આ ફક્કડ સંજોગ-ની ચડતી જોઇ આનંદ પામ્યા. રેમિંગ્ટનનું નામ દિન પ્રતિદિન પ્રખ્યાત થતું ગયું, અને દેશપરદેશનાં ગામગામડાંમાં રેમિંગ્ટન ટાઇપરાઇટર પહોંચ્યું. પરંતુ આવું ટાઇપરાઇટર

આ માસિક, અમદાવાદ, સારંગપુર, નવજીવન મુદ્રણાલયમાં તંત્રી રવિશંકર મહાશંકર રાવળે છાપી, કુમાર કાર્યાલય, ૪૪૮૦, રાયપુર, અમદાવાદમાંથી પ્રગટ કર્યું

# કુમાર

અંક ૧૦

ઉગતી પ્રજાનું માસિક



તમારાં શરીર અને મગજને માટે પૌષ્ટિક ખોરાકની જરૂર તો રહેવાની જ:
અને તરત જ તમને યાદ આવવાનું—પેલું ઘરઘરનું ગવાએલું પરિચિત નામ— ઝંડુ

ઝંડુની આયુર્વેદિક દવાઓ
ઝંડુનું મધુર પીણું દ્રાક્ષાસવ
ઝંડુના અવલેહો અને શરબતો——એ બધું યાદ આવવાનું.




ખાસ કરીને ઝંડુનું

# કેસરીજીવન

## મહારસાયન

કેસરીજીવન એટલે રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, પૌષ્ટિક ઔષધો મેળવી લીલાં રસદાર આમળાંનો બનાવેલો 'ચ્યવનપ્રાશ'.

અને ચ્યવનપ્રાશ એ કંઈ આ જમાનાની શોધ નથી; પણ પ્રાચીન આયુર્વેદિક રસાયન છે. આખા જગતની સર્વ વૈદિક પદ્ધતિઓમાં કોઈ પણ એવી નથી કે જેમાંથી ચ્યવનપ્રાશ કરતાં ગુણોમાં ચઢે એવી દવા હજી સુધી શોધાઈ હોય.

આ સુશોભિત અને સુવાસિત, સ્વાદિષ્ટ અને પૌષ્ટિક તથા નવજીવન આપનાર ખોરાકનું નિયમિત સેવન

* લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ અને તેજ, તથા દરેક ઇન્દ્રિયમાં ચેતન પુરે છે
* માંદાં કે સાજાં, નાનામોટાં, સ્ત્રીપુરુષ, નબળાં કે સબળાં—સૌકોઈ એનું સેવન કરી શકે છે.
* વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું પોષણ મળે છે.
* એના સ્વાદ કે ગુણોમાં ફેર ન પડે એવી ખાસ બનાવટની બરણીઓમાં સંઘરવામાં આવે છે; અને વેચવા માટે બીલોરી કાચના ખાસ પૉટમાં પૅક કરવામાં આવે છે.

## કેસરીજીવન ઝંડુનું જ મેળવવાનો આગ્રહ રાખો

પા રતલના પૉટનો રૂ. દોઢ; અરધા રતલના પૉટના રૂ. પોણાત્રણ: એક રતલના પૉટના રૂ. પાંચ.

કેસરીજીવન વિષેનું ખાસ માહીતીપત્ર અને આયુર્વેદિક દવાઓનું સુચિપત્ર મંગાવી જુઓ.

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કર્સ લિમિટેડ

કારખાનું: એલ્ફિન્સ્ટન રોડ, મુંબાઈ નં. ૧૩—દુકાન: જુની મહાજનવાડી, કાલબાદેવી, મુંબાઈ નં. ૨
અમદાવાદના એજન્ટ: ભોગીલાલ બ્રધર્સ, રીચીરોડ.

પુસ્તક પહેલું
અંક : ૧૦
વરસના રૂા. ૬




સંવત ૧૯૮૦
આસો
છ માસના રૂા. ૩

ઉગતી પ્રજાનું માસિક

તંત્રી : રવિશંકર રાવળ

કુમાર કાર્યાલય : ૪૪૮૦, રાયપુર : અમદાવાદ



આચાર્ય દેવો ભવ (ત્રિરંગી) મુખચિત્ર
આચાર્ય દેવો ભવ — દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર ૩૬૫
મિજલસ ૩૬૬
એકલવ્ય (નાટિકા) ૩૬૮
એકલવ્યની ગુરુદક્ષિણા (ચિત્ર) ૩૭૨
ફોટોગ્રાફીની હરીફાઈ (ફોટો ચિત્ર) ૩૭૩
દુ ખસુખ (કાવ્ય) કવિ નાનાલાલ ૩૭૩
છાપકળાનો શોધક ૩૭૪
તરંગી — 'કાળીનો એક્કો' ૩૭૮
દીવાળી (કાવ્ય) ત્રિભુવન વ્યાસ ૩૭૯
ચોસકુરા — નરહરિ પરીખ ૩૮૦
ગણિત–ગમ્મત ૩૮૨
સુંદર અક્ષરો લખવાની કળા ૩૮૩
અથાગ ૩૮૬–૪૦૧
કિરીટ — શ્રી ધનગોપાલ ૩૮૭
પાંચ વર્ગ (ચિત્ર) ૩૮૮
પ્રાણીઓ પોતાનો બચાવ શા વડે કરે છે ? (ચિત્ર) ૩૮૯
સ્કાઉટ્સ અથવા કુમારસેના ૩૯૦
આકાશી તારા (કાવ્ય) ૩૯૧
લીમો મેવો ૩૯૪
દીવાળીની તૈયારી ૩૯૫
બેસતું વર્ષ — પ્રાણજીવન આચાર્ય ૩૯૬
પુસ્તકો: નવાં અને જુનાં ૩૯૯
આકાશદર્શન — હરિહર ભટ્ટ ૪૦૦
માધુકરી ૪૦૨

**આ અંકની છુટક નકલના**
**બાર આના**

**બહારગામના એજન્ટો**

નવજીવન કાર્યાલય. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ–૨
વર્ધમાન ઍન્ડ સન્સ, ૬, પાયધુની, મુંબાઇ–૩.
કરાંચી બુકસ્ટૉલ, નેપીઅર રોડ, કરાંચી.
કુતાન્ત કાર્યાલય, લાલગેટ સામે. સુરત.




# आचार्य देवो भव

મનુ ભગવાને કહ્યું છે, અને અમે માનીએ છીએ કે સાવિત્રી એટલે વિદ્યા એ અમારી માતા છે, અને આપ—આચાર્ય અમારા પિતા છો. અજ્ઞાન દશામાં જન્મેલા અમને જ્ઞાનના સંસ્કાર આપી આપ જ નવો જન્મ આપો છો.

આપની આંખમાં પ્રેમનું જાદુ છે; આપના ચિત્તમાં જ્ઞાનનું કલ્યાણ છે; પ્રભુનું કોમળ હૃદય આપને મળ્યું છે;—તેથી જ તો આપ આવી નિઃસ્વાર્થ સેવા કરી રહ્યા છો.

મૂર્તિકાર જેમ મૂર્તિને પથ્થરમાં પ્રથમ નીહાળે છે અને પછી તેમાંથી તેને કોરીને પ્રકટ કરે છે તેમ, ગુરુદેવ ! શિષ્યના પ્રાણની સંપૂર્ણતા આપ જુઓ છો, અને આપની અદ્ભુત શક્તિ વડે તેને ખીલવો છો. જીંદગીની સફળતા અમને આપની કનેથી જ લાધે છે.

પંડે નિષ્કામ છતાં આપે માગ્યું છે કે 'મારૂં જ્ઞાન સમૃદ્ધ હો; હું મોક્ષવિદ્યાનો ધારણકર્તા થાઉં; મારૂં શરીર નીરોગી ને સ્થિર રહો; મારી જીભ અમૃતસ્રોતી બનો; મારૂં અધ્યયન બહોળું વધો; મારૂં જ્ઞાન કટાઈ ન જાઓ.'

વળી આપની પ્રાર્થના છે કે 'પાણી જેમ તળાવ તરફ વહે, મહીના જેમ વર્ષ તરફ વળે, તેમ બહુ બ્રહ્મચારીઓ મારી પાસે આવો. તેમની શંકાઓ દૂર થાઓ; તેમનું જ્ઞાન વધો; તેમની વૃત્તિ સંયમશીલ બનો; અને આવા વિદ્યાર્થીઓ દ્વારા મારી કીર્તિ પ્રસરો કે અહીં જ્ઞાનામૃતની પરબ છે.'

આટલી વત્સલતા અમને બીજે ક્યાં મળવાની ?

અમે એક આપને જ ઓળખીએ છીએ; આપને જ શરણે છીએ; આપની આજ્ઞા જ અમને પ્રમાણ છે. त्वं हि नः पिता यः अस्माकं अविद्यायाः परं पारं तारयसि। नमः परमऋषिभ्यः नमः परमऋषिभ्यः ।

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર




## દીવાળી.

દીવાળી એ વર્ષનો છેવટનો દિવસ છે; એટલે આખા વર્ષની સમાપ્તિ અર્થે લોકોને આનંદ કરી લેવાની ઇચ્છા થાય છે. વીતેલા વર્ષનાં વેરઝેર ને દુઃખદિલગીરી ભુલી જઇ તે વર્ષનો હીસાબ બંધ કરી નવું વર્ષ નવે કોરે પાને અને શુદ્ધ ઉજ્જ્વળ અંતરથી શરૂ કરવાનો સુંદર સંકલ્પ માણસ દીવાળીના ઉત્સવ દ્વારા પ્રકટ કરે છે.

ઉત્સવ એ તો [illegible]ાનું એક સ્વરૂપ આપણી જીંદગીમાં જો ઉત્સવ ન હોય તો એ સાવ સુની બની જાય, અને જીવન કંટાળાભરેલું, લાંબું અને ભારરૂપ લાગે. મુસાફરીના લાંબા રસ્તા પર જેમ વીસામાના ચોતરા, પાણીની પરબો અને આરામ માટે ધર્મશાળાઓ હોય છે, તેમ ઉત્સવો એ આપણી જીંદગીના લાંબા માર્ગમાં આપણને આરામ, શાંત ને વીસામો આપનાર સુંદર ગાળાંઓ છે.

જંગલમાં રહીને જીવન ગાળનારા કે નગરમાં વસનારા નાગરિકો, બધાને ઉત્સવ ઉજવવા ગમે છે. સમજ્યે વગરસમજ્યે સૌ ઉત્સવને આવકાર આપે છે. દુનીઆની કોઇ પણ પ્રજા ઉત્સવો કર્યા વીના રહેતી નથી. પ્રજાના ઉત્સવો એ તેની ચડતી પડતી માપવાનું સાધન પણ છે. કોઈ પણ પ્રજાના ઉત્સવો ઉપરથી કહી શકાય કે એ પ્રજામાં કેટલો પ્રાણ ભર્યો છે.

ઉત્સવ એટલે તપ નહિ, ઉપવાસ નહિ; ઉત્સવ એટલે ખુણે ભરાઇ બેસવાનું નહિ; પણ ઉત્સવ એટલે આ' ઉલ્લાસનો ઉભરો; ઉત્સવ એટલે આપણા અંતરના ઉલ્લાસનું પ્રકટીકરણ; ઉત્સવ એટલે જગતમાં આપણું અસ્તિત્વ પ્રગટાવી

## નન્નો

મુળાક્ષરનો એ વીસમો અક્ષર તમે ઘુંટતા શીખ્યા ત્યારે,—અત્યાર સુધી અનેક વાર તમે એનો ઉપયોગ કર્યો ત્યારે, તમને શું ખબર હતી કે એમાં એક ઉંડો મર્મ ભર્યો છે ?

એ સાદો દેખાતો અક્ષર તો અદ્‌ભુત છે; એમાં અતુલ શક્તિ ભરી છે; એનો યોગ્ય ઉપયોગ કરતાં તમને આવડે તો જીંદગીનું એ અમોલું જવાહીર થઇ પડે તેમ છે.

એના ઉપયોગની ચાવી તમારે હાથ લાગી જાય, એને વાપરી શકવા જેટલી દ્રઢતા તમારામાં હોય, એ ક્યાં અજમાવવો તે પારખવાની વિવેકબુદ્ધિ તમારામાં હોય, તો એ તો એક એવું ભારે હથીઆર છે કે જે અનેક પ્રસંગે તમને પડતા બચાવી લે; તમારા ચારિત્ર્યનું રક્ષણ કરે; અને તમારો જીવનનો માર્ગ મોકળો કરી દે.

એનો એવો ઉપયોગ ક્યો ?

તમે નન્નો ભણતાં શીખો;—'ના' કહેતાં શીખો.

સત્યને ખાતર, નીતિને ખાતર, ચારિત્ર્યને ખાતર, ગમે તેટલા કપરા સંજોગોમાં નીડરપણે 'ના' કહેતા શીખો.

કોઇ તમને અસત્ય બોલવાનું કહે, અસત્ય આચરવાનું કહે, તો તેની ધસીને 'ના' કહો; પછી સામે ભલે મોટો ચમરબંધી હોય.

લાલચોનો ગંજ તમારી સામે ઉભો કરવામાં આવે, સામે ધનના ઢગલા કરવામાં આવે, એશઆરામ ને સુખચેનની લાંચ આપવામાં આવે;—પણ દ્રઢતાથી એ સૌને ઠોકરે મારી, અસત્ય ને અન્યાય આચરવાની સાફ સાફ 'ના' પાડી દો.

એક કામ ખરાબ હોય, અનીતિમય હોય, ને તમારી પાસે કોઇ તે જોરજુલમથી કરાવવા માગે, તો ચાહે તેટલી ધમકીની સામે, જુલમના અંગારની સામે, દુઃખના ડુંગરની સામે છાતી ઠોકીને ચોકખી 'ના' કહો.

કોઈ કામ કરવાનો તમારો અધિકાર હોય, કોઇ જગ્યા પર તમારી માલીકી હોય, તમારા 'હક'ની વાત હોય, ને તમારો એ અધિકાર જતો કરવા, તમારો એ હક છોડી દેવા તમારા પર દબાણ લાવવામાં આવે ત્યારે બેધડક ને હિંમતપૂર્વક 'ના' કહો. પછી તમે ભલે એકલા હો, ને સામે હજારો માણસો હોય; તમે ભલે નાચીઝ મામુલી આદમી હો, ને સામે પ્રતિષ્ઠિત, સત્તાવાન ને દુનીઆનાં 'ચતુર સુજાણ' માણસો હોય, છતાં પણ કોઇની શેહમાં તણાયા વિના દ્રઢતાથી 'ના' કહો.

નમ્રતાથી ને દ્રઢતાથી 'નન્નો' ભણવા વિષે એક બહુ સરસ વાત આપણામાં છે. 'માનન તો માબાપ છે, પણ મારી ખીતી નહિ ખસે' એ વાત ન જાણતા હો તો કોઇની પાસેથી જરૂર જાણી લેજો.

જગત સાથેનો સંબંધ ધારો કરેલો, જગતના આનંદમાં ભાગ લેવો અને સ્નેહનાં લ્હાણાં લેવાં દેવાં.

*

પણ આપણા ઉત્સવોમાં આવો પ્રાણ નથી જણાતો; આપણી પ્રજા જાણે ઉત્સવો ઉજવતાં થાકી ગઇ લાગે છે; આપણી દીવાળી એ ખાવાપીવામાં ને ખર્ચોમાં વીતાવાતા ખાલી ખોખા જેવા દિવસ જેવી માત્ર રહી છે. કારણ કે દુકાળ, મોંઘવારી ને પરતંત્રતાના ત્રાસે પ્રજા પીડાઇ રહી છે; અંદરઅંદરનાં ઝેરવેર ને કજીઆકંકાસથી ત્રાસી રહી છે. નિસ્તેજ પ્રજાના ઉત્સવમાં પ્રાણ ક્યાંથી હોય ?

*

આપણે ભાઇચારામાં ન સમજીએ, સલાહસંપમાં ન સમજીએ, આપણા દેશનાં માનવીઓનાં દુઃખનો ખ્યાલ સરખો યે ન કરીએ, તેમનો તિરસ્કાર કરતા હોઇએ, ભુખે પીડાતાં અનેક ભાઇ બહેનોનાં દુઃખથી આપણું અંતર ન દાઝે, આપણા દેશની સ્રીઓને અજ્ઞાનમાં ડુબતી ને જીંદગીભર કુટુંબના ત્રાસ ખમતી જ જોયા કરીએ, આપણાં નાનાં નાનાં ભાંડુઓ, કુમળાં બાળકોના જીવનમાં શી શી વિટંબનાઓ હોય છે તે ન જાણીએ, આપણી પ્રજાના એક પણ જીવને જંપ ન હોય ને આપણે કયે મોઢે દીવાળી ઉજવીએ ?

ત્યારે આપણે ઘેર ખરી દીવાળી ક્યારે આવે ?

તમે જો માનો કે તમે અજ્ઞાન અને અસત્યના રાજ્યને હટાવનારા સૈનિક થશો; કોઈપણ માણસ જુદા ધર્મનો, જુદી જાતનો કે તમારાથી જુદા મતનો હોય તોપણ તેનું અપમાન કે તિરસ્કાર નહિ કરો; 'એક પિતા પરમેશ્વર'નાં સૌ બાળકોમાં હમેશાં બંધુભાવ જ હોય પછી ભલે તે ગમે તે નાતજાતનો હોય—એમ તમે માનો; તમે જો માનો કે દેશની પરાધીનતા ટાળવા તમે કેડ બાંધશો; તમે જો માનો કે તમારા દેશની સ્રીઓને અજ્ઞાન ને ત્રાસમાંથી બચાવવા તેમને યોગ્ય કેળવણી અને પુરતા અધિકાર આપવા તમે આગળ પડશો; તમે જો માનો કે કુમળા છોડ જેવી આપણી ઉગતી પ્રજાને ઉત્સાહ ને પોષણ આપી ખીલાવવા તમે તૈયાર થશો; ને ભુખે ટળવળતાં અસંખ્ય દેશજનોને રોટલો પહોંચાડવા આપણાથી કાંઈ ન બને ત્યાં સુધી આપણાથી ઉત્સવો કેમ ઉજવાય એમ તમે માનો; તો જરૂર તમારે ત્યાં ખરી દીવાળી આવવાની અને એ મહત્ત્વાકાંક્ષાઓની જ્યોતી બધી જ્યોતો તમારા અંતરમાં પ્રગટશે કે તમે દીવાળીનો પૂર્ણ આનંદ અનુભવશો.

એક કામ ન કરવાથી કોઇનું દિલ દુભાતું હોય કે આઘાત પહોંચતો હોય, પછી તે ભલે તમારૂં વહાલામાં વહાલું સગું—મા, બાપ, ભાઇ, બહેન—કે મિત્ર હોય તોપણ એ કામ જો અયોગ્ય હોય, તમારા અંતરના અવાજની સામે હોય તો એ કરવાની 'ના' જ કહો;—વિનયપૂર્વક, નમ્રતાથી ને પ્રેમથી પણ 'નન્નો' જ ભણો.

તમારામાં એક વાર એ 'નન્નો' ભણવા જેટલું બેધડકપણું, નિખાલસપણું ને પ્રાણબળ આવી જાય કે પછી તમારો જીંદગીનો માર્ગ મોકળો છે. કોઇ મુશ્કેલી તમને હઠાવી શકશે નહિ, કોઈ લાંચ લાલચ તમને ચળાવી શકશે નહિ, કોઇ જુલમ તમને નમાવી શકશે નહિ.

માટે જ કહ્યું છે ને, કે 'એક નન્નો છત્રીસ રોગને હણે.'





# એકલવ્ય

[એક નાની નાટિકા]

## પ્રવેશ પહેલો

### હસ્તિનાપુરની વ્યાયામશાળામાં સાંજ

[નગરના પડછાયા પૂર્વ દિશા તરફ લંબાય છે દેવાલયોમાંથી ઘંટારવ અને શંખનાદ ઉઠે છે. ગાયોનાં ધણ શેરીઓમાં થઇને ચીખરાવા માંડે છે. એવે ગાયોનાં ટોળાં વચ્ચેથી નીકળી એક કાળો આકાર વ્યાયામશાળાની વાડ કુદી જાય છે, અને સંતાતો સંતાતો આગળ વધે છે.]

**એકલવ્ય (મનમાં)**

મોટી મુશ્કેલીએ શહેરમાં દાખલ થયો અને ત્યાં ટોળાંમાં છુપાઇને અહીં સુધી તો આવ્યો. ભગવાન દ્રોણાચાર્ય કોઇક ઓરડામાં વિરાજતા હશે. ચાલ, જઇને જોઉં. નમ્રતાપૂર્વક નમન કરીને હું પ્રાર્થના કરીશ કે મને ધનુર્વિદ્યા શીખવો. ...પણ એ તો રાજગુરુ.

[એવે કસરતો અને રમતો પુરી થવાથી સઘળા રાજકુમારો ટોળાંબંધ છુટે છે, આમતેમ ફરે છે ને વાતો કરે છે. તેમને જોઇ એ એક ઠેકાણે ભરાઇ બેસે છે અને સઘળું સાંભળે છે]

**દુર્યોધન**

અસ્યા અર્જુન, તું તો ગુરુજીનું પુંછડું; પાછળ ને પાછળ જ, ઘસડાય છે.

**અર્જુન**

ભાઇ, મારી મશ્કરી ભલે કરો; પણ ગુરુજીનું નામ ન દેશો. હું એ નહિ સાંખું.

**દુઃશાસન (કાનમાં)**

યુયુત્સુ, જો તો ખરો; વધારીરૂં, મરચું બળવા મંડ્યું!

**ભીમ**

ભાઇઓ, સૌ સાંભળો. આપણને તો આ ફોફાં જેવાં તીરમાં કાંઇ રસ નથી પડતો; દસ મણની ગદા ફેરવવી ગમે. એવાં તો હજાર ભલકાં હું હાથમાં ઝાલી ફેંકું તે જાય ગગનમાં ગાજતાં.

**અર્જુન**

પણ એથી કાંઇ નીશાન પડે?

**દુર્યોધન**

એ તો ભીમ બોલ, જાડુ બોલ, લાડુ તોલ.

**ભીમ**

બોલતાં સંભાળજે ભાઇ, નહિતર ગદા ભારે પડી જશે.

**યુધિષ્ઠિર**

આપણે સૌ આનંદે વાતો કરીએ છીએ ત્યાં મશ્કરી ને મજાક જવા દો. હું તો ચોકખું કહું છું કે ધનુર્વિદ્યામાં મારૂં જરા યે ધ્યાન નથી.

**ભીમ**

અને આ દુર્યોધને આજ બાણ સાંધ્યું, તે ધનુષ ને બાણ બંને ઉંધાં! પણ છોડી હોત તો તો પરભાર્યું છાતી જ વીંધત. એ તો સારૂં થયું તે અર્જુને ચેતવ્યો.

**દુર્યોધન**

ગુરુજીને કેમ જાણે પઢાવીને પોપટ કરી દેવો છે, તે મારો તો પીછો જ નથી છોડતા.

**યુયુત્સુ**

પણ ગુરુજી ભલેને કીધા કરે,—બંદા તો જાણે સાંભળતા જ નથી.

**અર્જુન**

એ કાંઈ શિષ્યનાં લક્ષણ નથી. આમાં ક્યાં ગુરુજીને ખોવાનું છે? તમે નહિ શીખો તો તમને નહિ આવડે.

**ભીમ**

અને આ દુઃશાસને બાણ છોડ્યું તે બીચારૂં નીશાન તરફ જતાં જતાં અરધે પંથે જ થાકી ગયું ને ભોંયભેગું થયું. કેવો જોરદાર જુવાન !

**દુઃશાસન**

એ તો જાણ્યો તને, જાડોબમ્ કોઠી જેવો છે તે. દુર્યોધનભાઇ, ચાલો આપણે રાજમહેલે. ભોજન સમય થવા આવ્યો.

[સૌ રાજકુમારો વેરાય છે, શાળા સુની પડે છે અને એકલવ્ય લપાઇને ધીમેથી પગલાં માંડે છે. જરાક આગળ જતાં પદ્માસન વાળીને ધ્યાનસ્થ થએલા દ્રોણાચાર્યને જુએ છે.]

**એકલવ્ય** (સામે જઇને)

ભગવંન્, હું એકલવ્ય આપને પ્રણામ કરૂં છું.

[એમ કહી ચરણસ્પર્શ કરી પગે પડે છે.]

**દ્રોણાચાર્ય** (આંખો ઉઘાડીને)

તું કોણ છે? અને આ રાજકુમારોની વ્યાયામશાળામાં શા કાજે આવ્યો છે?

**એકલવ્ય**

હું હિરણ્યધનુષ નામના ભીલ રાજાનો પુત્ર છું, અને આપને મળવા આટલી હિમ્મત લીધી અહીં આવ્યો છું.

**દ્રોણાચાર્ય**

પણ...તારે મારૂં એવું શું કામ છે?

**એકલવ્ય**

મહારાજ, હું ધનુર્વિદ્યા શીખવા માગું છું. કોઇ ગુરુની શોધમાં હતો, એવે આપનું નામ સાંભળ્યું. ઘણા રાજપુત્રો આપની આગળ અસ્ત્રવિદ્યા શીખે છે. હું પણ એ જ આશાએ આવ્યો છું.

**દ્રોણાચાર્ય**

તું વળી અસ્ત્રવિદ્યાને શું કરવાનો છે? ક્ષત્રિયો પેઠે દિગ્વિજય તો નથી આદરવો? બહુ તો બેચાર પક્ષી વધુ મારીશ.

[આ શબ્દો સાંભળી એકલવ્યને અંગે ધ્રુજ છુટે છે. એનો ઉત્સાહ ઓસરે છે અને ચહેરો ફીકો પડે છે. માથું નીચું નમાવી એ ઉભો રહે છે.]

**એકલવ્ય**

ના દેવ, હું સમજું છું કે અસ્ત્રવિદ્યા રક્ષણ માટે છે—ભક્ષણ માટે નહિ.

**દ્રોણાચાર્ય**

તું ભીલ છે એટલે તારા પુરતું બાણ મારવાનું કામ તો જાણતો હશે.

**એકલવ્ય**

જી હા, પણ મારી તો એ વિદ્યામાં પારંગત થવાની—બાણાવળી બનવાની ઇચ્છા છે.

**દ્રોણાચાર્ય** (મનમાં)

આ ભીલપુત્ર ભારે બાહોશ જણાય છે. અભ્યાસની એની ઉત્કંઠા એટલી તીવ્ર ને શ્રદ્ધા એટલી પ્રબળ છે કે મારા આ સૌ શિષ્યો—રાજકુમારોને એ વટાવી જશે. અને એમ થાય તો તો મારી બાંધેલી બધી આશાઓ ઓસરી જાય. મારા પ્રાણ સમા અશ્વત્થામાને મારે હસ્તિનાપુરના રાજ્યદ્વારમાં માનીતો કરવો છે; ને આ રાજકુમારોનો કોઈ હરીફ ન જાગે એ પણ જોવાનું છે. એટલે આને તો ખેરવવો જ જોઇશે. (એકલવ્યને) પણ હું શૂદ્રને ધનુર્વેદ નથી શીખવતો. ધર્મમાં પણ તમ લોકનો અધિકાર માત્ર સેવાનો છે.

**એકલવ્ય**

ગુરુજી, ધનુર્વિદ્યા શીખીને પણ હું સેવા જ કરવાનો છું. આપને હું સાચું કહું છું કે જન્મે શૂદ્ર હોવા છતાં, ગુણકર્મે હું ક્ષત્રિય બનવા ધારૂં છું.

**દ્રોણાચાર્ય**

તે હશે. પણ તું શૂદ્ર તો છે જ.

[એકલવ્યની આંખે અંધારાં આવે છે.]

અભ્યાસ શા સારૂ કરો છો ?

**એકલવ્ય**

ભાઈ, હું ધનુર્વેદનો અભ્યાસી છું; અને નિરંતર અભ્યાસ એટલા માટે કરૂં છું કે ગુરુદેવ રાત અને દિવસ મારી સમક્ષ રહે છે.

**અર્જુન**

ગુરુદેવ ? તમારા ગુરુદેવ કોણ છે ?

**એકલવ્ય**

ગુરુદેવ દ્રોણાચાર્ય, જેને ધનુર્વિદ્યા આવડી નથી—જન્મી છે.

**અર્જુન**

દ્રોણાચાર્ય ! એમનો તો હું શિષ્ય છું.

**એકલવ્ય** ( અર્જુનને ઓળખીને )

કોણ, ધનુર્ધર અર્જુન ? ગુરુદેવની જીવતી પ્રેરણા પામેલા તમ જેવા પાસે મારી સિદ્ધિ તો નહિ જેવી જ છે. પરંતુ ગુરુદેવની સેવાપૂજામાં હું પણ અભ્યાસ કરી રહ્યો છું.

[એમ કહી દ્રોણાચાર્યની પ્રતિમા બતાવે છે.]

**અર્જુન**

તમારી વિદ્યામાં બહારનું ઉત્તેજન નથી, અંતરની પ્રેરણા છે: ને તેથી તમારા અભ્યાસમાં કુદરતી ભવ્યતા છે. ધન્ય છે તમને.

[ નમન કરી અર્જુન તથા ભીમ તેનાથી છુટા પડે છે. ]

**અર્જુન** (એકલો મનમાં)

આ કુમાર યોગી છે. અને યોગીને શું દુર્લભ હોય ? કોઇક શ્રદ્ધાળુ હશે: કેટલાક ગુરુ દ્રોણને પુજનારા હશે: વખાણનારા એથી વધારે હશે: પણ પળેપળ એમનાં મોટાઈ ને ગૌરવ, એમનાં શક્તિ ને *તેજ જોવાની અને ઝીલવાની કળા તો આ ભીલ*કુમારની જ. આટલી શ્રદ્ધા છે તો યે અંતઃકરણમાં નિરભિમાની વૃત્તિ ફુલની વાસ જેમ ફોરી રહી છે. આ જુવાન માટે માન થાય છે. … …પણ ..પણ અર્જુન આજથી ગુરુદેવનો શિષ્ય છતાં પહેલો ધનુર્ધર મટી જાય છે! અને તે પણ એક ભીલ જુવાનના અડગ અભ્યાસથી.

પરંતુ ગુરુદેવનું વચન છે કે પહેલો બાણાવળી અર્જુન કહેવાશે. અને આમ કેમ ? આજે જંગલમાં આ જુવાને મારૂં અભ્યાસનું અભિમાન, ને એ અભિમાનનું ઝેર ઉતારી નાખ્યું. નમુનેદાર વિદ્યાર્થી કેવો હોય તેનું ભાન હસ્તિનાપુરની દીવાલો કરતાં જંગલમાં વધુ મળે છે.

છતાં મારૂં સ્થાન ડગે છે … … અને પાંડુપુત્ર અર્જુન એકમાત્ર બાણાવળી બનવાને બદલે માત્ર ધનુર્ધર રહે છે ! ચાલ, ગુરુદેવને આ વાતની ખબર કરૂં અને એમના વચનની યાદ દઉં.

[ અર્જુન અને ભીમ મુંગા મુંગા રથ તરફ વળે છે. ]

## પ્રવેશ પાંચમો

[ એકલવ્ય ગુરુદેવની મૂર્તિને પ્રણામ કરે છે. તેની પીઠ પાછળ દ્રોણાચાર્ય અને અર્જુન છાના આવીને ઉભા છે. ]

**એકલવ્ય** ( મૂર્તિને સંબોધીને પ્રેમથી )

ગુરુદેવ, પૂજ્ય ગુરુદેવ ! મારો અભ્યાસ એ આપની પ્રેરણા પી પીને મેળવેલી સિદ્ધિ છે. ઓ પ્રિય ગુરુદેવ ! આપનો જય હો, જય હો.

**દ્રોણાચાર્ય** ( પ્રગટ થઇને )

એકલવ્ય ! મેં તને ના પાડી ત્યારે તેં આમ સિદ્ધિ મેળવી, ખરૂં ?

**એકલવ્ય** ( આશ્ચર્યથી ઝબકી સામે ફરીને )

આપનામાં શ્રદ્ધા એ જ મારી શક્તિ—એ જ મારી સિદ્ધિ. આદેશ ગુરુદેવ, આપની શી સેવા કરૂં ?

**દ્રોણાચાર્ય** ( લાગ જોઇને )

તેં મને ગુરુ માન્યો ને મારી પ્રતિમા જોઈને વિદ્યા લીધી. હવે આજ તારો અભ્યાસ પુરો થાય છે, માટે ગુરુદક્ષિણા આપ.

**એકલવ્ય**

ગુરુદેવ, આપ ઇચ્છો તે આપું. આજ્ઞા.

**દ્રોણાચાર્ય**

તો એકલવ્ય, તારા જમણા હાથનો અંગુઠો આપ !









"સરખેજ" :: બળવંત (અમદાવાદ) ૨ "નાગમતી નદી" :: હીરાલાલ આશર: ઉમર વર્ષ ૧૫: (જામનગર) ૩ "ઝરો"::
જમનાદાસ છોટાલાલ સુબેદાર (માટુંગા) ૪ "કેમ્ટી ફૉલ્સ" (મસુરીનો એક ધોધ) :: રસેન્દ્ર પી. દેસાઇ: ઉમર વર્ષ ૧૩:
(વડોદરા) ૫ "નાનો ઇજનેર" :: હંસરાજ પુરુષોત્તમ વિશ્રામ માવજી: ઉમર વર્ષ ૧૪: (મુંબાઈ) ૬ "બાદશાહ" :: સર
ગિરિજાપ્રસાદ ચીનુભાઈ (અમદાવાદ) ૭ "ધર્મની હોડી" :: નરભેરામ જગજીવન સંઘવી (રંગુન) ૮ "અચળેશ્વર (આબુ)" ::
રસિકલાલ નગીનદાસ (અમદાવાદ).

### એકલવ્ય

અંગુઠો ? બસ એટલું જ ? લ્યો, આ આપના ચરણમાં.

[ એમ બોલીને એ અંગુઠો કાપી પડે છે. ]

### દ્રોણાચાર્ય

...અરે હાં હાં, એકલવ્ય !

### એકલવ્ય

બોલો, ગુરુદેવ ! બીજી શી સેવા કરૂં ? આ તો કેટલી કંગાલ દક્ષિણા !

### દ્રોણાચાર્ય (મનમાં)

ઓ ! આટલી જબરી શ્રદ્ધા ! એની પાસે અભ્યાસના પથરા પીગળીને પાણી જ થઈ જાયને ? (મોટેથી) તારૂં બળ વિદ્યામાં નથી, શ્રદ્ધામાં છે. મેં તને વિદ્યાથી વંચિત રાખ્યો : પણ તારી શ્રદ્ધા અણીશુદ્ધ રહી. આજથી તું અજીત થઈ ગયો.

[ ગુરુ દ્રોણ એકલવ્યને આશીર્વાદ દઈ અર્જુન સાથે વિદાય થાય છે. એકલવ્ય અંગુઠા વિનાની આંગળીઓ વડે ધીરે ધીરે બાણ છોડવાં શરુ કરે છે. ]

### દ્રોણાચાર્ય
(રસ્તે ચાલતાં મનમાં)

હવે મારૂં વચન સાચું પડશે અને અર્જુન એકલો બાણાવળી થશે... પણ મારૂં બળ અને અર્જુનના અભ્યાસ બંને એકલવ્યના અંગુઠા જેટલાં ઓછાં ! શ્રદ્ધાના અખંડ જ્યોતિ શો શૂદ્ર એકલવ્ય ક્ષત્રિય બન્યો છે. એને ચડતાં આવડ્યું,—મને પડતાં યે ન આવડ્યું. શિષ્ય શૂદ્રમાંથી ક્ષત્રિય થાય છે ત્યારે ગુરુ બ્રાહ્મણ મટીને ક્ષત્રિય બને છે ! ધન્ય ! શિષ્ય, ધન્ય ! અખંડ શ્રદ્ધા ! અટલ અભ્યાસ ! અનંત સામર્થ્ય !......એનું નામ એકલવ્ય !

[ વિચાર અને શોકના છાયાઓમાં અર્જુન અને દ્રોણાચાર્ય દક્ષિણના પુરની આયામશાળ બની જતા દેખાતા બંધ પડે છે. ]




દુ:ખસુખ આવે રે તે સ્હેજો !
માજીનાં ચરણકમલમાં રહેજો !
દુ:ખસુખ આવે રે તે સ્હેજો !

સુખડાં તરતાં રે રૂડાં છે ;
દુ:ખડાં પાછળ રે ઊંડાં છે ;
માજીના ઊંડારૂડા સંદેશ :
દુ:ખસુખ આવે રે તે સ્હેજો !

સુખડાંની શોભા રે સુલભ છે ;
દુ:ખડાંના હેતુ રે ગહન છે ;
માજીના ગહનસુલભ આદેશ :
દુ:ખસુખ આવે રે તે સ્હેજો !

મા ! તુજ પ્રેમલ રે રચના છે ;
મા ! તુજ સદર્થ રે ઘટના છે ;
મા ! તુજ સદર્થપ્રેમલ નિવેશ :
દુ:ખસુખ આવે રે તે સ્હેશું:

મા ! તુજ ચરણકમલમાં રહેશું:
દુ:ખસુખ આવે રે તે સ્હેશું.

કવિ નાનાલાલ



# છાપકળાનો શોધક

## ૧

દુનીઆમાં અનેક મોટી શોધો થઈ છે, અને તેના અસંખ્ય લાભ અત્યારે જગત ઉઠાવી રહ્યું છે. પણ જે વડે જગત આખાને સૌથી મોટામાં મોટો લાભ થયો, જેનાથી જ્ઞાન વિસ્તાર પામ્યું, જે વડે જ્ઞાન કોઈ પણ એક ઠેકાણે પુરાઇ ન રહેતાં સરળ અને વહેતું થયું, તે શોધ છાપવાનાં બીબાંની. વિદ્વાનોનું જ્ઞાન, કવિઓની સુંદર કલ્પનાઓ, દેશ-પરદેશની હકીકતો ને સમાચાર, આપણામાંનો ગમે તે માણસ છાપખાનાની શોધને પ્રતાપે જ છુટથી મેળવી શકે છે, જાણી શકે છે ને માણી શકે છે.

અત્યારે તમે ગમે તે ચોપડી કે છાપું લઈને વાંચી શકો છો અને તે મારફત ગમે તે દેશના ખબર જાણી શકો છો; ગમે તે શોધનું કે બનાવનું જ્ઞાન મેળવી શકો છો; ઇતિહાસ, ભૂગોળ કે ગણિત શીખી શકો છો; અને સુંદર કવિતાઓ ને રસભરી વાર્તાઓનો રસ માણી શકો છો. પણ એક જમાનો એવો હતો કે જ્યારે બધું જ્ઞાન ગુરુની છબ પર જ જળવાઇ રહેતું. વિદ્યાર્થીઓ ગુરુને ઘેર જતા અને ગુરુને મુખેથી જ વિદ્યા સાંભળી, મેળવી મુખપાઠ કરતા.

પુસ્તકો તો અક્ષરોની શોધ થયા પછી હાથે લખાવા માંડ્યાં. પણ અક્ષરો શોધાયા પહેલાં તો લોકો જે ચીજનું નામ લખવું હોય તે ચીજ જ ચીતરતા. જો નારંગી, માણસ કે ફુલ લખવું હોય તો લોકો કાગળ પર નારંગી, માણસ કે ફુલ ચીતરી બતાવે.

અક્ષરોની મુળ શોધ કોણે કરી તેની ખબર નથી મળતી. ત્યાર પછી પુસ્તકો હાથથી લખાવા માંડ્યાં. એ વખતમાં પુસ્તકો હાથથી લખાતાં હોવાને લીધે બહુ કીમતી ગણાતાં, અને એવા લેખો તથા પુસ્તકો સામાન્ય લોકોની નજરે ભાગ્યે જ પડતાં હોવાથી તેઓ એ ચીજોને અદ્‌ભુત માનતા. એવા જુના અદ્‌ભુત લેખો અને હાથે લખાએલી ચોપડીઓ ઘણી સંભાળથી સાચવી રાખવામાં આવતી. આવી ચોપડીઓ અને લેખો હજી પણ અજાયબઘરો (મ્યુઝીઅમો)-માં જોવામાં આવે છે.

ત્યાર પછી લાકડામાં ચિત્રો કોરીને તેની છાપ પાડી લેવાની શોધ થઈ. પોતાને જોઈએ તે ચિત્ર લોકો લાકડામાં અવળું કોરી લેતા, અને પછી તે પર શાહી ચોપડી તેને કાગળ પર છાપતા. આમ કરતાં કરતાં પુસ્તકો છાપવાનું લોકોને સુઝી આવ્યું. પરંતુ તેઓ જે પાનું છાપવું હોય તે આખું યે પાનું મોટા લાકડાના ટુકડામાં કોરી કાઢતા. અને પછી તે છાપતા. આથી મુશ્કેલી એ થતી કે જે ચોપડીનાં પાનાંની લાકડાની છાપો બનાવી હોય તેના જ કામમાં એ આવે; અને નવી ચોપડી છાપવી હોય ત્યારે તેનાં પાનાંની પાછી નવી છાપો તૈયાર કરવી પડે. આમાં ખુબ મહેનત, વખત અને પૈસો ખરચાતાં. આથી દરેક અક્ષરનું એકેક જુદું બીબું બનાવી લેવાની જરુર પડી. જે પાનું છાપવું હોય તેના અક્ષરો પ્રમાણે બીબાં લઈ ગોઠવાય; તેના પર શાહી ચોપડી તેને કાગળ પર છાપી લેવાય; અને ખપ થઇ રહ્યે તે જ બીબાંને પાછાં છોટી નાખી તે વડે નવું પાનું ગોઠવાય. આ બીબાં શોધી કાઢવાનો વિચાર જે માણસને પહેલવહેલો આવ્યો, તેણે મોટામાં મોટી શોધ કરીને દુનીઆની ભારેમાં ભારે સેવા કરી ગણાય.

## ૨

જર્મનીના મેઈન્ઝ નામના એક પુરાણા શહેરમાં જૉન ગટનબર્ગ નામે એક ઘરડો અને ગરીબ માણસ રહેતો હતો. ઇ. સ. ૧૪૪૦ના વર્ષમાં એક અજવાળી રાતે, ઉંચાં છાપરાંઓના લાંબા પડછાયા શહેરની સાંકડી ગલીઓમાં પડી રહ્યા હતા; ચંદ્રનાં રૂપેરી કિરણો, પાસે વહેતી ર્‌હાઇન નદીનાં પાણીમાં પડતાં હતાં; અને આનંદદાયક પવનની લહરીઓ દ્રાક્ષવેલનાં પાંદડાંઓમાંથી ગેલ કરતી વહી રહી હતી. પરંતુ બુઢ્ઢા ગટનબર્ગને આમાંનું કંઈ પણ જોવાનો અવકાશ ન હતો. તે તો, ઘરનાં બારીબારણાં વાસીને પોતાના કામમાં મશગુલ બની ગયો હતો.

ઘરની વચ્ચે લાકડાનાં પાટીઆંની એક ભીંત ઉભી કરીને તે વડે એક ઓરડાના બે ઓરડા બનાવવામાં આવ્યા હતા; અને એ લાકડાની ભીંતમાં મથાળે બાંકોરૂં પાડી, તેમાં એક ધુમાડાવાળું ફાનસ લટકાવેલું હતું; કે જેથી એક જ ફાનસનો પ્રકાશ બંને ઓરડામાં એકીસાથે પડી શકે. આ ફાનસના ઝાંખા પ્રકાશમાં બુઢ્ઢો ગટનબર્ગ ટેબલ પર નીચો વળીને કંઈક કરી રહ્યો હતો. તેની સામે ધાતુનાં બીબાં ભરેલું લાકડાનાં ખાનાંનું એક ખોખું હતું, અને ટેબલપર કેટલીક ઊનની કોથળીઓ અનુક્રમે ગોઠવેલી હતી. તેમાંથી બીબાં લઈને બાજુ પર પડેલા એક જુના હસ્તલિખિત લેખ પ્રમાણે ગટનબર્ગ ઘણી જ સંભાળથી તે ગોઠવતો હતો. આખ અથાગ મહેનત પછી ગોઠવેલાં બીબાંને તે દોરાથી બાંધતો. [illegible] અને દીવાના ધુમાડાને લીધે ઓરડાની હવા ગુંગળાવી નાખતી હતી. આખા ઓરડામાં દુઃખદાયક શાન્તિ હતી. અને તેની વચ્ચે વચ્ચે થાકેલા બુઢ્ઢાનો શ્વાસોચ્છ્વાસ તથા ધાતુનાં બીબાં ગોઠવતા ચીપીઆનો અવાજ એ શાન્તિનો ભંગ કરતા હતા.



જૉન ગટનબર્ગ

## ૩

અચાનક કોઈએ બારણું ખખડાવ્યું. આટલી મોડી રાતે કોણ હેરાન કરવા આવ્યું હશે એની વીમાસણ કરતો બુઢ્ઢો બારણું ઉઘાડવા ગયો.

આવનાર માણસ જુવાન અને ભલા દેખાવનો હતો. તેણે ધીમેથી બારણું બંધ કરી નરમાશથી ગટનબર્ગને કહ્યું, 'આટલી રાતે આપને તકલીફ આપવા

મારે આપની ક્ષમા માગું છું. શેઠ, હું આપને અને આપની આ પવિત્ર કળાને ચરણે મારી જીંદગી અર્પણ કરવા આવ્યો છું.'

ગટનબર્ગને કામમાં માણસોની ઘણી જરૂર પડેલી. પણ જેટલાને તેણે રાખેલા તે તેને મદદ કરવાને બદલે ઉલટા ભારરૂપ થઈ પડેલા; એટલે તેણે એમને રજા આપેલી, અને પોતે એકલે હાથે જેટલું બને તેટલું કરી છુટવાનો નિશ્ચય કરેલો. આ વળી કોઇ વખાનો માર્યો પૈસા કમાવા આવ્યો હશે, એમ ધારી તેને ટાળવા માટે બુઢ્ઢાએ થોડા પૈસા આપવા માંડ્યા. પણ પેલા જુવાને તો તેને ચરણે પડી કહ્યું, 'માફ કરો સાહેબ; હું દાન લેવા નથી આવ્યો. હું તો તમારી કળાનો ભક્ત છું, અને મારું આ મજબુત શરીર અને પ્રામાણિક હૃદય તમારી સેવામાં ધરવા આવ્યો છું.'

જુવાનની નમ્રતા અને મીઠાશ જોઇને ગટનબર્ગનું મન તેના તરફ આકર્પાયું. તેણે પુછ્યું, 'ભાઇ, તારી બાબા જોતાં તું જર્મન નથી લાગતો. ક્યાંનો છે? તારું નામ શું?'

જુવાન બોલ્યો, 'ખરું છે સાહેબ. મારી નસોમાં વહેતું લોહી અરધું જ જર્મન છે. મારી માતા ફ્રાન્સની છે. હું પારીસમાં જન્મ્યો હતો. મારું નામ ક્લૉડ.' અને તેણે ગળગળા થઇને ઉમેર્યું, 'સાહેબ, હું પ્રામાણિક માબાપનો પુત્ર છું. મારી સેવા સ્વીકારો; એકવાર ખાતરી કરી જુઓ.'

પોતાના કામમાં કંઇ પણ મદદ કરી શકે તેટલી બુદ્ધિ ગટનબર્ગને તેનામાં જણાઇ નહિ. પણ ભરણ-પોષણના સાધન વિનાના આ ગરીબ અને પ્રામાણિક જુવાન પર તેને દયા આવી અને તેણે એને રાખી લીધો.

આગળ જતાં તે જુવાન તેને બહુ મદદરૂપ થયો એટલું જ નહિ, પણ તેના મિત્ર જેવો બની રહ્યો. એક દિવસ તેણે ગટનબર્ગને પુછ્યું કે તમે આ ખીબાની શોધ પહેલવહેલી કેવી રીતે કરી? ' જવાબમાં ગટનબર્ગે એને નીચે પ્રમાણે હકીકત કહી.

૪

"ભાઈ, આ દુનીઆમાં જે કંઇ ઉત્તમ, સુંદર અને સર્વોપયોગી કામ થાય છે તે એની મેળે, અચાનક થાય છે,—ઉગી આવે છે. તે ક્યારે અને કેમ થયું તે આપણે ચોક્કસ કહી નથી શકતા. આવો જ બનાવ આ મારી કળા વીશે પણ બન્યો છે.

આ મારી આંગળીએ અમારા કુટુંબના સીક્કાવાળી વીંટી જોઇ? નાનપણમાં કેટલી યે વાર રમતરમતમાં હું તેને મીણમાં દાબીને છાપ પાડ્યા કરતો. પણ ત્યાં સુધી મને કંઇ ભાન થયું નહિ. અચાનક, એક દિવસ મને સુઝી આવ્યું કે ચોપડીઓ છાપતી વેળા આખાં પાનાં કોતરવાને બદલે, છુટા છુટા અક્ષરો પણ આની પેઠે લાકડા કે પત્થરમાં ઉંધા કોતર્યા હોય તો તેને સહેલાથી છાપી શકાય. બસ, તે દહાડાની મને એ ધુન લાગી.

એ વેળા હું દસ વર્ષનો હતો. મારાં માબાપ ખાનદાન કુળનાં અને પૈસાદાર હતાં. એક વખત અચાનક અમારા શહેરમાં ગરીબ અને તવંગર વચ્ચે મોટા ઝગડો થયો અને ભારે દમખાણુ મચ્યું. પરિણામે ગરીબો છત્યા અને તેમનાં ટોળાંઓએ બધા પૈસાદાર લોકોને ગામમાંથી નસાડી મુક્યા. અમારે પણ શહેર તજવું પડ્યું. અમે મેઇન્ઝ છોડી સ્ટ્રૅસબર્ગમાં જઇ વસ્યાં.

ત્યાર પછી અમે સ્ટ્રૅસબર્ગમાં રહેવા લાગ્યા. હું તો મારી ધુનમાં મસ્ત હતો. તે દરમ્યાન મેં શી શી મહેનતો લીધી, મને કેટલી મુશ્કેલીઓ નડી, મેં કરેલા કેટકેટલા પ્રયત્નો નિષ્ફળ ગયા એનો લાંબો વિસ્તાર કરવા બેસું તો તને કંટાળો આવે.

હું તો મારી ધુનમાં જ હતો. પણ અમે કંગાલ થઇ ગયાં હોવાથી મારે કંઇક ધંધો તો કરવો જ જોઇતો. મેં અરીસા બનાવીને વેચવાનું કામ શરુ કર્યું, અને એમાંથી સારી કમાણી પણ કરી. પરંતુ એ બધું ધન મારી શોધના અખતરાઓ કરવા પાછળ જ ખરચાવા લાગ્યું, અને હું પાછો હતો તેવો કંગાલ બની ગયો.

ફરી પાછો હું અહીં મારી જન્મભૂમિ મેઇન્ઝમાં રહેવા આવ્યો. અહીં પણ શરૂઆતમાં પેટ ભરવા માટે થોડો સમય મેં અરીસા બનાવ્યા, પણ મારું મન એમાં

ચોંટયું નહિ, અને એ બધું પડતું મુકી ખાઇપીને મારી શોધ પાછળ મચ્યો. આખરે મેં થોડાં બીબાં બનાવ્યાં.

પણ અક્ષરો એકસરખા લીટીમાં ગોઠવું ને છાપવા જાઉં, તો કાં તો પડી જઇને બધા વીખરાઈ જાય, ને કાં તો ભાંગી જાય. એટલે મને મોટામાં મોટી મુશ્કેલી એ નડી કે એને સજ્જડ પકડી રાખવા માટે ઓજાર કેવું બનાવવું? બહુ બહુ વિચાર્યું પણ મને કંઇ જ સુઝ પડી નહિ.

એક દિવસ મારી દુકાનમાં બેઠાં બેઠાં હું આ વીશે વિચાર કરી રહ્યો હતો. મારી નિષ્ફળતાથી મને બહુ જ દુઃખ થતું હતું. ગાંડા માણસની પેઠે હું બહાર દોડયો અને ખેતરોમાં ખુલ્લી હવામાં આથડવા લાગ્યો. જ્યારે જ્યારે મને આમ દુઃખ થતું ત્યારે ત્યારે ફરવાથી જ મને આસાયેશ મળતી. ખેતરો પાકથી લચી રહ્યાં હતાં ને સૂર્ય સોળે કળાએ પ્રકાશતો હતો. ખરેખર, તે બહુ સુન્દર દિવસ હતો. જુવાન સ્ત્રી-પુરુષો ખેતરોમાં દ્રાક્ષ વીણતાં હતાં. આ બધું જોઇને મને લાગી આવ્યું. હું વિચાર કરવા લાગ્યો કે આ સૌ સુખી માણસોને જગતમાં સ્થાન છે; માત્ર હું જ નકામો છું કે કંઇ પણ કરી શકતો નથી. હું આમ વિચાર કરતો હતો, એટલામાં એક જુવાને મારા તરફ રસભરી દ્રાક્ષનો એક ઝુમખો ફેંક્યો. એ જોઈ મને લાગ્યું કે મારી આવી નિરાશાને માટે તે મને ઠપકો આપી રહ્યો છે. પ્રભુની સૃષ્ટિમાં સૌ સુન્દર છે, બધું ઉપયોગી છે. મારે નકામો શોચ કે બળાપો કર્યા વિના ઉમંગથી કામ કર્યે જવું જોઇએ. મારાં પડળ ખુલી ગયાં. મને ઉત્સાહનું પુર ચઢયું.

લાગલો જ હું મારી દુકાને દોડયો. રાત આખી મેં કામ કર્યું. હું જે શોધતો હતો તે મળી આવ્યું. સવાર પડતાં તો છાપખાનાનો માચડો તૈયાર કરી નાખ્યો. હું એટલો તો આનંદમા આવી ગયો કે 'શોધ્યું છે, શોધ્યું છે' એમ બુમો મારતો આમતેમ આંટા મારવા લાગ્યો.

પણ મારી ખરચી સાવ ખુટી ગઇ હતી. નવાં વધારે બીબાં બનાવવાના સામાન માટે, તથા તે બનતાં સુધી મારૂં પેટ ભરવા માટે મારી કને ફુટી બદામ પણ નહોતી. છેવટે જૉન ફસ્ટ નામના તવંગર પાસેથી, મારા છાપખાનાનો બધો સામાન બાંહિધરીમાં રખાવીને મેં એક મોટી રકમ ઉછીની લીધી ને કામ આરંભ્યું.

એવામાં શૉફર નામનો એક માણસ મારે ત્યાં નોકર રહ્યો. અમે બંને લાકડાનાં બીબાં બનાવતા. પણ લાકડું બહુ પોચું હોવાને લીધે તે બીબાં ઘસાઇ જતાં. આથી શૉફરે એક નવી યુક્તિ શોધી કાઢી. તેણે ધાતુ પર અક્ષર કોતરી તેની અવળી છાપ એક બીજી ધાતુમાં પાડી, અને પછી તેમાં પોચી ધાતુનો રસ રેડી તેના અવળાં બીબા તૈયાર કર્યાં. તે વડે અમે બાઇબલ છાપવાનું શરૂ કર્યું. બરાબર દસ વર્ષની અથાગ મહેનત પછી પહેલવહેલું બાઇબલ લૅટિન ભાષામાં છાપીને અમે બહાર પાડયું.

પણ આ અરસામાં ફસ્ટ અને મારી વચ્ચે વાંધો પડયો. પોતે ઉછીના આપેલાં નાણાંની તેણે ઉઘરાણી કરી. મારી પાસેનું બધું ધન તો અખતરામાં ખરચાઇ ગયું હતું. કાયદાની રૂએ તે મારો બધો સરસામાન, બીબાં ને છાપખાનું ઉપાડી ગયો. શૉફર પણ તેને ત્યાં જઇ રહ્યો. અને મેં તો, પાછી હતી તેવી જ કંગાલીઅતમાં મારે માટે નવાં બીબાં પાડવાં શરૂ કર્યાં.

પણ હવે મને નીરાંત છે કે એક નવી વસ્તુ જગતને આપવાની મારી જે ખાહેશ હતી તે પાર પડી છે, અને હવે હું શાન્તિથી મરીશ. મને શ્રદ્ધા છે કે આ શોધથી મેં જે મશાલ ચેતાવી છે તેની જ્યોત વખત જતાં એટલી પ્રકાશશે કે તે પોતાની અંદર બધું જ શમાવી દેશે."

૫

એક દિવસ રાત્રે કૉર્ટાડ અચાનક ઉંઘમાંથી જાગી ઉઠયો. તેણે જોયું કે તેનો વૃદ્ધ શેઠ ઉઠીને ક્યાંક બહાર જતો હતો. ગટનબર્ગ બહાર ગયા પછી કૉર્ટાડ પણ હળવેથી ઉઠીને તેની પાછળ ગયો. આકાશમાં મોડી રાતનો ચન્દ્ર ફરતો હતો ને પ્રભુની અસંખ્ય આંખો જેવા તારાઓ ચમકી રહ્યા હતા.

થોડે દૂર ખુલ્લા મેદાનમાં જઈ ગટનબર્ગ પ્રાર્થના કરતો હોય તેમ ઘુંટણીએ પડ્યો ને આકાશ તરફ

નજર કરી ગળગળે સાદે બોલ્યો, "ઓ પરવરદિગાર! માણસજાત તરફ તારી કેટલી રહેમ, કે તેં એક કલ્યાણકર શોધ દુનીઆમાં ઉતારી છે! તે શોધવા મને પ્રેરી, મારી મારફત તેને જગતમાં ઉતારી, મારી પામર જાતને તેં ધન્ય બનાવી મુકી છે. ઓ કિરતાર! વખત જતાં તેનો વિકાસ થતો જાઓ, જગતનું તે અનેકગણું કલ્યાણ કરો અને મારું નામ આ દુનીઆમાંથી ભુલાઈ જાઓ.'

---

# તરંગી



સવારે ઘડીઆળમાં દસના ટકોરા થાય છે ને હું નીશાળે જવા શેરી બહાર નીકળું છું,

ત્યારે મને રોજ એક ફેરીઓ બુમો મારતો સામો મળે છે, કે 'બંગડી લો બંગડી.'

નથી એને ક્યાંય જવાની ઉતાવળ હોતી, કે નથી હોતો એને જવાનો કોઇ એક મારગ; એને નથી કોઈ ઠેકાણે પહોંચવાનું હોતુ, કે નથી હોતું એને વેળાસર ઘેર આવવાનું.

હું પણ એવો ફેરીઓ હોત, ને રસ્તે 'બંગડી લો બંગડી' કરતો મારા દિવસો ગાળતો હોત તો કેવું સારું?



સાંજે ચાર વાગ્યે હું નીશાળેથી પાછો વળું છું, ત્યારે રોજ પેલા ઘરના આંગણામાં માળીને જમીન ખોદતો જોઉં છું.

પોતાના પાવડા વડે એ ફાવે તેમ ખોદે છે, ને પોતાનાં કપડાં બધાં ધુળધુળ ભરી મુકે છે. એ તડકામાં ફરે કે વરસાદમાં ભીંજાય તો યે એને કોઇ ખીજતું નથી.



હું યે એવો માળી હોત, ને બગીચામાં ફાવે તેમ ખોદ્યા કરતો હોત, ને મને ક્હેનારું કોઇ ન હોત તો કેવું સારું?

રાત્રે અંધારું થઇ જાય છે ને મારી બા મને સુવાડી દે છે,

ત્યારે ખુલ્લી બારીમાંથી રોજ મને ચોકીદાર આમતેમ ફરતો દેખાય છે.

શેરીમાં બધે સુનકાર ને અંધારું હોય છે, અને તેમાં, કપાળમાં એક મોટી લાલચોળ આંખવાળો રાક્ષસ ઉભો હોય એવું શેરીનું ફાનસ લાગે છે.

ચોકીદાર પોતાનું ફાનસ ઝુલાવતો જાય છે, ને પડખે પડખે એનો પડછાયો ચાલે છે. જીંદગીમાં એ કદિ સુતો તો નથી જ.

હું પણ મારું ફાનસ લઇને પડછાયાની પાછળ પાછળ ભમતો, ને આખી રાત શેરીઓમાં ફરતો એવો ચોકીદાર હોત તો કેવું સારું?*

કાળાનો ... 

* રવિબાબુના અંગ્રેજી ઉપરથી



# દીવાળી



દેવ-દનુજના પ્રબળ મથનથી
સાગરમાં પ્રગટી કમલા;
અંગ ઝળકતી આભૂષણથી
તેજોમય તનની ચપલા;
એવી જ્વલંત ને ઉજમાળ :
દીવાળી તો ઝાકઝમાળ.

સંક્રાંતિએ સંવત્સરથી
મથ્યો સમયના સાગરને;
એમાંથી ઉપજીને એણે
દીપાવ્યાં માનવ-ઘરને;
સૌએ પ્રગટી દીપકમાળ :
દીવાળી તો ઝાકઝમાળ.

અમાસનો તિમિરાસુર હણવા
ઝગમગતો જો રથ જોડી;
દીપક-અસ્ત્ર લઈને દેવી
દીપાવલિ આવે દોડી!
વિદ્યુત સરખા એના વાળ :
દીવાળી તો ઝાકઝમાળ.

કુચે કચરે સાફ થયાં ઘર
સહુને ઉર ઉમંગ બઢ્યો;
અંતરની જુની આશા પર
નૌતમ નવલો રંગ ચઢ્યો;
જીવનનો એ મધુર જુઆળ :
દીવાળી તો ઝાકઝમાળ.

દીન જને ઘર લીપીગુંપી
લક્ષ્મીનાં પગલાં પાડ્યાં;
તો ય નગુણી ત્યાં નવ આવી,
ભિંતનાં ઘર શોભાવ્યાં;
ભભકાની ત્યાં મચી ધમાલ :
દીવાળી તો ઝાકઝમાળ.

સ્વાગત કરવા નૂતન વર્ષનું
સજ્જ થયાં સૌ નરનારી;
ખેસ દુપટ્ટા પટા પાઘડી,
સાડી નવરંગી ધારી;
ભોજન-વ્યંજન ભરીઆ થાળ :
દીવાળી તો ઝાકઝમાળ.

પચરંગી ધ્વજ તોરણ ફરકે
માનવનાં મંગલ ઝીલી;
વસંતની વનવેલી સરખાં
ચોટાંઓ ઉઠ્યાં ખીલી!
ઘરઘર કુંકુમ અબીલ ગુલાલ :
દીવાળી તો ઝાકઝમાળ.

લક્ષ્મી-શારદને સૌ પૂજે
ભાવ ધરીને નરનારી;
પુરોહિત પહોળા થઈ ચાલે
વિપ્રતણું ગૌરવ ધારી;
ગાજે એના કંઠ વિશાળ :
દીવાળી તો ઝાકઝમાળ.

ચંચળ પેલા ધનપતિની જો
નાક બરાબર દુંદ ચડી!
આળોટે ગાદીમાં જાણે
મગરે માંદણું લેશ પડી!
ઝગઝગ થાતાં એનાં ભાલ :
દીવાળી તો

ફુટે ફટાકા, છુટે હવાઈ,
ગોળા ગગન ભડાકા કે
વિદા થતા જો સંવત્સરનો
વરઘોડો ફુલેકું ફરે;
વાગે વાજાં વિવિધ રસાળ :
દીવાળી તો ઝાકઝમાળ.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ



# ચોસૂકુરા*

## ૧

તે ચોસૂકુરા વૃક્ષની વાત સૌકોઇ જાણે છે.

એક ગામને છેડે તે મોટું વૃક્ષ હતું. તેને જ્યારે ફુલ આવતાં ત્યારે એ લાલ ફુલની પાંદડીઓ પવનથી ઉડીને આખું ગામ છાઈ નાખતી. રસ્તા, ઘરો ને ઘાટ—બધુ લાલ લાલ થઇ રહેતું.

તેની નીચે, એક નાના ખંડેરમાં ચાની દુકાન હતી. સવારે કામે જતી વખતે ગામના સૌ મજુરો ત્યાંથી એકએક પ્યાલો ચાનો પી લેતા.

દુકાનદાર ઘણો ગરીબ હતો ચા વેચીને પોતાનું ગુજરાન ચલાવતો. ધીમે ધીમે તેની ઘરાકી વધવા લાગી. પછી તો દુકાન પરથી ઘરાક જ ખુટે નહિ. મજાકું થતાંથતામાં તો ચોસૂકુરાની નીચે લોકો બરાક જાય. તેની સ્ત્રી તથા નાની છોકરી બધાને ચા આપવા દોડાદોડ કરી મુકે. છતાં, એ બે જણ આટલી ઉતાવળ કરતાં પણ પહોંચી શકતાં નહિ. દુકાનદાર તો ફક્ત પૈસા લેવાનું જ કામ કરતો.

જોતજોતામાં દુકાનદાર પાસે પાંચ પૈસાનો છવ થયો. પછી તો તેણે એ ખંડેર ભાગી ઘર બંધાવ્યું. લક્ષ્મી તેના ઘરમાં પગ બાંધી રહી.

સૌ કહેવા લાગ્યા કે આ ચોસૂકુરાને લીધે તેનું ભાગ્ય ફર્યું. તે પોતે પણ એમ જ માનતો. જેના પ્રતાપથી તેના દુઃખના દિવસનો અંત આવ્યો તે વૃક્ષને ને દેવ પ્રમાણે પુજતો. તે તેના દુઃખનું સાથી હતું, તેથી તેના તરફ તેની એક ખાસ પ્રકારની મમતા બંધાઇ હતી. તે ઘણી મહેનત અને સંભાળપૂર્વક પોતાને હાથે જ તેની સેવા કરતો. પછી તો વૃક્ષને અડકવાનો પણ કોઇને હુકમ નહોતો.

તેના આ સૌભાગ્યની વાત દેશવિદેશમાં પ્રસરી ગઇ. દેશાન્તરથી લોકો તે વૃક્ષ જોવા આવવા લાગ્યા. સૌ એમ જ માનવા લાગ્યા કે જો કોઇના ઘરમાં આ વૃક્ષની એક ડાળ પણ આવે તો તેને ત્યાં લક્ષ્મી વાસ કરીને રહે.

## ૨

એક દિવસ બપોરની વખતે તે એકલો બેઠો હતો. તેવામાં એક માણસ તેની સામે આવી ઉભો રહ્યો. સૈનિકના વેશમાં તે સજ્જ થએલો હતો. કમ્મરે તલવાર લટકતી હતી. તેનો ચહેરો જોતાં જ, તેનામાં સહેજ પણ કોમળતા હશે એવું લાગે નહિ. સાક્ષાત્ યમરાજ! તેણે ખચકાઇને કહ્યું, 'ચોસૂકુરા ઝાડ જોવા આવ્યો છું.'

તેને જોતાંવેંત જ દુકાનદારના મનમાં તેને વીશે બીલકુલ સારો અભિપ્રાય થયો ન હતો. અને પછી તેનો અવાજ તથા માગણી સાંભળીને તો તેનું અંગ સળગી ઉઠ્યું. તે બોલ્યો, 'જોવા આવ્યો છે તો જો બાપુ! ઝાડને કાંઇ અમે પેટીમાં તો નથી રાખતાને?'

તે માણસે કહ્યું, 'ઝાડ ફક્ત જોવા જ નથી આવ્યો;—એક ડાળ જોઇએ છે! સથીમથીને મરી ગયો, પણ આજ સુધી ઘરમાં એક કોડી સરખી યે લાવી શક્યો નથી. લોકો કહે છે કે આ ચોસૂકુરાની એક ડાળ ઘરમાં રાખી હોય તો પૈસાની ખોટ જ ન રહે. મારે તેનું પારખું જોવું છે!'

દુકાનદાર બોલ્યો, 'તે કાંઇ બનશે નહિ, બાઇ! આ ઝાડ હું કોઇને કાપવા દેતો નથી.'

તે માણસ સહેજ હસીને બોલ્યો, 'મને એવો ન ધારતા કે તમે મના કરશો એટલે જતો રહીશ. હું તો જે મારા મનપર લઉં છું તે પાર જ પાડું છું.'

* જાપાનના એક ઝાડનું નામ

હતો. ચારે દિશા ખાવા ધાતી હતી. તેના મનમાં થયું કે નિર્મૂળ થતી વખતે ઝાડ ભયથી થરથર કંપે છે. તેને અતિ હર્ષ થયો. તે ખુબ જોરથી 'હા હા' કરતો હસી ઉઠ્યો. ગોમુકુરા વૃક્ષને પાંદડેપાંદડેથી જાણે તે વિકટ હાસ્યનો પ્રતિધ્વનિ થવા લાગ્યો !

એટલામાં તો તેણે સાંભળ્યું કે મનુષ્યના સ્વરે ઝાડ બોલે છે, ' માર મા,...મને માર મા. તેમ કરવાથી કદિ તારૂં ભલું નથી થવાનું.'

ઝાડને મનુષ્યને સ્વરે બોલતું સાંભળી તે ચમક્યો. તેના અંગમાં ઝણઝણાટ થઇ રહ્યો.

તે ન માનતાં તે બોલ્યો, ' ભલું થાઓ, ભુંડું થાઓ—આજ મારા હાથમાંથી તું બચવા પામીશ નહિ ! '

વૃક્ષ ફરી બોલ્યુ, ' હજુ પણ સમય છે. હજુ પણ પાછો ફર. નહિ તો તારી દુર્ગતિનો પાર રહેશે નહિ ! '

આ સાંભળી તે ફરી એકવાર હસ્યો. ફરી તેના હાસ્યથી એવડું મોટું ગોમુકુરા વૃક્ષ કંપી ઉઠ્યું.

મ્યાનમાંથી તલવાર કાઢી તેણે વૃક્ષ પર ઘા કર્યો. મનુષ્યના સ્વરે વૃક્ષ કારમી ચીચીઆરી પાડી ઉઠ્યું. તે વખત તેનું કઠોર હૃદય પણ કોણ જાણે શાથી કંપી ઉઠ્યું.

ગોમુકુરાની ટોચ ઉપર તે વેળા ચંદ્રનો ઉદય થયો. તેના પ્રકાશમાં તેણે જોયું તો તેની તલવાર લોહીથી ખરડાએલી હતી. તેણે વિચાર્યું કે 'આ તો નવાઇની વાત ! આવું તો ક્યાંય દીઠું નહિ. વૃક્ષમાં મનુષ્યનું લોહી ! '

એટલામાં ચંદ્રનો પ્રકાશ વધુ ઉજ્જવળ થયો, તો તેણે જોયું કે છેદાએલા મસ્તકવાળો એક મનુષ્યનો દેહ પડ્યો છે !

આ શું ? એ તો એનો વૃદ્ધ પિતા !

( બંગાળી ઉપરથી ) **નરહરિ દ્વારકાદાસ પરીખ**

# ગણિત–ગમ્મત

કોઇએ પોતાના મનમાં ધારેલી રકમ તમે કહી શકો.

કોઇ માણસને અમુક રકમ ધારવાનું કહો.

માનો કે તેણે ૭ ધાર્યા. પછી એને નીચે પ્રમાણે કહેતા જાઓ :

| | |
|---|---|
| એને બેએ ગુણો ... ... ... | ૧૪ |
| એમાં ૪ ઉમેરો ... ... ... | ૧૮ |
| એને પાંચે ગુણો ... ... ... | ૯૦ |
| એમાં ૧૨ ઉમેરો ... ... ... | ૧૦૨ |
| એને દસે ગુણો ... ... ... | ૧૦૨૦ |

પછી શી રકમ આવી તે જણાવવાનું કહો.

જે રકમ આવે તેમાંથી તમારા મનમાં ૩૨૦ બાદ કરો ... ... ...૧૦૨૦–૩૨૦=૭૦૦

હવે છેવટનાં બે મીંડાં કાઢી નાખો એટલે ધારેલી રકમ આવશે.

* * *

એક રાણી, તેની દીકરી અને દીકરાને એક ઉંચા મીનારાને મથાળે કેદી તરીકે પુરવામાં આવ્યાં હતાં. તેમનાં વજન અનુક્રમે ૧૯૫ શેર, ૧૦૫ શેર અને ૯૦ શેર હતાં. મીનારાની બારી આગળ એક ગરગડી હતી, અને તેના ઉપર થઇને એક દોરડું જતું હતું. દોરડાને બંને છેડે એકેક ટોપલી એવી રીતે બાંધેલી હતી કે જ્યારે એક ટોપલી જમીનને અડકે ત્યારે બીજી ટોપલી બારીની પાસે આવી રહે. કહેવાની જરૂર નથી કે બે ટોપલીમાંથી જેમાં વધારે ભાર મુક્યો હોય તે નીચે ઉતરે, અને જેમાં ઓછો મુક્યો હોય તે ઉંચે ચડે. પણ જો બને ટોપલી માંહેના ભારનો તફાવત ૧૫ શેર કરતાં વધારે હોય, તો ગતિ એટલી વધી પડતી કે બેસનાર જોખમમાં આવી પડે. વળી દોરડાની સ્થિતિ જોતાં આ ગતિને હાથથી પણ અટકાવી શકાય એમ નહોતું. આ ઉપરાંત મીનારાની અંદર તેમની પાસે એક જ સાધન હતું:—૭૫ શેર વજનનો એક તોપનો ગોળો. આમ છતાં તે ત્રણે નાસી છુટ્યાં. તો તે કેમ બન્યું ?




ચીતરવાનું કામ કદાચ બધાંને ન આવડે, પણ સારા અક્ષર લખવાનું તો કોઇ પણ માણસ ધારે તો કરી શકે. જુના વખતમાં તો સારા અક્ષરોનું ચીતરામણ આવડે એ તો ચિત્રકળાનું એક અગત્યનું અંગ આવડ્યું ગણાતું. એ કાળમાં અક્ષરો લખનાર લહીઆ કારીગરોમાં ખપતા. અત્યારે પણ એ લહીઆઓના હાથના અક્ષરોના નમુના જોઇએ છીએ ત્યારે તેની છટા, શોભા અને સુંદર વળાંકો જોઇ તાજુબ થઇ જઇએ છીએ.

તમને તમારા ઘરમાં સુંદર ને પ્રેરક વાક્યો, સરસ શ્લોકો, કે જીવનમંત્રોની તકતીઓ લખીને ચોડવાનો શોખ થાય; તમારા ઘરને બારણે તમારું નામ લખવાની જરૂર પડે; કોઇ વખત ઉત્સવમાં કે મંગળ પ્રસંગે મંડપની શોભા માટે મોટા અક્ષરો કાગળમાં કોતરવા પડે; ત્યારે સારા અક્ષરો લખવાની કળાની જરૂરીઆત સમજાઈ હોવી જોઇએ.

તમારાં પુસ્તકોનાં પુંઠાં ઉપર કે તમારા સામાન ઉપર તમે સફાઇદાર, સ્વચ્છ, આકર્ષક અક્ષરો લખી શકો તો તમને તે ચીજો શોધી કાઢતાં બહુ સરળતા થાય. તમારા સામાન પર તમે સ્વચ્છ અક્ષરો લખી રાખ્યા હોય તો મુસાફરીમાં કોઈ પણ માણસ તે જલદી ઓળખી શોધી આપે. આ અને આવી અનેક રીતે સારા અક્ષરો લખવાનું કામ શોભા અને સગવડ ખાતર બહુ ઉપયોગી થઇ પડે છે. અને તે તમે બહુ જ થોડી મહેનતે શીખી શકો.

શરૂઆતમાં તો તમે અરધા ફુલસ્કેપના માપની જાડા કાગળોની એક ચોપડી બાંધો. વીસપચીસ પાનાં બસ છે. પછી તેમાં ચારપાંચ પાનાં પર પાછળ નમુનો બતાવ્યા પ્રમાણે લીટીઓ આંકી ચોરસ ખાનાં પાડી નાખો. આ રીતે ગમે તે માપના અક્ષરો લખવા માટે આટલી પહેલી તૈયારી કરી લો.

અક્ષરનું માપ ત્રણ ઇંચથી વધારે મોટું ન રાખતા. લીટીઓ બરોબર સરખે અંતરે અંકાય અને ખાનાં બધાં એકસરખાં ચોરસ રહે તેની ખાસ કાળજી રાખજો. પહેલેથી ચોક્કસ અંતરે બિન્દુઓ મુકી જશો તો આંકતી વેળા ભુલ નહિ થવા પામે.

પહેલાં તો ઉભા કાનાનો વળાંકો બરોબર સમજી લો. તેના રૂપમાં ફેરફાર ન થાય તે માટે ખાસ સાવચેતી રાખજો. જ્યાં જ્યાં કીત્તો વળે ત્યાં ત્યાં જે કાપ પડે છે તે બધા કાપ એકસરખે ખુણે જ કપાતા રાખવા જોઇએ. તેમાં ભુલ થાય તો કાનો બેડોળ લાગે. કાનો કરતાં જે ભુલો થવાનો સંભવ છે તે પ્રથમથી જ જાણી લો, અને તમારા કામમાં એવી ભુલો ન થવા દેવાની કાળજી રાખો.

કાના પછી વળાંકાવાળાં પાંખડાં હાથે બેસાડો. પાંખડામાં જ્યાં જ્યાં ઉભી રેખાઓ આવે છે ત્યાં ત્યાં બધે તેનું સીધાપણું બરોબર જળવાય છે કે નહિ એ દરેક વખતે ખાસ ધ્યાન રાખીને તપાસતા રહો.

ત્યાર પછી વધારે અઘરા વળાંકો લો. આ વળાંકો કરતાં આંકેલાં ખાનાં તરફ બરોબર ધ્યાન આપજો, અને દરેક ખાનામાં દરેક લીટી કેટલી કમાન કરે છે તે પર ચોક્કસ ધ્યાન આપી બરોબર અનુકરણ કરજો.

'ગ' 'ર' 'ચ' 'સ' શ' 'ક્ષ' આ અક્ષરોનો પાકો અભ્યાસ કરી લો. પછી તેથી ઉલટા વળાંકાવાળા અક્ષરો 'દ' 'છ' 'ધ' 'ઘ' 'ય' 'વ' વગેરે ઉપર ધ્યાન આપો.

સૌથી વધારે અઘરા, છતાં સુંદર અને છટાદાર વળાંકો હાથે બેસાડતાં તમને જરા વખત લાગશે. પણ આ પદ્ધતિને વળગી રહી તમે તે અક્ષરો પાકા યાદ કરી લેશો તો જરૂર સફળ થશો.

આ રીતે માપસર દરેક અક્ષર નમુના પ્રમાણે તમે કરી શકો છો એમ લાગે એટલે નીચે પ્રમાણે થોડી તૈયારી કરી એક સારો કીત્તો લઇ તે વડે



અથવા રંગીન ચાક મળે તો વધારે સારું.

દરેક કાનો બરોબર ઉભો જ થવો જોઈએ; દરેક વળાંકો જોસદાર કમાન કરતો હોવો જ જોઈએ; દરેક કાપો બીજા કાપાઓને મળતા ખુણાનો જ થવો જોઈએ; દરેક અક્ષરની જાડાઈ એકબીજાને મળતી એકસરખી જ રહેવી જોઈએ;—આટલી બાબતો ભુલાય નહિ તેની ખાસ કાળજી લેજો.

છુટે હાથે અક્ષરો લખો તે પહેલાં આ પ્રમાણે નીશાનીઓ કરી, પછી પાકી જાડી લીટી દોરવી.

તમને લાગે કે હવે તમે કોઈ પણ અક્ષર સહેલાઈથી ખેંચી શકો છો ત્યારે તમે નાનાં વાક્યો કે સુત્રો લખવાનું શરૂ કરો. તેમાં પણ પદ્ધતિ ન વીસારતા: 'ત્રણ લીટીઓ કરવી; દરેક કાનો સીધો ઉભો રાખવો; દરેક વળાંકો ચાટીલી કમાનદાર કરવો; બધા કાપા એકસરખા લાવવા; બધા અક્ષરોની જાડાઈ એકસરખી રાખવી.' કાનો સીધો ઉભો કરવા માટે ફુટપટી કે કાટખુણાથી નીશાનીઓ કરી લેવી.

લગભગ બે ઈંચના માપના અક્ષરો છુટે હાથે લખો.

આમ મુળાક્ષરના બધા અક્ષરો—આખો કક્કો—અને તેના જુદા જુદા કાપ તમને યાદ રહી જાય તો જાણો કે તમે ઘણા આગળ વધી ગયા છો.

હવે તમે મોટા મોટા અક્ષરો કરવાની શરૂઆત કરો. તે માટે ઘરમાં એકાદ મોટા પાટીઆ ઉપર હલકા કાગળો ચોડી, તે પર પોચી પેન્સિલથી લખવાની તાલીમ લો.

પહેલાં ફુટપટીથી ત્રણ લીટીઓ આંકી સામે બતાવ્યા મુજબ છુટે હાથે અક્ષરો લખો. પોચી પેન્સિલને

જે વાક્ય કે સુત્ર લખવું હોય તે, પહેલાં તો, એક હલકા કાગળ પર સારું લખી જાઓ. પછી કારબન કાગળની મદદથી, અથવા એ કાગળની પાછળ પેન્સિલનો કે રંગીન ચાકનો ભુકો ઘુંસીને, તે કાગળ બીજા કાગળ પર રાખી, પેન્સિલ વડે ઘુંટીને તેની રેખાઓ ઉતારી લો; અને સ્વચ્છ રેખામાં

તે ફરી ઉપાડો. હવે, આ રીતે તૈયાર થએલા અક્ષરમાં તમે કોઇ પણ જાતની ઘેરી શાહી કે રંગ ભરશો ત્યારે તમને તમારા કામથી અનહદ આનંદ થશે.

વળાંકો અને કાપાનો ખ્યાલ જો તમને બરોબર રહ્યો હશે તો કાતા વડે છુટે હાથે પણ તમે કારીગર લહીઆ જેવા જ અક્ષરો લખી શકશો. નાનાં લેબલો, ચોપડીનાં પુંઠાં ઉપરનાં નામો, સુચનાઓ વગેરે લખવામાં કીત્તાની જરૂર પડવાની જ; એટલે કીને લખતાં શીખી જવું જરૂરનું છે.

અક્ષરો કાઢતા આવડી ગયાની ખાતરી થઇ ગયા પછી, તેમાં રંગ ભરવાનું શીખવા માંડવું. રંગ ભરવા સારૂ પીછીની મદદ બહુ કામની છે. તે માટે 'સેબલ'ના વાળની સારી નં ૧ ની તથા નં. ૫ ની પીછીઓ લઇ રાખવી. પીછીથી રંગ ભરતાં શીખતાં થોડો વખત મુશ્કેલી પડશે. પણ ફાવી ગયા પછી તો તેના જેવી સરળતા તમને બીજા કોઈ સાધનમાં નહિ જણાય.

પીછીનો મહાવરો જારી રાખ્યા પછી તો પેન્સિલની નીશાનીઓ કર્યા વિના પરભાર્યા જ પીછીથી સુંદર અક્ષરો કાઢી શકશો. અને બધા વળાંકા પર તમારા હાથનો કાબુ જામ્યો હશે તો તો એ અક્ષરોના મરોડમાં તમે અવનવા સુંદર ફેરફારો કરીને તેમાં વધુ સુંદરતા લાવી શકશો. તે માટે થોડા નમુના આપ્યા છે તે જોશો તો સમજાશે.

તમે સારાં વાક્યો કે સૂત્રો લખો તેની ચારે બાજુ જાળીપાતળી લીટીઓ, વેલપટ્ટીઓ, બુટ્ટાઓ, કે સુંદર ખુણીઆ મુકીને તેની શોભા વધારી શકો.

આવા શોભાશણગાર કે વેલબુટ્ટાઓ તમને પોતાને ચીતરતાં કે ઉપજાવી કાઢતાં ન આવડતાં હોય તો ક્યાંક એના સારા નમુના જુઓ તેમાંથી પસંદ કરીને પણ તેનો ઉપયોગ કરી લેવો. એમાં કશો વાંધો નથી. એવા નમુનાઓ ઉપર સોંસરૂં દેખાય તેવો પાતળો કાગળ મુકી, ટ્રેસ કરી લો અને પછી તમારા ઉપયોગમાં લઇ લો.

કોઇકોઇવાર સુચના કે દિશા બતાવવા સારૂ હાથ કે એવી આકૃતિઓ ને નીશાનો મુકાય છે. તે કેમ દોરવાં એ પણ આ સાથે બતાવ્યું છે.

[ અક્ષરોમાં વિવિધ સુંદરતા કેમ લાવવી, જુદાં જુદાં તેલ વારનીશોનો ઉપયોગ કેમ કરવો, તથા ધાતુ, પાટીઆં કે કપડાં ઉપર લખતાં પહેલાં કેવાં અસ્તર લગાડવાં, તે કોઈ બીજે પ્રસંગે બતાવાશે. ]



વજીર—(નવાબને) ગઈ કાલે મુંબાઇ યુનિવર્સિટીની બી. એ ની પરીક્ષાનું પરિણામ આવી ગયું.

નવાબસાહેબ—આપણી કૉલેજના છોકરાઓ પણ મુંબાઇ ગયા હતા ને? એમાંથી કેટલા પાસ થયા?

વજીર—આપણા વીસમાંથી પંદર પાસ થયા. એટલે બીજી કૉલેજ કરતાં પરિણામ તો સારૂ આવ્યું; પણ—

નવાબ—કેમ પણ? આપણા વિદ્યાર્થીઓને કંઇ અન્યાય થયો કે શું?

વજીર—જી ના, ગરીબપરવર; એવું તો કંઇ નહિ. પણ એલ્ફિન્સ્ટન કૉલેજના પાંચ વિદ્યાર્થીઓ ફર્સ્ટ કલાસમાં આવ્યા અને આઠ સેકન્ડ કલાસમાં આવ્યા. વિલ્સન કૉલેજના પણ ફર્સ્ટ અને સેકન્ડમાં આવ્યા. ફક્ત આપણા જ બધાય વિદ્યાર્થીઓ થર્ડ કલાસમાં આવ્યા.

નવાબ—અરે, તમે એમ કેમ બનવા દીધું? મુંબાઇની કૉલેજોવાળા બધા તવંગર એટલે ફર્સ્ટ સેકન્ડમાં આવે, અને આપણા વિદ્યાર્થીઓ શું ગરીબ છે કે થર્ડ કલાસમાં બેસીને આવે? તમે ક્યાં ઉંઘતા હતા? આપણું સલુન કેમ સાથે ન મોકલ્યું? મુંબાઇવાળા ફર્સ્ટ સેકન્ડમાં આવે તો આપણા સલુનમાં કેમ ન આવે?

*

કોઇ ગામડાનો માણસ પહેલી જ વાર શહેરમાં આવેલો. તે ટપાલ ઑફિસે કાગળ નાખવા ગયો. પેટીમાં કાગળ નાખ્યા પછી થોડી વાર કંઇ વિચાર કરતો ઉભો રહ્યો. પછી ટપાલ ઑફિસના "પુછપરછ"વાળા પાટીઆ આગળ જઇ ત્યાં બેઠેલા માણસને પુછ્યું, 'માસ્તર, મેં હમણાં કાગળ નાખ્યો તે કેટલેક પહોંચ્યો હશે?'



# કિરીટ

લેખક
શ્રી ધનગોપાલ
ચિત્રકારઃ રવિશંકર પંડિત



એકાએક સઘળે શાન્તિ છવાઈ ગઈ, અને થોડી જ વારમાં કોણ જાણે ક્યાંથી, વાદળનાં ધમસાણ જેવું હાથીઓનું એક મોટું ટોળું શાન્તિથી ધીમે ધીમે ચાલ્યું આવતું જણાયું. સઘળે અંધારઘોર હતું.

કિરીટે મને કહ્યું, 'ઝાડ ઉપર ચઢી જા. આજની રાત તારે મને છૂટો રહેવા દેવો પડશે.'

સ્વપ્નમાં કે ઉંઘમાં–કોણ જાણે કેમ–હું કિરીટના કહેવા મુજબ ઝાડે ચડી ગયો. કિરીટે ત્યાં ઉભા રહીને પડકાર કર્યો એટલે હાથીઓનું પેલું આખું ટોળું ઉભું રહી ગયું. તેઓ અંદરઅંદર જે કંઈ બોલતા હતા તે હું સમજી શકતો હતો. કિરીટને જોઈને એક જુવાન દેખાતા હાથીએ તેના સામે જોઈ હસીને કહ્યું, 'જોયા આ બાપસાહેબ? એના પગમાં સાંકળનો ડાઘ છે. માણસની ગુલામીની એ નીશાની છે.'

કિરીટે પોતાની સૂંઢ ઉંચી કરી ત્રાડ મારી, અને તેમના એ લવારો શાન્ત કર્યા. પછી તે બોલ્યો, 'આજે હું તમારામાંની એક હાથણી પસંદ કરી લેવાનો છું. તમારામાંથી કોને મારા બળની પરીક્ષા કરવી છે? ચાલ્યા આવો.'

એક જુવાનડો બોલ્યો, 'તારી ઉંમર કેટલી?'

'મરદની ઉંમર ન પુછાય:' કિરીટે જવાબ આપ્યો, 'તમારામાંથી ગમે તે સામે આવે.'

એ ટોળાના મુખી જેવા જણાતા એક હાથીએ ગંભીરપણે ડોકું ધુણાવી કહ્યું, 'અમારામાંના નાના નાના પણ એવા છે કે જેમણે જંગલના વિકરાળ વાઘોને પણ નમાવ્યા છે; કેટલાક નાનેરાઓએ મોટી ટેકરીઓના ભુક્કેભુક્કા ઉડાડી મુક્યા છે; કેટલાકે જંગલોનાં જંગલો પોતાની સુંઢના સપાટે જડમુળથી ઉખેડી નાખ્યાં છે. માટે, ઓ માણસજાતના ગુલામ, જરા અભિમાન છોડી નરમાશથી વાત કર. અમારા જેવા જંગલવાસીઓમાંથી હાથણી ઝુંટી જવાની તારી ગુંજાશ નથી.'

કિરીટ ત્રાડ મારીને બોલ્યો. 'તમારી તરફ જે હો તેને સામો લડવા મોકલો. મારે કબુલ છે.'

તરતજ નાનકડી કુદતી આવતી દંતુશળોવાળો, એક જુવાન હાથી ટોળામાંથી બહાર નીકળી સામો આવી ઉભો અને ત્રાડ મારી. કિરીટ ટટ્ટાર થયો. મેં તેના આખા શરીરમાંથી રોમાંચનો એક કંપ પસાર થતો

જોયો. મેં ધીમેથી કહ્યું, 'જોજે પાછો હઠતો !'

તેણે પોતાની સુંઢ ઉંચી કરી મારા તરફ ઇશારો કર્યો, અને પછી તરત પોતાના સામાવાળીઆ પર તુટી પડ્યો. થોડીવારમાં એક નાનકડી સુંદર હાથણી ટોળા-માંથી બહાર નીકળી જરા દૂર જઇને ઉભી રહી. તે ઉપરથી મેં જાણ્યું કે તે જ આ દ્વંદ્વયુદ્ધમાં જીતનારને વરવાની હશે.

બે મોટા ખડકો એકબીજા સાથે અથડાતા હોય તેમ એ બે હાથીઓ સામસામા હુમલા કરતા હતા. કિરીટના દંતુશળ બરોબર ઘા કરી શકે એટલા લાંબા હજુ થયા નહોતા. તેથી તેને સામાવાળીઆના દંત-ના ઘાથી પોતાનું રક્ષણ કરવાને બહુ જ સાવચેત રહેવું પડતું. એટલામાં તો એ બે હાથીઓએ સુંઢોના આંકડા બીડી ચકરચકર કુદડી ફરવા માંડી. કોઈ મોટો ડુંગર ભમરડાની પેઠે ગોળ ફરતો હોય એવું એ લાગતું હતું. અચાનક તેઓ અટક્યા, અને કિરીટ પોતાના આગલા પગ ઉંચા લઈ પાછલે પગે ઉભો થયો. એ જ ઘડીએ પેલો જંગલી હાથી પોતાની સુંઢ છોડવી નાખી કિરીટની સુંઢ પર દંતુશળનો ઘા કરવા ધસ્યો. પણ કિરીટે સમયસુચકતા વાપરી પોતાના માથા વડે તેને એવી તો ટક્કર મારી કે તે પાછો ધકેલાયો, અને વચમાં આવેલા એક ઝાડ સાથે અફળાવાથી પડતો પડતો બચી ગયો. હાથીઓની લડાઇમાં એવું હોય છે કે જે પડ્યા તે હાર્યા.

કિરિટે ધાર્યું કે પોતાનો હરીફ પડ્યો. એટલે તે તો જીતના વિચારથી આનંદ પામતો ઉભો હતો. તે આમ ગાફલ હતો એટલામાં પેલા જંગલી હાથીએ સાવચેતીથી પોતાનું શરીર સંભાળી લઇ ફરી હુમલો કર્યો. આ ઓચીંતું શું બન્યું તેનો કિરીટ વિચાર કરે તે પહેલાં તો દુશ્મનના દંતુશળ તેની ગરદનમાં પેસી ગયા. એક કારમી ચીસ પાડી કિરીટ પાછો હઠ્યો, અને પોતાની ગરદન સામાના દંતુશળમાંથી ખેંચી કાઢી. તેના શરીરમાંથી એક ભારે થથરાટી પસાર થતી મેં જોઇ. હાથીનું ટોળું આનંદથી કીકીઆરી કરી ઉઠ્યું, અને તેઓ અંદરઅંદર કહેવા લાગ્યા કે 'આપણે જીત્યા છીએ.'

પણ તરત કિરીટે ગોળ કુંડાળું ફરવા માંડ્યું. સામાવાળાએ પણ તેમ કરવા માંડ્યું, અને પાછા તેઓ સામસામા આવ્યા. આ વખતે આકાશ મેઘથી છવાઇ રહ્યું હતું અને વાદળનાં શિખરો ઉપર વીજળીની તીણી જીભો લબકારા કરી રહી હતી. આ દ્વંદ્વયુદ્ધ કરતા હાથીઓની ત્રાડોમાં મેઘગર્જના તો ક્યાંયે સમાઇ જતી હતી.

વળી પાછા બંને હાથીઓએ સુંઢોના આંકડા બીડી જોરથી કુદડી ફરવા માંડી. ઓચીંતી કિરીટે પોતાની સુંઢ મુકી દીધી અને પોતે સ્થિર ઉભો રહી ગયો. તેનો હરીફ તો હજી કુદડી જ ફર્યા કરતો હતો. લાગ જોઈ કિરીટે તેના પડખામાં એવા તો જોરથી માથાની ઢીક મારી કે તે ગોથું ખાઇ નીચે પડ્યો. જેવો તે ઉભો થવા જતો હતો તેવો જ કિરીટે દોડી જઇ પોતાના આગલા પગ વડે તેને દબાવી દીધો. હાથીઓના આખા ટોળામાં આશ્ચર્ય અને વખાણના અવાજો થઇ રહ્યા. વૃદ્ધ મુખી હાથી બોલ્યો, 'થયું; તું જીત્યો છે.' તરત કિરીટ ખસી ગયો. ટોળું એને રસ્તે પડ્યું. હારેલો હાથી ક્યાં ગયો તે જણાયું જ નહિ.

પેલી હાથણી જે અત્યાર સુધી દૂર ઉભી ઉભી લડાઇના પરિણામની વાટ જોતી હતી, તે હવે કિરીટની પાસે આવી. એટલામાં તો પાસેના ઝાડ પર એક મોટા ભયાનક કડાકા સાથે વીજળી પડી. આખું જંગલ તેના ઘોર અવાજથી ગાજી ઉઠ્યું, અને બીજી જ પળે મુશળધાર વરસાદ તુટી પડ્યો. હું તો ઝાડની જે ડાળ પર બેઠો હતો તેને આંધળીઆં કરીને જોરથી વળગી જ પડ્યો, કારણકે વરસાદ એટલો જોસબંધ પડતો હતો કે સ્થિર રહેવું મહામુશ્કેલ હતું.

આમ કેટલી ઘડી વરસાદ વરસ્યા કર્યો હશે તેનું મને ભાન ન રહ્યું. પણ મેં આંખ ઉઘાડી ઉંચું જોયું ત્યારે આકાશમાં થોડું થોડું અજવાળું જણાયું. હજી પણ મોટાં મોટાં ફોરાં તો પડતાં જ હતાં. પણ થોડી વારે તપાસ કરતા જણાયું કે એ તો ઝાડનાં ભીંજાએલાં પાંદડા પરથી પાણી ટપકતું હતું. વરસાદ તો રહી ગયો હતો. પણ હજી નીચે ઉતરવાની મારી હિમ્મત ન ચાલી.




હાથમાં હોકો
કરે ખોંખા
મુછડી વાંકી
પાળ રૂપાળ
બાંધેલ ઘોડી
પગમાં
એ એંધાણીએ
રજપુત

પહેલાં ચીસ, ત્રાડ અને મોટો ભડાકો ...માં. મેં જાણ્યું કે શીકાર પર પડ્યો. તમને કદાચ નહિ ખબર હોય, કે વાઘની ત્રાડો જુદી જુદી જાતની હોય છે. તે ભુખ્યો ડાંસ જેવો થઇ શીકારની શોધમાં જંગલમાં ચોમેર ભમતો હોય છે ત્યારે ગુસ્સાની વિકરાળ ત્રાડ પાડે છે; જ્યારે શીકાર તેના હાથમાં આવવાનો હોય છે ત્યારે આનદથી ત્રાડ પાડે છે; એ ત્રાડ સાંભળતાં જ શીકાર અધમુઓ થઈ જાય છે. શીકાર ખાઇ રહ્યા પછી તે ધરાય છે ત્યારે ધીરૂંધીરૂં ઘુરકે છે.

ગયો હતો અને જંગલમાંથી જુદાં
અવાજ સંભળાતા હતા. થોડી
નીચે પ્રાણીઓની હલચલ સંભળાવા
બેઠેલાં વાંદરાં પોતાનાં ડીલ પરથી
લાં હતાં, અને નીચે કોઇ પશુનાં
ભળાતાં હતાં. પણ અચાનક બધું
અને નીચેના ઘાસમાં વાઘના ચરાપટા
ી હીલચાલ થતી જણાઇ.

થોડી વારમાં પ્હો ફાટ્યો. મેં કિરીટને ઝાડ નીચે શાન્તિથી ઉભેલો જોયો. નીચે ઉતરીને મેં તેના શરીર પર હાથ ફેરવી તપાસી જોયું કે રાતની લડાઇના કંઇ ઘા તેના પર હતા કે કેમ ? પણ વરસાદમાં બધું ધોવાઇ ગયું હશે તેથી કંઇ જણાયું નહિ.

કિરીટ પર સવાર થઇ નદી પાર કરી હું પાછો સામે કાંઠે ગયો. ત્યાં ઝાડ પર કપિ રાતના વરસાદથી પલળેલો ઠુંઠવાઇને બેઠો હતો. અમને જોતાંવેંત તે નીચે કુદી આવી ચારે ખભે બેસી ગયો. થોડી જ વારમાં સૂર્યોદય થયો. અમે અમારે રસ્તે પડ્યા; અને રસ્તામાં બીજી કશી મુશ્કેલી વેઠ્યા સીવાય સલામત ઘેર પહોંચ્યા.



# સ્કાઉટ્સ અથવા કુમારસેના

### 'સ્કાઉટ' એટલે કુમાર

કોઈ વાર્તામાં આવતો રાજકુમાર તમને સાંભરે છે? કોઈ તેમના દુશ્મન હોય તે જઇને રાજાને ઉધું-ચતું સમજાવે અને તેને દેશવટો અપાવે. રાજા તેનું મોં પણ જુવે નહિ, અને કાળો ઘોડો તથા કાળો પોશાક મોકલી આપે. એ જોઈ કુમાર પોતાને થએલી સજા સમજી જાય, અને નગર છોડી ચાલી નીકળે. કોઇ પારકા રાજ્યમાં પહોંચતાં ને જંગલો ને રણો વટાવે, ચોર-બહારવટીઆ જોડે લડે, અને અનેક સાહસ તથા પરાક્રમ ખેડતો તે પરરાજ્યમાં મોટું માન પામે. ઘણાં વર્ષે રાજાને તે નિર્દોષ છે એવું લાગે, એટલે પશ્ચાત્તાપ કરી કુમારને પાછો બોલાવે, અને દુનીઆનો પુરો અનુભવ લઇ બાહોશ થઇ આવેલા કુમારને રાજગાદી સોંપી પોતે વનવાસ સેવે.

કુમારનું આ પ્રથમ જીવન તે 'સ્કાઉટ' જીવન. રામચંદ્રજીએ એવી જીંદગી ગાળી છે; શ્રીકૃષ્ણે પણ એવું જંગલ-જીવન ખેડયું છે; પાંડવોને પણ વનવાસ-માં ઓછા અનુભવ નથી મળ્યા. એ કુમારો પોતાના બળે અને બુદ્ધિ પર વિશ્વાસ રાખી, અજાણ્યાં જંગલોમાં અને નગરોમાં, સામાન્ય માણસો પેઠે ઘુમતા ને સુખ-દુઃખ વેઠતા એટલું જ નહિ, પણ કેટલાં યે દુખીઆંની વ્હારે ધાઈ તેમનાં દુઃખ ફેડતા. પરદુઃખભંજન રાજા વીર વિક્રમ રાજ ચલાવતાં છતાં યે 'સ્કાઉટ' જેની કલા હતો. રોજ રાતે અંધારપછેડો ઓઢીને એ પોતાની પ્રજાની દશા ગુપ્ત રીતે નીહાળતાં ફરતા, અને દુખીઆંનાં દુઃખ જાણી ગમે તે જોખમે એ દૂર કરતા. માટે જ તો આજે આપણે એમને 'પરદુઃખભંજન' કહી અમર રાખ્યા છે.

હાલનો 'સ્કાઉટ' પણ રોજ એકાદ સારૂં કામ કરવાની પ્રતિજ્ઞા ધારણ કરે છે. એ જો પરદુઃખભંજન વિક્રમનું ચરિત્ર વાંચે તો તેને સેવાના અનેક માર્ગો મળે. વિક્રમરાજાનાં સત્કાર્યો તો એટલાં બધાં હશે કે પ્રજાએ તેમની યાદગીરી રાખવા તેમનો સંવત આજ સુધી ચાલુ રાખ્યો છે. એ મહાન ભારતીય 'સ્કાઉટ'ને થઇ ગયાને આજે ૧૯૮૦ વર્ષ થયાં.

સ્કાઉટ ઇશ્વરનું જગત જોવાને હંમેશ ઉત્સુક હોય છે. નવા દેખાવ, નવા અનુભવ, નવું જ્ઞાન અને નવી સ્થિતિ મેળવવા એ આતુર રહે છે. એ જ્યાંજ્યાં દુષ્ટતા જુએ ત્યાંત્યાંથી તેને પોતાના શૌર્ય વડે હાંકી કાઢે. એ સત્યનો સંગાથી થઇને રહે એટલું જ નહિ, પણ અસત્યને ઉઘાડું પાડે. આપણો ક્ષત્રિય કુમાર 'સ્કાઉટ' કરતાં લેશ પણ ઓછો નથી એટલે જ અમે 'સ્કાઉટ'ને 'કુમાર' કહ્યો છે.

### 'સ્કાઉટ' શબ્દનો મુળ અર્થ

'સ્કાઉટ' શબ્દ અંગ્રેજી છે. ગુજરાતીમાં તેને આપણે 'બાલચર' કે 'બાલસૈનિક' કહીએ છીએ. પણ તેથી એ શબ્દનો પુરો અર્થ સમજાતો નથી. બાલ-ચર કે બાલસૈનિકને બદલે 'કુમાર' શબ્દ જ યોગ્ય છે; અને 'બાલચમુ' કે 'બાલસેના'ને બદલે 'કુમારસેના' જ ઠીક જણાય છે.

'સ્કાઉટ'નો મુળ અર્થ તો પગી છે. પગીનું કામ, ગામ કે શહેરની આસપાસ ભમવાનું અને વસ્તીના

બહાર ફરતા ચોર, લુટારા કે બદમાશો પર નજર રાખવાનું હોય છે. પગી ગીચ જંગલનો અને આડા-અવળા રસ્તાઓનો ભોમીઓ હોય છે. ગુજરાતનાં ગામડાંઓમાં પગી રાતે ચોકી કરે છે. તેઓ ચોરના 'સગડ' એટલે 'પગલાં' શોધી કાઢવામાં એક્કા હોય છે, અને તેથી તેમને 'પગી' કહેવામાં આવે છે.

હમણાં 'સ્કાઉટ' શબ્દ વધુ વિશાળ અર્થમાં વપરાવા લાગ્યો છે. 'સ્કાઉટ'-ના ધર્મ ને જવાબદારીઓ વધ્યાં છે. 'સ્કાઉટ' એકલો પગી નહિ, ચોકીદાર કે સીપાઈ નહિ, તેમ પગારદાર નોકર કે ભાડુતી લડવૈયો પણ નહિ. 'સ્કાઉટ'માં સેવા કરવાની સ્વેચ્છા હોય; આજ્ઞાંકિતપણું ને અધીનતા હોય: પણ તે કાંઇ કોઇ જાતના દબાણ કે દ્રવ્યની લાલચથી નહિ. 'સ્કાઉટ' સ્વમાન અને સ્વદેશાભિમાનનો પાળક છે. परित्राणाय साधूनाम् विनाशाय च दुष्कृताम् ( સજ્જનોનું સંરક્ષણ અને દુષ્કર્મીઓનું દમન ) એ એનો મંત્ર છે.

### આકાશી તારા

આકાશી તારા
ઓ આકાશી તારા!
આનંદ-ઓવારા
ઓ આકાશી તારા!

દુનીઆ હૈયાને દે
થાક કૈં અકારા!
સંધ્યા કેરા ગીત પા
શાન્તિની ધારા:

આકાશી તારા
ઓ આકાશી તારા!
સાધે ને ન્યારા
ઓ આકાશી તારા!

માંડી માંડી ગીટ મને
હસવે તું, પ્યારા!
પ્રાણ તણાં પુર ભરે
ચેતન ચમકારા:

આકાશી તારા
ઓ આકાશી તારા!
થા વીરા મારા
ઓ આકાશી તારા!



**'સ્કાઉટ'ની વિશ્વવ્યાપી બનેલી હીલચાલ**

'સ્કાઉટ'ની વાત એટલીબધી લોકપ્રિય થઇ પડી છે કે હાલ દુનીઆના દરેક મુલકમાં તેની મોટી મોટી સંસ્થાઓ સ્થપાઇ છે. હમણાં હમણાં હિન્દુસ્તાનની સરકારે અને બીજાં કેટલાંક રાજ્યોએ તે હીલચાલને ઉત્તેજન આપ્યું છે. ઉગતી પ્રજાની કેળવણીમાં 'સ્કાઉટિંગ'ને આગળ કરવામાં આવ્યું છે. કારણકે ખરી કેળવણી આપનારાઓને ખાતરી થઈ છે કે 'સ્કાઉટિંગ'-માંથી અનુભવનાં ઘણા ઉપયોગી પાઠ શીખાય છે.

દરેક સ્કાઉટ ખાખી પહેરણ, ખાખી ફેંટો કે ટોપી, અને ખાખી ચડ્ડી પહેરે છે, તથા હાથમાં મોટી લાકડી રાખે છે. ગળામાં સ્કાઉટના નીશાનીવાળો રૂમાલ બાંધે છે. શરૂઆતમાં તો ખાખી પોશાકમાં ફરતા ચપળ છોકરાઓની ટોળી જોઇ એકવાર લોકો હસતા; પણ હવે લોકોને તેમનામાં ભરોસો બેઠો છે. અને તેમના કામ તરફ તેઓ સંતોષ ને વિશ્વાસની નજરે જુએ છે.

કુદરતમાં વારંવાર ભટકવાથી, છાવણીઓમાં વસવાથી તેમને ઘણો અનુભવ મળે છે. એને લીધે જ તેઓ ઉપયોગી જનસેવક થઇ શકે છે.

ઘણાક એમ માને છે કે નાની ઉમરના છોકરાઓ જ 'સ્કાઉટ' થઇ શકે. આ માન્યતા ભુલભરેલી છે. ૧૧ થી, ૧૮ વરસની ઉમરના છોકરાઓ 'સ્કાઉટ મંડળ'માં દાખલ થઈ શકે છે. અને મોટી વયે પણ તેઓ સભ્ય તરીકે ચાલુ રહી શકે છે. આ 'કુમારસેના'

ઉત્સાહી જુવાનો પોતાનાં નામ નોંધાવે છે.

**'સ્કાઉટ'ને આટલું શિક્ષણ તો જોઈએ**

'સ્કાઉટ' થવાને લાયક બનવા કેટલુંક શિક્ષણ જરૂરનું છે. 'સ્કાઉટે' પોતાના ઉપરીને ખાતરી આપવાની છે કે પોતે સ્કાઉટનો કાયદો પાળે છે, નીશાનીઓ ઓળખે છે અને જુદીજુદી સલામી સમજે છે, તેમજ દેશનો વાવટો ઉડાડી ખબર આપવાનું અને સમજવાનું જાણે છે. આ સીવાય થાંભલા જોડે, લાકડી સાથે, ખીલા સાથે કે પશુને ગળે તરેહતરેહની ગાંઠો વાળવાનું ને છોડવાનું કામ પણ તેને આવડે છે. રમુજ અને વિનોદ સાથે, છતાં ગંભીરપણે અને પદ્ધતિસર પોતે નિયમ અને કાર્યક્રમને વશ વર્તી કોઇ પણ કામ પાર ઉતારી શકે છે.

આ શિક્ષણમાં મહેનત ઉપરાંત સાચી મોજ પણ હોય છે. પડાવ નાખવાનો આનંદ ને અનુભવ ઓર જ છે. પડાવ નાખનાર 'સ્કાઉટ' ચપળ, ધીર અને સમતોલ મનવાળો હોય છે. એ કામગરો જુવાન થોડાં સાધનોમાં ઘણી સગવડ કરી શકે છે અને પોતાનો વખત ખુશનિહાલ ગુજારે છે.

**'સ્કાઉટ'ની ત્રણ પ્રતિજ્ઞાઓ ને દસ નિયમો**

'સ્કાઉટ' તરીકે નામ નોંધાવતી વેળા દરેકે ત્રણ પ્રતિજ્ઞાઓ લેવાની છે:

(૧) હું ઈશ્વર અને રાજા તરફની મારી ફરજ બજાવીશ.

(૨) બીજાઓને ગમે તે પળે મદદ કરીશ.

(૩) 'સ્કાઉટ'નો કાયદો બરોબર પાળીશ.

સ્કાઉટના કાયદાના દસ મુખ્ય નિયમો નીચે પ્રમાણે છે:

(૧) 'સ્કાઉટ'નો બોલ વિશ્વાસપાત્ર છે.

(૨) 'સ્કાઉટ' તેના રાજાને, અમલદારને, માબાપને, દેશને અને શેઠને વફાદાર હોય.

(૩) 'સ્કાઉટ'નો ધર્મ છે કે તેણે ઉપયોગી થતા રહેવું અને સૌકોઇને સહાય કરતા રહેવું.

(૪) 'સ્કાઉટ' સર્વનો મિત્ર છે; બીજા 'સ્કાઉટ'નો એ 'ભાઇ'છે;—પછી ને 'સ્કાઉટ' ગમે તે નાત, જાત કે દેશનો હોય.

(૫) 'સ્કાઉટ' હમેશ વિનયશીલ હોય.

(૬) 'સ્કાઉટ' સૌ પ્રાણીઓ ઉપર દયાભાવ રાખે.

(૭) 'સ્કાઉટ' પોતાનાં માબાપની અને નાયકની આજ્ઞા પાળે.

(૮) 'સ્કાઉટ' ગમે તેવા સંજોગોમાં હસતો અને આનંદી રહે.

## સસ્તું 'કુમાર'

એ મથાળા હેઠળ ગયા અંકમાં અપાએલી, અરધે લવાજમે 'કુમાર' મેળવવાની યોજનાની જાહેર ખબરના ઉત્તરમાં અમારી પાસે સંખ્યાબંધ માગણીઓ આવી પડી છે, અને હજી આવ્યે જાય છે. પરંતુ યોજનામાં જણાવેલી સંખ્યા ઘણી મર્યાદિત—૨૫ની જ—હોવાથી એ માગણી કરનારાઓમાંથી જે લોકો લવાજમ ભરવાને સૌથી વધારે અશક્ત જણાય છે તેમને જ, અને અતિ દૂરના ખુણાનાં ગામડાંઓને જ પસંદગી મળી શકશે.

આજ સુધી આવેલી માગણીઓમાંથી દસને પસંદગી અપાઇ છે, અને એ લોકોને તે બાબતના ખબર આપવામાં આવ્યા છે. એમને ચાલુ વર્ષના પહેલેથી ગ્રાહક ગણી બધા અંકો વી. પી. થી મોકલાશે.

બાકી રહેલી સંખ્યા માટે હજી પસંદગી ચાલુ છે; તો તેનો લાભ લેવા ઇચ્છનારે ઉપરની હકીકત ધ્યાનમાં રાખીને તાકીદે લખી જણાવવું.

### કચ્છ માટે જ ખાસ

'કુમાર'નું લવાજમ ન ભરી શકે તેવાં કચ્છનાં છ ગામડાં માટે લવાજમ ભરી આપવાની ગોઠવણ મુંબાઇના એક ગૃહસ્થ કરી આપશે, એવી સુચના શ્રી. હીંમતલાલ ગણેશજી અંજારીઆ તરફથી અમને મળી છે. તેથી એવાં ગામડાંના વતનીએ નીચેને ઠેકાણે લખી જણાવવું: શ્રી. હીંમતલાલ ગણેશજી અંજારીઆ, સાન્તાક્રુઝ, (બી. બી. ઍન્ડ સી. આઇ. રેલ્વે.)

(૯) 'સ્કાઉટ' કરકસરથી રહે.

(૧૦) 'સ્કાઉટ' વિચાર, વાણી અને કર્મ શુદ્ધ રાખે.

**'સ્કાઉટ'ના ત્રણ વર્ગ**

આ રીતે 'સ્કાઉટ' મંડળમાં દાખલ થયા પછી તેણે બીજા વર્ગના ''સ્કાઉટ' બનવાનું હોય છે, અને પછીની પરીક્ષામાં પાસ થઇને પહેલા વર્ગનું પદ મેળવવાનું હોય છે. પહેલા વર્ગના 'સ્કાઉટ'ને ઘણી બાબતો જાણવી પડે છે. તેમા મોર્સ પદ્ધતિ (તારની ભાષા) મુજબ સંદેશા લેવા અને પહોંચાડવા, અકસ્માતની વેળાના તુર્ત-ઇલાજ જાણવા, સાદી રસોઇ આવડવી, નકશો સમજવો વગેરે-નો સમાવેશ થાય છે. આ સીવાય જુદી જુદી કુશળતા-ઓ મેળવવા માટે તેમને બીજા લગભગ પચાસ જાતના ચાંદ અપાય છે. જેમકે, ઘાયલની માવજત કરવી, તેને ઉચકીને દવાખાને પહોંચાડવું, મધ ભેગું કરવું, સુતારી કામ આવડવું, રસોઇ, વીજળીનું કામકાજ, હુન્નરો, નીશાનબાજી, ખોદકામ, રસ્તો શોધી કાઢવો, ફોટાગ્રાફી, છાપકામ, તરવું, આકાશદર્શન, દરજીનું કામ, જંગલ-નો અનુભવ વગેરે.

**પણ આપણે ક્યાં છીએ ?**

'સ્કાઉટ'ને લગતું આટલું વાચ્યા-જાણ્યા પછી તમને વિચાર થશે કે આમાં આપણે ક્યાં છીએ ? વડોદરા રાજ્ય તરફથી 'સ્કાઉટ'ની હીલચાલ યોગ્ય પદ્ધતિ પર ચાલે છે અને ખુદ શ્રી પ્રતાપસિંહ મહારાજ તેના 'સ્કાઉટ' થયા છે. ભાવનગરના બાળ મહારાજા શ્રી કૃષ્ણ-કુમારસિંહ 'સ્કાઉટ' છે. બીજા પણ ઘણા રાજકુમારો 'સ્કાઉટ' તરીકેની તાલીમ લે છે, જંગલનું જીવન માણે છે અને હાથ-કસરતની મઝાહ માણે છે. ભાઇશ્રી અંબાલાલ પુરાણીના અખાડાઓના વિદ્યાર્થીઓ 'સ્કાઉટ'ની જીંદગી જ જીવે છે. તેઓએ અમદાવાદની ગઈ મહાસભા વખતે પોલીસ અને રખેવાળોનું કામ સુંદરરીતે બજાવ્યું હતું. ગુજરાતનાં બધાં શહેરોમાં જે જુદાં જુદાં યુવકમંડળો છે તે બધાં 'સ્કાઉટ'ની તાલીમ ચાલુ કરે તો શરીર અને બુદ્ધિનો બહુ વિકાસ સાધી શકે અને વધુ જનસેવા કરી શકે.

'સ્કાઉટ' વીશે આટલી હકીકતો જાણ્યા પછી તમને 'સ્કાઉટ' થવાની ઇચ્છા થશે જ. 'સ્કાઉટ' થવા માટે તમારાં માબાપની પરવાનગી જરૂર લેજો. અથવા તમારા જ નગરના કોઇ યુવકમંડળમાં જોડાશો તોપણ કશો વાંધો નથી. તમે એમ પણ ન કરી શકો તોપણ તમે સ્કાઉટની જીંદગી ગાળી શકો તેમ છો જ. આ લેખમાં બતાવેલા બધા ગુણો મેળવે તે 'સ્કાઉટ મંડળ'માં ન હોય છતાં પણ 'સ્કાઉટ' છે. ગુજરાતના જુવાનો નવું ચેતન મેળવે, નવી પ્રાણજ્યોત ઝળકાવે, એ અમારો મહાન અભિલાષ છે. આજે ઇંગ્લંડમાં દેશદેશના 'સ્કાઉટ' ભેગા થયા છે. પૂર્વ અને પશ્ચિમના કુમારો એક છાવણીમાં સાથે મોજ કરે છે, તે વખતે ગુજરાતની એક ભવ્ય 'કુમારસેના'નું સ્વપ્ન બાંધવું નિરર્થક નહિ ગણાય.

---

# લીલો મેવો

અમેરિકાની બાઇબલ સોસાયટીએ આંધળાને માટે આખી બાઇબલ તૈયાર કરાવી છે. તેનાં ૫૮ પુસ્તકો થયાં છે, અને એનું વજન ૨૮૩ શેર છે.

વાયરલેસ મારફત કોઈ પણ પક્ષીનું ગીત આખા દેશમાં સાંભળી શકાય છે.

એક એન્જીનીઅરે એવો ટેલિફોન ગોઠવ્યો છે કે જેથી કપ્તાનનો અવાજ આખી આગબોટમાં સંભળાય.

હડસનના ઉપસાગર પર રહેતા એક માણસે કુતરાની ગાડીમાં બેસીને ૩૫૦૦૦ માઇલની મુસાફરી કરી છે.

ચીન દેશે એક મોટી ટંકશાળ બાંધવા માંડી છે. તેમાં રોજના ૧૫ ટન રૂપાના સીક્કા પડી શકશે.

મોટરમાં હવેથી એવી ગોઠવણ કરવામાં આવશે કે જ્યારે પેટ્રોલ ખુટી જઈ થોડુંક બાકી રહે ત્યારે એક જાતની સીસોટી વાગે.

સાહબીરીઆમાં સુરજમુખીના જથ્થાબંધ છોડ ઉગી નીકળ્યા છે. તેનાં બીઆં પીલીને તેમાંથી તેલ કાઢવામાં આવે છે.

ઉત્તરધ્રુવના પ્રદેશમાં ૨૪ કલાક સુધી સૂર્ય પ્રકાશે છે, તેથી ત્યાંનાં પક્ષીઓ રાત ને દિવસ ગાયાં જ કરે છે. ગાઇને થાકે છે એટલે મરી જાય છે!

કેળીજનો ગોટો તોડી લીધા પછી તેનો છોડ મરી જાય છે.



# દીવાળીની તૈયારી

ચોમાસાના વરસાદથી બધે કીચડ થયો હોય, એમાં છાણ વગેરે કચરો પડે, એટલે એ સડીને એમાં જીવાત પડે અને તેથી બધે ગંદકી થાય. પછી ઉપર ભાદરવાના તડકા તપે, એટલે તે ગંદકીની દુર્ગંધ હવામાં ફેલાય, અને લોકો માંદા પડે. વર્ષાઋતુના આવા અનેક મંદવાડ અને ઉપદ્રવથી હેરાન થતા લોકોનો પહેલો ધર્મ તો આરોગ્ય અને સ્વચ્છતા સ્થાપવાનો છે.

કોઇ પણ ચિત્રકારને સુંદર ચિત્ર કરવું હોય તો પ્રથમ સ્વચ્છ કાગળ લેવો જ પડે. આપણે દીવાળીનું સુંદર ચિત્ર જીવતું જોવું હોય, તો પહેલાં આપણાં ઘર સ્વચ્છ અને સુંદર બનાવવાં જોઇએ. એક મિત્રે સુચના કરી છે કે દીવાળી તો કળાનો ઉત્સવ છે. અને એ વાત યોગ્ય છે. કળા આડકતરી રીતે આપણા જીવનમાં ગુંથાએલી છે; પણ આપણે તે તત્ત્વને શુદ્ધ રૂપે સ્વીકાર્યું નહિ હોવાથી આપણા જીવનમાંથી ઘણે ઠેકાણે તેનો લોપ થઇ ગયો છે. એ કળાનું નવું મંદિર નિર્માણ કરી, તેમાં તેની પુનઃસ્થાપના કરવાની જરૂર છે.

એટલે દીવાળીનો દીવસ કળાનો મોટો ઉત્સવ બની શકે. સર્વ કળાઓ તે દીવસે લોકજીવનમાં પ્રત્યક્ષ થાય, અને આનંદ-ઉત્સાહનાં મોજાં આખા દેશ પર ફરી વળી નવું જીવન, નવા પ્રાણ, અને નવશક્તિનું સર્વ નરનારીઓને ભાન થાય.

પણ એકલી ભાવનાથી જ કાર્ય થવાનું નથી. જેઓ કંઇક સમજી શકે છે તેમને માથે પહેલી ફરજ એ છે કે તે ભાવના પ્રમાણે તેઓ વર્તે. તમને દીવાળીની સુંદર ભાવના ગમી હોય તો તમે દીવાળીનો ઉત્સવ કરવાની આગળથી તૈયારીઓ કરો. શું કરવું તે ટુંકામાં જ વિચારીએ.

પહેલાં તો તમારા ઘરની સ્વચ્છતાનું કામ હાથ ધરો. ઘરની દરેક ચીજ તડકામાં એકબે દીવસ રાખી તેમાંનો ભેજ ઉડાડી દો. નુકસાનકારક જંતુઓ દૂર કરો. ઘરનો ખુણેખુણો સાફ કરો. તમારાં ભાઇબહેન વગેરેને પણ દીવાળીની તૈયારીમાં સાથે રાખો. તમારા વડીલો દીવાળીની તૈયારી કરતા હોય તો તેમાં મદદ કરો. અને તેટલું કામ તમે ઉપાડી લો, અને જુઓ કે તમને કેટલી નવી બાબતો શીખવાની અને નવો અનુભવ મળે છે.

સૂર્યનાં કિરણો આખી આલમને મફત મળે છે. તેનો પુષ્કળ ઉપયોગ કરી લો. પછી કેટલીક જાતમહેનત ઉપરાંત થોડો ખર્ચ પણ કરો. એ નાના ખર્ચને લીધે તમે દવા અને દાક્તરોનાં મોટાં ખર્ચથી બચશો. જે વખતે શહેરી જીવન મોંઘું નહોતું થયું તે વખતે તો દરેક ઘર દીવાળી પહેલાં ધોળવામાં આવતું. તેથી ઘરની હવા શુદ્ધ થતી, રોગના જંતુઓ મરી જતા, અને ઉજમાળાં ઘરોથી દીવાળીનું આગમન પ્રત્યક્ષ થતું. ઘરને ચુનો ધોળતાં પહેલાં આખા ઘરમાં દવાઇ ધુમાડો કરવાની જરૂર છે. લીમડાનાં પાન બાળવાં સૌથી સસ્તાં છે. ગંધકનો ધુમાડો પણ થાય છે. ધુમાડો કરો તે વેળા કીંમતી ચીજો બરોબર ઢાંકજો. ચુનો ધોળાવવાનું મોંઘું લાગે તો તમારે થોડી શરમ ખંખેરી નાખી, એક દિવસ પોતે જ કચ્છ પહેરી, હાથમાં કુચડો લઇ, પોતાનું ઘર ધોળી નાખવું એ સસ્તો ને સરસ ઉપાય છે. તેથી તમે થોડી નવી કારીગરી શીખશો અને જાતમહેનતની મજા લઇ શકશો. તમે ઘરના 'સ્કાઉટ' પ્રથમ થાઓ; પછી જ તમારી ટોળીના 'સ્કાઉટ' થઇ શકશો.

ઘર ધોળાઇ ગયા પછી જમીન લીંપવાનું કામ તો વડીલ સ્ત્રીઓ કર્યા વિના રહેવાની જ નહિ. તેમને મન તો ઘરની આ ક્રિયા પવિત્ર ફરજ છે. સ્ત્રીઓ

આ ક્રિયા કેટલા ખટકાથી અને નિયમિતપણે આખું વર્ષ ક્યાં જાય છે ને તરફ ધ્યાન આપો તો તમારે તમારી બેદરકારી માટે શરમાવું પડે. તેઓ બે દીવસ ઘરમાં ન હોય ત્યારે જુઓ કે ઘરમાં કેટલો કચરો અને અવ્યવસ્થા મચી જાય છે. એટલે, સ્ત્રીઓના કામને તરછોડો નહિ. દરેક સ્ત્રી તરફ માનથી જોતાં શીખો તથા તેમને અને તેટલી સહાય અને સગવડ આપો.

ઘરના દરેક સામાનની ધુળ વાળા પડેલાં સાફ થવી જ જોઇએ. ઉધઈ-ખાતી ચીજો પર ધ્યાન આપી, તેને સૂર્યના તાપમાં તપાવી, મોરથુથાના પાણી કે બીજાં જંતુનાશક રસાયણો લગાડી અલગ કરવી જોઇએ. ત્યાર પછી તમારામાં વધુ આવડત હોય તો ઘરનાં ફરનીચરોના રંગ-વાર્નીશ કે પૉલિશ પણ જરૂર કરજો. તમને આ બધી ખટપટમાં સમય જતો લાગશે, પણ એને લીધે તમારા હાથમાં જે નવી ક્રિયાસિદ્ધિ ને કુશળતા આવતાં જશે તેની કીંમત તરીકે એ સમયનો સદુપયોગ જ થયો માનજો. તમે આખું જીવન જે ઘરમાં ગાળો છો તે ઘર તરફ, તેની વ્યવસ્થા તરફ તમે ધ્યાન ન આપો તો જરૂર તમે મોટું પાપ કરો છો, અને તેના ફળરૂપે તમે જ જંતુઓ અને રોગના ભોગ થઈ પડશો એ નકી માનજો.

ઘર અને સામાનની સફાઈ થઇ ગયા પછી તેની બધી ગોઠવણી નવેસરથી જ કરો. ગયા વખત કરતાં આ વખતે વળી તેમાં કંઇક નવા ફેરફારો કરો. ઉઘાડાં રહેતાં પુસ્તકો પર નવા રંગના કે છાપના પડદા ઢાંકો; નીચે રખડતી ચીજો માટે અભરાઇઓ કરો; વાસણો પડી ગબડી ન જાય તેવી યુક્તિઓ કરો; વાળાદોરીઓ,

## બેસતું વર્ષ

દીવાળીની રાત હતી. દીવસે ખુબ શ્રમ પડવાથી રાતે સવારી જોઇ આવીને થાકેલોપાક્યો હું સુઇ ગયો. ઉંઘમાં મને સ્વપ્ન આવ્યું :

"રાતના અંધકારમાં પથારીમાંથી ઉઠીને જાણે હું બહાર ફરવા ગયો છું. ચોમેર અંધારૂંઘોર હતું. આમ અંધકારમાં રખડતો હું એકલો જ હતો. તમરાંનો તમતમાટ, અને દુરદુરથી આવતી રાની પશુઓની ત્રાડ સીવાય સર્વત્ર શાંતિ હતી. હું તો આગળ ને આગળ ચાલ્યો જ જતો હતો. ચાલતાં ચાલતાં જાણે એક અરણ્ય આવ્યું,—ગાઢું અને ઘોર. અરણ્યમાં પણ મેં તો નિર્ભયપણે ચાલવા માંડ્યું. ઘણે દૂર ગયા પછી, ધુણી ધખાવી તપ તપતો કો સાધુ મારી નજરે પડ્યો. તેના હાથમાં ચીપીઓ હતો. ગળામાં મોટા પીળા પારાની માળા હતી. તેના મોંમાંથી અસ્પષ્ટ સ્વર સરતો. હું ત્યાં ગયો, નમન કર્યું અને બેસવાની આજ્ઞા મળવાથી મહારાજ પાસે બેસી ગયો.

ધુણીમાંથી અગ્નિના તણખા અને ધુમાડાના ગોટ ઉડતા હતા. જાણે ચમકતી પાંખોવાળી પરીઓ આકાશમાં ઉડી જતી ન હોય ! મહારાજે મારી તરફ જોયું અને બોલ્યા, 'કેમ બચ્ચા ! આજ બેસતા વર્ષના પ્રભાતે બહાર કાં નીકળ્યો ?' મને વાત કરવાનો વિષય મળ્યો. મેં પુછ્યું, 'મહારાજ! બેસતા વર્ષના પ્રભાતનું આટલું બધું મહત્ત્વ શા માટે ? મહારાજે કહ્યું, 'તારે જોવું છે ? ચાલ, તને બતાવું. આંખો મીચીને દસ ગણ્યા પછી ઉઘાડ જોઇએ.'

મેં આંખો મીચી, મનમાં ને મનમાં દસ સુધી ગણ્યા. આંખો ઉઘાડીને જોઉં છું, તો ત્યાં ન મળે ધુણી કે ન મળે અરણ્ય. હું ને મહારાજ ચાલ્યા જતા હતા. અમારી સામે સાગર ઘુઘવતો હતો. ડાબે હાથે પાતળ-ડુંગી એક ખીણ હતી. જમણી બાજુ નાની ટેકરી હતી. 'મહારાજ બોલ્યા, 'પાછળ જો.'

પાછળ રસ્તો બંધ હતો. ત્યાં જાણે એક મોટી જંગી દીવાલ બંધાઇ ગઇ હતી. અને બરાબર મારી પીઠથી, ચઢ-ઉતરતા માપના પંદર પથ્થરોની એક હાર શરૂ થતી હતી. મારી પીઠ પાસેનો પથ્થર સૌથી મોટો હતો; તે પછીનો એથી નાનો; અને એમ મોટેથી નાની થતી જતી એ હારનો છેલ્લો પથ્થર સૌથી નાનો હતો. મારી પીઠ પાસેનો પથ્થર સૌથી વધુ શ્યામ ને અંધકારભર્યો હતો. બીજા ક્રમેક્રમે ઓછા શ્યામ હતા. છેલ્લો નાનકડો પાંચીકો સફેદ હતો. અને આશ્ચર્ય થયું મારાથી સમજાયું નહિ. મારી મતિ મુંઝાઇ ગઇ. મેં આનો અર્થ સમજાવવા મહારાજને વિનંતિ કરી. મહારાજ હસ્યા. તેમણે ખોખરા પણ દૃઢ અવાજે કહ્યું, 'જો બેટા, સૌથી છેલ્લા પેલા પાંચીકા સામે જો. એ કેવો ચળકતો છે ! એ તારા જીવનનું પહેલું વર્ષ. તે પવિત્ર હતું—નિર્દોષ હતું, માટે જ એ ચળકે છે. તને પંદર વર્ષ થયાં. આ પંદર પથ્થરો એ તારાં બાળકાળનાં વર્ષો. વર્ષોવર્ષ જેમ તારું પતન થતું ગયું તે પ્રમાણમાં આ પથ્થરો કાળા અને અંધકારભર્યાં દેખાય છે. તારી પીઠ પાછળનો પંદરમો પથ્થર જો. એ કેટલો કાળો છે ? અને હવે આગળ નજર કર. તારું

વળગણીઓ, નવાં સગવડભર્યાં સ્થાનો શોધો અને સમાસ વધારો. પ્રકાશ આવતો હોય તે બાજુ વધારે છુટી અને ખુલ્લી કરો. દરેક રીતે નવીનતા, સગવડ અને વ્યવસ્થા લાવવા મહેનત કરો. બુદ્ધિ દોડાવો. તમારી જીંદગીમાં મુશ્કેલીઓ કે બહુ કામ આવશે ત્યારે આવી તર્કે ખીલવેલી બુદ્ધિ જ તમને મદદગાર થવાની.

આટલી ક્રિયાઓ કળાના સત્કાર માટે પુરતી છે. કળા એટલે કીચડમાંથી ઉગેલું કમળ. ગંદા અને અસ્વચ્છ વાતાવરણને ખસેડી, તેમાંથી સુંદરતાની પજાવવી તે કળા. તમે ઘરની મલિનતાઓ દૂર કરી શક્યા એટલે કીચડમાંથી કમળદંડ બહાર નીકળે તેટલી સ્થિતિએ પહોંચ્યા. હજુ ઉપર સુંદર કમળપુષ્પ ઉગાડવાને તમારા ચિત્તના સંસ્કારો અને હૃદયની ઊર્મિઓની જરૂર છે.

શોભા એ ઉત્સવની ખાસ નીશાની છે. ઉત્સવને દીવસે શોભા દીવાની જ્યોત સમી લાગે છે. સ્વચ્છતા ઉપર શોભા થાય ત્યારે ઓર આનંદ થાય છે. શોભામાં જ તમારી કળાભાવનાનું પ્રદર્શન થઇ શકે છે. એ પ્રદર્શનથી જેટલો તમને આનંદ થશે એટલો જ બીજાને થશે. એટલે કે તમારો આનંદ સોનો બનશે, અને આનંદનું લ્હાણું કર્યાનો સુઅવસર તમને મળશે. દીવાળી નિમિત્તે તમે ખાસ શોભા કરો તે કંઇ ખોટું નથી. ઘરનાં બારણાંને સારો રંગ લગાડો. દ્વાર પર તોરણ બાંધો. 'સ્વાગતમ્' 'ભલે પધાર્યા' વગેરે આવકારનાં વચનો લખો તેમાં કાંઇ દંભ નથી. પણ

ભવિષ્ય આગળ છે;—સામેના અનંત કાળસાગરમાં. એમાંથી હવેનું તારૂં સોળમું વર્ષ કેવું બનાવીશ?' મારી આંખમાં આંસુ હતાં. મારો ભૂતકાળ મારી નજર સમક્ષ તરવરવા લાગ્યો. મારા ભૂતકાળના ગોટીઆ મારી નજરે ચડવા લાગ્યા. મારા જીવનના કાજળ સમા કાળા પ્રસંગો મને યાદ આવ્યા. મારૂં હૈયું ભરાઈ આવ્યું. મેં મહારાજને કહેવા માંડ્યું, 'મહારાજ, મને મારાં પંદર વર્ષ પાછાં આપો; મારે ફરીથી જીવવું છે. આ અંધકારભર્યાં મારાં ભૂતકાળનાં વર્ષો માટે મને પસ્તાવો થાય છે. મારે આગળ નથી જવું; પાછળ જવું છે. મારૂં જીવન મારે ફરી જીવવું છે. એ પંદરે પથ્થર હું સફેદ કરી દઉં—સંગેમરમર સમા સફેદ કરી દઉં—ત્યાં સુધી મારે આગળ ડગલું પણ નથી દેવું. મારાથી આ અંધકાર નથી ફેંક્યો જતો. એક વાર, મહારાજ, એક જ વાર મારૂં કાળચક્ર પાછું ફેરવો. મારૂં જીવન મને ફરી જીવવા દો—આ અંધકારને ઉડાવવા દો. એકવાર—ફક્ત એક......"

... ... ...

'સબરસ! સબરસ!'ની બુમો પડતી હતી; સ્ત્રીઓ થાળી વગાડતી વગાડતી કાંઇક બબડતી બબડતી બહારથી ઘર તરફ વળતી હતી; છોકરા ફટાકડા ફોડતા હતા, પરભાતીઆંનો અવાજ કાન પર અથડાતો હતો; રાજગૃહમાં ચોઘડીઆં વાગતાં હતાં; બ્રાહ્મણો શારદાપૂજન કરાવવા કંકુ તથા કળશીઓ લઇ જતા હતા તેના હોકારા સંભળાતા હતા. હું જાગી ઉઠ્યો. આંખો ચોળીને જોઉં છું, તો ન મળે મહારાજ કે ન મળે પથરા. મારી બા મને ઉઠાડતાં હતાં. બારે હૈયે હું ઉઠ્યો અને નાહીને બહાર પ્રાર્થના કરવા ગયો.

પ્રાણજીવન આચાર્ય



જો કરો તેમાં કોઇનું અનુકરણ કે નકલ ન કરતા. તમારા પોતાના મનથી, જાતના ઉત્સાહથી કરજો. કારણકે કળા એટલે અનુકરણ નહિ. કળા એટલે પોતાની જ ઊર્મિઓ સુંદરરીતે પ્રકટ કરવી તે.

દીવાળીની ખરી શોભા તો દીપાવલિ કરવામાં જ છે. અમાસની અંધારી રાત દીવાની હારોથી અનેક રાત્રીઓ કરતાં વિશેષતાવાળી બને છે. તે પરંપરા, તે રીવાજ ચાલુ રાખવાને તમારાથી બનતું કરજો. વીજળીના દીવા કરતાં ગ્લાસમાં કે કોડીઆંમાં તરવરતા દીવા વાતાવરણને ઓર ચેતન આપતા લાગશે.

ચીન–જાપાનની દીવાળીઓ કાગળનાં રંગબેરંગી ફાનસોની હારથી પ્રખ્યાત છે. આપણી દીવાળી શુદ્ધ દીપાવલિ છે. પણ એ દીવાઓની વચ્ચે ઘરની સમીપ એકાદ અજબ ફાનસ, કે રંગબેરંગી કાચ જોડેલું ફાનસ દીવાઓના પ્રમુખ જેવું લાગશે. જરા નવીનતા કે વિચિત્રતાનું ચટકું આંખને ગમ્મત આપશે. તમારા હાથમાં થોડી કારીગરી વસેલી હોય તો કાગળનું પરતું ફાનસ બનાવો, અને તેમાં તમારી કલ્પના પ્રમાણે ફરતાં પક્ષીઓ, જાનવરો કે જાણીતાં મનુષ્યોના ચહેરા ગોઠવો. તમારી એ કારીગરી તમારે ઘરઆંગણેથી આવતાજતા દરેક રાહદારીને મઝા આપશે.

રાત્રે તમારા મિત્રમંડળનો નાનો જલસો કરો. શુદ્ધ સુંદર સંગીત, કંઇ જાદુગરી ખેલ કે સુંદર વ્યાખ્યાનનો પ્રસંગ ગોઠવી, થોડા મિત્રો કે સગાંવહાલાંને બોલાવી સંમેલન કરો, ને નીરાંતે સાથે બેસવાનો પ્રસંગ ઉભો કરો. સૌનાં મોં મીઠાં કરવાનું ચુકતા નહિ. ખાવાની વાનીઓનું પ્રદર્શન સ્ત્રીઓ તો કર્યાં જ કરે છે. તેઓ જે મહેનતથી તમને દીવાળીનો આનંદ આપે છે તેટલીજ મહેનત તમારે તે આનંદ વધારવા લેવી જોઇએ.

દીવાળીના દીવસોમાં બધી કળાઓ એકસામટી પ્રગટ થાય એવો જ તે દીવસનો ક્રમ દેખાય છે. સવાર પડતાં આંગણે આંગણે સુંદર સાથીઆ અને રંગોળીઓ નજરે પડે છે. આમાં ઉત્સાહ હોય છે, પણ તેમાં કળાની ગોઠવણી કે કલ્પના દેખાતાં નથી. તમારા જેવી ઉગતી અને નવીન પ્રજાએ તો આ બાબતમાં ખાસ ધ્યાન આપીને એ રીવાજમાં વધારે વ્યવસ્થા, નવીનતા અને કલ્પના લાવવાં જોઇએ. પોતાના ઘરની રંગોળી જાતે પુરવાનું કામ તમારે માથે લેવું. પુસ્તકોમાંથી તે માટે સારા નમુના શોધી કાઢવા; નવા આકારો કાગળોમાં કોરી છાપવા; નવી રંગરચનાઓ કરવી; બીજા દેશોના સારા પ્રયોગો દાખલ કરવા;—એ બધું અજ્ઞાન અને બીનકેળવાએલી સ્ત્રીઓથી બનવું અશક્ય છે. તમારી કેળવણી અને શક્તિ ઘરની મદદમાં ન વાપરો તો એ શા કામનાં?

ઘરમાં અને ઘરઆંગણે આવો કળાનો એન્છિક આદરીને તમે લોકપ્રથાને શુદ્ધ ને સંસ્કારી રૂપ આપી શકશો. તમારું વર્તન કળામય એટલે વિનયી, ભાવભર્યું ને પ્રેમળ બનાવો. સગાંવહાલાં તથા મિત્રોને શુદ્ધહૃદયથી મળો; પરસ્પરની ભુલો ખરેખર ભુલી જવા યત્ન કરો; જગતમાં સ્નેહ અને સંપનું રાજ્ય વધે એવું કરો.

તમારું મિત્રમંડળ આવું કળાપ્રેમી હોય તો તે દીવસે પરસ્પરને કળાની ચીજો ભેટ મોકલો. શહેર માટે કળાનું નાનું પ્રદર્શન ભરો. તમારા મંડળ તરફથી એકાદ નાની કળાયુક્ત ચોપડી પ્રગટ કરો. આ દીવાળી એવી ઉજવો કે જેથી બીજી દીવાળી સુધી નવીનતા, ઉત્સાહ અને કાર્યબળ મળે.

દીવાળી ૨૦૦૯

એ મંગળ દીવસે તમારા મિત્રો, ગોઠીઆઓ અને સગાં-સંબંધીઓને શી ભેટ આપશો?

ખાવાનું એક દહાડામાં ખવાઈ જશે; ફટાકડા ને રમકડાં ચાર દીવસમાં ફુટીતુટી જશે; ઘરેણાં–લુગડાં પણ થોડા વખતમાં ઘસાઈ ફાટી જવાનાં. … માત્ર 'જ્ઞાન' જ એવી વસ્તુ છે કે જે નથી કદી ખવાતી, નથી ફુટતી, કે નથી ભાંગીતુટી જતી; અને જીંદગીઆખી ઉપયોગમાં આવે છે.

'કુમાર' ગમ્મત સાથે એવું જ્ઞાન આપે છે કે માણસને જીંદગીભર મદદરૂપ થઇ પડે. તમારા મિત્રોને દીવાળીની બીજી કશી ભેટ ન મોકલતાં 'કુમાર'ના ગ્રાહક કાં ન બનાવો? દર મહીને એ તમારી યાદગીરી તરીકે એમના હાથમાં જઈને પડશે, ને આખું વરસ એમને રસભર્યું જ્ઞાન આપશે. આજે જ લવાજમ મોકલો.




**ગાંધીજીનાં વિચારરત્નો:** સંગ્રહ કરી પ્રસિદ્ધ કરનાર, ચંદુલાલ પટેલ, ગોંડળ; આવૃત્તિ ત્રીજી; કીંમત, એક આનો.

કેટલીક વસ્તુઓ ને વિચારો એવાં હોય છે, કે જે હરરોજ ઉપયોગી હોય છે. આ નાનકડા ગુટકામાં સંઘરેલા વિચારો એ જાતના છે. એમાંના કેટલાંક તો સનાતન સત્યો છે. માણસ જો એનો પાઠ કરી જાય તો જરૂર એમાંથી રોજ નવી પ્રેરણા મેળવે.

આ વિચારરત્નો છુટાં વેરાએલાં નથી; પણ અમુક વિષયોમાં ગોઠવીને અપાયાં છે. એટલે એ સઘળાંની સુંદર માળા જ બની રહે છે.

નાના ગજવામાં સાથે રખાય એવી, સારી છપાઇ અને સુંદર દેખાવની છતાં સાવ સોંઘી આ પોથી, દુનીઆની માહીતી મેળવવાના ઉમેદવાર કુમાર-કુમારિકાઓની તો 'મિત્ર અને ગુરૂ' બની રહે એવી છે.

અમે જરૂર ઇચ્છીએ કે આ નાનકડી પોથી 'કુમાર'ના વાંચનાર પોતાના મિત્રોને 'નવા વરસની ભેટ' તરીકે મોકલે.

આ ગુટકાની આ ત્રીજી આવૃત્તિ તો થઇ ગઈ. આવી જાતનો સંગ્રહ કરીને તેનો બહોળો ફેલાવો કરવા માટે આનંદ બનાવી, ભાઇ ચંદુલાલ પટેલને આવે ચાલે વધુ પંથ ખેડવા અમે નોતરીએ છીએ.

**હૃદયરણુકાર:** કર્તા અને પ્રકાશક, રમણિક ર. મહેતા, સાદરા; કીંમત ચાર આના.

આ નાનકડા સંગ્રહમાં કર્તાનાં બાવીસ ટુંકાં કાવ્યો છે. એ સંગ્રહ એમણે જુનાગઢ બહાઉદીન કૉલેજમાં પોતાની સાથે અભ્યાસ કરતા સ્વર્ગસ્થ સંગાથી ભાઇ ગિરિધરને અર્પણ કર્યો છે.

સ્વ. ભાઇ ગિરિધર એક સરસ ઉગતા કવિ હતા, અને મિત્રમંડળીમાં એ 'કવિ' નામથી જ ઓળખાતા. એમનાં કેટલાંક કાવ્યો અમે વાંચ્યાં છે. એમનામાં ખરા કવિની સમજ અને કોમળ લાગણી હતી; સાથે સાથે એટલું જ ભાવભર્યું સંગીત હતું.

પણ એમની સ્થિતિ અતિશય ગરીબ હતી. જુનાગઢના શ્રી સાર્વજનિક વિદ્યાર્થી આશ્રમમાં રહીને જેમતેમ એ પોતાની અને પોતાના ભાઇઓની કેળવણી આગળ ચલાવતા. બી. એ. સુધી પહોંચ્યા ત્યાં તો એ કાળના પંજામાં સપડાઇ ગયા.

સ્વ. ગિરિધરની પાછળ નાના ભાઇઓ અને બાળ-વિધવા બહુ ગરીબાઈ ભોગવે છે. આ કાવ્યસંગ્રહની આવક એ રંક કુટુંબની મદદ ખાતર જશે એમ ભાઇ રમણિક જણાવે છે. એમનો આ સ્નેહભાવ ને મિત્રધર્મ ધ્યાનમાં લઇ 'કુમાર'ના વાચકો આ નાનીશી ચોપડી ખરીદે એમ અમે ઇચ્છીએ છીએ.

## ભૂગોળ

-નામનું એક હિન્દી માસિક મીરતથી શ્રી૦ રામનારાયણ મિશ્ર પ્રસિદ્ધ કરે છે. અત્યાર સુધીમાં તેના ૭ અંકો બહાર પડી ચુક્યા છે. ત્રણ રૂપીઆના લવાજમમાં 'કુમાર' જેવડા કદનું ૨૬ પાનાનું આ માસિક શાળાઓ અને ખાનગી વાચન માટે અમને અગત્યનું લાગ્યું છે. જ્યાંસુધી આપણે ભૂગોળ વીશે સાંચી અને વિસ્તારપૂર્વક માહીતી ન મેળવી શકીએ ત્યાંસુધી જગતમાં, વેપાર, કળા કે કોશલ્યના ક્ષેત્રમાં આપણે આગળ ન વધી શકીએ. 'ભૂગોળ'ના વિદ્વાન તંત્રી આ જરૂરીઆતો સમજે છે. જરૂરી બાબતોના તેમણે નકશા અને ચિત્રો આપવાની ગોઠવણ પણ કરી છે નકશાઓ વધુ સ્પષ્ટ અને તેમનાં નામો ચોખ્ખા અક્ષરોમાં આવે, તથા આ માસિકને ઉપયોગની બીજી પણ ચિત્રયુક્ત યોજનાઓનો ઉપયોગ કરવામાં આવે એવી સુચના કરવાની અમે જરૂર ધારીએ છીએ.

## સ્વીકાર

**બે ભાગ-નાટકો:** બંગાળી ઉપરથી અનુવાદક, કરસનદાસ ને. માણેક; પ્રકાશક, સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર; કીં. ૦-૬-૦

**સૌરાષ્ટ્રની રસધાર:** ભાગ ત્રીજો, સંપાદક, ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક ઉપર પ્રમાણે, કીંમત ૧-૪-૦.

**ઉપનિષદ્‌ની વાતો:** લખનાર, પાંડુરંગ વિઠ્ઠલ વળામે; પ્રકાશક, ગુજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ; કીંમત ૦-૬-૦.

**મેઘદૂત:** 'વિહારી' કૃત; પ્રકાશક જયંતિલાલ બહેચર-લાલ પટેલ, ગોંડળ; કીંમત ૦-૪-૦.

**રાષ્ટ્રીય ગીતો:** લેખક-પ્રકાશક ઉપર પ્રમાણે; કીં.૦-૦-૩

**કટારી:** લેખક-પ્રકાશક, વાઘજી મોતીલાલ અગ્રવાલ, મુ. મહેળાવ, તા. પેટલાદ; કીંમત ૧-૪-૦.

**સાચો ધર્મ:** લેખક-પ્રકાશક, ચુનીલાલ શિવલાલ ગાંધી, ડભોઇ.



# આકાશદર્શન : દૃષ્ટિ આઠમી

## અશ્વિની, કૃત્તિકા, રોહિણી, પુનર્વસુ, બ્રહ્મહૃદય અને યમુના

આસોની અમાસ: તા. ૨૮મી ઑક્ટોબર, મંગળવાર. સૂર્યોદય ૬ ક. ૪૪ મી.; સૂર્યાસ્ત ૬ ક. ૩ મી.

મૃગ નક્ષત્રનું ઓળખાણ આપણે ત્રીજા અંકમાં કર્યું હતું. તે વખતે આપણે તેને સાંજે પશ્ચિમમાં આથમતું જોયું હતું. પણ હવે તો રાતના લગભગ દસ વાગે આપણે તેને પૂર્વમાં ઉગતું જોઈશું. જેઓ આ નક્ષત્રને ભુલી ગયા હોય તેઓએ એ અંક જોઈ લેવો. એમાં એ નક્ષત્ર તથા વ્યાધ અને અગસ્ત્યનાં ચિત્રો આપેલાં છે. આ સાથેના ચિત્રમાં માત્ર મૃગનું માથું ને તેના બે આગલા પગો આપ્યા છે.

મૃગથી બરાબર ઉત્તર દિશામાં ( એટલે માથા તરફ ) જરા છેટે, એક બહુ ચળકતો તારો માલુમ પડશે. આ તારો આટલા પ્રદેશમાં સૌથી વધારે ચળકતો છે. તેનું નામ 'બ્રહ્મહૃદય'.

મૃગ અને બ્રહ્મહૃદયને લગભગ સમાંતર, અને મૃગથી ઈશાન કોણ તરફ, ચાર તારાવાળું 'પુનર્વસુ' છે. ચિત્રમાં બતાવ્યા પ્રમાણે આ ચારમાં બે ખુબ ચળકતા, એક સાધારણ, અને એક સહેજ ઝાંખો છે. પુનર્વસુ રાતના લગભગ બાર વાગે ઉગશે.

મૃગથી તરતજ પશ્ચિમ તરફ ખુબ ચળકતો લાલ-પીળા રંગનો એક તારો નજરે પડશે. એ 'રોહિણી–યોગતારા' છે. 'રોહિણી'માં પાંચ તારા છે અને તેમનો આકાર અંગ્રેજી અક્ષર V જેવો થાય છે. આ V ને ઉપરને એક નાકે આ યોગતારા આવેલી છે.



મૃગથી રોહિણી જે દિશામાં જેટલે અંતરે છે, તે જ દિશામાં રોહિણીથી તેટલે જ અંતરે 'કૃત્તિકા' છે. કૃત્તિકાનો દેખાવ લીલી દ્રાક્ષના ઝુમખા જેવો છે. તેના તારા એટલા બારીક અને એટલા પાસેપાસે આવેલા છે કે તે એક ઝાંખા લોચા જેવીજ લાગે છે.

રોહિણીથી કૃત્તિકા જેટલે અંતરે છે તેથી લગભગ બમણે અંતરે કૃત્તિકાથી નૈઋત્ય તરફ 'અશ્વિની' છે. અશ્વિનીમાં એક ચળકતો તારો છે અને તેનાથી સહેજ છુટા બે ઝાંખા તારા છે.

જેમ વ્યાધથી બરાબર દક્ષિણે અગસ્ત્ય છે, તેમ અશ્વિનીથી બરાબર દક્ષિણે 'યમુના' છે. દક્ષિણ દિશા તરફ જેટલે નીચે અગસ્ત્ય છે, તેટલેજ નીચે યમુના છે. સ્થળસંકોચને લીધે સાથેના ચિત્રમાં યમુના બતાવી નથી; પણ તેની આસપાસ એટલો ચળકતો બીજો કોઈ તારો નથી, તેથી તે ઝટ ઓળખાઈ આવશે.

ઉપર કહ્યું તેમ રાતના લગભગ બાર વાગે પુનર્વસુ ઉગશે. પછી જેમ જેમ રાત જતી જશે તેમ તેમ સૂર્યોદય સુધીમાં મઘા, ફાલ્ગુની, હસ્ત, ચિત્રા અને સ્વાતિ ઉગશે. આ બધા તારાઓનું ઓળખાણ આપણે અગાઉ કરી ગયા છીએ.

આ પ્રદેશમાં સૌથી વધારે પ્રકાશિત તે શુક્ર. તેનું ઓળખાણ આપણે અગાઉ કર્યું હતું. તે વખતે એ સાંજના દેખાતો. હવે તે સવારના દેખાશે. તેનું સ્થાન પણ હવે ફર્યું છે. ઉત્તરાફાલ્ગુનીના બે તારાને જોડનારી લીટીને દક્ષિણ તરફ થોડેક લંબાવવાથી તે શુક્રમાં થઈને જશે.

હરિહર ભટ્ટ

---

યોકો:—મેસર્સ છગનલાલની કંપની તરફથી 'યોકો' બુકપૉલિશની એક બાટલી અમારી ખાતરી માટે અમને મોકલવામાં આવી હતી. અમે તેનો ઉપયોગ કરી જોયો છે, અને તેમાં તેની જાહેરાત પ્રમાણેના ગુણો જણાયા છે. એક બાટલી લગભગ બાર કે વધુ પુસ્તકો માટે ચાલે છે. કીમતી પુસ્તકો ઉંદર, ઉધઈ ને ભેજ નુકસાનથી બચાવવાનું આ સાધન દેશને ખરેખર ઉપયોગી છે. અને અમને વધુ આનંદ તો એ થાય છે કે 'યોકો' ની બનાવટ ખુદ ગુજરાતમાંજ થાય છે.

# અથાણાં

મુંબાઈની લોકલ ટ્રેનમાં એકવાર કેટલાક લૉ ક્લાસના (કાયદાના) વિદ્યાર્થીઓ જુદા જુદા કાયદાની બારીકીઓ વીશે વાતો કરતા હતા. એવામાં પડખે બેઠેલા એક પારસી ગૃહસ્થ બોલી ઉઠ્યા, 'તમે બધા કાયદાના અઠંગ અભ્યાસી છેઓ, તો હું કહું એનો ખુલાસો કરોની જોઉં.'

વિદ્યાર્થીઓએ પુછ્યું, 'શું?' પેલા ગૃહસ્થે કહ્યું, 'અંબા ફરેદા વના ખેતરમાં જઇને ઇંડાં મુકી આવીઓ, એ ઇંડાંની માલીકી કોણની? અ જો એ ઇંડાં રાખે તો તેણે ચોરી કરી કહેવે? કે વનો ફરેદો અંબા ખેતરમાં જઈ ઇંડાં મુકી આવ્યો તેને પારકી હદમાં પેસી જવા ગુન્હેગાર ઠેરવે?'

બધા વિદ્યાર્થીઓ વિચારમાં પડી મુંઝાવા લાગ્યા. કોઈ કાંઈ બોલે નહિ. પાંચેક મીનીટ પછી પેલા પારસી ગૃહસ્થ બોલ્યા, 'જઓ રે મારા સાહેબ. કાયદો શીખીઆ તો એટલું બી નહિ સમજતા કે મરઘો તે કંઈ ઇંડાં મુકે ખરો?

વિદ્યાર્થીઓનું કેહું ભોપ!











## દીવાળીના ફટાકડા

દાદા હોકો પીતા હતા ત્યાં નાનો બાબુ ફટાકડાની સેર લઈને આવ્યો (ચિત્ર ૧લું). અને એક કોરે બેસી ફટાકડા સેરમાંથી છુટા કરવા માંડ્યા (ચિ૦ ૨) પછી દાદાને બતાવીને કહે, 'દાદા, આ કેવો મઝાનો ફટાકડો છે!' (ચિ૦ ૩) એમ કહી હોકાની ચલમમાંના દેવતા વડે ફટાકડો સળગાવવા માંડ્યો (ચિ૦ ૪). પણ, ઓ બાપરે! આ શું' ફટાકડો ચલમમાં જ ફુટી ગયો! અને પછી જુઓ, બાપુના, દાદાના ને દાદાના હોકાના હાલ! (ચિત્ર ૫ મું)

•

એકવાર બીકામણા દેખાવનો એક પંજાબી, રેલવેમાં મુસાફરી કરતો હતો. તેણે ટીકીટ તપાસનારની મશ્કરી કરવા ધારેલું, તેથી પોતાની ટીકીટ તેણે પોતાના જોડામાં રાખી હતી. એક સ્ટેશને ગાડી ઉભી રહેતાં એના ડબ્બામાં ટીકીટ તપાસનાર આવ્યો. પંજાબીને જોતાં જ તે ગભરાયો, પણ હીંમત કરીને ટીકીટ માગી. પંજાબીએ ટીકીટ બહાર કાઢવા સારૂ જોડો કાઢવા માંડ્યો, કે તરત જ પેલો ટીકીટ તપાસનાર નાઠો. એના મનમાં કે પંજાબી મને મારવા ઉઠ્યો! એ જે નાઠો તે ગયો: પાછો ટીકીટ લેવા આવ્યો જ નહિ.

•



# માધુકરી

## વિજયાદશમી

નાનપણુનો મારી સ્મૃતિમાં રહે લો નવરાત્રિનો ઉત્સવ હજુ અને સાંભરે છે. પ્રતિપદાને દીવસે શહેરની બહાર જઈ ખેતરોમાંથી સરસમાં સરસ કાળી માટી મારા ભાઈ લઈ આવ્યા. હું પોતે નવધાન્યની યાદી લઈ તેમાંથી ઘરમાં જેટલાં મળ્યાં તેટલાં મારા નાનાને ત્યાંથી લઈ આવ્યો. મારી દાદીએ નાનકડા ધનુષ વડે રૂ પીંજી તેની ૯૬ આંગળની દીવેટ તૈયાર કરી. મારી બાએ સુતર કાંતી (રેંટીઆ ઉપર નહિ, પણ લોટા ઉપર) તે સુતરની એક સુન્દર નાનકડી વાટો બનાવી. બજારમાંથી નાળીએર અને પંચરત્ન હું લઈ આવ્યો. પંચરત્નમાં સોનું, મોતી, હીરો, પરવાળું અને લીલમ હતાં. આ પંચરત્નનો આકાર બહુ જ નાનો હતો. મારી બત્રીજીએ બગીચામાંથી ફુલો અને જાતજાતનાં પાંદડાં ભેગાં કર્યા હતાં. પિતાશ્રીએ ન્હાઈને ગાયના છાણથી લીંપેલી જમીન ઉપર પેલી કાળી માટી પાથરી, એના સુન્દર ચોરસ આકાર બનાવ્યા. આ અમારૂં ખેતર. આની વચ્ચોવચ્ચ એક લોટો મુકી દીધો. આ લોટામાં પાણી ભરેલું હતું. અંદર આખી સોપારી, દક્ષિણા, પંચરત્ન વગેરે વસ્તુઓ નાખેલી હતી. ઉપર આંબાના ઝાડની એક નાની પાંચ પાંદડાંવાળી ડાળી રાખી, તેના ઉપર એક નાળીએર મુક્યું હતું. સુન્દર ઘાટવાળા લોટામાંથી બહાર નીકળતાં આંબાનાં લીલાંછમ પાંચ પાંદડાં, અને તેના ઉપર શિખર જેવા નાળીએરનો આકાર જોઈ હું ખુશખુશ થઇ ગયો. પૂજાની તૈયારી થઈ ત્યારે ખેતરમાં નવધાન્ય વાવવામાં આવ્યાં. તેના ઉપર પાણી છાંટવામાં આવ્યું. વચ્ચે મુકેલા ઘટની ચંદન, કેસર અને કંકુથી પૂજા કરવામાં આવી. આ ઘટ ઉપર એક પુષ્પમાળા ટીંગાડવામાં આવી. યથાવિધિ સાંગોપાંગ ષોડશોપચાર પૂજા થઇ. ૯૬ આંગળ વાટવાળો દીવો સળગાવવામાં આવ્યો. પછી આરતી થઈ, અને ઘરમાં સૌ કહેવા લાગ્યાં કે આજે અમારે ત્યાં નવરાત્રની ઘટસ્થાપના થઇ છે. પેલો નન્દાદીપ નવ દીવસ સુધી બળતો રાખવાનો હતો. વચમાં હોલવાઇ જાય તો મહા અશુભ. બીજે દીવસે પૂજામાં બે પુષ્પમાળા ટીંગાડવામાં આવી. ત્રીજે દીવસે ત્રણ. એમ માળા વધતી ગઇ. ઉપર માળાઓ વધી અને નીચે ખેતરમાંથી અંકુર ફુટી નીકળ્યા. કેટલાક અંકુર તો પોતાનાં ફોતરાંની છત્રી બનાવીને બહાર નીકળ્યા હતા. અમને રોજ મિષ્ટાન્ન મળતું; પણ પિતાશ્રી એક જ વખત જમતા, અને આખો દીવસ અબોટીઉં પહેરીને પેલો નન્દાદીપ સાચવતા. વાટ હટે નહિ, તેલ ખુટે નહિ અને દીવો હોલવાય નહિ એની સંભાળ રાખવી પડતી. રાત્રે પણ બેચાર વાર ઉઠી તેલ પુરવું, બહુ જ સંભાળથી ઉપર બાઝેલી મેશ ખંખેરવી વગેરે કામો કરવાં પડતાં.

નવધાન્યના અંકુર પુરેપુરા ફુટી નીકળ્યા તે વખતની ખેતરની શોભા અવર્ણનીય હતી. કેટલાંક ધાન્ય વહેલાં ઉગ્યાં, કેટલાંક મોડાં. વહેલાં કોણ છે ને મોડાં કોણ છે એ હું બરાબર ધ્યાનમાં રાખતો. બધા અંકુર સાવ સફેદ હતા, કેમકે નવરાત્રનું આ ખેતર ઘરની અંદર હતું; અને અજવાળા વગર લીલો રંગ આવે નહિ. પછી પિતાશ્રી ખેતર ઉપર હળદરનું પાણી છાંટવા લાગ્યા. મેં પુછ્યું, 'હળદરનું પાણી કેમ છાંટો છો?' એમણે કહ્યું, 'ઉગેલું અનાજ સોના જેવું દેખાય એટલા માટે.'

સાતમે દીવસે સરસ્વતીનું આવાહન થયું. ઘરમાં જેટલી ધાર્મિક અને સંસ્કૃત ચોપડીઓ હતી તે બધી એક રંગીન પાટલા ઉપર મુકી અને તેમની પૂજા કરી. અમને ભણવામાંથી રજા મળી. આને અનધ્યાય કહે છે. સરસ્વતીનું આવાહન, પૂજન અને વિસર્જન એટલું ત્રણ દીવસમાં થયું. નવમે દીવસે ખંડપૂજા થઈ. ખંડપૂજા એટલે શસ્ત્રાસ્ત્રની પૂજા. હાથી ઘોડા જેવાં યુદ્ધોપયોગી પશુઓની પણ પૂજા કરવામાં આવી. આ રીતે નવરાત્ર પૂરી થઈ અને દસમે દીવસે દશેરા આવ્યા. દશેરાને દીવસે હોમ, બલિદાન અને સીમોલ્લંઘન એ મુખ્ય વિધિ હતા. તે વિદ્યારંભનો પણ દીવસ હતો.

રઘુરાજાએ વિશ્વજિત્ યજ્ઞ કર્યો. સમુદ્રવલયાંકિત પૃથ્વી જીત્યા પછી સર્વસ્વ દાન કરી દેવું એનું નામ વિશ્વજિત્ યજ્ઞ. આવો વિશ્વજિત્ યજ્ઞ રઘુરાજાએ પુરો કર્યો ત્યારપછી એની પાસે વરતન્તુ ઋષિનો શિષ્ય વિદ્વાન તેજસ્વી કૌત્સ આવી પહોંચ્યો. કૌત્સે ગુરુ પાસેથી ચૌદે વિદ્યાઓ ગ્રહણ કરી હતી. તેની દક્ષિણા તરીકે ચૌદ કોટિ સુવર્ણમુદ્રા ગુરુને આપવાની તેની ધારણા હતી. પણ સર્વસ્વનું દાન કર્યા પછી રહેલા માટીના વાસણથી જ રાજાને આદરાતિથ્ય કરતો જોઇ કૌત્સે રાજા પાસે કંઇ પણ માગવાનો વિચાર માંડી વાળ્યો. રાજાને આશીર્વાદ આપી તે જવા લાગ્યો. રઘુએ આગ્રહપૂર્વક તેને રોકી રાખ્યો, અને બીજે દીવસે સ્વર્ગ ઉપર ચડાઇ કરી ઇન્દ્ર અને કુબેર પાસેથી ધન લાવવાની ગોઠવણ કરી. રઘુરાજ ચક્રવર્તી હતો તેથી ઈન્દ્ર અને કુબેર પણ તેના ખંડીઆ રાજા હતા. બ્રાહ્મણને દાન કરવા સારૂ તેમની પાસેથી કર ઉઘરાવતાં સંકોચ શાનો ? રઘુરાજાની ચડાઇની વાત સાંભળી દેવો ડરી ગયા. તેમણે એક શમીના ઝાડ ઉપર સુવર્ણમુદ્રાની વૃષ્ટિ કરી. રઘુરાજે સવારે ઉઠીને જોયું કે કોઇએ એટલું સુવર્ણ આવી ગયું છે. કૌત્સને તેણે તે ઢગલો આપી દીધો. કૌત્સ ચૌદ કરોડ કરતાં વધારે લે નહિ, અને રાજા દાનમાં આપેલું બાકીનું ધન પાછું રાખે નહિ. આખરે નગરવાસી લોકો પાસે તેમણે તે ધન લુટાવ્યું. તે દિવસ આસો સુદ દશમનો હતો, તેથી જ આજ પણ લોકો દશેરાને દીવસે શમીનું પૂજન કરે છે, તેનાં પાંદડાં સોનું ગણીને લુટે છે અને એકબીજાને આપે છે. કેટલાક લોકો શમી નીચેની માટીને સુવર્ણ ગણી લઇ જાય છે.

શમીનું પૂજન બહુ જ પ્રાચીન છે. શમીના ઝાડની અંદર ઋષિઓનું તપસ્તેજ છે એમ મનાય છે. શમીના કકડા એકબીજા પર ઘસીને પ્રાચીન કાળમાં અગ્નિ પેદા કરતા હતા. શમીની સમિધો આહુતિમાં કામ આવે છે. પાંડવો જ્યારે અજ્ઞાતવાસમાં રહેવા ગયા ત્યારે તેમણે પોતાનાં હથીઆરો એક શમીના ઝાડ ઉપર સંતાડી રાખ્યાં હતાં, અને કોઈ ત્યાં જાય નહિ એટલા માટે એક હાડપિંજર ઝાડને ગંઠે બાંધી રાખ્યું હતું.

રામચન્દ્રે રાવણ ઉપર ચડાઇ કરી તે વિજયાદશમીને મુહૂર્તે. આર્ય લોકોએ-હિન્દુ લોકોએ અનેકવાર વિજયાદશમીના મુહૂર્ત ઉપર જ ચડાઇ કરી વિજય મેળવ્યો છે. તેથી વિજયાદશમી એ રાષ્ટ્રીય વિજયનું મુહૂર્ત અથવા તહેવાર થઇ ગઇ છે. મરાઠાઓ અને રજપુતો એ જ મુહૂર્ત ઉપર સ્વરાજ્યની સીમા વધારવા શત્રુના મુલક ઉપર ચડાઈ કરતા. રાજ્યારોહ સર્જ કરી હાથીઘોડાની સ્વારી કાઢી, શસ્ત્રસ શહેર બહાર લઇ જવાનો રીવાજ આજે પણ છે. તેમાં શમીનું પૂજન અને અપરાજિતા દેવીનું પૂજન એ સીમોલ્લંઘનનો મુખ્ય ભાગ છે.

શમી અને અશ્મંતક વૃક્ષમાં પણ શત્રુનો નાશ કરવાનો ગુણ છે એમ મનાય છે. અશ્મંતક એટલે આપટાનું ઝાડ. શમી ન મળે ત્યારે આ ઝાડનું પૂજન થાય છે. આપટાનાં પાંદડાંનો આકાર સોનાના સીક્કા જેવો ગોળ હોય છે, અને જોડેલા કાર્ડ (Reply Card)ની માફક બે પાંદડાં જોડેલાં હોય છે તેથી તે બહુ જ સુન્દર દેખાય છે. • • •

પણ એક ઐતિહાસિક ઘટના દશેરા સાથે જોડવાની આપણે ભુલી ગયા છીએ. તે જ આજના જમાનામાં વધારે મહત્વની છે. દિગ્વિજય કરતાં ધર્મજય શ્રેષ્ઠ છે, બાહ્ય શત્રુને મારવા કરતાં હૃદયસ્થ ષડ્‌રિપુને મારવામાં જ પુરુષાર્થ મોટો છે, નવધાન્યની લણણી કરવા કરતાં પુણ્યની લણણી વધારે ઠરે છે, એવો ઉપદેશ આખી દુનીઆને આપનાર મારજિત્, લોકજિત્ ભગવાન બુદ્ધનો જન્મ વિજયાદશમીના શુભ મુહૂર્તે જ થયો હતો. (કાલેલકરનાં લેખો)

## અબ્રાહમ લિંકન

અબ્રાહમ લિંકન 'હાર્ડીન' પ્રદેશમાં, કેન્ટકીમાં જન્મ્યા હતો. એનું ઘર તદ્દન સાધારણ હતું. તે માટી ને પાટીઆંનું બનાવેલું ઝુંપડું હતું. એમનાં રાચરચીલાંમાં ત્રણ ટીપાઇઓ, એકાદ લાંબું ટેબલ અને એકાદ ઘડો તથા કીટલી વગેરે થોડાંક રાંધવાનાં વાસણો હતાં. આ જ એ કુટુંબનો વૈભવ.

અબ્રાહમ લિંકનનો પિતા જીવનસંગ્રામમાં હારેલા મનુષ્યોમાંનો એક હતો; પરંતુ એની માતા એક પ્રવીણ પ્રમદા હતી. એનો બાંધો નાજુક હતો. એ અતિશય લાગણી વાળી હોવા છતાં એના પ્રભુભયકમ્પિત વર્તનથી અબ્રાહમ ઉપર ઘણી જ સારી છાપ પડવા પામી હતી. પરંતુ લિંકનના કમનસીબે એને નવ વર્ષની કુમળી ઉમરનો મુકી તે દેવલોક પામી. લિંકન એની માતાને કદાપિ ભુલ્યો નહિ. ઘણાં વર્ષો પછી જ્યારે એ 'યુનાઇટેડ સ્ટેટ્સ'નો પ્રેસિડેન્ટ થવા પામ્યો ત્યારે પણ તે કહેતો કે, 'આજ હું જેવો છું અને ભવિષ્યમાં જેવો થવાની આશા રાખું છું તે સર્વ મારી મહંમ માતાને જ આભારી છે.'

અબ્રાહમનું બાલ્યાવસ્થાનું નામ 'એબ' હતું. પેલા માટીના ઝુંપડામાં જ એણે કેટલીક ચોપડીઓનો સંગ્રહ કર્યો હતો. એમાંની મુખ્ય 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' 'રૉબિન્સન ક્રુસો' અને 'બાઈબલ' હતી. કેટલી સુન્દર મુડી! સગડીમાંથી કોલસા લઇ એ લખતાં શીખ્યો. પાટીઆના કકડા એ એની સ્લેટ-પાટીની ગરજ સારતા.

મોટપણે એ ઉંચો, પાતળો ને બળવાન સ્નાયુબંધવાળો યુવાન બન્યો. ઉપરાંત એ વિખ્યાત કુસ્તીબાજ પણ થયો. પરંતુ અતિશય ચપળતાથી એ કેટલી જાતનો એ મેળો નો જોરાવર હતો કે લાકડાં કાપવાની હોડમાં પરણ છેક હારીજતા

છેટેથી પકડી હાથ સીધો રાખી શકતો. થોડાક જ આવી શક્તિ ધરાવે છે. પોતે બળ અને ઉંચાઈમાં ઘણા જણથી ચઢીઆતો છે એ વાતથી લિંકન હમેશાં આનન્દતો.

એક દીવસ એણે 'ડીમોન્સ્ટ્રેઇટ' શબ્દ પહેલી જ વાર સાંભળ્યો. એનો અર્થ શો હતો તે એ જાણતો ન હતો. તેથી એણે પોતાના એક બાલમિત્રને પુછ્યું. પેલા બાલસ્નેહીએ કહ્યું કે 'મને યે પુરી ખબર નથી; પરંતુ 'યુક્લિડ' નામની ચોપડીમાં મેં એ વાંચ્યો હતો.'

આટલા માટે એણે ઘણી જગ્યાઓ જોઈ નાખી. અંતે એને યુક્લિડનું પુસ્તક મળી આવ્યું. લિંકને તો એ આખું યે મોઢે કરી નાખ્યું. ત્યાર પછી અબ્રાહમને 'ડીમોન્સ્ટ્રેઇટ' કેમ કરવું તે આવડ્યું.

લિંકનના અંતરના છેક ઉંડાણમાં પ્રભુની મરજી પ્રમાણે કરવાની જ્વલંત ઇચ્છા છુપાએલી હતી. એ નાનો બાળક હતો ત્યારે એની માતાએ આ ઈચ્છા સતેજ કરવા તનતોડ મહેનત કરી હતી. પ્રભુ પાસે છે, પ્રભુ તેને જુએ છે, પ્રભુ તેને ચાહે છે, તે ભુલો કરે છે તો યે પ્રભુ તેના ઉપર હમેશાં પ્રેમ રાખે છે—આવી અનેક વાતો અબ્રાહમને એની માતાએ શીખવી હતી. નાનપણના એ દીવસોમાં પરમેશ્વર અને પોતાની માતા આગળ અબ્રાહમે પ્રતિજ્ઞા કરી હતી કે પોતાની માતા જે પુજ્ય પ્રભુનાં ચરણની સેવા કરે છે ને જે પરમપિતાને ચાહે છે તેને એ પણ ખરા અન્તઃકરણથી પુજશે જ.

એબ મોટો થયો ત્યારે અમેરિકામાં દારૂની બદી દૂર કરવાની ચીલચાલ એણે ઉપાડી લીધી. એણે એક વખતે કહ્યું હતું કે, 'મારી માતાની મૃત્યુશય્યા આગળ મેં પ્રતિજ્ઞા કરી છે કે હું કદાપિ દારૂ પીશ નહિ. અને અત્યારે પણ હું એ દીવસની માફક બંધાએલો છું.'

માટીના ઝુંપડાથી આગળ વધી છેક પ્રમુખનું સિંહાસન દીપાવતાં એને એક લાંબી ને વસમી વાટ વટાવવાની હતી. એક મજુરનું જીવન એણે ગાળ્યું; એ કારકુન પણ થયો; દુકાનદાર બન્યો; ઉપરે એડવોકેટ, સેનેટર અને પ્રેસિડેન્ટ પણ થવા પામ્યો.

'અબ્રાહમ લિંકનના ખંડમાં એક જ ચિત્ર હતું; અને તે એના દેશનો–યુનાઇટેડ સ્ટેટ્સનો–નકશો! જ્યારે જ્યારે વિકટ પ્રસંગ આવી પડે ત્યારે ત્યારે લિંકન એની પાસે જાય, જાણે એની પ્રાર્થના કરે, એમાંથી ચેતન મેળવે, એના બળથી ખરેખર આપણી મુંઝવણ ઉકેલે, એની સંમતિથી મહત્વના ઠરાવો ઘડે. એ નકશો એને મન પરમ દેવતા, જીવનનું સર્વસ્વ ને સ્વધર્મનું લક્ષ્ય!'

એમ કહેવાય છે કે એક વખત જ્યારે એ મીસીસીપીને કીનારે પ્રવાસ કરતો હતો ત્યારે એણે ગુલામીના હુકમો નીહાળ્યા. એ જોઈ તે અવાક્ બની ગયો:–કહોર ઝાટકો. બીજી વખત એને ગુલામોના બજારમાં જવાની તક મળી એ દશ્ય જોઈ પાસે ઉભેલા મિત્રોને એ કહેવા લાગ્યો 'ચાલો! આપણે અહીંથી બહાર ચાલ્યા જઈએ. આને તોડી પાડવાની પ્રભુ જો મને તક આપશે તો હું એ અવશ્ય નિર્મુળ કરીશ.' અને ખરે જ તેણે એમ કર્યું જ

પણ જ્યારે એને વિજયની વરમાળ વરવાનો વખત આવ્યો, જ્યારે ગુલામોને છુટાપણું પ્રાપ્ત થયું, ત્યારે અબ્રાહમ લિંકન, અમેરિકાનો સર્વોત્તમ પ્રેસિડેન્ટ, એક નાટકશાળામાં એક ખુનીની ગોળીનો ભોગ થઇ પરલોકવાસી થયા. છતાં યે એનો આત્મા હજી અમર છે. ('બુદ્ધિપ્રકાશ' જુલાઈ, ૧૯૨૪)

## બેકી રકમનો ચોરસ

'કુમાર'ના ત્રીજા અંકમાં ૩૪નો જાદુઈ ચોરસ બતાવ્યો છે. તેની અને એવા બીજા બેકી રકમના ચોરસ બનાવવાની રીત હમણાં જ અમારા મિત્ર તરફથી મળી છે, જે અમે પ્રગટ કરીએ છીએ.

પહેલાં સોળ ખાનાંનો એક ખાલી ચોરસ દોરો. હવે ગમે તે બેકી રકમ ધારો. એ બેકી રકમને બેએ ભાગી અરધી બનાવો. આ અરધી રકમમાંથી એક એક બાદ કરતાં જે જે રકમ આવે તે તે નીચેના શ્લોકમાં દર્શાવેલાં ખાનાંમાં અનુક્રમે મુકતા જાઓ.

२ ६ १६ ७ ८
धने अहे षोडश रास चाष्टौ
१५ १० १
तिर्थौ दशाहे प्रथमे च कोष्टे

બાકી ૩, ૪, ૫, ૬, ૧૧, ૧૨, ૧૩ અને ૧૪ ખાનાં ખાલી
२ ७ ६ ३ ८ ४ ५
વધ્યાં. તેઓમાં અનુક્રમે द्वि रास षड् ष्यष्ट कु वेद बाणः मे આંકડા અનુક્રમે લખો. જે ચોરસ બન્યો તેની આડી ઉભી હારોનો, બંને ખુણાનો તથા ગમે તે ચાર આંકડાના ચોરસનો સરવાળો મુળની બેકી રકમ થઈ રહેશે.

એક દાખલો લઈએ. બેકી રકમ ૧૬ ધારો.

એટલે, ૧૬÷૨=૮. પછી ૮−૧=૭; ૭−૧=૬; ૬−૧=૫; ૫−૧=૪; ૪−૧=૩; ૩−૧=૨; ૨−૧=૧; ૧−૧=૦.

હવે શ્લોકમાં જણાવ્યા મુજબ અનુક્રમે, બીજા ખાનામાં ૭, નવમા ખાનામાં ૬, સોળમા ખાનામાં ૫, સાતમા ખાનામાં ૪, આઠમા ખાનામાં ૩, પંદરમા ખાનામાં બે, દસમા ખાનામાં ૧ અને પહેલા ખાનામાં ૦ મુકો.

બાકી ખાલી રહેલાં ખાનાંઓમાં અનુક્રમે ૨, ૭, ૬, ૩, ૮, ૪ અને ૫ મુકી દો.

જુઓ નીચે:

| | ૧ | ૨ | ૩ | ૪ | |
|---|---|---|---|---|---|
| | ૦ | ૭ | ૨ | ૭ | |
| ૫ | ૬ | ૩ | ૪ | ૩ | ૮ |
| ૯ | ૬ | ૧ | ૮ | ૧ | ૧૨ |
| | ૪ | ૫ | ૨ | ૫ | |
| | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | |

બહાર લખેલા આંકડા ખાનાંનો અનુક્રમ બતાવે છે. દરેક હારનાં ખાનાંને ડાબી બાજુએથી જમણી બાજુએ અનુક્રમે ગણતા જવું.

૧૬ થી ઓછી બેકી રકમ ધારશો તો તમારે એ રકમ-માંથી એક એક બાદ કરતા જઇને ૦ મુક્યા પછી–૧,–૨,-૩, એમ મુકવા પડશે.

---

### લીલો મેવો

સેંટપૉલના ઘુમટનું વજન ૬૪૦૦૦ ટન છે.

એક શેર મધ એકઠું કરવા માટે મધમાખીને જુદાં જુદાં ૬૦૦૦ ફુલમાંથી મધ ચુસવું પડે છે.

દુનીઆમાં મોટામાં મોટા મધપુડા આપણા દેશની મધમાખીઓ બાંધી શકે છે. અત્યાર સુધીમાં સૌથી મોટો મધપુડો ૧૮ ફુટની ઉંચાઇનો જાણવામાં છે.

દુનીઆમાં પહેલામાં પહેલું છાપું ચીનમાં 'પેકીંગ સમાચાર'ના નામથી નીકળતું. તે ઇ. સ. ૬૧૮થી ૯૦૭ સુધી ચાલ્યું હતું.

કોઇપણ વસ્તુનો ભાર જમીન ઉપર લાગે તેના કરતાં જમીન નીચે ખાણમાં વધુ લાગે. કારણકે ગુરુત્વાકર્ષણના નિયમ મુજબ પૃથ્વી સૌને પોતાના મધ્યબિન્દુ તરફ ખેંચે છે. જેમ વસ્તુ મધ્યબિન્દુની વધારે નજીક તેમ એ ખેંચાણ વધારે જોસબંધ હોય. તેથી ખાણોમાં આપણને વસ્તુનો ભાર વધારે લાગે છે.

જાપાનીઓને ગળી જનારો રાક્ષસ



આ રાક્ષસની આકૃતિમાં કેટલા જાપાનીઓ સમાયા છે તે શોધી કાઢો.

---

સહરાના રણમાંથી ૩૦૦ ફુટ લાંબો અને ૧૨૦ ફુટ પહોળો ખરતા તારાનો પથ્થર મળી આવ્યો છે. તેના ⅞ ભાગમાં તો ચોખ્ખી નીકલની ધાતુજ છે.

વીજળિક એન્જીનની ગતિ વધારેમાં વધારે એક કલાકના ૧૦૫ માઇલની નોંધાઇ છે.

'બૉય્ઝ પાયોનીઅર્સ'ની એક હિન્દી ટુકડી સાઇકલ ઉપર પૃથ્વીની પ્રદક્ષિણાએ નીકળી છે. ગયા ઑક્ટોબરમાં એ ટુકડી બલુચિસ્તાન અને ઇરાનની કેડીમાં થઇ ભર ઉનાળામાં સીરીઆનું રણ ઓળંગી ગઈ હતી. 'કુમારસેના'ના મુખી સર બેડન પૉવેલ કહે છે કે માણસ ધારે તો પૃથ્વીની પ્રદક્ષિણા તો એ હસતાં હસતાં રમતવાતમાં કરી શકે.

---

## ફોટોગ્રાફીની હરીફાઇનું પરિણામ

બે મહીના પહેલાં અમે વિદ્યાર્થીઓની ફોટોગ્રાફી માટે ઇનામ જાહેર કર્યું ત્યારે અમને આશા પણ નહોતી કે 'કુમાર' નું એક પાનું બની રહે એટલા ફોટોગ્રાફો વિદ્યાર્થી અથવા બીનધંધાર્થી માણસો તરફથી આવી મળશે. કુલ ત્રેવીસ ફોટોગ્રાફો આવેલા તેમાંથી હરીફાઈના ધોરણ પ્રમાણે યોગ્ય લાગ્યા તે આઠ આ વખતે અમે પ્રસિદ્ધ કરીએ છીએ. એ આઠે ય ફોટોગ્રાફોમાં જોનારને વિવિધતા લાગ્યા વિના નહિ રહે.

ભાઈ હીરાલાલ આશરના કામમાં ફોટોગ્રાફીની ઉસ્તાદી આવી ગઇ જણાય છે. તેમણે બીજા પણ એકબે સુંદર ફોટોગ્રાફો મોકલ્યા છે, તે કોઇવાર 'કુમાર'ના વાચકોની નજરે પાડીશું. ભાઈ શીવજી વેલજી કોઠારી (વર્ષ ૧૪) અને ભાઇ ચીમનલાલ સોમેશ્વર ઠાકર (વર્ષ ૧૭) એ બંને કુમારોને ફોટોગ્રાફીનો શોખ છે તે બદલ અમે અભિનંદન આપીએ છીએ; પરંતુ તેમનાં કામ હજી હરીફાઇમાં મુકવા યોગ્ય નથી તેથી બાજુ રાખ્યાં છે. હંમેશની માત્ર ચાંપ

દાબવાની કળામાં જ ફોટોગ્રાફી નથી. કુદરતમાં કે માણસોમાં સુંદર અને આકર્ષક ચિત્ર જોઇ શકીએ તો જ ફોટોગ્રાફીની કળા આવશે.

રસેન્દ્ર પી. દેસાઇ (વર્ષ ૧૩) ને તેની ઉમરના પ્રમાણમાં કૅમેરાનો ઉપયોગ સારો આવડે છે; સુંદર અને કલ્પનાભર્યા દેખાવો તે શોધી શકે છે. પરંતુ હજુ યોગ્ય ગોઠવણીવાળું ચિત્ર બનાવવા મહેનત લેવી જોઇએ. બધી જ ઉભી રેખાઓ, કે બધી જ આડી રેખાઓવાળા આકારો ન આવવા દેતાં ભિન્નતા કેમ મળે તેના વિચાર કરી ફોટો લેવાની જગ્યા શોધવી જોઇએ.

નં. ૫ નું ચિત્ર લેનાર ભાઇ હંસરાજે ફોટોગ્રાફીની પદ્ધતિ જાણી છે; પણ "નાના ઈજનેર" નું 'ટાવર' દેખાઇ આવે તેવી પાછળની બાજુ જોઇએ તે એ ભાઈ ભુલી ગયા છે.

નં. ૭ નું ચિત્ર નવીનતા બતાવનારૂં હોવાથી જ લેવાયું છે. એમાં બતાવેલી સંપાન (બ્રહ્મદેશની હોડી) ગુજરાતને એક નવીન દૃશ્ય છે, પણ તેની જોડે બ્રહ્મદેશનો ખ્યાલ આપે એવો આસપાસનો દેખાવ નથી. નં. ૧ નું ચિત્ર આધિકામની ફોટોગ્રાફીનો નમુનો છે, અને તે એક સારૂં ચિત્ર બની ગયું છે. એમાં ફોટો લેનારે જગ્યા પસંદ કરવામાં ચતુરાઇ બતાવી છે. ૮ મા નંબરના ચિત્રમાં ઘણાં સારાં તત્ત્વો છે અને લેનારનો હાથ પણ ઠીક જામ્યો છે.

પરંતુ નં. ૩ નું ચિત્ર લેનાર ભાઇ જમનાદાસ સુબેદારે સામાન્ય લાગતાં ઝાડને પણ પ્રમાણસર ફોટોગ્રાફીમાં યોગ્ય કળાથી લીધાં છે, અને તે સાથે આકારોનાં આડાઅવળાપણાંને પણ આકર્ષણરૂપ બનાવી લીધાં છે; તેમાં એમની ખાસ કળા છે. એટલે હરીફાઇનું ઇનામ તેમને આપવાનું અમે યોગ્ય ધાર્યું છે.

નં. ૬ નું ચિત્ર લેનાર સર ગિરિજાપ્રસાદનો, ફોટોગ્રાફી એક ફુરસદનો વિનોદ છે. તેમણે હરીફાઇ બહાર રહેવાની ઈચ્છા બતાવી છે, પણ તેમનું ચિત્ર આ સંગ્રહમાં મુકવાથી એ કામ જોઈ, બીજા શોખથી ફોટોગ્રાફી કરનારાને ઉત્સાહ મળશે એમ અમે માનીએ છીએ. હવે પછીની બીજી હરીફાઈ થોડા જ સમયમાં જાહેર થશે. તંત્રી

આ માસિક, અમદાવાદ, સારંગપુર, નવજીવન મુદ્રણાલયમાં તંત્રી રવિશંકર મહાશંકર રાવળે છાપી, કુમાર કાર્યાલય, ૪૪૮૦, રાયપુર, અમદાવાદમાંથી પ્રગટ કર્યું.

# કુમાર

અંક ૧૧

## ઉગતી પ્રજાનું માસિક




તંત્રી
રવિશંકર રાવળ



વર્ષ ૧ :: અંક ૧૧

કારતક
૧૯૮૧



લવાજમ

વરસના રૂ. ૬ :: છ માસના રૂ. ૩
પરદેશના રૂ. ૭
છૂટક નકલના દસ આના

કુમાર કાર્યાલય
૪૪૮૦, રાયપુરઃ અમદાવાદ

તમારાં શરીર અને મગજને માટે પૌષ્ટિક ખોરાકની જરૂર તો રહેવાની જ:
અને તરત જ તમને યાદ આવવાનું—પેલું ઘરઘરનું ગવાએલું પરિચિત નામ—

# ઝંડુ

ઝંડુની આયુર્વેદિક દવાઓ
ઝંડુનું મધુર પીણું દ્રાક્ષાસવ
ઝંડુના અવલેહો અને શરબતો——એ બધું યાદ આવવાનું.

ખાસ કરીને ઝંડુનું

# કેસરીજીવન

## મહારસાયન

કેસરીજીવન એટલે રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, પૌષ્ટિક ઔષધો મેળવી લીલાં રસદાર આમળાંનો બનાવેલો 'ચ્યવનપ્રાશ'.

અને ચ્યવનપ્રાશ એ કંઈ આ જમાનાની શોધ નથી; પણ પ્રાચીન આયુર્વેદિક રસાયન છે. આખા જગતની સર્વ વૈદિક પદ્ધતિઓમાં કોઈ પણ એવી નથી કે જેમાંથી ચ્યવનપ્રાશ કરતાં ગુણોમાં ચડે એવી દવા હજી સુધી શોધાઈ હોય.

**આ સુશોભિત અને સુવાસિત, સ્વાદિષ્ટ અને પૌષ્ટિક તથા નવજીવન આપનાર ખોરાકનું નિયમિત સેવન**

¶ લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ અને તેજ, તથા દરેક ઇન્દ્રિયમાં ચેતન પુરે છે.

¶ માંદાં કે સાજાં, નાનાંમોટાં, સ્ત્રીપુરુષ, નબળાં કે સબળાં—સૌકોઈ એનું સેવન કરી શકે છે.

¶ વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું પોષણ મળે છે.

¶ એના સ્વાદ કે ગુણોમાં ફેર ન પડે એવી ખાસ બનાવટની બરણીઓમાં સંઘરવામાં આવે છે; અને વેચવા માટે બીલોરી કાચના ખાસ પૉટમાં પૅક કરવામાં આવે છે.

## કેસરીજીવન ઝંડુનું જ મેળવવાનો આગ્રહ રાખો

પા રતલના પૉટનો રૂ. દોઢ; અરધા રતલના પૉટના રૂ. પોણાત્રણ; એક રતલના પૉટના રૂ. પાંચ.

કેસરીજીવન વિષેનું ખાસ માહીતીપત્ર અને આયુર્વેદિક દવાઓનું સૂચિપત્ર મંગાવી જુઓ.

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ

કારખાનું: એલ્ફિન્સ્ટન રોડ, મુંબાઈ નં. ૧૩—દુકાન: જુની મહાજનવાડી, કાલબાદેવી, મુંબાઈ નં. ૨.

અમદાવાદના એજન્ટ: ભોગીલાલ બ્રધર્સ, રીલીફરોડ.

એ રમ્ય સંધ્યાકાળની સામે શ્રીમતી જોઈ રહી.

[બલિદાન· પાનું ૪૬૬] ચિત્રકારઃ રવિશંકર રાવળ



# તમને 'કુમાર' ગમે છે?

તમારા વિકાસમાં એણે કંઈક સહાય કરી છે? ગુજરાતનાં માસિકોમાં એણે જુદી જ ભાત પાડી હોય એમ તમને જણાય છે? ઉગતી પ્રજાની એણે કંઈક પણ સેવા કરી હોય એવું તમને લાગે છે?...

—આ બધાંની તમને ખાતરી હોય; તમને લાગતું હોય કે 'કુમાર'ની દેશને જરૂર છે; તમને લાગતું હોય કે 'કુમારે' ટકવું જોઈએ, ચાલુ રહેવું જોઈએ, .... તો—

[—તો આ પત્રિકા ધ્યાનપૂર્વક વાંચી જજો.]



આ વરસ તું શું કરીશ તેના અંદાજ તો તેં કાઢ્યા હશે. તારી તીવ્ર બુ[illegible] આકાશપાતાળ ઉકેલવા મથતી હશે; તારું અધીરું મન દેશદેશની મુસાફરીઓ કર[illegible] ઝંખતું હશે; તારું હૃદય કેટકેટલા સ્નેહસંબંધો જોડવા તલપતું હશે; તારી સૃષ્ટિ[illegible] સાહિત્ય અને કળા વડે સુંદર કરવાની તને હોંશ હશે; તારી ચકોર દ્રષ્ટિ [illegible] ભવિષ્યની ધડલાંગમાં રમતી હશે.

કુમાર, નવા વરસે તારા એ કોડ પુરા થાઓ. સાથે સાથે, તારી બુદ્ધિમાં નમ્રત[illegible] લાગણીમાં વિવેક, વિદ્યામાં ડહાપણ અને કર્મમાં કલ્યાણ પ્રગટો. આરંભ એવો ક[illegible] [illegible] અંત શુભ આવે.

અને આશિર્વચન છે કે તું

દેશ ને દીનને અર્થે ઓજસ્વી કર યૌવન;<br>
ચિરંજીવી થજે, બીજો બનીને વીર વિક્રમ.






## જીવનમંત્ર

નવા વર્ષની કલ્યાણભાવના પાછળને પાને આપેલી છે. આવતું વર્ષ કેમ ગાળવું તેનો નિશ્ચય વિચારશીલ માણસ બેસતે વર્ષે કરી લે છે. દરેક દાનો માણસ પોતાના જીવનના સિદ્ધાંતો એક પછી એક નક્કી કરતો જાય છે અને તેને પાર પાડવા દર વર્ષે મથતો રહે છે. તમે પણ તમારું જીવન કેવા સિદ્ધાંતો પર ગાળવા ઇચ્છો છો તેનો આજથી જ વિચાર કરો અને તમારા પોતાના અમુક સિદ્ધાંતો ઘડી રાખો. તે પ્રમાણે જીવન દોરો. એ સિદ્ધાંતોને તમારા જીવનમંત્ર બનાવો, અને પળેપળ તેને તમારી નજર સામે રાખી જીંદગી ગાળો.

એ જીવનમંત્રો તો તમારી જીંદગીના નાવના સુકાન જેવા છે. એ તમને હમેશાં સાચે માર્ગે દોરશે. એ તમારા ચારિત્ર્ય અને કારકીર્દિમાં અજબ વિકાસ કરશે. નિશદિન તમારામાં એ નવું બળ પ્રેર્યા કરશે. એ વડે તમે તમારું આગવું પ્રકારનું વ્યક્તિત્વ— તમારી પોતાની છાપ— જગતમાં બેસાડી શકશો.

આપણો દેશ અત્યારે એવી અવસ્થામાં છે કે એકેક ઉગતા કુમારે તે સુધારવાને તથા તેને બળવાન, સમૃદ્ધ અને સચેત બનાવવાને બહાર પડવું જોઈશે, અને તેને માટે મહાભારત પ્રયત્નો કરવા પડશે. તમારા જીવનમંત્રો અત્યારથી જ એવા ઘડી રાખો કે જે તમારા ભવિષ્યના એ મહાન કાર્યમાં સહાયરૂપ થઈ પડે; અને પછી તમારી જીંદગીને તે આખરા માર્ગે દઢ રીતે દોરવા માંડો.

સાચો ધાર્મિક

દમણાં દમણાં આપણા દેશમાં

## મન થઈ જાય છે

ગયે મહીને તમને 'નન્નો ભણવા' વીશે કહેલી વાત આ મહીને હું આગળ વધારીને કહેવાનો છું.

ગઈ વખતે બીજાને ના કહેવા વીશે મેં તમને કહેલું. એ વેળા તમારે પારકાને નન્નો સમજાવવાની વાત હતી. પણ એની શરૂઆત એક બહુ આકરા માણસની સામે ના પાડતાં શીખીને તમારે કરવાની છે. એ એક જણને તમે 'ના' કહેતાં શીખો તો તમારામાં એટલી શક્તિ આવી જાય કે પછી આખી દુનીઆને તમે બેધડકપણે ના કહી શકો.

પણ ફરીથી કહું છું કે એ માણસને 'ના' કહી શકવી બહુ કપરી છે; ભારે કસોટીનું એ કામ છે. એ માણસ તે તમે પોતે;—તમારું મન.

બીજાને ના કહેતાં પહેલાં તમારી જાતને, તમારા 'મન'ને ના કહેતાં શીખો.

ઘરમાં કોઈ માંદું હોય છે ને તમને તેની ચાકરીની સોંપણ કરીને મા કે બાપ બહાર ગયાં હોય છે. પાછળથી તમારો કોઈ દોસ્ત ક્રિકેટની મૅચ જોવા સારૂ તમને તેડવા આવે છે. એ વેળા એ માંદાની સારવાર છોડીને તમને મૅચ જોવા જવાનું મન થઈ જાય છે:

નીશાળમાં કોઈવાર એકાદ દાખલો કે કોઈ શબ્દની જોડણી નથી આવડતી હોતી ત્યારે પાસેના છોકરાની નોટમાં નજર નાંખવાનું તમને મન થઈ જાય છે:

તમે રસ્તે ચાલ્યા જતા હો છો; ગજવામાં રાતી પાઈ સરખી હોતી નથી; એવામાં કોઈ ઠેકાણે કંઈ સ્વાદિષ્ટ ખાવાની ચીજ વેચાતી જોઈ તમારા મોંમાં પાણી આવે છે, ને કોઈ દોસ્ત પાસેથી ઉછીંઉધાર કરીને પણ એ ખરીદીને ખાવાનું તમને મન થઈ જાય છે:

પરીક્ષા ચાલતી હોય છે ને વાંચવાનું ઘણું હોય છે, અથવા બીજા દહાડાના પાઠનો થોક પડ્યો હોય છે; તોયે ઘણીવાર એ બધું પડતું મુકી બીનજવાબદારપણે રાત્રે સરકસ જોવા જવાનું તમને મન થઈ જાય છે:

તમે કોઈ માંદગીમાંથી ઉઠ્યા હો છો; દવા ચાલુ હોય છે ને ચરી પાળતા હો છો; છતાં એવે વખતે પણ ઘણીવાર તમને કંઈક ગળ્યું કે ખાટુંખારૂં ખાવાનું મન થઈ જાય છે:

તમારાં માબાપ ગરીબ હોય, તમે ફી માફી કરાવીને કે કોઈની સ્કૉલરશિપ લઈને ભણતા હોઓ, છતાં ઘણીવાર કોઈ ફિલ્મની ચોપડી, ઉંચી જાતની ટોપી કે એકાદ સારૂં બૅટ ખરીદવા માટે દેવું કરવાનું તમને મન થઈ જાય છે:

ધાર્મિક મતમતાંતરનો પ્રશ્ન બહુ ચર્ચાવા લાગ્યો છે. ગાંધીજીએ અસ્પૃશ્યતાનો સવાલ હાથમાં લીધો અને શુદ્ધભાવે સત્ય શોધવાની ઈચ્છાથી ધર્મના સિદ્ધાંતોપર ચર્ચા ઉપાડી તેથી જુદા જુદા ધર્મના અને સંપ્રદાયના આગેવાનોએ પોતાના મતનું રક્ષણ કરવા પ્રયત્નો આદર્યા. અને હવે તો કોમ કોમના ઝગડા પણ ઉભા થયા છે.

આમાં દરેક માણસ પોતાના મતનું રક્ષણ કરવા પ્રયત્ન કરે તે કંઇ ખોટું ન કહેવાય; પણ તેથી પોતાનું જ સત્ય અને બીજાનું જૂઠું માની બેસવાનો આગ્રહ રાખનાર માણસ સાચો ધાર્મિક છે એમ તો નજ મનાય.

**સ્વધર્મ**

આપણે કોઈ પણ જાતની ધર્મચર્ચામાં પડીએ તે પહેલાં આપણી લાયકાતનો વિચાર કરી લેવો. પહેલાં તો આપણે માણસ તરીકેના સામાન્ય ધર્મો બરાબર પાળતાં શીખીએ. ત્યાર પછી જ ધર્મની મોટી તકરારી ચર્ચાઓ કરવા બહાર પડીએ. આપણે સત્ય બોલતા ને આચરતા થઈએ, આપણું હંમેશનું જીવન શુદ્ધ, પ્રમાણિક અને પરસ્પર બંધુભાવ વાળું કરીએ, સર્વ પ્રાણી તરફ પ્રેમભાવ રાખીએ, કોઈના દ્વેષ ન કરીએ અને નમ્રતાથી રહીએ. પહેલાં તો આટલો સામાન્ય સ્વધર્મ આપણે પાળતા થઈ જઈએ.

**તે પછી**

આપણે આપણો કુળધર્મ—આપણાં માતપિતાએ કે આપણા ધર્માચાર્યે બતાવેલાં નીતિરીતિ ને આચાર ઉપાસના બરોબર પાળીએ. તેમાં કોઇને વાંધો નજ હોય. પરંતુ આપણો એ ધર્મ બીજા પાસે પળાવવાનો આગ્રહ શાને કરીએ? આપણને આપણી રીત સારી લાગતી હોય, તો તેની પ્રશંસા બેશક કરીએ; પણ બીજાઓ તે કબુલે નહિ તો રોષ શાને કરીએ? જબરાઈથી પોતાનો મત બીજા પાસે મનાવવો એ કંઇ શિષ્ટ કે ખાનદાનીભર્યું નથી. આપણામાં જો સત્ય અને શુદ્ધભાવ હશે તો વિના બોલ્યે દુનીઆ આપણી રીતો અને આપણા મતને આદર આપશેજ.

**કેમ વર્તીએ?**

આપણે તો બહારના ધાર્મિક ઝગડાઓમાં ન પડતાં આપણા સર્વ ધર્મના મિત્રોને મળી કહીએ કે 'આવો ભાઈ, આપણે તો નાતપણથી જ સાથે રમીએ છીએ, સાથે ભણીએ છીએ. જ્ઞાતિ અને ધર્મના ભેદ ભલેને હોય. તેથી આપણે પરસ્પરનાં હેતપ્રીત તોડી અંદરઅંદર વેર શાને કરીએ? એક દેશના વતની તરીકે, પ્રજા તરીકે, માણસ તરીકે, આપણે સરખા છીએ. જગતઆખાનો પિતા એક છે. આપણે સૌ તેનાં સંતાનો પરસ્પરનાં ભાંડુ છીએ. ઇશ્વરને નામે લડનારા ઇશ્વરના જ વિરોધીઓ છે. આપણે તેવા નથી થવું. આવો મુસ્લીમ ભાઇ, હીંદુ ભાઇ, આવો પારસી ભાઇ, આવો ઇસાઇ કે યહુદી ભાઇ, આપણે પરસ્પર સ્નેહ કરીએ ને જગતનું કલ્યાણ વધારીએ.

**આ અંકને પહેલે પાને**

ચોડેલી પત્રિકા તરફ અમે વાંચનારનું ધ્યાન ખેંચીએ છીએ.

---

તમે કોઈની કંઇ સુંદર વસ્તુ કે કીંમતી ચીજ માગી લાવ્યા હો છો; વખત જતાં એ માણસ પોતાની ચીજ વીસરી જાય છે, અને તમને એ વસ્તુ ઘણી ગમતી હોય છે. એવે વખતે એ વસ્તુ તેને પ્રમાણિકપણે પાછી ન સોંપતાં એ રાખી લેવાનું તમને મન થઇ જાય છે:—

—કેટલીક વખતે? જીંદગીને ડગલે ને પગલે, ઘડીએ ને પળે તમને આવાં 'મન થઇ જાય છે.'

એ વેળા 'નજો' એ સબળ હથીઆર છે. એવે પ્રસંગે તમારી જાતને 'ના' કહો; તમારા મનને દબાવી દો; 'મન મારો.'

મોટપણે પડનારી કુટેવો, વ્યસનો અને દુરાચરણનાં મુળ એ 'મન થઇ જવા'માં હોય છે. જે અત્યારે ભારે દારૂડીઆ થઇ ગયા છે તેમને શરૂઆતમાં એક જ પ્યાલી પીવાનું મન થયું હશે; અત્યારના અઠંગ જુગારીઓને શરૂઆતમાં માત્ર એક જ દાવ ખેલવાનું મન થયું હશે; મોટા મહેલાતો ફાડનાર ખુની ને નામાંકિત ચોરોને શરૂઆતમાં તો નજીવી જ ચોરી કરવાનું મન થયું હશે.

તમારી આસપાસના સંજોગો ઢીલા હોય, તમારી ઇંદ્રિયો તમને લલચાવે ને કોઇ ખોટું કામ કરવા તમારૂં મન થશે એ વેળા ખબરદારીથી જાગૃત થઇ તમારા મનને મારો; તમારી ફરજ—તમારો ધર્મ ચુકવાની તમને લાલચ થઇ આવે ત્યારે તમારી જાતને 'ના' કહો; કોઇ અસત્ય કે અયોગ્ય આચરણ—અપ્રામાણિક કામ કે નાની સરખી ચોરી—કરવાનું તમને મન થઇ જાય ત્યારે નિર્દયપણે તમારા એ મનને ઠપકી ઠુંઠી દબાવી દો.

અને તમારા મનપર—તમારી જાતપર એવી જીત મેળવ્યા પછી, એટલી શક્તિ તમારામાં પ્રેરવા માટે નમ્રતાથી પ્રભુનો પાડ માનજો.

જેણે જાત જીતી તેણે જગત જીત્યું.

---

**પોતાને સોંપેલું કામ ઓછામાં ઓછા વખતમાં વધારેમાં વધારે સારી રીતે આટોપી શકવું એનું નામ 'કુશળતા'.**



# કવિ બોટાદકર

હરકોઈ સુધરેલી સમાજમાં સામાન્યપણે બે વર્ગ હોય છે. વિચારનારનો વર્ગ અને કામ કરનારનો વર્ગ. જુના વખતના ચાર વર્ણોમાં પણ એવા બે વિભાગ હતા. બ્રાહ્મણ એ વિચારનાર વર્ગ, અને ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર તે કામ કરનાર વર્ગ.

કામ કરનારો વર્ગ સમાજનો વ્યવહાર નિયમિત અને સહીસલામત ચલાવતો, અને વિચારનારો વર્ગ સમાજને ધારણ કરતો તેમ જ નવી દિશામાં દોરતો. પ્રજાનો એ પૂજ્ય ગુરુ હોઈ રાષ્ટ્રનું ભવિષ્ય જોતો ને બધાંને બતાવતો. કવિનો દરજ્જો પણ આટલો જ ઉંચો છે. કવિ ખરો બ્રાહ્મણ છે.

બોટાદકર નાતે વાણીઆ હતા અને વાણીઆશાઈ પોશાકમાં કવિ તરીકે પોતાને ઓળખાવતાં પણ અચકાતા એ અયોગ્ય હતું. તેમણે આખું જીવન વિદ્યાને વરાવ્યું હતું. આધી આજીવિકા ઉપરાંત વધુ દ્રવ્યપ્રાપ્તિ તેમણે કરી નથી; અને ગવાયું ત્યારે ગભીરું કે મીઠું ગાયા કર્યું છે. એમનું સંતોષી, પરમાર્થી અને આનંદી જીવન શુદ્ધ બ્રાહ્મણનું જ હતું. એમની સૌમ્ય અને સપ્રમાણ તથા સંસ્કારી અને કરુણાળી કાવ્યવાણીની પીછાન આ અંકમાં અમે અવલોકન-વિભાગમાં આપી છે; તેમ જ એમના કાવ્યનો એક નમુનો પણ બીજે આપેલો છે.

જુના જમાનામાં હિન્દુસ્તાનના શ્રીહર્ષ, ભોજ અને અકબર જેવા સમ્રાટો કવિ-બ્રાહ્મણોને આશ્રય આપતા. એ કવિઓ કાંઇ આળસ ને મોજમાં દિવસો ગાળતા એમ નહિ; પણ પ્રજામાં અને રાજ્યમાં રોજ નવી ચેતના રેડતા. આજ આપણે ત્યાં 'કવિ' એ મશ્કરી કરવાનો શબ્દ થઇ પડ્યો છે. આવા ઉંચા શબ્દોના હલકટ અર્થ કરીને આપણો સમાજ પણ અધોગતિ જ પામ્યો છે.

હાલ યૂરોપ-અમેરિકામાં લેખક કે કવિ પોતાનાં લખાણો ઉપર ગુજરાન ચલાવી શકે છે. જાહેર પ્રજામાં એટલી તેમની પ્રતિષ્ઠા અને કદર છે. જે માણસ પોતે બહુશ્રુત ને સચેતન છે અને બીજાંને રાખે છે, નવા વિચારો કે નવી કલ્પનાઓ કરે છે અને આપે છે. કંટાળેલાંઓમાં પ્રેરણા પુરી તેમનાં મન પવિત્રપણે બહેલાવે છે તેનો ખપ એ પ્રજાને છે. એવી સારી સ્થિતિમાં કવિ કે લેખક નવા વિચારો અને નવા આદર્શો જાહેર પ્રજા આગળ રજુ કરતા જ જાય અને પ્રજાનું 'જીવન આગળ ધપાવતા જ રહે. આયર્લંડની હમણાંની સ્વતંત્રતા એના લેખકો અને કવિઓને જ આભારી છે એ કાંઈ અજાણી વાત નથી.

આવતી પ્રજાની મોટી ફરજ એ છે કે તેણે મનુષ્યપણાનો અભ્યાસ કરીને માણસ ઓળખતાં શીખવું. દરેક માણસને કંઈ ને કંઈ ઈશ્વરી પ્રસાદ મળ્યો હોય છે. ઉગતી પ્રજા તેનો ઉપયોગ જાણે અને કરે. આ રીતે પ્રજા થોડા જ વખતમાં ઘણી ઓછી મહેનતે આગળ વધી શકે છે.

જે બોટાદકરને આપણે કવિ તરીકે મોટા માનીએ છીએ તે બોટાદકરનું કવિજીવન જાણ્યું હોય તો માલુમ પડે કે કેટલું તપ, કેટલો અભ્યાસ, કેટલો ભોગ અને કેટલું અવલોકન એમનાં હતાં. આજકાલ ઉગતી પ્રજામાં ઘણાક જુવાનો લેખક કે કવિ થવાનાં સ્વપ્નો ઘડતા હશે – પ્રયત્નો પણ કરતા હશે; તેઓને પ્રથમ બોટાદકરનાં તપ, ભોગ અને અભ્યાસ સમજવા અમે આગ્રહ કરીએ છીએ. એ ઉપરાંત ખરા કવિને આવશ્યક ત્રણ પાનાં—હેતાળ હૃદય, શુદ્ધ અંતઃકરણ અને સાચી દ્રષ્ટિ પણ જોઈશે એ વાત ભુલાવી ન જોઈએ.

વેપારી વૃત્તિવાળા અને ધનાઢ્ય ગણાતા ગુજરાતે પોતાની જીંદગીમાં કવિતા અને કળાની લાગણી બુઠ્ઠી કરી છે; અને કવિ નર્મદ, હાજીમહમ્મદ ને બોટાદકર જેવા કેટલાયે સંસ્કારી ને ભાવનાશાળી આત્માઓનો તેણે અનાદર કર્યો છે. પણ કુદરત તેનો પડઘો અવશ્ય પાડવાની છે. એ જ ધનાઢ્ય ગુજરાતમાં કોઈ એવો અપૂર્વ અને સહજ—અને તે પણ ગર્ભશ્રીમંત—કવિ અવતરશે કે જે આપણી આ બધી શુષ્કતા, ખોટી જડતા તથા બેડોળપણા ઉપર વિજય મેળવશે. તે દિવસે દેશના હુન્નરઉદ્યોગોથી ભરપુર ગુજરાતનાં ગૃહો પવિત્ર અને સુંદર આત્માઓથી કલ્લોલ મચાવતાં હશે.

અત્યારે તો, આ નીચે ભાઈ નવલરામે નોંધેલાં 'બોટાદકરનાં સ્મરણો'માં એ સદ્ગત કવિનાં દર્શન કરી આપણે પાવન થવું ઘટારત છે.

સંવત ૧૯૭૪ના ઉનાળામાં મારા મિત્ર અમૃતલાલ દાણીના લગ્ન પ્રસંગે હું બોટાદ ગયો હતો. 'કલ્લોલિની' આ પહેલાં મેં વાંચેલી અને તેનાથી હું આકર્ષાએલો. એ 'કલ્લોલિની'ના લેખક કવિ 'દામોદર શા' ભાઈ દાણીનાં પત્નીના મામા થાય છે એ વાત જાણતાં તેમની સાથે હું કવિને મળવા ગયો. લાકડાની અનેક ચીપોનાં થીંગડાં મારેલાં, તુટુંતુટું થતાં કમાડવાળી નીચી ખડકીમાં થઈ, અમે ડેલી ઉપરના મેડે ચડ્યા. મેડો વાંસનો બાંધેલો હોઈ નીચો અને જર્જરિત માળાણુવાળો હતો. જુનાં ફાટેલાં ગોદડાના ડામચીઆ પાસે કવિ બેઠા હતા. અમે તેમની પાસે જઈ બેઠા. કવિનું વય તે સમયે ૪૭ વર્ષનું હતું. તેમના મોં પર ઘડપણની કરચલી દેખાતી હતી, વાળ સફેદ થયા હતા તથા આંખો ધુમાડાયલા જેવી અને પાણી ઝરતી હતી. શરીર સુકલકડી, ડાચાં બેસી ગએલાં, અને અવાજ ખોખરો—એવા એ કવિનું પ્રથમ દર્શન મારી યાદદાસ્તમાં સજ્જડ ચોંટી ગયું છે. ભાઈ દાણી જોડે કેટલીક કુટુંબકથા દુઃખદ સ્વરે અને પ્રસંગોપાત્ત ઉત્તેજિત થઈને કર્યા પછી મારી ઓળખાણ જાણી લઈ મને પુછ્યું 'કેમ આવ્યા છો?' મેં કહ્યું, ''કલ્લોલિની' લેવા.' એક ભાંગેલા કબાટ જેવું કાંઈક પડ્યું હતું તેમાંથી 'કલ્લોલિની'ની એક નકલ તેમણે મને કાઢી આપી. મેં પૈસા આપવા માંડ્યા તો કહે, 'એ ન બને. તમે અમૃતલાલની સાથે આવ્યા, મારી સાથે ઓળખાણ કરી, હવે પૈસા લેવાય જ નહિ. લાવો નામ લખી આપું.' એમ કહી પોતાનું નામ લખી મને પુસ્તક ભેટ દીધું.

* * *

સંવત ૧૯૭૫ના ઉનાળામાં કવિ સાથે ભાવનગરમાં ફરી મેળાપ થયો. આ વેળા બોટાદની પાસેના સમ-

ઢીઆળા નામના નાના ગામમાં બારેક રૂપીઆના પગારથી એ શિક્ષક હતા. આવી કફોડી આર્થિક સ્થિતિમાંથી જરા રાહત મેળવવા માટે કોઇ ઉપાય શોધવાનું કવિને સુઝયું. તે સમયે ભાવનગરમાં મોટી વયની જૈન સ્ત્રીઓ માટે એક શાળા કાઢવામાં આવી હતી. તેના શિક્ષક તરીકે, કેટલાક મિત્રોની ભલામણ પરથી તે રહ્યા હતા. ભાઇ અમૃતલાલ દાણી એ વખતે ભાવનગરમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમા શિક્ષક હતા. તેમને મળવા ઉનાળાની રજામાં હું ભાવનગર ગયો હતો. કવિ પણ તેમને ત્યાં જ ઉતર્યા હતા. નવાપરામા એક દરજીના ત્રીજા માળના મેડા પર અમે મળ્યા. જમવાનો વખત થયો હતો, અને કવિ થોડી નાની પાણી કેરીઓ ખેસમાં લઇને આવ્યા. જુની ઓળખાણ તાજી કરીને તેમણે થોડા સમય પર છપાએલી 'સ્રોતસ્વિની'ની એક નકલ મને આપી. અહીં કવિની આંખે પરવાળાં આવતાં હતાં. તબીઅત પણ સારી ન હતી. તેમજ તેમને મળેલ કામ પણ અનુકૂળ પડયું નહિ. કવિના કહેવાથી હું એકવાર તેમની શાળા જોવા જઇ ચડયો. મેડી પરના એક મોટા ઓરડામાં ખેટાદકર ખુરશી પર બેઠા હતા, અને આસપાસ ૧૫–૨૦ બાઇઓ, પાટી, ચોપડી વગેરે અભ્યાસનાં સાધનો લઇને બેઠી હતી. ઘણીખરી બાઇઓ મોટી ઉમરની—વૃદ્ધ ગણાય તેવડી હતી. એક પચાસેક વર્ષનાં ડોશીએ 'માસ્તર, મારા આંક લો' કહ્યું, અને 'એકડે એક, બગડે બે' બોલવા માંડ્યું! એક સાઠની આસપાસનાં ડોશીમા 'બા ભૂ પા' વાંચતાં હતાં! આ શાળાને બોટાદકર રમુજમાં 'જરતી શાળા' (બુઢ્ઢીઓની નીશાળ) કહેતા. શાળા કાઢનારનો હેતુ તો થોડું શિક્ષણ લઇ અરધી ભણેલી અથવા નહિ ભણેલી, કન્યાશાળામાં ન જઇ શકે તેવડી મોટી વયની બહેનો માટે શિક્ષણની સગવડ કરી આપવાનો હતો. પણ તેને બદલે આ શાળામાં ઘણીખરી વૃદ્ધ બાઇઓ જ વિદ્યા ભણવા આવતી હતી!


દામોદર ખુશાલદાસ બોટાદકર

જેવું કામ હતું તેવું જ તેમનું ભાવનગરનું રહેઠાણ હતું. એક ગંદા લત્તામાં (ઘણું કરીને શેરડીપીઠના ડેલામાં) એક તદ્દન અંધારીઆ મેડા પર તે રહેતા હતા. અહીં થોડો સમય રહી તે સમઢીઆળે પાછા ફર્યા.

* * *

કવિના ભાવનગર જવાનો ઉપલો પ્રસંગ લખતાં, તેમણે ગુજરાનનું સાધન મેળવવા માટે કરેલા અનેક પ્રયત્નો તથા યોજનાઓની ગમગીન યાદ આવે છે. વૈદનું, વૈષ્ણવ મહારાજના મંત્રી તરીકેનું તથા ખેડૂતનું જીવન પણ તેમણે જુદે જુદે સમયે અનુભવ્યું હતું. પણ એકેમાં તે ફળીભૂત થયા ન હતા.

સંવત ૧૯૬૯માં તેમની બદલી લાખેણી ગામે થઇ.

અહીં તેમણે એક મોટી નોટ બાંધી. અને તેમાં વિધવિધ ૫૦–૭૫ ધંધા કેમ, ક્યા કેટલાં સાધનોથી, કઇ મોટી પેઢી સાથે થઇ શકે તેની ધંધાવાર નોંધ સુંદર અક્ષરે કરી. એ નોટના પૂંઠા ઉપર નામ લખ્યું છે : 'ઉદ્યોગ માળા'. તેમાં ઘણા ધંધાનાં નામ છે. જેવા કે તમાકુનો વેપાર, આપટાનાં પાન, સરસીઉં તેલ, વસાણાની મોટી દુકાન. ઘીની દુકાન. ઘાસતેલની એજન્સી, તૈયાર રૂનો વેપાર, રાણપુરમા કંતાટી રૂ, કપાસીઆ, વાયદાનો વેપાર વગેરે.

આ બધી ટીપ ચાલે છે તેમાં વચ્ચે વળી એક પાનું આવે છે કે—'કલ્લોલિની' રહેટો. બુકસેલરોને મોકલવી: અમુક ખાતામાં અરજી કરી ઇનામ લાયબ્રેરીની મંજુરી માટે મોકલવી. વળી પાછું આઇલએન્જીન આદિથી 'ઉદ્યોગમાળા' શરૂ થાય છે. 'વીશી અને હોટેલ' કેમ કરવી તેની પણ માહીતી આ ટીપમાં છે. શાકભાજીની આડત પણ વિચારવી રહી ગઇ નથી.

* * *

કવિના મૃત્યુ પહેલાં એકાદ મહીને હું તેમને બોટાદમાં મળ્યો હતો. એમની તબીઅત હમેશાં નબળી તો રહ્યા જ કરતી; તેથી દવાની સગવડ મળે એટલા માટે તેમણે બોટાદ બદલી કરાવી હતી. અહીં તે માસિક ૧૮ રૂપીઆના પગારથી પ્રાય સ્કુલના મુખ્ય શિક્ષક તરીકે હતા. એક દહાડો સાંજે હું તથા કવિ એક મિત્રની સાથે, ગામ બહાર ટેકરી પર આવેલા મંદિરમાં દર્શન કરવા નિમિત્તે ફરવા નીકળ્યા. મંદિરના બાવાજી, સાથે આવેલા ભાઇને સારીરીતે પીછાનતા હતા. મારી પુછપરછ કરીને બાવાજીએ કવિ તરફ આંગળી ચીંધી પુછ્યું, 'આ શેઠ ક્યાંના છે?' 'બોટાદના જ છે' એવો જવાબ મળતા બાવાજી તો ડઘાઇ જ ગયા અને ભારપૂર્વક બોલ્યા, 'હું વરસો થયાં આ ગામમાં રહું છું અને નાનાં છોકરાંને પણ ઓળખું છું, ને આમને ન ઓળખું એ કેમ બને? એ સાચે જ અહીંના છે?' પેલા ભાઇએ ફરીથી હા કહી. બાવાજીની નવાઇનો પાર ન રહ્યો.

* * *

કવિના આ એકલવાયા અને શરમાળ સ્વભાવની પાછળ અનેક વાતો રહેલી છે. તેમનાં કાવ્યો પર હું એક સવિસ્તર અવલોકન-લેખ લખવાનો હતો ત્યારે તેમણે મને કહેલું, 'તમારા લેખમાં મારૂં આખું નામ—દામોદર ખુશાલદાસ બોટાદકર—લખજો; કારણકે અહીં અમારા ગામમાં એક બ્રાહ્મણ છે તેણે પણ 'બોટાદકર' નામ ધારણ કર્યું છે.' આ બીજા ભાઇ વીશે અથવા તેમનાં કાવ્યો વીશે મેં કોઇ ઠેકાણે કશું વાંચેલું કે સાંભળેલું ન હતું (હજી પણ કંઇ જાણમાં નથી), એટલે કવિની આવી કાળજી માટે મને અચંબો ઉપજ્યો. પરંતુ આટઆટલું લખ્યા પછી પણ કવિને એવો ભય રહે એ આપણી જ બેકદરાઇનું સચોટ દૃષ્ટાન્ત છે.

* * *

કવિની શરમાળ પ્રકૃતિ પણ તેમને આ જાહેરખબરીઆ જમાનામાં અજાણ્યા રાખવામાં એક મુખ્ય કારણરૂપ હતી. Dash, dress and address (આગળપડતાપણું, પોશાક અને વાચાળતા) એ આ જમાનામાં પ્રસિદ્ધિમાં આવવાનાં મુખ્ય સાધનો ગણાય છે. તેમાંનું પહેલું તો કવિમાં મુદ્દલ ન મળે. પોશાક પણ તદ્દન સાદો ગામડીઆશાહી;—ધોતીઉં, પહેરણ, બંડી. ખેસ, ફેંટો. અને ત્રીજું સાધન વાચાળતા પણ એમનામાં ન હતી. અજાણ્યા પાસે તે ઘણુંખરૂં મુંગા જ રહેતા; મોટાં માણસોનો પરિચય પાડતાં તે શરમાતા; અને અતિ સાધારણ લોકોમા કવિ તરીકે ઓળખાવું તેમને ગમતું નહિ. તે હમેશાં સરખેસરખામાંજ ખીલતા. આ દરેક વાતનું એકેક દૃષ્ટાન્ત દઉં.

* * *

વરસો પહેલાં જ્યારે કવિ મુંબાઇમાં વસતા ત્યારે તેઓ 'ચંદ્ર' માસિકમાં કવિતાઓ મોકલતા. તેથી તેના તંત્રી સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવે પત્ર લખી તેમને અમુક સ્થળે ખાસ મળવા માટે આગ્રહપૂર્વક બોલાવ્યા. પણ કવિ ગયા જ નહિ. 'મારી કવિતા પરથી રા. ધ્રુવે મારા વીશે કૈં કૈં ખ્યાલ બાંધ્યા હોય. તેમની સમક્ષ આવો વાણીઆવેશ પહેરીને જાઉં તો તેમને નવાઇ જ લાગે. એમ ધારી હું તો ન ગયો' એમ ઘણી વાર એ પ્રસંગની વાત કરતાં એ કહેતા.

* * *

અતિ સાધારણ માણસોની પાસે કવિ તરીકે ઓળખાવું એમને ગમતું નહિ. પણ કમનસીબે તેમની

પરિસ્થિતિ એવી હતી કે તેવા માણસો અને જોડકણાં જોડનારાઓની વચ્ચે તેમને પ્રસંગ પડતો.

દોઢેક વર્ષ પહેલાં ભાવનગર રાજ્યના વિદ્યાધિકારી રા. વિઠ્ઠલરાય મહેતાએ રાજ્યના શિક્ષકોની પરિષદ્ બોલાવેલી, ને તેમાં કવિને પણ માનપૂર્વક આમંત્રણ આપી તેડાવેલા. પરિષદમાં કેટલાક શિક્ષક કવિઓ હતા તે પોતપોતાની કવિતાઓ ગાઈ સંભળાવવા લાગ્યા. છેવટે તેમાંના એકે કવિને પણ પોતાનું એકાદ કાવ્ય ગાઈ સંભળાવવા કહ્યું. આથી કવિને બહુ માઠું લાગેલું. 'આપણે કાંઈ બારચારણ કે જોડકણાં જોડનાર, સભારંજની કવિતા લખનાર છીએ?' એમ પાછળથી કવિએ આ પ્રસંગ વિશે બોલતાં કહેલું.

* * *

પણ એના એ જ કવિ મિત્રોની વચ્ચે ખુબ ખીલતા અને પોતાનાં કાવ્યો ઉત્સાહથી ગાઈ સંભળાવતા. તેમનો અવાજ ખોખરો હતો, છતાં તેમની ગાવાની હલક એવી સુંદર હતી કે જ્યારે તેઓ મીઠે સાદે લોકગીતો કે લગ્નગીતો ગાતા ત્યારે તેની હલકથી આસપાસની સ્ત્રીઓ પણ શરમાઈ જતી.

એકવાર સંધ્યાકાળે એ મિત્રો સમડીઆળે જઈ ચડ્યા. શાન્તિપ્રિય કવિ તેમને સહ શાન્તિનો સહયોગ કરવા બહાર નીકળી પડ્યા. સંધ્યાના નમતા પહોરે ગામથી દૂર દૂર આવળોનાં ઝુંડમાં સૌ બેઠા. નવા જ રચેલા 'માતગુંજન' 'ભાઇબીજ' અને 'જનની'ના રાસ કવિએ મીઠી હલકથી ગાયા. ને પછી રસની એ રેલ ત્યાં જ ન અટકી. પણ અનેક લગ્નગીતો તથા લોકગીતો લલકારાયાં. 'સોના ઇંઢોણી રૂપા બેડલું રે' એ ગીત તો કવિએ પાંચછ જુદા જુદા ઢાળમાં ગાઈ સંભળાવ્યું. એ વખતે કવિ ખરેખર ખીલ્યા હતા.

* * *

કવિનો અતિથિ-પ્રેમ અસાધારણ હતો. કોઈ મહેમાન—ખાસ કરીને મિત્ર મહેમાન તરીકે આવે ત્યારે પોતાની ગરીબાઈ ભુલી જતા, અને આપણે એમને ત્યાં રહીએ તેટલો સમય પોતાનાં તન, મન અને ધન આપણને સંપૂર્ણરીતે અર્પણ કરી દીધાં હોય તેવી રીતે જ વર્તતા. એ પ્રેમાળ કવિના છેલ્લા પત્રનો, હજુ તો હું આજ ઉત્તર આપીશ કાલ આપીશ એમ વિચારમાં હતો ત્યાં જ તેમના મૃત્યુના દુઃખદ સમાચાર મેં સાંભળ્યા. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો.

નવલરામ જગન્નાથ ત્રિવેદી



એક માણસ મુંબાઈની કોઈક હૉટેલમાં જમવા ગયા. હૉટેલના માલીકને તે હમેશ જમવા આવનારા જેવો ન લાગ્યો.

થોડીવારે એ માણસે હુકમ કર્યો, 'છોકરા, એક ચાનો ડબલ કપ લાવ.' કપ આવ્યો ને ખલાસ થયો.

'છોકરા, શીખંડ પુરી લાવ.' શીખંડ પુરી આવ્યાં ને સાફ થઈ ગયાં.

'છોકરા, ભજીયાં અને પતરવેલીયાં લાવ.' તે પણ ચટ થયાં.

'છોકરા, શાકપુરી લાવ.' શાકપુરી પણ આવીને પેટમાં ચાલ્યાં ગયાં.

'છોકરા, હવે એક કૉફીનો કપ લાવ.' આવ્યો અને પેટમાં રેડાઈ ગયો.

હવે તો બીલ તૈયાર થયું. ત્યાં વળી ઑર્ડર આવ્યો, 'છોકરા—'

છોકરો બોલી ઉઠ્યો, 'શું સાહેબ, બીલ લાવું?'

ના. હવે એક પોલીસને બોલાવી લાવ મારી પાસે બીલના પૈસા નથી!'

*

સરદાર—છોકરા, હું ઉપર જાઉં છું; જરા મારા ઘોડાનું ધ્યાન રાખજે.

થોડીવાર પછી પાછા આવીને પોતાનો ઘોડો ન જોતાં સરદારે છોકરાને પુછ્યું, 'છોકરા, ઘોડો ક્યાં? મેં તને ધ્યાન રાખવાનું કહ્યું હતું ને!

છોકરો—હા સાહેબ, મેં બરોબર ધ્યાન રાખ્યું છે. પહેલાં તે અહીંથી સીધો જઇ પછી પેલી ગલીમાં વળી ગયો.





# બલિદાન



આશરે બે હજાર વર્ષની જુની આ વાત છે.

મગધદેશના રાજા બિંબીસારે ભગવાન બુદ્ધને એકવાર આજીજી કરી કે 'હે દેવ! આપના શ્રીચરણના નખની એક કણી મને મળે તો બહુ જ સુખ પામીશ.'



'એ કણી લઇને જગતમાં શાં શાં ધતીંગ ફેલાવવા માગો છો, ભૂપતિ?' બુદ્ધે હસીને પુછ્યું.

'એક જ, પ્રભુ! અહિંસાનો સંદેશ, અને સત્યની ખાતર આત્મસમર્પણ.'

✤

રાજ-બગીચાની અંદર, એક ખુણામાં, નખની એ કણી દાટીને, એના ઉપર રાજા બિંબીસારે એક સુંદર સ્થંભ ચણાવ્યો. દેશદેશના કારીગરોએ આવીને એ સ્થંભ ઉપર બારીક નકશી કોરી. એ પત્થરો પણ જાણે હમણાં બોલી ઉઠશે, પોતાના જ રૂપ ઉપર મુગ્ધ બનીને જાણે હમણાં નાચી ઉઠશે, એવી કલાની શોભા શિલ્પકારોએ એના પર વિસ્તારી.

રોજ સાંજ પડે, એટલે મહારાજાની મહારાણી અને રાજબાળાઓ સ્નાન કરી, શુદ્ધ વસ્ત્રો પહેરી, ફુલછાબ ભરી, સોનાની થાળીમાં પૂજનસામગ્રી લઇ એ સ્થંભ પાસે પધારે, ને ભાવપૂર્વક એનું પૂજન કરે. રાતભર એ સ્થંભની આસપાસ ફુલોની માળાઓ મ્હેકી રહે; દીવાઓની જ્યોતિ-માળા ઝગી રહે.

સંધ્યાએ સંધ્યાએ નવી પૂજા, નવાં પુષ્પો, ને નવી જ્યોતિકાઓ.

✤

વર્ષો વીત્યાં. બિંબીસાર રાજા મૃત્યુ પામ્યા. યુવરાજ અજાતશત્રુ સિંહાસને બેઠો.

પણ એ તો બ્રાહ્મણધર્મનો ભક્ત હતો. પિતાનો ધર્મ ઉખેડી નાખવા એણે રાજ-નગરીમાં લોહીની નદીઓ વહેવડાવી. હોમયજ્ઞની જ્વાળાઓની અંદર એણે બૌદ્ધ ધર્મનાં શાસ્ત્રો હોમી દીધાં. રાજનગરીમાં સાદ પડાવ્યો કે 'ખબરદાર! પૂજાનાં ત્રણ જ પાત્રો છેઃ વેદ, બ્રાહ્મણ અને રાજા. ચોથા કશાની યે પૂજા કરનારના હું પ્રાણ લઇશ.'

નગરીનાં નરનાર સૌ કંપી ઉઠ્યાં. બુદ્ધના નામનો ઉચ્ચારમાત્ર બંધ થયો. ઠેરઠેર યજ્ઞની વેદીમાંથી 'ખાઉ ખાઉ' કરતી જ્વાળાઓ છૂટીને પોતાની કારમી જીભો ચોપાસ ફેરવતી આકાશમાં ચડવા લાગી.

✤

તે દિવસની સાંજ પડી. રાજમહેલની એક દાસી ન્હાઇધોઇને તૈયાર થતી હતી; ફુલો અને દીવાઓ સજ્જ કરતી હતી; એના હોઠ પર બુદ્ધદેવના નામોચ્ચાર થતા હતા.

કોણ આ નારી? શું એને ભય નથી? એણે શું પેલી રાજ-આજ્ઞા નથી જાણી?

શ્રીમતી નામની એ દાસી. રોજ સાંજે રાજ-રમણીઓ પૂજા કરવા જાય ત્યારે આ અભણ ને અજ્ઞાન નારી પૂજનસામગ્રી તૈયાર કરી, હાથમાં ઉપાડી તેમની સાથે જતી. જઇને આઘે એક ખુણામાં ઉભી રહેતી. કોઇ આવડે તો નહિ, પણ આંખો મીંચીને ઉભી ઉભી રોજ એ કાંઇક બડબડ્યા કરે. એની

કાલીઘેલી વાતો કેમ જાણે કોઈ અંતરિક્ષમાંથી સાંભળતું હોય, તેના મીઠા મીઠા ઉત્તર દેતું હોય તેમ આ દાસી છાની છાની હસ્યા કરે.

❦

રાજ-આજ્ઞા એણે સાંભળી હતી. ધૂપદીપ લઈને શ્રીમતી રાજમાતાની પાસે આવી ઉભી રહી. બોલી કે 'બા, પૂજાનો સમય થયો.'

મહારાણીનું શરીર થરથરી ઉઠ્યું. ભયભીત બનીને એ બોલ્યાં, 'નાદાન ! નથી જાણતી ? સ્થંભ ઉપર ધૂપદીપ કરનારાંની ગુણો મળશે. ભાગી જા; પૂજાનું નામ હવે લેતી ના.'

પાછી વળીને શ્રીમતી રાજરાણી અમિતાને ઓરડે ગઈ. રત્નજડિત આરસી સામે ધરીને રાણીજી અંબોડો વાળતાં હતાં, સેંથામાં સીંદુર પુરતાં હતાં.

શ્રીમતીના હાથમાં પૂજાની સામગ્રી જોઈને રાણીજી ઝબક્યાં. એમનો સેંથો વાંકોચુંકો થઈ ગયો.

શ્રીમતી કહે, 'રાણીજી, પૂજાનો સમય થયો.'

રાણી બોલ્યાં, 'સાથે સાથે મરવાનો પણ સમય થયો છે કે શું? જલદી ચાલી જા અહીંથી. કોઈ જોશે તો રાજાજીનો કોપ સળગશે. મુર્ખી ! એ પૂજાના દિવસો ગયા.

આથમતા સૂર્યની સામે બારી ઉઘાડી રાખીને રાજકુમારી શુકલા એકલાં પડ્યાં પડ્યાં કવિતાનું પુસ્તક વાંચવામાં મગ્ન હતાં. ઝાંઝરનો ઝણકાર સાંભળીને બારણા સામે જુએ, તો શ્રીમતી !

'કુંવરીબા ! ચાલો પૂજા કરવા.'

'ક્યાં મરવા ? તું જા.'

❦

રાજમહેલને બારણેબારણે શ્રીમતી રખડી. પોકાર કર્યો કે 'હે નરનારીઓ ! પ્રભુની પૂજાનો સમય થયો. ચાલો, શું કોઈ યે નહિ આવો ? રાજાજીની શું આટલી બધી ધાક ? પ્રાણ શું આટલા બધા વહાલા ?

કોઈએ જવાબ ન દીધો. એ રમ્ય સંધ્યાકાળની સામે શ્રીમતી જોઈ રહી. દિશાઓમાંથી ઉંચે ઉંચું કેમ જાણે કોઈ એને કહેતું હતું કે 'સમય જાય છે, પુત્રી શ્રીમતી, પૂજાનો સમય જાય છે.' શ્રીમતીનું મુખ પ્રકાશી ઉઠ્યું. એ ચાલી.

દિવસની છેલ્લી પ્રભા અંધકારમાં મળી ગઈ. માર્ગ નિર્જન ને અંધકારમય બની રહ્યો. લોકોનો કોલાહલ ધીમેધીમે શમી ગયો. શિવમંદિરોમાંથી આરતીના ડંકા સંભળાયા.

❦

રાત પડી. ઘોર અંધકારમાં અનંત તારાઓ ઝબુકી ઉઠ્યા. પણ એટલામાં રાજમહેલના પહેરેગીરો કેમ એકાએક ચમકી ઉઠ્યા ? એમણે એવું તે શું જોયું ?

રાજ-બગીચાને એક ખુણે, ઘોર અંધકારમાં, બુદ્ધદેવના સ્થંભની ચોપાસ દીવાઓની જ્યોતો ઝગ-ઝગી રહી છે.

ખુલ્લી તલવાર લઈને રક્ષકો દોડતા આવ્યા. સ્થંભ પાસે જઈને જુએ છે તો એક રમણી સ્થંભની આગળ ઘુંટણીએ પડેલી છે. આંખો એની મીંચાએલી, ને કુંઠક બળતી રહેલા હોઠ પર હાસ્ય ફરકી રહેલું.

રક્ષકોના નાયકે આવીને એ ધ્યાનમગ્ન શરીરને ઢંઢોળ્યું, ને સવાલ કર્યો કે 'કોણ છે રે મુર્ખ, તું? પ્રાણ વહાલા નથી શું ?'

'હું શ્રીમતી;--બુદ્ધ ભગવાનની દાસી.' મધુર કંઠમાંથી ધીમો ને દૃઢ ઉત્તર આવ્યો.

❦

બીજી જ પળે ઉઘાડી તલવાર એ રમણીની ગરદન પર પડી. એ સ્થંભનો ક્યારો ને પવિત્ર પાષાણ એના ધગધગતા લોહીથી ભીંજાયો ને વધુ પવિત્ર બન્યો.

શરદઋતુની એ નિર્મળ રાત્રીએ, રાજ-બગીચાના એ એકાન્ત ખુણે, એકાકી ઉભેલા એ સ્થંભને ચરણે; આરતીના છેલ્લા દીવા ઓલવાઇ ગયા.

પણ એ બલિદાન ચડેલીના આત્માની જ્યોત તો જુગજુગાન્તર સુધી યે નહિ બુઝાય.

(કુરબાનીના કથાનકમાંથી દેવદાન ગાંધ) ઝવેરચંદ મેઘાણી



## બાળસ્વરૂપ

મુખ મનહરણું સાવ સરળ ને
        મીઠી આંખડલી તેજાળ;
કુમળું અંગ ગુલાબકળી સમ,
        સોનેરી ભુરા શિર વાળ;
                નિર્મળ સુંદરતા રસરૂપ:
                નમું નમું હો બાળસ્વરૂપ.

ઉભરાતી તન સર્વ-ખુમારી,
        મુખડું મલકે મંદ મધુર;
હસતાં ખાડા પડે ગાલમાં,
        મીઠી ઘંટડી સરખો સુર;
                કિલોલનો છલકાતો કૂપ:
                નમું નમું હો બાળસ્વરૂપ.

ઘુઘરે ઘમઘમતો કંદોરો
        કમર ઉપર લપટાઇ રહ્યો.
ઝાંઝરીઓનો ઝમકારો શાં
        સંગીત ચરણે ગાઇ રહ્યો!
                રમતું ને રઝળતું ખુબ:
                નમું નમું હો બાળસ્વરૂપ.

યોગીરત્ન સમ દુધાધારી,
        કાંતિ નગ્ન દિગંબરની;
અવધુત સરખું અંગ અહાહા!
        પ્રેમભાતા પેગંબરની;
                જીવન જગમાં અજબ અનુપ:
                નમું નમું હો બાળસ્વરૂપ.

વિશાળ ઉજળે ચોક ઉપાને
        વાદળડી નાની સરકે,
એવી રમ્ય લલાટપ્રદેશે
        ઝુલફાંની લટ શી ફરકે!
                નિતનિત નૌતમ એનાં રૂપ:
                નમું નમું હો બાળસ્વરૂપ.

ચાડીલું ને દડા જેવું
        સાજું તાજું ને ગંભીર;
દૈવચક્ર શી પ્રતિભાવંતુ
        ડીંઘા જેવું દીપે શરીર;
                મનુકુલને સિંહાસન ભૂપ:
                નમું નમું હો બાળસ્વરૂપ.

ગોમુખથી ઝરતાં ઝરણાં સમ
        ખીલખીલ હસતું મંજુલ નાદ;
બીક નહિ, પરવા નહિ કો'ની,
        આત્મામાંથી ઝરે પ્રસાદ;
                માતપિતાનું મંગળ રૂપ:
                નમું નમું હો બાળસ્વરૂપ

વિકારની નહિ રેખ વદન પર,
        સ્વચ્છ નિખાલસ સુરખી રમે,
અંતરની અણિશુદ્ધ પ્રતિમા
        કહો કહો કોને ના ગમે?
                ઇશ્વર પણ થાયે તદ્રુપ:
                નમું નમું હો બાળસ્વરૂપ.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

# વન

ઇશ્વરની સૃષ્ટિ એટલી અગાધ છે કે મનુષ્ય ફક્ત માણસજાતનો જ અભ્યાસ કરીને બેસી રહે તો તે જરૂર અધુરો જ રહે. ઇશ્વરને ઓળખવો હોય તો એની સકળ લીલા જોવી અને સમજવી જોઇએ. એ વગર માણસને બીજી કોઇ રીતે પુરૂં જ્ઞાન મળે નહિ.

સરજનહારની આ સૃષ્ટિમાં પહેલી જ નજરે આપણે અમુક વર્ગો પડેલા જોઇએ છીએ. પદાર્થ, વનસ્પતિ, જીવજંતુ, પક્ષી, પશુ અને માનવી. એ દરેક વર્ગની જુદી જુદી અનેક જાતિઓ હોય છે. વળી દરેક જાતની અંદર હવા-પાણી અને રહેઠાણ પ્રમાણે નોખ-નોખી પેટાજાતો પણ પડે છે.



સિંહ તો આપણે સૌએ જોયો હોય છે, અને તેને વીશે થોડીઘણી માહીતી પણ આપણને હોય છે. પરંતુ તેના સ્વભાવની કેટલીક ખાસીઅતો અને ખુબીઓથી આપણે સાધારણરીતે અજાણ હોઇએ છીએ.

કુદરતનો સામાન્ય નિયમ એવો છે કે નર કરતા માદા વધુ રૂપાળી હોય. પરંતુ પક્ષીઓમાં જેમ ઢેલના કરતાં મોર વધારે સુંદર છે, તેમ પશુઓમાં સિંહણના કરતાં સિંહ વધુ સ્વરૂપવાન સરજાયો છે.

આપણે ઉપર જાણી ગયા તેમ સિંહોમાં પણ ઘણી પેટાજાતો છે. જુદા જુદા દેશ મુજબ તેમના રંગમાં, વાળમાં અને કદમાં થોડોઘણો ફેરફાર હોય છે; અને તેથી આફ્રીકાનો સિંહ, હીંદુસ્તાનનો સિંહ એમ ઓળખી શકાય છે. આફ્રીકા ખંડના દરેક દેશમાં સિંહો મળી આવે છે. મેસોપોટેમીઆ, હીંદુસ્તાન અને દક્ષિણ ઇરાનમાં પણ સિંહની વસ્તી ઠીકઠીક છે. પણ શીકારીઓના શોખને લીધે સિંહની જાત હવે નાબુદ થતી ચાલી છે. હીંદુસ્તાનમાં તો હવે માત્ર સોરઠના ગીર પ્રદેશમાં જ સિંહ જોવામાં આવે છે. ત્યાં પણ શીકારીઓએ તેની સંખ્યા ઓછી કરી નાખી હતી. પરંતુ હમણાં તેની પેદાશ વધે એટલા માટે સિંહના શીકાર પર અંકુશ મુકવામાં આવ્યો છે. પૂર્વ અને દક્ષિણ આફ્રીકાનો સિંહ બીજા બધા દેશોના સિંહોમાં વખણાય છે. અહેરોરે એ ખુબસુરત હોય છે.

પુખ્ત ઉમરના સિંહની ઉંચાઇ લગભગ ત્રણ ફુટ અને લંબાઇ પુંછડા સુદ્ધાં આઠ ફુટ હોય છે. પુંછડું એથી ત્રણ ફુટ લાંબું હોય છે અને તેને છેડે વાળનો ગુચ્છો લટકે છે બિલાડીનાં વર્ગનાં બધાં પ્રાણીઓમાં ફક્ત સિંહને જ પુંછડે વાળનો ગુચ્છો છે. વળી આ ગુચ્છાની અંદર એક નખ હોય છે, તે કાંટો કહેવાય છે. સિંહ જ્યારે બહુ ગુસ્સામાં આવી જાય છે ત્યારે પોતાની પીઠ ઉપર એ પુંછડાના સપાટા લગાવે છે; તેમજ જ્યારે એને શીકાર નથી મળતો ત્યારે પણ એમ કરવા માંડે છે. સિંહનું વજન ૩૦૦ થી ૫૦૦ રતલ થાય છે. એના શરીરનો રંગ પીળચટો, ચામડી સુંવાળી અને કેશવાળી ઘેરી પીળી હોય છે. એના કાન હમેશ કેશવાળીમાં ઢંકાએલા રહે છે. સિંહનું બચ્ચું ત્રણચાર વરસનું થયા પછી એને કેશવાળી ઉગવા માંડે છે, અને લગભગ છ વરસની વયે તે

# રા. જ

જંગલનાં બધાં પશુઓમાં સિંહ જુદો તરી આવે છે. એની હીંમત, બહાદુરી, રૂપ રંગ ને કદ, ખાનદાન સ્વભાવ, ગર્જના અને ચાલવાની ઢબને લીધે એ સૌથી શ્રેષ્ઠ મનાયો છે. અને માટે જ આપણે તેને 'વનરાજ' નામથી બોલાવીએ છીએ. જ્યારે એના ગર્જનનો એક પડછંદો પડે છે ત્યારે આખું વન અજબ ચુપકી પકડે છે, અને ખીણોમાં તથા ખડકો સાથે એ ઘોર રવ એકબે મીનીટ સુધી અફળાયા કરે છે. તે વખતે આપણને ભાન થાય છે કે એનું 'વનરાજ' નામ સાર્થ છે. એને વીશે જાણવાજોગ માહીતી નીચે આપી છે.



પુરી ઉગી નીકળે છે. સિંહણને કેશવાળી નથી હોતી.

સિંહ નિશાચર હોવાથી આખો દિવસ સુઇ રહે છે. સાંજ પડયે બીજાં પશુઓ પાણી પીવા તથા ખોરાકની શોધમાં નીકળે ત્યારે તે પણ તેમની પછવાડે ધીમે પગલે જાય છે. સિંહ માંસાહારી પ્રાણી છે; પણ સાધારણરીતે એ મરેલ પશુનું માંસ નથી ખાતો. એ પોતે જાતે જ શીકાર મારીને માંસ ભક્ષણ કરે છે. તે ઘણું આળસુ પણ ટેકીલું પ્રાણી છે. કોઇવાર ખોરાકને અભાવે સિંહ મરેલ પશુનું માંસ ખાય છે ખરો, પરંતુ તે કોઇક જ વખત.

શીકારની શોધમાં ફરતો હોય છે ત્યારે સિંહ બહુ સાવચેત અને ચકોર રહે છે. બીલાડીના વર્ગના દરેક પ્રાણીમાંથી અમુક પ્રકારની વાસ છુટે છે. પોતે શીકારની શોધમાં હોય છે ત્યારે સિંહ હમેશાં પવનની સામી દિશામાં જ જાય છે, કે જેથી તેની વાસ પવન સાથે પછવાડે વહી જાય અને આગળ ચાલતા શીકારને તેની વાસ ન આવે. આથી ગાફિલ શીકાર સહેજે તેના મોંમાં આવીને પડે છે. પવન જ્યારે દિશાએ દિશાએ ફરતો કે વંટોળીઆની પેઠે ઘુમાતો હોય છે ત્યારે સિંહ શીકાર પકડવા માટે બીજી યુક્તિ કરે છે. આવે વખતે તે પોતાનું મોં જમીનને અડકાડી, ચોતરફ થોડું થોડું ફરતું રાખી ગર્જના કરે છે. સિંહની ગર્જનાથી જંગલનું દરેક પ્રાણી બહુ જ બીએ છે, અને તે સાંભળતાંવેંત જ નાસભાગમાં પડે છે. એ ગર્જના કરતી વખતે સિંહ પોતાનું મોં ચોમેર ફેરવતો હોવાથી તેની ચોક્કસ દિશાની શીકારને ખબર નથી પડતી, અને ગભરાઇને તેની સામે આવીને જ પડે છે. આ રીતે સિંહ વગર મહેનતે પોતાનો શીકાર મેળવે છે.

વાંદરાંઓને વીશે એક અજબ જેવી વાત છે. વાંદરાં જેટલાં અટકચાળાં હોય છે તેટલાં જ બીકણ પણ હોય છે. અને તે ઘણુંખરૂં પોતાની બીકને લીધે હાથેકરીને જ સિંહનો શીકાર થઇ પડે છે. એવું કહેવાય છે કે સિંહ જ્યારે બહુ જ ભુખ્યો થાય છે, અને બીજો કશો શીકાર એને નથી મળતો, તે વેળા જો એ એકાદ ઝાડપર વાંદરાં જોઇ જાય તો એનું કામ પાર પડી જાય છે. ઝાડ નીચે ઉભો રહી એ જોરથી ત્રાડ મારે છે. એ સાંભળતાંવેંત જ વાંદરાં બીકથી આંખો મીંચી દે છે, અને પછી એક ઝાડેથી બીજે

ઝાડે કુદાકુદ કરી મુકે છે. પણ એ કુદકા વખતે તેમની આંખો મીચેલી હોવાથી સામેના ઝાડની ડાળી એમને સુઝતી નથી, એટલે ભુલીને ભોંય જ પડે છે, ને સિંહ નીરાંતે એને મારી ખાય છે. પણ આવી રીતનો વાંદરાનો શીકાર તો, પોતાને બીજું કાંઈ પણ ન મળ્યું હોય ને બહુ ભુખ્યો થયો હોય ત્યારે જ સિંહ કરે છે.

સિંહને સ્વચ્છ રહેવાની ખાસ ટેવ હોય છે. બીલાડીની પેઠે તેની જીભ ખરબચડી હોય છે, અને તે વડે ચાટીને જ તે પોતાનું શરીર સાફ કરે છે. પહેલાં આખું શરીર, પછી મોઢું, આંખ, નાક, અને છેવટે મુછના વાળ સુદ્ધાં તે ચાટીને સાફ કરે છે. એ વાળ બહુ જ ઝીણા હોય છે, અને તેમાં પણ ઝીણા તંતુઓ હોય છે. એવું કહેવાય છે કે સિંહને એની મુછના વાળના એ તંતુઓ મારફતે જ સંકટનું ભાન થાય છે. સિંહને પોતાના પંજા વારંવાર ચાટયા કરવાની બહુ ટેવ હોય છે.

સિંહ કરતાં સિંહણ નાની અને શાંત દેખાય છે. પણ તે સ્વભાવે બહુ તીખી હોય છે. આમ તો એ બહુ ચપળ અને રમતીઆળ સ્વભાવની હોય છે; પણ ગુસ્સામાં આવે છે ત્યારે સિંહ કરતાં પણ વિકરાળ રૂપ ધારણ કરે છે. સિંહ તો ગમે ત્યારે જુઓ, ગભીર સ્વભાવનો જ હોય છે. તે ધરાએલો હોય અને એને કોઇ છંછેડે નહિ તો કોઈ પણ પ્રાણીને તે નાહક નુકસાન નથી કરતો.

ઉમરલાયક થતાં જ સિંહ પોતાને રહેવા માટે બોડની શોધ કરવા માંડે છે. તે ઘણુંખરૂં પુષ્કળ પાણીની સગવડવાળી અને ઝાડીઓથી ગીચ બનેલી ગુફા જ પસંદ કરે છે. આમ કરવામાં તેની ઘણી મતલબો હોય છે. એક તો એ કે તે બહુ જ આળસુ હોવાથી ઠંડી અને ઝાડીવાળી જગ્યામાં આખો દિવસ શાંતિથી ઉંઘ લઈ શકે છે, અને તેના રહેઠાણની ભાગ્યે જ કોઇને ખબર પડે છે; બીજું એ કે પોતાને ચોકખું ને નિર્મળ પાણી જ્યારે જોઇએ ત્યારે મળી શકે; પણ ત્રીજું ખાસ કારણ તો એ હોય છે કે સાંજ પડતાં બીજાં પશુઓ પોતાની પાણીવાળી જગ્યા પર પાણી પીવા આવે ત્યારે સહેલાઇથી તેમનો શીકાર થઈ શકે.

પાંચેક વર્ષનો થયા પછી સિંહ પોતાને માટે પત્નીની શોધમાં નીકળે છે. ઘણીવાર તો એક સિંહણને કાજે બે સિંહને દ્વંદ્વયુદ્ધ પણ કરવું પડે છે. એમાં જીતનાર સિંહ તે સિંહણને પોતાની સ્ત્રી તરીકે લઈ જાય છે અને જીંદગીભર તેને પાળે છે. સિંહ કદિ જ બીજી સ્ત્રી કરતો નથી.

તે સિંહણની બધી જાતની સંભાળ રાખે છે. તેને ખોરાક લાવી આપે છે, તેનું રક્ષણ કરે છે, અને વખત આવ્યે તેને માટે પોતાના પ્રાણ પણ આપે છે. સિંહ ને સિંહણનો એકસાથે કોઈ શીકાર ન કરી શકે. કારણકે તે બંને અરસપરસ એટલાં વફાદાર હોય છે, અને એવે વખતે એકબીજાનું રક્ષણ કરવા માટે એટલાં વિકરાળ અને ઝનુની બને છે કે ભલભલા બાહોશ શીકારીઓને પણ ભોંય ભારે થઈ પડે.

સિંહ હમેશાં સમી સાંજે શીકારની શોધમાં નીકળે છે. ઘણુંખરૂં તો તેને ફક્ત પાણીને કીનારે ઝાડીમાં ચુપકીથી રાહ જ જોવાની હોય છે. બીજાં પશુઓ ત્યાં નિર્ભયપણે પાણી પીવા આવે ત્યારે લાગ જોઇને સિંહ તેમાંના એકાદ પર તુટી પડે છે અને એક જ પંજે તેને પુરું કરી પોતાને રહેઠાણે ઘસડી જાય છે.

શીકારને ઉપાડી જવાની એની રીત બહુ જાણવાજોગ હોય છે. તેની ગરદન બહુ જ મજબુત હોય છે. ગમે તેવા મોટા શીકારને પણ તે મોં વડે પકડી એક જ ઝટકે પોતાની કાંધ પર નાખી દે છે ને પોતાને રસ્તે પડે છે. આમ માઇલોના માઇલો સુધી તે પોતાની ગરદનપર શીકારનો બોજો ઉપાડી લઈ જઇ શકે છે.

શીકાર ઘેર લાવીને તે પ્રથમ સિંહણ આગળ મુકે છે; અને સિંહણ ધરાઇને ખાઇ રહ્યા પછી જ પોતે તેને અડકે છે. તે પહેલાં તે ખાતો જ નથી. આટલો તે ખાનદાન અને સ્ત્રીજાતિ પ્રત્યે માનવૃત્તિવાળો હોય છે. આ વાતમાં કશું જ શંકા લાવવા જેવું નથી. પાંજરામાં પુરાએલા સિંહો કદાચ આમ નહિ કરતા હોય, કારણકે તેઓ કુદરતથી દૂર અને કેદમાં ઉછરેલા હોય છે. પણ જંગલમાં સ્વતંત્રપણે ઉછરેલા સિંહનો એ સ્વભાવ જ હોય છે. સ્વતંત્રતાની એ ખુબી છે. આપણને સ્વતંત્ર અને પરતંત્ર માણસોના સ્વભાવમાં

કે રખેને પોતાનાં પગલાં કોઇ શીકારી જોઇ જાય ને તેને સગડે આવીને પોતાની બોડ શોધી કાઢે. આથી તે પાછી વળતી વેળા પોતાનાં પગલાં ભુંસી નખાતી આવે છે.

બચ્ચાં ચારપાંચ માસનાં થયા પછી પોતાનાં માબાપની જોડે શીકારે જાય છે, ને થોડા જ વખતમાં શીકાર કરતાં શીખી લે છે; અને ત્યાર પછી પોતે જાતે કરેલો જ શીકાર ખાય છે. બચ્ચાં સ્વતંત્ર બને છે કે તરત જ માબાપ તેને છોડી કોઇ દૂરના પ્રદેશમાં ચાલ્યાં જાય છે. સિંહનું બચ્ચું ચોથે કે પાંચમે વર્ષે જુવાનીમાં આવે છે ને ત્રીસથી ચાળીસ વર્ષ સુધી તે જીવે છે.

આફ્રીકામાં પણ સિંહનો શીકાર પુષ્કળ થતો હોવાથી તેઓ ધીમે ધીમે ખુલ્લાં જંગલો છોડી હવે ગીચ ઝાડીઓમાં વસવા લાગ્યા છે. આવી ઝાડીઓ બહુ ગીચ અને કાંટાઝાંખરાંવાળી હોવાથી, વારંવાર તેમાં આવજા કરતાં સિંહની કેશવાળી તેમાં ભરાઇ તુટતી જાય છે, ને ધીરે ધીરે ઘસાતી જાય છે. એક વાર આફ્રીકામાં કેશવાળી વિનાનો સિંહ જોવામાં આવ્યો હતો. તે કદાચ આ જ કારણને લીધે હશે.

સિંહ અતિશય જોરાવર પ્રાણી છે. એનો પંજો એટલો બળવાન છે કે એના એક જ થાપાથી ભલભલાં મોટાં પ્રાણીઓને તે ઠાર કરી શકે છે. હાથી જેવડા પશુને પણ સિંહ તેની પીઠમાં થાપા મારીને મ્હાત કરી દે છે.

આ શક્તિ હોવાનાં બે મુખ્ય કારણો છે. એક તો એ કે સિંહની જઠરાગ્નિ અત્યંત તેજ હોય છે. એક મોટા શીકારના માંસનો આહાર કરીને તે માત્ર ત્રણચાર શેર જેટલી જ લીંદ કરે છે. બાકીના બધા ખોરાકને પોતે પચાવી લોહી કરી નાખે છે. બીજું કારણ તે સિંહણનું દુધ છે. કવિ દયારામે પ્રેમના ગુણ ગાતાં ગાયું છે કે

સિંહણ કેરૂં દુધ હોય તે સિંહણસુતને જરે;
કનકપાત્ર પાખે, સહુ ધાતુ ફોડીને નીસરે.

સિંહણનું દુધ એટલું જલદ હોય છે કે સિંહનું બચ્ચું જ તે જીરવી શકે; અને કવિ વધુ કલ્પના કરે છે કે એ દુધ માત્ર સોનાના વાસણમાં જ રહી શકે; બીજી ધાતુનું વાસણ હોય તો તે ફોડીને દુધ નીકળી જાય! સિંહણના દુધનો આ મહીમા છે.

આપણે ઘણીવાર વીર રજપુતાણીઓને સિંહણની ઉપમા આપી છે; અને તેથી જ ક્ષત્રિય કુમારોના નામ પાછળ 'સિંહ' શબ્દ મુકવાનો રીવાજ પડ્યો છે.

સિંહની ચરબી એટલી ગરમ છે કે સાંધાવાળા દર્દીઓ સાંધાના સોજા કે દુખાવા ઉપર તેનો લેપ કરે છે. સિંહના પગના નખ લીસા ને ધારીલા હોય છે. તેમને સોને મઢાવી ઘણાં માબાપો તે પોતાનાં બાળકોને ગળે ઘાલે છે, ને માને છે કે એથી બાળક બીએ નહિ.

ઉપર આપણે જાણી ગયા તેમ, જંગલનાં પ્રાણીઓને સિંહની વાસ આવે છે. સિંહ જેવો ગુફામાંથી બહાર નીકળે છે કે તરત જ બીજાં પ્રાણીઓ ને પક્ષી ભયસૂચક ચિત્રવિચિત્ર અવાજ કરે છે. તે જે રસ્તેથી ચાલતો હોય છે તેની ઉપરનાં ઝાડ પર પક્ષીઓ ને વાંદરાં વગેરે બીકથી અવાજ કરતાં નાસભાગ કરે છે. આ ઉપરથી સિંહ કયા સ્થળમાં છે તે શીકારીઓ સહેલાઇથી જાણી શકે છે. આટલા માટે જ સિંહ હમેશાં બહાર નીકળે છે ત્યારે પોતાની વાસ છુપાવવા માટે સાવચેત રહે છે.

સિંહનો શીકાર કરવો એ કંઇ રમતવાત નથી. એ એટલું પ્રતિભાવાળું અને રૂઆબદાર પ્રાણી છે કે કાચાપોચા માણસો તો એને જોઇને જ પલાયન કરી જાય. એ જ્યારે વિકરાળ બને છે ત્યારે તો ભલભલા છાતીવાળા માણસોના પણ પગ ઢીલા થઇ જાય છે. એ વીશે એક સજ્જને વર્ણવેલો એક કીસ્સો જાણવા જેવો છે.

થોડા વખત પર એક અંગ્રેજ ડાક્તર સાહેબ અને તેમનાં મડમ ઇંગ્લંડથી અહીં આવેલાં. તેમને શીકારનો બહુ શૉખ હતો. ઇંગ્લંડમાં સસલાં કબુતર ખુબ મારેલાં, એટલે એમના મનમાં કે સિંહનો શીકાર પણ સહેલાઇથી થઇ શકતો હશે.

સિંહનો શીકાર કરવા માટે કાઠીઆવાડના પોલિટિકલ એજન્ટની ભલામણ-ચીઠ્ઠી લઇ એ

મહારાજા સાહેબ પાસે આવ્યા. મહારાજાએ કૅપ્ટન સાહેબ તથા બીજા એક ફસાએલા શીકારીને હુકમ કર્યો કે જાઓ, આ સાહેબને સિંહનો શીકાર કરાવજો.

દેશી રાજાઓ ઘણુંખરૂં પોતાના રાજ્યમાં આવેલાં જંગલોમાં શીકારને યોગ્ય સ્થળો પસંદ કરી ત્યાં કાયમના શીકારના માચડા તૈયાર બંધાવી જ રાખે છે. આ માચડાથી કોઇ રીતે જાતનું રક્ષણ થતું નથી; પરંતુ શીકાર ઉંચા ઘાસમાં ચાલતો હોય છે ત્યારે આ માચડા પરથી તેના પર સહજ નજર રહે છે. જંગલી પ્રાણી સાધારણ રીતે ઉંચે નજર કરતું નથી; એટલે બંદુકનો અવાજ ન થાય ત્યાંસુધી માચડા પર બેઠેલા શીકારીની તેને ખબર પડી શકતી નથી; અને શીકારી પણ, ગોળીબાર થઈ શકે એટલી હદમાં શીકાર આવે ત્યાંસુધી સલામતીથી તેની રાહ જોઇ શકે છે. ભોગજોગે જો તે નીશાન ચુક્યો તો તો તેનું આવી જ બન્યું સમજવું. જો શીકારી સાવચેત ન હોય તો નીશાન ચુક્યા પછી તે બચી શકવો મુશ્કેલ. કારણકે માચડા બહુ ઉંચા હોતા નથી, ને જંગલી પ્રાણી સહેલાઇથી ત્યાં તરાપ મારી પહોંચી શકે છે.

જંગલનાં પ્રાણીઓનો એવો સ્વભાવ હોય છે કે કાંઇ પણ અજાણી વસ્તુ કે નવીનતા નજરે પડે એટલે તેથી ઉલટી દિશામાં તે નાસે છે. શીકારીઓ તેમની આ ટેવથી જાણીતા હોવાથી તેઓ માચડા તરફનો રસ્તો ખુલ્લો રાખે છે, અને સામેની બાજુએ લાલ વાવટા ખોડે છે, તાપણાં સળગાવે છે ને ઢોલ-ત્રાંસાના અવાજ કરે છે. એટલે પ્રાણી તેથી ચમકીને ખુલ્લી રાખેલી માચડાની દિશા તરફ દોડે છે; ત્યાં શીકારી તેની રાહ જોઇને જ બેઠો હોય છે.

પેલા દાક્તર સાહેબ અને તેમનાં મડમને આવા એક માચડા પાસે લઇ જવામાં આવ્યાં. મહારાજા સાહેબનો હુકમ હતો કે સાહેબ અજાણ્યા છે, માટે એક માચડા પર સાહેબની જોડે કૅપ્ટને બેસવું, અને બીજા માચડા પર એમની મડમની જોડે પેલા શીકારીએ રહેવું. પણ સાહેબ તો હઠ લઈ બેઠા કે હું ને મારી મડમ બંને એકલાં એક જ માચડા પર બેસીને શીકાર કરીશું. બીજા કોઈની દખલ અમારી જોડે નહિ નહિતો અમારે શીકાર નથી કરવો.

નાઈલાજ બની કૅપ્ટન સાહેબે તે પ્રમાણે બેઠક ગોઠવી, અને પોતે તથા શીકારી થોડે દૂર જુદા માચડા પર બેઠા. પછી સીસોટી વગાડી નોકરોને હુકમ આપ્યો કે શીકારને આ તરફ હાંકો.

હુકમ મળતાં જ નોકરોએ શોરબકોર કરી સિંહને જગાડયો. ચમકેલો સિંહ સીધો માચડા તરફ જ આવ્યો. કૅપ્ટન સાહેબનો માચડો પહેલો આવતો હતો. તેમણે સિંહને સાહેબના માચડા તરફ પસાર થતો જોયો. પણ બહુ વાર થઇ છતાં ન સંભળાયો બંદુકનો અવાજ, કે ન દેખાયો સિંહ!

કૅપ્ટન આથી અજાયબીમાં પડયા. એટલામાં મડમની ચીસો સંભળાઇ. શીકાર વખતે એવો કડક નિયમ હોય છે કે શીકાર મરે નહિ ત્યાં સુધી કોઇથી માચડા નીચે ન ઉતરાય. પણ મડમની ચીસો સાંભળી કૅપ્ટન સાહેબને ફાળ પડી અને તે માચડા પરથી નીચે ઉતર્યા.

બહુ જ સાવચેતીથી તે સાહેબના માચડા તરફ ગયા. જુએ છે તો સાહેબ માચડામાં ન મળે! એકલી મડમ ચીસો પાડતી હતી. કૅપ્ટન સાહેબે વિચાર્યું કે રખેને સિંહ સાહેબનો જ શીકાર ન કરી ગયો હોય! તેમણે મડમને શાંત પાડી પુછ્યું કે સાહેબ ક્યાં? મડમના કહેવા પરથી સમજાયું કે સિંહને પસાર થતો જોતાં જ સાહેબ ઢબી ગયા અને બીકથી બેહોશ થઇ માચડા નીચે પડયા. સિંહ ચાલ્યો ગયો હતો, ને સાહેબ માચડા નીચે હજુ બેભાન દશામાં જ પડયા હતા. તેમને પાણી છાંટી શુદ્ધિમાં આણ્યા.

પછી સાહેબને પુછ્યું તમે ફરીથી માચડા પર બેસો, અમે તમારી સાથે રહીએ અને સિંહને આ તરફ ફરીથી હંકારી શીકાર કરીએ. પણ સાહેબે તો ચોખ્ખી ના જ પાડી, અને કહ્યું કે મારે સિંહનો શીકાર નથી કરવો; મને જલદી ઘેર જ લઇ ચાલો.

સામાન્ય રીતે એવું મનાય છે કે સિંહને નાનપણથી પાળીને હેળવીએ તોપણ એ ગમે તે વખતે પોતાનો મુળ સ્વભાવ ધારણ કરે છે; અને એ તેણે કોઇ પણ

તેને કાબુમાં રાખી નથી શકતું. આ કદાચ સાચું હોય. પરંતુ સિંહ એટલું ખાનદાન અને ગૌરવશીલ પ્રાણી છે કે એને શુદ્ધ પ્રેમથી કેળવ્યું હોય તો તે હળી શકે છે.

પેલા ગુલામની વાત તો આપણે સૌ જાણીએ છીએ. પોતાના શેઠના જુલમથી એ જંગલમાં નાસી ગયો. ત્યાં કોઇ સિંહ ખોડંગતો ખોડંગતો એની પાસે આવ્યો ને એની આગળ પોતાનો પગ ધર્યો. ગુલામે જોયું તો તેમાં કાંટો ભાંગ્યો હતો. તેણે કાંટો કાઢી પાકેલા પગમાંથી પરૂ કાઢી સાફ કરી પાટો બાંધ્યો. થોડા વખતમાં સિંહનો પગ રૂઝાઇ ગયો.

વખત જતાં પેલો ગુલામ પાછો એના શેઠના હાથમાં પકડાયો, અને નાસી જવા માટે એને ભુખ્યા સિંહના પીંજરામાં પુરીને મારી નંખાવવાની સજા થઇ. લોકોની મેદની એ જોવા મળી. ગુલામને સિંહના પીંજરામાં પુરવામાં આવ્યો. આઠ દહાડાનો ભુખ્યો ડાંસ સિંહ વિકરાળ બની તેના પર કુદી આવ્યો. પણ આ શું? સિંહ તો ગુલામને મારી નાખવાને બદલે તેને સુંઘી તેનું શરીર ચાટવા લાગ્યો! એ પેલો જ સિંહ હતો, જેના પગમાંથી એ ગુલામે જંગલમાં કાંટો કાઢ્યો હતો. લાંબે વખતે પણ સિંહે પોતાના પર ઉપકાર કરનારને ઓળખી કાઢ્યો.

રોઝા બૉન્હર નામની એક બાઇને જંગલી પ્રાણીઓ પાળવાનો બહુ શોખ હતો. એક વખત તેણે 'નીરો' નામનો એક મોટો વિકરાળ સિંહ ખરીદ્યો. લોકો કહેતા કે તે સિંહ બહુ ક્રૂર અને ન હળી શકે તેવો છે. પણ રોઝાએ પ્રેમ, માયાળુપણા ને નમ્રતાથી તે પ્રાણીને કેળવ્યું.

રોઝા મુસાફરીએ જવા નીકળી ત્યારે તેણે તે સિંહ પારિસમાં જૉર્ડિન નામના માણસને વેચ્યો. બે વર્ષ પછી તે પાછી આવી ત્યારે તેને માલુમ પડ્યું કે નોકરોના જુલમ અને ક્રૂરતાથી તે સિંહ આંધળો થઇ ગયો હતો. રોઝા તે સિંહના પાંજરા પાસે ગઇ અને 'નીરો' કહીને હાંક મારી. આ શબ્દ સાંભળતાં-વેંત જ તે બીમાર વનરાજ પીંજરાના સળીઆ તરફ એટલા જોરથી પ્રેમપૂર્વક ધસ્યો કે તેનો ધક્કો લાગવાથી તે અથડાઇને પાછો પડ્યો, અને એક વિચિત્ર અવાજ કાઢી અધમુઓ થઈ પડ્યો. જ્યારે જ્યારે રોઝા બહારથી આવતી ત્યારે તેને આવકાર આપવા તે આવો અવાજ કાઢતો.

સિંહની આ દશા જોઇ રોઝાને એટલી બધી લાગણી થઇ આવી કે તેણે તે પાછો ખરીદી લીધો. તે એને ઘેર જ મરણ પામ્યો. મરતી વખતે તેણે પોતાના પંજા પોતાની સ્નેહાળ શેઠાણીના ખોળામાં મુક્યા હતા; કેમ જાણે દીનતાથી આજીજી કરતો ન હોય, કે મારો કદિ ત્યાગ ન કરશો.

રોઝા કહેતી કે વિશુદ્ધ નિર્મળ પ્રેમ ગમે તેવા ભયંકર જંગલી પ્રાણીને પણ વશ કરી શકે છે.

---

# ગણિત-ગમ્મત

૪૫ ને એવી ચાર રકમમાં વહેંચી નાખો કે પહેલી રકમ+૨=બીજી રકમ−૨=ત્રીજી રકમ×૨=ચોથી રકમ÷૨

### ગઈ વખતના દાખલાનો જવાબ

પહેલાં સામેની ટોપલીમાં તોપનો ગોળો મુકીને છોકરો નીચે ઉતર્યો. પછી રાણીએ અને છોકરીએ ઉપલી ટોપલીમાંથી ગોળો લઇ લીધો અને સામી ટોપલીમાં છોકરાને રહેવા દઈ છોકરી નીચે ઉતરી. એટલે છોકરો ઉપર આવ્યો. તેણે એકલો ગોળો ટોપલીમાં નીચે ઉતાર્યો. ગોળો નીચે આવ્યો એટલે નીચે છોકરી, ટોપલીમાં ગોળાને રહેવા દઇ તે જ ટોપલીમાં ગોળા સાથે પોતે બેઠી; એટલે ઉપર સામી બાજુએ રાણી બેસીને નીચે ઉતરી, ને છોકરી ગોળા સાથે ઉપર ગઈ. ફરી પાછો એકલા ગોળાને ટોપલીમાં નીચે ઉતાર્યો; ને ગોળાને ટોપલીમાં રહેવા દઇ સામેની ટોપલીમાં બેસીને છોકરો નીચે ઉતર્યો અને ગોળો ઉપર આવ્યો. પછી, છોકરાને એમ ને એમ ટોપલીમાં રાખી, ગોળાને કાઢી લઇ તેને બદલે છોકરી બેસીને નીચે ગઇ અને છોકરો ઉપર આવ્યો. પછી સામેની બાજુએ ગોળાને મુકીને છોકરો પણ નીચે ઉતરી ગયો.

# ગરીબની દાઝ

ધ્યાનમાં રાખજો કે તમે ગરીબોને માટે છો, ગરીબોની સેવા એ જ તમારું વ્રત છે. ગરીબોની દાઝ આજ કોઈને નથી. દાન ઘણા લોકો કરે છે, પણ દાનથી કંઈ ગરીબ તે ગરીબ મટી જવાના હતા?

ગરીબોને ગરીબ રાખનાર આપણે જ છીએ. ગરીબો સામે ન થાય, વીફરે નહિ, માટે આપણે તેમને દાનનો ટુકડો નાખીને રીઝવીએ છીએ. દુનીઆનો બોજો ઉપાડનાર ગરીબો છે. સરકાર ચાલે છે તે કોને આધારે? પૈસાદાર પાસેથી લીધેલા ટૅક્સને આધારે નહિ, પણ ગરીબ ખેડુતે આપેલા પાઇપૈસા પર સરકાર નભે છે. અનાજ પણ ગરીબો જ પકવે છે; નાણાંનું વ્યાજ તે ગરીબોની જ મહેનતમાંથી આવે છે; મીલમાં માલ સસ્તો તૈયાર થાય તેનો બોજો પણ ગરીબો પર છે. ગરીબોની દાઝ તમારા મનમાં રહે એ મુખ્ય વસ્તુ છે. એ આજનો યુગધર્મ છે.

ગરીબોની દાઝમાં આ રાષ્ટ્રનો ઉદ્ધાર છે. ગરીબોને કોણ નથી રીબાવતું? ધર્મગુરુઓ, સાધુસંતો, મહારાજો, શંકરાચાર્યો, વલ્લભાચાર્યો, ઉપદેશકો, સરકાર, વાણીઆ, કાયદાફેર્ટો, દુકાળ,—બધાં જ એમને દબાવે છે, ડરાવે છે. એટલું ઓછું હોય તેમ ધર્મપ્રચારકો એમાં જાતજાતની બીકોના ઉમેરો કરે છે. તારા, શનિ, મંગળ, બાળીઆકાકા, એ બધાંની બીક. જ્યાં જાય ત્યાં એમને તો બીક, બીક ને બીક જ ભરેલી છે.

સમાજ પણ એ દબાએલાને દબાવે છે. રેલવે કંપની ભાડું વધારે તો કાંઇ ન બોલાય. પણ મજુરને બે પૈસા વધારે ન અપાય. વીલાયતી માલની દુકાનમાં ભાવની રકઝક કરીએ તો પ્રતિષ્ઠા ઓછી થાય; પણ શાકબજારમાં કેટલી રકઝક કરીએ છીએ! વખત છે ને શાકવાળી છેતરે તો? એ બાઇ બીચારી છેતરીછેતરીને કેટલુંક છેતરવાની હતી? બહુબહુ તો બે આના. અને એ બે આના તે શા માટે મેળવે છે? જીવવા કે મોજમઝા કરવા?

તમને લાગશે કે આ મહત્વનો સવાલ નથી; પણ એમાં જ દેશનું ભાવિ રહેલું છે. ગરીબોની દાઝ ભુલીને આપણે નિષ્ઠુર બન્યા છીએ. મારા એક વરસના જેલનિવાસ દરમીઆન મેં જોયું છે કે ગરીબો જ જેલમાં આવે છે. કોણ છાતી પર હાથ રાખીને કહી શકે એમ છે, કે ગરીબો વધારે ગુનેહગાર છે અને પૈસાદાર નથી? પૈસાદારો પૈસાની મદદથી સજામાંથી છટકી જાય છે ને ગરીબ લોકો જ સપડાય છે. ગરીબો તેટલા જ સાબરમતી જેલમાં આવે છે, અને ત્યાં પણ એમના નસીબે મુસીબતો અને જુલમો જ લખેલાં હોય છે. કાયદાનો પણ અમલ કરનાર તો માણસ જ હોય છે ને? સજામાં પૈસાદાર ગરીબ બંને સરખા છે, પણ જેલમાં તો પૈસાદાર માણસ સહેલાઇથી સગવડો મેળવે છે, મુસીબતોમાંથી છટકી જાય છે, ને બીચારા ગરીબો જ સજાઓ ભોગવે છે.

ગરીબોનો બેલી આજે કોઈ નથી. એવી દશામાં વિદ્યાર્થીઓ આગળ હું કઈ 'કરીઅર' મુકું? જેમને ગરીબોની દાઝ છે એવાઓને માટે તો એક જ કરીઅર છે. શ્રુતિ કહે છે देवो भूत्वा देवं यजेत् । માણસમાં ઈશ્વરી ગુણ આવે, તેના પર ખુદાઈ નૂર વરસે તો જ એ પાક છે. એ પ્રમાણે હું કહું છું કે ગરીબ થઇને જ આપણે ગરીબોની સેવા કરીએ. પેલા બીચારા લાચારીથી ગરીબ થાય છે; આપણે સ્વેચ્છાપૂર્વક ગરીબાઈ સ્વીકારીએ. આપણી તાકાત છતાં આપણે પૈસા મેળવવાની શરતમાં ન દોડીએ, અને ગરીબ થઇને, ગરીબાઇનાં કષ્ટો વેઠીને ગરીબોની દાઝ પ્રદર્શિત કરીએ. देवो भूत्वा देवं यजेत् એ સનાતન સિદ્ધાન્ત હોય તો दीनो भूत्वा दीनं सेवेत् એ આજનો યુગધર્મ છે. એ કરીઅર વિદ્યાર્થીઓ આગળ રહે તો આ દેશનો ઉદ્ધાર થવાનો છે.

દુકાળમાં પણ અનાજ પેદા કરનાર લોકો જ મરે છે. કેટલું દુર્દૈવ! જેલમાં રાવજી કરીને એક ભીલ કેદી હતો. તે પોતાની બહાદુરીનું વર્ણન કરતાં મને કહેતો હતો કે મેં ત્રણ દુકાળમાં મારાં બાળબચ્ચાંને જીવતા રાખ્યાં. આ વાતમાં તે અભિમાન લેતો હતો! એની કરુણ કહાણી સાંભળીને મારી ઓરડીમાં જઇને હું રોઈ પડ્યો. ત્રણ દુકાળમાં પોતાના બાળબચ્ચાંને બચાવ્યાં એમાં માણસને અભિમાન લેવું પડે એ સ્થિતિ કેવી! એ સ્થિતિમાં માણસ પૈસાદાર થવા માગે, કરીઅર ખોળે, હજાર માગે, દસ હજાર માગે, એનો અર્થ શો? ગરીબોને મદદ કરવાની તો દૂર રહી, પણ ગરીબોને કુટીએ ત્યારે જ તે કામ આપે એમ માનનારા પણ ઓછા નથી. મરાઠીમાં એક કહેવત છે કે 'ખેડુત જેવો દાતા નહિ, પણ માર્યા વિના દેતા નહિ.' આ રાક્ષસી સિદ્ધાન્ત જ કાયમ રહેવાનો હોય તો સ્વરાજ્ય ક્યારે મળશે, કઈ રીતે મળશે અને શા માટે મળશે? ગરીબોની દાઝનો એક જ ધર્મ આપણે પાળતા થઇ જઇશું, તો બાકીનું બધું તો મળી રહેશે અને ઇશ્વરનો આશીર્વાદ મળશે.

[ઉમરેઠના ત્રીજા વિદ્યાર્થી-સંમેલનના પ્રમુખપદેથી]

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર



# વિજ્ઞાન એ શું છે?





'કુમાર' વાંચનારાં કુમારકુમારિકાઓ, 'વિજ્ઞાન' એ શબ્દથી તો તમે હવે અજાણ્યાં નહિ જ હો. કારણકે તમારી સેવામાં તથા તમારા વિનોદને માટે 'કુમાર'ના અંકોમાં વિજ્ઞાનની કાંઈ ને કાંઈ હકીકત આપવાને તંત્રી-મંડળ હમેશ ઉત્સુક રહે છે. પરંતુ તેમ છતાં હું કહી શકીશ કે તમે ઉપરના સવાલનો જવાબ આપવા જશો તો તમારામાંથી ઘણાં જણ ગુંચવાશે. એમાં તમારો દોષ નથી. તમારાથી મોટી વયનાં માણસો પણ એવી જ મુશ્કેલીમાં આવી પડે. કારણકે ઘણીવાર એવું બને છે કે આપણે અમુક ચીજ વીશે વારંવાર વાંચ્યું હોય કે સાંભળ્યું હોય, છતાં તે ઉપર જ એવો વિચાર ન કર્યો હોય કે તેની સ્પષ્ટ છાપ આપણા મનની ઉપર પડે.

તે ઉપરાંત વિજ્ઞાન એ એવો વિષય છે કે જેઓએ તે વીશે કાંઇ સાંભળ્યું હોય તેઓને યે હમેશાં તેનો પુરેપુરો ખ્યાલ આવતો નથી. કેટલાકને તો તે વીશે ખોટા જ ખ્યાલો હોય છે, અને તેથી તેઓની હાલત તો ઉલટી વધારે ખરાબ છે. વળી, આવા અધુરા તથા અસત્ય ખ્યાલો ઉત્પન્ન થવાનું બીજું એક કારણ પણ છે. તે એ કે વિજ્ઞાનની ખરેખરી આબાદી તથા વિજ્ઞાનનો સારામાં સારો અભ્યાસ અત્યારે આપણા દેશમાં—ગુજરાતમાં કે હીંદુસ્તાનમાં નથી. તે તો યૂરોપ અમેરિકામાં છેલ્લાં લગભગ બસેં વર્ષમાં એટલી સારી રીતે થએલ છે કે તે પહેલાં કેટલીક બાબતમાં આપણે આગળ હતા તોપણ આ બે સદીઓમાં આપણે તે દેશોનો સાથ રાખી શકયા નથી, એટલું જ નહિ પણ ઉલટા બહુ જ પાછળ પડી ગયા છીએ.

ખરેખર, આખા એશીઆ ખંડને માટે ય આપણે એ જ કહી શકીએ. જે વખતે અમેરિકા જાણીતો પણ નહોતો, ને યૂરોપ અંધારામાં હતો તે વખતે એશીઆ ખંડના જુદા જુદા પ્રદેશોમાં તથા આફ્રીકાના મિસર (અથવા ઇજીપ્ત) નામના દેશમાં એવી આબાદી, એવી સંસ્કૃતિ, એવાં કળાકૌશલ્ય ને એવાં જ્ઞાનવિજ્ઞાન હતાં કે તેના નમુનાઓ તથા પુરાવાઓ વીસમી સદીનાં માણસોને ય ચકિત કરી મુકે છે.

પણ તે દિવસો ગયા. હજારો વર્ષો વીતી ગયાં, ને આપણે આપણી શક્તિ ને જ્ઞાન ખોયાં. સૌથી પહેલું જાપાન જાગ્યું: પહેલું એ કેમ જાગ્યું, ને જાગીને ય આવી સરસ રીતે યૂરોપ અમેરિકાના દેશોને કેવે પ્રકારે તેણે પકડી પાડયા એ વાતો બહુ સમજવા જેવી છે. તે તમે બીજે સ્થળેથી જાણી શકશો. હવે હીંદ, ચીન, ઇરાન ને અફઘાનિસ્તાનમાં પણ જાગૃતિનો ચળવળ સ્પષ્ટ દેખાય છે. આપણા દેશમાં વિજ્ઞાનના અભ્યાસીઓ વધ્યા છે, વિજ્ઞાનનું શિક્ષણ સુધર્યું છે ને વધ્યું પણ છે, તથા-સૌથી વધારે મહત્ત્વનું જે છે તે—વિજ્ઞાનની શોધખોળ પણ પાછી ચાલુ થઇ છે. 'શરૂ' થઇ છે એમ હું જાણી-જોઇને નથી કહેતો: કારણકે શરૂ તો તે હજારો વર્ષો પહેલાં થએલી જ હતી; ને પ્રાચીન હીંદે વિજ્ઞાનના આરંભમાં તેને કંઇ જેવુંતેવું પોષણ આપ્યું નહોતું... પણ આ વચગાળામાં તે અટકી ગઇ, દબાઇ ગઈ, અને હવે જ પાછી ચાલુ થવા લાગી છે. રામાનુજમ્, બોસ, રાય, રામન અને તેઓનાથી વધારે નાના ઘોશ, મેઘનાદ, શાહ વગેરે યુવકોની શોધખોળો સંખ્યામાં તેમ જ મહત્ત્વમાં વધતી જ જાય છે. તે છતાં આપણાથી ના પડાય એમ નથી કે હજી આપણે બહુ જ

પાછળ છીએ. બીજા દેશોમાં વિજ્ઞાન, મોટાર તથા વિમાનની ઝડપે વધે છે, ત્યારે આપણું અટકી ગએલું ને બહુ પાછળ રહી ગએલું વિજ્ઞાનનું ગાડું હજી તો ફરી ચાલતું જ થયું છે.

તે છતાં આપણી આશા બળવાન છે, હીંમત અખુટ છે, ને શ્રદ્ધા ચિરંજીવ છે. હજારો વર્ષો થયાં જીવતી આપણી વૃદ્ધ પ્રજા પાછી તરુણ બની છે–બનવા લાગી છે, અને આ નવું યૌવન આપણા પુરાણપ્રસિદ્ધ સત્ત્વને ફરીથી ચંચળ, તેજસ્વી તથા પ્રવૃત્તિમાન બનાવશે. જે શ્રદ્ધા રાજકીય જીવનમાં ફેરફાર કરી રહી છે તે વિજ્ઞાનસિદ્ધિમાં પણ પ્રગટ થઇ છે.

આ વિજ્ઞાનનું ખરૂં સ્વરૂપ શું? અંગ્રેજીમાં તેને 'સાયન્સ' કહે છે. એ શબ્દ 'સાયેન=જાણવું' એ ધાતુ ઉપરથી આવ્યો છેઃ તે જ રીતે વિજ્ઞાન એ શબ્દ 'જ્ઞા=જાણવું' એ સંસ્કૃત ધાતુ ઉપરથી આવ્યો છે.

પણ અંગ્રેજીમાં 'નૉલેજ' કરીને બીજો એક શબ્દ એવા જ અર્થનો છે, ને આપણે ત્યાં એવો જ 'જ્ઞાન' શબ્દ છે. નૉલેજ' ને 'સાયન્સ' માં શો ફેર? તેમ 'જ્ઞાન' ને 'વિજ્ઞાન' માં શો ફેર? એ સવાલ તમે વ્યાજબીરીતે પુછી શકશો.

આ તફાવત સ્પષ્ટ કરવા માટે એક પરિચિત દાખલો લઇએ. ટપાલ ઑફિસમાં ટપાલની પેટીમાંથી કાઢેલા બધા કાગળો, બુકપોસ્ટો, પાર્સલો વગેરેનો એકસામટો એક ઢગલો એકવાર નીહાળો: બીજીવાર એના એ ઢગલામાંની જ ચીજોને જાત પ્રમાણે, ગામ પ્રમાણે, પોતપોતાનાં ખાનાંઓમાં ગોઠવાએલી જુઓ. હવે દરેક ચીજ પોતાને જ યોગ્ય સ્થાને છેઃ એટલું જ નહિ પણ દરેક ચીજનો બીજી ચીજો સાથેનો સંબંધ બરોબર જાણીતો તથા મુકરર થએલો છે. આવો કાંઇક તફાવત સાધારણ 'નૉલેજ' ને 'સાયન્સ' ની વચ્ચે, સાધારણ 'જ્ઞાન' ને વિશિષ્ટ જ્ઞાન 'વિજ્ઞાન' ની વચ્ચે સમજી શકાય.

આ પ્રમાણે વિજ્ઞાનની વ્યાખ્યા ઘણીવાર એમ અપાય છે કે તે વ્યવસ્થિત થએલું જ્ઞાન છે. તેમાં હકીકતો, કલ્પનાઓ, તર્ક, સિદ્ધાન્તો વગેરે સર્વ પોતપોતાની ખરી કીમત પ્રમાણે ગોઠવાએલાં ને જુદાં પાડેલાં છે. આપણે શું શું જાણીએ છીએ તે આપણે જાણીએ, એટલું જ નહિ પણ તે કેટલે અંશે ચોક્કસ છે, કેટલે અંશે પુરવાર થએલું છે, કેટલે અંશે પ્રત્યક્ષ પ્રમાણો છે, કેટલે અંશે અનુમાનો છે, તે પણ વિજ્ઞાનના અભ્યાસી તરીકે આપણે જાણીએ.

તમે પોતે જ જોઈ શકશો કે આપણી પાસે બે પદાર્થો હોય, ને તેમાં આપણને એક ભારે ને બીજો હલકો લાગે. આ સાધારણ જ્ઞાન થયું. પણ તે ઉપરાંત આપણે જો જાણી શકીએ કે દરેકનું શું વજન છે, તેમાં કેટલો તફાવત છે, તો એ વધારાનું જ્ઞાન થયું. તે ઉપરાંત આપણે એમ કરી શકીએ કે બનેનાં એકસરખાં કદ લઇ તેના વજનનો તફાવત જોઇએ—એક લોટો ભરેલા ઘાસતેલનું વજન, તે જ લોટો ભરીને પાણીનું વજન, ને તે જ લોટો ભરીને દુધ, તેજાબ વગેરે બીજી પ્રવાહી ચીજોનું વજન લઇએ, ત્યારે આપણું પહેલું જ્ઞાન કેટલું વધારે સ્પષ્ટ ને ચોક્કસ થાય છે!

આ ચોકસાઇની જરૂરીઆત વિજ્ઞાનને એટલી બધી છે કે લૉર્ડ કેલ્વિન નામનો નામાંકિત વિજ્ઞાનશાસ્ત્રી કહેતો કે You never know a thing well, till you know it quantitatively. 'જ્યાંલગી આપણે કોઈ ચીજને બરોબર માપસર જાણતા નથી, ત્યાંલગી આપણે તેને બરોબર પણ જાણતા નથી.'

આપણી આ શક્તિની ખામી મહાવરા તથા તાલીમની ખામીને લીધે છે. તાજમહેલ જેવા ઉંચા મંદિરમાં જઇને જુદાજુદા મીનારા કે શિખરોની ઉંચાઇ વીશે આપણે સવાલ કરીએ તો જણાશે કે લોકોને ઘણીવાર ૨૫-૫૦ ફુટ જેટલાનો તફાવત પણ માલુમ પડતો નથી. આપણા વિકાસની આ ખામી વિજ્ઞાનનો યોગ્ય અભ્યાસ પુરી શકે.

વિજ્ઞાન આ પ્રમાણે ચોકસાઇ ઉપર, પ્રમાણો ઉપર, પ્રયોગો ઉપર ઘણો આધાર રાખે છે, અને તેનું મુખ્ય કારણ એ જ છે કે સત્યની પ્રાપ્તિને માટે એ જ ખરેખરાં સાધન છે. સત્યના મંદિરને પામવાને માટે એ માર્ગ વિના બીજો કોઇ હોઇ શકે નહિ એમ તે માને છે.



એનો ઉદ્દેશ તો સત્યની જ શોધ તથા સત્યની જ પ્રાપ્તિ છે. વિશાળમાં વિશાળ અર્થમાં જેને કુદરત સમજી શકીએ, ને જે આપણી આસપાસ અનન્ત રૂપે ને અસંખ્ય રંગે વીંટળાએલી છે તેની સાચી ઓળખ કરવી એ વિજ્ઞાનનો પરમ પ્રયાસ છે. તેથી એ રીતે શોધખોળ એ તો એનો રાજનો ધંધો છે. અવલોકન, અનુમાન, પ્રયોગ, તુલના એ સર્વ તો વિજ્ઞાનવાદીનો રોજનો ખોરાક છે.

વિજ્ઞાનવાદી જાણે છે કે માણસ સંપૂર્ણ નથી. તેની શક્તિ ટુંકી છે, આયુષ્ય અલ્પ છે, તે આયુષ્યમાં પણ શોધખોળને માટેનો અવસર તેથી યે વિશેષ કમ છે, ઇન્દ્રિયોની શક્તિ મર્યાદિત, છે તેમ બુદ્ધિ, વિચારશક્તિ વગેરે પણ અમુક હદ લગી જ જાય છે. કુદરતના તથા વિશ્વના ભેદો ઉપરથી બધો પડદો હટી જાય અને બધું જ્ઞાન પોતાને મળી જાય એવી સ્થિતિ કોઇ દિવસ પણ તે જોઇ શકશે કે કેમ તે વીશે તેને જરા યે ખાતરી નથી—કાંઇ ખાતરી હોય તો તે ઉલટી જ છે. તે છતાં અડગ શ્રદ્ધાથી, પોતાની પહેલાના ભાઇઓએ કરેલી શોધોનો લાભ લઇને, તથા બીજાઓની સાથે સહચાર કરીને, જરા જેટલો ય પ્રકાશ પોતે પાડી શકે, તો તે માટે તે ભગીરથ શ્રમ ઉઠાવે છે. આમ કરવામાં ઘણાઓએ જીંદગીનાં બીજાં સુખો તથા લાલચોની સામે પણ જોયું નથી, ને ઘણીવાર અતિ કઠિન તપ, તીવ્ર નિરાશાઓ, અસહ્ય હાડમારીઓ તથા સામાજિક અને 'ધામિક' ત્રાસ પણ વેઠ્યાં છે.

વિજ્ઞાનની એ પણ શ્રદ્ધા છે કે સત્ય તથા સત્યનું જ્ઞાન સ્વયમેવ કલ્યાણકર છે. તેથી તે વ્યાવહારિક ફાયદાઓ તથા સગવડોનો પ્રધાનપણે વિચાર કરતું નથી. કેટલાક શોધકો, ખરી વાત છે કે ઉપયોગિતાના વિચારથી પ્રેરાયા હોય છે, ને પોતાના અથવા પોતાની પ્રજાના ફાયદાઓના લોભથી દોરાઇને શોધખોળ કરે છે. તે છતાં એ નિર્વિવાદ છે કે તેઓની શોધખોળનો ઘણો આધાર એવી બીજી શોધો ઉપર રહેલો હોય છે જે બીજા માણસોએ કેવળ વિજ્ઞાનનાં સંશોધન કરતે કરતે જ તથા

## પાંચ રૂપીએ 'કુમાર'!

### પહેલા વર્ષના ગ્રાહકો માટે એક નવી યોજના

'કુમાર'ને એક સજ્જન તરફથી સહાય અર્થે રૂ. ૧૦૦) મળેલા; તેનો ઉપયોગ 'કુમારે' પોતાને માટે ન કરતાં એ સજ્જનની સલાહ લઇને, પોતાના સૌ 'વિદ્યાર્થી-ગ્રાહકોને' જ એકેક રૂપીએ ઓછે લવાજમે માસિક મળે એવી એક યોજના ઘડી છે. તેની વિગતો નીચે પ્રમાણે છે :

1. 'કુમાર'ના આવતા વર્ષના પહેલા અંકથી—એટલે આવતા પોષ મહીનાથી એક વર્ષ માટે સૌ 'વિદ્યાર્થી-ગ્રાહકોને' 'કુમાર' પાંચ રૂપીએ આપી શકાશે.

૨. આ યોજનાનો લાભ **પહેલા વર્ષના ગ્રાહકો માટે જ** છે. તે બધાની માગણીઓ આવી ગયા પછી જો સંખ્યા ઘટશે તો જ નવા ગ્રાહકોને તેનો લાભ મળી શકશે.

૩. લાભ લેવા ઇચ્છનાર ગ્રાહક **'વિદ્યાર્થી'** હોવો જોઇએ; અને તે કોઇ પણ હાઇસ્કૂલ કે વિનયમંદિરમાં ભણતો હોવો જોઇએ: પછી ભલે તે કુમાર હોય કે કુમારી.

૪. આ યોજનાના ગ્રાહક તરીકે માગણી કરનારે પોતાના પત્ર જોડે પોતાની હાઇસ્કૂલ કે વિનયમંદિરના હેડમાસ્તરની સહીનું, પોતે સદરહુ હાઇસ્કૂલ કે વિનય[મંદિ]રમાં ભણે છે એવી ખાતરી આપનારું પ્રમાણપત્ર મોક[લવું] જોઇએ.

૫. આ યોજનાનો લાભ પુરા આખા વ[ર્ષ] માટે જ લઈ શકાશે; છ મહીનાને માટે નહિ.

૬. બધી માગણીઓ પોષ શુદ ૧ તા. ૨૭મી ડિસેમ્બર ૧૯૨૪ પહેલાં 'કુમાર કાર્યાલય, ૪૪૮૦: રાયપુર, અમદાવાદ' એ સરનામે પહોંચી જવી જોઇએ. **વહેલો તે પહેલો.**

નફાતોટાના વિચાર વિના જ કરેલી હોય.

આ પ્રમાણે, વિજ્ઞાન માનવ જાતિને કે જગતને હિતકારક થયું છે કે નહિ તે સવાલ વારંવાર તથા બહુ જુદી જુદી રીતે ચર્ચાય છે. તે વેળાએ સૌથી પહેલું યાદ રાખવાનું આ છે કે વિજ્ઞાનનો ખરેખરો ને છેલ્લામાં છેલ્લો હેતુ સત્યની પ્રાપ્તિ છે: વ્યાવહારિક ફળો સારાંનરસાં તેમાંથી જે નીપજ્યાં હોય તે ગૌણ વાત છે. તેની પ્રધાન વૃત્તિ, ને જે એક જ વૃત્તિ વિજ્ઞાનનેસજીવ રાખે છે તથા લડતા વઢતા દેશોમાંના વિજ્ઞાનશાસ્ત્રીઓને હજી ભેગા રાખે છે તે આ જ છે.

આનો અર્થ એમ નથી કે વિજ્ઞાનથી કાંઇ હિત અહિત થયું નથી કે થઇ શકતું નથી. ઉલટું બંને તરફના આગ્રહી પક્ષકારો તમે સાંભળશો. એક પક્ષ વિજ્ઞાને કરેલ સંહાર, નાશ, પીડા, ત્રાસ વગેરેના જ પોકાર ઉઠાવ્યા કરે છે, દરેક લડાઈ તરફ આંગળી બતાવે છે. દરેક પ્રજાની લશ્કરી તૈયારી તરફ ધ્યાન ખેંચે છે, ને પોતાના 'બચાવ'ના બહાના હેઠળ દરેક પ્રજા બીજીઓના સંહાર કરવામાં વિજ્ઞાનનો જે કસ કાઢે છે—યુદ્ધમાં તેમજ સુલેહના વખતમાં—દારૂગોળા, બૉમ્બ, ઝેરી વાયુઓ, વિમાનો વગેરેથી કે પછાત પ્રજાઓ ઉપર સત્તા મેળવી રેલ્વે, તાર, વિમાન, વહાણો, નવા સંચાઓ વગેરેથી તેઓને દરિદ્ર તથા પાયમાલ કરવામાં જે પ્રવીણતા બતાવે છે તે સર્વ બતાવી, તે સર્વનો દોષ વિજ્ઞાનને શિરે ચઢાવે છે. ત્યારે બીજી પાસથી વિજ્ઞાનના પ્રશંસકો વિજ્ઞાને ઉદ્યોગો, ખેતી, રોગનિવારણ, પ્રવાસ, અરસપરસ ઓળખાણ, નવાં સુખો, નવી સગવડો, નવા વિનોદો, નવી શક્તિઓ વગેરે આપી આખી માનવ જાતિની ઉપર શા ઉપકારો કર્યા છે તેનાં જ ગીતો ગાયાં કરે છે.

આ આખી તકરારને ન્યાય આપવા તેમાં વિસ્તારથી ઉતરવું પડે. પણ તમે એટલી વાત તો સમજી શકશો કે તલવારનો ઉપયોગ રક્ષણ માટે થાય કે હુમલા માટે થાય, તે ઉપરથી તલવાર પોતે સારીનરસી થઇ શકતી નથી. એ તો એક શસ્ત્ર છે. તેમ જ્ઞાનમાત્ર—ને વિજ્ઞાન એ એક વિશેષ જ્ઞાન જ છે—પણ એક શસ્ત્ર છે. અંગ્રેજી કહેવત પ્રમાણે તે તલવારના કરતાં ય વધારે બળવાન છે. પણ તેનો આધાર તેના વાપરનારની ઉપર છે. વિજ્ઞાનના બંને ઉપયોગો થયા છે તેની કોઇ ના પાડી શકે એમ નથી; જોકે હજી યે એ ચોક્કસ છે કે તેનાથી જે અહિત થયું છે તેના કરતાં સહસ્ત્રગણું કલ્યાણ વિજ્ઞાને કર્યું છે ને કરશે.

પણ વિજ્ઞાનનો દુરૂપયોગ એ વિજ્ઞાનનો દુર્ગુણ નથી; એ તો મનુષ્ય સ્વભાવની કુટિલતા છે. દુષ્ટ માણસના હાથમાં સારામાં સારી વસ્તુ—પછી તે આલ્કહલ હોય કે રેડીઓ—હોય તોપણ તે નઠારી જ થઈ જાય છે. વિજ્ઞાનના આ દુષ્ટ ઉપયોગથી એટલું જ સાબીત થાય છે કે વિજ્ઞાનથી માણસનામાં જે વધારે શક્તિ આવી તેના પ્રમાણમાં તેનું હૃદય વધારે સુધર્યું નથી. એ હૃદયને વધારે ઉચું, વધારે પવિત્ર કરવું, તેનાં અભિમાન ને સ્વાર્થ મટાડવાં, તેનું પશુપણું હઠાડી વધારે ઉચી માનવતા તેમાં ભરવી, એ જ ખરેખરૂં કરવાનું છે. વિજ્ઞાન આપણા યોગ જેવું છે. આપણે ત્યાં એ સખ્ત નિયમ હતો કે યોગની શક્તિઓ મેળવવા જતા પહેલાં માણસ ઇન્દ્રિયોને જીતે, આત્મસંયમ મેળવે ને હૃદયશુદ્ધિ પામે, જેથી એ નવી શક્તિઓ હમેશ સારા માટે જ વપરાય. વિજ્ઞાન માટે પણ એવું જ કહી શકાય એમ છે. વિજ્ઞાનની ખરી કલ્યાણમયતા ભોગવવાને માટે આપણે વધારે લાયક બનવું જોઇએ, આપણાં દિલનો મેલ દૂર થવો જોઇએ ને વિજ્ઞાનના પ્રકાશને વધાવવાને હૃદયનું આંગણું સ્વચ્છ કરવું જોઇએ.

આ પ્રમાણે માનવજીવનમાં જે ઉચ્ચ કાર્ય, ધર્મ તથા કાવ્ય કરી શકે છે તે કાર્યની જરૂર ઉલટી વિશેષ પ્રકટ થાય છે, એટલું જ નહિ પણ, જેમ વ્યવહારમાં આપણે વિજ્ઞાનને ખેતી, ઉદ્યોગ, વ્યાપાર, આરોગ્ય ઇત્યાદીનું પરમ સહાયક સમજીએ છીએ તેમજ, આપણા જીવનના ઉચ્ચતર પ્રદેશમાં ધર્મ, કાવ્ય, ફીલ્સુફી વગેરેનો અનન્ય સહાયક પણ વિજ્ઞાન થઇ શકે છે.

'વિજ્ઞાન શું છે?' એ વધારે સ્પષ્ટતાથી સમજવાને માટે હવે વિજ્ઞાનનાં કેટલાંક લક્ષણો તથા વિજ્ઞાનનાં શાસ્ત્રોનો આપણે વિચાર કરીશું.

કાન્તિલાલ છગનલાલ પંડ્યા

કંઇ બરોબર આવડતું નહિ હોય, તેથી જ કોઇ પ્રાણી ખેંચાઈ આવતું નથી.

સાંજ પડતી જતી હતી; અને બહાર જોકે ચેનરવેશ.ખનો સુરજ નાકા વા ઉંચે તપતો હતો, છતાં જંગલમાં અંધારૂં થવા માંડ્યું હતું. એટલે જતાં જતાં મેં છેક । એકાદ સુર અજમાવી લેવાના ઇરાદાથી ફરી બંસી છેડી. થોડીવાર સુધી તો કાંઈ જ પરિણામ આવ્યું નહિ. હું પણ પછી તો બજાવવામાં એવો એકતાન થઇ ગયો, કે કોઇ આવે છે કે નહિ તેની મને ખબર રહી નહિ. પણ અચાનક મેં કંઇક સુસવાટો સાંભળ્યો. બજાવતા બજાવતાં મેં ઉંચે નજર કરી, તો થોડે દૂર એક સાબર ઉભો હતો. જાણે આતુરતાથી સંગીત સુંઘતો હોય તેમ તેનાં નસકોરાં ઉશ્કેરાટથી ફાટતાં હતાં; અને તેનાં સુંદર શીંગ એક ઝાડ પર લટકતી વેલમાં ભરાવાં હતાં તે કાઢવા એ મથામણ કરતો હતો. મેં મારી નજર તેના પર સ્થિર કરી ને બંસી બજાવ્યે નાખી આખરે તેણે જોર કરીને વેલમાંથી પોતાનાં શીંગડાં ખેંચી કાઢ્યાં; પણ વેલનો એક નાનોશો ટુકડો તેનાં શીંગડામાં ગુંચવાઇને ભરાઇ રહ્યો હતો. હરીઆળી વનસ્પતિનો લીલોછમ મુગટ જાણે વનદેવીએ તેને પહેરાવ્યો હોય, એવો તે શોભવા લાગ્યો. તે ધીમે ધીમે મારી નજીક આવીને શાંત ઉભો રહ્યો.

મેં તો બજાવ્યે જ રાખ્યું, અને ધીમે ધીમે ઘેરા જંગલના એ નીલા પડદા પાછળથી, સોનેરી રંગનાં સુંદર હરણાં એક પછી એક નીકળી આવી મારી આસપાસ વીંટળાવા લાગ્યાં. તલકાંવાળી નાજુક મૃગલીઓ, મોટા કસ્તુરી મૃગ, ફૂટતી શીંગડીઓવાળાં હરણાં ને મોટમોટા કાળીઆર, સૌએ સંગીતના તાનમાં મુગ્ધ થઇ ટોળે વળવા લાગ્યાં.

એકાએક મેં બંસી બંધ કરી. એ જ ક્ષણે એ આખા ટોળામાંથી જાણે એક ધ્રુજારી પસાર થઇ; પેલા સાબરે આગલા પગની ખરી જોરથી જમીન પર ઠોકવા માંડી; અને વીજળી ઝબુકે એમ આખું યે ટોળું એક પળમાં જંગલમાં અદશ્ય થઇ ગયું. દૂર દૂર, તેમના ચાલવાથી ઉંચા ઘાસમાં પડતા સુંદર વળાંક નીહાળતો હું આનંદપૂર્વક જોઇ રહ્યો.

પ્રાણીઓ ઉપર થતી સંગીતની આવી અ[illegible] અસરની આ પ્રમાણે ખાતરી કરી લીધા [illegible] મેં કિરીટ અને કપિને પણ બંસરીના સુર પર [illegible] કરતાં શીખવવાનો વિચાર કર્યો. પણ કપિ તો સાં[illegible] જ શેનો? જેવો હું તેની સામે બંસી બજાવવા [illegible] કે એ ઝોલાં ખાવા માંડે, કે કાં તો કૂદીને ઝાડે ચ[illegible] બેસે! સાચ્ચે જ, મને લાગે છે કે વાંદરાંને ભેજ[illegible] નહિ હોય.

પણ એથી ઉલટું, કિરીટ, પહેલાં જોકે એણે જ[illegible] કાયર કરાવી, પણ ઘણો સમજુ નીકળ્યો. પ્રથમ તો ગમે તેટલા સુર વગાડું, પણ કાંઈ ધ્યાન જ ન આ[illegible] પરંતુ વચ્ચે વચ્ચે એકાદ સુર એવો આવી જાય કે [illegible] સાંભળીને તે એકતાન થઇ જાય ને શાંતિથી સાંભ[illegible] આમ, એને કયા કયા સુર રૂચતા હતા તે મેં ધી[illegible] ધીમે જાણી લીધા. એ વગાડું ત્યારે, પોતાની ચોમેર ઘુમ્યા કરતી અટકચાળી સુંઢ અને સુપડા જેવા ઝુલત[illegible] કાન સ્થિર કરીને એ સાંભળે. પણ કમનસીબે એ[illegible] અસર કરી શકનારા સુર મને એટલા દુર્લભ હતા માંડ થોડી જ પળ હું તે જાળવી શકતો, ને પાછ[illegible] ગુમાવી બેસતો. પરંતુ થોડાં જ અઠવાડીઆંમાં [illegible] એ સુર પર કાબુ મેળવી લીધો; અને શ્રાવણ મહીને આવતા આવતામાં તો હું કિરીટને લગભગ પા કલાક સુધી તે સુર પર સ્થિર કરી શકવા લાગ્યો.

શીઆળો ઉતરીને સામો ઉનાળો બેઠો, હવે તે કિરીટને મેં ખરેખર મારા સંગીતના કાબુમાં જ લ[illegible] લીધો હતો. એ સંગીત વડે જ હું એની પાસે બહુ કામ કરાવતો. ઘણી યે વાર હું એની પીઠ પર—લગભગ એની ગરદન પર—બેસતો, ને દિવસોના દિવસો સુધી, એક શબ્દ પણ બોલ્યા વિના, માત્ર મારી બંસરીના સુર વડે એને દોરીને તથા ફાવે તે કામ કરાવીને મુસાફરી કરતો.

આ ઉનાળે એક ભારે વિકરાળ ને હિંમતબાજ વાઘ અમારા ગામડામાં પેઠો.

ધીમે ધીમે ઘેરા જંગલના નીલા પડદા પાછળથી, સોનેરી રંગનાં સુંદર હરણાં નીકળી આવી મારી આસપાસ વીંટળાવા લાગ્યાં.

['કિરીટ' પાનું ૪૩૦]

## ઉપવાસને એકવીસમે દહાડે



**પ્રેમમૂર્તિ ગાંધીજી**

દિવસના ઉપવાસ પુરા કર્યાની બે કલાક અગાઉ પંડિત જવાહરલાલ નેહરુની પુત્રીનો હાથ વાત્સલ્યથી પોતાના હાથમાં લઈ સુતા છે.





### રાણી સીપ્રીની મસ્જીદ અને કબર

અમદાવાદમાં અસ્તોડીઆ દરવાજેથી દાખલ થતાં જ જમણા હાથ પર રાણી સીપ્રીની મસ્જીદ આવે છે. રાણી સીપ્રી તે અહમદશાહ બાદશાહના એક શાહજાદાની બેગમ હતી. અને એ વખતના રીવાજ પ્રમાણે આ મસ્જીદ અને અંદરની કબર તેને માટે તેની હયાતીમાં જ બંધાવી રાખવામાં આવી હતી. (ઇ. સ ૧૪૩૧) એ સમયનાં પહેલાંનાં બધાં મકાનો કરતાં સુંદરતા અને નાજુકાઇમાં આ મસ્જીદ પહેલે દરજ્જે આવે છે. મસ્જીદની લંબાઇ પચાસ ફુટ અને પહોળાઇ વીસ ફુટ છે. એ:સરીનું છજું નેઊઆ છ થાંભલાને ટેકે રહેલું છે. પીઠની ભીંત તથા પડખાં ઉપર કાઢેલા ઝરૂખા હીંદુ શૈલીના અતિ સુંદર નમુના છે.

પણ આ મસ્જીદની શોભાની સીમા તો, તેના આગલા બે ખુણા ઉપરના ટોડામાં આવી રહેલી છે. દરેક ટોડો પચાસ ફુટની ઉંચાઇનો છે. એ ટોડા એટલા તો નાજુક અને સુંદર છે કે તેને નરજાતિવાચક 'ટોડા' એવું નામ ન આપતાં કોમળ 'મીનારીઓ' કહીએ તો વધારે સાર્થ લાગશે. એ વખતના કલાકારોએ આ મકાન એક સુંદરીના સ્મારકને યોગ્ય જ બનાવ્યું છે. એ બે મીનારીઓ છે તો પત્થરની, પણ જાણે કોઇ અતીવ રૂપવતી સુંદરીએ પોતાના કંકણવાળા બે કોમળ હાથ પ્રાર્થના કરવા માટે આકાશમાં ઉંચા કર્યા હોય એવું લાગે છે. એ નાજુક મીનારીઓમાં જે અદ્‌ભુત કલાવિધાન અને કોમળ ભાવ પ્રકટ થઇ શકયાં છે તે, એક રીતે જોતાં, તાજમહાલ જેવી સૌમ્ય કલાકૃતિને મુકાબલે ઉતરતાં લાગતાં નથી. તાજમહાલમાં, કોઇ અરધું મુખ ઢાંકેલી, મૌન, રૂપવતી પ્રેમળ મૂર્તિની છાયા જણાય છે; ત્યારે આ મસ્જીદમાં કોમળ કરદ્વંદ્વ ઉંચા કરી પ્રાર્થના કરતી કોઇ સુંદરીની મનોહરતા અને લાઘવ સ્પષ્ટ જણાય છે. કલાના જાણકારોએ આ મકાનને દુનીઆનાં સર્વોત્તમ સુંદર મકાનોની કોટિમાં મુકયું છે. રસિક માણસો તેની આ સુંદર મીનારીઓ તરફ મીટ માંડી માંડીને જુએ છે; અને પળે પળે વિશેષ નવીનતા અનુભવે છે. એ મીનારીઓ પાયાથી તે ટોચ સુધી અનેક કોતરણીવાળાં કંકણોથી ભરેલી છે, છતાં એમાં એક પણ ઠેકાણે વધારેપડતું અંતર કે ભાર જણાતાં નથી.

જે માણસો આ સુંદરતા જોઇ, સમજી, તેનો રસ પી શકે તેને કલાના લેખો વાંચવાની જરા પણ જરૂર નથી. અમદાવાદમાં–સારા યે ગુજરાતમાં–કલાની આવી અણમુલી લેખમાળાઓ અનેક મસ્જીદોમાં, દેવળોમાં અને ખંડેરોમાં ભરી છે. એ શોધી શોધી તેને સમજવાં અને તેની કદર કરવી એ જાગતી પ્રજાને શિરે મોટો ધર્મ છે.

હીંમતબાજ એટલા માટે કહું છું, કે વાઘ સાધારણ રીતે માણસની વસ્તીથી હમેશાં ડરે છે. પણ આ વાઘ તો ભર વસ્તીમાંથી પોતાનો શીકાર ઉઠાવતો; અને તે પણ માણસનો જ શીકાર!

એનું માથું મોટા માટલા જેવડું લાગે. અનેક ડીલે પણ નાનોસુનો નહિ; ખાસ્સો આખલા જેવડો! પહેલાં તો એ રાતે છાનોમાનો આવીને એકાદ ઢોર ખેંચી જતો. પણ એક રાત્રે તેણે એક ભરવાડને મારી નાખ્યો તે દહાડાનું એ માણસનું લોહી ચાખી ગયો. ને પછી તો એ માણસ સીવાય બીજા કશાને મારતો જ નહિ!

અમારૂં ઘર બરાબર જંગલના કાંઠા પર હતું એ વાત હું આગળ કહી ગયો છું. તેની બારીઓ લોઢાના મજબુત સળીઆની એવી ઘટ જાળી વડે જડી દીધેલી હતી, કે મચ્છર કે માખી સિવાય બીજું કશું અંદર આવી જ શકે તેમ નહોતું. એક દહાડો સાંજ પડવા આવી હતી. આઠેક વાગ્યા હશે. અને ઉનાળાના દહાડા, એટલે હજી થોડુંથોડું અજવાળું હતું. એવામાં મેં લોંકડીની ચીસ સાંભળી. વાઘ નીકળવાનો હોય છે તેની અગાઉ હમેશાં લોંકડીની ચીસ સંભળાય છે. ઇશ્વરની લીલા એવી છે કે દરેક પ્રાણીમાં એણે કંઇ ને કંઇ પ્રેરણા મુકી જ હોય છે. જેવો વાઘ બહાર શીકારે નીકળે છે કે તરત જ લોંકડીને કુદરતીરીતે જ તેની ખબર પડી જાય છે; અને તે વાઘની આગળ દોડતી દોડતી ચીસો પાડતી નીકળે છે, ને બીજાં પ્રાણીઓને ચેતવતી જાય છે.

આ વાતની મને, ખબર એટલે લોંકડીને અમારા ઘર આગળથી નીકળતી જોઇ હું આતુરતાથી વાઘના આવવાની રાહ જોઇને બારી પાસે બેઠો. અને સાચ્ચે! થોડી જ વારમાં વાઘના મોંની માથું ફાટી જાય તેવી દુર્ગંધ આવવા લાગી. બેએક પળમાં તો, રાતના ઘેરાતા જતા અંધકારમાં, મેં એક મોટો કાળો આકાર અમારી બારી આગળ ઉભેલો જોયો. થોડી વાર રહીને તે તો ત્યાં અડંગો જમાવીને બેઠો; અને તરત જ દૂરદૂરથી આવતી લોંકડીની ચીસો બંધ થઇ ગઇ.

બરોબર અમારી બારીની સામે જ વાઘને બેઠેલો જોઇ મને બીક તો બહુ લાગી; પણ મારે તો વાઘને નીરખીને જોવો હતો. એટલે હીંમત ધરીને મેં દીવાસળી સળગાવી. જંગલનું એકેએક પ્રાણી—મોટા સિંહથી માંડીને ઝીણા ઉંદરડા સુધીનું દરેક—અગ્નિથી બહુ જ બીએ છે! દીવાસળી સળગતી જોતાં જ વાઘ એવો તો બીનો, કે ઘુરકાટ કરતોક ને કુદીને નાઠો.

આ પછી તે જરા વહેલો આવવા માંડયો. જરા જરા બપોર નમવા માંડે કે ભાઇએ ક્યાંક દેખા દીધી જ હોય. એક દહાડો તો સાંજે ચારેક વાગે અમે તેને નદીને સામે કાંઠે એક ટેકરા પર ઉભેલો જોયો. અમારી નદી જોકે બહુ જ છીછરી હતી–માંડ કાંડાબુડ પાણી હશે–પણ તેનો પટ અત્યંત પહોળો હતો, ને એમાં ઠેરઠેર રેતીના નાનામોટા ટેકરા રચાયા હતા. ગામ તરફ જોઇને ભારે આનંદથી ઘુરકતો તે ટેકરા પર ઉભો હતો.

આપણે ત્યાં તો હથીઆરબંધીનો કાયદો રહ્યો, એટલે ગામમાં કોઇની પાસે લાકડી સિવાય બીજું હથીઆર ભાગ્યે જ મળે. એટલે અમારે તો, જ્યારે-જ્યારે આવું કોઇ જંગલી પ્રાણી રંજાડ કરતું, ત્યારે સરકારમાં લખાણ કરાવીને મદદ માગવી પડતી! આવી નિરાધારીથી મને ઘણી યે વાર ચીડ ચડતી; અને એવું થઇ જતું, કે આ સરકારની મદદ આવે ત્યાં લગી આમ બાયલા બનીને રોજ જાનમાલનું નુકસાન થવા દેવું, એના કરતાં મારી પાસે જો બંદુક હોત તો જઇને તરત જ એ વાઘને ઠાર કરી દેત! પણ થાય શું?

પરંતુ આખરે ગામલોકે સરકારમાં લખાણ કર્યું; અને એક દહાડો એક લાલઘુમ જેવો અંગ્રેજ, બંદુક લઇને અમારા ગામમાં આવી પહોંચ્યો.

જંગલી પ્રાણીઓનો શીકાર જંગલમાં તો હમેશાં કોઇ ઉંચે સ્થળે બેસીને જ થાય છે. એથી શીકારીની નજર ચોતરફ ફરતી રહે છે, ને તે સહેલાઇથી શીકાર પર પોતાનું નીશાન તાકી શકે છે. આને માટે ઘણુંખરૂં હાથી જ પસંદ કરવામાં આવે છે; અને જ્યાં હાથી ન મળી શકે ત્યાં શીકારના માચડા બાંધવામાં આવે છે.

એટલે એવું ઠર્યું કે મારે કિરીટને લઇને એ અંગ્રેજની જોડે જંગલમાં જવું અને કિરીટ શીકાર માટે બરોબર ચાલી શકશે કે કેમ તેની ખાતરી કરાવવી. આથી એક દહાડો પેલા સાહેબને મારી જોડે કિરીટ

પર બેસાડી હું જંગલમાં લઈ ગયો. ત્યાં એણે પોતાની બંદુક વડે થોડાંક પક્ષી માર્યાં. કિરીટે અગાઉ કદિ જ બંદુકનો બાર સાંભળ્યો નહોતો; એટલે ગામમાં સહુને અણભરોસો હતો કે કદાચ કિરીટ ભડકશે. પણ ગોળીઓની એ તડાતડીથી એનું તો રૂંવાડું સરખું યે ફરક્યું નહિ, અને રજ પણ નવાઈ પામ્યા વિના શાંત બેપરવાઈથી એણે અમને જંગલમાં ફેરવ્યા.

આમ કિરીટની કસોટી કરી લીધા પછી, એક દહાડો મળસકે ચાર વાગે, અમે પેલા વાઘને ઠેકાણે કરવા સારૂ ઉપડ્યા. હું કિરીટની ગરદન ઉપર—લગભગ તેના માથા આગળ મારી બેસી લઇને બેઠો. પેલા અંગ્રેજને બીજી કોઈ રીતે હાથી પર બેસવું ફાવે એમ નહોતું, એટલે એને માટે હોદ્દો તૈયાર કરાવ્યો હતો, તેમાં એ પોતાની બંદુક લઈ સજ્જ થઈ બેઠો. નદી પાર કરી અમે જંગલમાં પેઠા. વાઘને ભડકાવીને ઝાડીમાં-થી બહાર કાઢવા માટે ઢોલ-નગારાંવાળા માણસોને અગાઉથી જ મોકલ્યા હતા. જંગલ જરા ગીચ હતું, એટલે માથે હોદ્દા સાથે ચાલતાં કિરીટને મુશ્કેલી પડતી.

આશરે બેએક કલાક પછી અમે એક ખુલ્લી જગ્યામાં આવી પહોંચ્યા, અને હાથીને ત્યાં જ અટકાવી બધાં પ્રાણીઓને આ નાનકડા ચોગાન તરફ હાંકવાં એવું ઠરાવ્યું. આજનું જંગલનું પ્રભાત હમેશના જેવું ખુશનુમા નહોતું, એટલે મને જરા બેચેની લાગતી હતી; અને કિરીટ પણ ઢીલો જણાતો હતો. ચોમેર સૂંઢ ફેરવી ઝાડની ડાંખળીઓ તોડીતોડીને તે આમતેમ ફેંક્યા કરતો હતો. અધુરામાં પુરૂં, ઉપર બેઠેલા સાહેબને અંગ્રેજી સિવાય બીજું કાંઇ આવડતું નહોતું, ને મને અંગ્રેજી ન આવડે; એટલે અમે બહુ જ ઓછી વાતચીત કરતા હતા; અને જે કરતા તે પણ ઇશારાથી જ.

[વાઘના શીકારનો આ વાર્તાનો આકર્ષક હપ્તો, ભાઇ ધુરંધરના મોટા અતિ સુંદર ચિત્ર સાથે આવતા અંકમાં.]

---

## જનની

(રાગ. નહીંદાના તાજ અમે નહિ દઈ રે લોલ)

માહાં મધુ ને મીઠા મેહુલા રે લોલ.
  એથી મીઠી તે મોરી માત રે:
    જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ.

પ્રભુના પ્રેમતણી પુતળી રે લોલ;
    જગથી જુદેરી એની જાત રે: જનનીની૦

અમીની ભરેલ એની આંખડી રે લોલ;
    વ્હાલનાં ભરેલાં એનાં વેણ રે: જનનીની૦

હાથ ગુંથેલ એના હીરના રે લોલ;
    હૈયું હેમંત કેરી હેલ રે: જનનીની૦

દેવોને દુધ એનાં દોહ્યલાં રે લોલ;
    સો સો શશાંક એની સોડય રે: જનનીની૦

જગનો આધાર એની આંગળીએ રે લોલ;
    કાળજામાં કૈંક ભર્યાં કોડ રે: જનનીની૦

ચિતડું ચડેલ એનું ચાકડે રે લોલ;
    પલના બાંધેલ એના પ્રાણ રે: જનનીની૦

મુંગી આશીષ ઉર મલકતી રે લોલ;
    લેતાં ખુટે ન એની લ્હાણ રે: જનનીની૦

ધરણી માતા યે હશે ધ્રુજતી રે લોલ;
    અચળા અચુક એક માય રે: જનનીની૦

ગંગાનાં નીર તો વધે ઘટે રે લોલ;
    સરખો મા-પ્રેમનો પ્રવાહ રે: જનનીની૦

વરસે ઘડીક વ્યોમ વાદળી રે લોલ;'
    માડીનો મેઘ બારે માસ રે: જનનીની૦

ચળતી ચંદાની દીસે ચાંદની રે લોલ;
  માનો નહિ આથમે ઉજાસ રે,
    જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ.

દામોદર ખુશાલદાસ બોટાદકર




દિલ્હી પાસે ઈ. સ. ૧૮૫૭માં તુમુલ યુદ્ધ મચ્યું હતું. અને કોઈ માથું ઉંચકે તે પહેલાં તો, પાકેલ ફળની માફક, બંદુકની ગોળીથી તે ઉડયું જ છે. બળવાખોરોનો સપાટો ભારે હતો, અને અંગ્રેજોનાં માથાં તડોતડ પડતાં હતાં. તે વખતે જાણે કાંઈ ન હોય તેમ, એક માણસ પોતાનું કર્તવ્ય બજાવ્યે જતો હતો. તેની પાસે ન હતું હથીઆર કે ન હતું બખ્તર. પોતાના કામમાં જ તે મશગુલ હતો. તેનું નામ ભીસ્તી જુમો.* અપંગ, તરસ્યા, ટળવળતા ને મરવાની અણી પર 'પાણી ! પાણી !' કરતા હજારો મનુષ્યોને તે ખેંચીખેંચીને પાણી પાયા કરતો હતો. બસ, જુમા ભીસ્તીનું આટલું જ સાદું કામ., પણ તે કામ સનનન કરતી ગોળાઓની વચ્ચે ચાલી રહ્યું હતું! જીંદગીની કાંઇ કીંમત જ ન હોય તેમ, અસંખ્ય શુરવીરો, જુમા ભીસ્તીની નજર આગળ જ ઉડી પડતા હતા. પણ ગોળાઓ આવે કે ન આવે, જુમો પોતાનું કામ શાંતિથી બજાવ્યા કરતો હતો !

લડાઇ પુરી થયા પછી સૌએ કહ્યું કે આ લડાઇમાં સૌથી બહાદુર પુરુષ તો જુમો ભીસ્તી છે ! ત્યાર પછી અફઘાન લડાઈમાં તો, એ જુમો સરદાર બનીને લડેલો !

❧

સર હેન્રી લૉરેન્સ, જે ૧૮૫૭ના બળવામાં લખનૌમાં ખપી ગયો, તેણે 'ધી ગાઇડ્ઝ' કરીને ચુનંદા સૈનિકોની એક ખાસ ટુકડી બનાવી હતી. જેમ યુરોપમાં નેપોલીઅન બોનાપાર્ટે 'ઈંપ ગાર્ડ્ઝ' નામે અસલ ચુંટી કાઢેલા નામચીન લડવૈઆઓની એક ટુકડી, અણીના વખતે કામ આવે તે માટે રાખતો તેમ. તેને પગલે પગલે વેલિંગ્ટને પણ તેમ કરેલું; ને સર હેન્રી લૉરેન્સ પણ એના પગલે ચાલેલો

આ 'ગાઇડ્ઝ' બીજા કોઇ નહિ પણ શીખો, પઠાણો ને રજપુતો હતા. અફઘાન લડાઇમાં, ચિત્રાલ ઉપરની સવારીમાં ને ૧૮૫૭ના બળવામાં, તેમણે ભારે સેવા બજાવેલી.

ઇતિહાસ ઉપરથી ઘણી વખત સિદ્ધ થયું છે કે માત્ર હીંદુસ્તાનમાં જ નહિ, પણ જ્યાં જ્યાં બ્રિટિશ સલ્તનત પોતાનો કાબુ જમાવી રહી છે ત્યાં ત્યાં સર્વ ઠેકાણે, તેનો પાયો બાંધવામાં આવા કેવા જેવા ચુનંદા શીખો, સાચા મુસલમાનો ને અણીશુદ્ધ રજપુતો જ હોમાઇ ગયા છે ! એ સામ્રાજ્યની તસુ યે તસુ જમીન આ સૈનિકોના લોહીમાંથી જ પેદા થઇ છે.

❧

કાબુલ નદી જ્યાં સિંધુને મળે છે ત્યાં જહાં-ગીગ કરીને ગામ છે. તેની આસપાસ યુસફઝઈ નામની બહાદુર લડવૈયાની જાત રહે છે. દિલાવરખાન આ યુસફઝઈ જાતનો બહારવટીઓ હતો. 'ગાઇડ્ઝ'ની ટુકડીના સરદાર લૅમ્સડન સાહેબે આ

---

* રડયાર્ડ કિપ્લિંગે 'ગંગાદીન–ધી-ભીસ્તી' નામનું કાવ્ય લખ્યું છે તે આ ઉપરથી. પણ તે લડાઇમાં હાજર રહેલા અધિકારીના જબાનમાં તેનું સાચું નામ 'જુમો' છે.

દિલાવરને પકડવાનું બીડું ઝડપ્યું હતું.' દિલાવરખાનના માથા માટે બે હજારનું તો સરકારે ઇનામ કાઢ્યું હતું. પણ આ પહાડી બચ્ચો હિમાલયના ખુણેખુણાનો ભોમીઓ હતો. લૅમ્સડન સાહેબે અનેક યુક્તિઓ કરી, કંઇક ફ્પટ રચ્યાં ને છેવટે તદ્દન નિરાશ થઈ ગયા, પણ *દિલાવરખાન તો એની ગુફાઓમાં સહીસલામત રહ્યો.*

એક દિવસ લૅમ્સડન સાહેબ બેઠા હતા એવામાં તેમને અચાનક વિચાર આવ્યો કે 'આ દિલાવર આપણી 'ગાઇડ્ઝ'ની ટુકડીમાં બરાબર શોભે તેવો છે. આ જંગલના ખુણેખુણા એના જાણીતા છે.' દિલાવરને સંદેશો પહોંચાડવામાં આવ્યો કે સાહેબને તારી સાથે વાતચીત કરવી છે માટે રૂબરૂ મળી જા. તે વગર હરકતે છાવણીમાં આવી શકે તે માટે આ સંદેશાની સાથે એને એક 'પાસપૉર્ટ' પણ મોકલવામાં આવ્યો.

એક દિવસ દિલાવરખાન આવી પહોંચ્યો. લૅમ્સડન સાહેબે તેને કહ્યું કે 'દિલાવરખાન! હજી સુધી હું તને પકડી શક્યો નથી, પણ એક દિવસ હું તને જરૂર પકડી પાડીશ, અને તે દિવસે સરકાર તને ફાંસીએ લટકાવશે. હું તને અત્યારે માફી આપું છું, ને અમારી 'ગાઇડ્ઝ'ની ટુકડીમાં જગ્યા પણ આપું છું. તારી વૃદ્ધાવસ્થામાં તને પેન્શન મળશે. બોલ, તારો શો વિચાર છે?'

બહારવટીઓ ઉભો થઇને ખડખડાટ હસી પડ્યો. સાહેબની આ માગણીથી તેને ભારે આશ્ચર્ય થયું. તેણે જવા માટે પગલું ઉપાડ્યું ને બે ડગલાં ગયો પણ ખરો.

લૅમ્સડને કહ્યું, 'દિલાવરખાન! હજી પણ વિચાર કરી જો!' પણ દિલાવરખાન તો જવાબ આપ્યા વિના ચાલ્યો ગયો.

પરંતુ લૅમ્સડન સાહેબે આપેલી લાલચ બહુ ભારે હતી. એ બહાદુર બહારવટીઆને પણ, પોતાનાં બાળબચ્ચાં રખડતાં હોય એ કલ્પના જ દુઃખકારક લાગવા માંડી. જ્યારે લૅમ્સડન સાહેબ તેને ઘડપણમાં 'પેન્શન' આપી, તેનાં બૈરાંછોકરાંની ચિંતા સહેજે ઉડાવી લેતા હતા! તેથી એક દિવસ દિલાવર ફરીથી આવ્યો અને 'ગાઇડ્ઝ'માં દાખલ થઇ ગયો.

પહાડનાં સ્વતંત્ર મેદાનોમાં ઘુમનાર, અને સ્વતંત્રતાને જ પોતાનું જીવન ગણનાર દિલાવર પર એ 'નોકરી, પેન્શન અને મોટા લોકની સંગતિ'ની કેટલી ખરાબ અસર થઇ તે નીચેનો શોચકારક બનાવ બતાવી આપે છે. એક વખત 'ગાઇડ્ઝ'ના લડવૈયાઓ એક હોડીમાં ડુબવાની તૈયારીમાં હતા. હોડીમાંના બીજા મુસલમાન સીપાહીઓ આ વેળા 'યા અલી, યા હુસેન' કહી પોતાના ધાર્મિક પુરુષોની સહાય માગવા લાગ્યા, ત્યારે દિલાવર બોલી ઉઠ્યો, 'ઓ લૅમ્સડન સાહેબ, મને બચાવો!'

ચિત્રાલના પહાડી મુલકમાં દિલાવર એક વખત જાસુસનું કામ પણ કરી આવ્યો. અને છેવટે તે ક્રિશ્ચિયન બની ગયો!

દિલાવરનું મૃત્યુ બહુ કફોડા સંજોગોમાં હિમાલયના બાજૂના ડુંગરાઓમાં થયું. છેવટે એ 'નોકરી'ને માટે તેણે પોતાનું જીવન આપ્યું.

❦

અફઘાન લડાઇ શરૂ થઇ તે પહેલાં એક વેળા ખૈબરઘાટમાંથી, 'ગાઇડ્ઝ' પસાર થવાના હતા. ખૈબરઘાટનાં મો પર તેઓ આગળ વધવાના હુકમની રાહ જોતા આરામ લેતા હતા. વાયવ્ય પ્રાંત છોડયા પછી જે પહાડી મુલક આવે છે, તેમાં યુસફઝી, આફરીદી વગેરે પહાડી જાતો વસે છે. આ 'ગાઇડ્ઝ'માં એક આફરીદી સીપાઇ પણ હતો. એવું બન્યું કે ખૈબરઘાટથી આગળ વધતાં, આ સીપાઇનું પોતાનું ગામ લશ્કરના રસ્તામાં આવતું હતું! અને કદાચ તેને પોતાના જ ગામ પર—કે કદાચ પોતાના ઘર પર પણ—હુમલો કરવાનું આવે તેમ હતું! એ વિચારથી, આ જુવાન ચિંતાતુર રહેતો હતો. તેનાં સગાંવહાલાં તેને મળી ગયાં હતાં. છેવટે તેણે પોતાનું કર્તવ્ય (નોકરી) બજાવવાનો જ નિશ્ચય કર્યો, ને પોતે સગાંવહાલાંને છોડીને લશ્કર સાથે રહ્યો.

એક વેળા આગળ જઇને ચોકી રાખવાનો તેનો વારો આવ્યો. તેની સાથે એક ગુરખો સીપાઇ પણ જનાર હતો. બંને જણા આગળ ગયા, ને રાત્રિના ભયંકર અંધકારમાં, એકલા ઉભા ઉભા, ડુંગરાઓની પરંપરા વચ્ચે, પાંદડું ખખડે તેની પણ ચોકસી

કરતા ઉભા. ગુરખા સીપાઇએ પોતાની બંદૂક આ જુવાનને આપીને કહ્યું કે હું જરા તંબુમાં જઇ આવું, તેટલી વાર આ સાચવજે.

માણસ કોઇ ફરકતું હતું નહિ. રાત્રિ અંધારી ઘોર હતી. અચાનક જુવાનની નજર આગળ તેનું ઘર, તેનો દેશ, તેનાં ભાઈભાંડુ તરી આવ્યાં; તેની માતા કેટલા પ્યારથી તેને ફરીફરીને નીરખશે એ યાદ આવ્યું; તેના હૃદયે જાણે ભારે બંડ ઉઠાવ્યું;— અને અંતે તે બંને બંદુકો સાથે પલાયન કરી ગયો !

તે વખતે 'ગાઇડ્સ'નો સરદાર જેન્કીન્સ હતો. તેણે આ ગુન્હાનો એક વિચિત્ર રીતે ન્યાય કર્યો. આ વાતની તેને ખબર પડી કે તરત જ તે સિપાઇની જાતના, જે સત્તર અઢાર આફરીદી જુવાનો પોતાની ટુકડીમાં હતા તે બધાને બોલાવી મંગાવ્યા. તેમનાં હથીઆર લઇ લીધાં; તેમના શરીર પર માત્ર લજ્જા ઢાંકવા પુરતો કપડાનો એક ટુકડો જ રહેવા દીધો; ને પછી તેમને કહ્યું, 'તમે જ્યાં સુધી પેલી બે બંદુકો ન લાવી શકો ત્યાં સુધી તમને રજા છે! જાઓ, ત્યાં લગી મને તમારૂં મેં ફરીને બતાવતા નહિ !'

પણ આ પહાડી બચ્ચા તો ખરા વફાદાર હતા. લોહીનું ટીપેટીપું આપીને બદલામાં અનાજનો એક એક દાણો લેનારા હતા. બસ, તે તો ગયા તે ગયા જ. એ વાતને વરસ બે વરસ વીતી ગયાં.

જેન્કીન્સ સાહેબ બીચારો પહાડ ઉપર અમલ ચલાવે; એને પહાડી લોકોનાં હૃદયની શી ખબર ? પેલા સીપાઇઓની જગ્યાઓ પણ પુરાઈ ગઇ, ને એ વાત પણ ભુલાઇ ગઈ.

બે વર્ષ પછી, અચાનક એક દિવસે, આ સત્તરે બહાદુર પુરુષો હાજર થયા ! તેમનાં મોં પરથી, જંગલે-જંગલ ને પહાડેપહાડ રખડતાં નૂર ઉડી ગયું હતું; ચીંથરેહાલ દશામાં તેઓ હતા; ને બે વર્ષના રાત્રિ-દિવસના પરિશ્રમ ખેડીને સાહેબની બે બંદુકો તેઓ મેળવી લાવ્યા હતા !

એ સત્તરે જુવાનોના ચહેરા પર જાણે એક ઇશ્વરી સંદેશ કોતરાઈ રહ્યા હતો, 'સાહેબ ! આ તમારી બે બંદુકો; અને અમારી ગાની કુખ ઉજાળી છે તેનું આ દૃષ્ટાંત !'

અને આ સત્તર જુવાનો ફરી નોકરીમાં રહ્યા. આવા આવા હીંદી જુવાનોએ જ ૧૮૫૭ નો બળવો ને ચિત્રાલનું યુદ્ધ, અફઘાન લડાઈ ને શીખ લડાઇ, એ બધામાં સરકારની આબરૂ જાળવી છે !

ઔરંગઝેબનો પુત્ર બહાદુરશાહ તેના પિતા જેવો દીર્ઘદર્શી કે ચતુર લડવૈયો ન હતો, પણ તેનામાં મોગલનું ખાનદાન હૃદય હતું. તેના અમલમાં તેનો નાનો ભાઇ કામબક્ષ જ્યારે દક્ષિણમાં બાદશાહ નામ ધારણ કરી પોતાના નામના સીક્કા પડાવવા લાગ્યો, ત્યારે બહાદુરશાહને લાગ્યું કે હવે વધારે વખત આંખ આડા કાન કરવા તે ઠીક નથી.

કામબક્ષ વિચિત્ર માણસ હતો, અને તેની સંગતમાં બધા ખુશામતીઆ જ ભેગા થયા હતા. બહાદુરશાહે પહેલાં તો કામબક્ષને પત્ર મોકલી સમજાવ્યો; પણ જ્યારે તે માન્યો નહિ, ત્યારે તેણે નિરૂપાયે લશ્કર આગળ ચલાવ્યું. બંને લશ્કર દક્ષિણ હૈદરાબાદ પાસે ભેગાં થયાં. કામબક્ષ હાર્યો, ઘવાયો ને કેદ પકડાયો. તેને એક પાલખીમાં બહાદુરશાહ પાસે લાવ્યા. બહાદુરશાહે કામબક્ષ અને તેના બધા પુત્રોને પોતાની પાસેના ખંડમાં રાખવા હુકમ કર્યો, અને કુશળ હકીમોને તેમની સારવાર કરવા રાખ્યા. પછી બહાદુરશાહ પોતે કામબક્ષના ખંડમાં ગયો અને તેને કહ્યું કે 'તમારી આ સ્થિતિ થાય, એવી મારી ઇચ્છા ન હતી' કામબક્ષે જવાબ વાળ્યો કે 'જેવી ખુદાની મરજી!' થોડીવાર રહીને તે બોલ્યો કે 'મારા હાથી પર મારી પોતાની લખેલી કુરાનની નકલ છે તે મંગાવી આપો; મારે તે વાંચવી છે.' બહાદુરશાહે કુરાનની નકલ મંગાવી આપી, ને પોતે કામબક્ષના ઘાને પાટા બાંધવા લાગ્યો ! પોતાની શાલ તેના પર ઓઢાડી, ને અતિ આગ્રહથી તેને થોડું ખવડાવ્યું. ઘણીઘણી સારવાર છતાં, કામબક્ષ તે રાત્રે મરી ગયો. એ સાંભળીને બહાદુરશાહ અત્યંત દિલગીર થયો. તેણે કામબક્ષનું મડદું દિલ્હીમાં, હુમાયુની કબ

પાસે દટાવ્યું, અને તેના છોકરાની પ્રેમથી સંભાળ લીધી. પિતા ( ઔરંગઝેબ ) અને પુત્ર ( બહાદુરશાહ ) ના સ્વભાવમાં આવો આસમાનજમીનનો ફરક હતો.

બહાદુરશાહની ઉદારતાના તો આવા ઘણા દાખલા છે. ઔરંગઝેબ મૃત્યુ પામ્યો ત્યારે તેના તકીઆ નીચેથી એક વસીઅતનામું મળી આવ્યું. તેમાં ઔરંગઝેબે પોતાના ત્રણે પુત્રોને નીચે મુજબ રાજ્ય વહેંચી આપ્યું હતું.

બહાદુરશાહ: ૧૨ સુબા ૫,૧૭૫,૯૫૬,૪૪૦ દામની ઉપજનો મુલક રાખે.

આઝમશાહ: ૬ સુબા–૪,૭૦૪,૨૫૫,૪૦૦ દામની ઉપજનો મુલક રાખે.

કામબક્ષ: ૨ સુબા–૨,૧૯૧,૬૬૫,૦૦૦ દામની ઉપજનો મુલક રાખે. (૪૦ દામ એટલે એક રૂપીઓ)

જ્યારે આઝમશાહે યુદ્ધ મચાવ્યું ત્યારે બહાદુરશાહે આ વસીઅતનામા પ્રમાણે મુલક વહેંચી લેવાની માગણી કરી. પણ આઝમશાહ પહેલેથી જ અત્યંત કડક સ્વભાવનો માણસ હતો. તેમણે બહાદુરશાહનું નામ 'વાણીઓ' પાડ્યું હતું! આઝમશાહે આ માગણીના જવાબમાં મહાત્મા શેખ સાદીની એક બેત ટાંકી. એ બેતનો ભાવાર્થ એવો છે કે, 'દસ ગરીબ માણસ એક ધાબળો પાથરીને નીરાંતે પડ્યા રહે, પરંતુ બે રાજા આખા રાજ્યમાં પણ નીરાંતે રહી શકે નહિ !'

આઝમશાહનો મહત્ત્વાકાંક્ષી સ્વભાવ સંતોષાય તેમ નથી એ જોઈને બહાદુરશાહે તેને યુદ્ધ આપ્યું. સામુગઢ પાસે બંને લશ્કરો ભેગાં થયાં. એ લડાઈમાં આઝમશાહે પોતાનું બધું શૌર્ય વાપર્યું, પણ વ્યર્થ. આઝમશાહનો મોટો પુત્ર રણમાં પડ્યો, ને તેની આસપાસ ચારે તરફ બહાદુર સરદારો ઢળી પડ્યા. છતાં હજી તે પોતાના હાથીને આગળ ધપાવ્યે જ જતો હતો.

એક પછી એક ચાર મહાવત વીંધાઈ પડ્યા. પણ આઝમશાહ ગોળી અને તીરના મારાની વચ્ચે અડગ જ રહ્યો! એક વખત મહાવતને હાથી આગળ હાંકવાનું કહેતાં, તેણે આડકતરી રીતે આઝમશાહને નાસવાની સુચના કરવાના હેતુથી કહ્યું કે 'આ હાથી સાધારણરીતે સો કોશ ખુશીથી ચાલે છે!' આઝમશાહને આ હીચકારી રીત પસંદ પડી નહિ. તેણે એક ઘાથી મહાવતનું માથું જુદું કરી દીધું ને પોતે આગળ વધ્યો! પણ છેવટ આઝમશાહ રણમાં પડ્યો!

તેનું મુડદું કબજે લેવાને પણ ભારે તુમુલ યુદ્ધ મચ્યું. રૂસ્તમદિલખાન નામનો સરદાર આઝમશાહનું માથું કાપી બહાદુરશાહ પાસે લાવ્યો ત્યારે બહાદુરશાહે તેના આ ક્રૂર કૃત્ય માટે સખત ઠપકો આપ્યો.

આઝમશાહના હાથીના હોદ્દા પર તેના નાના પુત્ર અલી તબરનું શરીર બેભાન અવસ્થામાં પડ્યું હતું. બહાદુરશાહે એ છોકરાને સ્નેહથી પંપાળ્યો. ને આઝમશાહનું મૃત શરીર હોદ્દામાં પડેલું જોઈ રોઈ પડ્યો! આઝમશાહનાં બધાં સંતાનોને બહાદુરશાહે બહુ સારા માનમરતબાથી જાળવ્યાં.

'ધૂમકેતુ'

---

# અથાણું

પહેલો મિત્ર—આજે તો કોઈ મને ખોટો રૂપીઓ માથામાં મારી ગયો. કેટલો દુષ્ટ!

બીજો મિત્ર—ત્યારે તો તમારો એક રૂપીઓ ખોટો થયો.

પહેલો મિત્ર—ના રે, એ તો હું બીજા કોઈ ભલા માણસને પકડાવી દઈશ.

*

જશુ ગજુને ઘેર સંતાકુકડી રમવા ગયો હતો. જશુને ઓળખાણ થયું હતું.

રમતાં રમતાં જશુ ગજુના બાપાની ખુરશીની પાછળ સંતાઈ ગયો. થોડીવારે ગજુ તેને શોધતો શોધતો ત્યાં આવ્યો, અને શાન્તિથી એક ખુરશી ઉપર બેસી 'કુમાર'નાં પાનાં ફેરવવા લાગ્યો.

ગજુના બાપાએ તેને પુછ્યું, 'કેમ? તમે તો સંતાકુકડી રમતા હતા ને?'

ગજુ—'હા, હજી યે રમીએ છીએસ્તો. એ તો હું જશુ છીંક ખાય તેની વાટ જોઈને બેઠો છું.



# ઉગતી પ્રજા

## ઉમરેઠનું ત્રીજું વિદ્યાર્થી-સંમેલન

ચૌદપંદર હજારની વસ્તીવાળું ઉમરેઠ ગામ ત્યાંના વિદ્યાર્થીમંડળની પ્રવૃત્તિથી ગુજરાતના નકશાપર બેત્રણ વર્ષથી આકર્ષક બન્યું છે. આ વિદ્યાર્થીમંડળનો ઇતિહાસ બહુ. રસમય અને બીજાં ગામોને પ્રેરક થઇ પડે એવો છે. હમણાં જ ગઇ તા. ૧૮-૧૯-૨૦ મી ઑક્ટોબરના દિવસે શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરના પ્રમુખપણા નીચે એ મંડળે તેનું ત્રીજું વાર્ષિક સંમેલન મેળવ્યું હતું.

ગુજરાતની ઉગતી પ્રજાની પ્રવૃત્તિની માહીતી આ માસિક દ્વારા પ્રજાને આપવી એ અમારૂં મુખ્ય ધ્યેય છે; એટલે જ્યાં જ્યાં વિદ્યાર્થીઓ કે યુવકો કંઇ ઉપયોગી, કંઇ પ્રેરક, કંઇ સુંદર કામ કરતા હોય તેની અમને જાણ થશે તો જરૂર અમે તે આનંદપૂર્વક પ્રગટ કરીશું. ગુજરાતનાં અનેક ગામો વચ્ચે, નગરો વચ્ચે, પ્રાંતો વચ્ચે, ઉગતી પ્રજાથી જે સ્નેહ અને મિત્રતાની અરસપરસ સાંકળો રચાશે તેથી જ ખરે-ખરૂં રાષ્ટ્રીય સંગઠન થશે એવી અમારી દૃઢ માન્યતા છે.

ગયા વર્ષના સંમેલનના પ્રમુખ શ્રી. મહુભાઇ કાંટાવાળાના ભાષણના ઉતારા અમે ‘કુમાર’ના પહેલા અંકમાં લીધા હતા; અને આ વખતના પ્રમુખ કાકાસાહેબના ભાષણનો સુંદર ભાગ પણ અમે સહર્ષ આ નીચે તથા બીજે લઇએ છીએ.

“વિદ્યાર્થીઓના વાતાવરણમાં મને હમેશાં આનંદ આવે છે. વિદ્યાર્થીઓમાં જીવનની જે સુવાસ હોય છે તે મોટામાં નથી હોતી. વિદ્યાર્થીઓને તરંગી કહો કે કલ્પનાસૃષ્ટિમાં વિહરનાર કહો, પણ માણસ જીંદગીના આદર્શો ઘડે છે, આદર્શોના વિચારો કરે છે, આદર્શો સ્વીકારે છે ને બધું વિદ્યાર્થીદશામાં જ. તે વિદ્યાર્થીદશા અનુભવતા નવજુવાનોના સહવાસ પ્રેરક, અને અમુક અંશે પાવક હોય છે. તેથી જ હું વિદ્યાર્થીઓને મળવાને ઇંતેજાર રહું છું.

* * *

વિદ્યાર્થીઓ બધી સ્વતન્ત્રતા માટે મથે એ જરૂરનું છે, છતાં વિદ્યાર્થીઓ મોટાઓની જેમ રાજકારણમાં ભાગ ન લે એ સમજાય એવું છે. એ મર્યાદા વિદ્યાર્થીઓની ઉન્નતિની દૃષ્ટિએ રાખેલી હોય તો ઠીક છે; પણ સજા થવાની કે શાળામાંથી કાઢી મુકવાની બીક આપીને રાજકારણનો ત્યાગ કરવાનું કહેવામાં આવતું હોય તો હું કહું છું કે એવું નમાલું જીવન તમારે ફેંકી દેવું. તેજસ્વિતા—સ્વતન્ત્રતાને ભોગે કેળવણી ન મળી શકે. બાળકોને માટે માબાપની આજ્ઞા પાળવી એ અપરિહાર્ય છે, અને ગુરુની આજ્ઞા પાળવી એ યોગ્ય છે; પણ વિદ્યાર્થીઓ પર અંકુશ મુકવામાં આવે તો તેમણે જરૂર બળવો કરવો જોઇએ. સ્વતન્ત્રતાને ભોગે જે કેળવણી મળે તેમાં તેજસ્વિતા કેટલી હોય?

* * *

આજે જે કેળવણી મળે છે તેના પર તમે ખુબ ઉંડો વિચાર કરજો. એમાં સહકાર-અસહકારનો સવાલ નથી. આજે મોટે ભાગે નોકરીઆત કેળવણી આપવામાં આવે છે. ભણવાથી સરસમાં સરસ નોકરી મળે છે, તેથી આપણે તે કેળવણી લઇએ છીએ. ‘કરીઅર’ (Career) નો આજે શો અર્થ છે? નોકરી, આજીવિકા, નોકરવર્ગમાં પ્રતિષ્ઠા. એથી બીજો અર્થ ‘કરીઅર’નો નથી. ઉંચા શબ્દોમાં જે બીજું કહેવામાં આવે તે દંભ છે.

આજે જેને કરીઅર કહેવામાં આવે છે તેનો અર્થ નોકર શેઠને રાજી રાખે, કમાણી કરે અને નોકરીમાં પ્રતિષ્ઠા મેળવે. એથી વધારે નથી. જેની કરીઅર સારી છે તેણે પ્રાણ ગુમાવ્યો છે એવો આજ સુધીનો અનુભવ છે. ચારિત્ર્યની હાનિ વિના આવી કરીઅર સહેજ ન જ થઇ શકે.

વિદ્યાર્થીદશામાં આપણને સમાજમાં પ્રવેશ કરવાની કેળવણી મળતી નથી. [illegible] શહેરમાં [illegible]

તે મુંઝાય છે. દુકાનમાં ગુમાસ્તો હોય છે તે તેની મદદ માટે નથી હોતો, પણ જે માલનો ઉપાડ ન થતો હોય તે ઘરાકને ગળે બાંધવાને હોય છે. દરેક વસ્તુને તે લલચાવનારૂં સ્વરૂપ આપે છે. આમાંથી બચી જવાને આપણે ઘરના પુખ્ત માણસને—આપ્તજનને દુકાને લઈ જઈએ છીએ, ને તે આપણને કલ્યાણકારી વસ્તુ બતાવે છે. એ જ પ્રમાણે વિદ્યાર્થી જીવનમાં પ્રવેશ કરે છે ત્યારે જીવનનાં અંગઉપાંગો તેની આગળ મોહક સ્વરૂપ ધારણ કરીને ઉભાં રહે છે. દરેક ધંધાના લોકો વિદ્યાર્થીને લલચાવે છે. એ બધાંમાંથી કયું ક્ષેત્ર, કઇ દિશા પસંદ કરવી એ નક્કી કરવાની શક્તિ આપે તે કેળવણી.

વિવિધ માહીતી તે કંઇ કેળવણી નથી. સારૂંનરસું ઓળખતાં શીખવું તે કેળવણી છે. એને અંગ્રેજીમાં values કહે છે. દરેક ધંધો, દરેક ધર્મ, દરેક રાષ્ટ્ર, દરેક સંસ્કૃતિ પોતાની values (કીંમતો) દુનીઆ આગળ રજુ કરે છે. દુનીઆની બારે પ્રવૃત્તિમાં મારો જ આંક બધે ચાલે, મારા જ ગજથી બધે મપાય એવી દરેકની ઈચ્છા હોય છે. જે જે રાષ્ટ્રના સંબંધમાં આપણે આવીએ તેનો ધર્મ, તેની કેળવણી, તેનો ઈતિહાસ, તેની પરંપરા, એ જાણીને તે દૃષ્ટિએ બધું તપાસીએ ભલે, પણ આપણા જીવનની ફિલસુફીની દૃષ્ટિએ જ એ સારૂં છે કે નરસું તે નક્કી કરીએ. એ શક્તિ કેળવણીથી ન મળે તો કેળવણી વ્યર્થ છે.

આજે કેળવણીથી વિદ્યાર્થી આગળ કયા કયા રસ્તા ખુલ્લા થાય છે? વિદ્યાર્થી ભણ્યા પછી શું કરવાનો વિચાર કરે છે? નોકર થઇશ, કાં તો વેપારી લાઇનમાં જઇશ. વેપારી લાઈન એટલે વેપારી નહિ, પણ વેપારીનો નોકર. ગમે તે ક્ષેત્રમાં જાય, એને નસીબે તો નોકરી જ. બેંકમાં પણ નોકરી. વિદ્યાર્થી કહે કે હું ખેતીવાડી ખાતામાં જઇશ. ત્યાં જઇને પણ એ ખેડુત નહિ પણ નોકર જ થવાનો. આજની કેળવણીવાળો માણસ બધે નોકર જ થઇ શકે; મજુર નહિ થઈ શકે. નોકર કરતાં મજુર શ્રેષ્ઠ છે. મજુર ઓછું કમાતો છતાં સ્વતંત્ર છે; પોતે ધારે તે કરી શકે છે; તે સ્વતંત્ર રહેતો છતાં સેવા કરી શકે છે. નોકર તો સેવા સાથે આત્મા પણ આપે છે, અને હૃદય તેમજ મનથી નબળો પડે છે.

આજની કેળવણીથી આપણી આગળ કયા આદર્શ ઉભા થાય છે? નોકર, વકીલ, ડાક્તર, ઇજનેર, વેપારી લાઇન,—એ પાંચસાત જુના ધોરી રસ્તા છે. એ સિવાય બીજું કોઇને સુઝે એમ છે ખરે? વકીલ ડાક્તરોને વીશે હું જે કહું તેને માટે તેઓ ધન્યવાદ આપે એવી મારી ખાતરી નથી, પણ તેઓ રીસે બળે નહિ જ ભરાય એવી આશા રાખું છું. એ ધંધા ખરાબ છે એમ હું નથી કહેતો; પણ આપણે એમનું સ્વરૂપ તપાસીએ. ભુખ લાગે એ સ્વાભાવિક સ્થિતિ છે, માંદા પડીએ એ સ્વાભાવિક સ્થિતિ નથી. જ્યાં સુધી ભુખની સ્વાભાવિક સ્થિતિ છે ત્યાં સુધી ખેડુતનો ધંધો અને રસોઇઆનો ધંધો ધમધોકાર ચાલવાનો. પણ માણસ માંદો પડવાની ના પાડે તો ડાક્તર શું કરે? તે જ પ્રમાણે માણસો સત્યથી બેહુદો એવો લડવાનો ધંધો છોડી દે તો વકીલ શું કરે? એ બને ધંધા લોકોની વિકૃતિ પર નભે છે. જીવન જ્યાં સુધી અવ્યવસ્થિત છે ત્યાં સુધી જ એ ધંધા ધમધોકાર ચાલે છે. વકીલ ડાક્તરો પોતે પણ આ વાત જાણે છે.

મારા કેટલાક વકીલ મિત્રો કોઈવાર કહે કે 'આ વખતે તો *Dull Season*—મંદીની મોસમ—છે. કારણકે આ વખતે બહુ લોકો લડ્યા નથી, ને અમારી પાસે આવ્યા નથી!' આના કરતાં તો પેલો મસાણીઓ સારો, જે કહે છે કે 'અમારી કમાણી ભલે ઓછી થઇ પણ ઘણા લોકો તો બચ્યા!' મસાણીઓ Dull Season ની ફરીઆદ નથી કરતો. મારા કેટલાક ડાક્તર મિત્રો એવા પણ છે કે જે મેલેરીઆના વાવર ચાલવા માંડે એટલે અધુરૂં ઘર પુરૂં કરાવે. આ ધંધા બહાર સારા દેખાય છે; છતાં હું કહું છું કે જ્યાં સુધી બીજો ધંધો ન જડે ત્યાં સુધી વિદ્યાર્થીઓએ આ ધંધાઓનો વિચાર કરવાની જરૂર નથી. આ ધંધાની કમાણી આપણી મહેનત પર નથી. પણ ગરજુની ગરજ પર છે.

હું એકવાર સમુદ્રકીનારે કારવારમાં હતો. દરીઆના તોફાનમાં એક હોડી ડુબતી હતી. ખારવાઓ હોડીનાં માણસોને બચાવવા ગયાં. લોકોને કહે, તમને બચાવીએ તો શું આપશો? કોઇએ વીંટી આપી; કોઇએ ૫૦૦ રૂપીઆ આપવાના કબુલ કર્યા; કોઇએ કહ્યું કે તમે જે માગશો તે આપશું: ખારવાઓએ તે દિવસે અઢળક કમાણી કરી. વકીલો કહેશે કે એ તેમનો હક હતો. માણસ પાસેથી ભીડમાં પૈસા કઢાવ્યા હોય એને કાયદો પણ હકના ગણતો નથી. મને ખબર છે કે પેલા ખારવાઓને વીંટી પાછી આપવી પડેલી. એ પ્રમાણે બે ભાઇઓ લડે; ને એક જણ બીજા પાસેથી ધાર્યું કઢાવવામાં ઓછો પ્રવીણ હોય ને વકીલને ત્યાં જાય; વકીલ એની પાસેથી મનમાન્યા પૈસા લે; એ તો માણસની કફોડી સ્થિતિનો લાભ લઇ કઢાવેલા પૈસા છે. એ કરતાં તો ડાક્તર કાંઇક સારા છે, તે કંઈ નહિ તો પ્રત્યક્ષ દુઃખ દૂર કરીને તો પૈસા લે છે!

ત્યારે સૌમાં શ્રેષ્ઠ ધંધો કયો? હું તો કહીશ કે મારો

ધંધો એ જ શ્રેષ્ઠ છે. દુનીઆમાંનું અજ્ઞાન દૂર કરે એથી સારો ધંધો બીજો કયો હોઇ શકે? તેથી હું કહું છું કે બની શકે તો દરેક જણે અધ્યાપક થવું. પણ સાથે એમ પણ કહું છું કે મહાવિદ્યાલયોમાં અધ્યાપક થવાને બધા ન દોડતા. તમારા કરતાં જેઓ ઓછું જાણે છે, જેઓ ગરીબ છે, તેવાની સેવા કરો, ગામડાંમાં જઈને રહો. ગામડાંના સાચા સેવક ભાઇ છોટાલાલ તમને કહેશે કે સેવકોની કેટલી તંગી છે. કામના તો ઢગલા પડ્યા છે. પણ માણસ ક્યાં છે? વ્યાખ્યાનો આપનાર તો ઘણા મળે, પણ એક ઠેકાણે બેસીને કામ કરનાર નથી મળતા. એ કામ અધ્યાપક કરી શકે.

અધ્યાપક એ સંસ્કૃતિનો મીશનરી છે, રાષ્ટ્રીય સ્વમાનનો મીશનરી છે. મોળા પડતા દુર્બળ લોકોને શેર ને શેર ચઢાવે એ અધ્યાપક; સંસ્કૃતિ, તેજસ્વિતા, બંધુતા, કોમ-કોમ વચ્ચેનો પ્રેમ, સબુરીનો પાઠ શીખવે તે અધ્યાપક.

* * *

ઉમરેઠ એ શહેર પણ નથી તેમ ગામડું પણ નથી. જેમને ઉચ્ચ કેળવણી મળવાનું ભાગ્ય પ્રાપ્ત થયું છે તેવા વિદ્યાર્થીઓને હું કહું છું કે શહેરમાં જાઓ ત્યાં તમારી સાથે ગામડાની સાદાઈ અને તેજસ્વિતા લઇ જાઓ. ગામડાંનો ચેપ શહેરને લગાડવા જજો, શહેરનો ચેપ લેવા નહિ જતા. ગામડાંના વિદ્યાર્થી શહેરમાં જાય છે ત્યારે મુંઝવણમાં પડે છે, અને પછી શહેરના વિદ્યાર્થીઓનું અનુકરણ કરવા લાગે છે. શહેરની ટાપટીપ અને બાહ્ય વિવેક પાછળ દંભ ખુબ રહેલો હોય છે. શહેરના લોકોમાં ગરીબોની દાઝ નથી હોતી; હૃદયને મારીમારીને કેળવેલો ઓપ (Polish) હોય છે. એનો ચેપ તમને નહિ લાગવા દેતા. તમે શહેર ને ગામડા વચ્ચેની કડી બનો. શહેરના સારા સંસ્કારો અહીં લાવો અને ગામડામાં પણ ફેલાવો. ગરીબોની સેવા કરો, ગરીબો-ની સેવા કરો, એ વિના બીજું કશું મારે કહેવાનું નથી.

નાના વિદ્યાર્થીઓને હું કહું છું કે ખુબ તોફાન કરો; દબાઇ નહિ જતા; પ્રાણનો બહુ વિકાસ કરો; ખુબ અખતરા કરો; ટાઢતડકામાં ફરો; જંગલ, પાણી અને ઝાડ સાથે દોસ્તી બાંધો; પુરુષાર્થ વધે એવું કંઇ કરો; અખાડામાં જઇને શરીર કરો; અને એ બધા ઉપરાંત જબરાઓ ગરીબને કનડે ત્યારે ગરીબનું ઉપરાણું લઇને મારવા જજો. પછી તમે જોશો કે મારવામાં લાભ નથી, પણ સમજાવવામાં છે. પરંતુ તમારામાં ગરીબનું ઉપરાણું લેવાની વૃત્તિ અને શક્તિ તો હોવાં જ જોઈએ.

આ બધાંનો અર્થ એ નથી કે તમે બધો વખત બહાર ફર્યા કરો. માબાપની સેવા જે નથી કરતો તે ચારિત્ર્યવાન નથી થઇ શકતો. ખુબ મહેનત કરતાં શીખજો. નવરાશ એ શરીરનો કાટ છે. શરીર અને બુદ્ધિને કસરત આપતા રહેજો. તે ઉપરાંત મુસાફરી કરજો. મુસાફરી કરવાથી અનુભવ મળે છે, દેશની પરિસ્થિતિની માહિતી મળે છે, અને દેશમાં ગરીબ લોકો કેવું કષ્ટ વેઠે છે તેની ખબર પડે છે.

છેવટે એક જ શબ્દ કહીશ કે **તમે ઝટપટ પરણી નહિ બેસતા.** પરણેલા કેટલા યે વિદ્યાર્થીઓએ મને તેમનો અનુભવ કહ્યો છે કે પરણ્યા પછી તેઓ નબળા પડ્યા છે; વિદ્યાર્થીદશાનું તેમણે જે આદર્શ ચિત્ર દોરેલું તે ફરી ગયું છે. નાતજાતના ઝગડા અને ચર્ચાઓ છોડી દો. લેખોથી નામના વધારવાનો લોભ છોડી દો. આ દીનદુખીઆનો જેલી છે એવી ગરીબોમાં નામના મેળવો, તો ઈશ્વરનો પણ તમારા પર આશીર્વાદ ઉતરશે અને દેશને પણ તમે સ્વ-તંત્રતા અપાવી શકશો.''




**પૃથ્વી** ઉપર પડતી સૂર્યની ગરમીનો આધાર એનાં કિરણો ઉપર છે. જો કિરણો ત્રાંસાં પડે તો ગરમી ઓછી લાગે અને સીધાં પડે તો વધુ લાગે. સવારસાંજ કિરણો ત્રાંસાં પડે છે એટલે સૂર્ય ઓછો ગરમ લાગે છે, અને બપોરે સીધાં પડે છે એટલે વધુ ગરમ જણાય છે.

વળી પૃથ્વીની ચોમેર 'વાતાવરણ' આવી રહેલું છે. તે નીચેથી ઘાડું ને ઉપર જતાં પાતળું થતું જાય છે. સૂર્ય ઉગતાં ને આથમતાં તેનાં કિરણોને ક્ષિતિજ ઉપરના ઘાડા વાતાવરણમાં થઇને ત્રાંસાં આવવું પડતું હોવાથી કિરણોનો ઘણો ભાગ ફેલાઇ જાય છે, અને તેથી આપણને તાપ ઓછો લાગે છે. બપોર થતાં સૂર્ય જેમ માથે આવતો જાય છે, તેમ તેમ તેનાં કિરણો સીધાં થતાં જાય છે અને તેને ભેદવાનો વાતાવરણની જાડાઇ પણ ઓછી હોય છે તેથી તાપ વધતો જાય છે.

[પાને ૪૪૨મે જુઓ]




## બોટાદકરની કવિતા

કવિ બોટાદકરે ઘણે અંશે કાવ્યોમાં કુટુંબ અને કુદરત દ્વારા પોતાના હૃદયને જ ગાયું છે. એમની કવિતામાં વર્તમાનની ઊર્મિઓ ઉછળે છે, ભૂતકાળનાં સ્મરણો જાગે છે, પણ ભવિષ્યનાં સ્વપ્ન જડતાં નથી એ સ્વપ્ન ઘડવા જેટલા એ સુસ્થ કે સ્વસ્થ હતા જ નહિ. 'ઊર્મિલા' માં એ અટુલી ને મુંગી બનેલી બાળાને મોંએ કવિ કહેવરાવે છે કે,

'કું'વારું કંઇ ઉદ્ભવે ઉર વિષે તો યે કશું ના કહ્યું.'

અહીં કવિએ પોતાની ચિત્તવૃત્તિ જ કેમ જાણે ચીતરી હોય!

બોટાદકરની કવિતાની શૈલી ઘણે અંશે 'કલાપી'ના જેવી હૃદયસ્પર્શી છે, પરંતુ એમની ભાષા વધારે શિષ્ટ ને સંસ્કૃતમય હોવાને લીધે ક્યાંક ક્યાંક તે બહુ આકરી થઇ ગઇ છે. સ્વાન્ત (અંતઃકરણ) અને સંસૃતિ (દુનિઆદારી) જેવા શબ્દો આવે ત્યા બોટાદકર હોવા જોઇએ. 'કેડે બાળક તેડેલી' એમ કહેવા માટે એ 'કટિભાગવિરાજિતબાલવતી' અને 'તાળીઓ લેવાને લીધે લાલલાલ થએલી હથેળીઓ વાળી' એમ કહેવા માટે એ 'તાલકૃતલાલિમાલસિતકરતલવતી' લખે છે. છતાં પણ

'લખ્યું તેં પત્રમાં પ્યારા, નથી સત્કાર મેં કીધો'

એ સરળ સુંદર ગજલના જેવાં એમનાં ઘણાં કાવ્યો ને રાસ સૌ સાહિત્ય–અભ્યાસીઓને હૈયેહોઠે થઇ ગયાં છે.

'કલ્લોલિની' નામે એમની કવિતાઓના પ્રથમ સંગ્રહમાં એમણે એક 'સત્પ્રણય' જ ગાયો છે; 'સ્રોતસ્વિની' અને 'નિર્ઝરિણી'માં કુટુંબના ભાવોને અને કુદરતના દેખાવોને પોતાના હૃદયના તરંગો વડે રંગીને સાહિત્યના જગતમાં અમર કરી દીધા છે. 'રાસતરંગિણી' નામે છેલ્લા સંગ્રહમાં એમણે પોતાની કવિત્વશક્તિની ઓર કળા ખીલવી છે. અત્યાર સુધી જોનારની નજરે એ કુદરતને છંદમાં બાંધતા; તેને બદલે હવે સ્ત્રીહૃદયમાં ઉતરીને રાસમાં એમણે આખું કુટુંબ ગાયું છે. અને એ રાસમાં જ આપણને બોટાદકરનું હૃદયગાન મળ્યું છે.

કવિ બોટાદકરની મોટાઇ તો એ છે કે અંગ્રેજી સાહિત્યના મુદ્દલ અભ્યાસ વગર એમણે અંગ્રેજી કવિઓને આંટે એવા કાવ્યભાવ ગુજરાતીમાં ઉતાર્યા છે. એમની ભાષા અને ભાવનો એકધારો પ્રવાહ સૌ કાવ્યોમાં સળંગ વહેતો રહ્યો છે. ખરે જ એમણે આપણી ભાષાને સંસ્કારી તથા સમૃદ્ધ બનાવી છે.

અને છેવટે, આખો દિવસ તપીને આથમતો સુરજ, એક ઉગતું કમળ જોતો ક્ષિતિજમાં અદૃશ્ય થાય તેમ, કવિ બોટાદકર પોતાનાં કાવ્યોની થોડી જાહેર કદર જોતાજાણતા ચાલી નીકળ્યા.

**બંસરી** (ત્રિમાસિક) પુસ્તક બીજું, અંક પહેલો: પ્રકાશક, ભુલાભાઇ મૂળભાઇ પટેલ; બોરસદ (આણંદ); વાર્ષિક લવાજમ રૂા. ૧–૪–૦

આટલા લવાજમમાં હસ્તલિખિત પત્ર સાઇક્લોસ્ટાઇલમાં છાપીને કાઢવાની હીંમત જે તંત્રીમાં હોય તેના ઉત્સાહ અને ઉદ્યમની કદર શી રીતે થાય? પણ આમાં તેના તંત્રીઓના એકલાના જ ઉત્સાહ અને ઉદ્યમનું દર્શન નથી. આખા યે પત્રમાં જે સાહિત્યગંગા ઉતરી છે, રસની જે છોળો ઉડે છે તેની જોડે તુલના કરી શકાય એવું અત્યારનું કોઇ છપાએલું પત્ર પણ ભાગ્યે જ મળે. ચુમોતેર પાનામાં, સુંદર હસ્તાક્ષરોવાળી એની વ્યવસ્થિત લેખમાળામાં, કંઇક મધુરાં ફુલ ફોરી રહ્યાં છે. એમાં શ્રી કિશોરલાલભાઇનું કૃષ્ણ–બંસરીનું સાત્વિક શ્રવણ છે; કવિ નાનાલાલ એમાં સંધ્યાને સરોવરે લીલા જોઇ રહ્યા છે; મસ્ત–ફકીર દિલની ચાવીઓનો ઝુમખો લઇ એમાં ફરે છે; અને કાકાસાહેબ વિના આ લેખમાળા અધુરી જ ગણાત. 'બાલસૃષ્ટિ'માં રવિબાબુના સરસ અનુવાદ; કેશવ શેઠ, રમણિક અને ચતુરભાઇની સુંદર કવિતાઓ; બ્હેન કીર્તિદાના રસભાવ વગેરે સામગ્રી લાવીને આ બંસરીની સુરાવટ જમાવનાર તંત્રીઓ ભાઈ બાપુલાલ ગામી અને આપાભાઈ પટેલને અમે અભિનંદન આપીએ છીએ. એક જ સુંદર ઘાટીમાં બધા લેખો એકધારાં લખી જવાની મહેનત કરનારનું નામ અમે જાણી શક્યા નથી, પણ તે માટે પ્રકાશક ભુલાભાઇને જ જશ આપવો યોગ્ય ધારીએ છીએ.

### સ્વીકાર

**ગીતાની વ્યાખ્યા:** શ્રી. અરવિંદ ઘોષના લેખોનો અનુવાદ: પ્રકાશક, યુગાન્તર કાર્યાલય, સુરત. કીં. આઠ આના.

નરકુંવરબા અનાથાશ્રમ, પાલીતાણાના સને ૧૯૨૧–૨૨–૨૩ સુધીના વાર્ષિક રીપોર્ટ.

'મોજમજાહ' અને 'રણસમાચાર'ના દીવાળીના અંકો.




# આકાશદર્શન : સિંહાવલોકન

આ લેખમાળા ત્રીજા અંકથી શરૂ કરવામાં આવી હતી; ત્યાંથી તે ગયા (૧૦ મા) અંક સુધીમાં આકાશના મુખ્ય મુખ્ય તારાઓનો પરિચય આપણે એમાં કર્યો. પહેલા મહત્ત્વના લગભગ બધા તારાઓનું, અને બીજા મહત્ત્વના ઘણાખરા તારાઓનું ઓળખાણ આપણે કરી લીધું છે.

તમે જોયું હશે કે મંગળ, ગુરુ, શુક્ર અને શનિનું સ્થાન તારાઓમાં થઇને ધીરેધીરે બદલાતું જાય છે, પણ બીજા તારાઓ તો એકબીજાના સંબંધમાં સ્થિર જ રહે છે. આ કારણે આ ચાર તારાઓને ગ્રહ કહે છે. આ સિવાય બુધ પણ એક 'ગ્રહ' છે, પણ તે હંમેશાં સૂર્યની બહુ પાસે રહેતો હોવાથી કોઇ વખત જ દેખાય છે; અને યુરેનસ તથા નેપ્ચ્યુન નામના બીજા બે ગ્રહો છે, તે દુરબીન વગર નરી આંખે દેખાતા નથી. ચંદ્ર તારાઓમાં થઇને ફર્યા કરે છે એ તો બધાએ જોયું હશે. વળી સૂર્યોદય પહેલાં અને સૂર્યાસ્ત પછી તરતજ, અનુક્રમે પૂર્વ અને પશ્ચિમમાં જે તારાઓ દેખાય છે તે પણ દરેક મહીને જુદા જુદા હોય છે. આ ઉપરથી સૂર્ય પણ તારાઓમાં થઇને ફરતો દેખાય છે.

આ રીતે રવિ, સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર શનિ, યુરેનસ અને નેપ્ચ્યુનનું સ્થાન સ્થિર તારાઓમાં બદલાતું દેખાય છે. બીજા બધા તારાઓ એક-બીજાના સંબંધમાં સ્થિર છે, એટલે તેમનું સ્થાન એકબીજા પરત્વે બદલાતું નથી. કોઇ પણ તારો પોતાના ઝુમખામાં જે સ્થાને હોય છે તે સ્થાને જ હમેશાં દેખાય છે, અને કોઈ પણ ઝુમખું બીજાં ઝુમખાંઓ પરત્વે જે સ્થાને હોય છે તે જ સ્થાને હમેશાં દેખાય છે. રવિ, સોમ વગેરે સિવાયના બધા તારા જાણે આકાશરૂપી ઘુમ્મટમાં જડી દીધા હોય એમ લાગે છે.

આપણે જાણીએ છીએ કે પૃથ્વી ગોળ છે અને તે ૨૪ કલાકમાં પોતાની ધરી ઉપર પશ્ચિમથી પૂર્વ દિશામાં એક આંટો ફરે છે. આથી આપણને એવો ભાસ થાય છે કે જાણે આખું આકાશમંડળ ફરે છે. આકાશ-મંડળ એટલે જેવો આકાશનો અર્ધો ગોળો આપણને દેખાય છે તેવો જ બીજો અર્ધો ગોળો આપણે ક્ષિતિજની નીચે કલ્પીએ, અને તેને ઉપરના ગોળાની સાથે જોડી દઇએ,-તો જે આખો ગોળો થાય તે. આ ગોળાની અંદરની બાજુએ જાણે બધા તારાઓ જડી દીધા છે એમ કલ્પના કરીએ, અને પછી તે આખા ગોળાને પૂર્વથી પશ્ચિમ તરફ ફેરવીએ, તો જે રીતે તારાઓ ફરતા દેખાય, તે જ રીતે આપણને રોજ તારાઓ ફરતા દેખાય છે. એટલે બરાબર પૂર્વમાં ઉગેલો તારો બરાબર પશ્ચિમમાં આથમશે, ઇશાન ખુણામાં ઉગેલો તારો વાયવ્ય ખુણામાં આથમશે, અને અગ્નિ ખુણામાં ઉગેલો તારો નૈર્ઋત્ય ખુણામાં આથમશે. આ રીતે તારાઓ ઉગે છે, મધ્યાકાશે આવે છે અને આથમે છે. મધ્યાકાશે આવે છે એટલે ક્ષિતિજથી વધારેમાં વધારે ઉંચાઇએ ચડે છે. એવે વખતે તેઓ હમેશાં આપણા માથા પર જ આવે છે એવું કંઇ નહિ. કેટલાક એવે વખતે બરાબર ઉત્તર તરફ તો કેટલાક બરાબર દક્ષિણ તરફ પણ હોય છે. એવે વખતે તારો યામ્યોત્તર થયો કહેવાય.

આકાશમંડળના આ રોજના ભ્રમણમાં સ્થિર તારાઓની પેઠે રવિ, સોમ વગેરે પણ ભાગ લે છે, પણ તેમની આ દેખીતી ગતિ ઉપરાંત તેમને એક બીજી ગતિ પણ હોય છે, જે ગતિને લીધે તેઓ

ધીમેધીમે તારાઓમાં થઇને ખસતા માલુમ પડે છે.

આપણે જોયું કે સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે અનુક્રમે પૂર્વ અને પશ્ચિમમાં જુદાજુદા મહીનામાં જુદાજુદા તારા હોય છે. આ ઉપરથી રાત્રિનો એક અમુક ચોક્કસ વખત લઇએ, (દાખલા તરીકે ૯ વાગે) તો તે વખતે દરેક મહીનામાં દેખાતા તારાઓમાં ફરક પડશે. સૂર્યાસ્ત વખતે પશ્ચિમ તરફ આ મહીને દેખાતા તારામાંથી કેટલાક તારાઓ આવતે મહીને દેખાતા બંધ થશે, અને સૂર્યોદય વખતે પૂર્વ તરફ નવા તારાઓ દેખાવા માંડશે.

આથી દરેક તારો જોવાને માટે એક અમુક મહીનો ખાસ અનુકુળ હોય છે. દરેક તારો જ્યારે યામ્યોત્તર થાય છે ત્યારે ક્ષિતિજથી વધારે ઉંચો હોય છે, તેથી તે વખતે તે તારો વધારેમાં વધારે સ્પષ્ટ દેખાય છે. વળી રાતના ૯ વાગ્યાનો સમય તારાઓ જોવાને માટે કદાચ વધારેમાં વધારે અનુકુળ ગણાય. તે વખત એટલો મોડો નથી કે જ્યારે આપણે સુઇ ગયા હોઇએ; તેમ એટલો વહેલો પણ નથી કે સૂર્યાસ્ત પછી થોડો વખત રહેતા અજવાળાને લીધે તારાઓ ન દેખાય. આથી મુખ્યમુખ્ય તારાઓ કયા મહીનાની કઇ તારીખે અમદાવાદમા રાતના સ્ટાંડર્ડ ૯ વાગે યામ્યોત્તર થાય છે તે નીચે જણાવ્યું છે, કે જેથી તે વખતે તે અને તેની આસપાસના કેટલાક તારાઓ સ્પષ્ટ રીતે જોઈ શકાય.

| તારો | તારીખ |
|---|---|
| રોહિણી–યોગતારા | જાન્યુઆરી ૨૩ |
| બ્રહ્મહૃદય | ફેબ્રુઆરી ૨ |
| અગસ્ત્ય | ,, ૨૦ |
| વ્યાધ | ,, ૨૫ |
| મઘા–યોગતારા | એપ્રિલ ૧૮ |
| સપ્તર્ષિ–દર્શકતારા | મે ૧ |
| ફાલ્ગુની–યોગતારા | ,, ૧૩ |
| ચિત્રા | જુન ૭ |
| સ્વાતિ | ,, ૨૦ |
| પારિજાત | જુલાઇ ૨૩ |
| અભિજિત્ | ઑગસ્ટ ૨૫ |
| શ્રવણ–યોગતારા | સપ્ટેમ્બર ૧૨ |
| યામમત્સ્ય | ઑક્ટોબર ૨૯ |
| દેવયાની–યોગતારા | નવેમ્બર ૨૫ |
| યમુના | ડિસેમ્બર ૧૦ |

અમુક નક્ષત્રની યોગતારા એટલે તે નક્ષત્રનો સૌથી ચળકતો તારો; અને દર્શકતારા એટલે જે બે તારાઓને જોડનારી લીટી ધ્રુવમાં થઇને જાય છે તે બે તારાઓ.

ઉપર જે તારાઓનાં યામ્યોત્તરની તારીખ નથી આપી તેમના નજીકના તારા ઉપરથી તેની તારીખનું અનુમાન કરી લેવું. હરિહર ભટ્ટ

# પુછો તંત્રીને

[ચાલુ]

**સૂર્ય ઉગતાં ને આથમતાં રંગો દેખાવાનું કારણ** પણ આ 'વાતાવરણ' જ છે. એ વાતાવરણને લીધે સૂર્યનાં કિરણોમાંનાં વાદળી રંગનાં કિરણો તેમાંથી ત્રાંસાં પડી આપણી સામેની બાજુએ જાય છે, અને લાલ તથા પીળા રંગનાં કિરણ આપણી આંખ સામે આવી રહે છે. તેથી જ જુદા જુદા રંગોની લીલા થાય છે.

**માસિકો અને પુસ્તકોમાં આવતાં રંગીન ચિત્રો** કેમ બને છે એની હકીકત બહુ રસદાયક, પણ લાંબી છે. 'કુમાર'માં એ કોઈવાર ચિત્રો સાથે વિસ્તારથી અમે આપવાના છીએ.

**એકથી દસ સુધીના આંક તથા નકશા** બનાવવાની રીત પહેલવહેલી કોણે શોધી તેની ચોક્કસ માહીતી અમને નથી મળી. વાચકોમાંથી કોઇ જાણતું હોય તો લખી મોકલે.

**નવા સવાલ**

વીજળીની શોધ પહેલવહેલી કોણે કરી?

ગ્રામોફોનની પ્લેટ શાની બને છે?

તત્ત્વો કેટલાં છે?

દુનીઆમાં જાતિઓ કેટલી? ભાષાઓ કેટલી? અને માણસોની કુલ સંખ્યા કેટલી?

કાગડો કેટલાં વર્ષ [illegible]?

અંગ્રેજો કોઇને ઘેર જાય થવા મળે ત્યારે ટોપી શા માટે ઉતારતા હશે?

# માધુકરી



## સોરઠની સંસ્કૃતિ

સૌરાષ્ટ્ર નામનો ટાપુ એક વખત હીંદને તીરે તરતો હતો. સમુદ્રનાં આસમાની મોજાં એને હાથેપગે ગોગમ રત્નાલંકારો સજતાં હતાં. કુદરત એના હૈયા પર બેસીને પાંચીકુકા રમતી હતી.

એક દિવસ કુદરતે સૌરાષ્ટ્ર અને ગુજરાત વચ્ચે સેતુ બાંધી દીધો. સમુદ્ર શોષીને સિંધ કચ્છને સૌરાષ્ટ્રની સહેલગાહે જવાના માર્ગો ખુલ્લા કરી દીધા. દશે દિશામાંથી અહીં ઘણા વિજેતાઓ આવ્યા. આવીને તલવારો આ ભૂમિને ચરણે ધરી દીધી. મુગ્ધ બનીને અહીં ઠેર્યાં. સહુએ પોતપોતાની સંસ્કૃતિની ભેટ અહીં ધરી દીધી. એ નોખનોખી દોર-દોરીઓને ગુંથીને સૌરાષ્ટ્રે પોતાની એક નવીન સંસ્કૃતિ રચી. એક બાજુ વેપારવાણિજ્યને માટે એના પુત્રોએ પારકી ભૂમિના આશરા લીધા; ઇતિહાસભૂગોળે લાલ, લીલી ને પીળી લીટીઓ કાઢીને એની તાબેદારીના સીમાડાઓ વારંવાર બદલાવ્યા જ કર્યા; છતાં માનવીઓના કોઇ પણ સ્વચ્છંદને વશ ન થઇ શકે એવો એક પ્રાણ સૌરાષ્ટ્રના કલેવરમાં ધબક્યા જ કરતો હતો. ગુજરાત એની કનેથી ખંડણીમાં નરસિંહ મહેતાથી માંડી નાનાલાલ સુધીનું અઢળક જવાહીર ઉપાડી ગયું. છતાં જુનાગઢના રા' ખેંગાર જેવા એ સોરઠી સાહિત્યે અને રાણક દેવડી સરખી સોરઠી સંસ્કૃતિએ પોતાનું વ્યક્તિત્વ ન ગુમાવ્યું, ને હજુ સુધી યે પુરેપુરું તો નથી જ ગુમાવ્યું. સોરઠનાં રુદન અને ગાન: રોષ અને હર્ષ: સ્નેહ અને ધિક્કાર: એ જુદાં—એના લેબાસની માફક બીજાથી જુદાં જ—રહ્યાં આબુ અને ગીરનાર વચ્ચે જે તફાવત તે જ સોરઠની ને ગુજરાતની સંસ્કૃતિ વચ્ચે રહી ગયો. ઉપરનું સામ્ય અંદરના ભેદને ઢાંકે છે માત્ર.

હજુ પણ પગ, કમ્મર અને માથા તળે ત્રણ પથ્થરનું ટેકણ કરી, ઉપર ઊનની ધાબળી ઓઢી, ધોધમાર વરસાદમાં તમે ભરવાડને અરણ્યમાં ઘસઘસાટ ઉંઘતો જોશો; અને નીચેથી ખળખળ કરતાં પાણી ચાલ્યાં જતાં જોશો. સૌરાષ્ટ્ર એટલે મુખ્યત્વેકરીને આવા માલધારીઓનો—ભરવાડ, રબારી, ચારણ, આયર, કાઠી અને સંધીઓનો—દેશ. સદાના પ્રવાસી આ માલધારીઓ આજ ગીરના લીલુડા ડુંગરા ઉપર ચઢીને સાવજદીપડાની ડણકો વચ્ચે વાંસળી છેડે, કાલે કોઇ ઉંડી નદીની ઉંચી ભેખડ પરથી કાળી ધાબળી ઓઢી 'હુ હુ' શબ્દ ઉચ્ચારતા કુદકો મારી નીચે નદીપટમાં સુતેલા સિંહને ભડકાવે, અને પરમ દિવસ પાંચાળની સમથળ ધરતી ઉપર વેણુના ફાકડા ભરવા નીકળી પડે. સાહસ, કુદરતનો સહવાસ, પંખીઓના સહ-કલ્લોલ ને તરુણ ગોવાળણોની પ્રીતિભરી તોય બરછી જેવી કારમી મશ્કરી, એ જ એનું જીવન.

ચોરાઓ: ઠાકરદુવારાઓ: સંધ્યાની આરતી: કોઇ રડ્યોખડ્યો ડોકો: પ્રેમમાંથી વિવેકમાં પલટીને પણ સજીવન રહેલી સોરઠી મહેમાનદારી: ગામડાંને પાદર ઉધલતી જાન: ઘુમટામાં આંસુ સારતી 'પ્યારી લાડી'નું ઘુઘરીઆળું વેલડું: ઘોડે બેઠેલો કીનખાબની આંગડીવાળો 'વર લાડો' શરણાઈના શોર: બંદુકદાર વોળાવીઆ: અને ઘોડાંની નૃત્યરમતો:—એ અમારી જુની સંસ્કૃતિના સ્તંભો છે. એમાંથી સાહિત્ય જન્મ્યું છે. કાઠી રજપુત દરબારોની માનવસુની ડેલીઓ: રૂપેરી હોકાઓ: કસુંબાની મેઠી પ્યાલીઓ: બથ ભરીને ભેટવાના રીવાજો: મુછોના થોભા અને રાતીચોળ આંખો: રડ્યાંખડ્યાં સારાં ઘોડાં ને રડ્યાખડ્યા બહારવટીઆની પવિત્ર નીતિરીતિ: અને એને પાણી ચઢાવતા રડ્યાખડ્યા ચારણો: એ બધાંમાં એક વખત અમારી સંસ્કૃતિનો આત્મા ટહુકતો હતો. યુદ્ધનાં ઘમસાણો, લુંટફાટો, અપહરણો અને લોહીની ધારાઓમાં જેટલું હિંસાનું તત્ત્વ હતું, એટલે કે લોહીની ઘાતકી પિપાસા અને હત્યાકારી દ્વેષ હતાં, તેથી સાતગણાં વીરતાના ખેલ કરવાના કોડ, વીરત્વ પ્રત્યે ભક્તિભાવ, માન ને પ્રશંસાની લાગણી હતાં.

અને કુળમરજાદનાં ધોરણો પણ કેવાં? ભડલીના ભાણુ ખાચરે વૃદ્ધાવસ્થામાં નવું ઘર કર્યું. સોળ વરસનાં જુવાન કમરીબાઈ સાસરે આવ્યાં. ત્યાં તો સાઠ સાઠ વરસનાં ગામડોસા એમને 'આઇ' કહી બોલાવે. આઇ એટલે મા. કમરીબાઇ વિચારે છે કે 'અરરરર! હું આખા ગામની આઇ, અને મારા મોંમાં દાંતમકડીઉં શોભે?' પથ્થર લઇને પોતાના બત્રીસે દાંત પાડી નાખ્યા!

એક બીજા કાઠી દરબાર મોટી ઉમરે પરણ્યા. પહેલે જ દિવસે નવાં કાઠીઆણીના હાથનો રોટલો જમવા દરબાર બેઠા. બોખે દાંતે રોટલો બરાબર ન ચવાયો. જમતાં જમતાં હસીને માત્ર એટલું જ બોલાઇ ગયું કે 'બત્રીસ દાંતવાળાંને બોખાંની પીડા ક્યાંથી સમજાય?' રાતે શયન-ગૃહમાં દરબાર ચોંકી ઉઠયા. 'રાણી, શો ગજબ! એકેય દાંત નહીં!' હસતે મુખે જવાબ મળ્યો કે! 'બોખાંની પીડા સમજવા.'

વિનોદાત્મક વચનો કાઢવાં કે મર્મસૂચક અભિનયો કરવા, એ તો એ યુગની પ્રકૃતિ હતી. પછી ઠગાઈ કરવાથી જીવના જોખમમાં ઉતરાય તો ભલે. લાઠીના રાજા લાખાજી ગોહીલને ઘેર જસદણના કાઠી શેલો ખાચર પોતાના બસો કાઠી યોદ્ધાઓને લઇને મહેમાન બન્યા. લાખાજી મહેમાનોને શેરડી ખવડાવવા વાડમાં તેડી ગયા. પોણુપોણા મણનો અક્કેક સાંઠો! કાઠીઓ ચુસતા જાય ને બોલતા જાય કે 'વાહ શેરડી!' ત્રણ વખત 'વાહ શેરડી' કહ્યું. લાખાજીએ ઉત્તર દીધો કે 'મીઠી કેમ ન હોય? એમાં તમારા વડવાઓનાં માથાંનું ખાતર નાખ્યું છે.' બધા કાઠી 'થુ થુ' કરતા ઉભા થઈ ગયા. બસ, વેર બંધાયું.

ઓછાબોલાં એ યુગનાં માનવી, બોલતા ત્યારે બાણોને ભસ્મ કરતાં. ઓછાબોલાં હતાં તેથી જ જે કંઈ બોલાતું તે અમર બનતું. વેણુ જ એવાં નીકળે કે કાળજા સોંસરવાં જાય. મર્મ-કટાક્ષ અને હાજરજવાબીની નીશાનીઓ તો હજુ યે તાજી જ છે.

લીંબડીના રાજાએ ગગા ઓઝાને કહ્યું કે 'તમે તો ઓઝા (ઓઝા = કુંભાર) રામપાતર ઉતારી જાણો'. ઉત્તર મળ્યો કે 'રામપાતર ઉતારીએ ખરા, પણ તે બીજાને દેવા માટે'.

બીલખાના ભાયા મેર અને વીરા વાળા વચ્ચે વિગ્રહ: બંને દુશ્મનો: ગોંડળના રાજા ભા' કુંભાએ બંનેને પોતાને ઘેર, સમાધાન કરવાને બહાને નિમંત્ર્યા: બધા જમવા બેઠા: ભાયા મેરને જાણ થઇ કે વીરા વાળાને મારી નાખવા એની થાળીમાં ભા' કુંભાએ ઝેરના લાડુ પીરસાવ્યા છે: 'હાય! હાય! વીરા વાળા જેવો વીર શત્રુ! અને ભા' કુંભો આવી રીતે દગે મારે!': ભાયો મેર ન સહી શક્યા: બીજી રીતે ચેતાવવાનો વખત નહોતો: ભાયો મેર દોડ્યો: લાડુના બટકા ઉપર વીરા વાળાનો હાથ પડે છે, ત્યાં તો ભાયો બોલ્યો, 'વીરા વાળા, મારૂં સમાધાન કર્યાં વિના હવે તું આજ ખા, તો ગા' ખા!': એમ દુશ્મનને ઉગાર્યો.

અને કાવ્યો પણ કેવાં? સંસ્કૃત સાહિત્યની સર્વોત્તમ કૃતિઓને સ્મરાવે—ને કદાચિત્ વિસ્મરાવે તેવાં સર્વાંગસુંદર. 'ગંગાલહરી' કાવ્યની સામે તોળાવા બેસે તેવા 'ભાગીરથી'-નાં દુહા તેવી જ એક ઘટનાએ સરજ્યા છે. રાજદે નામના ચારણની હાંસી કરવા કોઈ અન્ય ચારણે બાદશાહ મહમદ બેગડાના મગજમાં એવું ઠસાવી દીધું કે રાજદે ચારણ પ્રચંડ બાંગ પોકારી જાણે છે. કેવી બાંગ! જળપ્રવાહ થંભી જાય, માતાના સ્તન પર ધાવતાં વાછરૂ સ્તનપાન છોડીને સ્તબ્ધ બની જાય એવી. રાજદે કહે કે 'હું ચારણ. મારા મોંમાં બાંગ ન હોય; મારી કાયા વટલાય, મારૂં મોત થાય.' પણ બાદશાહે હઠ ન છોડી. રાજદે પેટમાં બે કટાર ઘોંચી, ઉપર પછેડીની ભેટ વાળી હજીરા પર ચડ્યો. બાંગ દીધી. ભાખેલું બધું બન્યું. નીચે ઉતરી ભેટ છોડે કે પ્રાણ જાય તેટલી જ વાર હતી.

મશ્કરી કરનારે નીચેથી કહ્યું, 'રાજદેભાઇ! તમને બાળવા કે દફનાવવા?' રાજદેએ ગંગાની સ્તુતિ ઉપાડી. જેટલાં હજીરાનાં પગથીઆં તેટલા દુહા કહ્યા. માતા ભાગી-રથીએ ભોંયમાંથી નીકળી, હજીરા સુધી ચઢી, ભક્તને માથાબોળ નવરાવ્યો. એક જ દુહો તપાસીએ:

ઉપર ઉતરીઆં, પંખી તે પાવન થીઆં;
માંહી મંજન કીઆં, ભૂત ન સરજે ભાગીરથી.

[હે ભાગીરથી! તારા ઉપર થઇને આકાશમાં જે પંખી ઉડે છે, તેની માત્ર છાયા જ તારા નીરને અડકવાથી તે પંખીઓ પાવન થાય છે; તો પછી એ નીરની અંદર સદેહે સ્નાન કરનારાં મનુષ્યોને મૃત્યુ પછી ભૂત થવાનું ક્યાંથી રહે? અર્થાત્ એવાંની તો મોક્ષગતિ જ હોય.]

એક જાણકારે કહ્યું હતું કે આટલી ગહન કલ્પના તો 'ગંગાલહરી'માં નથી!

કાઠી રજપુત અને ચારણ, આયર રબારી અને ભરવાડ, એવાં કોરીઆં વર્ણો આ સંસ્કૃતિનાં સરજનહાર હતાં. શિષ્ટ વર્ણોની નિર્બળતાઓ ને કૃત્રિમતાઓ એમના-માં નહોતી. છતાં રસિકતા, ઇન્દ્રિયનિગ્રહ ને બિરદપ્રતિ-પાલન ઉચ્ચ હતાં.

શૌર્ય વિના સ્નેહ નહોતો; સ્નેહથી જુદી ભક્તિ ન સંભવતી. લુટારાના અંતરમાં પણ ભક્તિ વહેતી. બાવા વાળો બહારવટીઓ પોતાની પાછળ ચાહે તેટલા નજીક શત્રુ-સૈન્યો આવી પહોંચ્યાં હોય છતાં, સૂર્યોદય થતાં તો

આ માસિક. અમદાવાદ, સારંગપુર, નવજીવન મુદ્રણાલયમાં તંત્રી રવિશંકર મહાશંકર રાવળે છાપ્યું, કુમાર કાર્યાલય, ૪૪૮૦, રાયપુર, અમદાવાદમાંથી પ્રગટ કર્યું

# કુમાર

અંક ૧૨



ગુજરાતી પ્રજાનું માસિક

તંત્રી
રવિશંકર રાવળ



વર્ષ ૧ :: અંક ૧૨

માગશર

૧૯૮૧

લવાજમ

વરસના રૂ. ૬ :: છ માસના રૂ. ૩

પરદેશના રૂ. ૭

છૂટક નકલના દસ આના

કુમાર કાર્યાલય
૪૪૮૦, રાયપુર : અમદાવાદ



દીનબંધુ એન્ડ્રુઝ

# એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપનીનાં પુસ્તકો

## સ્ત્રી ઉપયોગી પુસ્તકો

| | રૂ. | આ. | | રૂ. | આ. | | રૂ. | આ. |
|---|---|---|---|---|---|---|---|---|
| અમરચરિત્ર ભા. ૧ થી ૪ | ૧૬ | ૦ | ગુજરાતની જુની વાર્તાઓ | ૩ | ૦ | કથાસરિત્સાગર ભા. ૧-૨ | ૬ | ૦ |
| સરસ્વતીચંદ્ર ભા. ૧ થી ૪ | ૧૨ | ૧૨ | પૃથ્વીરાજ ચૌહાણ ને ચંદબરદાઈ | ૩ | ૦ | નવલગંગા ભા. ૧-૨ | ૪ | ૦ |
| સતીધર્મ-પતિસેવા ભા. ૧-૨ | ૫ | ૮ | વહુને શીખામણ ... | ૧ | ૪ | મણિ અને મોહન ... | ૨ | ૮ |
| પતિવ્રતા સતીઓ (સચિત્ર)... | ૩ | ૮ | સતી મંડળ ભાગ ૧-૨ ... | ૭ | ૦ | પ્રેમઘેલી પન્ના ... | ૩ | ૮ |
| પકવાનપોથી અથવા પાકશાસ્ત્ર | ૩ | ૦ | પંચરત્ન ગીતા ... | ૧ | ૧૨ | મારી કમળા અને બીજી વાતો | ૧ | ૮ |
| ભરત ગુંથણ ... | ૨ | ૦ | ગૃહવ્યવસ્થા | ૧ | ૦ | ભક્તમાળ ... | ૨ | ૮ |
| વેતરવા તથા શીવવાની કળા.... | ૨ | ૦ | સ્ત્રી હિત શિક્ષક ... | ૪ | ૦ | કાવ્યમાધુર્ય ... | ૨ | ૮ |
| ગુંથણકળા ભાગ ૨ જો તથા ૩ જો | ૫ | ૦ | કુસુમાવલી ... | ૧ | ૧૨ | પંચીકરણ ... | ૨ | ૦ |
| લીલાવતી જીવનકલા ... | ૧ | ૮ | અરેબીઅન નાઈટ્સ ... | ૧૦ | ૦ | નીલમ-માણેક ભા. ૧ થી ૮ | ૧૨ | ૦ |
| ઝાંસીની રાણી ... | ૩ | ૦ | કરણ ઘેલો ... | ૨ | ૮ | વાલ્મીકિ રામાયણ ... | ૭ | ૦ |

## બાળકો માટે પુસ્તકો

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ભોજ અને કાલિદાસ (સચિત્ર) | ૪ | ૦ | નવરંગી બાળકો ... | ૦ | ૮ | નવી જીન્દગી ... | ૩ | ૦ |
| ઈસપકૃત કલ્પિત વાતો | | | ટચુકડી સો વાતો ભાગ ૧ થી ૩ | ૩ | ૮ | શેરલોક હોમ્સનું નવું પરાક્રમ | ૧ | ૦ |
| ભાગ ૧-૨ (સચિત્ર) ... | ૨ | ૮ | દીર્ઘાયુષી શી રીતે થવાય ? | ૨ | ૦ | સ્વદેશ (સર રવીન્દ્રનાથટાગોરકૃત) | ૧ | ૦ |
| લૉર્ડ ચેસ્ટરફીલ્ડનો પોતાના | | | શિશુ સદ્બોધમાળા ભા. ૧ થી ૩ | ૧ | ૪ | બાળકોનો આનંદ ભા. ૧-૨ | ૧ | ૮ |
| પુત્ર પ્રતિ ઉપદેશ ... | ૧ | ૮ | નાટ્યકથારસ ભાગ ૧-૨ | ૨ | ૮ | મૂર્ખો ... | ૦ | ૧૦ |
| બાળસદ્બોધ વાર્તાશતક ... | ૧ | ૮ | મધુબિન્દુ (સચિત્ર) ... | ૧ | ૦ | ચતુરસિંહ ... | ૦ | ૮ |
| કાઉન્ટ ટૉલસ્ટોયની વાતો ... | ૦ | ૮ | બાલકાંડ-રામાયણ ... | ૧ | ૪ | કૌતકમાળા અને આખ્યાન | ૧ | ૦ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| શંકરાચાર્યકૃત પંચરત્ન ... | ૧ | ૪ | વિશ્વમોહિની ભાગ ૧ થી ૮ | ૧૬ | ૦ | કલાપીનો કેકારવ ... | ૪ | ૦ |
| હિંદુસ્તાનની તીર્થયાત્રા ... | ૭ | ૦ | ભારતલોકકથા. ભાગ ૧ થી ૬ | ૧૮ | ૦ | ફૂલનું વહાણ ... | ૪ | ૦ |
| ભર્તૃહરી નાટક (સચિત્ર) | ૨ | ૮ | વસંતવિજય ભાગ ૧ થી ૪ | ૧૩ | ૦ | સૈનિકની સુંદરી ... | ૪ | ૦ |
| કૈલાસમાનસસરોવર ... | ૨ | ૮ | પાંડવોની પ્રભુતા ... | ૨ | ૮ | શ્રીમતી વિજયા ... | ૩ | ૦ |
| મધુરાણી ... | ૩ | ૦ | વીર અને વીરપૂજા ... | ૩ | ૦ | મણિકાન્ત કાવ્યમાળા ... | ૩ | ૮ |
| પ્રમાદધનની પ્રભુતા (સચિત્ર) | ૪ | ૮ | વિવિધસુખાભાસ ... | ૩ | ૦ | મોતીઓરી ... | ૨ | ૮ |
| કુંદન અને કુસુમ ભાગ ૧ થી ૮ | ૧૦ | ૦ | ભીષ્મચરિત્ર ... | ૩ | ૮ | સતી ત્રિવેણી ... | ૧ | ૮ |
| નીલમ માણેકની સંતતિ | | | મનોરમા ... | ૨ | ૦ | દુ:ખીને દિલાસો ભાગ ૧ થી ૬ | ૪ | ૮ |
| ભાગ ૧ થી ૪ ... | ૪ | ૦ | વહેમી વનિતા ... | ૨ | ૮ | ગુલિસ્તાનનું ગુલ ... | ૫ | ૦ |
| સહવની લકીર ... | ૩ | ૮ | મંગળધાત કે મુસીબત (સચિત્ર) | ૫ | ૦ | કનીઝ બીબી ... | ૩ | ૦ |

**એન. એમ. ત્રિપાઠીની કં. બુકસેલર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ નં. ૨**

પુસ્તક પહેલું :: અંક ૧૨




માગશર :: સંવત ૧૯૮૧

ઉગતી પ્રજાનું માસિક

તંત્રી : રવિશંકર રાવળ

કુમાર કાર્યાલય : ૪૪૮૦, ખાઉઆની પોળ, રાયપુર : અમદાવાદ




| | | |
|---|---|---|
| એ- જ ઘડીએ વાઘ કિરીટની ગરદન પર ચડી ગયો ને હોદ્દાને વળગ્યો | ચિત્રકાર: રવિશંકર પંડિત | મુખચિત્ર |
| નવી સૃષ્ટિ | | ૪૪૭ |
| મિજલસ | | ૪૪૮ |
| દીનબંધુ ઍન્ડ્રૂઝ | બનારસીદાસ ચતુર્વેદી | ૪૫૦ |
| દીનબંધુ ઍન્ડ્રૂઝ (ફોટો) | | ૪૫૦ |
| મારા પતિની રોકે આવું જ લીકું લાખું હતું | ચિત્રકાર: રવિશંકર પંડિત | ૪૫૧ |
| દીનબંધુ (ફોટો) | | ૪૫૨ |
| ઍન્ડ્રૂઝ | સ્કેચ: રા. કનુ દેસાઈ | ૪૫૩ |
| વફાદાર જિગર | | ૪૫૫ |
| દયામણી નજરે ઉચું મોં કરી પોતાના જુના માલીકને ભેટવા અર્ધું શરીર ઉચક્યું | ચિત્રકાર: રવિશંકર પંડિત | ૪૫૭ |
| અથાણું | | ૪૫૮ |
| કેનીઆ | | ૪૫૯ |
| પુછો તંત્રીને | | ૪૬૪ |
| ગણિત-ગમ્મત | | ૪૬૪ |
| નગરશેઠના દીકરાની વાત. | લીલાવતી મણિશંકર | ૪૬૫ |
| ફુલપાંદડી | પૃથુરાજ શુક્લ | ૪૬૭ : ૪૭૯ : ૪૮૩ |
| એ બાલની દરકાર (કાવ્ય) | | ૪૭૧ |
| શૈશવ (કાવ્ય) | ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ | ૪૭૩ |
| કિરીટ | શ્રી ધનગોપાલ | ૪૭૪ |
| ખેલગાંમ | | ૪૮૦ |
| સુરતનું યુવકસપ્તાહ | | ૪૮૪ |
| આકાશદર્શન : ભૌતિક વિચાર | | ૪૮૫ |
| માધુકરી | | ૪૮૭ |


વરસના રૂ ૬ :: છ માસના રૂ. ૩ :: પરદેશના રૂ. ૭ :: છુટક દસ આના.

**બહારગામના એજન્ટો**

નવજીવન કાર્યાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ-૨

વર્ધમાન ઍન્ડ સન્સ, ૧, પાયધુની, મુંબાઈ-૩.

કરાંચી બુકસ્ટૉલ, નેપીઅર રોડ, કરાંચી.

યુગાન્તર કાર્યાલય, લાલગેટ સામે, સુરત.

## ગ્રાહકોને

- 'કુમાર'ના ગ્રાહકો વર્ષની શરૂઆતથી (એટલે ૧લા-પોષના-અંકથી) અથવા છ માસના બીજા છપતાની શરૂઆતથી (એટલે ૭મા-અષાડના-અંકથી) જ નોંધવાનો રીવાજ છે. એ સિવાય વરસની અધવચના કોઇ પણ મહીનેથી અમે ગ્રાહકો નોંધતા નથી. માટે ગ્રાહક થનારે ક્યારથી ગ્રાહક થવું છે તે સ્પષ્ટ લખી જણાવવું.
- 'કુમાર'ના રૅપર ઉપર દરેક ગ્રાહકનો ગ્રાહકનંબર લખવામાં આવે છે. ગ્રાહકોએ કોઈપણ પ્રકારનો પત્રવ્યવહાર કરતી વેળા એ ગ્રાહકનંબર અચૂક લખવો. તે સિવાય કોઈ પણ જાતની વ્યવસ્થા કરવાનું બની નહિ શકે.
- ઘણીવાર છાપખાનાની કે એવી બીજી અડચણોને લીધે 'કુમાર'ના અંકો મોડા બહાર પડે છે; કેટલીક વાર ટપાલની ગરબડને લીધે પણ ગ્રાહકોને અંકો મોડા મળે છે, અથવા ગુમ થાય છે. એવે વખતે દર પુનમ પછી ગ્રાહકોએ આઠ દિવસ સુધી રાહ જોવી; અને ત્યાર પછી પણ અંક ન મળે તો ટપાલ ઑફિસે તેના પુરતી તપાસ કરીને જ અમને ખબર આપવા.
- લવાજમ વી. પી. કરતાં મનીઑર્ડરથી મોકલી વસુલ કરાવવું એ વધારે સુગમ અને ઓછું ખર્ચાળ છે.

## લેખકોને

- પોતાનું પુરું નામ અને સરનામું, તથા પોસ્ટેજ નહિ મોકલ્યું હોય તો લેખ સંબંધી કોઇ પણ જાતનો જવાબ, કે ન સ્વીકારાએલા લેખો પાછા નહિ મોકલવામાં આવે.
- ઉગતા લેખકોના વિભાગ માટે ગ્રાહકોના જ લેખો સ્વીકારાય છે; એટલે તે વિભાગ માટે લખનારે પોતાનો ગ્રાહકનંબર લેખ પર લખી મોકલવો.
- લેખો બની શકે તેટલા ટુંકા, કાગળની એક જ બાજુએ, ચોક્ખે અક્ષરે અને શાહીથી લખેલા હોવા જોઇએ.

પુસ્તક  પહેલું



પોષ ૧૯૮૦થી માગશર ૧૯૮૧

## મુખ્ય ચિત્રો

રંગીન


અરુણ — રવિશંકર રાવળ ૧
અજન્તાનું ચિત્રાલેખન — ૮૧
आचार्य देवो भव। — રવિશંકર રાવળ ૩૬૫
પરમાર્થી રાજા રંતિદેવ — ,, ૨૦૩
मातृदेवो भव। — ,, ૨૪૩
મીરાંબાઈ — ,, ૨૮૩


સાદાં


અજન્તાની ગુફાઓ — ડી. રામરાવ ૮૫
ઉપવાસને એકવીસમે દહાડે ગાંધીજી — (ફોટો) ૪૩૦
એક જ તરાપે વાઘ કિરીટની ગરદન પર ચડી ગયો ને હોદાને વળગ્યો — ચિત્રકાર· રવિશંકર પંડિત ૪૪૭
એક તેતરને કારણે — રવિશંકર રાવળ ૨૭૪
,, ,, ,, — ,, ૨૭૫
એકલવ્યની ગુરુદક્ષિણા — ,, ૩૭૨
એ પ્રેમળ જ્યોતિ — ,, ૩૨૩
ગંગામંદિર — રવિશંકર રાવળ ૧૨૧
ગાંધીજીને અમદાવાદ મ્યુ.નું માનપત્ર — (ફોટો ૩૫૧
ગીરનારનાં દશ્યો — (ફોટો) ૨૩૦, ૨૪૭
ગ્રીક કન્યાઓની ક્રીડા — લૉર્ડ લેઈટન ૨૯૯
તુલસીદાસને થએલાં રામદર્શન — (જુનું ચિત્ર) ૧૬૩
દીનબંધુ ઍન્ડ્રૂઝ — (ફોટો) ૪૫૦
દેલવાડાનાં જૈનમંદિરો — (ફોટો) ૨૮
દેશદેશની કન્યાઓ — (ફોટો) ૧૯૮
પાંચ વાડા — રવિશંકર રાવળ ૩૮૮
પ્રાણીઓ પોતાનું રક્ષણ શા વડે કરે છે? — ૩૮૯
ફોટોગ્રાફીની હરીફાઇ — (ફોટો) ૩૭૩
બોરસદનો બજારચોક અને કાકાસાહેબ કાલેલકર — ,, ૧૯૮
ભાવનગર રાજ્યમહેલનો ઉત્તર દરવાજો — ,, ૧૫૨
માધાવાવ — રવિશંકર રાવળ ૪૧
મારા પતિને આવું જ લીલું લાખું હતું. — રવિશંકર પંડિત ૪૫૧
રવીન્દ્રનાથ ઠાકુર — (ફોટો) ૫૨
રાણી સીપ્રીની મસ્જીદ અને કબર — ,, ૪૩૧
રૂવાપરી દરવાજો: ભાવનગર — ,, ૧૫૩
વાઘે તરાપ મારી — રવિશંકર પંડિત ૪૪૭
શામળદાસ કૉલેજની કોતરેલી જાળી: ભાવનગર — (ફોટો) ૧૫૫
શાહજહાંનું મૃત્યુ — અવનીન્દ્રનાથ ઠાકુર ૩૫૦
શ્રીમતી — રવિશંકર રાવળ ૪૦૭
સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ — (ફોટો) ૧૯૯
સિંહ વિકરાળ થઈ ફરી ગર્જ્યો. — રવિશંકર રાવળ ૨૩૧
સિસ્ટર નિવેદિતા — (ફોટો) ૨૯૬
સીદી સૈયદની મસ્જીદની કોતરેલી જાળી — ,, ૫૩
હડીસીંગનું દહેરૂં — ,, ૮૪
હરણાંનાં ટોળેટોળાં વીંટળાવાં લાગ્યાં. — રવિશંકર પંડિત ૪૩૦

## કાવ્યો

અષાઢી મેઘ — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ ૨૫૪
આકાશી તારા (ચિત્રિત) — ૩૬૧
ઉઠ ઉઠે— (ચિત્રિત) — કવિ દલપતરામ ૬૫
ઉનાળો — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ ૧૭૨
ઉષા — ,, ૪૮
એ બલની દરકાર — ૪૭૧
કકરદાન (ચિત્રિત) — કવિ દલપતરામ ૧૦૨
કાચબા કાચબીનું ભજન — ૯૭
છું તૈયાર — ૧૪૫
જનની — સ્વ. કવિ બોટાદકર ૪૩૨
જેસળ તોળલનું ભજન — ૧૬
તેજમલ ઠાકોર — ૧૪૧
દીવાળી — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ ૩૭૬
દુઃખસુખ — કવિ નાનાલાલ ૩૭૩
નમેલી ડોશી (ચિત્રિત) — કવિ દલપતરામ ૨૨
નાવનો કસાન — કવિ નાનાલાલ ૬૮
પ્રાર્થના — ૧
,, — ૪૧
,, — ૮૧
,, — ૧૨૧
,, — ૧૬૭
,, — ૨૦૩
બપોર અને ચંદોઝ — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ ૧૩૨
બ્હેનના શણગાર — કવિ નાનાલાલ ૨૮૮–૮૯
બાળસ્વરૂપ — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ ૪૧૭
ભાઇબ્હેન — ૨૯૧
ભાદરવો — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ ૩૩૦
ભાવના — સીતારામ જે. શર્મા ૧૦૬
ભોળો ભાલો (ચિત્રિત) — કવિ દલપતરામ ૧૮૫
મધરાત — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ ૨૯૫
મહત્ત્વાકાંક્ષા — ૫૪
માતૃદેવો ભવ । — ૨૫૭
માધાવાવ — ૫૮
માનો સાદ — 'હિમાલય' ૩૩૪
વસંત — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ ૬૦
શીઆળો — ,, ૧૦
શૈશવ — ,, ૪૩૩
સંધ્યા — ,, ૨૦૬
હસવું ને હસવું — ૨૫૫
હાથ જોડી ના બેસો — કવિ ખબરદાર ૨૫
ક્ષત્રિય અને બ્રાહ્મણ (ચિત્રિત) — કવિ દલપતરામ ૨૩૦

## નાટિકા

એકલવ્ય — ૩૧૮

## જીવનચરિત્રો

એ પ્રેમળ જ્યોતિ — મહાદેવ હરિભાઇ દેસાઈ ૩૨૬
કરસનદાસ મુળજી — ૪
કવિ બોટાદકર — નવલરામ જગન્નાથ ત્રિવેદી ૪૦૯
ગોસ્વામી તુલસીદાસ — ૧૬૬
છાપકળાનો શોધક — ૩૭૪
ડૉ. આલ્ફ્રેડ નોબેલ — ૨૦૬
દીનબંધુ ઍન્ડ્રુઝ — બનારસીદાસ ચતુર્વેદી ૪૧૦
પંડિત વિષ્ણુ દિગંબર — ૬૨
મીરાંબાઈ — ૨૮૬
રણછોડરામ — હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતા ૧૨૫
રવીન્દ્રનાથ ઠાકુર — ૫૦
સિસ્ટર નિવેદિતા — ૨૪૧

## વાર્તાઓ

અમૃતની કટોરીઓ — મનુલાલ મેઘાણી ૨૩૨
એક તેતરને કારણે — ૨૭૩
એવા આળે તો કનડિયો — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ ૩૩૨
કકલાલની રોશી — 'ઓઝવ' ૭૧
કઠોર કૃપા — દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર ૧૩૧
કિરીટ — શ્રી ધનગોપાલ ૧૩૪, ૧૮૬, ૨૬૬, ૩૪૨, ૩૮૭, ૪૬૯, ૪૭૪
ખરી બનેલી વાતો — ૩૦૬
ગુમ થએલી તસ્વીર — 'ધૂમકેતુ' ૧૪૪
ગોદાનું બંધન — નૃસિંહરામ દવે અને દ. બા. કાલેલકર ૧૨
ઘોડાનો ઇન્સાફ — ૧૮૪
ચંદ્રમાં કોણ રહે છે ? — 'બાલબંધુ' ૩૦
દિગ્વિજયનું યુગ — પ્રસાદ ૪૯૨ ૧૮
દીકરો — ૨૬૧

## સાંકળીઉં

નગરશેઠના દીકરાની વાત — લીલાવતી મણિશંકર ૪૬૫
નાના રૂસ્તમજીની ચતુરાઇ — નરહરિ દ્વારકાદાસ પરીખ ૧૯૨
પ્રાણદાયી દવા ૮૯
પુરણ ભગત — રડ્યાર્ડ કિપ્લિંગ ૨૫૬
બલિદાન — ઝવેરચંદ મેઘાણી ૪૧૫
બહારવટીઓ રામવાળો — પ્રાણજીવન આચાર્ય ૯૯
બુઢ્ઢો દાદખાં ૨૧
બ્હેનની આશીશ — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ ૩૧૩
મધરાતની બ્હિસલ ૬૭
મુઆ મડાની વાર્તા — ગીજુભાઇ ૩૦૬
મેહદુમ કુલી ૧૭૩
યોસ્કુશ — નરહરિ દ્વારકાદાસ પરીખ ૩૮૦
રાજકુમાર ઉદયરત્ન ૨૧૮
રાણુજી ગોહીલ ૭૦
વફાદાર જિગર ૪૫૫

## લેખો

અનંત અને ઉપેન્દ્ર ૨૯
આકાશદર્શન — હરિહર ભટ્ટ
અભિજિત્, શ્રવણ તથા મંગળ ૩૧૬
અશ્વિની, કૃત્તિકા, રોહિણી, પુનર્વસુ, બ્રહ્મહૃદય અને યમુના ૪૦૦
દેવયાની, ભાદ્રપદા અને યામમત્સ્ય ૩૬૧
ધ્રુવ, ધ્રુવમત્સ્ય અને સપ્તર્ષિ ૧૧૨
મધા, ફાલ્ગુની અને મણિમાલા ૨૭૬
મૃગ, વ્યાધ અને અગસ્ત્ય ૧૫૬
ભૌતિક વિચાર ૪૮૫
વૃશ્ચિક, ગુરૂ અને મંગળ ૧૯૪
સિંહાવલોકન ૪૪૧
હસ્ત, ચિત્રા, સ્વાતિ અને શનિ ૨૩૬
આચાર્ય દેવો ભવ । દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર ૩૬૫
ઇતિહાસદર્શન 'ધૂમકેતુ' ૨૩, ૧૦૩, ૧૮૧, ૩૦૩, ૩૫૦, ૪૩૩
ઉગતી પ્રજા
ત્રીજું વિદ્યાર્થીસંમેલન-ઉમરેઠ ૩૧૮, ૪૩૭
મહાવીર વિદ્યાલયનું સંમેલન-મુંબાઈ ૩૧૯
યુવકસંઘ-ભરૂચ ૩૧૮
સુરતનું યુવકસમાજ ૪૮૪
કલાતીર્થ અજન્તા — નારાયણ ર. મલકાની ૮૫
કાળા માથાનો માનવી શું ન કરે? ૩૩૬
કેનીઆ ૪૫૯
કેન્ટુકીની પાતાળગુફા ૨૧૧
ગરીબની દાઝ — દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર ૪૨૫
ગીરનારની યાત્રા — જયકૃષ્ણ પુરાણી ૨૨૯, ૨૬૨
ચીતરવાનું સહેલ છે ૨૨૨, ૨૭૧
જંતુઓ વીશે કંઈક — પોપટભાઇ ૬૧
તરંગો — 'કાળીનો એક્કો' ૩૭૮
તરતાં શીખજો ૧૮૦
દહીં — અમૃતલાલ પ્રાણશંકર પઢ્ઢણી ૧૪૯
દીવાળીની તૈયારી ૩૧૫
નવું વર્ષ ૪૦૭
નવી સૃષ્ટિ ૪૪૭
પહેલું સુખ તે જાતે નર્યા ૨૪૭
પાંચ મિનિટની કસરત ૧૦૭
પ્રસાદ ૨, ૪૪, ૮૩, ૧૨૪, ૧૭૦
બેલગામ ૪૯૦
બેસતું વર્ષ — પ્રાણજીવન આચાર્ય ૩૯૧
ભાવનગર ૧૫૨
મા ૨૪૯
માડાગાસ્કરના વતનીઓ ૧૭૬
માતૃદેવો ભવ । દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર ૨૪૩
માધુકરી ,, ૪૫
માધુકરી
અબ્રાહમ લિંકન ૪૦૩
અંબાઇ માઇ ૩૧૧
અસહકારનું બીજ ૩૧
આટ્લાંટિક મહાસાગરમાં ૧૦૨ દિવસ ૩૩
આ દશા? ૩૫
આપકર્મી ૪૮૭
આપણી રમતો ૨૩૯
એક વીર ૧૧૬
એક સાહસિક કુમાર ૧૫૯
ઉગતી પ્રજાને ૩૩
ઉંચામાં ઉંચો માણસ ૨૭૯
કર્તવ્યનિષ્ઠ પરશુરામ ૧૯૭
કર્મવીર બ્રાયન ૧૫૯
કવિવર રવીન્દ્રનાથની છબી ૭૩
ગરીબનો બેલી જૉન પાઉન્ડ્ઝ ૨૩૯
ગરીબ રેમિંગ્ટન ૩૧૨
ચૌદ વર્ષનો વિદ્વાન્ ૭૬

જબાર ૧૬૦
જાદુઈ ચોરસ ૧૧૭
જીવનકલા ૪૯૦
ડૉ. કૅમેરર ૧૯૯
તપસ્વિની રાબેયા ૩૨૦
દેશબંધુનું સમર્પણ ૪૮૮
પડછાયા વિનાની બત્તી ૧૧૭
પરિશ્રમ અને ત્યાગના બે દાખલા ૬૫
પરદુઃખભંજન મિ. સીમન્ડ્ઝ ૩૨૧
બત્રીસલક્ષણો ૧૧૫
બાર વર્ષની બાલકવિ ૧૧૭
બાર વર્ષનો બહાદુર કુમાર ૩૨૧
બાવીસ માઇલ તરવાની હરીફાઇ ૩૨
બ્રિટિશ સામ્રાજ્યનું પ્રદર્શન ૨૮૦
બી અમ્મા ૪૯૦
બેકી રકમનો ચોરસ ૪૦૪
ભલો જૉન ડેવી ૫૨૨
મર્હુમ પ્રો. ઍન્ડ્રી ૪૪૫
માઠું મરણ ૩૫
મુલ્કમેદાન તોપ ૨૭૮
મુળી ખાચર ૨૭૮
રડ્યાર્ડ કિપ્લિંગ ૨૭૯
રૂદ્રાક્ષ ૧૧૭
લતીફા હાનુમ ૧૯૭
વિજયાદશમી ૪૦૨
વિજયનો માર્ગ ૩૨
વીરપુત્રોનો બાપ ૫૨૧
વૉન્ડર વેલ ૨૪૦
વૉશિંગ્ટન વૃક્ષ ૭૩
શરીર કસેલું કામનું ૨૪૧
શહીદ ૪૪૫
શાન્તિનિકેતન અને શ્રીનિકેતન ૭૨
શ્રીસમર્થ રામદાસ સ્વામી ૧૯૮
સ્વ. આશુતોષ મુકરજી ૨૩૮
સાબરીઆ સ્વામી ૩૬૨
સોમનાથ ૧૧૬
સોરઠની સંસ્કૃતિ ૪૪૩
સૌરાષ્ટ્ર ૧૧૬
હાથીનું મોત ૧૫૯
હીંદના વિદ્યાર્થીઓને અર્પણ ૩૬૩
મિજલસ ૨, ૪૨, ૮૨, ૧૨૨, ૧૬૪, ૨૦૪, ૨૪૪, ૨૮૪, ૩૨૪, ૩૬૬, ૪૦૮, ૪૪૮
છતી આંખે......? ૨૦૫
તમને હસતાં આવડે છે ? ૨૪૪
દુશ્મન ૩૨૪
નશો ૩૬૬
મન થઈ જાય છે ૪૦૮
મીજાજ ૪૪૮
લક્ષાધિપતિ ૨૮૪
સસુર ! ૧૬૫
મિ. એરૂંડેલ અને ઉગતી પ્રજા ૩૭
મોટેરો 'કાળીનો એક્કો' ૨૦
રંગોળી ૨૯૯
રસાયણવિદ્યાના ચમત્કાર લાભશંકર અંબાશંકર ભટ્ટ ૨૬
રક્ષાબંધન ૨૮૩
રાષ્ટ્રદેવ ૩૨૩
રાષ્ટ્રધ્વજ પુરુષોત્તમ નારણદાસ ગાંધી ૩૪૮
વનરાજ ૪૧૮
વરસાદ વિનોદિની ર. નીલકંઠ ૨૯૨
વિજ્ઞાન એ શું છે ? કાન્તિલાલ છગનલાલ પંડ્યા ૪૨૫
વીજળીની રમતો ૬૫
સુલેખન અથવા સુંદર અક્ષરે લખવાની કળા ૩૮૩
સ્કાઉટ્સ અથવા કુમારસૈના ૩૯૦
હૃદયનાથ 'ગિરીશ' ૧૫૦

## પરચુરણ

અખાડું ૩૯, ૬૩, ૬૬, ૧૧૧, ૧૫૧, ૧૬૧, ૨૧૭, ૨૨૮, ૨૩૭, ૨૫૩, ૩૦૮, ૩૩૫, ૩૪૯, ૩૮૬, ૪૦૧, ૪૧૪, ૪૩૬, ૪૫૮
આ મહીને ૭૭, ૧૧૯
ઇનામી હરીફાઇ
આલો ઓળખી કાઢો ૭૮, ૧૬૨
વિદ્યાર્થીઓની ફોટોગ્રાફી ૩૧૧, ૪૦૫
એમ કેમ ? ૨૩૫
ગણિત-ગમ્મત ૩૮૨, ૪૨૪, ૪૬૪
ગયે મહીને
ઇંગ્લંડના નવા વડા પ્રધાન ૭૪
કલાપ્રદર્શન ૧૧૮
કાકાસાહેબ કાલેલકર ૭૭
ચિત્રો (અલીબીરાદરો અને લેસ્લી વિલ્સન) ૨૯

નામદાર ગાયકવાડનું ભાષણ ૭૬
લોકનાયક લેનિન ૭૪
શ્રી. ઇંદુલાલ યાજ્ઞિક ૧૧૯
સંગીત પરિષદ્ ૧૧૭
સદામુક્ત બાપુ ૮૦અ
સદ્ગત પ્રેસિડેન્ટ વિલ્સન ૮૦બ
સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ૧૯૯
સ્વ મનસુખલાલ રવજીભાઇ મહેતા ૮૦ઘ
ચોમાસાની વીજળી પડે ત્યારે ૩૪૬
જરા ઉપયોગનું ૩૧૨
જરા ચેતજો ૪૭, ૧૧૪, ૧૭૬
તમારી ફુરસદે ૧૫૪, ૧૯૩, ૩૧૫
પૂછો તંત્રીને ૪૦, ૨૭૨, ૩૦૫, ૩૫૪, ૪૩૯, ૪૪૨, ૪૬૪
પુસ્તકો: નવાં અને જુનાં
અચલાયતન ૧૫૭
આશ્રમહરિણી ૧૫૮
કાવ્યસમુચ્ચય ૧૯૫
કુમારિકાધર્મ ૩૧૯
ગાંધીજીનાં વિચારરત્નો ૩૯૯
નવાં ગીતો ૩૬૦
બંસરી ૪૪૦
બાળવિહાર ૧૯૬
બોટાદકરની કવિતા ૪૪૦
ભાવનાસૃષ્ટિ ૨૩૪
ભૂગોળ ૩૯૯
રાજરાણી ૨૩૪
વીરકથા ૨૩૫
સૂરીશ્વર અને સમ્રાટ્ ૧૯૫
સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૧ ૬૯
હૃદયરણકાર ૩૯૯
ફુલપાંદડી પૃથુરાજ શુક્લ ૪૬૭, ૪૭૬, ૪૮૩
મેંદીનાં પાન ૩૦૨
લીલો મેવો ૮૦, ૧૬૧, ૨૦૧, ૨૪૧, ૨૭૭, ૩૬૪, ૩૯૪, ૪૦૫, ૪૪૬
સ્વીકાર ૧૫૮, ૧૯૬, ૨૩૫, ૨૮૦, ૩૬૦, ૩૯૯, ૪૪૦






એક જ તરાપે વાઘ કિરીટની ગરદન પર ચડી ગયો ને હોદાને વળગ્યો.

# તમે પછી શો નિશ્ચય કર્યો?

ગયે મહીને આ સ્થળે ચોંટાડેલી ગુલાબી રંગની પત્રિકા તમે વાંચી હશે. ન વાંચી હોય તો આ અંકની 'મીજલસ'માં એનો સાર આપ્યો છે તે વાંચી લેજો. એ વાંચીને તમે હવે શો નિશ્ચય કરો છો? આ વરસનો આ છેલ્લો અંક છે. આખા વરસ દરમ્યાન કુમારે કરેલું કામ તમે જોયું છે. એ ઉપરથી તોલ કરી તમે તરત નિર્ણય બાંધી શકો.

ગયા વરસના પોતાના કામથી 'કુમારે' તમને સંતોષ આપ્યો છે? એમાંથી તમને કંઈપણ નવું, કંઈપણ ઉપયોગી, કંઈપણ રસભર્યું કે કંઈપણ જાણવાજેવું મળ્યું છે? તમને 'કુમાર' ગમ્યું છે?......તો-—તમે ગ્રાહક તરીકે ચાલુ રહો, અને વધુ નહિ તો બીજો એક એક ગ્રાહક વધારી આપો.

# 'કુમાર' કોનું?



¶ 'કુમાર' અમારૂં કે તમારૂં એકલાનું જ નથી. નથી તે કોઈ કોમનું, ધર્મનું કે પંથ-સંપ્રદાયનું. અથવા કોઈ રાજકીય કે ધાર્મિક પક્ષનું.

¶ 'કુમાર' તો છે દેશના દરેક ભાવિ નરનારનું;—આજની ઉગતી પ્રજાનું;—જે આવતી કાલે જગતની જવાબદારીઓ માથે લેવા ઉમેદવાર છે તેમનું.

¶ 'કુમાર' નવા યુગનો આગામી દૂત છે. તમો જાણો છો કે દુનીઆ ઉપર એક નવો જ યુગ ફેલાતો આવે છે? એ યુગમાં ભ્રાતૃભાવ ને શાંતિની સુવાસ છે. તમે એ યુગને ન ઓળખો તો એ યુગનું જીવન જીવી જાણી ન શકો. એવા સુંદર જીવન માટે તમને તૈયાર કરવાના 'કુમાર'ને કોડ છે. [પાછળ



## ગ્રાહકો! તમારાં કામનું—

આ અંકની સાથે જેમનું લવાજમ પુરું થાય છે તેમના અંક પર તેવા ખબર આપનારી પત્રિકા ચોટાડી છે. …ક તરીકે ચાલુ રહેવા ઇચ્છનારે પોતાનું લવાજમ આ અંક મળતાંવેંત જ મોકલી આપવું. કારણકે ઘણાં …ગ્રાહકોને અમારે આવતો અંક વી.પી. કરવાનો હશે; અને ટપાલ ઑફિસ બધાં વી.પી. એકસામટાં ન લેતી …પી. ગ્રાહકોના અનુક્રમ પ્રમાણે રોજ થોડાં થોડાં વી.પી. થવાને લીધે તમને આવતા મહીનાનો

**નવા વર્ષનો સુંદર ને આકર્ષક પહેલો અંક મોડો મળશે.**

…એ અંક બહાર પડે કે તરત જ મેળવવો હોય, તો આ અંક મળતાં જ તમારે પોતાનું લવાજમ મનીઑર્ડરથી …કલી આપવું. એથી ખરચ ઓછું થશે, અગવડ વધારે ટળશે, વખત બચશે અને અંક નિયમિત મળશે.

એવી જ પ્રેરણા તે કર્યા કરશે.

- 'કુમાર' ઘરઘરમાં આદર પામે, દરેક ઘરમાં સુંદર, નિર્મળ, પ્રેમાળ વાતાવરણ સ્થાપે સંચાલકોનો ઉદ્દેશ છે.
- 'કુમાર' જુગજુગ જીવે, ઘરઘરમાં આશા, ઉત્સાહ અને પ્રેરણાના પ્રવાહ ચાલુ રા તમે ચાહો છો?

## તો 'કુમાર'ના સુખદુઃખના થોડા ભાગીદાર થાઓ

ગામેગામ, ઘેરઘેર, દરેક સંસ્થા, દરેક સમુદાય ને દરેક જ્ઞાતિમાં 'કુમાર'નું વાંચન પહોંચે તમારી ભાવનાઓ ફેલાવો અને ચર્ચો. ભાવનાનું બળ અતુલ છે.

- 'કુમાર' દેશમાં સદોદિત અમર રહે એવો નિશ્ચય દરેક વાંચનાર દૃઢતાથી કરે, અને પોતાથી થાય તેટલું અંતઃકરણપૂર્વક કરી છૂટે. તમે અને અમે આ જગતમાં ન હોઈ પણ 'કુમાર' દેશની સેવા કર્યા જ કરે એ વિચારને સંક્રમ બનાવો.
- 'કુમાર' જેમના હાથમાં પહોંચે તેમણે તેની પ્રેરક વાતો મિત્રોને, કુટુંબીઓને અને ર અભણ, ભાંડુઓને કહેવી. જેઓ ખર્ચ કરી શકે તેમ હોય તેમને ગ્રાહક થવા ર શાળાઓ અને સંસ્થાઓને બીજા ખર્ચમાં 'કુમાર'નો ખર્ચ ઉપયોગી અને જરૂરનો શ્રદ્ધા કરાવવી. મિત્રોને પત્ર લખતી વેળા 'કુમાર' વિશે બે શબ્દો જરૂર લખવા. પોતે હોય તેમણે કોઈ ગરીબ વિદ્યાર્થી કે મંડળને 'કુમાર'ની ભેટ કરવી.
- આમ, 'કુમાર'ના, સૌ રક્ષકો થાઓ. પોતાનું વય વધતાં 'કુમાર' સૌનું અનિષ્ટ જીવનથી રક્ષણ

## 'કુમાર'નો સત્કાર

§ 'કુમારે' ગુજરાતનાં માસિકોમાં જુદી જ ભાત પાડી છે.—**કનૈયાલાલ મુનશી**

§ 'કુમાર'ની પાછળ રહેલા ભાવનાસૌંદર્યથી મને એટલું આકર્ષણ થયું કે તેના અંકો હું ધ્યાનથી વાંચી ગયો. એ આખા માસિકમાં ઘણા ઉંચા તથા સારા પ્રકારની રસસંપત્તિ મને દેખાય છે.—**ડૉ. કાન્તિલાલ પં**

§ 'કુમાર'માં ઘણી નવી દિશાઓ તમે યોગ્ય રીતે ઉઘાડી છે, અને ઘણું સારું આવતું તેમાં જોઉં છું.—**અરદેશર ફરામજી ખબરદાર**

§ હું ઘણા વખતથી જે કંઈ ઈચ્છતો હતો તે એમાં ભાળું છું.—**કરસનદાસ જ. ચીતલીઆ**

§ કળાના સુંદર નમુનાનું એક જ માસિક 'કુમાર'.—**મહાદેવ હરિભાઈ દેશાઈ**

§ પાને પાને ઉચ્ચ ભાવ અને ઉદાર આદર્શોની ઝમક રહેલી છે ...પોતે કુમાર દશામાં નહિ મેળવેલું ઘણું ઘણું જાણવાનું હાલના જુવાનોને પણ 'કુમાર'માંથી મળે એમ છે.—**હીંમતલાલ ગણેશજી અંજારી**

§ 'કુમાર' જાણે મારૂં વહાલામાં વહાલું અને નજીકમાં નજીકનું સગું હોય એમ મને લાગે છે; અને તે મે આવે ત્યારે મને તે બહુ જ અસહ્ય થઈ પડે છે.—**ગ્રાહક નં. ૪૮૯**

§ 'કુમાર'ના લેખો વાંચીને મારાં બાળકો બહુ ખુશી થાય છે. અમે સહુ તે વાંચીએ છીએ, અને સર્વને નવું જાણવાનું મળે છે.—**ગ્રાહક નં. ૨૩૨**

§ રસ અને કલા દ્વારા મારી પ્રીતિનું પાત્ર બનેલું એકનું એક જ માસિક 'કુમાર'. તમારી કવિ એએ તો મને કવિતાનો રસીઓ બનાવ્યો છે—**એક વાંચનાર**

§ વિષયોની ચુંટણી કુનેહથી કરી છે અને ચિત્રો વગેરેથી તેને દીપાવી છે.—**રૂસ્તમજી મસાણી**

§ આ માસિક હજુ બાળપણમાં છે, છતાં તેના અંકો એક કરતાં એક ચઢીઆતા જ નીકળતા જાય ભવિષ્યની આશા આપતાં બાળકોના મુરબ્બીઓ આ માસીકને જરૂર ઉત્તેજન આપે.—**શેઠ હરજીવન વાડી**

§ દસ મહીનાની વયમાં તો 'કુમારે' ભાતભાતની કલા સરજી અને ભાતભાતની ભાવનાઓ બહલાવી. ચિત્ર તેમજ ચમકનો કલાભર્યો ઉપયોગ કરીને કુદરત-કલાના હાથ મીલાવ્યા હોય તો તે 'કુમાર' ...એના નાના નાના ચિત્રમાં પણ આપણી સંસ્કૃતિનું રહસ્ય ભર્યું છે.... 'કુમાર'ના પ્રત્યેક પાનાની ગોઠવણ જીવંત બનાવવાનો પ્રયત્ન જોવાય છે. રંગની ભભકના આ આંખો આંજતા યુગમાં આંખોને ઠારે, વૃત્તિઓને વારે અને સાચી રસજ્ઞતા પોષે એ 'કુમાર'નો પ્રચાર હજુ કેટલો અલ્પ! —**'સૌરાષ્ટ્ર'**




# નવી સૃષ્ટિ

કલ્પનામાંથી સ્વપ્ન લાધે છે; અને સ્વપ્નમાં નવી સૃષ્ટિ જાગે છે. કૌમારની દેવી કલ્પના છે અને સ્વપ્નો એના સોબતીઓ છે. આજ તું કલ્પના કરીશ—સ્વપ્નાં રચીશ, અને કાલે નવી સૃષ્ટિ સરજાશે.

ચીલાચાલુ ન થા, ભાઈ. સર્વથા અસાધારણ બન. જુનાંઓથી તું જુદો પડે છે એટલા માટે ન અટકીશ—ન થોભીશ: તારી દુનીઆ ઘડવાનો કુદરતી હક તને જ છે. તો આવેલ અંતરાય ભેદી તારી ધુનમાં આગળ ધપજે, અને મહાપ્રાણ તું મેળવીશ.

તારી ચિત્રપોથીને ખુણેખુણે કલ્પનાની રમત કર, અને વિધાતાની શક્તિ તારી છે. તારી રોજનીશીને પાનેપાન સ્વપ્નની વાત માંડ, અને ભાવિનું મંડાણ તારે હાથ છે. તારા જીવનપંથની પળેપળ નવું ભાન જગાવ, અને જગતનો સુકાની તું છે.

.......પણ તારી કલ્પના નિર્દોષ હોય, સ્વપ્ન સુંદર હોય અને સૃષ્ટિ સાચી હોય એ જાણવું ખસુસ જરૂરનું છે.

જોઈ શકે તો સામે નીસાસાનો ધોધ ગાજે છે, અને સાંભળે તો પાછળ આંસુનો સાગર ઉછળે છે.

જડતાને આર્દ્ર કરવાની અને બેડોળપણાને ઘાટમાં લાવવાની કલ્પના તારી છે. અપંગને આધાર દઈ દોરનાર, અનાથનો અણજાણ મદદગાર, બીચારા દરદીનો માયાળુ પરિચારક, દુઃખી ગરીબનો પક્ષકાર, અને દેશનો ધ્વજ લઇ ધસનાર,—એવા એવા સ્વપ્નના દેખાવ તારા છે.

અને હવે.......મધરાતના આકાશી દીવાઓ તને મુંગી આશિષ દે છે—જગતની આતુર આંખ તારી વાટ જોઈ રહી છે.






પ્રભુકૃપાથી આ અંક સાથે 'કુમાર'નું પ્રથમ વર્ષ પુરું થાય છે; એ પ્રસંગે આપણે પરસ્પરનું અભિનંદન કરીએ. વર્ષની શરૂઆતમાં અમે કરેલી આગાહીઓને અમે કેટલે અંશે પાર પાડી શક્યા છીએ તેનો તોડ તો તમે જ કાઢો એ ઠીક. અમે તો અમારા મનથી બરોબર સમજીએ છીએ કે જે જે ધારણાઓ અમે બાંધેલી તેનો સોમો ભાગ પણ અમે હજુ બર લાવી શક્યા નથી. છતાં, ગુજરાતનાં માસિકોમાં, 'કુમારે' કંઇક અનોખી જ ભાત પાડી છે કે નહિ, અને ગુજરાતની ઉગતી પ્રજાની કંઇક પણ સેવા તે કરી શક્યું છે કે નહિ એ વાતનો તો, તમારા પોતાના વિકાસમાં એણે કેટલે અંશે સહાય કરી છે તે પરથી, પ્રમાણિકપણે તોલ કરવાનું તમને જ સોંપીએ છીએ.

❧

અમારી સૌથી મોટી મુરાદ તો એ હતી કે 'કુમાર' દર મહીને નિયમિતપણે બહાર પડે. પરંતુ તેમાં યે છેલ્લા ત્રણેક માસથી અમે નિષ્ફળ નીવડ્યા છીએ, એ ઘણા સંકોચ સાથે અમે કબુલ કરીએ છીએ. ચિત્રોની તૈયારી અને 'કુમાર'ની ઢબની છપામણી કરાવવાનો જેને અનુભવ છે તેઓ સમજી શકશે કે એ વસ્તુ ઘણો વખત લે છે. કેટલીક છાપખાનાની અગવડને લીધે, અને કેટલીકવાર વધુ સુંદર વસ્તુઓ અમારા વાંચનારાઓ આગળ રજુ કરવાની હોંશમાં, અમારે નિયમિતતા તોડવી પડી છે. અમારી પ્રબળ ઇચ્છા છે કે એ અગવડોને

## મીજાજ

મીજાજ એ શું છે તેની ઘણાયને ખબર નથી હોતી. તમે જ્યારે તે ખોઈ બેસો છો ત્યારે જ તે વિના તમે કેવા લાગો છો તેની સમજ પડે છે. તમે તે વખતે કહો છો, 'મારી સાથે હમણાં વાત ન કરશો; મારો મીજાજ ઠેકાણે નથી.'

પોતાનો મીજાજ ઠેકાણે નથી એટલી યે જેને ખબર પડે છે તેને તો હું ધન્ય કહું. કારણ કે તે પળે ઘણી યે મુસીબતથી બચી જવાની તેને તક મળે છે. પરંતુ ઘણા દુર્ભાગીઓને તેમનો મીજાજ જાય છે ત્યારે મુદલ ભાન રહેતું નથી. તેની આસપાસનાં માણસોને તરત લાગે છે કે ભાઇસાહેબનો મીજાજ ગયો છે.

§

મીજાજ ખોઈ બેઠેલા માણસો પોતે શું કરે છે અને શું બોલે છે તેનું પણ તેમને ભાન રહેતું નથી. તેઓની વાત સાચી હોય, છતાં ઉકળાટને લીધે તે બરાબર રજુ કરી શકતા નથી. ઘણીવાર તો દલીલ નહિ કરી શકવાથી, અગર પાછા પડવાને લીધે પણ મીજાજ ખોઇ તેઓ પોતાની બાજુએ વધારે નુકસાન કરે છે.

તેઓ હિતસ્વી અને દુશ્મન બંનેને એકસરખા ભાંડે છે, બેગુનાહ માણસો પર આરોપો મુકે છે, સૌ પર ચીડાય છે, અને ઘણીવાર ભયંકર નુકસાન કરી બેસે છે; અંતે જીંદગી સુધી પસ્તાતા રહે છે.

તેઓ સહેજવારમાં કુટુંબીઓને અળખામણા બની જાય છે, મિત્રોને દુશ્મન કરી બેસે છે અને જાતે સદા દુઃખી રહે છે.

§

તમને કે બીજાને જરાપણ ક્લેશરૂપ થાય એવો દેખાવ ઘડીભર પણ ન થવા દો. તમારા અંગેઅંગમાં ક્રોધ વ્યાપી જાય તે પળે પણ તમારો મીજાજ હાથમાં રાખો.

એ પળે તમારા ભાવો એકદમ બદલી નાખો. તમને શોભારૂપ ન હોય એવા ભાવ દાબી દો અને મીજાજ ઠેકાણે લાવવા તરફ તમારે મન વાળો. તમે પ્રયત્ન કરશો તો જેવા જોઇએ તેવા ભાવ તમે બદલી શકશો અને મીજાજ જરૂર ઠેકાણે રહેશે.

§

જ્યારે મીજાજ જાય ત્યારે તમારી જીંદગીના કોઈ ભવ્ય કાર્યનો વિચાર કરજો; અને એ કાર્યની ખાતર પણ મીજાજ સાચવવાનું તમને વ્યાજબી લાગશે.

પહોંચી વળવા જેટલાં સ્વતંત્ર સાધનો ને તૈયારીઓ 'કુમાર'ને હોય, ને બરોબર પુનમે અંક ઓહકોના હાથમાં જઇને પડે. અમે તેને માટે પ્રયત્નો કરી રહ્યા છીએ; અને 'કુમાર' જો ખરેખર આ યુગની જરૂરીઆતનું જ અંગ હશે, તો એ ઇચ્છા પાર પડ્યા વિના નહિ રહે એવી અમારી ખાતરી છે.

✤

'કુમાર'ના વાંચનારાઓની જે સંખ્યા હાલ અમારી પાસે છે તે જોતાં ગુજરાત માટે નિરાશા જેવું ન જ ગણાય. છતાં આ નવા યુગનાં નવીન સાહસ, નવીન કલ્પનાઓ, નવીન યોજનાઓ અને નવીન વસ્તુઓ ગુજરાતની ઉગતી પ્રજામાં ઉતારવાને જે સંગીન પાયો આવા માસિકને જોઇએ તેના પુરતી સંખ્યા તો એ નથી જ. આ સ્થિતિ અમે આમ વારંવાર સ્પષ્ટપણે કહીએ છીએ તે ઉપરથી કોઇ એમ માનવાની ભુલ ન કરે કે અમે લેશમાત્ર હતાશ થયા

જ્યારે જ્યારે તમારા આદર્શથી ઉલટી સ્થિતિમાં તમે જઈ પડો ત્યારે તમારા મનમાં કોઇ પ્રેરક વિચારો કરો, અને તેના આનંદમાં ગરક થઇ જઓ.

તમારી કલ્પનાની સહાય લઇ ઉત્તમ સ્થિતિમાં તમારૂં મન પરોવી દેવાથી પણ તમારો મીજાજ કાબુમાં લાવી શકશો.

કોઇ પણ હલકી વૃત્તિને તાબે ન થતા તમારી જાત પર પ્રભુતા સ્થાપી દો. તમારામાં હોય તેટલું બળ કરી અંદર હુકમ ચલાવો; અને બધાં જ્ઞાનતંતુઓ તમારાં મદદગાર થશે.

§

જ્યારે તમે નિરાશાની ખાડમાં પડી જતા લાગો ત્યારે મનમાં આનંદ, ઉત્સાહ અને બળવાળી કલ્પનાઓ કરો, અને કોઇપણ રીતે ખુશમીજાજ ટકાવી રાખો. ખાતરીથી માનજો કે તમે તમારા મનનું વલણ ધારશો તેવું લાવી શકશો.

તમે ગુસ્સે થવાની તૈયારીમાં હો, ઉશ્કેરાઇ જવાના હો, વ્યાકુળ થઇ જતા હો કે નારાજ બની જતા હો, તે પળે એકદમ તે લાગણીઓની સામે થાઓ. એવી નબળી લાગણીઓને વશ થઇ મીજાજ ખોઇ બેસવા માટે પોતાનો કોઇ જાતનો બચાવ કરવો તે અયોગ્ય છે.

§

ખુશમીજાજ ટકાવી રાખવાને હમેશાં તમારા મનમાં આનંદી જીવનનાં ચિત્રો રચ્યા કરો. આ રીત તમને ખુબ લાભદાયક અને ગમતો વિનોદ આપનારી થઈ પડશે. દરેક ફુરસદની પળે આ જ ભાવના ખીલવ્યા કરો.

તમે એમ જ માનો કે હું ખુબ સુખી અને સંતુષ્ટ છું; વિચારવંત અને સ્નેહાળ છું; મારો સ્વભાવ બહુ જ મધુર છે; હું પ્રકાશમય જીવન ગુજારૂં છું, અને માનવજાતના જીવનમાં જે કંઈ સભર, બળવાન ને સુંદર છે તે બધું મારી આસપાસ છે. મારી આરપાર ચેતન હસી રહ્યું છે.

યાદ રાખજો કે જે બાબતનો આપણે ખુબ વિચાર કરીએ છીએ તે જ આપણા જીવનમાં ઉગી આવે છે. માટે સૌ ખુશમીજાજ રહો.

સાચું જીવન મીઠી તંદુરસ્ત હાસ્યલહરીઓમાં જ છે.

---

**ક્રીતિની પાછળ ભટકી કાંઈ પણ કામ ન કરતા: તમારૂં કામ જો સારૂં હશે તો ક્રીતિ જ તમારી પાછળ ભટકતી આવશે.**

---

આ અંકને પહેલે પાને ચોડેલી પત્રિકા, તથા અંદર આપેલી "પાંચ રૂપીએ 'કુમાર'" વાળી યોજના તરફ વાંચનારાઓનું ધ્યાન ખેંચીએ છીએ.

છીએ. એનો જવાબ તો અમે અમારી આવતા વર્ષની સંગીન તૈયારીઓ વડે જ આપવાના છીએ.

✤

આવતા વર્ષને માટે અમે વિશેષ પ્રેરક વાર્તાઓ, વધારે રસદાયક લેખો અને અનુભવી પુરુષોની આત્મકથાઓનો સંગ્રહ મેળવી શક્યા છીએ:

નવા હુન્નરઉદ્યોગ અને મુલકોના પરિચય, વિજ્ઞાન અને ખગોળના વધુ રસદાયક ભાગો, વિદ્યાર્થીઓનાં સાહસોની અને ઇતિહાસના અણજાણ્યા પ્રસંગોની પ્રોત્સાહક વાતો, કુદરતની પીછાન ને પ્રવાસોના અહેવાલો, જુનાંનવાં સાહિત્યમાંથી ચુંટેલાં રસદાયક ને પ્રેરક સચિત્રકાવ્યો, મનને આનંદ આપી બુદ્ધિ વિકાસ કરનારી ઇનામી હરીફાઈઓ, વગેરેની વધારે ચડીઆતી સામગ્રી અમારી પાસે આવી છે. અને પોતાની કલાની વિશુદ્ધિ ને પ્રેરકતા, ચિત્રોની પસંદગી અને કલાયોજનામાં 'કુમાર' તદ્દન નીરાળું જ છે એ તો સૌ જાણે છે.




ઇંગ્લંડનો કોહીનૂર કહીએ એવું એક હૃદય છે,—કોમળ અને વીર હૃદય છે. એને આંસુ છે ને નીસાસા છે; પ્રેમ છે ને શૌર્ય છે. એ દીનબંધુ છે.

કોણ નથી જાણતું કે એ કોણ છે? આત્મા કંઈ નામથી નથી ઓળખાતો. હૃદય તો આપણને લાગે છે—કહેવાતું નથી.

શાન્તિનિકેતનના પ્રાણ કવિવર રવીન્દ્રનાથના એ પરિચર અને ગાંધીજીના પ્રિય સહચરઃ—એ ઍન્ડ્રૂઝ છે.

માનવસંતતનો જાણે એ બીજો પ્રાણ છે; હીંદુસ્તાનનો ધર્મનો ભાઈ છે; ભાવિ રામરાજ્યનો આજનો લક્ષ્મણ છે.

આજના મીશનરીઓને માર્ગે ચડેલ એ ધર્મફેલાઉ પાદરી નથી; પણ ઇશુ ભગવાનનો પ્યાલો પીધેલ ખરો ખ્રીસ્તી ફકીર છે. કલ્પના અને કવિતા હોમીને જીવનઝોળી વરેલો એ જોગી છે. અમલ અને ધનની પાર ઉતરેલ એ અવધૂત છે.

એ પ્રભુનો માણસ છે, 'ગરીબોનો વાલી' છે, દુઃખીઆંનો બેલી છે, પતિતનો બાંધવ છે. તે પ્રેમનો જીવ છે, ચેતનનો પુજારી છે, સૃષ્ટિનો સેવક છે.

'લલાટે એને કર્મયોગનો લેખ છે. બ્રિટિશ સલ્તનતના ઝેરમાંથી મળેલું એ અમૃત છે. એવાને કાજે લખાણ કે નોંધ ન જોઈએ;—હોય એક હૈયે પૂજ્યભાવ.

**જન્મ**

મિ. ઍન્ડ્રૂઝનું પુરૂં નામ 'ચાર્લ્સ ફ્રીઅર ઍન્ડ્રૂઝ' છે. એમનો જન્મ ઇંગ્લંડના ઉત્તર બાગમાં આવેલા 'કાર્લાઇલ' નામના શહેરમાં, ઇ. સ. ૧૮૭૧ના ફેબ્રુઆરીની ૧૨મી તારીખે થયો હતો. એમના પિતાનું નામ જૉન એડવિન ઍન્ડ્રૂઝ અને માતાનું નામ મેરી શારલોટ. જૉન એડવિન ઍન્ડ્રૂઝને ૧૪ સંતાન થયાં, જેમાંનાં ૫ પુત્ર ને ૬ પુત્રી અત્યારે હયાત છે. બાકીની ત્રણ પુત્રીઓ સ્વર્ગવાસી થઈ છે. મિ. ઍન્ડ્રૂઝ એમનાં માતપિતાના ચોથા સંતાન છે.

**કેળવણી**

નવ વર્ષની નાની ઉમરે તેમને બર્મિંગહામની 'કિંગ એડવર્ડ સ્કુલ'માં ભણવા મોકલવામાં આવ્યા. એમના વર્ગમાં એ સૌથી નાના હોવાથી ઘણીવાર મોટા છોકરાઓ એમને સતાવતા. શાળામાં દાખલ થતાંવેંત જ એમની ફી માફ થઇ ગઈ અને માસિક એક પાઉન્ડ છાત્રવૃત્તિ (સ્કૉલરશિપ) મળવા લાગી. શાળા છોડીને એમણે કૉલેજમાં પ્રવેશ કર્યો ત્યારે એમને વાર્ષિક ૫૦ પાઉન્ડની છાત્રવૃત્તિ મળતી હતી; અને ત્યાર પછી એમને ૮૦ પૌંડની સ્કૉલરશીપ

મળી. આખરે એ કેમ્બ્રિજ વિદ્યાપીઠની સર્વોચ્ચ પરીક્ષા પસાર કરી કૉલેજના 'ફેલો' નીમાયા. એ બહુ જ તેજસ્વી વિદ્યાર્થી હતા.

'મિ. ઍન્ડ્રૂઝે પોતાનો આત્મા હીંદને સારુ નીચવ્યો છે. મિ. ઍન્ડ્રૂઝ સામાન્ય પ્રકારના અંગ્રેજ નથી. તે બહુ વિદ્વાન છે, ઉમદા કુટુંબના ગૃહસ્થ છે, કવિ ને ધર્મશાસ્ત્રી છે. તેમણે ઇચ્છ્યું હત તો પોતે મોટા સુબાની પદવી ભોગવી શકત, તેમણે ધાર્યું હત તો મોટી કૉલેજના પ્રિન્સિપાલ થઇ શકત ને તેમણે માગ્યું હત તો પાદરી તરીકે ઉચ્ચ પદવી ભોગવી શકત. પણ તેમણે લક્ષ્મીને જતી કરી છે, હોદ્દાને ગણકાર્યો નથી અને આજે નિષ્પરિગ્રહી રહી હીંદને અર્થે ભ્રમણ કર્યા કરે છે. આવા અંગ્રેજ પ્રત્યે આપણી શી ફરજ છે? જ્યાં સુધી અંગ્રેજ પ્રજામાં એક પણ ઍન્ડ્રૂઝ હોય ત્યાં સુધી તેમને ખાતર પણ આપણે અંગ્રેજો પ્રત્યે તિરસ્કાર ન કરી શકીએ.' —ગાંધીજી

એમની ઉમર તેત્રીસ વર્ષની હતી. ૨૦ મી માર્ચે તે મુંબાઈ ઉતર્યા.

### મજુરો વચ્ચે

એ વેળા પોતાને સારુ ઉંચા હોદ્દાવાળી નોકરી મેળવવી એ એમને માટે જરા પણ મુશ્કેલ નહોતું. પરંતુ એમનું લક્ષ્ય મોટો અધિકાર મેળવીને ધન એકઠું કરવાનો ન હતો. એટલે એમણે તો, આ પછીનાં ચાર વર્ષ દીનદુઃખી મજુરોની સેવામાં ગાળ્યાં. એ અરસામાં પોતે મજુરોની પેઠે જ અઠવાડીઆના ૧૦ શિલિંગ ઉપર પોતાનું ગુજરાન ચલાવતા. આ રીતે એમણે મજુરોનાં સુખદુઃખનો અનુભવ લઈ લીધો. આ ચાર વર્ષમાં એમણે પોતાનું જીવન અતિ સાદું અને સરળ બનાવી મુક્યું.

હીંદુસ્તાનના દીનદુઃખી મજુરોનાં કષ્ટ ફેડવામાં તથા તેમની સેવા કરવામાં મિ. ઍન્ડ્રૂઝ જેટલો સમર્થ બીજો કોઈ અંગ્રેજ નથી નીવડ્યો તેનું મુખ્ય કારણ એ છે કે એમણે પોતાના દેશના મજુરોની સાથે રહીને, એમના જેવું જ જીવન ગુજારીને, કેટલાં યે વર્ષો લગી એમની જોડે કામ કર્યું છે.

### ભવિષ્યવાણી

બાળપણથી જ એમને હીંદ ઉપર પ્રેમ હતો. નાનપણમાં એ ઘણીવાર પોતાની માને કહેતા કે 'મા તું ભાત રાંધતી જાને કે જેથી મને ભાત ખાવાની ટેવ પડી જાય. કારણકે હીંદુસ્તાનમાં લોકો ભાત જ ખાય છે.' એ વેળા એમની માતા બહુ પ્રેમપૂર્વક કહેતી કે 'Charlie, you will some day go to India.' (ચાર્લી, તું જરૂર કોઈ દહાડો હીંદુસ્તાન જવાનો.)

અને સાચ્ચે જ, ૧૯૦૪ના ફેબ્રુઆરીની ૨૭મીએ તે હીંદુસ્તાન આવવા સારૂ ઇંગ્લંડથી ઉપડ્યા. એ વેળા

### અધ્યાપક ઍન્ડ્રૂઝ

હીંદમાં આવીને એ દિલ્હીની 'સેન્ટ સ્ટીફન્સ કૉલેજ'માં અધ્યાપક (પ્રોફેસર) તરીકે નીમાયા. થોડા જ વખતમાં કૉલેજના પ્રિન્સિપાલની જગ્યા ખાલી પડી. કૉલેજના સંચાલકોએ મિ. ઍન્ડ્રૂઝને પ્રિન્સિપાલ બનવાની દરખાસ્ત કરી. પણ એમણે તેનો સ્વીકાર ન કરતાં ઉત્તર દીધો કે 'પ્રોફેસર સુશીલકુમાર રુદ્રને જ આપે પ્રિન્સિપાલ તરીકે નીમવા જોઇએ; કારણકે એ મારી અગાઉ ૨૦ વર્ષ થયાં આ કૉલેજમાં કામ કરે છે; એટલે હું પ્રિન્સિપાલ થવાનો નથી. અને જો તમે કદાચ, પ્રો. રુદ્રને હીંદી હોવાને કારણે જ પ્રિન્સિપાલ ન બનાવતાં બીજા કોઈ અંગ્રેજને પ્રિન્સિપાલ તરીકે લાવશો, તો હું મારા હોદ્દાનું રાજીનામું આપીશ.' આખરે અધ્યાપક રુદ્રને આચાર્ય (પ્રિન્સિપાલ) નીમવામાં આવ્યા, અને મિ. ઍન્ડ્રૂઝે એમના હાથ નીચે રહીને કામ કર્યું.

### એમના જીવનની કુંચી

પોતે હીંદીઓના નેતા બનવાનો પ્રયત્ન ન કરતાં એમના હાથ નીચે જ રહીને કામ કરવું એ મિ. ઍન્ડ્રૂઝના સફળ જીવનની કુંચી છે. પોતે કહે છે કે 'The position of subordination is the only true position of an Englishman who wishes to serve India. It is altogether a wrong position to assume authority and rule, and I have been very fortunate in escaping from that very wrong position' (હીંદની સેવા કરવા ઇચ્છનાર અંગ્રેજને માટે સર્વોત્તમ માર્ગ એ જ છે કે તેણે હીંદવાસીઓને અધીન રહીને કામ કરવું.



**દીનબંધુ** [આર્ટિસ્ટિક ફોટો એન્લાર્જિંગ કં. મુંબઈ]

અધિકારી બનીને તેમના ઉપર અમલ ચલાવવાની નીતિ તદ્દન ખોટી છે, અને તેથી હું તો મારૂં અહોભાગ્ય માનું છું કે શરૂઆતથી જ હું આ ખોટી નીતિને માર્ગે ચાલતો બચી ગયો. )

આજ વીસ વર્ષથી ઍન્ડ્રૂઝ હીંદમાં રહ્યા છે, પણ કદિ યે એમણે આપણા 'નેતા' બનવાનો પ્રયત્ન નથી કર્યો. એ જ એમની સફળતાનું મુખ્ય કારણ છે.

**ઍંગ્લો ઇંડીઅનોના પાઠ**

કેમ્બ્રિજ મિશનના મિશનરી બનીને ઍન્ડ્રૂઝ હીંદ આવ્યા હતા. અહીં આવતાંવેંત જ અહીંના ઍંગ્લો ઇંડીઅનોએ એમને પાઠ પઢાવવા શરૂ કર્યા. એક બે વખત નહીં, પણ કંઇ અનેકવાર એમને નીચેનો ઉપદેશ દેવામાં આવતો : 'Never, under any circumstances, give way to a 'native', or let him regard himself as your superior. We only rule India in one way,—by upholding our position. Though you are a missionary, you must be an Englishman first, and never forget that you are a Sahib. You may do incalculable mischief if you lower the dignity of an Englishman *by allowing 'natives' to treat* you familiarly, or take liberties with you: they are the inferior race, and we hold India by the sword. Be kindly by all means, but always be on your guard, and do not give away English prestige.'* ( કોઈ પણ સંજોગોમાં, કદિ યે, કોઈ પણ 'નેટિવ' (દેશી) થી દબાતા મા, કે ન કદિ કોઈ 'નેટિવ' ના મનમાં એવો ખ્યાલ આવવા દેતા કે એ તમારાથી ઉચ્ચ છે. હીંદ પર આપણે એક જ રીતે રાજ્ય ચલાવીએ છીએ, અને તે આપણી 'પોઝિશન' (દરજ્જો) ઉંચો રાખ્યા કરીને. તમે જોકે મિશનરી છો, પણ તમારે પ્રથમ 'અંગ્રેજ' બનવું જોઇશે. કદિ પણ ન ભુલતા કે તમે 'સાહેબ' છો. કોઇ પણ 'નેટિવ' જોડે બહુ અંગત સંબંધ રાખીને કે છુટથી વર્તીને તમે અંગ્રેજોનો દરજ્જો ઉતારી નાખશો તો એથી તમે બેશુમાર હાનિ પહોંચાડશો. હીંદીઓ ઉતરતી જાતિના છે, અને આપણે હીંદ પર તલવારબળથી જ રાજ્ય ચલાવીએ છીએ. તમે એમના તરફ મહેરબાનીભરી વર્તણુક ભલે રાખો, પરંતુ સદા સાવધાન રહેજો, અને અંગ્રેજપણાનું ગૌરવ કદિ ન છોડતા. )

અનેકવાર આવી ભંભેરણી સાંભળવાથી મિ. ઍન્ડ્રૂઝને ભારે આશ્ચર્ય થયું. મુળ તો હીંદુસ્તાનમાં ભલા અંગ્રેજો આવે છે બહુ થોડા, અને થોડાઓની પણ સુજનતા અહીંના ઍંગ્લો ઇંડીઅનોની આવી શીખવણીથી કપુરની પેઠે ઉડી જાય છે. સુભાગ્યે મિ. ઍન્ડ્રૂઝે આવી કાનફુંક પર રજમાત્ર ધ્યાન ન આપતાં હીંદીઓ સાથેની પોતાની સમાનતાની વર્તણુક જારી રાખી.

* જુઓ મિ. ઍન્ડ્રૂઝ કૃત North India (નૉર્થ ઇંડીઆ) પાનું ૧૯૭

**વિદ્યાર્થીપ્રેમ**

હીંદના વિદ્યાર્થીઓ પર એમનો ભારે પ્રેમ છે, અને સહુ વિદ્યાર્થીઓ પણ એમને અતિશય ચાહે છે. ઈ. સ. ૧૯૦૯માં ગોખલેજીએ કહ્યું હતું કે 'મિ. ઍન્ડ્રૂઝ હીંદી વિદ્યાર્થીઓના સર્વોત્તમ મિત્ર છે.'

**આફ્રિકા જવું**

હીંદનાં રાષ્ટ્રીય કાર્યો તરફ એમની સહાનુભૂતિ મુળથી જ છે. દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી સત્યાગ્રહની લડત ચલાવી રહ્યા હતા તે વેળા માનનીય ગોખલેજીની સાથે રહીને મિ. ઍન્ડ્રૂઝ દિલ્હીમાં તે લડતની સહાયતા માટે પ્રયત્ન કરી રહ્યા હતા. એમણે ગોખલેજીને કહ્યું, 'આફ્રિકા જઇને ગાંધીજીની સત્યાગ્રહની લડત નજરો-નજર જોવાની મારી ઇચ્છા છે.' ગોખલેજીએ એમના વિચારને ટેકો આપ્યો, ને ૧૯૧૩ની આખરમાં ઍન્ડ્રૂઝ પોતાના મિત્ર પીઅર્સન સાથે દક્ષિણ આફ્રિકા ગયા.

**પ્રથમ દર્શન**

આફ્રીકા જવા સારૂ એ મુંબાઇથી ઉપડ્યા તે વેળા ગાંધીજી આફ્રીકામાં જેલમાં હતા; પરંતુ મિ. ઍન્ડ્રૂઝની સ્ટીમર આફ્રિકા પહોંચતાં સુધીમાં તો ગાંધીજી છુટી ગયા હતા. એમનો સત્કાર કરવા સારૂ ગાંધીજી, મિ. પોલૅાક તથા બીજા ઘણા સુપ્રસિદ્ધ હીંદીઓ સ્ટીમર પર આવ્યા હતા. પોતે ગાંધીજીને પહેલાં કદિ જોએલા નહિ, એટલે ઍન્ડ્રૂઝે મિ. પોલૅાકને પુછ્યું, 'Where is Mr. Gandhi?' (ગાંધીજી ક્યાં છે?) ગાંધીજી પાસે જ ઉભા હતા; એમણે કહ્યું, 'I am Mr. Gandhi.' (હું જ ગાંધી.)

મિ. ઍન્ડ્રૂઝ લખે છે કે, 'એ સમયે મારા અંતરમાં એવી પ્રેરણા થઇ આવી કે હું એમની ચરણરજ મારા મસ્તક ઉપર ચડાવું; અને મેં એમ જ કર્યું.' આ હકીકતથી આફ્રીકાના અનેક ગોરાઓ ઘણા નારાજ થયા, અને એક એશીઆવાસીનો ચરણસ્પર્શ કરવા માટે તેમણે મિ. ઍન્ડ્રૂઝની ભારે નિંદા કરી. જનરલ સ્મટ્સ સાથે કરેલી સંધિમાં ગાંધીજીને ઍન્ડ્રૂઝે સહાય કરેલી.

**માતાનું મૃત્યુ**

મિ. ઍન્ડ્રૂઝ હીંદથી આફ્રીકા જવાની તૈયારી કરતા હતા તે વેળા એમની માતા ઇગ્લંડમાં બીમાર હતાં, અને તેમણે ઍન્ડ્રૂઝને પોતાની પાસે



સ્કેચઃ કનુ દેસાઇ] ઍન્ડ્રૂઝ

બોલાવ્યા હતા. જવાબમાં મિ. ઍન્ડ્રૂઝે એમને લખ્યું કે 'દક્ષિણ આફ્રીકાના હીંદી ભાઇઓ ઉપર ભારે સંકટ છે. આપ આજ્ઞા કરો તો હું ત્યાં જાઉં, ને જો ઇચ્છો તો આપની સેવા કરવા આપની પાસે આવું.' આ કાગળના જવાબમાં તેમની માતાએ લખ્યું કે 'Go and help the Indian cause, and do not come back till your work is done.' (દક્ષિણ આફ્રીકા જઇને હીંદીઓને જ સહાય કરજે, અને તમારૂં કાર્ય પતી ન જાય, ત્યાં સુધી પાછા ન આવતા.)

પૂજ્ય માતાની આવી આજ્ઞા મેળવીને ઍન્ડ્રૂઝ આફ્રીકા ગયા. ત્યાં થોડા દિવસ બાદ એમને તાર મળ્યો કે 'તમારી માતાનો દેહાન્ત થયો છે.' ઍન્ડ્રૂઝે એ તાર ગાંધીજીને મોકલી દીધો. આફ્રીકાવાસી ભાઇઓએ મિ. ઍન્ડ્રૂઝ તરફ દિલસોજી બતાવી અને પૂજ્ય કસ્તુરબા તથા અનેક હીંદી સ્ત્રીઓ તેમને આશ્વાસન આપવા ગઇ. આથી ઍન્ડ્રૂઝના હૃદયને ભારે સાન્ત્વન મળ્યું. એ વખતથી એ હીંદી સ્ત્રીઓને

પોતાની માતા સરખી પૂજ્ય માને છે.

### શાન્તિનિકેતનમાં

દક્ષિણ આફ્રીકાથી ઍન્ડ્રૂઝ વીલાયત થઈને હીંદ પાછા આવ્યા. આવીને તેમણે સેન્ટ સ્ટીફન્સ કૉલેજ સાથેનો સંબંધ છોડી દીધો અને ઇ. સ. ૧૯૧૪ માં કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના શાન્તિનિકેતનમાં જોડાયા. ત્યારથી શાન્તિનિકેતન જ એમનું ઘર બની ગયું છે.

### ફીજીની યાત્રા

૧૯૧૫ માં એ ફીજીમાં વસતા હીંદીઓની દશા જોવા ત્યાં ગયા. આ વખતે પણ એમના મિત્ર મિ. પીઅર્સન એમની સાથે હતા. એ બંનેએ મળીને ફીજીમાં વસતા હીંદના ગીરમીટીઆ મજુરોના સંબંધમાં એક રીપોર્ટ લખ્યો અને તેને લીધે Indenture system ( કુલી-પ્રથા ) ની વિરુદ્ધ ચળવળ કરવામાં ભારે સહાયતા મળી.

### દીનબંધુ

હાલમાં રહીને કામ કરતાં એમને આજકાલ કરતાં વીસ વર્ષ વીતી ગયાં છે. આ વીસ વર્ષમાં એમણે આપણા દેશની અનેક નાનીમોટી સેવાઓ કરી છે, પરંતુ સૌથી મોટી સેવા તેમણે ' કુલી-પ્રથા ' ની ગુલામીને દૂર કરીને કરી છે. મુળથી જ એ દીનબંધુ—ગરીબોના વાલી હતા. આ ભારે કાર્ય કરીને એમણે એ આશીશ-સૂચક ઉપનામ પ્રાપ્ત કર્યું છે. ૯૦ વર્ષ લગી આ ' કુલી-પ્રથા ' ની ગુલામી ચાલુ રહી; અને જો એમણે એની વિરુદ્ધ ભારે ચળવળ ન ચલાવી હોત તો બીજાં દસેક વર્ષ તે વધુ જારી રહેત.

### બીજાં કાર્યો

આ વીસ વર્ષમાં એમણે બીજાં પણ અનેક મહત્ત્વનાં કામ કર્યાં છે. રાષ્ટ્રીય શિક્ષણનો પ્રચાર કરવામાં એમની સહાય નાનીસુની નથી. પંજાબના અત્યાચાર વેળાએ પોતે પંજાબમાં જાતે કેટલા યે મહીના સુધી રહીને અત્યાચારથી પીડાએલા પંજાબીઓને માટે સેવા ઉઠાવી હતી. આસામના મજુરોને માટે પણ એમણે ખુબ કામ કર્યું છે. કેનીઆની ચળવળના તો એ ઉત્પાદક છે, અને પોતે બે વાર કેનીઆ જઇ આવ્યા છે. મલાયા અને સીલોનમાં વસતા હીંદીઓ માટે પણ એમણે ઘણું કર્યું છે. મજુરોની હડતાલો વખતે સમાધાન કરાવવામાં પણ એમનો ભાગ હોય જ. અને શાન્તિનિકેતનની વ્યવસ્થામાં એમનો હાથ ઓછો નથી.

### જીવન પર એક દૃષ્ટિ

આ પ્રમાણે આપણી માતૃભૂમિની મિ. ઍન્ડ્રૂઝ અનેક પ્રકારે સેવા કરી જ રહ્યા છે. હવે એ હીંદને જ પોતાની માતૃભૂમિ માને છે. આ જમાનામાં તો મિ. ઍન્ડ્રૂઝ જ એક એવા અંગ્રેજ છે કે જેના ઉપર હીંદીઓનો આટલો બધો વિશ્વાસ હોય. આ વિશ્વાસનાં બે કારણ છે. એક મિ. ઍન્ડ્રૂઝની સચ્ચાઇ, અને બીજી એમની નિર્ભયતા. કાળા ગોરા સૌને એ સમાન સમજે છે. એમનું નિષ્કપટ હૃદય દીનદુઃખીઓનાં કષ્ટોથી સદા આર્દ્ર અને પીડિત રહે છે. એ પોતે નિર્ધન છે, કારણકે એ નિર્ધન જ રહેવા માગે છે. શાન્તિનિકેતનમાંથી એ કશું જ વેતન નથી લેતા.

એ ભારતના ભક્ત, ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરના શિષ્ય, અને ગાંધીજીના 'My dearest Charlie' છે. એમના જીવનચરિત્રની ભૂમિકામાં ગાંધીજીએ લખ્યું છે કે, 'There does not exist in India, a more truthful, more humble and more devoted servant of hers than C. F. Andrews.' (હીંદમાં એનાથી વધારે સાચો, વધારે નમ્ર ને વધારે ભક્તિમાન ભારતસેવક બીજો કોઇ નથી.)

### એમનો જીવનબોધ

વિદ્યાર્થીઓએ એમના જીવનમાંથી પહેલો સાર લેવાનો છે તે એમનું અકૃત્રિમ નિરભિમાનપણું અને નિઃસ્વાર્થ દીનસેવા; અને બીજો એમનો ઉદ્યોગી—પરિશ્રમી સ્વભાવ. પણ એમના જીવનમાંથી મોટામાં મોટું શિક્ષણ તો એ લેવાનું છે કે, જ્યારે એમને એમ લાગે કે પોતાની માતૃભૂમિ ઇંગ્લંડ ભુલ કરે છે અને બીજા દેશો પર અત્યાચાર ગુજારે છે, ત્યારે તે પોતાની માતૃભૂમિનો ભારે વિરોધ કરે છે. ખરી વાત તો એ છે કે મિ. ઍન્ડ્રૂઝ જેવા અંગ્રેજોને લીધે જ ઇંગ્લંડની આબરૂ કંઇક જળવાઇ રહી છે. ગાંધીજીએ બરોબર જ કહ્યું છે કે ' જ્યાં સુધી અંગ્રેજ પ્રજામાં એક પણ ઍન્ડ્રૂઝ હોય ત્યાં સુધી તેમને ખાતર પણ આપણે અંગ્રેજો પ્રત્યે તિરસ્કાર ન કરી શકીએ.'

બનારસીદાસ ચતુર્વેદી



# વફાદાર જિગર

ચિત્રકાર: રવિશંકર પંડિત

ગીરનાં ઘાડાં જંગલોમાં માથોડું ઘાસ ઉગી નીકળે છે ને ચોમેર ઝાડવાંના ઝુંડથી મેદાનનાં મેદાન છવાઈ રહે છે. વચ્ચે વચ્ચે, અતિ ઘાટા પ્રદેશમાં કરમદીના ઢુવામાંથી કયારેક સિંહની ડણુક સાંભળી નબળુંપોચું હૈયું ધ્રુજી ઉઠે છે. આવા એક ભયંકર પ્રદેશમાં, પોતાનાં સો દોઢસો જાનવરોની વચ્ચે, મોટા તોતીંગ લાકડાની ધુણી પાસે, ભીખુ પગથી માથા સુધી ધાબળાની સોડ તાણી નીરાંતે ઘોરતો હતો. તેની પાસે એનો વિશ્વાસુ કુતરો ધોળીઓ, અરધો જાગતો અરધો ઉંઘતો, પોતાના પેટમાં મોં ખોસી બેઠો હતો; અને વચ્ચે વચ્ચે, આટલે બધે મોડે સુધી ઉંઘી રહેલા માટે ઠપકાભરેલી એકાદ નજર તે ભીખું તરફ ફેંકતો જતો હતો. આસપાસ બેઠેલાં ઢોર શાંતિથી ઓલાં ખાતાં હતાં. ધુણીમાંથી વારંવાર તડતડ થતી થોડી ચીણગારીઓ ઉડી ચમકતી હતી.

મોટાં મળસ્કાંનો વખત હતો, ને ચોમેર ગંભીર શાંતિ હતી. ધોળીઓ જરાક ઝોકું ખાઈ આંખ ઉઘાડી જુએ છે તો તેણે પોતાના એક જાતભાઈને, દૂર બેઠેલી બેચાર ભેંશો વચ્ચે થઈને છાનોમાનો આવતો જોયો. એ નવા આવનારને ધોળીઆના જાગ્રત સ્વભાવની બરોબર ખબર ન રહી કે કેમ, પણ એ તો સુંઘતો સુંઘતો છેક ભીખુની સોડ સુધી ચાલ્યો આવ્યો: ધોળીઓ એની મહેમાનગતી કરવા તૈયાર જ હતો. નવો આવનાર ભુખથી લેવાઈ ગએલો હોવા છતાં પણ ધોળીઆ સામે એણે ઠીક બચાવ કર્યો. ભીખુની સોડ પાસે જ કુરુક્ષેત્ર મંડાણું, અને પ્રથમના બેચાર 'આવાહન'ના અવાજ પછી બંને બેટંબેટા આવી ગયા.

ભીખુ તો બીચારો સ્વપ્નામાં પોતાના ગામડામાં જઈ ચડ્યો હતો. કયારેક, આવાં સુખમય સ્વપ્નાંમાં તે પોતાના ગામમાં પોતાની મા પાસે જઈ વાતો કરવાનો આનંદ મેળવી લેતો. એની મા, જાણે ભીખુ પાસે રોટલાની થાળી મુકી દોણીમાંથી દડબા જેવું દહીં કાઢતી હતી, અને ભીખુ ગીરનાં જંગલોમાંનાં પોતાનાં પરાક્રમોની વાતો કરતો હતો. પણ આ યુદ્ધના વિચિત્ર અવાજોથી તેની વાત અધુરી રહી, અને તે જાગી ઉઠ્યો ! જુએ છે તો ન મળે મા, ન મળે રોટલાની



કુવાની પાળ પર આગલા બે પગ
મુકી તેણે આનંદનો પોકાર કર્યો.

થાળી કે દહીંની દોણી ! ધોળીઓ કોઇ નવા મહેમાનની પરોણાગત કરી રહ્યો હતો તેના અવાજ આવતા હતા ! સામે ભેંશો બેઠી હતી, અને છેટે બીજાં તાપણાં બળતાં હતાં.

ભીખુએ ઉઠીને એકદમ હાકલ મારી, 'અરે, ધોળીઆ !' અને ધોળીઓ પણ, યુદ્ધના પુરા રસમાં હોવા છતાં ચમકીને અટકી ગયો. પણ આટલી વારમાં તો એણે પોતાના મહેમાનના કાન ઉપર સ્વાગતનો રીક્કો મારી દીધો હતો ! ભીખુએ ઉભા થઇને તેને ફરી પડકાર્યો. ધોળીઓ પોતાના પાછલા બે પગમાં પુંછડી સંતાડતો, ડીલ સંકોચી નીચે મોંએ ભીખુ પાસે આવી લટપટાં કરતો ઉભો રહ્યો પણ હજી એનો યુદ્ધનો રસ સાવ ગયો નહોતો, એટલે વારંવાર નવા મહેમાન તરફ ચોરીથી નજર નાખી ઘુરકતો હતો. પેલો મહેમાન તો રણક્ષેત્રમાં ચત્તોપાટ પડ્યો હતો. ભુખના દુઃખથી ને પડેલા મારથી તેનામાં એટલી અશક્તિ આવી હતી કે તે ઉઠી શકતો ન હતો. ભીખુએ ઠપકાભરી આંખ ધોળીઆ તરફ કાઢી કહ્યું, 'આપણે ત્યાં કોઈ આવે તેની મહેમાની આમ થાય કાં ?'

ધોળીઆને આ ટીકા બહુ પસંદ ન પડી; અને જ્યારે ભીખુએ પેલા નવા આવેલા કુતરાને પાટાપીંડી બાધી. સારવાર કરી, દુધ પીવડાવી ધુણીની હુંફમાં સુવાડ્યા ત્યારે તો એને પોતાના માલીક પર થોડો ગુસ્સો પણ ચડ્યો. દૂર બેસી, જાણે પોતે તદ્દન બેપરવા હોય એવો ઢોંગ કરતો, પેલા નવા આવનાર તરફ તે છાની છની નજર નાખતો હતો. અને એ નવો કુતરો પોતા તરફ જુએ કે તરત, વાદવિવાદ માટે તૈયાર હોય એમ, ધીમું ધીમું ઘુરકતો હતો. પછી તે છેવટે પેલા નવા મહેમાને એની સામે જોવું જ બંધ કર્યું.

એ નવા કુતરાનું નામ ભીખુએ 'બાવળો' પાડ્યું. બાવળો પણ ધીમે ધીમે ધોળીઆનો મિત્ર બની ગયો. અને પછી તો, ક્યારેક સવારમાં, કુતરાં જાણે પોતે બહુ અગત્યના કામે નીકળ્યાં હોય એમ હાવરાં થઇને નીકળી પડે છે તેમ, આ બંને મિત્રો ફરવા નીકળી પડતા.

એક વખત મળસ્કે બંને કુતરા આમ ફરવા ગયા હતા. છેક દસ બજ્યે એ બેમાંથી એકલા બાવળાને જ પાછો આવતો જોઇ ભીખુના પેટમાં ફ્રાસ્કો પડ્યો. તે દહાડે સાંજ સુધી તેણે વાટ જોઈ પણ ધોળીઓ આવ્યો નહિ. સાંજ પડતી ગઇ તેમ તેમ, ભીખુ બહુ જ ઉદાસ બનતો ગયો. છેલ્લા છેલ્લા દિવસોમાં પોતે બાવળાને હાથમાં ને હાથમાં

રાખેલો તથા ધોળીઆ તરફ વારંવાર બેદરકારીભરી વર્તણુક ચલાવેલી તે તેને યાદ આવી, અને તેની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. ચોતરફની ઝાડીઓ ને દૂરની ટેકરીઓ તે ખુંદી વળ્યો, પણ ધોળીઆનો પત્તો લાગ્યો નહિ. અંતરના મિત્ર જેવો પોતાનો ધોળીઓ આમ અચાનક ગુમ થવાથી બે દહાડા સુધી ભીખુ ખાધાપીધા વિના ઉદાસ થઇ ફરતો રહ્યો. ઘણી યે વાર ઉંડા વિચારમાં ઝાડ નીચે બેસી તેના આવવાના રસ્તા તે નીહાળ્યા કરતો પણ ધોળીઓ ન આવ્યો.

ધોળીઓ ખાસ કરીને બહુ ફરતો નહિ; પણ છેલ્લોછેલ્લો બાવળાની જોડે તે પણ નીકળી પડતો. હમેશાં બંને સાથે નીકળ્યા પછી, થોડે દૂર જઈ તેઓ જુદે જુદે રસ્તે ફરવા ઉપડી જતા; પણ પાછા આવતા ત્યારે ઘણુંખરું સાથે જ આવતા. ધોળીઆના ગુમ થવા પછી બે દહાડા સુધી બાવળાએ ચોતરફ ઘુમ્યા કર્યું. છેવટે ત્રીજે દહાડે સવારે, જેવો શીરામણીનો રોટલો મળ્યો કે તરત તે બહાર જવા ઉપડ્યો.

ત્યાર પછી બાવળો, હમેશાં સવારમાં નિયમિત વખતે બહાર નીકળી પડતો. શીરામણી વખતે ભીખુએ રોટલો નાખ્યો, કે તરત જ બાવળો ઉપડ્યો જ છે. આ તેની રીત પર ટીકા કરતાં ભીખુએ એક દહાડો કહ્યું કે 'આ બાવળાભાઈ તો શીરામણીની જ વાટ જુએ છે.'

દિવસના ભાગમાં પણ જો ક્યાંકથી રોટલાનો કટકો બટકો મળે તો તરત બાવળો જઇને તે ધુળમાં સંઘરી આવતો. ભીખુ કહેતો કે બાવળો હમણાં લોભી બન્યો છે. પોતે પેટ પુરું ખાતો નથી, ને તેમાંથી યે સંઘર્યા કરે છે. કોણ જાણે કયા ભવ સારૂ?

એક દહાડો ભીખુના કાકાએ આ જોયું. તેણે ભીખુને પુછ્યું, 'આ કુતરો આટલાં બધાં કટકાં બટકાં કેમ ભેગાં કર્યે રાખે છે?' ભીખુ કહે, 'કોણ જાણે; એને હમણાં એ જ ટેવ પડી છે.' પણ થોડી વારમાં તો શીરામણીનો રોટલો લઈ બાવળો ઉપડ્યો.

એકાએક ભીખુને કંઇક વિચાર આવ્યો. તેણે વિચાર્યું કે આમ રોજ, વખતસર, બાવળો શીરામણીનો રોટલો લઇ જાય છે તેમાં કંઇક ભેદ હોવો જોઇએ. એટલે તે પણ છાનોમાનો બાવળાની પાછળ પાછળ ગયો. કેટલીક ઝાડીઓ વટાવ્યા પછી, એક ઠેકાણે ઝાડના એક ઘાડા ઝુંડમાં, એક અવાવરૂ કુવા આગળ જઇ બાવળો ઉભો રહ્યો. કુવાની પાળ પર આગલા બે પગ મુકી તેણે આનંદનો પોકાર કર્યો. તરત જ કુવામાંથી પણ ઉપકારભર્યો આનંદનો બે અવાજ આવ્યા. ભીખુ છેક પાસે આવ્યો. નીચે નમી સાંભળ્યું તો કુવામાંથી ધોળીઆનો અવાજ આવતો પરખાયો. બાવળો રોજની શીરામણી અને બપોરનાં કટકાં બટકાંના સંઘરનું શું કરતો હતો તેનો ભેદ હવે ભીખુને સમજાઇ ગયો.

રોજની ટેવ મુજબ ફરવા જતાં ધોળીઓ, ઉંચા ઘાસ ને ઝાડવાંનાં ઝુંડથી



દયામણી નજરે ઉંચું મોં કરી પોતાના જુના માલીકને ભેટવા અર્ધું શરીર ઉચક્યું.

દટાઇ ગએલા આ કુવામાં અકસ્માત પડી ગયો હતો. બીખુએ શોધ તો ઘણી યે કરેલી, પણ એને ખ્યાલ સરખો યે પણ ક્યાંથી આવે કે તે કુવામાં પડી ગયો હશે? પણ એ દહાડા સુધી બટકીને બાવળાએ પોતાના જોડીદારને શોધી કાઢ્યો હતો અને રોજ તેને નિયમિત ખોરાક પહોંચાડતો હતો.

એકદમ બીખુ પોતાના નેસ તરફ દોડ્યો, અને ટોપલી તથા દોરડું લઇ આવી ધોળીઆને બહાર કાઢી, વહાલથી છાતીસરસો ચાંપી પંપાળ્યો. ધોળીઓ તો આનંદમાં ગાંડો થઇ બીખુને આખે શરીરે કુદીકુદીને ચાટવા લાગ્યો.

* * *

આ વાતને તો વર્ષો વીતી ગયાં છે. ધોળીઓ હવે આ દુનીઆમાં નથી. બીખુએ, તેની નીશાની પોતાને આંગણે એક પત્થર રૂપે સાચવી છે. બાવળો પણ ઘરડો થઇ મરવા સુતો છે. બીખુ પણ હવે જુવાન થયો છે અને બાળપણનાં જુનાં સ્વપના સંભારતો થોડે દૂર છેલ્લા શ્વાસ ભરતા બાવળા તરફ ભીની આંખે જોતો ફળીઆમાં બેઠો છે. એવામાં એક રબારી ત્યાં આવી પહોંચ્યો. તેના ખભા પર કામળી ને કટીઆળી ડાંગ હતી. ડાંગને ખભેથી ઉતારી ખખડાવી તેણે કહ્યું 'કાં બીખુ, શું કર છ?'

'આવો આવો નાજાભાઇ; આ જુઓને, અમારો બાવળો આજે......'

પણ બીખુનું વાક્ય પુરૂં થાય તે પહેલાં તો બાવળો પોતાના શરીરનું બધું ચેતન ભેગું કરી કુદ્યો હતો. જાણે કશો જ મંદવાડ ન હોય તેમ, એક જ ફલાંગે તે નાજાના પગ પાસે આવી પડ્યો.

'ઓ હો! આ તો મારો બાવળો, બીખુ! બહુ વરસ થયાં ખોવાયો છે. મારો કુતરો તારી પાસે ક્યાંથી?'

જમીન પર પડેલા બાવળાએ દયામણી નજરે ઉંચું મોં કરી, પોતાના જુના માલિકને ભેટવા અરધું શરીર ઉંચુ કર્યું. નાજો તેને પંપાળવા નીચે નમ્યો. પણ તેનો હાથ અડતાંવેંત જ બાવળાના પ્રાણ ચાલ્યા ગયા હતા. પોતાના જુના માલિકના સાદે તેના પ્રાણને મૃત્યુના મોમાંથી કુદાવ્યા હતા; પણ એ કુદકો છેલ્લો જ હતો.

[ સચિત ]



એક અભિમાની જુવાનીઓ વકીલની સલાહ લેવા ગયો. વકીલ સાહેબ સાક્ષીઓને પઢાવવાના કામમાં હોવાથી તેને અરધો કલાક બહાર બેસવું પડ્યું. ભાઇનો તો મીજાજ ગયો. ઓરડામાં આવતાંવેંત તેણે વકીલને સંભળાવ્યું, 'મને ઓળખો છો, હું કોણ છું? મારા પિતા મીલમાલેક છે.'

વકીલ ઠરે પેરે બોલ્યા, 'ખુરશીએ બેસો.'

'અને મારા કાકા શાહીબાગના બંગલામાં રહે છે.'

એટલા જ ઠંડા મીજાજે વકીલે જણાવ્યું, 'ત્યારે બે ખુરશીઓ લઇ બેસો!'

*

૧લો માણસ—મોટરની મુસાફરીએ ગએલા તમારા ભાઈના શા ખબર છે?

૨જો માણસ—તેનો એક કાગળ પોલીસની ચાવડીથી અને બીજો દવાખાનામાંથી હતો.

સુધરેલા જમાના પ્રમાણે શેઠ ગાડી હાંકતા હતા અને નોકર પાછળ બેઠો હતો. આ જોઇ બે ગામડીઆ છોકરા વિચારમાં પડ્યા.

પહેલો છોકરો બોલી ઉઠ્યો, 'આ ગાડી હાંકનાર નોકરનો શેઠ આટલો બધો કેમ હશે?'

બીજાએ જરા અક્કલ ચલાવી 'ખરી વાત સમજાવી કે, 'શહેરમાં નોકરના પગાર રહ્યા ભારે. એટલે વખત જતાં નોકર થઈ ગયા પૈસાદાર અને શેઠનાં ગજવાં ખાલી પડ્યાં. એટલે જ આ ગાડી હાંકનાર નોકર આટલા શેઠમાં છે, અને શેઠ આવા મુફલીસ થઇ ગયા છે.'

*

જેલર—તને કેટલી કેદ મળી, અલ્યા?

કેદી બહારવટીઓ—એક મહીનો.

જેલર—(નવાઈ પામીને) બસ?

કેદી બહારવટીઓ—ના, પછી તો હું ફાંસીએ જવાનો છું.



# કેની આ

## ૧

'સબ ભૂમિ ગોપાલકી, વામેં અટક કહાં ?'

ઉપલી લીટીનો વધુ ઉપયોગ કોઈએ કર્યો હોય તો તે અંગ્રેજોએ. સામ્રાજ્ય જમાવી એકચક્રવે રાજ કરવાનો એમનો લોભ એટલો જબરો છે કે ન પુછો વાત. મુળ ઈંગ્લંડ રહ્યું અતિશય નાનું, અને તેના પ્રમાણમાં વસતી ઘણી મોટી. એ કારણે પણ તેમને બહાર વસાહત કરવાની જરુર પડી છે.

બહુ જુની વાત તાજી કરીએ તો, જ્યારે લોકોની સંખ્યા જુજ હતી અને પૃથ્વીની સપાટી માણસ વગર સુની હતી ત્યારે, જેમ જેમ પ્રજા વધતી ગઈ તેમ તેમ નવા નવા દેશો અને અનુકુળ પ્રદેશો શોધીને તે આગળ ને આગળ વસવાટ કરતી ગઈ. મુળના જંગલી વતનીઓને હાંકી કાઢીને પણ જુદાં જુદાં ટોળાંએ ફળદ્રુપ ભૂમિમાં વાસો લીધો. પછીથી તેમણે મુળ વતનીઓને પોતાનામાં ભેળવી, કેળવી અને તેટલા અપનાવ્યા. આટલું થતાં સુધી તો નવા દેશોમાં વસાહત કરવી એ પાપ નહોતું. પણ પછી તો સંસ્થાનો અને સામ્રાજ્યો સ્થપાયાં. દેશ મેળવવા માટે પ્રજાઓ અંદર અંદર લડવા લાગી. બળવાન પ્રજાઓ નાની પ્રજાઓને ગળી જવા લાગી. બે પ્રજાઓ એકબીજાની સરકાર અને રૈયત થઈ. આ જાતની ચડાઈઓ અને લડાઈઓ એ ઈશ્વર અને કુદરત સામે ચોખ્ખો બળવો જ હતો.

અંગ્રેજ પ્રજાની વાત કરીએ તો, પ્રથમ તેણે અમેરિકામાં યુનાઈટેડ સ્ટેટ્સ સ્થાપીને ત્યાંના 'રેડ ઈન્ડીઅનો'નું નિકંદન કાઢ્યું. હવે તેમણે એ લોકનો સ્વીકાર કર્યો છે, પણ સમાજના ભેદ ટાળ્યા તો નથી જ. એ યુનાઈટેડ સ્ટેટ્સની ઉત્તરે કેનેડા નામે બીજો મોટો દેશ પણ તેમણે વસાવ્યો. હજુ સુધી ઉજ્જડ પડેલા ઑસ્ટ્રેલીઆની ભૂમિ પણ તેમણે કૈંક વસતીવાળી કરી છે. દક્ષિણ આફ્રીકાનો પ્રદેશ પણ અંગ્રેજોએ પચાવ્યો છે. ન્યુઝીલાંડમાં પણ એ જ લોકે સારો પગપેસારો કર્યો છે. ઉપલા બધા દેશોમાં તો તેઓએ મોટી સંખ્યામાં જઈ પોતાની સરકાર અને પોતાની જ પ્રજા બાંધી છે.

પરંતુ જે દેશોમાં મુળ વતનીઓની સંખ્યા ચોકબંધ છે ત્યાં એ લોક પોતાનાં સંસ્થાન સ્થાપી શક્યા નથી. ત્યાં તો રાજ કરનારી 'સરકાર' તરીકે જ તે પોતાને ઓળખાવે છે આયર્લંડમાં હાથ ઘાલ્યો હતો, પણ વરસો પછી મુળ પ્રજા જાગી ત્યારે વરસોની ઝપાઝપી પછી તેણે પોંચો પાછો ખેંચી લીધો. ઇજીપ્તમાં પણ એવું જ બન્યું. હીંદુસ્તાનના તો એ મુરબ્બી સત્તાધીશ થઈ બને તેટલું પોતાનું કરીને જ બેઠા. ઍબિસીનીઆ, ઈરાન, તુર્કસ્તાન, ચીન અને તીબેટમાં પણ તેઓ પ્રવેશ કરવા મથે છે.

જો આ બધી માયાજાળ તેઓ 'બ્રિટિશ એમ્પાયર' જમાવવા જ પાથરતા હોય તો આપણે નમ્રપણે એ જાતને જણાવી દેવું જોઈએ કે 'એમાં સાચી માનવતા નથી. ગ્રીસ રોમ આદિ અનેક સામ્રાજ્યો ઘડી ટકીને હમેશ માટે નાબુદ થઈ ગયાં છે. તમારો દેશ સાંકડો હોય અને સમાસ ન થતો હોય તો ખુશીથી સરખા હકદાર ભાઈ તરીકે અમારે ઘેર આવીને રહો; પણ મહેરબાની કરીને 'મોટા ભાઈ' બનવાનો દાવો કોઈ દહાડો કરશો નહિ.'

" બહારનાં રાજ્યો પચાવી પાડવાનો જેને કદિ ખ્યાલ સુદ્ધાં ન આવ્યો હોય એવી એક જ પ્રજા છે, અને તે આર્યપ્રજા. પરદેશીઓના હુમલાઓમાંથી જેને કદિ પણ જંપ ન વળ્યો હોય એવી એક જ પ્રજા છે," તે આર્યપ્રજા. કોઈ દિવસ અંદરઅંદરના, ઝગડા અને ધરફેંકાસ, લુંટ, અને લડાઈ વગર ઠરીને ઠામ ન

બેઠી હોય એવી એક આર્યપ્રજા.

બીચારો આફ્રીકા એવો હતભાગી ખંડ છે કે તે જુદી જુદી પ્રજાઓનો ભોગ થઇ પડ્યો છે. અરબ, જર્મન, ફ્રેન્ચ, અંગ્રેજ, પોર્ટુગીઝ અને ઇટાલીઅન, સૌએ આ મહાકાય આફ્રીકાને પીંખી ખાધો છે. ત્યાંની મુળ જાતો એટલી પછાત અને ભોળી છે કે એમનો લાભ લેવા



કેનીઆની રાજધાની મોમ્બાસાનું બારૂં



કેનીઆ પર્વત

યુરપની એકેય પ્રજા ભુલી નથી. આફ્રીકાનો કેટલોક પૂર્વ પ્રદેશ અંગ્રેજોના તાબામાં છે. તેમાં ઘણાં ગીચ જંગલો આવેલાં હોવાથી તેઓએ વસવાટને લાયક એ પ્રદેશ ગણ્યો નહિ.

પણ ગોરાઓ અહીં આવ્યા તે અગાઉ સૈકાઓ પહેલાં હીંદમાંથી ઘણા વેપારી લોક અહીં આવી વસેલા. તેઓએ વેપાર ચલાવ્યો, મુળ વતનીઓ જોડે સંબંધ કેળવ્યો, ઘરનાં મકાન બાંધ્યાં ને જમીનો ખરીદી, આરોગ્ય ન જળવાય એવા પ્રાંતોમાં પણ તેઓએ વસવાટ કર્યો અને વેપારને અનુકુળ સાધનો ઉપજાવ્યાં.

આજ હવે અંગ્રેજો જાગ્યા છે. તેમને જાણ થઇ છે કે વસવાટને યોગ્ય વિશાળ, શીતળ અને ઉચ્ચ ભૂમિ ત્યાં મળે તેમ છે; અન્ન ફળ જથ્થાબંધ ઉગાડી શકાય એવું છે. પણ હવે હીંદી લોક તેમને ખુંચે છે. તેઓ કહે છે કે 'તમે હીંદીઓ આફ્રીકાનો દરીઆકીનારો છોડી અંદરના ગરમ ભાગમાં રહેવા જાઓ; તમારાં ઘરબાર અને વાડીવજીફા વેચી ચાલ્યા જાઓ, અને અમને આ હવા ખાવાનાં ઉંચાં સ્થળો સોંપી દો.'

હીંદુસ્તાનમાં જે ઘડીએ 'કેનીઆનો પોકાર' પડે છે તે જ ઘડીએ અમારી પરદેશની ટપાલનું એક માસિક મોટે મથાળે લખે છે:

'બ્રિટિશ સામ્રાજ્ય ભાડે દેવાનું છે; ખાલી જગ્યાઓ પુરો.'

બીજી જ પળે આફ્રીકાના મુળ વતનીઓનું એક પત્ર અમને વંચાવે છે:

'કાળા માણસને પોતાના ઘરમાં લુંટી આ લોક શાંતિપાલન કરવાનું સુચવે છે—શીખવે છે. શાન્તિ શાની? અમને લુંટીને શાન્તિ શાની?'

અંગ્રેજ લોકની દુનીઆભરમાં આવડી મોટી વસાહત છે. એ વસાહતમાં એક સરસ સંજોગ એવો છે કે જો અંગ્રેજો પ્રજાપ્રજા વચ્ચે ભાઇચારો વધારવા માગે તો બીજી કોઇપણ પ્રજા કરતાં તે વધુ વધારી શકે. પણ...પણ બ્રિટિશ સામ્રાજ્યની મનોવૃત્તિ જુદી જ જણાય છે. ઇંગ્લંડનું રાજતંત્ર સામ્રાજ્યને વિશાળ અને મજબુત બનાવવા પાછળ ખાર્ઇપી મંડ્યું છે. દોર, દમન અને દારૂગોળો તજી દઇને દુનીઆની દરેક જાતિને હાથ મીલાવવા એ પ્રજા ખડી થશે તે દહાડે ભાતૃભાવ અને એકસંપનો ખુદાઇ પેગામ મળ્યો મનાશે. હાલ એમ ન બને ત્યાં લગી આપણે એકતા અને શાન્તિનો સ્વધર્મ ન ભુલીએ અને પ્રેમ તથા આહસાનો ઇશ્વરી સંદેશ સારા સંસારમાં મોકલીએ.

૨

કોઇ એક પ્રજા બીજી જાતિની પ્રતિપાળ બની બેસે અને પોતાનો ખુદાઇ હક રજુ કરે ત્યારે તે એ પરમુલકને ' સ્ટેટ પ્રોટેક્ટોરેટ ' ( એટલે રક્ષિત રાજ્ય ) તરીકે ઓળખાવે છે. ત્યાર પછી એ પ્રજા પોતાને માટે ત્યાંની જે જમીન રોકી લે તેટલા ભાગને 'કોલોની' કહે છે. 'કોલોની' એટલે સંસ્થાન. આફ્રીકા ખંડના કાંઠા ઉપર એવાં કેટલાં યે કોલોની પારકી પ્રજાનાં સ્થપાઈ ગયાં છે; બ્રિટિશ પૂર્વ આફ્રીકામાં કેનીઆ એ અંગ્રેજ લોકનું એવું એક રક્ષિત રાજ્ય કે કોલોની છે. એ પ્રદેશમાં કેનીઆ નામનો સમુદ્રની સપાટીથી ૧૭૮૦૦ ફુટ ઉંચો એક પહાડ આવેલો છે, તે ઉપરથી એ પ્રાંતનું નામ કેનીઆ પાડ્યું છે.

કેનીઆની ઉત્તરે એબિસીનીઆનું દેશી રાજ્ય અને ઇટાલીનું સોમાલી લૅંડ, દક્ષિણે ટાંગાનેકા, પૂર્વે હીંદી મહાસાગર અને પશ્ચિમે યુગાન્ડા છે. કદમાં કેનીઆ ઈંગ્લંડથી ચારગણો છે; એટલે એનું ક્ષેત્રફળ ૨,૪૭,૦૦૦ ચોરસ માઇલનું છે. એમાંનું વિક્ટોરીઆ ન્યાંઝા નામે મોટું સરોવર જ લગભગ અરધા ઇંગ્લંડ જેવડું તો છે. વિષુવવૃત્ત એને બરાબર વચ્ચે વીંધીને જાય છે.

દક્ષિણ તેમજ પૂર્વ આફ્રીકાની ભૂમિ દરીઆ-કાંઠાથી ઉત્તરોત્તર ઉંચે ચડતી જાય છે; તેથી એ ઉચ્ચ પ્રદેશની હવા ઠીકઠીક ઠંડી રહે છે. દરીઆકાંઠો, સરોવર અને ખીણો હોવાને લીધે પણ ગરમ આબોહવાથી ત્યાં રૂ નું જતન થાય છે.

ઇતિહાસને પાને કેનીઆની નોંધ હજુ તાજી જ છે. મુળ ત્યાં 'કીકુયુ' અને 'મસાઇ' નામની તથા બીજી જાતિઓ રહેતી. તે વેળા એ જાતિઓનું કે ત્યાંનાં જંગલો ને સપાટ રેતાળ મેદાનોનું પ્રભુ સીવાય કોઇ માલીક નહોતું. સવારસાંજ જેવો સુરજ ઉગે તેવો આથમતો. કુદરતનું ભવ્ય સાન્દર્ય ચોમેર પથરાતું અને ત્યાંના નગ્ન વતનીઓ એમાં ઓર વધારો કરતાં. દરીઆનું કે પરદેશનું કો પંખેરૂં ઉડીને આવતું, ઝાડીને એક ખુણે બેસી બે ઘડી એ વેરાનમાં ગીત કલ્લોલતું અને પાંખ ફફડાવી પાછું આકાશમાં અલોપ થતું. દુધની ધારા જેવી ચાંદની રેતી સાથે કે ઝાડવાંઓમાં રમીને થાકીને ચાલી જતી. અંધારીઆની ઘોર રાતમાં હિંસક પશુઓના કારમા અવાજ કાને પડતા અને ત્યાંના અલમસ્ત વતનીઓ પણ કાંપી ઉઠતા.



નાઇરોબી પ્રાંતનો 'કીકુયુ' જાતનો મુળ વતની: કાનની બુટ વીંધીને તેમાં વજનદાર વસ્તુઓ કે પ્યાલા લટકાવવા એને તેઓ શણગાર ગણે છે.



કેનીઆનો 'મસાઈ' જાતનો છેલબટાઉ વતની: ચરબી અને લાલ માટીથી વાળની લટો વણી, અંદર શીંગડાં ગુંથી એ લોકો આવાં રૂપ કાઢે છે.

આફ્રીકાના મોટાભાગમાં ફરેલો મુસાફર લિવિંગ્સ્ટન પણ કેનીઆ પર્વતનાં દૂરથી જ દર્શન કરી પાછો વળ્યો હતો. છતાં મોમ્બાસા એ કેનીઆનું જુનું

તો પરદેશ ચડે છે. અનાજ અને ફળફુલનો વેપાર પણ પીકતો ચાલે છે.

હાલ કેનીઆમાં ૧૦,૦૦૦ જેટલા ગોરા, ૨૫,૦૦૦ જેટલા હીંદીઓ, અરબો તેમજ ૨૫,૦૦,૦૦૦ જેટલા મુળ વતનીઓ છે. આ બધી જાતો વચ્ચે કેનીઆ કેમ વસાવવો તેની યોજના એક કેનીઆવાસી ગોરા ભાઇએ ઘડી છે. એ કહે છે કે દેશની ખરી મુડી પૈસો નથી પણ માણસ છે. દરેક માણસ દેશની થાપણ છે. માણસ કાચા માલમાંથી પાકો માલ તૈયાર કરીને



'અરબ અને હાથીદાંત' એ બે તો કેનીઆનાં જ. કેનીઆનાં જંગલોમાંથી પુષ્કળ હાથીદાંત મળી આવે છે. આ ચિત્રમાં ઉભેલા બે અરબોએ પકડેલી હાથીદાંતની મોટી જોડમાંનો એક વજનમાં ૨૩૦ રતલ, ને બીજો ૨૩૫ રતલ છે.

પૈસો પેદા કરી શકે છે; માટે તે પૈસા કરતાં વધુ શક્તિવાન છે. જો ઉજ્જડ દેશ વસાવવો હોય તો તેમાં પૈસા કરતાં માણસની જરૂર વધારે છે. સરકાર પાસેથી જોઇએ તેટલી જમીન ખેડવા લઇ શકાય, ને દરેક ભાગીદાર માણસ ફળફુલ, શાક લીલોતરી, ખેતીવાડી અને ઉદ્યોગધંધાઓ વડે પોતાનું ભરણપોષણ કરી શકે. વળી સરકારને જમીન ખેડવા દીધા બદલ જે વીઘોટી ઠરાવી હોય તે પણ ઉપજ અને આવકમાંથી ભરી દેવાય. અમુક વરસ વીત્યે જે વધારો વધે તેને માણસદીઠ મુકરર ભાગે વહેંચી અપાય.

પણ આ ભાઇની યોજનામાં એક મોટી ખોડ છે. તેમાં ગોરાકાળાનો અનહદ ભેદભાવ ભર્યો છે. એ ભાઇએ એવા આંક મુકયા છે કે યુરોપની પ્રજાનો કોઈ ગોરો અહીં વસાહત કરીને કામ કરે તો તે માણસની ૫૦૦ પાઉન્ડ જેટલી થાપણ ગણાય; અરબ કે હીંદી જેવો કોઇ પરદેશી વસીને કામ કરે તો તેને ૨૦૦ પાઉન્ડની થાપણ માનવી; અને મુળ વતની જો કામ કરે તો તેના ૫૦ પાઉન્ડ લેખવા! ઓછીવત્તી બુદ્ધિ અને શરીરની મહેનત સરખાવી જોઇએ તોપણ જણાશે કે ૫૦૦, ૨૦૦ અને ૫૦ પાઉન્ડ વચ્ચેનો મોટો ફેર અન્યાયી છે. એથી તો તવંગર અને ગરીબ, મુડીદાર અને મજુર, શેઠ અને ગુલામ એવા ચોખ્ખા ભેદ ઉભા થાય છે.

વળી, આજકાલના કેટલાક ગોરાઓનો વિચાર તો જુના વસાહતી હીંદીઓને ત્યાંથી હાંકી કાઢી, એ બધું ભથાવી પાડી, પોતાનું સંસ્થાન કરી લેવાનો છે. કારણકે, હીંદીઓ ત્યાંના મુલક તથા લોકોના ટેવાએલા, જુના અનુભવી અને બુદ્ધિ તથા વેપારવૃત્તિમાં એમનાથી ઉતરે તેવા ન હોવાથી ગોરાઓને તેઓ આંખખીલી જેમ ખટકે છે. આવાં કારણોને લીધે તેઓ હીંદીઓની આડે કેનીઆમાં અનેક જાતની હરકતો, અડચણો ને મુસીબતો નાખે છે.

હાલ ૩૫૦૦ ગોરાઓ કેનીઆમાં વસાહત કરવાને તૈયાર થયા છે; અને એ એટલાની સગવડ ખાતર અંગ્રેજ સરકાર ત્યાંની આખી પ્રજાને અનેકવિધ ત્રાસ આપી રહી છે. હવે હીંદીઓને જમીન ખરીદ કરવાનો

હક નથી. કેળવણી કે મત મેળવવાનો અધિકાર નથી. જમીન ખેડનાર નવા ગોરા 'પ્લૅન્ટર્સ' આવે તેમને અનુકૂળતા કરવાને સરકાર ઘણી મથામણ અને ઘણો જુલમ કરી રહી છે. કેનીઆમાં રહેવું પણ ભારે પડે એવી આપખુદી તેઓ ચલાવે છે. હીંદ આ બાબત પોકાર કરી રહ્યું છે; પણ સરકારને સામ્રાજ્યનો અતિ-લોભ લાગ્યો છે એટલે કશું જ સાંભળતી નથી.

આ સઘળાં વીતક વેઠીને પણ કેનીઆની લડત લડી લેવી એ જ આપણને લાજિમ છે. પરંતુ ઘરના હક તરફ બેદરકાર રહીને આપણે બહારના હકદાર થવા ક્યાં સુધી જઈશું? આપણે જાણીએ છીએ કે ગોરાઓના કરતાં હીંદીઓનો હક કેનીઆમાં વધુ સાચો છે; પરંતુ આપણે પહેલી સંભાળ મુળ વતનની લેવી ઘટે છે. હીંદના ગૃહ હુન્નરઉદ્યોગના વિકાસ અને સ્વાતંત્ર્યની લડતમાંથી ચાતરીને પરદેશના વેપારઉદ્યોગ ને હક સંભળાવા દોડવું એ તો કોઈ પણ રીતે મુનાસબ નથી.

# પૂછો તંત્રીને

**વીજળીની પહેલવહેલી શોધ** કરનારા માણસનું નામ જણાયું નથી, પરંતુ ગ્રીક લોકો જુના કાળમાં પણ વીજળી વીશે ઘણું જાણતા હતા. સોળમા સૈકાથી વિજ્ઞાનની પદ્ધતિએ વીજળીનો અભ્યાસ થવા લાગ્યો.

**ગ્રામોફોનની પ્લેઈટ** 'વલ્કેનાઇટ' નામના પદાર્થમાંથી બને છે. રબ્બર અને ગંધકના મિશ્રણથી જે પદાર્થ બને છે તે વલ્કેનાઇટ.

**અંગ્રેજોમાં કોઈને ઘેર જતાં કે કોઈને મળતી વેળા ટોપી ઉતારવાનો રીવાજ** જુના વખતથી ચાલતી આવેલી એક રૂઢી ઉપરથી પડ્યો છે. પહેલાંના વખતમાં કોઇ અંગ્રેજ સરદાર કોઈને ત્યાં મહેમાન થઇને જતો, ત્યારે માથા પરથી ટોપી ઉતારતો. આથી તે એમ જણાવતો કે હું મારી તલવારને બળે નહિ, પણ યજમાનના ભરોસા ઉપર છું. ત્યારથી એ લોકોમાં—ખાસ કરીને સ્ત્રીઓ આગળ—ટોપી ઉતારવાનો ચાલ પડ્યો છે.

**મુળ તત્ત્વો** પાંચ છે: પૃથ્વી, જળ, વાયુ, તેજ અને આકાશ. કોઈ મરી જાય છે ત્યારે આપણે કહીએ છીએ કે તે પંચત્વ પામ્યો. પંચત્વ એટલે પાંચપણું. પાંચ તત્ત્વોમાં મળી જવું તે પંચત્વ પામવું. મૃત્યુ પછી આત્મા ઉડી જાય છે અને દેહ પાંચ તત્ત્વોમાં વહેંચાઇ જાય છે. હાલ રસાયનશાસ્ત્રે કુલ ૮૪ તત્ત્વો શોધી કાઢ્યાં છે. તત્ત્વોના પરમાણુઓના ભાર સરખાવી જોતાં માલુમ પડે છે કે હજુ બીજાં ૭ તત્ત્વો શોધવાનાં બાકી રહે છે. એટલે કુલ મળીને ૯૦ તત્ત્વો થશે.

**દુનીઆમાં કુલ** ભાષાઓ ૩૪૨૪ અને માણસોની સંખ્યા ૧૬૦૦૦૦૦૦૦૦ છે.

### નવા સવાલ

દુનીઆમાં વધુમાં વધુ ગરમીવાળું શહેર કયું?

વાયરલેસનો સંદેશો ગમે તેટલી અડચણો ભેદીને પણ દોરડા વિના કેવી રીતે જઇ શકતો હશે?

બરફ પાણીમાં તરે છે કેમ?

દીવાની જ્યોત ઉંચી કેમ બળે છે?

મીઠું ખાવાથી તરસ કેમ લાગે છે?

## ગણિત-ગમ્મત



એક જમીનદારને આ આકૃતિ પ્રમાણે ચોરસ જમીન છે, અને તેમાં, આકૃતિમાં જણાવ્યા મુજબની જગ્યાએ આંબાનાં બાર ઝાડ આવેલાં છે. તે જમીનદારને ચાર છોકરા છે, અને તે દરેકને જમીન તથા ઝાડ સરખે ભાગે વહેંચી આપવાનાં છે: પણ તે એવી રીતે કે દરેકને જે જમીન મળે તે સરખા આકારની હોવી જોઇએ. તમે વહેંચી આપશો?

*

ટોપો ટોશી બે ભણીઆં, છોકરાં બે અધમણીઆં;
નાવ ઉપાડે એક મણ ભાર, કેમ કરી જવું સામે પાર?

•

ત્રણ છગડા એવી રીતે ગોઠવો કે જેનો સરવાળો ૭ થાય.

### ગઈ વખતના દાખલાનો જવાબ

૮, ૧૨, ૫, અને ૨૦. તે આવી રીતે:

૮ + ૨ = ૧૦
૧૨ − ૨ = ૧૦
૫ × ૨ = ૧૦
૨૦ ÷ ૨ = ૧૦
——
૪૫




# નગરશેઠના દીકરાની વાત

એક હતા નગરશેઠ. તેને ચાર દીકરા હતા. ચારે દીકરા મોટા ને સૌસૌનું સંભાળી લે તેવા હતા. એક વાર નગરશેઠ બહુ માંદા પડ્યા ને બચે એવા ન રહ્યા. સૌએ આશા છોડી કે હવે શેઠ નહિ જીવે.

શેઠનો જીવ કેમે જાય નહિ. આથી મોટા દીકરાએ પુછ્યું, 'બાપા, તમારો જીવ કેમ નથી જતો? તમારો જે વિચાર હોય તે કહો; અમે તે પ્રમાણે કરીશું.'

શેઠ કહે, 'ભાઈ, બીજું તો ઠીક; પણ મારી પાછળ રોજ એક રૂપીઓ ધર્માદામાં વપરાય એવું પણ લે તો મારો જીવ જાય.'

મોટો દીકરો કહે, 'એવું પણ કાંઇ લેવાય નહિ. પૈસો તો આજ છે ને કાલ નથી; તો પછી રોજ ધર્માદો ક્યાંથી થાય?'

ત્યાર પછી શેઠે બીજા દીકરાને બોલાવી કહ્યું. તેણે પણ ના પાડી. ત્રીજાને કહ્યું તેણે પણ કહ્યું કે મારાથી એવું ન બને.

ત્યાર પછી સૌથી નાનો દીકરો આવ્યો તેણે પુછ્યું, 'બોલો બાપા, તમારી શી ઇચ્છા છે? જે કહેશો તે કરવા તૈયાર છું.'

શેઠ કહે, 'ભાઈ, મારે બીજી તો કાંઇ ઇચ્છા નથી; પણ મારી પાછળ રોજ એક રૂપીઓ ધર્માદામાં વાપરે તો મને સદ્‌ગતિ થાય.'

નાનો દીકરો કહે, ''બાપા, તમારા જીવને સદ્‌ગતિ કરજો. હું રોજ તમારી પાછળ એક રૂપીઓ વાપરીશ.' એમ કહ્યું ને તરત જ શેઠનો જીવ ઉડી ગયો.

નાનો દીકરો તો રોજ એક રૂપીઓ ધર્માદામાં નાખે ત્યાર પછી જ અનાજ લે. એમ કરતાં કરતાં ઘણા દિવસ વહી ગયા. એકવાર એક બ્રાહ્મણે આવી શેઠના નાના દીકરાને કહ્યું, 'શેઠ, મારે મારી દીકરીને કન્યાદાન દેવું છે. માટે મને એટલા રૂપીઆ આપો.' નાના દીકરાએ તરત જ પોતાની ડોકમાં એક હીરાકંઠી પહેરી હતી તે કાઢીને આપી દીધી.

તેનો મુનીમ પાસે બેઠો હતો. તેને આ ગમ્યું નહિ. તેણે તરત આ વાત તેના મોટા ભાઇને કરી.

નાના દીકરાનું નામ મોતીચંદ હતું. તે દુકાનેથી ઘેર આવ્યો અને બંને ભાઇ સાથે જમવા બેઠા.

જમતાં જમતાં મોટા ભાઇએ મોતીચંદને પુછ્યું. 'તારી ડોકમાંથી કંઠી ક્યાં ગઇ?' મોતીચંદે કહ્યું કે એ તો એક બ્રાહ્મણને કન્યાદાન દેવું હતું તેને આપી દીધી.

મોટાભાઇનાં ભવાં ચડ્યાં; કપાળે કરચલી પડી ને બોલ્યો, 'એવા ધર્માદા કરવા બેસીએ તો પાર ક્યાં આવે? ખબરદાર, જો હવેથી કોઇને કાંઇ આપ્યું છે તો. જ્યાં સુધી બોલતા નથી ત્યાં સુધી ઠીક છે.'

મોતીચંદને બહુ ખોટું લાગ્યું. તેણે તરત જ મનમાં વિચાર કર્યો કે આ ગામનું પાણી મારે હવે પીવું નહિ. ખાધું ન ખાધું ને એકદમ ઉઠ્યો, ને કોઇને કહ્યા વિના ચાલતો થયો. રસ્તામાં તેને બે દિવસના ઉપવાસ પડ્યા; કારણકે બાપની પાછળ પણ લીધા મુજબ એક રૂપીઓ ધર્માદામાં નાખ્યા વિના તે ખાતો નહિ.

ત્રીજે દિવસે તે એક ગામમાં આવી પહોંચ્યો. ત્યાં બજારમાં એક વાણીઆની દુકાન ઉપર જઇને બેઠો. મોતીચંદના બેસવાથી દુકાનવાળાને બહુ વકરો થયો. જ્યારે દુકાન બંધ કરવાનો વખત થયો ત્યારે તે વાણીઓ બોલ્યો, 'ભાઇ, તું કેવો છે?' મોતીચંદ કહે, 'હું વાણીઓ છું, ને નોકરી માટે નીકળ્યો છું.'

વાણીઆએ પુછ્યું, 'તું જમ્યો છે?' મોતીચંદ કહે, 'ના, મેં બે દિવસથી ખાધું નથી, કેમકે મેં મારા બાપના મોઢા આગળ પાણી મુક્યું છે કે એક રૂપીઓ રોજ ધર્માદામાં નાખીશ; પણ બે દિવસથી મેં કાંઇ નાખ્યું નથી, એટલે અન્ન પણ લીધું નથી.'

વાણીઓ તેને પોતાની સાથે પોતાને ઘેર તેડી ગયો. આ વાણીઓ કાંઇ બહુ ભણ્યો ન હતો. તેના મુનીમ તેના વેપારમાંથી બધું ખાઇ જતા; પણ આ શેઠને કાંઇ ખબર પડતી નહિ. મોતીચંદે એક દિવસમાં જ તેની દુકાનમાં ચાલતો ગોટાળો જોઇ લીધો હતો.

ઘેર આવ્યા પછી મોતીચંદ બોલ્યો, 'શેઠ, તમારી દુકાનમાં તો બહુ ગોટા ચાલે છે. તમે કાંઇ ધ્યાન આપતા નથી ને મુનીમો તો બધું ખાઇ જાય છે.'

શેઠ કહે, 'ભાઇ, મને શી ખબર કે એ લોકો શું કરે છે? તેમ મારે એકેય દીકરો પણ નથી કે જે દુકાનનો કારભાર ચલાવે. ખોટ ન આવે ત્યાં સુધી હું તો જાણું ઠીક ચાલે છે. પણ હવે તું મારે ઘેર રહે ને દુકાનનો કારભાર ચલાવ. મારે દીકરો નથી. આજથી તું મારો દીકરો.'

મોતીચંદ કહે, 'એ તો ઠીક. પણ મારે રોજ એક રૂપીઓ ધર્માદામાં નાખવો જોઇશે તેનું કેમ?' શેઠ કહે, 'તું તારે નાખજે; તને કોણ ના કહે છે?'

ત્યાર પછી એક ચોપડો લાવી શેઠે લખ્યું કે 'આજથી તું મારો દીકરો છે ને તું કરે તે મારે કબુલ છે.' મોતીચંદે લખ્યું કે 'તમે મારા બાપ છો અને તમારી આજ્ઞા પાળવા હું તૈયાર છું.'

બીજે દિવસે બંને જણા સાથે દુકાને ગયા. શેઠે તરત જ મુનીમને કહ્યું કે આજથી આ મોતીચંદ મારો દીકરો છે. દુકાનનું કામ તે સંભાળશે. માટે હવેથી કાંઇ પુછવું કરવું હોય તો મને ન પુછતાં એને જ પુછશો.

પછી મોતીચંદે બધા ચોપડા જોયા. મુનીમ પાસે જે પૈસા લેણા નીકળતા હતા તે લાવવા તાકીદ કરી ને બધા નોકરોને તેણે કાઢી નાખ્યા. દુકાનનું કામ પોતે ઉપાડી લીધું. વેપાર ધમધોકાર ચાલવા માંડ્યો. આથી આખા ગામમાં બધા વેપારીની દુકાનોને નુકસાન પહોંચવા લાગ્યું. જ્યાં હોય ત્યાં મોતીચંદ સૌથી પહેલો. બધા વેપારી મોતીચંદ ઉપર ખુબ ખારે બળે ને કહે કે આ સાલ ક્યાંથી ગામમાં આવ્યું?

થોડા વખત પછી મોતીચંદને જાવાની મુસાફરી કરવાનું મન થયું. તેણે શેઠને કહ્યું કે બાપા, મારે તો જાવે જવું છે. શેઠે પહેલાં તો ના પાડી. પણ મોતીચંદે બહુ આગ્રહ કર્યો ત્યારે હા પાડી. મોતીચંદ તો સાત વહાણ ભરી જાવે જવા નીકળ્યો. છ મહીને જાવે પહોંચ્યો. ત્યાં તેનો માલ ઝપાટામાં ખપી ગયો ને પાછો એણે ત્યાં નવો માલ ભર્યો. રસ્તામાં માલ વેચતો જાય ને નવો ભરતો જાય. એમ કેટલેક વરસે મોતીચંદ પાછો પોતાને ગામ આવ્યો. તેણે ગામના રાજાને એક આખું વહાણ ભેટ આપ્યું; તેથી રાજા પણ તેના પર બહુ પ્રસન્ન થયો.

મોતીચંદે આ વખતે એક બીજું મકાન લઇ ત્યાં માલ ઉતાર્યો હતો. તેથી ગામના બધા વાણીઆ શેઠને ભંભેરવા લાગ્યા કે 'જુઓ શેઠ, તમે તો ભોળા છો. તમે જાણ્યું કે આ જ મારો દીકરો છે. પણ એમ કાંઇ પારકાં પોતાનાં થયાં છે તે થાય? તમારા પૈસાથી રળીને આવ્યો ને માલ બધો નોખો રાખ્યો. હવે એ તમને દાદ નહિ દે.'

શેઠ પણ કાચા કાનના. એમણે તો બધું સાચું માન્યું એ તો ચોપડો લઇને મોતીચંદ પાસે દોડ્યા ને કહ્યું, 'અલ્યા, તારે મને છેતરવો છે, પણ એમ કાંઇ તારાથી હું નહિ છેતરાઉં. મારા રૂપીઆ જેટલા લઇ ગયો હતો એટલા પાછા લાવ ને આ ચોપડામાં લખી આપ કે તારે ને મારે કાંઇ સગપણ નથી.' મોતીચંદે કહ્યું, 'બાપા, આમ શું કરો છો? તમે મારા બાપ છો ને હું તમારો દીકરો છું. તમને વળી આવું કોણે શીખવ્યું?' પણ શેઠ તો સાંભળે જ શેના? એમણે તો ચોખ્ખું લખાવી લીધું કે 'તારે ને મારે કાંઇ

નથી.' મોતીચંદે તેના લીધા હતા તેટલા રૂપીઆ પાછા આપી દીધા.

ત્યાર પછી મોતીચંદનો વેપાર ધમધોકાર ચાલ્યો. રાજાનો પણ મોતીચંદ તો બહુ માનીતો થઇ પડ્યો.

એમ કરતાં મોતીચંદને વળી પાછી મુસાફરી કરવાની મરજી થઇ, તેથી વહાણ ભરીને ફરીથી તે બીજી સફરે ઉપડ્યો. રસ્તામાં એક બંદરે તે ઉતર્યો. ત્યાં તેણે કેટલાએક ખારવાને સાચાં મોતી લેવા જતાં જોયા. તેમને જોઇને તેણે પુછ્યું, 'ભાઇઓ, તમે ક્યાં જાઓ છો?' ખારવાઓએ કહ્યું કે અમે તો સાચાં મોતી લેવા જઇએ છીએ.

મોતીચંદ પણ તેમની સાથે ગયો. બધા ખારવાઓએ ડુબકી મારી ને મોતીની છીપો કાઢી. છેવટે મોતીચંદે કહ્યું, 'હવે મને પણ ઉતરવા દો જોઇએ. મારૂં નશીબ કેવુંક છે?' મોતીચંદે દરીઆમાં ડુબકી મારી અને બંને હાથે મુઠી ભરી તરત જ બહાર આવ્યો. મુઠી ઉઘાડીને જોયું તો તેની મુઠીમાં મોતી ન હતાં; પણ એ ચંદ્રકાંત મણિ હતાં. એને ખબર ન હતી કે આ શું છે. તેણે ખારવાએને પુછી જોયું, 'આ વળી શું? આ મોતી તો નથી!'

ખારવાએ તરત જ મણિ જોઇને કહ્યું 'તમે તો બહુ ભાગ્યશાળી લાગો છો. એ ચંદ્રકાંત મણિ છે. અમારા ઘરડેરા કહેતા કે અહીં ચંદ્રકાંત મણિ થાય છે. અમે તો આટલાં વરસથી મોતી લેવા આવીએ છીએ, પણ અમારા હાથમાં એ કોઇવાર નથી આવ્યા. આ મણિમાં એવો ગુણ છે કે પુનમની રાતે જ્યારે ચંદ્રમાં બરાબર માથે આવે ત્યારે ચાંદનામાં મુક્યો હોય તો તેમાંથી મોટો સોનાનો થાંભલો થઇ જાય!

સૌ ત્યાંથી પાછા વળ્યા. મોતીચંદ આગળ ન જતાં પાછો પોતાને ગામ આવ્યો. રાજાને ખબર પડી કે મોતીચંદ પાસે બે ચંદ્રકાંત મણિ છે. તેથી જ્યારે મોતીચંદ તેને મળવા ગયો ત્યારે રાજાએ એક મણિની માગણી કરી.

---

## ફુલપાંદડી *

સુંદર નિશાએ પોતાના પ્રવાસની તૈયારી કરી. પોતાના રૂપેરી દેહ ઉપર શ્યામ સાડી ઓઢી, કપાળમાં ચંદ્રક કરી, અલબેલી નિશાએ જતાં જતાં મને કાનમાં કહ્યું, 'હું એને શોધવા જાઉં છું.'

નિશા ઝડપથી એની શોધમાં નીકળી પડી.

ઉષા શરમાતી શરમાતી બહાર આવી. એણે મને પુછ્યું કે 'તને એની મુલાકાત થઇ છે? હું એને શોધવા આવી છું.' મેં ડોકું હલાવી ના પાડી.

ઉષા પણ એને શોધવા પ્રવાસે નીકળી.

મને લાગ્યું કે પવન અને સરિતા પણ એને જ શોધવા ભટકે છે, અને હિમગિરિ ઉંચું મસ્તક કરી એની જ રાહ જોઇ રહ્યો છે. પણ મારામાં હવે એને શોધવાની તાકાત રહી નથી. એટલે હું તો આ રેતીના કિનારા ઉપર બેસી એના ગીતથી જ સંતોષ માનીશ.

❀

એક વખતે કોઇએક કવિ હતો. જગતના લોકો તેને સમજી શકતા ન હતા.

આથી કેટલાક લોકોએ વિચાર કર્યો કે આવા માણસની દુનીઆને જરૂર નથી.

લોકો દોડ્યા અને જગતને એક ખુણે જ્યાં કવિ રહેતો હતો ત્યાંથી તેને ખેંચી લાવ્યા.

કવિએ લોકોને કહ્યું, 'પણ હું તમારૂં ડહાપણ સમજી શકતો નથી, માટે ડાહ્યો નથી થઇ શકતો.'

આથી ગુસ્સે થઇ એક પંડિતે કવિના હૃદયમાં ડહાપણની કટારી મારી.

કવિ હસતાં હસતાં તે લોકોના પગ આગળ મરણ પામ્યો. હાસ્ય મીઠું પણ અસહ્ય હતું.

હજીયે જગતમાં એ હાસ્યના હૃદયભેદક પડઘા પડે છે.

પૃથુરાજ શુક્લ

*એ નામના તરતમાં જ પ્રસિદ્ધ થનાર પુસ્તકમાંથી.]

મોતીચંદ કહે, આપને જોઇએ તો મારું ઘરબાર, ઘરવખરી બધું લઇ લો, પણ એ મણિ નહિ આપું. રાજાને ખોટું તો લાગ્યું, પણ મોતીચંદ જેવા માણસને કાંઇ પણ કરવું યોગ્ય નહિ; તે-એમ પણ વિચાર કર્યો કે એના આવવાથી મારું ગામ વેપારમાં વધ્યું છે, વળી એના જેવા પૈસાપાત્ર માણસ મારા ગામમાં રહે તેમાં મારી આબરૂ છે, એમ ધારી કાંઇ બોલ્યો નહિ.

મોતીચંદ પણ રાજાને પુષ્કળ નજરાણું આપતો. તેને કાંઇ ખોટ ન હતી. દર પુનમે બે સોનાના થાંભલા મણિમાંથી થતા. મોતીચંદનો વૈભવ તો રાજા કરતાં પણ વધી જાય એવો હતો. મોતીચંદને ઘેર બધી ચીજો સોનાની જ હતી. પલંગ જુઓ તો સોનાના, હીંડોળાખાટ જુઓ તો સોનાની, વાસણ જુઓ તો તે પણ સોનાનાં. બારણાં અને તાળાકુંચી પણ સોનાનાં. જ્યાં જુઓ ત્યા સોનું જ સોનું !

રાજાના બહુ આગ્રહથી મોતીચંદે ગામના પ્રધાનની દીકરી સાથે લગ્ન કર્યાં. મોતીચંદ બહુ જ સુખમાં રહેવા મંડ્યો. પુનદાન પણ ખુબ કરે. એકવાર એને વિચાર આવ્યો કે હું તો અહીં મજા કરૂં છું, પણ મારા ભાઇ, મારી મા ને મારી સ્ત્રીનું શું થયું હશે? તેણે એકદમ કેટલાક માણસોને પોતાને ગામ ખબર કાઢવા મોકલ્યા. પણ ઘેર કોઈ ન હતું. માણસોએ આવીને કહ્યું કે ત્યાં તો કોઇ નથી.

બનેલું એવું, કે ત્યાં દુકાળ પડવાથી મોતીચંદના ત્રણ ભાઇઓ, ભોજાઇઓ, એની મા ને એની સ્ત્રી, આઠે જણાં જ્યાં ધંધો મળે ત્યાં જવા નીકળી પડેલાં. મોતીચંદને આ વાતની ખબર પડી, એટલે તેમને શોધી કાઢવાની તેણે એક તરકીબ યોજી. તેણે એક મોટું નવાણુ ગળાવા માંડ્યું. બધાં દુકાળીઆં ત્યાં આવવા માંડ્યાં.

મોતીચંદે પોતાનાં માણસોને કહેલું કે રોજ જે માણસો કામ કરવા આવે એને મારી પાસે લાવવાં. આમ કરવામાં એનો હેતુ એ જ હતો કે એનાં ઘરનાં માણસો આવે તો ખબર પડે.

એમ કરતાં ઘણા દિવસો ચાલ્યા ગયા. એકવાર મોતીચંદે પોતાના નોકરને સાતઆઠ માણસોને લઈ આવતાં જોયો. મોતીચંદે તરત જ એ બધાંને ઓળખી કાઢ્યાં.

નોકરે આવીને કહ્યું કે આજે નવાં આઠ જણ આવ્યાં છે. મોતીચંદે કહ્યું, 'તેમને ડેલીમાં બેસાડો. એ લોકોને નવાણુ ખોદવા લઇ જવાનાં નથી.'

મોતીચંદ તો બધાંનો દેખાવ જોઇ વિચારમાં જ પડી ગયો. તેની સ્ત્રી તો વાઘરણ જેવી જ દેખાતી હતી. પોતે કુટુંબની વહેલી ખબર ન કઢાવી તેથી તેને ઘણો પસ્તાવો થયો. મોતીચંદને વિચારમાં જોઇ તેની નવી સ્ત્રી (પ્રધાનની દીકરી) બોલી, 'આ લોકોને જોઇ તમે કેમ વિચારમાં પડી ગયા છો?' મોતીચંદનું ધ્યાન તો તેની જુની સ્ત્રીને જોવામાં જ હતું. તેણે કાંઇ જવાબ ન આપ્યો. પ્રધાનની દીકરી ફરીવાર બોલી, 'તમારે નહાવાનો વખત થઇ ગયો છે. પાણી ઠરી જશે; ગુલાબજળની વાસ પણ ઉડી જશે.' મોતીચંદે તેના સામું જોઇ કહ્યું, 'પેલી સ્ત્રીને અહીં તેડી લાવો.'

પ્રધાનપુત્રી વિચારમાં પડી કે આ સ્ત્રીને બોલાવવાનું શું કારણ હશે? તેને વિચારમાં પડેલી જોઇ મોતીચંદ બોલ્યો, 'તમારે વિચાર કરવાની જરૂર નથી. તે મારી પરણેલી સ્ત્રી છે. જે ડોશી છે તે મારી મા છે. ત્રણ પુરુષો છે તે મારા ભાઇ છે; ને પેલી ત્રણ બેઠી છે તે મારી ભોજાઇઓ થાય.'

પ્રધાનની દીકરીને આ ખબર પડતાં જ તે રાજી થતી તેમને બોલાવવા ચાલી. જ્યાં પેલાં આઠ જણ બેઠાં હતાં ત્યાં જઇ તેણે પેલી બાઇને કહ્યું, 'બેન. ચાલો તમને શેઠ બોલાવે છે' પેલી તો બીચારી એકદમ ગભરાઇ, કે શેઠ મને શું કામ બોલાવે? આવો મોટો રાજાથી પણ વધી જાય એવો શેઠ, એની પાસે તે જવાય? પ્રધાનની દીકરીએ ફરીવાર કહ્યું, 'ચાલો બેન, શેઠ વાટ જુએ છે.' પેલી બાઇએ તરત જ તેની સાસુ સામે જોયું. સાસુએ વિચાર કર્યો કે વહુ નહિ જાય તો આ શેઠ આપણને દાડીએ નહિ રાખે. પેટ ભરવા માટે તો આવ્યાં છીએ. તેથી વહુને કહ્યું, 'જાઓ જોઇએ, શેઠ શું કહે છે? પણ બેટા, તમારો ધરમ સાચવજો.' સાસુએ કહ્યું

એટલે એ તો ઊઠીને તરત પ્રધાનપુત્રીની પાછળ પાછળ ચાલી. ઉપર જાય ત્યાં તો શેઠ સોનાની હીંડોળાખાટ ઉપર હીંચકતા હતા. તેણે તેની જુની સ્ત્રીને જોઇ કહ્યું, 'બાઇ, આમાં પાણી કાઢયું છે તે ઠરી જાય છે; માટે મને નવરાવો. મેં તમને એટલા માટે જ બોલાવ્યાં છે.' પેલી બાઇ તો બીચારી વિચારમાં પડી ગઇ. ઘડીક રહીને તે નવડાવવા તૈયાર થઇ. મનને કીધું કે જો દાડી કરવાનું અને પેટ ભરવાનું ન હોત તો કોઇ કાળે પણ કબુલ ન થાત. અંદરખાને તેને શેઠ ઉપર એવો તો તિરસ્કાર આવ્યો! પણ શું કરે?

શેઠ પાટલા ઉપર બેઠા ને બાઇ તેને શરીર ચોળી નવંડાવવા લાગી. નવડાવતાં શેઠની ડોકે એક લીલું લાખું હતું તે બાઇએ દીઠું. એ ઘડીએ તેને પોતાના પતિની સ્મૃતિ થઈ અને તેનું હૈયું ભરાઇ આવ્યું. તેનાં આંસુ શેઠના વાંસા પર પડ્યાં. શેઠે તરત જ પાસું વાળીને જોયું ને બાઇને પુછ્યું, 'તમે શું કામ રુઓ છો?'

બાઇ તો બીચારી કાંઇ બોલી નહિ. શેઠે ફરીવાર આગ્રહથી પુછ્યું ત્યારે તે બોલી, 'તમારી ડોકે લીલું લાખું જોઈ મને રોવું આવ્યું. મારા પતિના ડોકે આવું જ લીલું લાખું હતું, ને તે તમારા જેવા જ હતા. પણ ક્યાં તમે ને ક્યાં એ? એની તો શી યે વલે થઇ હશે! કેટલાં યે વરસથી ગયા છે, પણ કાંઇ ખબરપતર નથી.' એમ કહી બાઇ તો નીચું ઘાલી રોવા લાગી. શેઠે કહ્યું, 'તમે ખસી જાઓ. હવે હું મારી મેળે જ નાહી લઇશ. મારે એટલું જ કામ હતું. હું જ એ મોતીચંદ છું.' આ સાંભળીને બાઇનું હૈયું તો હરખથી ફાટુંફાટું થઇ રહ્યું.

મોતીચંદ નાહી રહ્યો એટલે તેણે પ્રધાનની દીકરીને કહ્યું કે 'આને તું ચોળીને નવરાવ; પછી સારાં કપડાંલત્તાં ને ઘરેણાં પહેરાવ. એનો પણ તારા જેટલો—તારાથી પણ વધારે હક છે.'

ત્યારપછી મોતીચંદે તેની જુની સ્ત્રીને કહ્યું, 'જા, હવે તું જઇને બધાંને ઉપર તેડી લાવ.' એ તો બીચારી શરમાતી શરમાતી નીચે ઉતરી. સાસુએ એને છેટેથી દેખીને તરત જ ગાળો દેવી શરૂ કરી. મનમાં બબડી, 'રાંડે જરૂર કાંઇ કાળું કર્યું. શું મોઢું લઇને આપણી પાસે આવતી હશે? મને ખબર જ હતી, કે જરૂર કાંઇક નવાજુનું થશે. શેઠ તે એને શું કામ બોલાવે?' એમ કહે છે ત્યાં તો વહુએ આવીને કહ્યું, 'બાઇજી, ચાલો ઉપર; તમારા દીકરા તમારી વાટ જુવે છે.'

સાસુ કહે, 'જા રાંડ, મારો દીકરો અહીં કેવો! જો મને સાઠ વરસની ડોશીને બનાવવા આવી છે! શું જોઇને અમને મોઢું દેખાડવા આવી?'

વહુ તો બીચારી આ સાંભળી ગભરાઇ ગઈ અને રોઇ પડી. રોતાં રોતાં બોલી, 'તમે ઉપર આવી એકવાર ખાતરી કરો; પછી મને જે કહેવું હોય તે કહેજો.'

બધાં ઉપર ગયાં. માએ તો તરત જ મોતીચંદને ઓળખ્યો. મોતીચંદ દોડીને માના પગમાં પડ્યો. પછી ત્રણે ભાઇને મળ્યો.

મોતીચંદ બોલ્યો, 'આટલી વારમાં જ તમે બધાં મને ભુલી ગયાં?'

મા કહે, 'ભાઈ, અમને શી ખબર કે તારો વૈભવ આવો બધો વધી ગયો હશે? અમને તો એમ કે કોણ જાણે ક્યાં રખડતો હશે. મેં તો તને જોવાની આશા જ છોડી હતી. પણ ભાઈ, કહે તો ખરો કે ઘેરથી નીકળ્યા પછી શું શું જોયું?'

મોતીચંદે બધી વાત માંડીને કહી. છેવટે એ પણ કહ્યું કે 'તમારી ખબર કઢાવી પણ તમે આપણા ગામમાં ન મળ્યાં, ત્યારે તમને મળવા માટે મેં નવાણુ ગળાવા માંડ્યું. મારી આશા સફળ થઇ ને તમે આવ્યાં. મા, આ બધા ધર્માદાના પ્રતાપ છે એમ મને લાગે છે.

મોટાભાઇને તો બહુ પસ્તાવો થયો કે મેં શા માટે કાઢી આપવા સારૂ ઠપકો આપ્યો. અત્યારે નાના ભાઇની ચડતી કળા જોઈ તે પણ ખુશ થયો.

બધાં બહુ રાજી થયાં. થોડો વખત સૌ ભેળાં રહ્યાં. પછી મોતીચંદે તેમને ઘણું દ્રવ્ય આપ્યું ને કહ્યું કે હવે તમે આપણા ગામમાં જઇ વેપાર કરો. જે જોઇએ તે અહીંથી મંગાવી લેજો. કોઇ વાતે મુંઝાશો નહિ. સૌ રાજી થઇને ઘેર ગયાં.

મોતીચંદ ને તેની બંને સ્ત્રીઓ અહીં રહ્યાં. હવે તો મોતીચંદ સૌ વાતે સુખી હતો.

ગામના રાજાને કાંઇ સંતાન નહોતું, તેથી રાજા ઘણીવાર બહુ દિલગીર થઇ જતો. રાજા વૃદ્ધ થવા આવ્યો ત્યારે તેને ઘેર પુત્રનો જન્મ થયો. રાજાને બહુ બહુ હરખ થયો. આખા ગામમાં આજે આનંદ વર્તી રહ્યો હતો. પ્રજા પણ રાજાને ઘેર દીકરો આવવાથી ઘેલીઘેલી થઇ. રાજા પણ આજ છુટે હાથે દાન કરતો હતો. કોઈ ભિક્ષુક રાજા પાસેથી ખાલી હાથે પાછો વળતો નહિ.

રાજકુંવરને ચારે તરફથી ભેટો આવવા માંડી. રાજાએ કહ્યું કે ભેટમાં આવેલી વસ્તુઓ હમણાં રાખી મુકો. એકવાર દરબાર ભરીને આપણે જોઇશું કે કઈ વસ્તુઓ કોણે ભેટ મોકલી છે.

મોતીચંદને તો રાજાને ઘેર દીકરો જન્મ્યો તેથી આનંદનો પાર ન રહ્યો. તેને વિચાર થયો કે હું રાજકુંવરને ભેટમાં શું આપું? છેવટે વિચાર કર્યો કે રાજાએ એકવાર મારી પાસે ચંદ્રકાંત મણિ માગ્યો હતો, પણ મેં આપ્યો નથી. મારી પાસે તો એ મણિ છે; માટે એ રાજકુંવરને ભેટ ધરીશ.

એમ વિચાર કરી તેણે તીજોરીમાંથી મણિ કાઢ્યો ને એક કાગળના પડીકામાં મુક્યો. પડીકાને પોતાના પલંગના ગાદલા નીચે રાખ્યું. પડીકા ઉપર લખ્યું હતું કે 'રાજકુંવરને ભેટ.'

તે દિવસે જ મોતીચંદની નવી સ્ત્રી, જે ગામના પ્રધાનની દીકરી હતી, તે પલંગ આગળ ઉભી રહી માથું ઓળતી હતી. માથું ઓળતાં જે ગુંચ નીકળી તેને એક કાગળમાં નાંખી તેનું પડીકું વાળી પલંગના ગાદલા નીચે મુક્યું.

જ્યારે મોતીચંદ રાજકુંવરને દેવા માટે મણિ લેવા ગયો ત્યારે મણિવાળા પડીકાને બદલે તેણે ભુલથી વાળવાળું પડીકું લઈ લીધું ને તેને જ ભેટ મુકવા પોતાના માણસને મોકલ્યો.

રાજા દરબાર ભરી બેઠો છે. સૌની ભેટો આવી ગઇ છે. રાજાએ સૌથી પહેલાં મોતીચંદની ભેટ જોઇ. નાનું એવું પડીકું ભાળી તેને નવાઇ લાગી કે આમાં તે શું હશે! જ્યાં ઉખેડીને જુએ ત્યાં અંદર વાળ!

રાજાને તો કાંઇનો કાંઈ ગુસ્સો ચડ્યો. તેણે તરત જ હુકમ કર્યો, 'કોઈ છે કે? જાઓ, અત્યારે ને અત્યારે મોતીચંદને દેશનીકાલ કરી દો. મારે ઘેર જતે દહાડે દીકરો આવ્યો એ એનાથી ન ખમાણું. એને ક્યાં ખોટ હતી? શું મારૂં આવું અપમાન? મારા દીકરાને ભેટમાં વાળ! જાઓ, જલદી જાઓ; એ ઘડી પણ મારા રાજમાં ન રહે.'

સીપાઇઓ તરત જ દોડ્યા ને મોતીચંદને કહ્યું કે રાજાનો હુકમ છે કે તમારે એક ઘડી પણ આ ગામમાં ન રહેવું. મોતીચંદ તો વિચારમાં પડી ગયો. ઘડીવારમાં આ શું? મારી શી કસુર થઇ તે પણ મને જણાવ્યા વગર એકદમ દેશનીકાલની સજા? ઠીક: પ્રભુએ નાખી તે ઉપાડવી. વળી કાંઇ બાકી રહી ગયું હશે.

મોતીચંદે તેની નવી સ્ત્રીને તેને પીઅર મોકલી ને જુનીને લઇ લુગડાંભેર હાથેપગે નીકળી ગયો. દરબારી માણસોએ ત્યાં તાળાં દઇ દીધાં.

મોતીચંદ ને તેની સ્ત્રી બંને ચાલ્યાં જાય છે. મોતીચંદને રોજ વિચાર આવ્યા કરે છે કે મારો વાંક શું એ પણ કહ્યું નહિ! ચાલતાં ચાલતાં એક ગામમાં આવ્યાં. બંને જણ થાકીને લોથ થઇ ગયાં.

મોતીચંદની સ્ત્રી સગર્ભા હતી ને તેને પુરા દિવસ જતા હતા. તેને કકડીને ભુખ લાગી હતી, તેથી તેણે મોતીચંદને કહ્યું, 'મને ભુખ લાગી છે. મારાથી હવે આગળ એક પગલું પણ ચલાશે નહિ. આજે આપણે આ ગામમાં જ રાત રહીએ.' મોતીચંદ કહે 'ઠીક.' એમ કરી તેઓ એક ઓટલા ઉપર બેઠાં.

મને છે સ્વામી,
એ બલની દરકાર.

અટકી ઉભી અમિત અચડણો આડીઅવળી અપાર:
તોપણ કદી આવી નિરાશા ફરકે નહિ આ દ્વાર:
મને છે સ્વામી,
એ બલની દરકાર.

કરે ભલે સંસાર સર્વ જે કુવ્યવહાર—પ્રહાર;
હટે ન તો યે સત્યમાર્ગથી શ્રદ્ધા કોઈ પ્રકાર:
મને છે સ્વામી,
એ બલની દરકાર.

ધનવૈભવના જે અર્ણવમાં અસ્થિર સૌ સંસાર;
તેથી પણ નવ ડગવા પામે: મન બની જાય પહાડ:
મને છે સ્વામી,
એ બલની દરકાર.

નસીબની અવળાઈઓ પેખી દિલમાં પડે દરાર;
પીઠ પાછળ ત્યાં છુપી નિશ્ચે અખંડ તારી વાર:
મને છે સ્વામી,
એ બલની દરકાર.

સ્વ. હાજીમહમ્મદના રચેલા અધુરા ગીતની પૂર્તિ.]

એ ગામમાં એક વાણીઆને ત્યાં વિવાહ હતા. અત્યારે બધાં જમી રહ્યાં હતાં ને વધેલું જે માગે તેને આપતા હતા. મોતીચંદને ખબર પડી એટલે તેણે વિચાર કર્યો કે હું તો ભુખ્યો રહીશ, પણ આ નહિ રહી શકે; માટે લાવને એના માટે થોડુંક માગી લાવું. એમ કરીને તે ગયો. પણ ત્યાં તો બધું અપાઈ ગયું હતું. મોતીચંદે એક માણસને કહ્યું, 'ભાઈ, મને થોડુંક ખાવાનું આપો; તમારૂં સારૂં થશે.' પેલો માણસ બોલ્યો, 'અત્યારે હવે ખાવાનું પડ્યું છે! માગીને પેટ ભરવું હોય ત્યારે જરા વહેલા આવીએને!'

મોતીચંદને બહુ લાગી આવ્યું, પણ શું કરે? તેણે ઘણા કાલાવાલા કર્યાં ત્યારે તેને થોડોક જલેબીનો ને મગજનો ભુકો મળ્યો. તે લઈને ચાલ્યો; પણ જરા આગળ ગયો ત્યાં ભુખ્યો હોવાથી ચક્કરી આવી ને પડી ગયો, ને ભુકો વેરાઈ ગયો. થોડી વારે ભાનમાં આવતાં લાચાર થઈ પોતાની સ્ત્રી પાસે આવ્યો. તે બિચારી વાટ જોઈને બેઠી હતી.

મોતીચંદે આવીને બધી વાત કરી એ રાત આખી ઓટલા ઉપર જ કાઢી. સવારે ઉઠીને મોતીચંદ બેઠો છે. બેઠો બેઠો વિચાર કરે છે કે 'ક્યાં હું પહેલાંનો હતો તે, ને ક્યાં અત્યારનો! મારે ઘેર હજારો માણસોને હું પાળતો. અત્યારે મારે ખાવાનું ઠેકાણું નથી. વાહ

પ્રભુ! તારી ગતિ ન્યારી છે.' એમ વિચાર કરે છે ત્યાં એક ડોશી છાણાનો સુંડલો લઇ નીકળી. ડોશી પાછું વળીવળીને મોતીચંદ સામે જોતી જાય ને ચાલી જાય. મોતીચંદે પુછ્યું, 'મા, તમે મને કેમ જોઇ રહ્યાં છો?'

ડોશી કહે, 'તમારા જેવો જ એક મારી બેનનો દીકરો છે; પણ તે અહીં કયાંથી હોય? પણ તું અહીં આવ જોઇએ?' મોતીચંદ ડોશીની પાસે ગયો. ડોશીએ તરત જ તેનું માથું નીચું કરી ડોક જોઇ એકદમ ઓળખીને કહ્યું કે 'તું જ મારો મોતીચંદ. અહીં ક્યાંથી? ચાલ આપણે ઘેર.' બંને જણાંને તે ઘેર તેડી ગઈ, અને ખવડાવ્યા પીવડાવ્યા પછી વાત પુછી. મોતીચંદે માંડીને બધી વાત કરી. મોતીચંદની વાત સાંભળી માશી તો ખુબ રોયા.

અહીં મોતીચંદની સ્ત્રીને દીકરો આવ્યો. માશીએ તેમને બહુ સારી રીતે રાખ્યાં. માશી પાસે થોડા રૂપીઆ હતા તે લઈ મોતીચંદે એક દુકાન માંડી ને પોતાની સ્થિતિમાં સંતોષ માની રહેવા લાગ્યો.

કેટલાક વખત પછી રાજાને વિચાર આવ્યો કે આજે મોતીચંદનું મકાન જોવા જાઉં. થોડાક દરબારીઓને સાથે લઇ રાજા મોતીચંદના મહેલમાં આવ્યા. દરવાજે સવા મણનું સોનાનું તાળું દીધું હતું. તે ઉઘાડીને અંદર ગયા. જ્યાં જુએ ત્યાં સોનું! રાજાએ જોયું તો મોતીચંદના મહેલ આગળ પોતાનો રાજમહેલ કાંઇ હીસાબમાં ન હતો. મોતીચંદના જવાથી રાજાને ગમતું તો નહોતું. ચારેકોર જોઇ રાજા બોલ્યો, 'આમાંથી એકાદો સોનાનો થાળ મારા કુંવરને ભેટ આપ્યો હોત તો એને ક્યાં ખોટ આવે એમ હતી?'

ફરતાં ફરતાં રાજા મોતીચંદના પલંગ પાસે આવ્યો. પલંગ સાવ સોનાનો હતો. ઉપર ત્રણ રેશમી ગાદલાં હતાં. રાજા ગાદલાં જોવા લાગ્યો. ગાદલાં જોતાં નીચેથી તેના હાથમાં એક પડીકું આવ્યું. રાજાએ તે હાથમાં લીધું. ઉપર જુએ તો લખેલું કે 'રાજકુંવરને ભેટ.' રાજાએ તરત જ તે ઉખેડ્યું, ને જોયું તો અંદર ચંદ્રકાંત મણિ! હવે રાજાને ખબર પડી કે ભેટ તરીકે ચંદ્રકાંત મણિ આપવાનો હશે, પણ કાંઇક ગોટાળો થયો લાગે છે.

રાજાએ તરત જ મોતીચંદની તપાસ કરવા માટે દસે દિશાએ સવારો મોકલ્યા. એમાંથી કેટલાક સવાર જ્યાં મોતીચંદ હતો તે ગામમાં આવી પહોંચ્યા. ગામમાં તપાસ કરતાં એક દુકાન ઉપર મોતીચંદને જોયો. તરત સવારો સલામ કરીને બોલ્યા, 'શેઠ, ચાલો હમણાં ને હમણાં; તમને રાજાજી બોલાવે છે.'

મોતીચંદને લાગ્યું કે હજી કાંઇક બાકી રહ્યું હશે. રાજઆજ્ઞા એટલે શું કરે? તરત જ તૈયાર થઇ સવારોની સાથે ચાલી નીકળ્યો.

રાજા મોતીચંદની ઘણી જ અધીરાઇથી રાહ જોતો હતો. મોતીચંદને જોયો કે તરત જ રાજા સામે દોડ્યો ને પ્રેમથી ભેટી પડ્યો. રાજા બોલ્યો, 'મોતીચંદ, મને માફ કર. મારો વાંક નથી. તારા નસીબમાં એટલું દુઃખ માંડ્યું હશે. નહિતર આવું ન થાય.'

મોતીચંદ કહે, 'પણ કહો તો ખરા કે મને શા માટે દેશનીકાલ કરવામાં આવ્યો હતો?'

રાજાએ અથેતિ કહી. મોતીચંદને હવે જ ખબર પડી કે શા માટે તેને દેશનીકાલ કર્યો હતો. મોતીચંદને પણ લાગ્યું કે એમાં રાજાનો વાંક નહોતો.

રાજાએ તેનો મહેલ તેને સોંપી દીધો. મોતીચંદે પોતાનાં સ્ત્રીપુત્રને માશી પાસેથી તેડાવી લીધાં. નવી સ્ત્રીને પણ પીઅરથી તેડાવી. રાજકુંવરની ભેટના પડીકાના ગોટાળાની વાત કરતાં મોતીચંદ બોલ્યો કે 'પલંગ નીચે વાળવું પડીકું કોણે મુક્યું હશે?' પ્રધાનની દીકરી આ સાંભળી ઝંખવાણી પડી ગઇ અને બોલી ''એ તો મેં મુક્યું હતું.'

ત્યારપછી સૌ સુખમાં ખાય, પીએ ને આનંદ કરે.

*લીલાવતી મણિશંકર*

[આવી બીજી વાતો આવતા વર્ષમાં 'કુમાર'માં વારંવાર આપવામાં આવશે.]





# શૈશવ

ઉષસ્તેજ ક્ષણક્ષણ જે ખીલતું
બાલરવિ કિરણે શોભ્યું.
એવું બાલપણું શુભવતું
શિશુવયમાં જે લય પામ્યું;
થયો પ્રાચી સમ બુદ્ધિવિકાસઃ
નાચતું શૈશવ મધુરે હાસ.

ઘુઘરા છૂટ્યા, ધાવણીઓ ગઈ,
ચાલણગાડી આવી હાથ;
રમકડાંનાં રાજ્ય રચાયાં,
થયા ઢીંગલીઓના સંગાથ;
રાતદિવસ એની અરદાસઃ
નાચતું શૈશવ મધુરે હાસ.

દિલ દિલાવર દરીઆ જેવું
જે માગે તે આપી દે,
દીનહીણું દુખ્યું દેખે ત્યાં
સન્મુખ ડગ ન કદાપિ દે;
પ્રસન્નતા વેરી ચોપાસઃ
નાચતું શૈશવ મધુરે હાસ.

વિશાળ વિશ્વતણી રચનામાં
આવી ઊભું એ અણજાણ,
આ શું? એ શું? પુછે પળપળ
માગે સૌની સત્ય પીછાણ;
અંતર ભરતું જ્ઞાનસુવાસઃ
નાચતું શૈશવ મધુરે હાસ.

રવિ શશી તારા લટકે અદ્ધર,
ઉપર ગંભીર નભની પોલ;
ધરતીની બહુવિધ ધમાલો
નીરખે ચોગમ રહી અબોલ;
પ્રગટે એના આત્મવિલાસઃ
નાચતું શૈશવ મધુરે હાસ.

શું શોધે એ કુદરતઘેલા?
સઘળું શાને પરખી લે?
ફરીફરીએ આ ચંચળતા શી?
ઘડીએ ના વિશ્રાન્તિ લે?
ખેલે શું ઉદ્યમના રાસ?
નાચતું શૈશવ મધુરે હાસ.

રવિ શશી ગ્રહવા, સાગર તરવા,
વાદળીઓ પર સ્વાર થવા;
પતંગીઉં થઈ ઉંચે ઉડવા
ઘાટ ઘડે કૈં નીતનવા;
વિરાટનો એ સૌમ્ય સમાસઃ
નાચતું શૈશવ મધુરે હાસ.

જડ માંહે પણ ચેતન જગાવે,
એ શું કંક વિનોદ મચે;
પશુપંખીની વાચાઓના
મનગમતા શ્રુતિબોધ રચે;
જગ ખેલે એને ચોપાસઃ
નાચતું શૈશવ મધુરે હાસ.

સરસ્વતીનાં સૂરો સરખી
ઉઘડી વાચા રસકલ્લોલ;
ભાંગ્યાતુટ્યા સુધામધુર મુખ
કાલાકાલા ઝરતા બોલ;
મંગલમય ગુંજે ગૃહવાસઃ
નાચતું શૈશવ મધુરે હાસ.

સ્વમાનની ઓ સુંદર મૂર્તિ!
હઠ તારો હય પાણીદાર;
પ્રેમતણા ઓ દેવ મનોહર!
શરમતણા તારે શણગાર;
કુદકા જેનો જીવન પ્રવાસઃ
નાચતું શૈશવ મધુરે હાસ.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

# કિરીટ



લેખકઃ શ્રી ધનગોપાલ

ચિત્રકારઃ રવિશંકર પંડિત

સૌથી પહેલું અમારી તરફ લીલી વનરાજી-માંથી ચમકારા કરતું સોનેરી રંગનું હરણાંનું એક ટોળું દોડી આવ્યું, ને તરત બીજી બાજુ અદૃશ્ય થયું. ત્યાર પછી થોડીવાર બધે શાન્તિ છવાઇ રહી હતી; તેમાં એકાએક ગેંડાનો છીંકોટો સંભળાયો. એ તો હમેશની જેમ મારપછાડ કરતો, ને પોતાની હડફેટે જે આવ્યું તેનું સત્યાનાશ વાળતો સીધો જ ધસમસી આવ્યો. એને જોઈ કિરીટે જરા મો મરડયું; કારણકે હાથી જેવાં શાણા પ્રાણીને ગેંડાના આવા ઉધમાત પ્રત્યે સ્વાભાવિક તિરસ્કાર હોય છે. ગેંડો પણ અમને જોઇ બાજુની ઝાડીમાં અદૃશ્ય થયો. પછી થોડીવારમાં જ મોટી દાતરડી વાળું ડુક્કર અને તેની પાછળ નોળીઆં, જંગલી બીલાડા અને કદિક કદિક દેખાતી લોંકડીની ધીંધની ધીંધ નીકળી આવી. તેની વાંસે વળી એક ચીત્તો પણ કુદી આવ્યો. પણ એ સૌ ખુલ્લા મેદાનમાં ન આવતાં, જાણે કોઇ લીલા જાળીવાળા પડદા પાછળથી પસાર થતાં હોય તેમ, ઝાડીમાં ને ઝાડીમાં જ નીકળી આવી અદૃશ્ય થયાં.

એવામાં એકાએક ખીજવાટભર્યો વાઘનો ઘુરઘુરાટ સંભળાયો. તે કાને પડતાં જ હોદ્દામાં બેઠેલો પેલો ગોરો નીશાન લેવા માટે પોતાની બંદુક સંભાળી સજ્જ થઇ ગયો. વળી પાછી બધે ગંભીર શાંતિ છવાઇ રહી. તે શાંતિમાં દૂરદૂરથી પાસે આવતા જતા ઢોલ-ત્રાંસાવાળાઓ અને હાંકનારાઓના અવાજ સંભળાતા હતા. અચાનક, જાણે મોટાં કાળાં વાદળાં ઝાડીમાંથી પસાર થતાં હોય તેમ, હાથીનું એક મોટું ટોળું, બહુ જ શાંતિથી જરા પણ ખખડાટ કે ઉધમાત કર્યા વિના ત્યાં થઇને ચાલ્યું ગયું.

ફરીવાર જંગલ આખામાં એક ભયાનક ત્રાડ ફેલાઇ વળી. આ વખતે તે અમારી ઘણી નજીક સંભળાઇ. ઢોલત્રાંસાવાળા અને હાંકનારાઓનો શોર-બકોર ફરીથી નજીકમાં સંભળાયો; પરંતુ નજીક આવતા જતા વાઘની ત્રાડોમાં એ બધું દબાઈ જતું હતું.

એક કુદકે તે મેદાનમાં આવીને ઉભો; પરંતુ બીજી જ ક્ષણે પાછો ઝાડીમાં અદૃશ્ય થયો. અમે એને એક ઝુંડમાંથી બીજામાં, ને ત્યાંથી ત્રીજામાં પેસતો જોયો. થોડે દૂર જઇને તે અટક્યો. તેના પાછલા પગ ઝાડીમાંથી થોડા થોડા દેખાતા હતા.

કંઈપણ ચેતવણી આપ્યા વિના, કે લેશમાત્ર વિચાર કર્યા વગર, પેલા અંગ્રેજે અધીરા થઈ વાઘના પાછલા પગપર બંદુકનો બાર કર્યો. બીજી જ પળે, ક્રોધ ભીષણ મેઘગર્જના જેમ ત્રાડતો તે હાથીની સામે કુદી આવ્યો. કિરીટ જરા પાછો હઠ્યો, અને બે ડગલાં પાછે પગે ચાલી એક ઝાડને થડે પોતાની પીઠ ટેકવી ઉભો. હવે સ્થિતિ એવી બની ગઈ કે અંગ્રેજ બીજો બાર કરે તો મારા માથા સોંસરી ગોળી નીકળે તેમ હતું. હું બરોબર તેની ને વાઘની વચ્ચે હતો. તેણે નીશાન લેવા ઘણો પ્રયત્ન કર્યો; પણ વ્યર્થ. એટલે તે રાહ જોઈને ઉભો.

પણ એટલામાં તો વાઘ ફરી કુદ્યો. એક જ તરાપે તે હાથીની ગરદનપર ચડી હોદ્દાને બાઝી પડ્યો. તેની ને ગોરાની વચ્ચે એક બંદુક પુરતું પણ છેટું ન રહ્યું; ત્યાં પેલો નીશાન કેવી રીતે લે? હું તો ગભરાઈ જ ગયો! વાઘના પંજા બરોબર મારી બેઠક પર ચોટેલા હતા. મારી વાંસળી વાસળીને ઠેકાણે રહી, ને હું તો પેલા ગોરાને ગાળો ભાડવા લાગ્યો: 'એલા મુંડાના બાપ! બાપદાદે કોઈ દહાડો શીકાર કરેલા ખરા? શીકારને જોયા કર્યા વિના એમ અટકળીઆ બાર તે કદિ કરાતા હશે? અક્કલના ઓથમીર નહિ તો. એમ પાછલા પગપર ગોળી મારે તારો કાકો ઠાર થાય ખરો?'

ગોરો તો બાઘ્યા બે-બાકળો બની જ ગયો હતો. તેની બંદુક તો તેના હાથમાં જ રહી. તેના ડોળા ફાટી ગયા. વાઘ પંજો લંબાવી તેના પર ઝાવાં નાખતો હતો. શું કરવું તેની કશી સુઝ તેને રહી નહિ. કિરીટે પોતાનામાં હતું તેટલું બળ કરીને, વાઘને ઉથલાવી પાડવા સારૂ પોતાની પીઠના ચામડી ઉપરનીચે કરી. પણ વાઘના પંજા તેના શરીરમાં ખીલાના જેમ ખુંચી ગયા હતા. તેની વેદનાથી તેણે કારમી ચીસ પાડી. પોતાની સુંઢ ઉંચી કરી, જરા આગળ વધી ખુબ જોરથી પાછળના ઝાડના થડ જોડે તેણે પોતાની પીઠ અફાળી. પણ વાઘે ચસ દીધો નહિ.

વાઘનો પંજો જેમજેમ નજીક આવતો ગયો તેમ તેમ ગોરો હોદ્દાના પાછલાના ભાગ તરફ હઠતો ગયો ને પાછલે ખુણે જઈ ભરાયો. આને લીધે તેની ને વાઘની વચ્ચે થોડું અંતર પડવાથી તેને નીશાન લેવા પુરતી જગ્યા મળી ગઈ. આ પળે મેં વાઘની આંખ, પહેલાં લાલ અને પછી પીળી થતી જોઈ. તેણે એક ભયંકર ઘુરકાટ કર્યો. શીકાર જ્યારે પોતાના હાથમાં હોવાની ખાતરી થઈ જાય છે એવે વખતે વાઘ આવો ઘુરકાટ કરે છે. એ સાંભળતાંવેંત જ શીકારના છક્કા છુટી જાય છે.

મેં નક્કી માન્યું કે હવે ગોરાનું આવી બન્યું. બીજો કશો જ ઉપાય હાથ રહ્યો ન હતો, એટલે મેં તરતબુદ્ધિ વાપરી કિરીટને પેલો 'ભયસૂચક અવાજ' દીધો. બીજી જ પળે કિરીટે આગળ વધી પોતાની સુંઢ નજીકના ઝાડની એક જાડી ડાળમાં ભરાવી, અને મોટા કડાકા સાથે તેને નીચે તોડી પાડી. આથી વાઘ ચમક્યો, અને કડાકો કઈ દિશામાંથી આવ્યો તે જોવા તેણે મોં ફેરવ્યું. હવે તેનું માથું બરોબર મારી સન્મુખ આવી રહ્યું; અને હુમલો મારા પર કરવો, કે પોતાના પહેલાંના શીકાર તરફ ફરવું તેના વિચારમાં તે પળેક થોભ્યો. પણ એ પળ તો મને યુગના યુગ જેવડી લાગી. બીકથી મારૂં શરીર જાણે પાણીપાણી થઈ ગયું. પણ મેં મનમાં વિચાર કર્યો કે જો આમ બીશ તો માર્યો જઈશ એટલે ફરી પાછી મેં દિલમાં હીંમત આણી. કિરીટે પોતાની સુંઢવડે વાઘને પકડવા પ્રયત્ન કર્યો; પણ વાઘે તેની સુંઢપર પંજાવડે ઝાવાં નાખવા માંડ્યાં. એટલે તેનું યે કંઈ ચાલ્યું નહિ. મારી બધી આશા છુટી ગઈ. મોત હવે હાથવેંતમાં હતું.

એકાએક મારી નજર અંદર ગોરા ઉપર પડી. પોતાની ને વાઘની વચ્ચે ખાસ્સી બંદુક વા જગ્યા જોઇ તે બંદુક ઉચકી નીશાન લેતો હતો. આ જોઇ મેં મારી બંસી વડે વાઘના પંજાના હાડકા ઉપર જોરથી મારવા માંડયું. તેણે મારી તરફ ફરી ઝાવું નાખ્યું; પણ મારી કેડે વીંટેલી શાલમાં તેના નહોર ભરાયા. શાલને ચીરાતી સાંભળી મારા મનમાં 'હાશ' થઇ, કેમકે વાઘના નહોર ઠેઠ મારા શરીર સુધી પહોંચી શક્યા નહોતા.

એ જ પળે મેં ગોરાને પોતાની બંદુકની નળી વાઘના કાનમાં ગોઠવતો જોયો. તે પછી શું થયું તે મને યાદ નથી,— સીવાય કે મારા માથા ને મો પર થઇને ગરમ લોહીનો ધધુડો વહેતો હતો! કિરીટ જીવ લઇને નાઠો, અને મેદાન વીંધી સામે છેડે ઝાડીમાં જઇ ઉભો. તેની ગરદનપર થએલા નહોરના ઉઝરડા સી તેને બીજો કશો મોટો જખમ થયો નહોતો. એટલ તો બીજા માણસો પણ આવી પહોંચ્યા, એટલે કિરીટને નીચે ઝુકાવ્યો અને અમે હેઠે ઉતર્યા. ગોરો, વાઘ કેવડો મોટો હતો તે જોવા સારૂ મેદ માં ગયો, ને હું કિરીટને લઇ મારી ભાંગેલી શોધવા ન કળ્યો. ભાણ બુડયે શીકારીઓ વાઘનું ચા ઉતરડી રહ્યા. એ માપ્યું તો પુંછડી બાદ કરતાં ફુટ લાંબું હતું.

હાથી આમ તો જોકે બહુ નિઃસ્વાર્થી પ્રા છે, છતાં તે પણ જ્યારે ચોમેરથી તંગ થ છે ને કશો જ ઈલાજ નથી રહેતો તે ઘડીએ ણસની પેઠે જ સ્વાર્થીપણે વર્તે છે. હું શું કહે માગું છું તે નીચેના બનાવથી તમને વધુ સમજા

એક દહાડો અમારી નદીમાંની એક માલ ભરે હોડીને ઉપલાણ તરફ જવું હતું. પણ પાણીનું ત એટલું હતું કે ભારે મહેનત કરવા છતાં ખારવા તેને એક હાથ સરખી પણ સામે વહેણે હંકા શક્યા નહિ. એટલે છેવટે તેમણે હોડીને ખેંચાવી જવાનું ઠરાવ્યું, અને અમને તેડું મોકલ્યું. હું કિરીટ લઇને ગયો. હોડીને લાંબાં દોરડાં બાંધી કિરીટને તે સાથે જોતર્યો અને કાંઠેકાંઠે હાંકવા માંડયો. અગ કદિ કિરીટ આમ ભાર ખેંચેલો નહિ, એટલે જોઇ મને બહુ ગમ્મત પડી. એણે તો ખુબ જોર આંચકો મારી ખેંચવા માંડયું. આથી દોરડું એટ તો ચસકવા લાગ્યું કે જાણે હમણાં તુટી જશે આંચકો વાગવાથી હોડી પણ હીલોળાઇને એક બા નમી પડી. મને લાગ્યું કે હમણાં ઉંધી વળશે; પ સહેજ માટે બચી ગઇ ને પાછી બીજી બાજુ નમ આમ થવાથી ઉંધી વળવાની બીકે અંદરનાં માણસ બુમાબુમ કરવા લાગ્યા.

પણ કિરીટ તો સાંભળે જ શેનો? બસોએક વાર સુધી તે ખેંચે ગયો, ને પછી એકાએક અટક્યો! સામા પુરનું પાણીનું જોર તો ભારે હતું જ, તેમાં તે આમ અચાનક અટકવાથી વળી પાછો હોડીને આંચકો વાગ્યો, ને અંદરના માણસો બુમાબુમ કરી

ચડ્યા. આવી રીતે પાણીમાં હોડી ખેંચવી હોય ત્યારે તેને જરાપણુ આંચકો ન આવે એ રીતે, ઘણી જ ધીમેથી આછે બળે ખેંચ્યા હોય તો તે સપાટાબંધ સરકાતી આવે. મેં કિરીટને આ વાતની સમજણ પાડી ધીરેધીરે ખેંચવા કહ્યું. એક કલાકમાં તો તે આ રીત શીખી ગયો, ને પછી આખી મુસાફરી રમકડાંની માફક હોડીને સરકાવ્યે આવ્યો. સફર પુરી કરીને અમે કિનારા પર રમતે ચડ્યા. કપિ તો હાથીની પીઠપરથી ઉતરીને કાંઠે કાંઠે આગળ ભાગવા લાગ્યો. મેં કિરીટને તેની પાછળ જ જવાનું કહ્યું. પણ વાંદરાની ઠેકાઠેક પાછળ ઘુમવામાં શું વળ આવે? આ ઘુમાઘણુમાં, અમે ક્યાંથી ક્યાં જતા હતા તેની દિશાનું મને કશું ભાન રહ્યું નહિ, એટલે મેં પ્રાણીઓની જ ચાહશક્તિ અને પ્રેરણા ઉપર આધાર રાખ્યો.

પણ વાંદરાએ અમને ખરેખર ફસાવ્યા જ હતા. અમે એક કલણ–'ભુવા'માં આવી પડ્યા હતા, ને કિરીટ અંદર ગરતો જતો હતો. કલણ એટલે જમીનના ઉપલા પડ નીચે ઢંકાઇ રહેલું પોલાણ. નદીઓમાં પુર આવવાથી અથવા ભરતીઓટ થવાથી પાણીનો પટ વધે છે. આથી કાંઠા ઉપર જ્યાં જ્યાં પાણીનાં વમળ પડ્યાં હોય છે, ત્યાં પાણી ઘુમાઇ ઘુમાઇને ઉંડા ખાડા પડી જાય છે. જ્યારે ઓટ આવે છે કે પાણી ઉતરી જાય છે ત્યારે આ ખાડાઓમાં કીચડ એકઠો થાય છે. સાધારણરીતે કાંઠા પરનો કીચડ સુકાઇ જાય છે ત્યારે તેના પર થઇને માણસો આવજા કરે છે; પણ આવા વમળની જગ્યાએ પડેલા ઉંડા ખાડાની અંદરનો કીચડ સુકાતો નથી; માત્ર તેનું ઉપલું પડ સુકાએલું હોય છે. આથી માણસ તેના પર ભુલથી ચાલતાં અંદર ખુંચી જાય છે. આવાં કલણને 'ભુવા' અથવા 'કોડા' પણ કહે છે. જેમજેમ માણસ તેમાંથી બહાર નીકળવાનો પ્રયાસ કરે છે, તેમતેમ તે અંદર ગરક થતો જાય છે. આવે વખતે માણસે કાંઇ પણ બળ ન વાપરતાં તરત ચત્તા સુઇ જવું, અને સાથે કોઇ માણસ હોય તો તેને દુર રહી કપડું કે દોરડું નાખવાનું કહેવું, અને તે પકડી રાખી પેલા માણસને ખેંચી લેવાનું કહેવું. સાથે કોઇ માણસ ન હોય તો ચત્તા સુઇને પછી આળોટતાં આળોટતાં પણ તે ખાડો ઓળંગી જવાથી બચી જવાય છે.

કિરીટ બહાર નીકળવાને બળ કરતો હતો તેમ તે અંદર વધારે ગરક થતો જતો હતો. આથી તે એટલો ગભરાયો કે કોઇ પણ ઉપાય શોધવા માટે ફાંફાં મારવા લાગ્યો. તેણે કપિને પકડવા પોતાની સુંઢનું ઝાવું નાખ્યું. તેના મનમાં કે આ નક્કર વસ્તુ છે, એટલે તેના પર પગ મુકીને હું બહાર નીકળી જઇશ! પણ એ વાંદરો તે હાથમાં આવે? એ તો ચીચીઆરી કરતો ભાગ્યો ને ઝાડે કુદી બેઠો.

પછી કિરીટે પોતાની સુંઢ ફેરવી પાછળની બાજુએ લંબાવી, ને પીઠ પરની ગાદી ખેંચી કાઢી તેના પર પગ મુકવા ફાંફાં માર્યાં: પણ વ્યર્થ. એટલે તેણે ફરીથી સુંઢ લંબાવી મારા પર ઝાવું નાખ્યું. કોઇ

## આટલું તો આજે જ કરો

આવતા અંકથી 'કુમાર'નું બીજું વર્ષ શરૂ થશે. એ નવા વર્ષમાં અમે વાંચનારાઓને રૂચતા ફેરફારો કરવા માગીએ છીએ. એક આખા વર્ષ લગી તમે 'કુમાર'ના પરિચયમાં આવ્યા છો. એ અરસામાં તમને એમાં શી શી ખામીઓ જણાઇ છે? અથવા કઈ કઇ બાબતો નવી ઉમેરવા જેવી લાગી છે? એ સુધારવા જેવી કે નવી દાખલ કરવા જેવી હકીકતો વીશે તમારી સુચનાઓ તંત્રીને લખી મોકલશો?

ગયા વર્ષમાં અમને છુટક છુટક તો ઘણી સુચનાઓ થઈ છે, પણ 'કુમાર'ના નિયમિત ગ્રાહકોની સુચનાઓને અમે પ્રથમ આદર આપીશું.

આ બાબતમાં અમે દરેકે દરેક ગ્રાહક તરફથી કઈં ને કઇ જાણવાની ઉમેદ રાખીએ છીએ; એટલે સૌ પોતાને લાગ્યુ હોય તે લખી મોકલે. વધુ નહિ તો એક પોસ્ટકાર્ડ પણ ચાલશે. ગયા વર્ષમાં આવેલી કઇ કઇ બાબતો તમને ગમી છે, કઇ કઇ નથી ગમી, અને શું શું આવે તો વધારે ગમે તે અચુક લખી મોકલો.

જરા પણ અચકાતા ના. તમને જે ઠીક લાગે તે સાચેસાચું ને સીધેસીધું લખી મોકલો. તમારી સુચનાઓ પર અમે પુરૂં ધ્યાન આપીશું, અને અમારાથી બની શકશે તેટલો અમલ કરીશું. કારણકે 'કુમાર' અમારૂં નથી પણ 'તમારૂં' છે.

માટે આજે જ એક કાર્ડ લખી મોકલો.

બીહામણો અજગર પોતાના શીકારને ગળવા જતો હોય એવી તેની સુંઢ ધીમે ધીમે વીંટળાતી તેના માથા પર થઇ મારા તરફ લંબાઇ. તેના સ્વાર્થની હવે હદ આવી હતી. પોતાની જાતને બચાવવા ખાતર, પગ તળે મુકવા માટે તે મને પણ પકડવા તૈયાર થયો હતો!

કપિએ આ જોઇને ઝાડની ટોચેથી ચીચીઆરી કરી મુકી. એક ક્ષણમાં હું કિરીટની પીઠ પરથી કુદી દૂર જમીન પર પડયો, ને તરત ત્યાંથી હટી નાઠો. એ તો ચીસો પાડતો ને મદદ માટે ધુમપછાડા કરતો જ રહ્યો. બહાર નીકળવાના દરેક પ્રયત્ને તે વધુ ને વધુ અંદર ખુંચતો જતો હતો. તેનો આગલો ભાગ છાતી સુધી અંદર ખુંચી ગયો હતો, પણ પાછલો ભાગ જરા વધારે બહાર હતો; એટલે તે એવી ત્રાંસી રીતે ખુંચેલો હતો કે પોતાની જાતને ઉચકતાં તેને વધારે મુશ્કેલી પડતી હતી.

હું મદદ લેવા નજીકના ગામડામાં દોડયો. અમે દોરડાં ને પાટીઆં લઇને આવ્યા તે વેળાએ તે આખો હડપચી સુધી ખુંચી ગયો હતો; માત્ર શ્વાસ લેવા માટે તેણે સુંઢ બહાર ઉચકી રાખી હતી. એક જ ઉપાય હાથમાં હતો; અને તે એ કે હાથીને તેના પોતાના જ બળ વડે બહાર કાઢવો. એટલે અમે એક લાંબું દોરડું લઇ સામેના એક ઝાડને થડે બાંધ્યું, ને તેનો બીજો છેડો હાથી તરફ ફેંક્યો. તેણે તે પકડીને જોરથી ખેંચ્યું. દોરડું ચસકવા લાગ્યું. અને હાથીના જોરથી ઝાડ પણ કડાકા કરવા મંડયું. પણ આનું કંઈ બહુ સારૂં પરિણામ આવ્યું નહિ. ત્રાંપિ. પ્રહ્લ્યમાં. ને. પ્રહ્લ્યમાં. જગ્રક. આગળ. સરક્યો આવ્યો હતો, ને તેનો પાછલો ભાગ કાદવમાં વધારે ખુંચ્યો હતો. હવે તે આખો યે ભુવામાં સપડાઇ ગયો.

પણ આથી એક બીજી વાત બની. તેની સુંઢમાં દોરડું આવ્યું, ને તેણે જાણ્યું કે પોતાને ઉગરવાનો એ એક જ રસ્તો છે, એટલે તે દોરડાને કોઇ કાળે છોડે એમ નહોતો: તેને તે જીવની પેઠે વળગી રહ્યો હતો, એટલે હવે તેની નજીક જવામાં ભય નહોતો. તેનો પાછલો ભાગ હજી જરા અદ્ધર હતો, તે તેની નીચે પાટીઆં ગોઠવવાનો અમે વિચાર કર્યો પણ એમાં યે અમે નિષ્ફળ નીવડયા. તેના પગ ખાડાને તળીએ જઇને અડયા હતા. પરંતુ આથી અમ એક નીરાંત થઇ, કે તે હવે વધારે ઉંડો ખુંચી ગુંગળાઇ મરશે નહિ.

એના શરીરનો આગલો ભાગ જો કોઇ પ ઉપાયે ઉચકવામાં આવે, તો પછી બાકીનું શરીર તો એ ખેંચી કાઢી શકશે એમ અમને આશા પડી. પણ તે બને કેવી રીતે? એ મોટા ડુંગરને ઉચકવા માટે બીજો કોઇ હાથી જ હોય તો બને. આમ વિચારી અ આસપાસનાં ગામોમાં હાથીની તપાસમાં નીકળ્યા નસીબજોગે પાસેના જ એક ગામના રાજાને ત્યાંથ એક હાથણી મળી આવી. તપાસ કરતાં એ તે કિરીટની જ મા નીકળી. અમે એ રાજાને ત્યાં એ વેચી હતી. પણ આ ધમાધમમાં સાંજ પડી ગઇ, ને અંધારૂં જામવા લાગ્યું. એટલે અમે કિરીટને ઇશ્વરને ખોળે સોંપી રાત આખી તેને ભુવામાં જ પડ રહેવા દીધો.

બીજે દહાડે સવારે ઉઠીને જોયું તો તે એ જ સ્થિતિમાં હતો. સુંઢમાંનું દોરડું એણે જરા ઢીલું મુકયું હતું ખરૂં, પણ વધારે ઉંડો તે ખુંચ્યો નહોતો. તેને પણ હવે ખાતરી થઇ ગઇ હતી કે અમે તેને બચાવવા માટે જ મથામણ કરી રહ્યા હતા, તેથી હવે તે અમને પોતાની પાસે આવવા દેતો હતો. પાટીઆં ગોઠવી. તેની બરોબર ડમોરી કરી, કિરીટની માને તેની પાસે લઇ જવામાં આવી. તેણે કિરીટની ગરદન આસપાસ સુંઢ વીંટાળી. તેને ઉચકવા માંડયો. પણ થોડો ઉંચો થયો ન થયો, ત્યાં તો તેણે દરદથી બરાડવા માંડયું. કારણકે તેનું ગળું ભીંસાવાથી તેને ગુંગળામણ થતી હતી. આથી તેને છોડી દેવામાં આવ્યો, એટલે વળી પાછો એ ઉંચો થએલો તેટલો અંદર ખુંચવા લાગ્યો, પણ અમે વેળાસર ઝટપટ તેની છાતી અને કાદવની વચ્ચે પાટીઆં ગોઠવી દીધાં.

એ ઉપરાંત, નદી કાંઠે ઉભેલી એક હોડીમાંથી

અમને કોઈએ એક લાંબું અને મજબુત દોરડું આપ્યું, તે પણ અમે ઝટપટ તેના શરીર નીચેથી સેરવી લીધું. પછી તેનો ગાળીઓ કરી સરકણી ગાંઠ બાંધી, અને તેનો બીજો છેડો કિરીટની માના શરીરની આસપાસ બાંધ્યો. તેણે પોતાનામાં હતું તેટલું જોર કરીને ખેંચવા માંડ્યું. એ પણ ભારે જોરાવર નીકળી. જોતજોતામાં તેણે કિરીટનો આગલો ભાગ ખેંચી કાઢી ઉંચો કર્યો અને તેના પગ કાદવપર ખદબદવા લાગ્યા. પણ એટલામાં અકસ્માત દોરડું તુટી ગયું, અને કિરીટના આગલા પગ પાટીઆ ઉપર જઈને પડ્યા. પરંતુ તેના પાછલા પગ વળી પાછા ખુંચવા લાગ્યા. અમારી આવેલી આશા પાછી ઉડી ગઈ. અમે ધાર્યું કે તે પાછો ફસાયો.

પણ અમે કલ્પી એટલી બધી ખરાબ સ્થિતિ નહોતી થઈ, કારણકે બીજું દોરડું સહેલાઈથી નાખી શકાય એટલી જગ્યા હતી. આ વેળા અમે બેવડું દોરડું નાખી તેને મજબુત ગાંઠ વાળી, અને તે ઉપરાંત પેલા ઝાડ સાથે બાંધેલા દોરડાનો છેડો પણ કિરીટની સુંઢમાં ટેકા તરીકે આપ્યો. તે એટલો હતાશ થઈ ગયો હતો, કે હવે તો એ દોરડું પણ લેવાની ના પાડતો હતો. પણ મેં તેને સમજાવીપટાવી શાંત પાડ્યો.

છેવટ તેની માની મદદથી તેણે બળ કરીને પોતાનો પાછલો ભાગ કાદવમાંથી ખેંચી કાઢ્યો, અને એક પછી એક બંને પગ પાટીઆ પર માંડી તે ધીમેથી બહાર નીકળી આવ્યો. ટોળામાં સૌ આનંદથી બુમો પાડી ઉઠ્યા. નક્કર જમીન પર કિરીટને પગ માંડતો જોઈ મને તો એટલો આનંદ થયો કે ન પુછો વાત. કપિ પણ પોતાના દોસ્તને સલામત બહાર નીકળી આવેલો જોઈ ઝાડ પરથી તેની પીઠ ઉપર કુદી આવી બેઠો. પણ અત્યારે કિરીટનો મીજાજ ઠેકાણે નહોતો; તેથી તેણે કપિને ઉથલાવી પાડ્યો.

પહેલું કામ મેં ઝાડની કુણીકુણી ડાખળીઓ તોડી કિરીટને ખવડાવવાનું કર્યું. તે પણ ભુખ્યો ડાંસ હતો, એટલે ઝાપટવા જ મંડી પડ્યો. મને પોતાને તો ખરેખરી શીખામણ મળી ગઈ હતી. વાંદરાની અક્કલ પર આધાર રાખી તેની પાછળ ઘુમવામાં મેં મારા રતન જેવા હાથીનો જીવ જોખમમાં નાખ્યો હતો. ખરે જ, વાંદરાઓમાં અક્કલ હોય તો જોઈએ શું?

[કિરીટની એક બીજી લાંબી મુસાફરીનાં પરાક્રમોની વાત આવતા અંકમાં]

## ફુલપાંદડી *

અહો! કંઈક યુગોથી પ્રકાશ અને અંધકાર વચ્ચે યુદ્ધ ચાલ્યું જતું હતું.

જ્યારે પ્રકાશનો સેનાપતિ સુરજ આવતો, ત્યારે અંધકાર સમુદ્રને તળીએ કે પહાડની એવી ગુફાઓમાં છુપાઈ જતો કે જ્યાં સુરજનાં અણીઆળાં બાણ પહોંચતાં નહિ.

પણ જ્યારે મદોન્મત્ત શ્યામ નિશા પોતાની અંધકારની પતાકા ફરકાવતી ત્યારે પ્રકાશ તારાઓમાં લપાઈ જતો, જ્યાં રાત્રિની વિજયપતાકા ઉડતી નહિ.

અનંતકાળના યુદ્ધ પછી પણ કોઈ જીત્યું નહિ કે હાર્યું નહિ.

હું તેમનું યુદ્ધ જોતો. તેમનું વેર અનંત હતું.

પણ પછી હું ન્યાયાધીશ થયો, અને પ્રકાશ તેમજ અંધકારને મેં આમંત્રણ કર્યું. હૃદયમાં બંનેને સ્થાન આપ્યું, જ્યાં તેમને માટે યુદ્ધ નથી પણ આરામ છે.

હું સર્વને આમંત્રણ કરૂં છું: પ્રભાત કે સંધ્યા, દોસ્ત કે દુશ્મન, શરાબ કે ઝેર, મિલાપ કે જુદાઈ, જીવન કે મૃત્યુ:—હું સર્વને આમંત્રણ કરૂં છું.

પૃથુરાજ શુકલ

*એ નામના વખતમાં જ પ્રસિદ્ધ થનાર પુસ્તકમાંથી.)

અમને કોઈએ એક લાંબું અને મજબુત દોરડું આપ્યું, તે પણ અમે ઝટપટ તેના શરીર નીચેથી સેરવી લાધું. પછી તેનો ગાળીઓ કરી સરકણી ગાંઠ બાંધી, અને તેનો બીજો છેડો કિરીટની માના શરીરની આસપાસ બાંધ્યો. તેણે પોતાનામાં હતું તેટલું જોર કરીને ખેંચવા માંડ્યું. એ પણ ભારે જોરાવર નીકળી. જોતજોતામાં તેણે કિરીટનો આગલો ભાગ ખેંચી કાઢી ઉંચો કર્યો અને તેના પગ કાદવપર ખદબદવા લાગ્યા. પણ એટલામાં અકસ્માત દોરડું તુટી ગયું, અને કિરીટના આગલા પગ પાટીઆ ઉપર જઈને પડ્યા. પરંતુ તેના પાછલા પગ વળી પાછા ખુંચવા લાગ્યા. અમારી આવેલી આશા પાછી ઉડી ગઈ. અમે ધાર્યું કે તે પાછો ફસાયો.

પણ અમે કલ્પી એટલી બધી ખરાબ સ્થિતિ નહોતી થઈ, કારણકે બીજું દોરડું સહેલાઈથી નાખી શકાય એટલી જગ્યા હતી. આ વેળા અમે એવડું દોરડું નાખી તેને મજબુત ગાંઠ વાળી, અને તે ઉપરાંત પેલા ઝાડ સાથે બાંધેલા દોરડાનો છેડો પણ કિરીટની સુંઢમાં ટેકા તરીકે આપ્યો. તે એટલો હતાશ થઈ ગયો હતો, કે હવે તો એ દોરડું પણ લેવાની ના પાડતો હતો. પણ મેં તેને સમજાવીપટાવી શાંત પાડ્યો.

કેવટે તેની માની મદદથી તેણે બળ કરીને પોતાનો પાછલો ભાગ કાદવમાંથી ખેંચી કાઢ્યો, અને એક પછી એક બંને પગ પાટીઆ પર માંડી તે ધીમેથી બહાર નીકળી આવ્યો. ટોળામાં સૌ આનંદથી બુમો પાડી ઉઠ્યા. નક્કર જમીન પર કિરીટને પગ માંડતો જોઈ મને તો એટલો આનંદ થયો કે ન પુછો વાત. કપિ પણ પોતાના દોસ્તને સલામત બહાર નીકળી આવેલો જોઈ ઝાડ પરથી તેની પીઠ ઉપર કુદી આવી બેઠો. પણ અત્યારે કિરીટનો મીજાજ ઠેકાણે નહોતો; તેથી તેણે કપિને ઉથલાવી પાડ્યો.

પહેલું કામ મેં ઝાડની કુણીકુણી ડાખળીઓ તોડી કિરીટને ખવડાવવાનું કર્યું. તે પણ ભુખ્યો ડાંસ હતો, એટલે ઝાપટવા જ મંડી પડ્યો. મને પોતાને તો ખરેખરી શીખામણ મળી ગઈ હતી. વાંદરાની અક્કલ પર આધાર રાખી તેની પાછળ ઘુમવામાં મેં મારા રતન જેવા હાથીનો જીવ જોખમમાં નાખ્યો હતો. ખરે જ, વાંદરાઓમાં અક્કલ હોય તો જોઈએ શું?

[કિરીટના એક બીજી લાંબી મુસાફરીનાં પરાક્રમોની વાત આવતા અંકમાં]

## ફુલપાંદડી *

અહો! કંઈક યુગોથી પ્રકાશ અને અંધકાર વચ્ચે યુદ્ધ ચાલ્યું જતું હતું.

જ્યારે પ્રકાશનો સેનાપતિ સુરજ આવતો, ત્યારે અંધકાર સમુદ્રને તળીએ કે પહાડની એવી ગુફાઓમાં છુપાઈ જતો કે જ્યાં સુરજનાં અણીઆળાં બાણ પહોંચતાં નહિ.

પણ જ્યારે મદોન્મત્ત શ્યામ નિશા પોતાની અંધકારની પતાકા ફરકાવતી ત્યારે પ્રકાશ તારાઓમાં લપાઈ જતો, જ્યાં રાત્રિની વિજયપતાકા ઉડતી નહિ.

અનંતકાળના યુદ્ધ પછી પણ કોઈ જીત્યું નહિ કે હાર્યું નહિ.

હું તેમનું યુદ્ધ જોતો. તેમનું વેર અનંત હતું.

પણ પછી હું ન્યાયાધીશ થયો, અને પ્રકાશ તેમજ અંધકારને મેં આમંત્રણ કર્યું. હૃદયમાં બંનેને સ્થાન આપ્યું, જ્યાં તેમને માટે યુદ્ધ નથી પણ આરામ છે.

હું સર્વેને આમંત્રણ કરું છું: પ્રભાત કે સંધ્યા, દોસ્ત કે દુશ્મન, શરાબ કે ઝેર, મિલાપ કે જુદાઈ, જીવન કે મૃત્યુ:—હું સર્વને આમંત્રણ કરું છું.

પૃથુરાજ શુક્લ

*એ નામના તરતમાં જ પ્રસિદ્ધ થનાર પુસ્તકમાંથી.]